# ઊર્મિ નવરચના

તંત્રી : ઈશ્વરલાલ ઓ. દવે * સંપાદક : જયમલ્લ પરમાર

**એપ્રિલ, ૧૯૫૮**

વર્ષ ૨૯ . અંક ૬ : સળંગ અંક ૩૩૭



**માં કાશ્મીર** ચિત્રકાર : સી. નરેન





‘તમે મારાં નગદ નાણાં છો, હજારી ફૂલ વરોણાં છો,
તમે મારાં દેવનાં દીધેલ છો, આવ્યાં ત્યારે અમર થઇને રહો.’

# 'ભારતી'નાં બાળકો-કિશોરો-પ્રૌઢો માટેનાં પુસ્તકો

**શ્રી ધૂમકેતુકૃત**

| | |
|---|---|
| જ્ઞાનદીપ | ૧.૦૦ |
| જ્ઞાનકુંજ | ૧.૦૦ |
| જ્ઞાનગોષ્ઠિ | ૧.૦૦ |
| બોધકથાઓ ૧–૨ | ૨.૦૦ |
| ચારિત્રકથાઓ | ૧.૦૦ |
| સંસ્કારકથાઓ | ૧.૦૦ |

**સ્વ. ઝવેરચંદ મેઘાણીકૃત**

| | |
|---|---|
| સંત દેવીદાસ | ૧.૨૫ |
| ચપટી ધૂળ | ૧.૦૦ |

**શ્રી ઈશ્વર પેટલીકરકૃત**

| | |
|---|---|
| ગ્રામ સમાજમાળા | ૨.૦૦ |
| રાષ્ટ્રના સેનાનીઓ | ૧.૦૦ |
| રામનામના વેવારિયા | ૧.૦૦ |
| ધર્મદીવડા | ૧.૦૦ |
| સાધુ તો ચલતા ભલા | ૧.૨૫ |
| દુઃખનાં પોટલાં | ૧.૫૦ |

**શ્રી ચુનીલાલ વ. શાહકૃત**

| | |
|---|---|
| અણોજો | ૦.૭૫ |
| ભોળો ખેડૂત | ૧.૦૦ |
| ધરતીને ખોળે | ૦.૮૦ |
| સોનાની કટારી | ૧.૦૦ |

**શ્રી જયમલ્લ પરમારકૃત**

| | |
|---|---|
| આપણાં લોકનૃત્યો | ૧.૦૦ |
| શેખચલ્લી ગ્રંથમાળા | ૪.૫૦ |
| કાઠિયાવાડની વાતો | ૧.૨૫ |
| ગૌડ બંગાળની વાતો | ૨.૫૦ |
| પંજાબની વાતો | ૧.૨૫ |
| બુંદેલખંડની વાતો | ૧.૨૫ |
| રાજસ્થાનની વાતો | ૧.૨૫ |
| ચૌબોલા રાણી | ૧.૨૫ |
| સોના પદમણી | ૧.૨૫ |
| દોલત પરી | ૧.૨૫ |
| વગડામાં વસનારાં | ૦.૮૨ |
| આંગણાંનાં શણગાર | ૦.૮૨ |
| રૂપરૂપના અંબાર | ૦.૮૨ |
| કંઠે સોહામણાં | ૦.૮૨ |
| પ્રેમી પંખીડાં | ૦.૮૨ |
| શેખચલ્લી | ૧.૨૫ |

**શ્રી જીવરામ જોષીકૃત**

| | |
|---|---|
| બોધમાળા | ૪.૦૦ |
| સુબોધમાળા | ૩.૭૫ |
| મિયાંફુસકી | ૬.૦૦ |
| રસકલ્લોલ | ૧.૦૦ |
| દોઢડાહ્યો | ૧.૨૫ |
| ફેરુ વિમાની | ૧.૫૦ |
| બે ચતુર | ૧.૦૦ |
| ચતુર બીરબલ | ૧.૨૫ |

**શ્રી વિનોદિની નીલકંઠકૃત**

| | |
|---|---|
| મેંદીની મંજરી | ૧.૫૦ |

**શ્રી પન્નાલાલ પટેલકૃત**

| | |
|---|---|
| મેથો ગામેતી | ૧.૨૫ |
| બે ભાઈબંધ | ૧.૦૦ |

**સ્વ. રા. વિ. પાઠકકૃત**

| | |
|---|---|
| દ્વિરેફનું વાર્તામધુ | ૧.૦૦ |

**શ્રી રા. ના. પાઠકકૃત**

| | |
|---|---|
| આપણી ધર્મકથાઓ | ૫.૫૦ |

**શ્રી ચુનીલાલ મડિયાકૃત**

| | |
|---|---|
| આંબાનારોપ | ૧.૦૦ |
| ઘીનો દીવો | ૧.૦૦ |

**શ્રી ગુલાબદાસ બ્રોકરકૃત**

| | |
|---|---|
| હરિનો મારગ | ૧.૦૦ |

**શ્રી પીતાંબર પટેલકૃત**

| | |
|---|---|
| નૂતન ભારતનાં તીરથ | ૩.૦૦ |
| કેસૂડાંનાં ફૂલ | ૧.૨૫ |
| ગુપ્તદાન | ૧.૦૦ |

**શ્રી મનુભાઈ જોધાણીકૃત**

| | |
|---|---|
| બાપની આબરૂ | ૧.૦૦ |
| પીળું પાનું | ૧.૦૦ |

**શ્રી શિવુભાઈ ત્રિવેદીકૃત**

| | |
|---|---|
| જંગલનું વેર | ૧.૫૦ |

**શ્રી રમણિક અરાલવાલાકૃત**

| | |
|---|---|
| સાચી જાતરા | ૧.૨૫ |

**શ્રી ઈશ્વરભાઈ પટેલકૃત**

| | |
|---|---|
| શીંગી–શીંગી | ૧.૦૦ |
| સાગરવીર | ૦.૫૦ |

**શ્રી સુન્દરમકૃત**

| | |
|---|---|
| રંગરંગ વાદળિયાં | ૧.૫૦ |

**શ્રી મકરન્દ દવેકૃત**

| | |
|---|---|
| ઝબુક વીજળી ઝબુક | ૧.૨૫ |

**સ્વ. સાને ગુરુજીકૃત**

| | |
|---|---|
| કરુણાદેવી | ૧.૦૦ |
| ગોડ ગોષ્ઠિ | ૧.૨૫ |

**શ્રીકાન્ત ત્રિવેદીકૃત**

| | |
|---|---|
| નેહરુચાચા | ૧.૫૦ |
| વિનોબાજી | ૧.૨૫ |
| જાદુઈ ટાપુ | ૧.૨૫ |
| સાગરના સાહસિકો | ૧.૫૦ |
| અજબ દેશ | ૨.૫૦ |

**પ્રકીર્ણ**

| | |
|---|---|
| મહારાજ ને મહાત્મા | ૧.૨૫ |
| સ્ટાલિન | ૦.૭૫ |
| શંકરાચાર્ય | ૦.૭૫ |
| ચીનનાં બાળકો | ૦.૩૭ |
| ગુંજારવ | ૦.૩૭ |
| ગદલ અને બાદલ | ૦.૬૨ |
| આપણી કહેવતો | ૦.૩૭ |
| સામાન્ય જ્ઞાન નામાવલિ | ૦.૩૭ |
| ગાંધીજી ને બાળકો | ૦.૬૨ |
| ખાનખાનાન | ૦.૫૦ |

## ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિમિટેડ

ફર્નાન્ડીઝ બ્રીજ : ગાંધીરોડ : પો. બૉ. નં. ૭૩ : અમદાવાદ, ૧

કિંમતી બાવન વનસ્પતિમાંથી બનાવેલું

# રામતીર્થ બ્રાહ્મી તેલ



સ્પેશિયલ નં. ૧ (રજીસ્ટર્ડ) આયુર્વેદિક દવા

## મગજ, વાળ અને શરીર માટે અતિશ્રેષ્ઠ

મગજના જ્ઞાનતંતુ તથા શરીરના ક્રિયાતંતુ બળવાન બનાવવામાં, માથાનો દુખાવો મટાડવામાં, આંખની દૃષ્ટિ તેમજ યાદશક્તિ વધારવામાં, ગાઢ નિદ્રા લાવવામાં, ખરતા વાળ અટકાવવામાં, વાળ કાળા, લાંબા અને તેજસ્વી બનાવવામાં, શરીર પર માલીસ કરવાથી ચામડીના રોગો દૂર થઈ શરીરને તાઝગી આપવામાં તથા પુષ્ટ બનાવવામાં ઉપયોગી છે.

## બધી ઋતુમાં બધાને ઉપયોગી : બધે મળે છે

મોટી બાટલી : રૂા. ૪-૦૦ નાની બાટલી : રૂા. ૨-૦૦ સ્થાનિક કર અલગ.
ટપાલથી મંગાવનારે મોટી બાટલી રૂા. ૬-૫૦ નાના બાટલી રૂા. ૪-૦૦
(પોસ્ટેજ પેકીંગ સાથે) પૈસા મનીઓર્ડરથી મોકલવા. વી. પી. પી. કરતા નથી.

# યોગાસન ચિત્રપટ

યોગનાં આસનોના અભ્યાસથી નિરોગી, સશક્ત તથા રોગરહિત રહેવા માટે સારા આર્ટ ગ્લેઝ કાર્ડ ઉપર છપાયેલ, ઘેર સહેલાઈથી કરી શકાય તેવાં અનેક આસનોનો "યોગાસન ચિત્રપટ" (ચાર્ટ) તુરત મંગાવો. કિં. રૂા. ૨-૦૦

પૈસા મનીઓર્ડરથી મોકલો. વી. પી. પી. કરતા નથી.

દરરોજ (રવિવારે બંધ) સવારના ૭ાા થી ૯ાા અને સાંજના ૬ થી ૭ાા શારીરિક, માનસિક આરોગ્ય તેમજ આધ્યાત્મિક ઉન્નતિને માટે યોગના વર્ગો નિયમિત ચાલુ છે. રવિવારે સવારના ૧૦ વાગે અને શનિવારે સાંજના ૬ વાગે જુદા જુદા વિષયો ઉપર વ્યાખ્યાન હોય છે.

## શ્રી રામતીર્થ યોગાશ્રમ

તાર: "PRANAYAM" Bombay–Dadar
દાદર (સેન્ટ્રલ રેલ્વે) મુંબઈ-૧૪.
ટેલીફોન : ૬૨૮૯૯
COTY : SRY 7 COTY : YOG

# 'ભારતી'ની નવી સુંદર નવલકથાઓ

### શ્રી પન્નાલાલ પટેલકૃત

ભાગ્યાનાં ભેરુ ૬.૫૦
ના છૂટકે ૮.૭૫
ફકીરો ૨.૫૦
માનવીની ભવાઈ ૬.૦૦
મળેલા જીવ ૪.૭૫
ભીરુ સાથી ૫.૦૦
વળામણાં ૨.૫૦
સુરભિ ૪.૫૦
પાછલે બારણે ૨.૫૦
યૌવન ૭.૦૦

### શ્રી ચુનીલાલ વ. શાહકૃત

ધર્મભગિની ૫.૨૫
હૈયાની થાપણ ૩.૦૦
અવંતીનાથ ૫.૫૦
સિંધ, તારાં શૌર્યનાં સંભારણાં ૪.૦૦
વિષચક્ર ૫.૫૦
રૂપમતી ૫.૫૦
વિલોચના ૫.૫૦
ભોળો ખેડૂત ૧.૦૦

### શ્રી ઈશ્વર પેટલીકરકૃત

લખ્યા લેખ ૪.૦૦
પંખીનો મેળો અને પાતાળ કૂવો ૫.૫૦
કલ્પવૃક્ષ ૬.૦૦
મારી હૈયાસગડી ૫.૦૦
ધરતીનો અવતાર ૨.૫૦
કળિયુગ ૬.૦૦
મધલાળ ૩.૫૦
આશાપંખી ૭.૫૦
ભવસાગર ૪.૦૦
જનમટીપ ૩.૫૦
તરણા ઓથે ડુંગર ૪.૦૦
કાજળ કોટડી ૩.૫૦
દુઃખનાં પોટલાં ૧.૫૦

### સ્વ. સાને ગુરુજીકૃત

આસ્તિક ૩.૦૦
શ્યામની મા ૪.૫૦
રામનાં રખોપાં ૪.૦૦
પુનર્જન્મ ૩.૦૦
સોન્યામારુતિ ? ૩.૨૫
ક્રાન્તિ ૫.૫૦
મેના ૩.૦૦
કરુણાદેવી ૧.૦૦

### શ્રી ડાહ્યાભાઈ પટેલકૃત

આમ્રમંજરી ૩.૭૫
વનની વાટે ૪.૫૦
દિલાવરી ૨.૨૫

### શ્રી ગુણવંતરાય આચાર્ય કૃત

મંગલસૂત્ર ૫.૫૦

### બાબુભાઈ વૈદ્યકૃત

નંદબાબુ ૩.૭૫
ઉપમા ૫.૦૦

### શ્રી જયમલ્લ પરમારકૃત

અણખૂટ ધારા ૪.૫૦

### શ્રી રા. ના. પાઠકકૃત

જગતનો તાત ૫.૨૫

### શ્રી 'વિશ્વમિત્ર'કૃત

મંગલયાત્રા ૪.૨૫
કોનો વિજય ? ૪.૫૦

### શ્રી રમણીક પટેલકૃત

આંધીનાં એંધાણ ૩.૦૦

### શ્રી ભૂપત વડોદરિયાકૃત

અધૂરાં તપ ૪.૫૦

### શ્રી ભગવતીકુમાર શર્માકૃત

આરતી અને અંગારા ૪.૫૦

### નીરુ દેસાઈ અનુવાદિત

સિદ્ધાર્થ ૨.૫૦

### શ્રી ઉમાકાન્તકૃત

સુષુમણા ૬.૭૫

### શ્રી કૃષ્ણપ્રસાદ ભટ્ટકૃત

ડૉક્ટર નરેન્દ્ર ૩.૦૦

### શ્રી ચંદુલાલ જે. વ્યાસકૃત

રાત્રિનું રહસ્ય ૩.૦૦

### શ્રી પ્રબોધ સન્યાલકૃત

યમુના ૧.૭૫

### શિયારામશરણ ગુપ્તકૃત

ગોદ ૧.૫૦

### પારાશર્યકૃત

ઊર્મિલા ૩.૫૦

### પુષ્કર ચંદરવાકરકૃત

નંદવાયેલાં હૈયાં ૩.૦૦

### અંગ્રેજીમાંથી અનુવાદિત

અહંકાર ૩.૫૦
હીરોશીમા ૧.૭૫
પશુરાજ્ય ૧.૭૫
કાંટાની વાડ ૩.૦૦
અજબ દેશ ૨.૫૦
ઘરને માર્ગે ૪.૦૦

## ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિમિટેડ

ફર્નાન્ડીઝબ્રીજ : ગાંધીરોડ : પો. બૉ. નં. ૭૩ : અમદાવાદ, ૧

# 'ભારતી'ના નવા વાર્તા–નાટક–કાવ્યસંગ્રહો

## વાર્તા-સંગ્રહો

### શ્રી ધૂમકેતુકૃત

| | |
|---|---|
| ચારિત્રકથાઓ | ૧·૦૦ |
| જ્ઞાનદીપ | ૧·૦૦ |
| સંસ્કારકથાઓ | ૧·૦૦ |
| જ્ઞાનકુંજ | ૧·૦૦ |
| જ્ઞાનગોષ્ઠિ | ૧·૦૦ |
| જિબ્રાનની જીવનવાણી | ૩·૫૦ |
| બોધકથાઓ ૧–૨ | ૨·૦૦ |

### શ્રી પન્નાલાલ પટેલકૃત

| | |
|---|---|
| પન્નાલાલની શ્રેષ્ઠ વાર્તાઓ | ૪·૦૦ |
| પારેવડાં | ૪·૦૦ |
| ઓરતા | ૪·૦૦ |
| વાત્રકને કાંઠે | ૩·૫૦ |
| જિંદગીના ખેલ | ૪·૫૦ |
| સાચાં સમણાં | ૩·૫૦ |
| પાનેતરના રંગ | ૩·૦૦ |
| સુખદુઃખના સાથી | ૪·૦૦ |
| લખચોરાસી | ૩·૫૦ |
| જીવોદાંડ | ૨·૫૦ |

### શ્રી ઈશ્વર પેટલીકરકૃત

| | |
|---|---|
| પેટલીકરની શ્રેષ્ઠ વાર્તાઓ | ૪·૦૦ |
| લોહીની સગાઈ | ૩·૫૦ |
| કાશીનું કરવત | ૩·૭૫ |
| લોકસાગરને તીરે તીરે | ૪·૦૦ |
| અભિસારિકા | ૪·૦૦ |
| ચિનગારી | ૩·૭૫ |
| તાણાવાણા | ૩·૦૦ |
| પારસમણિ | ૩·૫૦ |

### ગુલાબદાસ બ્રોકરકૃત

| | |
|---|---|
| હરિનો મારગ | ૧·૦૦ |
| પુણ્ય પરવાર્યું નથી | ૩·૦૦ |

### ચુનીલાલ મડિયાકૃત

| | |
|---|---|
| મડિયાની શ્રેષ્ઠ વાર્તાઓ | ૪·૦૦ |
| શરણાઈના સૂર | ૪·૦૦ |
| પદ્મજા | ૩·૦૦ |
| આંબાના રોપ | ૧·૦૦ |
| ઘીનો દીવો | ૧·૦૦ |

### શ્રી ડાહ્યાભાઈ પટેલકૃત

| | |
|---|---|
| આગમન | ૪·૦૦ |
| શર્મિષ્ઠા | ૪·૫૦ |
| છેલ્લો અભિનય | ૪·૦૦ |
| પદ્માવતી | ૪·૦૦ |
| કલાવતી | ૩·૦૦ |

### સ્વ. રા. વિ. પાઠકકૃત

| | |
|---|---|
| દ્વિરેફનું વાર્તામધુ | ૧·૦૦ |

### શ્રી જયન્ત પરમારકૃત

| | |
|---|---|
| નદીનાં નીર | ૩·૦૦ |
| બીજલેખા | ૩·૨૫ |

### શ્રી ભૂપત વડોદરિયાકૃત

| | |
|---|---|
| જીવનનાં જળ | ૩·૫૦ |
| કસુંબીનો રંગ | ૩·૫૦ |

### શ્રી રમણીક પટેલકૃત

| | |
|---|---|
| ધરતીની પ્રીત | ૨·૫૦ |

### શ્રી બાબુભાઈ વૈદ્યકૃત

| | |
|---|---|
| નિરાંતનો રોટલો | ૩·૫૦ |
| મા વિનાનાં | ૩·૦૦ |

### શ્રી છોટુભાઈ પટેલકૃત

| | |
|---|---|
| કંકુનાં પગલાં | ૩·૦૦ |



## નાટક-સંગ્રહો

### શ્રી રંભાબેન ગાંધીકૃત

| | |
|---|---|
| પરણું તો એને જ | ૩·૫૦ |
| રોજની રામાયણ | ૩·૦૦ |
| દેવ તેવી પૂજા | ૩·૫૦ |
| પ્રણયના રંગ | ૨·૦૦ |

### શ્રી પન્નાલાલ પટેલકૃત

| | |
|---|---|
| મળેલા જીવ | ૨·૫૦ |
| જમાઈરાજ | ૨·૫૦ |

### શ્રી જયમલ્લ પરમારકૃત

| | |
|---|---|
| ભૂદાન | ૨·૦૦ |

### શ્રી બાબુભાઈ વૈદ્યકૃત

| | |
|---|---|
| પ્રેરણા | ૨·૫૦ |
| એ આવજે | ૧·૫૦ |
| ખાનદાન ને લોકશત્રુ | ૪·૫૦ |

### શ્રી ચંદ્રવદન મહેતાકૃત

| | |
|---|---|
| રંગભંડાર | ૪·૫૦ |
| શિખરિણી | ૧·૫૦ |



## કાવ્ય-સંગ્રહો

### શ્રી મકરન્દ દવેકૃત

| | |
|---|---|
| ગોરજ | ૨·૫૦ |
| ઝબુક વીજળી ઝબુક | ૧·૨૫ |
| તરણાં | ૨·૫૦ |
| જયભેરી | ૧·૨૫ |

### શ્રી રસિકલાલ છો. પરીખકૃત

| | |
|---|---|
| સ્મૃતિ | ૩·૦૦ |

### શ્રી શેખાદમ આબુવાલાકૃત

| | |
|---|---|
| ચાંદની | ૧·૦૦ |

### શ્રી રમેશ પાઠકકૃત

| | |
|---|---|
| લગ્નગીતો | ૧·૨૫ |
| વિરહગીતો | ૦·૨૫ |
| આપણાં હાલરડાં | ૧·૦૦ |

### પ્રકીર્ણ

| | |
|---|---|
| ગાંધીગીતો | ૩·૦૦ |
| ડમરો ને તુલસી | ૨·૦૦ |
| નીલધરા | ૧·૫૦ |
| પ્રયાણ | ૨·૫૦ |
| ઇલાકાવ્યો | ૪·૦૦ |
| ઉર્વશી ને યાત્રી | ૨·૦૦ |
| મહેનતનાં ગીતો | ૦·૧૨ |

**ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિમિટેડ**

ફર્નાન્ડીઝ બ્રીજ : ગાંધીરોડ : પો. બો. નં. ૭૩ : અમદાવાદ, ૧

અંક ૧ : એપ્રિલ '૫૮
સળંગ અંક : ૩૩૭
સમાજમાં સંસ્કાર અને



'ઊર્મિ' : વર્ષ ૨૯
'નવરચના' : વર્ષ ૨૩
સાહિત્ય પ્રેરતું સામયિક

## ક્રમ



## સૂચના


* લવાજમ વરસનું : સાડાસાત રૂપિયા. વિદેશમાં દશ રૂપિયા (શિ. ૧૫)
* દર માસની ૧લી તારીખે નિયમિત પ્રગટ થાય છે.
* વરસમાં એપ્રિલ, જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે.
* વી. પી. થી લવાજમ વસુલ કરવામાં જે વધારાનો ખર્ચ થાય છે એ ગ્રાહકે જ ભોગવવાનો હોય છે એટલે, લવાજમ પૂરું થયાની નોટિસ મળે ત્યારે ગ્રા. નં. અને પૂરા સરનામા સાથે કૃપા કરીને મનીઑર્ડરથી જ લવાજમ મોકલી આપવું.
* નમૂનાનો અંક મંગાવતી વખતે ૭૫ નવા પૈસાની ટિકિટો બીડવી જરૂરી છે. મફત અંક કોઈને મોકલાતો નથી.
* દરેક જાતના પત્રવ્યવહારમાં ગ્રા. નં. લખવો ખાસ જરૂરી છે.
* અસ્વીકૃત લખાણ પાછું મેળવવા જરૂરી ટિકિટો ચોટાડેલું ને સરનામું કરેલું પરબીડિયું બીડવું જરૂરી છે. એ સિવાયનાં અસ્વીકૃત લખાણો પંદર દિવસ પછી રદ કરાય છે.
* જાહેરખબરના દર, લવાજમ મોકલવાનું, લખાણો મોકલવાનું અને બીજા દરેક જાતના પત્રવ્યવહારનું સરનામું :–

ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિ.
ફર્નાન્ડીઝ બ્રીજ : ગાંધીરોડ
પો. બૉ. નં. ૭૩ : અમદાવાદ, ૧


પ્રકાશક : ઈશ્વરલાલ મો. દવે, ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિ., ફર્નાન્ડીઝ બ્રીજ, ગાંધીરોડ, અમદાવાદ.
મુદ્રક : કાંતિલાલ ડાહ્યાભાઈ પટેલ, મંગલ મુદ્રણાલય, રતનપોળ, અમદાવાદ.

# નવચેતના

ગાંધીજી

## પરસ્પરાશ્રિત

આપણે ખાઈએ છીએ તે ઘઉં બીજા કોઈકે પેદા કર્યા છે, દુકાનદારે નહીં. વિચાર કરો કે, તે જો પૈસાના બદલામાં આપણને ઘઉં ન આપે તો આપણે શું કરીએ? અને કોઈએ ઘઉં પેદા કરી લીધા તો તેને માટે ઓજારો કોણે બનાવ્યાં હતાં? આપણે એકબીજાના આશ્રિત છીએ. વેદની દૃષ્ટિથી વિચાર કરીએ તો આપણે એક જ છીએ. એટલું જ નહિ, આપણે જેને જડ પદાર્થ કહીએ છીએ—જેમ કે લાકડાં વગેરે—તે અને આપણે એક સમાન જ છીએ. બધાં એક જ જમીનમાંથી પેદા થયાં છીએ. જે સેવાભાવથી પરાવલંબી બને છે, તે સ્વાવલંબી છે. પણ જે સેવા કરતાં કશું કષ્ટ પડતાં બીજાઓ તરફથી મદદ ન મળવાથી નારાજ થાય છે તે પડે છે.



તંત્રી: ઇશ્વરલાલ મો. દવે •• સંપાદક: જયન્ત પરમાર




### યંત્ર, તંત્ર ને મન્ત્ર

માનવીને યંત્ર પાસે મોકલી આપણે યંત્રયુગ લઈ આવ્યા. હવે એને પાછો વાળવા પ્રયાસો થાય છે તે નિરર્થક છે. યંત્ર વિના એને ચાલી શકવાનું નથી. એને પાછો વાળવો હોય તો એની સાથે યંત્ર પણ એને પહોંચતું કરવું જોઈશે.

યંત્રયુગમાંથી અણુયુગ ઊગી ચૂક્યો છે અને જોત જોતામાં એની વ્યાપક અસર જગતભરમાં ફેલાઈ જશે. યંત્ર જો સમાજને સો વર્ષ ઘેરી લઈ શક્યું તો અણુ સાથેનું યંત્ર દશ વીશ વર્ષમાં માણસને મહાત કરી જશે. એની પકડ પણ સામાન્ય યંત્ર કરતાં વધારે ભીષણ હશે.

યંત્રમાં દોષ નથી. એ વસ્તુનું રૂપાંતર કરનારું સાધન છે, શક્તિને કામે લગાડવાની વ્યવસ્થા છે. એમ તો એ માનવીની મદદે રહી શકે એવું છે. પણ એની કાબેલીયત એવી વધી ગઈ છે અને શોધનાર ને વાપરનાર માનવી ઉપર એનું પ્રભુત્વ વધતું જાય છે. એની અસર વડે માનવીનો સ્વભાવ બદલાય છે અને સમાજના રિવાજો પલટાય છે. જીવનના હેતુઓ અને વ્યવસ્થા ઉપર એનો પંજો પડે છે. આપણી ભાવનાઓને એ દોરવી શકે છે ને શ્રદ્ધાઓ બદલાવે છે.

પંચવર્ષી યોજનાઓ આપણે ત્યાં આગળ વધી રહી છે. ને એનાં ફળ ભોગવવાનાં બહુ આઘે નથી. એ યોજનાઓનો પાયો યંત્ર દ્વારા વધારે ઉત્પાદન ઉપર નીર્ભર છે. એક કારખાનામાંથી બીજાં અનેક કારખાનાં થવાનાં જ છે. યંત્રોની બોલબાલા ઝડપભેર આવી રહી છે.

આ યંત્ર-ઉદ્યોગો પહેલાં તે શહેરોમાં જામશે. પણ પછી તો બીજે જ્યાં લઈ જઈશું ત્યાં એ શહેર ઊભું કરી દેશે. કારણ કે યંત્ર ને તંત્ર બંનેને બનતી રાશ છે. એક હોય ત્યાં બીજું જામી પડવાનું અને શહેરો એ જટિલ તંત્ર વડે જ જામે છે ને નભે છે. આપણે યંત્રો આગળ પરવશતા અનુભવીએ છીએ ત્યારે એની સાથે તંત્ર સામેની લાચારી પણ રહેલી હોય છે. માણસનું મન અને એનો મન્ત્ર આ બન્નેના હુમલા સામે ટક્કર ઝીલી નથી શકતો.

સારું એ છે કે માણસને જ્યારે યંત્ર સોંપીએ ત્યારે એ એના ગજા પ્રમાણેનું હોય. એને તંત્ર આપીએ તે પણ નાનું હોય. એની નજર ફરી શકે, એનું મન પહોંચી શકે, એની બુદ્ધિ ગ્રહી શકે, અને એ પછીયે એને નિરાંત રહે એવું યંત્ર. એની જરૂરો પૂરી પાડે એવું યંત્ર ખરું પણ એ સમજવા, એ ચલાવવા, એના ઉત્પાદનને ઠેકાણે પાડવા, એ પાછો સમર્થ રહે એવું યંત્ર. બીજાં યંત્રથી કે યાન્ત્રિકોથી ઓછામાં ઓછું પરાવલંબી રાખે એવું યંત્ર. ગુલામીમાં રાખે નહિ ને રહે નહિ એવું યંત્ર. શું આવું આપણે નહિ ઉપજાવી શકીએ ?

શા માટે યંત્ર ચલાવવા માણસે ઘર છોડવું જોઈએ ને શા માટે એણે એનું તંત્ર વેઠી લેવા અનેક અપમાન ગળવાં જોઈએ ? શા માટે માણસે દિનસે દિવસે નિષ્ણાત તરીકેના અસાધારણ જીવન તરફ દોટ મૂકવી જોઈએ ? શા માટે એણે કાયમના ફીકરમંદ રહેવું પડે, ઊતાવળા ને રઘવાયા બનવું પડે ?

આ યંત્રે આવીને માણસનું વાત્સલ્ય હરી લેવા માંડ્યું છે. એની દુઃખ કે દર્દથી જાગતી માનવતા ભૂલાવા



માંડી છે. એની શ્રદ્ધા ઝાંખી કરી છે. એનું મનન ને ચિંતન ઘટાડી ગણતરીઓમાં ડૂલ કરવા માંડ્યો છે. એ ઉતાવળીયા સ્વભાવનો થયો છે, ઉડાઉ બન્યો છે, તુમાખી થયો છે. ને લાચાર પણ બન્યો છે. એનો આનંદ પ્રાકૃત થતો જાય છે. પરગજુ મટી સ્વાર્થી બને છે. આ યંત્રે એને કુટુંબથી વિખુટો પાડ્યો છે, એનો વિશ્વાસ ડગ્યો છે. એની નીતિ છૂપાવવાની રહી છે.

ભલે માનવી નવી શોધખોળો કરી સર્જન કરે. ભલે એ વિરલ સાહસો કરે. ભલે એ વધારે આરોગ્ય જાળવે અને વધારે લાંબુ જીવી શકે. છતાંયે આ રીતે તો એનો પરિપાક જોખમમાંજ રહે છે. જ્યાંથી પ્રતિભા ઊગી છે, વ્યક્તિત્વ ઘડાયું છે, સર્જન ખીલ્યું છે—એવાં મૂળ યંત્રો પાસે કે તંત્રો પાસે નથી. અને આપણે એ મૂળ સાવ ગુમાવી બેસીએ ત્યાં સુધી નવી દોડ ચાલુ રાખીએ એ પણ કેવું ?

આપણે ઉદ્યોગોને નાના બનાવી કાર્યક્ષમ યંત્રોને માનવી કને એને ઘેર પહોંચાડી શકીએ તો માનવી વધારે સારી રીતે નહિ જીવે ? તે પછી યંત્ર ને તંત્ર ઉપર આપણા મન્ત્રનો કાબુ નહિ બેસી શકે ? અણુયુગ આવે તે પહેલાં એટલું વિચારી લેવું જોઈએ કે આપણે માણસો ને એકલાં શરીર નથી, એકલી જરૂરિયાતો નથી. આપણી પાસે મન છે અને એની વિશુદ્ધિ જાળવવા જેવી છે, કારણ કે એ જિંદગીનો હેતુ છે.

### યુદ્ધ જશે ત્યારે

ઘણાને વિશ્વાસ પડતો નથી કે જગતમાંથી યુદ્ધ કોઈ કાળે ટળે. જાણે એ માણસને માથે જડેલું છે. જાણે આપણા ભાવિની ગતિ ઉપરનું એ ગેબી દબાણ છે. કહે છે કે માનવીના મનની અંદર ચાલતાં સતત યુદ્ધો નહિ ટાળી શકાય તો પછી એના પડઘા જેવાં આ બહારનાં યુદ્ધો ક્યાંથી ટાળી શકાય ?

કોઈ કાળે નહોતી થઈ એવી યુદ્ધબંધીની ઇચ્છા જગતે હમણાં કરી છે. એ ઇચ્છા વ્યાપક બની છે, એણે જોર દાખવ્યું છે. નાની પ્રજાઓ, નવીન રાષ્ટ્રો, પછાત દેશો એ સહુ તો યુદ્ધનાબુદીને ઝંખે પણ હવે મોટા ને સમૃદ્ધ દેશો પણ એ વાત જાહેર કરતાં ગૌરવ લે છે. રાષ્ટ્રસંઘને બારણે એનો પોકાર પહોંચ્યો છે. પછી કોને ખબર કે ફળે કે ના ફળે !

કહે છે કે ભયંકર શસ્ત્રોની શોધ એ યુદ્ધનાબુદીની હવા પેદા કરનારું કારણ છે. પહેલાં વિશ્વયુદ્ધ વખતે વિમાનમાંથી બોંબમારાની શક્યતા જોઈ એવી આગાહીઓ ત્યારે થયેલી પણ ખરી. અને છતાં બીજું વિશ્વયુદ્ધ વધારે ઉગ્ર થયું. વળી આગાહીઓ ચાલી ને નવાં શસ્ત્રોનો ડર લાગે તેથી યુદ્ધબંદીની હવા ફેલાય એમ મનાયું. પણ ડરમાં એવી ધનશક્તિ નથી કે જગતમાં નવું બળ પેદા કરી આપે. એમાં તો કમજોરી છે.

એટલે યુદ્ધનાબુદી થાય તો ડરને લીધે નહિ, શાંતિની ઇચ્છાને લીધે જ સંભવે એ નિઃશંક છે.

ને યુદ્ધ ટળે તો આપણે શું પામીશું ? એવી કઈ આશા ને મહેચ્છા છે જે યુદ્ધને લીધે રોકાયલી પડી છે ?

શાંતિમાં આપણે કઈ સિદ્ધિઓ મેળવી શક્યા છીએ કે એની ઝંખના કરીએ છીએ ? શું યુદ્ધ એ સર્જનનો પ્રસવકાળ નથી ? શું પ્રતિકાર વિના, અનિવાર્યતા વિના, માણસે હીર ઝળકાવ્યું છે ખરું ? માનવીના ઉત્તમ ઉત્તમ ગુણો એના સંકટમાં ઊઘડ્યા છે કે એની નિવૃત્તિમાં ?

યુદ્ધની ચાબૂક વડે માણસ ભલે દોડ્યો હોય તોયે એ દોડ અણધારી છે, લક્ષ્ય વિનાની છે. એથી જે મળ્યું છે તેનું મૂલ્ય ઘણું છે પણ આપણે તે વસૂલ આપવું પડે છે. એ સ્થિતિ ઉપજેલી છે, પ્રાપ્ત કરેલી નથી. અને એટલે યુદ્ધવાટે માનવી જે મેળવતો હોય તે એને પથ્ય આવવાનું નથી.

ત્યારે યુદ્ધ ભલે જાય એવી ઇચ્છા કરતી વખતે એને કાઢીને શું મેળવીશું તે તરફ આપણું ધ્યાન વળે તો સ્પષ્ટ છે કે યુદ્ધને કાઢવાનું એમાંથી જ મોટું બળ આવી મળે.

માણસનું સાઠ સિત્તેર વર્ષનું આયુષ્ય, એના અંગની ખોડ ખાંપણો ને શિથિલ ઇન્દ્રિયોની લાચારી, વ્યાધિ અને બુઢાપાનાં આક્રમણ—એની સામે માનવીને ટક્કર લેવી છે. જે જ્ઞાન એણે ઊભું કર્યું છે તે મેળવ્યું







કે તરત એને જવું નથી. એમાં ઉમેરો કરવો છે, એ અનુભવનો લાભ ભોગવવો છે. રૂપે રંગે સોહામણા થવું છે, આરોગ્યે ને શક્તિએ પ્રવૃત્ત રહેવું છે, તેજસ્વી થવું છે.

એને નિડર થવું છે. હજુ તો એણે પોતાના બાંધવો સાથે દોસ્તી કરી નથી ત્યાં પશુપંખી ને જળચરનો મિત્ર તો એ ક્યાંથી બન્યો હોય! એ પોતાનો ભોમિયો બની રહે પછી જીવમાત્રનો રસિયો ને ભેરુ થવાનો. ત્યારે પદાર્થમાત્રનો એ પ્રેમી બને અને કંકરમાં શંકર જોતો થાય. ત્યારે પ્રકૃતિમાંથી રહસ્યો ખેંચીને કાઢવાં ના પડે, આપોઆપ પ્રગટ થતાં રહે. ત્યારે એ ધરતીતલ ઉપર, આકાશમાં ને જળમાં વિચરતો હશે, અંતરીક્ષમાં એનાં સમાગમો હશે, વિરાટમાં એ વિહરતો હશે. ત્યારે માનવીમાં ઈશ્વરનો એક અંશ નહિ, દશ અંશ પ્રકાશી રહ્યા હશે. એની અંદરથી અણકલ્પેલી એવી શક્તિનો પ્રભવ થવાનો. ત્યારે મનનાં યુદ્ધો મટશે નહિ તો ઘટશે તો ખરાં જ— ત્યારે તંગીઓ નહિ, લાચારી નહિ, આધિપત્ય નહિ, તુમાખી નહિ; પછી ઇચ્છાઓ બહેકીને કેટલે જશે? યુદ્ધ જશે ત્યારે? ત્યારે આખું વિશ્વ ઉમંગે ચડશે. યુદ્ધ ઉપરનો વિજય એ માનવીની પહેલી સિદ્ધિ ગણાશે, જેમાંથી એક નવી પરંપરા પ્રગટશે, એની વિશુદ્ધિની, એના ઉત્કર્ષની, એની મહેચ્છાની, એની શક્તિની.

આજે થાય કે કાલે થાય, યુદ્ધ જવાનું છે. એક સંહાર કરીને જાય કે બચાવીને જાય—એના દિવસ ભરાઈ ચૂક્યા છે. માનવીએ ઇચ્છા કરી છે ને તે ફળવાની છે. યુદ્ધે જે માનવી અને જે વિશ્વ ઢૂંપાવી રાખ્યાં છે તેના ઉપરથી પડદો ઊંચકાવા લાગ્યો છે, ને એમાંથી જે દર્શન સાંપડે છે તે કેવું મનોહર છે, કેવું દ્યોતક છે!

### લોહી-આંખનાં દાન

દાનપુણ્યનો મહિમા આ દેશમાં એક રીતે ઘણો છે કારણ કે એ વડે પોતાનું કર્તવ્ય બજાવ્યાનો સંતોષ મળે તે કરતાં એમાંથી સ્વર્ગનાં પગથિયાં વહેલાં ગોઠવાય એવો ભ્રમ ઘર કરી ગયો છે. આ માન્યતાને લીધે બ્રહ્મભોજન, ગૌદાન ને મંદિરનાં બાંધકામ તરફ નજર રહેતી. જો કે લોકોપયોગી કામ પણ થયાં છે. તળાવના આરા, કૂવાનાં ચાળાં, ધર્મશાળા, વૃક્ષારોપણ એવાં સાર્વજનિક ઘણાં કામો હજુ મોજુદ છે. પછી એમાં રૂપાંતર થયું ને નિશાળો, દવાખાનાં, પુસ્તકાલયો વગેરે કામો તરફ લોકોની નજર વળી. એકંદરે વ્યક્તિને જ જેથી આવતા જન્મે લાભ મળે એવાં કામ ઘટ્યાં ને સાર્વજનિક ઢબે દાનપુણ્ય થવા લાગ્યાં.

પરંતુ, કલ્યાણ રાજ્ય ચાલુ થયા પછી સાર્વજનિક પ્રવૃત્તિ સરકાર હસ્તક ગઈ. જો કે આપણું રાજ્ય હજુ નવું-સવું છે એટલે એની તંગીઓ ઘણી છે. એ અરસામાં સરકારને લોકોની મદદ અને દાનપુણ્ય ખપે એ સ્વાભાવિક છે. પરંતુ, ધીરે ધીરે આપણે દાનપુણ્ય માટે સાર્વજનિકને બદલે હવે વ્યક્તિની જરૂરીઆતો તરફ ઢળવાના. ધાર્મિક સંસ્થાઓ ધારે તો લોકનાં દાનપુણ્યના વહેણ માટે સારું સાધન થઈ શકે. પરંતુ, મંદિરો અને સંપ્રદાયોને કોઈ પ્રવૃત્તિ ગમતી નથી, એટલે લોકોના વતી દાનપુણ્યનું કામ એ નહિ ઉપાડે. શ્રી રામકૃષ્ણના મઠ ને સેવામંડળો આવી પ્રવૃત્તિ રાહત કામકાજ તરીકે ચલાવે છે, પણ એ અપવાદરૂપે. ગુજરાતમાં એ સંસ્થાનો પગ હજુ દૃઢ નથી થયો.

વ્યક્તિઓને મદદરૂપ થાય એવું દાન ઇસ્પિતાલોને ખપે છે, અને તે પૈસાનું નહિ પણ લોહી-આંખનું. એ દાન ગરીબમાં ગરીબ પણ આપી શકે છે, અને તેમ કરતાં એને તો કંઈ જ ગુમાવવાનું હોતું નથી. ઇસ્પિતાલો પાસે લોહીનો સારો પુરવઠો હોય તો એનો સમયસરનો ઉપયોગ કરી જોખમમાં આવેલી જિંદગી બચાવી શકે. આ પ્રકારના દાનમાં દાન આપનાર અને લેનાર પ્રત્યક્ષ થતા નથી, ઋણ ચડતું નથી. અને છતાં સહુને ફાયદો પહોંચે છે.

લોહીના જેવું આંખનું દાન છે. શબને બાળે તે વખતે આંખ પણ બળવાની છે ને દાટે તો દટાવાની છે.





એમ ન કરતાં મરણ પહેલાં યોગ્ય દાક્તરી ઢબે એ કાઢીને સાચવી શકાય તો એથી નહિ દેખી શકનારને આ દુનિઆ જોવાની તક મળે છે. જે રત્ન પ્રકાશ આપી શકે તે શા માટે વેડફી નાખવું ?

લોહી અને આંખ એ નવા પ્રકારનાં દાન છે. બંનેથી બીજાનું હિત સધાય છે, આપણું કે ઓછું થતું નથી. ભિક્ષુક પણ આવાં દાન કરી શકે, કદાચ એ રીતે ધનિકને પણ મદદરૂપ થઈ શકે છે.

**પછાત જાતિનું લેબલ**

પછાત કોમ અને સ્ત્રીઓ પ્રત્યે આપણે ન્યાયબુદ્ધિથી વર્તવું છે. જે તકો એમને વર્ષો સુધી મળી નથી તે સહેલાઈથી મળે એમ કરવું છે. કાયદેસરના અંતરાય તો હવે રહ્યા નથી. ને રિવાજોનાં વિઘ્ન પણ ઘસાવા માંડ્યાં છે. એટલે જેમણે લાયકાત મેળવી હોય તેમને માટે સૌ સરખું સ્થાન છે.

એમને ઉત્તેજન મળે તો લાયકાત પ્રાપ્ત કરતાં સુધી મળે. તે પછી ભલે એ જીવનના ઘર્ષણનો અનુભવ કરે. પછાત જાતિ હોવાથી જો તેઓ એક રીતે ઈનામની આશા રાખતા થાય તો એ એમનો વિકાસ રુંધવા જેવું થયું. પેલું પછાતપણું આકર્ષક થઈ પડવાનું, એને છોડવાનું એમને મન નહિ થાય.

લોકશાહીમાં સહુને સંતોષવાં પડે છે એ એક લાચારી છે. સુધરાઈમાં જેમ કોમનું પ્રમાણ જોવાય છે તેમ પ્રધાનમંડળમાં જિલ્લા અને પ્રદેશોનો ખ્યાલ કરવો પડે, ઉત્તર દક્ષિણનો પ્રશ્ન સાચવવો પડે એ ડંખે એવી બિના છે. લાયકાતને કોરાણે મૂકીને આવાં ધોરણો જાળવવાની પ્રથા પડતી હોય ત્યારે આપણે ચેતવું જોઈએ.

પછાત જાતિઓને આપણે હમેશાં પછાત નથી રાખવી. એમને આગળ આવવા સારી તક આપીશું. પણ જે વિષય ઉપર એમનો કાબૂ ના હોય ત્યાં અધિકાર સોંપવા કેમ જવાય ? જ્ઞાતિઓનાં લેબલ જવા માંડ્યાં છે તે અરસામાં પછાત જાતિનું લેબલ પણ ઉખેડી નાખવું સારું. એને ઈનામ વડે આકર્ષક તો ના જ કરાય.

**વિદ્યાર્થીને દાન ન નહિ પણ મદદ**

વિદ્યાર્થીઓને આર્થિક સહાય કરવા માટે વ્યક્તિઓએ અને સમાજે વિવિધ પ્રયત્નો કર્યા છે. ફી આપી, ચોપડીઓ આપી, છાત્રાલય બાંધ્યાં, રોકડ રકમ આપી, ઊંચા માર્ક લાવ્યા બદલ ઈનામ વહેંચ્યાં. આમ વિદ્યાર્થીને ટેકો તો મળ્યો. પણ એ રીતે વિદ્યાર્થીને જે સહાય થવી જોઈએ તેમાં સારી પાકી વ્યવસ્થા ન થઈ શકી.

વિદ્યાનગરની કોલેજોમાં આ વખતે એવો નિર્ણય લેવાયો છે કે વિદ્યાર્થીઓને શિષ્યવૃત્તિઓને બદલે લોનની સગવડ આપવી. જે પૈસા વિદ્યાર્થીને આપવામાં આવે અને એ સ્વીકારે તે એણે ભણી રહ્યા પછી પાછા વાળવાના રહેશે એક વર્ષનો ગાળો પણ રાખ્યો છે ને હપ્તા પણ રાખ્યા છે. જેમ એને સહાય મળી તેમ એ જ નાણાં બીજા વિદ્યાર્થીઓને ખપ લાગે એવી એમાં જોગવાઈ છે. દેખીતું છે કે આ પદ્ધતિ રાખવાથી વધારે વિદ્યાર્થીઓને વધારે રકમ પહોંચાડી શકાય. જો કોલેજો આ પદ્ધતિ સ્વીકારે તો કેળવણી મંડળો ને ટ્રસ્ટોને તેમ કરતાં કોઈ વાંધો ના હોઈ શકે. એમણે નિયમોના જરૂરી ફેરફાર કરી વિદ્યાર્થીઓને વધારે રકમ મળે તેવી વ્યવસ્થા ચાલુ કરવી જોઈએ. થોડી થોડી કે ગજા પ્રમાણેની સહાયથી કામ સરતું નથી. ટૂંકે દોરડે ઘડો કૂવામાં પહોંચતો નથી. અને મદદ લીધેલા વિદ્યાર્થીઓમાં લઘુગ્રંથિ થાય એ વિશેષ.

'લોન'ની પ્રથા ચાલુ થશે તો વિદ્યાર્થીઓને સારી મદદ થશે અને પોતાના જેવા બીજા વિદ્યાર્થીઓ પ્રત્યે સહાનુભૂતિ રાખવાની સમજ પણ આવશે.

*

**રાવળસાહેબનું બહુમાન**

ઊર્મિનાં વાચકોને વર્ષોથી 'ગ્રંથસમીક્ષા' મારફત ગ્રંથોનું આલોચનાત્મક પાન કરાવતા અ. મ. રા. તે આપણા વિદ્વાન વિવેચક અને અમદાવાદની ગુજરાત કોલેજના ગુજરાતીના અધ્યાપક શ્રી અનંતરાય મ. રાવળ. ૧૯૫૫નો રણજીતરામ સુવર્ણચંદ્રક તેમનાં વિવેચનો માટે તેમને એનાયત કરીને વિદ્યાસભાએ તેમનું જે બહુમાન કર્યું છે તે માટે આખા ગુજરાતે ગર્વ લેવા જેવું છે. વિવેચકમાં સહેજે આવી જતી કડવાશ આપણા આ વિવેચકમાં ક્યાંય નથી દેખાતી એવા સરળભાષી રાવળસાહેબને મળેલા આ બહુમાન માટે અંતરનાં અભિનંદન.

પંડિત સુખલાલજી

# બે જીવન પ્રસંગ

આપણા પ્રજ્ઞાચક્ષુ વયોવૃદ્ધ પંડિતજીને તો સહુ ઓળખે જ છે. તેમના જીવનમાંથી પ્રસંગ લખાય તે પણ એટલા જ રસપૂર્વક વંચાય. અહીં આપેલા બે પ્રસંગો એવો જ સુખદ અનુભવ કરાવે છે જે દરેકને એક સરખો પ્રેરક અને આસ્વાદ્ય લાગે.........

મારા જીવનમાં અનેક પ્રસંગો એવા છે જે મારાથી કદી ભુલાતા જ નથી. ભૂતકાળના જીવનને સ્મરણમાંથી ભૂંસી શકાતું નથી. અહીં હું એમાંથી બે જ પ્રસંગનો નિર્દેશ કરીશ.

લગભગ ૬૩ વર્ષ પહેલાંની વાત છે. હું તે વખતે દેખતો. ગુજરાતી નિશાળમાં ભણી રહેવા આવ્યો હોઈશ. હજારેક માણુસની વસ્તી-વાળા એ નાના ગામને પાદર, ઝાડોની ઘટાવાળા તળાવને કિનારે, ધર્મશાળા બંધાવાની હતી. બંધાવ-નાર હતા પરમાર ગરાસિયા જીજીભાઈ ભગત. પાયો ખોદાતો. એવે વખતે ગિરનારથી એક સંત પધારેલા. લોકો દર્શન માટે ઊભરાવા લાગ્યા. અનેક છોકરા-ઓની પેઠે હું પણ દર્શને ગયો.

હનુમાનની જગ્યામાં એ હનુમાન-દાસ નામે ઓળખાતા સંત જમીન ઉપર પલોઠી વાળી બેઠેલા. મને બીજા છોકરાઓની પેઠે જ દર્શનના રસ કરતાં ખડી સાકરનો રસ વધારે હતો. જે નરનારી આવે તે એમને ચરણે સાકર ધરે. કોઈ શેર તો કોઈ પાંચ શેર. એકાદ સોની ભગતે સવા મણ સાકર ધરેલી. આખા ગામમાં એની ભક્તિની વાહવાહ થઈ. પણ અમે તો કીડીઓની પેઠે સાકરના ગાંગડાઓની આસપાસ જ પ્રદક્ષિણા ફરતા અને મહારાજ તો એવા કે ચરણે જે ચડ્યું તે બંને હાથે ટોળામાં વહેંચી દે. અમારો રસ એવો કે ફરીફરીને દર્શન કરીએ, પગમાં પડીએ અને સાકરનો પ્રસાદ પામીએ.

પણ મને બરાબર યાદ છે કે હું તે વખતે એ સંતના ચહેરા સામે કળી ન શકાય એવા આકર્ષણથી ટગટગ જોયા કરતો. ઉંમર નાની, સમજણ પણ નહિ અને છતાં એ ચહેરાનું આકર્ષણ અદ્‌ભુત ! એમણે પહેરેલી કફની. માથે ઊંચો અને ભગવો ટોપ. એમનો ચહેરો શ્યામળ મોઢું બહુ જ લાંબું તથા વિશાળ. કાન ઘણા જ મોટા. ભવાં ભરેલાં. આંખો હાથીની આંખની જેમ ઢળેલી જ દેખાય. સ્ત્રી કે પુરુષ, ઊંચ કે નીચ ગમે તે આવે, એમની દૃષ્ટિ એકસરખી સ્થિર. હું આ બધું જોઈ ખૂબ નવાઈ પામતો, પણ વધારે કાંઈ સમજી ન શકતો.

ગામમાં પધરામણી થવાની હતી. મહારાજ ઊઠ્યા અને ભગતમંડળી આગળપાછળ ચાલી. આ મંડળી સીધી ઢેડ ચમાર અને ભંગીના વાસ ભણી ચાલી. સવર્ણ લેખાતા અને ઊંચ મનાતા બ્રાહ્મણ, વાણિયા, રજપૂત આદિ બધા જ અવાક્ થઈ જોતા હતા. બહુ જ ઓછા લોકો એમની સાથે ચાલેલા યાદ છે. કોઈ ન સાંભળે એમ લોકો કાનોકાન ગણગણતા કે મહારાજ પહેલા જ ઢેડવાડામાં કેમ ચાલ્યા ? મને પણ જન્મ-સંસ્કારથી તે વખતે એમ લાગેલું કે બધા એમના હાથની સાકર લે છે, સાકર ધરે છે, પગમાં પડે છે. આવા મોટા પુરુષ પહેલા ઢેડવાડામાં કેમ જતા હશે ? આ પ્રશ્ન કોઈને પૂછી શકું એવી તો શક્તિ કે ઉંમર ન હતી. અને પ્રશ્ન તો મનમાં ઘોળાતો જ રહ્યો. પણ બીજા કુમાર–કિશોરોની પેઠે મનેય એ પ્રશ્નની ખાસ નહોતી પડી, જેટલી શું બને છે એ જોવાની અને વહેંચાય ત્યાંથી પ્રસાદ લેવાની પડી હતી.

છ ફૂટથી ઊંચા હશે એવા ભરાવ-દાર એ સંતની પાછળપાછળ અમારી ઘેર ચાલી. ઢેડ અને ચમારવાડામાંથી મહારાજશ્રી અને ભક્તમંડળી ગામમાં આગળ વધી. જોઉં છું તો મહારાજશ્રીએ કે સાથેના દસ–વીસ ભક્તોમાંથી કોઈએ ન લીધી છાંટ કે ન કર્યું સ્નાન. એ બધા જ જીજીભાઈના દરબારમાં પ્રવેશ્યા અને ત્યાં વાજતે ગાજતે પધરામણી થઈ. પ્રસાદ



તો વહેંચાય જ.

મને એમ થતું કે ખોજા સિવાય વાણિયા, ગરાસિયા બધાય ઢેડવાડામાં જઈ આવે ત્યારે છાંટ લે છે, અને બ્રાહ્મણોને ત્યાં જવું પડે તો ત્યાંથી આવીને નહાય છે એટલું જ નહિ, ઢેડ ચમાર કે ભંગીનો પૈસો રૂપિયો પણ છાંટ વિના નથી લેતા. અને અહીં તો એવું કાંઈ દેખાતું નથી. આ છે શું? કાંઈ સમજાય નહિ. પુછાય નહિ.

મહારાજશ્રી દરબારવાસમાંથી નીકળ્યા અને બીજા ઘરોમાં પણ પધરામણી શરૂ થઈ. વાણિયા, કણબી, નાડોદા એમ અનેક ભાવિકોને ત્યાં પધરામણી થઈ. ઘણું કરીને અમારે આંગણે પણ પધારેલા. સાકર વહેંચાય, બ્રાહ્મણો સુદ્ધાં લે, પણ કોઈ બીજું કાંઈ બોલે નહિ. આ બધું જોયેલું. એની મન ઉપર બહુ જ ઊંડી છાપ પડેલી, પણ એનું રહસ્ય તે વખતે જાણેલું નહિ. બીજાની પેઠે હું પણ એ જ માન્યતાથી ટેવાયેલો કે ઢેડ ચમાર ભંગી એ તો અસ્પૃશ્ય. એમની સાથે છૂટથી ભળીહળી ન શકાય. એ જ આપણો ધર્મ છે, અને એમને અડી ગયા કે એ આપણને અડી જાય તો છેવટે છાંટ તો લેવી જ જોઈએ. ન લઈએ તો ખોજા જેવા ગણાઈએ અને પાપ લાગે. આવી વારસાગત સમજણની મનમાં ગાંઠ હતી, એટલે એ સંતના વર્તનનું રહસ્ય સમજી જ કેમ શકાય? અને સમજાવે પણ કોણ? એ સમયના સવર્ણ સમાજે આભડછેટને જ પરમ ધર્મ માનેલો.

મને અને મારા જેવા બીજાને પણ એમ તો થતું કે મહારાજ એ તો રહ્યા બાવા. બાવા બધું બોળે, પણ છોટુભાઈ અને બીજા ભગતો કેમ સમજતા નહિ હોય? વળી મનમાં એમ થયાનું યાદ છે કે છોટુભાઈ જેવા ભગતો ભલે ભરમાયા, પણ વાણિયા નાડોદા વગેરે બધાયે છાંટ લીધા કે દીધા સિવાય પધરામણી કેમ કરાવી હશે? આ અણઉકેલ્યો કોયડો તીવ્ર સંસ્કારરૂપે મનમાં પડ્યો જ હતો. જૈન આગમો અને ગીતા ભાગવત જેવા વૈદિક શાસ્ત્રોના પારાયણથી પણ એ કોયડાનો પૂરો ઉકેલ થયો હતો એમ કહી નથી શકતો. પણ ગાંધીજીની જીવનચર્યાએ એના પૂરા ઉકેલમાં સારી મદદ કરી. ગાંધીજીએ હરિજનકન્યા લક્ષ્મીને ઘેર રાખી સવર્ણાભિમાની સૌનો પહેલાં ખોફ વહોર્યો અને પછી અસ્પૃશ્યતાના કલંકને સમૂળું ધોઈ નાખવાનો ઇતિહાસે કદી નહિ જોયેલો એવો અહિંસક પ્રયોગ શરૂ કર્યો. ગાંધીજીની આ હિલચાલે સંત હનુમાનદાસજીના પ્રત્યક્ષ આચરણે ઊભા કરેલ અને લાંબા વખતથી મનમાં પડેલ એ કોયડાનો ઉકેલ કરી નાખ્યો.

તરત જ સમજાઈ ગયું કે હનુમાનદાસજી જેવા સંતો ભલે ભણ્યા-ગણ્યા ન હોય, દેશ-પરદેશમાં ભમ્યા ન હોય, સમાજકારણ અને રાજકારણનો કક્કોય ન શીખ્યા હોય, છતાં એમના નિર્મળ ચિત્તમાં માનવતાની સ્વચ્છ દૃષ્ટિ ઊગેલી હોય છે. એ જ એમને માનવમાત્ર પ્રત્યે સમાનભાવે વર્તવા પ્રેરે છે. આવું વર્તન કરતાં, નથી તેઓ લોકનિંદાની કે લાભાલાભની ગણતરી કરતા કે નથી વાદગાદથી અંજાતા.

હનુમાનદાસજી જેવા સંતોએ જ હજારો વર્ષથી રૂઢ થયેલ અસ્પૃશ્યતાના કલંક વિરૂદ્ધ મૂંગે મોઢે અંગત આચરણથી જે અગ્નિ સળગતો રાખેલો તેને જ ગાંધીજીએ ગગનચુંબી જ્વાળામાં ફેરવી નાખ્યો. આથી હું જ્યારે જ્યારે અસ્પૃશ્યતાના ચિરરૂઢ કલંક વિષે અને તેને નિવારવાને થયેલા અને થતા પ્રયત્નો વિષે વિચાર કરું છું ત્યારે એ હનુમાનદાસજીની ખખડધજ પ્રભાવશાળી છબી મારા અન્તર્નેત્ર સામે તરી આવે છે.

*

મારી વિદ્યા-ઉપાસનાનો એક તબક્કો ગુજરાત વિદ્યાપીઠમાં વીત્યો. એ નવ વર્ષ બધી રીતે પૂરી જુવાનીના હતા. ગાંધીજીની સ્વરાજ્યની હાકલ સાંભળીને ત્યાં એક સારોસરખો જમાવ થયેલો. એમાં અસાધારણ કોટિના કહી શકાય એવા અનેક પ્રાધ્યાપકો શ્રી



નરહરિભાઈ, કાકા કાલેલકર, મુનિ જિનવિજયજી, કૌશાંબીજી, રામનારાયણ પાઠક, રસિકલાલ પરીખ, આઠવલે, ગિડવાની, કૃપાલાની, બેચરદાસ અને એવા બીજા પણ હતા. વિદ્યાર્થીવર્ગ પણ દીપ્તિવાળો. એમાં ચંદ્રશંકર શુક્લ, ગોપાળદાસ પટેલ, કવિ સુન્દરમ્, નગીનદાસ પારેખ, સ્નેહરશ્મિ, ઇન્દુમતી શેઠ વગેરેનો મોટો સમુદાય. ગ્રંથો અને પુસ્તકોની રોજ વધતી જતી અમૂલ્ય સામગ્રી આ બધાંને ક્ષણે ક્ષણે પ્રેરણા આપતું અને જાગૃત રાખતું ગાંધીજીનું વ્યક્તિત્વ.

મેં આ સંજોગોમાં મારી સંપાદન, સંશોધન અને લેખનની પ્રવૃત્તિ ઉત્સાહથી ચલાવેલી. મને યાદ છે કે એ નવ વર્ષોમાં મેં કદી રજા પાળી ન હતી. રજાઓ હોય તો ય હું મારા કામમાં લીન. કામનો રસ. વાંચવા અને વિચારવાનો ઉત્સાહ એવો કે બીજી બાબતોનું ભાન ભાગ્યે જ રહે. એ એકાગ્રતા. પ્રારંભેલ કામ સારામાં સારું કરવાની અને તેને પૂરેપૂરું પતાવવાની એ તાલાવેલી કોણ જાણે કયા બળથી આવી હશે, પણ તેની છાપ કદી ભૂંસાતી નથી.

એ તાલાવેલી, એ વિદ્યાભ્યાસંગ અને એ અધ્યાપકવર્ગ, વિદ્યાર્થીસમૂહ અને ગ્રંથસામગ્રીની હૂંફમાં જ મેં તે નવ વર્ષોમાં કાંઈક નક્કર એવું થોડું કામ કર્યું. સન્મતિતર્કના પાંચ ભાગના ગ્રંથોની સંખ્યાબંધ કાગળ અને તાડપત્રની પ્રતિઓને આધારે સંશોધન–સંપાદન, છઠ્ઠા ભાગમાં તેનો ગુજરાતી સાર, તત્ત્વાર્થશાસ્ત્ર અને તેની બધી ટીકાઓના દોહનરૂપે ગુજરાતી વિવેચન, જૈન દૃષ્ટિએ બ્રહ્મચર્યનું ચિંતન, પુરાતત્ત્વ ત્રૈમાસિકમાં અનેક લેખો અને લેખમાળાઓ ઇત્યાદિ સાહિત્યિક પ્રવૃત્તિ એ નવ વર્ષના તબક્કામાં થઈ તે બીજે ક્યાંય એટલા ઊંડાણથી થઈ શકી હોત એ વિશે મને સંદેહ છે.

પણ એ નવ વર્ષના તબક્કામાં માત્ર સાહિત્યિક પ્રવૃત્તિ જ પોષાઈ હોત તો મારે મન એનું મહત્ત્વ બહુ ન રહેત. જ્યારે એ પ્રવૃત્તિ ઉપરાંત મને સાંસ્કૃતિક, ધાર્મિક અને તાત્ત્વિક પ્રશ્નો પરત્વે વધારે વિચારવા, લખવા અને પ્રત્યક્ષ કામ કરવાની પ્રેરણા મળી અને અનુકૂળતા પણ લીધી ત્યારે જ મારું ચિત્ત વિશેષ ઠર્યું અને શાતા અનુભવવા લાગ્યું.

એ જ તબક્કામાં અસામ્પ્રદાયિક ભાવે પર્યુષણ વ્યાખ્યાનમાળા ચલાવવાની અને તે અંગે વિચારવાની તેમજ યોજના કરવાની સૂઝ પ્રગટી. એ જ વર્ષોમાં ગાંધીજી, કિશોરલાલ અને નાથજી જેવા સાથે અનેક પ્રશ્નો પરત્વે ચર્ચા થઈ અને વિચારણામાં કાંઈક વિશદતા આવી. એ જ સમયમાં કૌશાંબીજી પાસે બૌદ્ધ પિટકોનું અધ્યયન થયું અને એ જ અરસામાં પહેલાં નહિ વાંચેલ–વિચારેલ એવા બૌદ્ધ આદિ જુદી જુદી પરંપરાના ગ્રંથોના પારાયણની પણ તક લાધી. આ દૃષ્ટિથી જ્યારે વિચાર કરું છું ત્યારે ૧૯૩૧ પછીની મારી જીવન-પ્રવૃત્તિઓના ઘણા અંશો ઉપર એ નવ વર્ષની સાધનાના સંસ્કારો ઊતરેલા મને ભાસે છે. તેથી જ હું એ નવ વર્ષના તબક્કાને અવિસ્મરણીય લેખું છું.

[ આકાશવાણીના સૌજન્યથી ]



**રતિલાલ અનિલ**

## કૈંક કદરૂપી છબી...

એક કદરૂપો અરીસો ઝીલતો એવી છબી એટલે આવેશમાં ટુકડા કર્યા એના અનેક,
જોઈને ખુદ હું મને પણ ઓળખી શકતો નહીં! કૈંક કદરૂપી છબી જોતી રહી આશ્ચર્યથી!



'ધૂમકેતુ'

# શૂન્યતાઓનો સરવાળો

જીવનમાં પ્રેમ—સાચો, વિશુદ્ધ અને નિઃસ્વાર્થ પ્રેમ મળે તો જીવન કેટલું સમૃદ્ધ બને છે તે દરેકને સમજાય છે. વાર્તાકળાના આપણા અજોડ શિલ્પી આ વાર્તામાં એ આખી ફિલસૂફીને આબાદ રીતે વણી લે છે—જે વાંચ્યા પછી વિચાર કરવાની પણ સૂઝ સાંપડે...

જીવન—આહા! જીવનમાં પંચાવન વર્ષોની સિદ્ધિઓનો જ્યારે હું સરવાળો મૂકું છું, ત્યારે મને લાગે છે કે મારું જીવન શૂન્યોના સરવાળા સમું બની ગયું છે. અંતઃકરણમાં એક ન સમજી શકાય તેવો અગ્નિ પ્રગટે છે. થોડાં જ વર્ષો પાછળ નજર નાખું છું—અને અનેક વાતો યાદ આવે છે. એ જીવનમાં કેવી પ્રેમદુનિયા હતી? કેવા રંગ હતા? કેવી મોહક એ સૃષ્ટિ હતી? અને આજે આંહીં ઊભા રહીને જોતાં, એ તમામનો સરવાળો કેવળ શૂન્યતાઓનો સરવાળો બની રહે છે! કેવી નવાઈની વાત?

આશ્વાસન હોય તો એક જ છે. મારા અંતઃકરણમાં જે અગ્નિ પ્રગટે છે તે. આશ્વાસન એટલું જ. મારા જીવનનું મોટામાં મોટું એ સિદ્ધિસોપાન છે. એ અગ્નિથી મને આશા પ્રગટે છે કે, હજી હું જીવંત છું, હજી હું જીવું છું, હું તદ્દન મુડદું બન્યો નથી.

બાકી તો મેં સંસારમાં એવાં મુડદાં જોયાં છે, જે પોતાના તમામ વિનાશના થર ઉપર બેસીને, મૂર્ખાઈભર્યો આનંદ લેતાં હોય! જે કોઈ દિવસ માને જ નહિ, કે એ મૂરખા હતા. એ તો એમ જ માને કે, એ ડાહ્યા હતા. મૂરખી તો દુનિયા હતી, કે એ એમને સમજી શકી નહિ, એમને સમજનારા સો વરસ પછી આવશે! પોતાની મૂર્ખાઈના કાદવમાં ખૂંચેલા, આવા આપઘાતી સ્વપ્રશંસાનાં મુડદાંઓ, કોઈ દિવસ આ મેળવતાં નથી—પશ્ચાત્તાપનો પાવક અગ્નિ! આટલો આ અગ્નિ, મને બાળી રહે છે, એને હું જીવનની પરમસિદ્ધિ માનું છું! એ બતાવે છે કે હજી હું મડદું બની ગયો નથી.

અને છતાં હકીકત લેખે, મારે આટલું જ કહેવાનું છે કે મેં બધેથી જ શૂન્યતાઓ મેળવી છે. કેમ જાણે શૂન્યતાઓ મારી રાહ જોઈને બેઠી હોય!

જીવનમાં મેં પાસા અનેક નાખ્યા, એક પણ પાર ન પડ્યો. મથામણ ઘણી કરી, બધેથી જ નિષ્ઠુર નકાર સાંપડ્યો. પુરુષાર્થ કરતો જ રહ્યો, નિષ્ફળતાઓ આવતી જ ગઈ.

પણ આ ભાગ્યરેખાનો મહિમા છે કે, મારું પોતાનું આપઘાતી, દગાખોર, ગર્વિષ્ઠ, હઠાગ્રહી મન, એને માટે જવાબદાર છે, એ સમજવા માટે હું મારી કથા પહેલી જ માંડું છું. એમાંથી પછી જે ફલિત થાય તે.

જૂના સમયની વાત છે. એ વખતે હું છઠ્ઠી અંગ્રેજી ભણતો હતો. કોણ જાણે ક્યાંથી એ વખતે મને એક મોહિની મળી ગઈ. અમારા પાડોશમાં રહેનારી એ મોહિનીમાં મને સ્વર્ગની અપ્સરાના દર્શન થવા માંડ્યા. આમ શા માટે થાય છે એનો પ્રત્યુત્તર કોઈ આપી શકવાનું નથી. એટલે એ જવાબ ન આપી શકાય તેવી વાત જવા દઈએ.

પણ મેં એને મળવામાં મારો પરમ વિજય માન્યો. અને એટલા માટે એને હું અવારનવાર મળતો રહ્યો. મળવાની તરકીબોમાં વધુ કડી મને મળી ગઈ. મોહિની એલજિબ્રામાં સાવ ઠ હતી. એને એ આવડે જ નહિ, પણ એમ તો મને પણ એ ક્યાં આવડતું હતું? પણ મોહિનીની ખાતર, મેં રાતદિવસ એક કરીને, એક શિક્ષકને સાધ્યા. શિક્ષકનાં વહુ માંદાં હતાં. એના દવાદારૂ માટે, હું ખડે પગે હાજર રહેવા માંડ્યો. પણ નસીબનો પૂરેપૂરો બળવાન, એટલે છ મહિનાને અંતે ગુરુ-પત્ની ચાલ્યાં ગયાં, અને મને જે આશા હતી કે, આ કામના બદલામાં, મને ગુરુદેવ કાંઈક એલજિબ્રા શિખવાડશે—એ આશાનો સ્તમ્ભ ભાંગીને ભુક્કો થઈ ગયો.

છતાં મેં આશા છોડી નહિ. બીજાને સાધ્યા. એને ત્યાં મોડી રાત સુધી જાગીને, એલજિબ્રા શીખ્યો.



અને મારી એ આવડતનું પ્રદર્શન પણ પછી મેં શરૂ કર્યું. કેંક છોકરાઓ અઘરાં કૂટ સમીકરણો મારી પાસેથી શીખી જવા માંડયા.

મારી કીર્તિ વધી. શિક્ષક પણ ગુંચવાય ત્યારે મારી સામે જુએ, એવી મારી આવડત મનાતી ગઈ.

એટલે જે દિવસની આતુરતાપૂર્વક હું રાહ જોતો હતો, તે દિવસ આવ્યો. પરીક્ષામાં જલદી જલદી નીકળી જવા માટે, મોહિની મને પૂછવા માંડી. મેં એને ઘેર જઈ જઈને એને દાખલાઓ શીખવવા માંડયા.

પરીક્ષા આવી. મોહિની પાસ થઈ ગઈ. પણ હું લટકી પડ્યો. એલજિબ્રામાં ૯૦. પણ બીજે બધે ૯ પણ નહિ. થઈ રહ્યું. એ આગળ વધી ગઈ. એની મૈત્રી પણ કોઈ સાથે આગળ વધી. હું દાઢી ખજવાળતો રહ્યો. પણ હું હજી એ વખતે કિશોર હતો. મારી નસેનસમાં આશા રમતી હતી. નિરાશાનો સ્વીકાર કરવા જેવું પરાજિત માનસ આવ્યું ન હતું એટલે મેં મોહિનીને પડતી મૂકી. કારણ કે પ્રેમ, એ મારો તે વખતનો રસ હતો. પણ મારો ગર્વ, એ તો મારો પ્રાણ હતો. એટલે બીજે વર્ષે, મેં એ પ્રમાણે એક કિશોરીને સાધી. એ પાસ થઈ ગઈ. મારે લીધે એ પાસ થઈ ગઈ હતી—કારણ કે નવ દાખલામાંથી છ તો મેં કહ્યા હતા, તે જ આવ્યા હતા. પણ પરિણામ શું આવ્યું? કિશોરી ત્યાર પછી બીજે ગામ જ ચાલી ગઈ. ને ત્યાં મેં જે કાગળ લખ્યો તે પણ, 'માલિક લેવાની ના પાડે છે' કરીને પાછો આવ્યો.

માણસની માનસ ક્રિયા-પ્રક્રિયા કેમ કામ કરી રહે છે, એ તો મને કંઈ ખબર નથી. પણ આવા બે ચાર દાખલા પછી, હું જે કામ શરૂ કરું, ને જેમાં દેખીતી રીતે મને લાગતું કે મારો વિજય ચોક્કસ જણાય છે, ત્યાં પણ ઊંડેથી એક બીજું મન ના પાડતું જ હોય—કે છેક છેલ્લી ઘડીએ, કાંઈક વિઘ્ન આવશે જ આવશે, અને પરાજય નિશ્ચિત બનશે!

મનની આ ઊંડી ક્રિયાએ, પછી તો ઘણી વખત પોતાનો ભાગ પણ જીવનમાં ભજવવા માંડ્યો હતો. પણ મેં મેટ્રિક થઈને વેપાર શરૂ કર્યો. કેંક પરદેશી ચીજોનો સંગ્રહ કર્યો. એવામાં લડાઈ આવી. એકના એકસો થઈ ગયા. એ અચાનક આવેલી સમૃદ્ધિએ, મને તો ખબર પણ ન પડી, પણ મારા દિલમાં બે વાત મૂકી દીધી. બન્ને મારા સ્વભાવના મેળમાં મળી ગઈ. એક તો હું લીધી વાત મૂકું નહિ એવો હઠીલો થઈ ગયો, અને બીજું એમ માનતો થયો કે તમામ પૈસાને વશ છે. પૈસાથી પર કોઈ નથી. પૈસા ચાલ્યુ સો કરે, એને હું વેદવાક્ય માનવા માંડ્યો. પણ જેમ મને ખબર ન પડી કે મારામાં આ ફેરફાર થયો છે, તેમ મારા સંસર્ગમાં આવનારા કોઈને પણ એ ખબર ન પડી. એ વખતે કોણ જાણે ક્યાંથી, મારા માનસમાં આ વાત હતી છતાં, મારી જીભમાં એક પ્રકારની મીઠાશ આવી ગઈ હતી. મેં જોયું કે વ્યવહારસિદ્ધિ ત્યાં આળોટે છે, જ્યાં કુનેહ છે. એટલે મેં જીભમાં બેધારી તલવાર રાખવા માંડી—મારી જીભ કોઈકને વશ કરવો હોય ત્યારે, એના અહમને એવો તો ભભકાભર્યો રંગ છાંટે, કે એ અહમવાળો તો એમ જ જાણે કે, હું કરી નાખું. આમ બેધારી તલવાર જીભમાં આવીને વસી.

પેલી આપણી જૂની કહેવત—ચોરને કહેશે કે ખાતર પાડજે, ઘરધણીને કહેશે જાગતો રહેજે, એ મારે માટે તદ્દન ખરી હતી.

મને લાગ્યું કે આ માર્ગે વિજય રહે છે. ને વિજય, મારે માટે મારા ગર્વને સંતોષનાર વસ્તુ હતી. છેવટે મારો હઠાગ્રહ એ મારા ગર્વનું સંતાન હતું. ને ગર્વ એ હઠાગ્રહમાંથી જ જન્મ લેનાર વસ્તુ હતી. એટલે હું કુનેહથી આ રમકડે રમવા માંડ્યો.

આમાં મને મદદે આવી ગઈ મારી રીતભાત. અને મારી મોટા સારા માણસોમાં હરતાફરતા રહેવાની ટેવ. એને લીધે મારી વાણી, એવી ચકચકિત, અને પ્રેમભીની અને સંસ્કારી જણાતી, કે એ વાણીની પાછળ કોઈ બીજો જ માણસ ખરી રીતે રહે છે, એમ કોઈ માની શકે જ નહિ.

મારી આ કુનેહનો ખ્યાલ, ઘણાને ઘણા વખત સુધી સમજાયો નહિ. વિજય મારો એ હતો. મારા મરેલા ઘાને ખજવાળતા, કૈંક, કૈંક ઠેકાણે હજી પણ પડયા હશે.

પણ આજ હવે મને યાદ આવે છે. મારી કુનેહ, લાંબે ગાળે તો મને જ દૃણી ગઈ. જો કે એ વખતે તો મેં કુનેહનો વિજય માણ્યો હતો. મોહિની-કિશોરી બેને ખોયા પછી, હું સમજી ગયો હતો કે સ્ત્રીઓને પ્રેમથી જીતવાની નથી. પ્રેમથી જે જીતાય છે, એ તો ભોપલાં હોય છે. ખરી સ્ત્રીઓ તો, કુનેહથી જ જીતાય છે.

મારી સ્થિતિ સુધરી હતી, એટલે હવે તો મને ઘણા પૂછતા આવે એ અવસ્થા મારી થઈ ગઈ હતી.

એક હતી. નામ સુંદર. અને ખરેખર સુંદર. સજ્જન, પ્રેમાળ, હેત વરસતી વાદળી જેવી. વ્યવહારુ, દૃઢ મનોબળવાળી. એની બે વિશાળ આંખો, ઊંચું પડછંદ શરીર, નમણી નાકરેખા, સમર્થ સ્ત્રી કેવી હોય, એનો જાણે કે એ સાક્ષાત પરિચય આપતી હતી. પુરુષની પડખે ઊભી હોય તો એને બળ આપે. એની છાયામાં હોય, તો એને નેહથી નવરાવી દે. ખરેખરી સ્ત્રી.

મને ખબર તો આજ પડે છે કે કુનેહના રમકડાંથી રમનારાંઓ, પછી તો જીવનનાં ઘણાં ઘણાં મૂલ્યાંકનો કાં ગુમાવે છે, કાં ખોટાં આંકે છે. જેમ માણસ હીન અભિરુચિઓનો દાસ થતો જાય, તો પછી એ તમામ પ્રકારની ઉચ્ચ અભિરુચિઓનો, હિંસક અને ક્રૂર ઉપહાસ કરતાં શીખે, તેમ હું પણ જીવનનાં ઊંચાં મૂલ્યાંકનોનો ઉપહાસ કરનારો બન્યો હતો. એટલે આ સુંદરના શુદ્ધ પ્રેમમાંથી હું જીવનની એક મહાન પ્રેમયાત્રા શરૂ કરી શકું, એવી કોઈ વાત મારા મનને સ્પર્શી શકી નહિ. આને પણ હું જીતી શકું, એ ગર્વિષ્ઠ આપવડાઈએ, પ્રેમનું સ્થાન લઈ લીધું. મારી પ્રેમવાત રંગભરી ઊર્મિપ્રધાન ન હતી. હું જુવાન હતો. એ જુવાન હતી. પ્રેમની એ વાત હતી. છતાં એ વખતે પણ, મને હવે બરાબર સાંભરે છે કે, પ્રેમને કોણ જાણે કઈ ઊંડી ખીણમાં ધકેલી દીધો હતો. નવાઈ તો એ હતી. અને ત્યાં તો એક એવી વાત બની કે મારી બધી કુનેહશક્તિ જાગી ગઈ. અને કામે લાગી ગઈ. જીતવું એ ધ્યેય થઈ પડયું. જીતવામાં સિદ્ધિની પરાકાષ્ટા દેખાણી.

વાત એમ બની હતી, કે આ સુંદરના સુંદર સ્વરૂપથી આકર્ષાઈને, એક સારા શ્રીમંતે, એના હાથની ઉમેદવારી નોંધાવી હતી.

મને એ વાતની ખબર પડી, ને મારી નિદ્રા ઊડી ગઈ. પણ એ નિદ્રા ઊડી ગઈ, એમાં પ્રેમની વેદના હોત તો મારું જીવન, વિજય પરાજય બન્નેમાં કેવું શોભી ઊઠત? પણ એ બધી મતગણતરી હવે આજ મને સાંભરે છે. તે વખતે તો મનમાં એમ જ આવ્યું હતું કે, આપણે જે કાંકરીને આંગળી અડકાડી છે, એ કાંકરી આપણા ઘરમાં આવવી જ જોઈએ. મન તો આવી ગર્વિષ્ઠ, હઠાગ્રહી, આપ પ્રશંસાનું દાસ બની ગયું હતું, એટલે એણે કુનેહની રમ્મત માંડી દીધી.

એ શ્રીમંત નબીરાના કોણ કોણ મિત્ર છે, એ વાત શોધી કાઢી. એમાં એક ડૉક્ટર પણ હતા. ડૉક્ટરને ત્યાં કોઈ ને કોઈ બહાને મેં અવરજવર વધારી દીધી.

જેમ મોહિનીને એલજિબ્રા શિખવાડવા માંડી હતી, એવી જ સ્વભાવરીતનો આ આગળ વધેલો અંશ હતો એટલું જ. બાકી ચાલ એની એ હતી. બીજી ચાલ મને ફાવે તેમ પણ ન હતી.

ડૉક્ટરની મારફત એક વાત કરી બે ત્રણ પેઢી ઉપર, આ સુંદરના કોઈ દાદા વડદાદાને કોઢ થયેલો, તે મેં શોધી કાઢ્યું. આટલી માહિતીની ચબરખી ઉપર તો મેં એક મોટું કૌભાંડ રચી કાઢ્યું. શ્રીમંત નબીરાના માતાપિતાના હિતેચ્છુ બનીને જાણે એમને કાને વાત નાખી કે આ તો આપણી પેઢીદર પેઢીની, શુદ્ધ લોહી સરવાણી નાશ પામી જશે.

અને એનું ધાર્યું પરિણામ આવ્યું. એ નબીરાના દિલમાં શંકાની છાયા પડી ગઈ.



સુંદર રખડી પડી. એટલે હવે મેં સુંદરના અત્યંત પ્રેમાળ સહાનુભૂતિભર્યા મિત્રનો સ્વાંગ સજી લીધો.

પણ જીવનની ખરી ક્રૂરતા—મને બાળી નાખનારી ક્રૂરતા—તો હજી હવે આવે છે.

સુંદર પોતાના અપમાનમાં જળી રહી હતી. એટલે મેં જે સહાનુભૂતિ બતાવી, એ એને અદ્ભુત લાગે, એ સ્વાભાવિક હતું. આ સહાનુભૂતિ આપનાર પ્રત્યે એને પ્રેમ પ્રગટ્યો. એને લાગ્યું, આ તો કેવળ સ્વર્ગના દૂતમાં જ સંભવે. ઘેટાંને લીલું ઘાસ ખવરાવનારો હોય, એને હણી નાખનારો છે, એ વાતની એ ભોળિયાને જેમ ખબર નથી હોતી, તેમ સુંદરને આ સહાનુભૂતિની ગતાગમ ન પડે, એવી આ વાત થઈ. સુંદરને મેં મેળવી લીધી હોત. મારું ગર્વિષ્ઠ હઠાગ્રહી મન આનંદ પામ્યું હોત. કદાચ થોડા ઠંડાં ક્રૂર વિવેકી વાક્યો વડે મેં પેલા શ્રીમંતના નબીરાને મારી કુતેહતું રમકડું પણ બનાવ્યો હોત પણ તે વખતે વળી એક બીજી જ ઘટના બની ગઈ. મારે આ મારા સુંદર વિજયને પણ વેડફી દેતાં મને અરેરાટી થઈ ન હતી, એ મને બરાબર યાદ છે. એ વાત અત્યારે હું સંભારું છું ને મારું માથું શરમથી નીચું ઢળી પડે છે. દુનિયામાં, મોહથી વીંટળાયેલો છતાં, પ્રેમ નામને શોભાવે તેવો પ્રેમ, સંસારને સંસાર બનાવે છે. ને અનેક ઘર્ષણો છતાં, કઠિનતાઓ છતાં, એ પ્રેમ આભાસ વડે જ સ્ત્રી-પુરુષનો રથ ચાલે છે. પણ હાય રે! મારા મનનું પૃથક્કરણ, મને કેવળ એક તદ્દન-નિષ્ઠુરમાં નિષ્ઠુર આદમી બનાવે છે. મારી પાસે પ્રેમ નહિ. પ્રેમનો આભાસ નહિ. મોહ નહિ. કાંઈ નહિ. કેવળ મારી ગર્વિષ્ઠ હઠીલાઈ. એ મારું મોટામાં મોટું નિયામક બળ. હું જીવન હાર્યો છું એમાં આ વાત જેવી તેવી નથી.

આગળ વધવા માટે મને સુંદરનો ભોગ તે વખતે સ્વાભાવિક જણાયો હતો. આજ એ ભયંકર જણાય છે. પણ આટલી આવેલી મનજાગ્રતિ એ જ મારો મોટામાં મોટો આધાર છે. અને આ જ, મોટામાં મોટું આશ્વાસન પણ છે.

પણ તે વખતે શું બન્યું હતું?

વિધિ કેવો ક્રૂર છે! એણે વળી એક શ્રીમંતને ત્યાં છોકરી સરજી. અને એ છોકરીને હરેક પ્રકારે, શરીરપૂરતી નિર્માલ્ય બનાવી. નાનું માથું, ઝીણી આંખો, હસે ત્યારે લાગે કે રડે છે, જોવામાં નહિ ઠેકાણાં, નાસિકાઓ જાણે મોંમાં મોટી ભૂંગળી જેવી. છતાં છેક કદરૂપી ન ગણાય. પણ એને જોતાં, કોઈ પાળેલું પ્રાણી યાદ આવે, એવી કઢંગી, નાનકડી, નમોસડી, નમાલી દેહ.

પણ એની પાસે આ બધી વાતનો ખંગ વાળી દે, એવી એક વસ્તુ હતી.

તે હજારોની માલિક હતી. હજારોની નહિ, લાખોની. આ નિર્માલ્યતાને વળી વિધિએ એક વિચિત્રતા આપી હતી. એ પોતાને રૂપાળી માનતી હતી!

મને તો એના આ અહમ્‌ની જાણ થઈ, ને હું ખુશ ખુશ થઈ ગયો. માણસના અહમ્‌નો વેપાર તો મેં જેવો કર્યો હતો, તેવો ભાગ્યે જ બીજો કોઈ કરી શકે.

એટલે આપણે તો ધ્યાન રાખ્યું કે નિર્માલ્યતા, એ વહી જતી વસ્તુ છે, પણ લક્ષ્મી એ તમામ નિર્માલ્યતાને ગળી જનારી વસ્તુ છે. એટલે મેં આ બાઈ,—એનું નામ પણ ફોઈબાએ સરસ પાડ્યું હતું—કુંદન—કુંદનની વાતમાં, ધીમે ધીમે રસ લેવો શરૂ કર્યો.

અમસ્તું પણ આ દુનિયામાં તમે ગમે તેની વાતમાં રસ લેવાનો શરૂ કરો, ને કેવળ એ હેતુથી, કે એ વાતમાંથી કાંઈક મેળવવાનું છે—એટલે એમાં તમારો કાંઈ ને કાંઈ વિજય થાય, થાય ને થાય. ઘણો લાંબો વખત પ્રતિકાર આપી શકે, તેવા માણસો દુનિયામાં વિરલ હોય છે. પોતાનાં ખરાં મૂલ્યાંકનો સમજીને ચાલનારા, એના કરતાં પણ વિરલ હોય છે. એટલે જ્યારે કુંદનનાં મૂલ્યાંકન મેં ચડાવવા માંડ્યાં, ત્યારે પહેલી જ વખત એને થયું કે છેવટે લોકો માને છે તે સાચું નથી, પણ પોતે માને છે





તે સાચું છે. પોતે ભલે અતિ રૂપવતી ન હોય, પણ રૂપવતી છે. ને નાનકડી દેહ એ નાજુકતા બનાવે છે. ને નિર્માલ્ય દેહ, એ આરામભરેલ સુખી વૈભવી જીવનનું પ્રતીક છે. એ પ્રમાણે કુંદનના મનથી, કુંદનનું મૂલ્યાંકન બદલાઈ ગયું.

માણસમાં જે ન હોય તે તેનામાં છે, એ તમે વારંવાર કહો એટલે એને સાચું કહેનારા, એની પડખે ઊભા જ ન રહી શકે એવી પરિસ્થિતિ એની મેળે જ સરજાઈ જાય. આંહી પણ એમ જ થયું. કુંદનના પૈસાનો જેમને લોભ હતો, પણ તેના અહમ્‌ને સાચવવાની કુનેહ જેમનામાં ન હતી, એ બધા જ એક પછી એક ખરી ગયા. ને છેવટે મેં ધાર્યું હતું તે થયું—હું અને કુંદન બે જ ક્ષેત્રમાં રહ્યાં.

પણ આવી નિર્માલ્ય, તદ્દન કઢંગી જેવી, કુરૂપડી કુબ્જા જેવી માટે મેં સુંદરને દગો દીધો, એ જ્યારે એને ખબર પડી, ત્યારે એ કાંઈક ઊંચી મનોદશાવાળી નારી, આ ઘા સહન કરી શકી નહિ. એણે આપઘાત કર્યો. એ આપઘાત મારે ખાતે ચડે કે નહિ તેની એ વખતે તો મને બહુ પડી ન હતી. પણ જ્યારે મારી કુનેહથી મેળવેલી અનેક સિદ્ધિઓ છતાં મને દિલમાં એમ જ થવા માંડ્યું કે આ સિદ્ધિઓ કેટલા દીની? એમનું મૂલ્યાંકન શું? ત્યારે મારા દિલમાં એક પ્રશ્ન થઈ ગયો કે, 'આ તે શું થયું? મેં જે સિદ્ધિઓ મેળવી હતી તેને પગ કેમ આવ્યા? આ બધું છતાં મને લાગે છે કે મેં કાંઈ જ મેળવ્યું નથી, કેવળ શૂન્યતાઓ ભેગી કરી છે એમ શા માટે?'

એક સ્ફુલિંગ જાગતો હોય તો એના ઉપર મૂકેલું એક સુકકું પાન છેવટે મહાઅગ્નિ પ્રગટાવે છે એવું કાંઈક મારે થઈ ગયું.

મને પ્રશ્ન થવા મંડ્યો, જે વસ્તુ મારી સાથે આવવાની શક્યતા હોય એવું મેં શું મેળવ્યું?

જીવનની એવી મારી સિદ્ધિ કઈ જે સિદ્ધિ હું કોઈ દિવસ તજવા ઇચ્છું જ નહિ, દુનિયા આખી મળે તો પણ એ સિદ્ધિ પાસે એ પાણી ભરે એવું શું મેં મેળવ્યું?

—અને મને લાગ્યું કે ખરી રીતે મેં કાંઈ જ મેળવ્યું ન હતું. મારું જ કહેવાય એવું કાંઈ જ મારી પાસે મારું ન હતું.

પણ આ બધું જીવનમાં મોડેથી આવ્યું ત્યારે મને લાગ્યું કે મેં થોડાક સિક્કાઓના મોહમાં પ્રેમનો એક મહાન અનુભવ છોડી દીધો હતો. મને સુંદરની વાત યાદ આવી ગઈ.

સુંદર ભલે દુનિયામાંથી ચાલી ગઈ હતી. પણ એની સુંદરતા—એ કોઈ દિવસ ચાલી ગઈ ન હતી. એની ખબર પણ એક દિવસ મને અચાનક જ પડી. અને હું મારા જીવનની બધી જ નિષ્ફળતાઓનો ભેદ એકદમ પામી ગયો.

મને ત્યારે ખબર પડી કે ભલે મેં જીવનવ્યવહારમાં અનેક વિજયો મેળવ્યા હોય પણ પ્રેમના જેવા તેવા વ્યવહારમાં પણ મેં શૂન્યતા જ નોંધાવી હતી. સુંદર ચાલી ગઈ હતી, છતાં એ રૂપભરી સજ્જન નારી મારા દિલમાં પોતાનું સ્થાન રાખી ગઈ હતી. એ અચાનક પ્રસંગ આમ બન્યો.

એક વખત હું વહેલી પ્રભાતે ફરવા ગયો હતો. ઝાંખું અજવાળું હતું. અર્ધપ્રકાશ અર્ધઅંધકારમાં, વસ્તુ મનોહર લાગે, એવી હવા હતી. એ વખતે હું ઘણે દૂર દૂર નીકળી ગયો. થોડીવાર આરામ કરવા માટે સડક ઉપર બેઠો.

હું જ્યાં બેઠો હતો ત્યાં એક સુકાઈ ગયેલી નદીનું નાળું હતું. નદીમાં કોઈ ઠેકાણે આગળપાછળ પાણી વહેતું કે પછી ખાડા ભરાઈ રહેતા. પણ—આંહી, જ્યાં હું બેઠો હતો ત્યાં, નીચે કેવળ વેકુર હતી.

હું એમ ત્યાં બેઠો હતો. મારી દૃષ્ટિએ પ્રભાતના મનોહારી રંગો આવી રહ્યા હતા. પળ બે પળને માટે આ સુંદરતા મને સ્પર્શી ગઈ લાગી. પણ ત્યાં કોણ જાણે કેમ, મગજના કયા ખાનામાં ને કોણ



જાણે કયે ખૂણે બેઠેલી, સુંદર મનમાંથી જાણે બેઠી થઈ ગઈ. એ જ નમણો પડછંદ ઊંચો દેહ, એ સૌન્દર્ય, એ પ્રેમરેખા, એ જીવનબળ, એ હેતભરી વિશાળ આંખો. બધું જ જાણે સામે આવીને ઊભું રહી ગયું. મને થયું અરે! આ શું? આવો અનુભવ મને કોઈ દિવસ થયો ન હતો. તેમ સુંદર, ત્યાર પછી કોઈ દિવસ સાંભરી પણ ન હતી. એમ એને સંભારવા જેટલો પ્રીતિ-પરિચય પણ થયો ન હતો એમ કહી શકાય. છતાં આજ કોણ જાણે કયાંથી એ સામે આવીને ખડી થઈ ગઈ!

મને આ અનુભવ ઘણો જ આશ્ચર્યજનક જણાયો. જીવનમાં જાણે મેં કાંઈ અણમોલ ગુમાવી દીધું હોય, એવી લાગણી પણ ત્યાં પ્રગટી.

એટલામાં એ લાગણીની તીવ્રતા વધારવા માટે હોય તેમ નાળા નીચે રાતવાસો નાખીને પડેલાં એ 'જિપ્સી' જેવાં રખડુ, ફકીર-ભિખારી જમાતનાં કોઈ બે જણ નીચેથી ઉપર આવતાં દેખાયાં.

એક પુરુષ હતો. એક સ્ત્રી હતી. બન્ને રખડુ ટોળીનાં જ હતાં. એમનો સરસામાન પણ એમના શરીર ઉપર આડીઅવળી લટકતી થેલી, કોથળી ને પોટલાંઓમાં સમાઈ જતો હતો.

આગળ પુરુષ હતો. પાછળ સ્ત્રી હતી. જરાક શ્યામ રંગની, પણ એવી ઘાટીલી, નમણી, સુંદર આંખોવાળી, મોહક લલના હતી, કે ઘડીભર તો લાગે કે આ સ્ત્રીને લીધે, આ ભિખારી રખડુરામ, દુનિયાના રાજા જેવો જણાય છે. એમની પાસે હતું નહિ કાંઈ. પણ જે કાંઈ હતું, તે એટલું વ્યવસ્થિત, નાજુક, સુંદરરૂપે એમના શરીર ઉપર ગોઠવાયેલું હતું કે ઘડીભર તો એમ જ લાગે કે, જાણે એ કોઈ મોટી રિયાસત લઈને નીકળ્યાં છે. પુરુષ પણ જુવાન, મોહક, આકર્ષક, ચપળ, તેજસ્વી જણાતો હતો. પણ એની પાછળ આવી રહેલી એની સ્ત્રી—એ તો આખી સીમને સુંદર બનાવી દેતી. કોઈ વનશ્રી સમી જણાતી હતી. એના અંગ ઉપર ગમે ત્યાં દૃષ્ટિ જાય—સુંદરતા સિવાય બીજું કાંઈ જોવા ન મળે. એની આંખમાં જે પ્રીત, તેજસ્વિતા, ચપળતા ને મોહકતા બેઠાં હતાં, એ તો માણસની આંખને પકડી રાખે.

હું તો એ રસિક પ્રવાસી દંપતીને જોઈ જ રહ્યો. એ વખતે એક એવો અનુભવ થઈ ગયો કે જીવનમાં કુનેહના રમકડાંથી મેળવેલી તમામ સફળતાઓ મને સફ્લી જેવી લાગવા માંડી!

આંહીં આ કોઈ પણ જાતની કુનેહની રમ્મત ન રમનારાં બે પ્રેમી માણસો, દુનિયાની કેટલી બધી, ન મળી શકે તેવી સમૃદ્ધિ સાથે લઈને ફરતાં હતાં!

જાણે કે એ પોતે પોતાનામાં સંપૂર્ણ હતાં.

મને આ અનુભવે જાગ્રત કરી દીધો. શા માટે એ અનુભવે એમ જાગ્રત કર્યો, એ તો હજી પણ મને સમજાતું નથી, તેમ જ શા માટે સુંદર યાદ આવી ગઈ એ પણ હજી સમજાતું નથી. પણ લાગે છે કે એક આ પળ જ એવી આવી ગઈ એમ તો ન હોય, જીવનમાં કોઈ વખત કોઈ વિરલ પળે સાંભળેલું એકાદ સુંદર વાકય, જેમ તેમ ગમે તેમ ત્યારે જીવનને ઘડનારું બળ થઈ પડે છે, તેમ ભુલાઈ ગયેલી સુંદરની પ્રેમસૃષ્ટિએ, આ અનુભવ કરાવ્યો હોય. એ જે હોય તે. મને બરાબર યાદ છે કે મને અંતરમાં એક વેદના થઈ આવી. લાગ્યું કે સુંદરને ગુમાવીને જમાવેલી બધી જ વિજયસૃષ્ટિ પરાજય કરતાં પણ બૂરી હતી.

એ જે હોય તે. પણ તે વખતે મને પહેલી વખત જીવનમાં આ એક ઉગ્ર સંવેદના જાગી. થયું કે અરે! થોડાક નિર્માલ્ય જેવા સિક્કાઓના મોહમાં પડીને, મેં મારી કેવી ખુવારી વહોરી હતી?

મેં સુંદરને દગો દીધો. એને ગુમાવી. એમાં તો જાણે મેં જીવનમાં રહેલી પ્રીતનદીને જ ખોઈ દીધી હતી.

ખરી રીતે તો સુંદરને ગુમાવ્યા પછી તો મેં વર્ષો સુધી વિજયની પરાકાષ્ટાસમું જીવન વીતાવ્યું હતું. હું અનેક ઠેકાણે ડાયરેક્ટર હતો. અનેક ઠેકાણે પ્રમુખ હતો. અનેક ઠેકાણે સેક્રેટરી હતો. મારા વિના શહેરમાં

જાહેરજીવન ન હતું. હું ઘણો હોશિયાર, બુદ્ધિશાળી, વ્યવહારુ, ડાહ્યો, ડહાપણ ભંડાર માનતો હતો; પણ આ બધા ઉપરતા સ્વાંગો, આજે આ પેલી નમણી, જરાક શ્યામરંગી, પ્રેમપંખણી જેવી નારીને જોતાં જ કોણ જાણે ક્યાં સરી ગયા. અને મેં જે રીતે જીવનને વેડફી માર્યું હતું, એની વેદના જ અગ્ર બની ગઈ.

મને લાગવા માંડ્યું, મેં સુંદરને છેહ દીધો, એમાં મેં જીવનને મળેલી એક અનુપમ ભેટ જ ગુમાવી હતી. કોઈ વિજય પ્રાપ્ત કર્યો ન હતો. કોઈ સ્થાયી વસ્તુ મેળવી ન હતી. મેં સિક્કાઓના આધારે, મારા સંસારને જે રંગ આપ્યો તેમાં, અને આ સુંદરના પ્રેમસાન્નિધ્યથી, મને જીવનમાં જે રંગ જોવા મળ્યા હોત તેમાં, કેટલો બધો તફાવત હોત?

અને એ ન મળેલી સુંદર, વધારે ને વધારે સુંદર બનતી ગઈ.

પેલું રસિક સુંદર 'જીપ્સી યુગલ' મારી આંખ સામે, જાણે પ્રેમહવા ફેલાવતું જઈ રહ્યું હતું. એ એમ પ્રેમહવા લેતું જઈ રહ્યું હોય તેમ, પળેપળે નિશ્ચિંત મુક્ત હાસ્ય કરતું, પળેપળે થોભીને વાત વિનોદ કરતું. એમની વચ્ચે થતી વાતવિનોદનો એક શબ્દ સમજાતો ન હતો કે સ્પષ્ટ રીતે સંભળાતો પણ ન હતો. છતાં પળેપળે લાગતું હતું કે એ બન્ને, એવી સૃષ્ટિમાં વિહરતા હતા, જ્યાં કેવળ પ્રેમહવા જ રહેતી હશે, અને બીજું કાંઈ જ એ સૃષ્ટિમાં નહિ હોય.

માણસ પોતાની જાત જરૂરિયાતોને ઓછી કરતાં કરતાં, અનિવાર્ય રહેતી જરૂરિયાતને, એકબીજાના પ્રેમસહકારથી પૂરતો સાથ આપે તો જે મસ્તી ઊભી થાય, એ મસ્તી આ યુગલમાં હતી. એ થોડેક દૂર ગયાં પછી કોણ જાણે કેમ થોભી ગયાં લાગ્યાં. કોઈક માણસ એમને સામે મળ્યો હતો. કોણ માણસ હતો એ દેખાતું ન હતું. પણ કોઈ ફેશનદાર, દુનિયાને ઘોળીને પી ગયેલો, ઠગના ઠગ જેવો એ આંહીંથી જણાતો હતો.

એમની વચ્ચે શી વાત થઈ કે શી વાત બની એ પણ કાંઈ સમજાયું નહિ.

માત્ર પેલા જિપ્સી જુવાને, મોટેથી બોલેલા થોડાક શબ્દો સ્પષ્ટ સંભળાયા: 'હિમ્મત હય યે સારી દુનિયા—જનાબ! ઔર સારી દુનિયા બી નહિ. દુનિયા ક્યા ચીજ હય? જિંદગી સે જ્યાદી બાત દુનિયા મેં રહેતી હય. ઇસિ લિયે મેં કહેતા હૂં સારી જિંદગી. જિંદગી સામને રખને સે, યે બાત કા કુછ પત્તા લગેગા. રસ્તા માપીએ સા'બ! હમેરા મિજાજ બોત ખરાબ હય—ઔર ઇધિર કોઈ નજર મેં આતે નહિ. જિંદગી સે કુછ પરવા કરને હો, તો રસ્તા માપીએ સા'બ!'

કાંઈ સમજાયું નહિ કે એમની વચ્ચે શું વાત થઈ હશે, પણ પેલા જિપ્સીના શબ્દોનો અર્થ ચોખ્ખો હતો. આ જુવાને, પેલા જુવાનને, કોઈ વાતની હિમ્મત, 'સારી જિંદગી' એમ બતાવી હતી!

કદાચ એની નમણી નારી માટેની વચ્ચે આગળ પાછળ કોઈ સંતલસ થઈ હશે, એના અનુસંધાનમાં આ વાત હોય. કે વખતે આ નક્કર પણ રસભર્યો જીવનની ચાવી શેમાં છે એ પેલા જુવાને જાણવા માગ્યું હોય કે વખતે એમના આ પ્રીતજીવનની પ્રશંસામાં બે ચાર પ્રેમવાક્યો કહી નાખ્યાં હોય. પણ એવી કોઈ વાત હોવાનો સંભવ હતો.

એ જે હોય તે. પણ પેલું પ્રેમ-યુગલ મુક્ત હાસ્યના પડછંદાથી આખી સીમને પ્રેમહવા આપતું ચાલી જતું નજરે પડ્યું. જ્યારે પેલો જુવાન અસ્પષ્ટ અંધારાનો પડદો ઊપડે તે પહેલાં ભાગી જવા માટે આતુર હોય તેમ, એક અણઘડ માર્ગે દોડતો જઈ રહ્યો હતો.

એમની વચ્ચે જે કાંઇ વાત હોય, કે જે કાંઈ સાચુંખોટું સમજાયું હોય, પણ જિંદગીના મહામૂલ્યથી નારીના પ્રેમને મૂલવવાની એ વાત હતી. એટલે મને પાછો મારા જ જીવનનો વિચાર આવવા મંડ્યો.

મેં સુંદરનું મૂલ્યાંકન ઓછું આંકવામાં કેવો જીવનઘાત



પન્નાલાલ પટેલ

# મારો મુલક

આપણા જાણીતા વાર્તાકાર પોતાની માભોમને, પોતાના વતનને જે શબ્દચિત્રથી અંકિત કરે છે તેથી સમૃદ્ધ બનેલો આ આખો લેખ ઘણું કહી જાય છે. પોંડિચેરીના શ્રી અરવિંદ આશ્રમના વિદ્યાર્થીઓ સમક્ષ વાંચવા માટે તૈયાર કરેલો આ લેખ એટલે જ સર્વને એટલો જ સમૃદ્ધ લાગશે. ગ્રામ ધરતીનો સાચો સાદ આમાંથી સંભળાશે...

આ મારો મુલક એટલે ગુજરાતનો ઈશાન ખૂણો, ને તેમાંય ખેતીપ્રધાન ગામડાંવાળો; ઋતુએ ઋતુએ રંગ બદલતો પણ માનવ જીવનમાં તો એનો એ જ જાણે લાગ્યા કરતો!

ઝાયણી એટલે કે બેસતું વર્ષ માણ્યું ન માણ્યું. 'હુડ્યા! પવન પાવડિયે ભગવાન ચડિયા; કાંઈ જોયા ધરતીનો પાર'...એ લીટીથી શરૂ કરી સાત સાત પાંખડિયો ગાઈ પૂરા કરેલા હુડાના[1] ભણકારા શમ્યા ન શમ્યા ને બીજી જ સવારે આ ખેડૂત જનતાની જીવનઘાણી વળી પાછી જોતરાઈ જાય છે: વહેલો ઉઠેલો પુરુષ, દાતણપાણીથી પરવારી, ચૂલા ઉપર ચા ઉકાળી, પિત્તળના કપમાં ગાળી, પી, છોકરાંને ભેગાં ફોસલાવી,-વગર તબેર[2] તમાકુ ભરી, હોકીની ફૂંક તાણી ન તાણી ને લાગલો જ બળદોની ખાંધે હળ ચડાવી ચાલતો થાય રવિપાક માટે ખેતર ખેડવા નેળિયા તરફ.

તો સ્ત્રી વળી કૂકડો બોલતાંની ઊઠી, પાછી બે પાલીનું દળી દૂઝણાં ઢોરની શેડ કાઢી, કોઢમાંના ઢોર-આંગણે બાંધી, ઘર ચોપાડનો પૂંજો વાળી, મોવડના[3] ચૂલા ઉપર પાટુડામાં કઢી વધારી, એક છોકરું હલાવવા માટે ચાટવે[4] વળગાડી, તો બીજાને વળી ઘોડિયાની સેર પકડાવી વળગી જાય છે વાસીદું ને પાણી ભરવા.

સવારના દસ વાગતાં દૂઝણાં ઢોરને છાશ-પાણી પાઈ માંડ માંડ પરવારે છે. ને રડી રહેલા બાળકને ધવરાવતાં પોતે પણ દાબડીમાંથી છીંકણીની ચપટી ભરી સટાકા ભરતી જાણે થાક ઉતારી રહે છે.

ત્યાં તો હાંક પડે છે: 'ઢોર છોડો...ઢોર!'

ને વળી પાછી એ ઊભી થાય છે. કેડમાં બેસાડેલ બાળક ફરતો એક હાથ રાખી, બીજે હાથે ઢોરની કોટના ગાળા કાઢી, એ બધાંને હાંકતી હાંકતી ઢોરે કરેલા પોદળા ઉપર પગ વડે થોડી માટી વાળી પોતાનો છે એવી નિશાની કરતી, ફળીને નાકે ગોવાળને ઢોર સોંપી પાછી ફરે છે. બાળકને, રમતાં છોકરાં ભેગું ભોંયે મૂકી, ટોપલામાં પેલા પોદળા ભરી, મોટા સંતાનને માથે ચડાવી ઉકરડા તરફ રવાના કરી, હાથ ધોવા ભેગી—નહાવાનો નિયમ હોય તો—નહાતીકને પેસી જાય છે લાગલી જ રસોડામાં.

ગામને નાકે આવેલા વીસેક હાથ ઊંડા કૂવામાંથી બેડે ને બબ્બે માણે ઘરનું છ-આઠ બેડાં પાણી ભરતાં કઢી એણે ઉતારી લીધી છે. સાટે પાણી ગરમ

૧—ગીતનો પ્રકાર. ૨—ચલમમાં તમાકું મૂકી ઉપર રૂપિયા સરખું માટીનું ઠીકરું મૂકે છે તે. ૩—ઓરડાનો આગળનો ભાગ.

૪—લાકડાની ચાટવી.

---

કર્યો હતો એ વાત કાંટાની પેઠે ખટકવા માંડી.

અને આ બધું શા માટે? વિજય માટે? આગળ વધવા માટે? થોડાક સિક્કા માટે? શા માટે? જીવનનો જે મહાનમાં મહાન પ્રસંગ ગણાય, જે જીવનને એક સ્થાયી રંગ આપી શકે, તે મહાન પ્રસંગને મેં કેવો વેડફી નાખ્યો હતો? મને ત્યારે લાગ્યું કે જીવનની અનેક શૂન્યતાઓ પ્રેમજીવનની શૂન્યતાના પ્રમાણમાં કાંઈ જ—કાંઈ જ નથી.

મનમાં થઈ ગયું કે હવે તો માનવજાત કાં જીવનમાંથી સિક્કાને કાઢે તો સારું, નહિતર સિક્કા એમને કાઢશે: નિર્માલ્યતાઓના ઢગલેઢગલાનો ફાલ આપીને!*

* નવા વાર્તા સંગ્રહ મંગલદીપમાંથી







કરવા ભાચરિયું[5] ચૂલે ચડાવી દીધું છે. તો બાળકોને શિરામણ પણ રાતના વધેલા ટાઢા ભાતથી કરાવી દીધું છે. વળી અંદરના ભાગમાં આવેલા રસોડાને ચૂલે લાકડાં સળગાવી એક બીજી પાટુડી પણ પાણી ગરમ કરવા મૂકી દીધી છે.

ને એ જ ગરમ પાણીએ, કથરોટમાં મકાઈનો લોટ સારી પેઠે કરમોવી, એક બાજુએ દબાવી, દોઢેક પાશેર એમાંથી ખાંપી લઈ, ખરે એટલું ઊનું પાણી છાપકું ભરી છાંટે છે ને બદનનો ઝોક આપતી જમણે હાથે મસળે જાય છે. વાક[6] આવતાં ગોળ ગોળ એનો લોયો બનાવી, પાણી વડે હાથ ભીંજાવી, આંગળાં હથેળીએ વધારતી વધારતી આખર જતાં બેઉ હાથના પંજા પસારી હથેળીઓ વચ્ચે દબાવતી જાય છે ને ડાબા જમણા હાથ પર લેતી રોટલાને ફેરવી જાય છે : ટપાક...ટપાક...ને પંજા કરતાં બબ્બે આંગળ બહાર નીકળે એનો ખારસો મઝાનો ચંદ્ર બનાવી, ધબ દેતોકને નાખે છે પડખેના ચૂલા ઉપર તપે જતા કલેડામાં. ખોયણાં સંકોરી વળી એ બીજા રોટલાનો લોટ મસળવા મંડે છે. ને એમ, મોટા જણ માટે બે, વત્તા એક બપોરિયો, તો નાના માટે એક વત્તા અડધો, આ હિસાબમાં અચાનક આવી ચડનાર કોઈ મહેમાન યા માગનાર(ભિક્ષુક)નો એકાદ રોટલાનો વધારો ગણી દોઢ બે કલાકમાં રાંધવા ભેગું છોકરાંને ખવરાવવાનુંય પતાવી દે છે.

દરમિયાન હળ પણ આવી ગયું હોય છે. ને પતિ, મોવડના ચુલા ઉપર તપતું ભાચરિયું આંગણામાં આવેલા નાવણિયા પાણા આગળ મૂકી નાહી લે છે. પછી જો દીવો કરવાનું પોતાને માથે હોય તો પાણિયારી ઉપરના તાકામાં કે ઘરને કોઈક ખૂણે આવેલા આળિયામાં મૂકેલા પથ્થરના કોઈક ભગવાન, યા તો (કોઈ વાર ડાકોરની જાત્રા કરી હોય તો ત્યાંથી કે શામળાજીના મેળામાંથી ખરીદેલી) રણછોડજીની નાનકડી છબી આગળ દીવો કરી, હથેળીમાં જરી કંકુ લઈ, ભગવાનના ભેગો પોતાનેય કપાળમાં ચાંલ્લો તાણી લે છે. કોઈને કાઠી[7] ભક્તિ હોય તો એટએટલામાં બેસી માળા પણ ઝટપટ ફેરવી લે છે, ને પછી ખભે નાખેલા ધોતિયાની પાટલી વાળી, કચ્છ ભીડી, કેડિયું[8] યા ખમીસ ચડાવી રસોડામાં કે નાકા આગળ ઊભા પગે બેસતાં પત્નીને ન હુકમ કે ન વિનંતિ એવી ઢબે કહે છે : 'લાવ, હેંડ ખાવા.'

પત્ની એને તાંસળા ઉપર રોટલો મૂકી આપે છે. ને દૂઝણું ઘરમાં કોઈ ઢોર દેતું હોય તો વાઢીમાંથી ઘી ને નહિ તો પછી, દાળ યા કઢી જે હોય તે રેડી આપે છે.

ને ડાંસ સરખો ભૂખ્યો ખેડૂત એક પછી બીજો રોટલો ચોળી ખાઈ, દસ મિનિટમાં પતાવી છળું[9] કરીને હાથ વડે હાથ લોતો સીધો હોકા તરફ જ ડગ ભરે છે. એ જ વગર તબે તમાકુ ભરી, ખાટલા પર બેસી, દમ તાણી, દબલી[10] ઉપરનું દાતરડું સંભાળે છે. વચ્ચે નદી આવતી હોય તો પલાળેલું ધોતિયું લઈ, છોકરું કોઈ સાથે થતું હોય તો ધમકાવીને ને છેવટ ઘરમાં પત્નીને સોંપી આવીને બળદોને આગળ કરી ચાલતો થાય છે સીમ ભણી. પત્નીને સૂચના આપતો : 'એ...હેંડજે ઝટ. ને પાણીનો ઘડો પાછો ?'

પત્ની પણ—ભલું હોય તો ચૂલા ઉપર રાત માટે લૈડકું રાંધતાં ભેગાભેગી ખાઈ પણ લે છે. ને પછી છોકરાં માટે કોઠલામાં કે કોઈ દબલીમાં બપોરિયું ભાથું ઢાંકી, બાળકને ધવરાવતી જાય છે ને મોટા સંતાનને ઘર સાચવવાની તો આ ભાંડું રાખવાની વગેરે શિખામણ પણ આપતી જાય છે. બાળક પૂરું ધવરાવ્યું ન ધવરાવ્યું ને ઘોડિયામાં મૂકી ઊભી થઈ જાય છે. દળણું બહાર સુકવવા મૂકી, ઓઢણી યા ઘોતલીના અડધા ભાગનું ઊઢેણું વાળી, અડધો ભાગ

૫–મોટું માટલું. ૬–ચીકાશ.

૭–પાકી. ૮–કસવાળું ખમીસ. ૯–જમીને હાથ ધોવા. ૧૦–માટીની નાની કોઠી.



પાછળ લટકતો રે' તેમ માથે મૂકી, ઉઢેણા ઉપર ઘડો, ઘડા ઉપર દાળ–કઢીની કુલડી ને એ ઉપર રોટલા મૂકી પાછલો છેડો ઉપરથી આગળ લાવી, ઘડાના ગળા ફરતી બેઉ છેડાની, પાછળ જતી ગાંઠ પાડી દે છે. ને ખભે દાતરડું મૂકી છીંકણીની દાબલી સંભાળી, અંદરથી એક ચપટી ભરી, દાબલીને કપડામાં નાખી, છોકરાંને એક બીજાથી ભાળવણ કરતી ને સાંજ ઉપર ગોળ આપવાની લાલચ આપતી, પાછળ થતાં હોય તો કામચલાઉ ઘરમાં પૂરી ચાલતી થાય છે સીમ ભણી—છીકણીનો સટાકો ભરતી, 'સુ...ર્ સુ...ર્...'

ગામ આસપાસનાં ખેતરોની મકાઈ પહેલે જ દાતરડે લણાઈ, ભારે બંધાઈ, આંગણામાં ઊભી થઈ ગઈ છે. આ તરફના નીચાણવાળા ભાગમાં આવેલી ક્યારીમાંના ક્યારડાંની ડાંગર પણ લણાઈને ખળાની અંદર દિવાળી પહેલાં જ લેવાઈ ગઈ છે. હા, નદીને પેલે કાંઠે દેખાતી ટેકરીઓની વચ્ચે વચ્ચે વાવેલાં બાજરી સુંડિયું[11] હજુ અકબંધ ઊભાં છે.

ને આ બધા ઉપર ફરી રહેલું દાતરડું, છેલ્લે શેઢા–પાળાનાં ઘાસ વાઢી, આખરના ગવાર, તલ ને તુવેર લણી, મૂકાઈ જાય છે કોઢીઓ ઉપર કે, આવજો વે'લું—ચાંદાને અજવાળે ખેતર ખેડી ઓરી દીધેલું—ઘઉં–ચણાનું ઉનાળુ વાઢણું.[12]

આ પછી તલ વાઢતા પહેલાં કાઢી લીધેલી મગફળીની માવજત શરૂ થાય છે. એક બે વાર ચાળો[13] કર્યા પછી કડોલ[14] વડે ઝોરાય[15] છે, ઉપણાય છે, ડાખળીમાં રહી ગયેલા વીણાય છે, કોથળે ભરાય છે ને છેવટ વાણિયાને કાંટે જોખાઈ, નામા પેટે ચોપડે જમા થઈ—કાં તો વખારે ભરાય છે કે પછી બારોબાર ગાડામાં ચડી જાય છે કે આવજો વે'લી કરબાની કોઈ ફેક્ટરી કે પછી દેશ પરદેશની મુસાફરી.

૧૧–એક જાતનું અનાજ ૧૨–વાઢવાની મોસમ. ૧૩–ઉપર નીચે કરવું. ૧૪–નીચે પાંખિયાં હોય એવી લાકડી. ૧૫–ઊંચું નીચું કરવું, ફૂટવું.

આ પછી અખાડામાં લાવી માંડેલી મકાઈનો વારો આવે છે. એક એક કરી ફેલાય છે ને કડો[16] વાળીને બનાવેલા કરબલામાં[17] ફોલેલી ડોડિયો બધી એકઠી થાય છે. ને આવી પહોંચેલી વસંતના દિવસોમાં લીંપેલા આંગણામાં એનો ઢગ કરી, ચારે કોર મોદ[18] બાંધી, ગામના છ–આઠ જુવાનો બે ભાગમાં વહેંચાઈ, આમને સામને ઊભા રહી, તાલબદ્ધ ડંગા[19] મારતા ભ્રમરોની જેમ બેઠા સાદે ગુંજી રહે છે: 'આવો રામ!...આવો રામ!...એ આવો રામ!'... તો કૂટવાનું બંધ પડતાં, છળિયાં[20] વીણવા ટોપલાં સાથે ટોળે વળેલાં ગામ–ફળીનાં છોકરાં–સ્ત્રીઓની પડાપડી પણ મજેદાર મચી રહે છે...સાંજ પડતાં એક તરફ મહિમા રૂપે ગામનાં છોકરાંને બાકળા વહેંચાય છે તો બીજી તરફ દાણામાંથી કાંચળી ઉડાડવા પણછવા[21] નંખાય છે, ઉપણેલી મકાઈનો આરો થાય છે. ટોપલાં ભરી ભરી મપાય છે ને કેટલા મણનું ટોપલું ને કેટલાં ટોપલાં મકાઈ થઈ એ બેની રસભરી ગણતરી થાય છે. ને માનવીની ત્રેવડવાળાને ત્યાં તો રાતની રાતમાં રખેળાઈને[22] કોઠી–કરબલામાં દબાઈ પણ જાય છે કે આવજો વે'લું—ખાતાં ખાતાં ખૂટે એ પહેલું નવું વરસ ને ધાન પણ નવું!—

તો ભેરુબંધ સરખા ધોરીઓ માટે પણ ચૂંટાયલાં બાજરી–સુંડિયાના પૂળા ઘરમાંના માળે ચઢી જાય છે કે વે'લો આવજે વરસાદિયો દી.

ત્યાં તો ગામ આસપાસની કેળવાયેલી ને કસદાર એવી સીરમી જમીન ઉપર ભરયૌવનમાં લહેરાઈ રહેલા ઘઉં–ચણાનો મોલ, ફાગણના વાયરા સાથે ફાગ ખેલતો ખેલતો જીવનનો ખેલ પણ ખલાસ કરે છે.

ને એક તરફ હાથ વેંતમાં આવી રહેલી હોળીના ઢોલ ઢમકે જાય છે તો બીજી તરફ આ રવિપાક

૧૬–ચટાઈની જેમ ગૂંથેલ વાંસની ચીરો ૧૭–પાતળી ઓટીઓ ભરીને–ગૂંથીને બનાવેલી કોઠી. ૧૮–જાજમ. ૧૯–જાડી લાકડી ૨૦–મકાઈ ડોડાનો દાણા ઉખાડી લેતાં બાકી રહે તે ભાગ. ૨૧–ચોફાળ વડે પવન નાખવો તે. ૨૨–સડી ન જાય માટે રાખ ભેગું કરવું.

ઉપર દાતરડાં ફરી રહે છે.—

મોલનો એક તો વિસ્તાર ઓછો, કામનો લોકોને ભાર ઓછો ને તેમાં પાછો વીંઝણા ઢોળતો વાસંતી વાયરો—ઓછું હોય તેમ ઉઘાડા આભલે ફાગણનો ચાંદલો! ને દિવસે કરતાંય રાતે વાઢવાનો લોકોને જાણે પાનો ચડે છે. પાંચ જ દિવસમાં ખેતરના પાધર બની જાય છે કે આવજે ઓઢયો આષાઢ વે'લો.

ને જાણે આષાઢથી માંડીને તે ફાગણ સુધીના આ અવિરત કામવાળા કાળને લોકો હર્ષભરી વિદાય આપતા હોય તેમ હોળી ઉપર પાંચ સાત ઢોલના તાન અને થાળીના રણકાર સાથે ગાંડા બની પુરુષો દાંડિયા રાસ રમે છે—કોઈ કોઈ ફાગ પણ ગાય છે, તો યુવતીઓ એમના ઉપર રાખ, ધૂળ ને છાણ ફેંકે છે. હોળી રમે છે. ને એ-પાંચ દિવસના આ પ્રમોદ પછી ધૂળેટી વળાવાય છેઃ ખભે ભરવેલા ઢોલ પાછા ખીંટીએ ટીંગાય છે તો હોઠમાંના ફાગ પણ હૈયાનો પંથ પકડે છે: 'ફરતો ફાગણ વે'લો આવજે!'

ને પછી ઉનાળાના લાંબા દિવસ શરૂ થાય છે. સૂરજ દાદા ઊગતાંની સાથે જ જાણે ખોયણું[૨૩] લઈ ને ઊઠે છે. તેમાંય ચૈતર તો એવો તપે કે ગરમીનો જાણે વરસાદ વરસ્યો. ધખ્યે જતી ધરતી જાણે આહ પોકારતી હોય તેમ હવામાં રવરવાટ મચી રહે છે. તો લૂ પણ બમણા શેકી નાખે એવી વાતી હોય છે. એમાં વળી વૈશાખી વાયરા છૂટે છે ને આંધી પણ ઊડવા લાગે છે. તો કોઈ વાર ધૂળ-પાંદડાંની એવી તો ગગને ડમરી ચડે છે કે જાણે ધખતી ધરતીની કોઈ રીસ, ઊંચી અગાસીએ ઊંઘી રહેલા મેઘરાજાને ઢંઢોળવાને સીધી ન ઊપડી હોય!—

ને મેઘરાજાને મહેલેથી જાણે દૂત છૂટયા હોય—ધરતીને દિલાસો દેતા હોય તેમ કોળંબળીઓ[૨૪] છૂટે છે—ઝાંખી પાંખી વાદળી સાથે શીળા ને પાણીભર્યા વાયરા નીકળે છે. ભૂતાવળશાં લાગતાં ઝાડ-ઝાડવાંને નવપલ્લવો ફૂટે છે તો ખેડૂત જનની પણ સુરતી ઊડે છે.

૨૩-સળગતું લાકડું. ૨૪-ભીનાશવાળી પાતળી વાદળી.

ને આણાં-પિયાણાં તો વિવા-વાજનની સાથે સાથે—ચોમાસાખરચી માટે ચોખા કાઢવા સ્ત્રીઓએ ઉપાડેલાં સાંબેલાં કોઠિયોને વચાળે મૂકાય છે. તો પુરુષ પણ બાર માસની ખરચી જોગ રાશો,[૨૫] દામણાં[૨૬] ને વાણ વગેરે માટે ફેલાં[૨૭] આંબળવા હાથમાં લીધેલી ચકરડી ઊંચી મૂકે છે. ને બધાં વળગી જાય છે ખેતરમાં ખાતર નાખવા, તો ઘર ચાળવવા, ખેતર ફરતી વાડ કરવા તો ચોપાડની જોતરીઓ[૨૮] ઉપર ચોમાસા જોગ લાકડાં ભરવા.

ને આમ એક બાજુ કામથી નીપટતાં જાય છે તો બીજી બાજુ ભગવાનના ઘર તરફ (ઈશાને) આંખો માંડતાં થાય છે. કોઈ કોઈ તો પરસેવે રેબઝેબ કેડિયું કાઢતાં કે કોઈ સ્ત્રી પાલવે હવા ખાતાં—બોલી પણ ઊઠે છે, 'આટ આટલો ધખારો જોતાં તો નક્કી વરસાદ આજકાલમાં થવો જોઈએ.'

ને સાચે જ એક સાંજે ઈશાને ચઢાવો નીકળે છે. વિંધ્યાચળ જાણે વધ્યે જતો હોય ને વધતાં, ફેલાતાં અંદરમાં કોઈ અણકથ વેદનાની જાણે આંકળીઓ[૨૯] ઊઠતી હોય તેમ આંબળા લેતો, અમૂંઝણભર્યું એવું તો ઊંડે ઊંડે ઘૂઘવતો હોય છે કે—આભ તરફ ઊલટભરી મીટ માંડી રહેલાં આબાલવૃદ્ધ, અંગ આંખોથી આનંદની કોઈ છાલક ઉડાડતાં લગભગ એકી અવાજે બોલી ઊઠે છે: 'એ ગાજ્યો!'...

ને આમ વળી વરસાદ ને વળી પાછી ઉલ્લાસભરી પેલી ઉપાધિઓ: હળ જોડવાં, કણ કણ કરી ધરતીમાં બી વેરવાં, હળવાં, નીંદવાં ને એ રીતે એમને પાળવાં ને પંપાળવાં. ઝાઝે પાણીએથી બચાવવાં, લાંબા વરાપમાં[૩૦] ટકાવી રાખવાં, તો વળી પશુ પક્ષીઓના મારામાંથી ઉગારવાં ને આખર જતાં—

જાણે એનાં એ જ ધાન, એનાં એ જ માનવી ને કાળેય એનો એ જ. અસલની હાય-વોય, સાથે લાંબા

૨૫-દોરડું. ૨૬-ઢોર બાંધવાનું દોરડું. ૨૭-છાંટાં—છાલ. ૨૮-નાનો પાટ ૨૯-લીં'પણમાં પાડેલી ભાત. ૩૦ બે વરસાદ વચ્ચેનો ખેડ માટે સાનુકૂળ વખત.



પંથે પથરાયલાં પેલાં ધાન સુકાઈ ને જમીનદોસ્ત થઈ જાય ને પહેલાં રાતદિવસ વેઠી છોડે છોડ કરી લણી લેવાં ભેગાં કરવાં ને—

ત્યાં તો અવિરત આ મથામણમાં વચ્ચે થોડીક રીસેસ પડતી હોય તેમ દિવાળી આવી લાગે છે. પણ તેય ખાસ તો ગોળાયા દિવસથી (સાંજના પાંચેકથી) જ શરૂ થાય છે—ને તેય હુડા ગાનાર રસિયાઓ માટે ને તેમાંય ખાસ તો છોકરા પૂરતી. રાત પડતાં લાડુનું જમણ જમી ભાત ભાતનાં કપડાં પહેરી, ખિસ્સામાં ટોટા ભરી, ફળી ફળીનાં છોકરાં—દિવાળી સરખા મહામૂલા પર્વની રાત અંધારી કરવા બદલ ભગવાનની જાણે મશ્કરી કરવા ન હોય તેમ—મેરાયું[31] સળગાવી, ઘેર ઘેર તેલ પુરાવતાં ને ફટાકડા ફોડતાં નીકળી પડે છે ગામ ફરવા—લાંબે સાદે પોકાર પાડતાં : આજ દિવાળી, કાલ દિવાળી, પરમદા'ડે ઘેંશ ઉકાળી, મે...રાયું' ને આમ દિવાળીનો દિવસ પૂરો થતાં બેસતા વર્ષનું પર્વ, 'ઓઢણ્યો' નામે ઓળખાતા મેદાનમાં ગાયો રમાડવાથી શરૂ થાય છે. ને પછી પેઢી દર પેઢીના રિવાજવાળાં બે-ચાર ઘેર રાવણું[32] રૂપે બેસી, હુડા ગાઈ, સુખડી ખાઈ, તોરણ વણી, સાંજ પડતાં આબાલવૃદ્ધ ઓઢણ્યે જાય છે ને ફટાકડા બંદૂકોના અવાજો સાથે ભડકેલી ગાયોના ધણને તોરણે ચડતું જોઈ, કોની ગાય પહેલા ચડી એની ચર્ચા કરતું છોકરાં-સ્ત્રીઓનું વૃંદ અંધારું પડતાં ગામમાં પાછું ફરે છે.

તો બીજી તરફ તોરણ પાસેના રિવાજવાળા સ્થળે એકઠા થઈ એક બીજાથી ભેટી ગામ તરફ ફરી રહેલા પુરુષ વર્ગમાંનો પેલો રસિક ભાગ બેઠી ચાલે ગામમાં પ્રવેશતો લાંબા અવાજે ગાઈ રહે છે :

> હુડા...જીવો તો, ધરતીનો ખોળો ખૂંદજો.
> પેલા મુચલાના માને ઝવાર !

31—તંબુરાની ખોપરી કાપી અંદર કાકડા વીંટેલ લાકડું ખોસી તેલમાં પલાળી સળગાવે છે.

32— ગામલોક મળીને અમુક પ્રસંગે બેસે તે.



પ્રો. 'શશીશિવમ્'

## પંખી ઊડચું જાય

એક પંખી ઊડચું જાય.
ઊંચે ઊંચે એકલપંથી નભ વીંધીને જાય.—એક૦

દૂર દિશાએ મીટ માંડીને પંથ કાપતું જાય;
શ્યામ ગગનમાં સુવર્ણરેખા ક્યાંયે ના દેખાય.— એક૦

નીચે ઊંડાં ખીણ કોતરો, રણની અસહ્ય લ્હાય;
વેગભર્યાં વંટોળ ઘૂમે ને દિશદિશ ઝોલા ખાય,—એક૦

તેજતણા ક્યાં દેશ અરે ક્યાં ગીતભરી ઉરસૃષ્ટિ ?
બે નયનોની એ જ એક બસ ખોજભરી રે દૃષ્ટિ;
વ્યાકુલ હૈયે, શિથિલ પાંખે, પંથવિહીણ અટવાય.—એક૦



અધુર્ત કંચનરાય દેસાઈ

# વધુ પરદેશી બતકો

ઊર્મિના ગયા અંકમાં આપણે ત્યાં આવતી પરદેશી બતકોમાંની થોડીનો ખ્યાલ આવી ગયો. આ લેખમાં એમાંની જ બીજી વધુ જાતોનો આપણને પરિચય મળે છે. ખૂબ જ સામાન્ય લાગતા આ પરિચયાત્મક લેખો એટલા બધા અસામાન્ય હોવાથી આ લેખકનું ચોક્કસ સ્થાન છે......

આપણે ત્યાં પરદેશથી લગભગ અઢાર જાતની બતકો આવે છે તેમાં કેટલીક આપણે જોઈ ગયા. આ બધી બતકો આપણાં જળાશયોને સર્વ ઠેકાણે પોતાના ગણી વસે છે તેમાં પછી તે જળાશય ગામડાનો પાણી-શેરડો હોય કે નળસરોવર જેવાં વસ્તીરહિત સ્થળો હોય. નદી હોય કે સરોવર હોય કે ચોમાસાના વર્ષાથી ભરાયેલા ખાડા હોય. પણ તેમાં તેના આહારની વિપુલતા અને રક્ષણ માટે પાન છેયા જેવી વનસ્પતિ ઊગેલી હોવી જોઈએ. હવે આપણે આગળ બીજી બતકો જોઈએ.

### નાની બતક

આ બતકનું નામ જ તેનું કદ બતાવી આપે છે. જેના નરનો માથા ઉપરનો રંગ સુરંગ કથ્થાઈ તેમાં તેની બન્ને બાજુ તેને એક ચળકતો ઘેરો લીલો પટ્ટો આંખ આગળથી નીકળી માથાની પાછળ સુધી આવે છે. તેની ઉપરની છાતી કાળી ઝાંયવાળી ધોળી અને અંદર કાળા તલકાં શોભી રહે છે. પેટાળ બધું ધોળું, પીઠ અને પડખાં રાખોડી અને કાળી લીટીઓવાળું. પાંખના છેલ્લાં પીંછાં કાળાં અને પીળાં રાતાં જે પીંછાં પાંખને ઢાંકતાં પીંછાં ઉપર આવે છે. તેની પાંખ વચ્ચે આવતો હાથો કથ્થાઈ અને ચળકતો લીલો. આંખ ઉપર આવતી લીટી કાળી અને ધોળી પટ્ટીથી શોભે છે. આ પટ્ટીમાં કોઈ વખત રાતી ઝાંય દેખાય છે. ખભા ઉપર સલેટીયા રાખોડી રંગ, પૂંછડી કાળી અને ધોળી જ્યારે નર પૂરા રંગમાં હોય છે. ત્યારે પૂંછડીની બન્ને બાજુ પીળો ચપકો જોવામાં આવે છે. માદાને આંખ ઉપર બહુ ઝાંખું પટ્ટા જેવું દેખાય છે. છાતી વધારે કથ્થાઈ અને ઉપરના ભાગમાં કે પડખામાં અને પૂંછડી ઢાંકતાં પીંછામાં કથ્થાઈ લીટીઓનું ચિત્રામણ દેખાતું નથી. નાના નરો અને હજુ રંગમાં ન આવ્યા હોય તેવા નરો માદાને ઘણી રીતે મળતા આવે છે. પણ તેને ઓળખવા માટે એક અગત્યની ચાવી એ છે કે તેની પીઠ અને પડખાનું બારીક અવલોકન કરીએ તો તેમાં લીટીઓ દેખાય છે. માદા ટૂંકો અને તીક્ષ્ણ 'ક્વેક' કરે છે જ્યારે નર 'ક્રીટ ક્રીટ' જેવો અવાજ કરે છે.

આ નાની બતક આપણે ત્યાં પરદેશથી શિયાળામાં આવતી બતકોમાં સૌથી વધારે સામાન્ય છે. વળી તેઓ નાના પાણીભરેલા ખાડામાં પણ આવી બેસે છે. એની સાથે મોટાં જળાશયો અને વહેતીણ પાણી ઉપર પણ દેખાય છે અને જો સફરમાં જવા કે આવવાની હોય તો દરિયા ઉપર પણ જોવામાં આવે છે. આ બતક સામાન્ય રીતે આઠ દશ ટુકડીમાં સાથે જોવામાં આવે છે અને ઉડાનમાં તેજ છે અને તેઓની ખાસીયત પાણીની સપાટીથી થોડે ઊંચે ઊડવાની છે અને ત્વરિત ગતિએ પાણી ઉપરથી ઊડી નીકળે છે. તેની સાથે હવામાં પણ બહુ જલદી ફરી શકે છે. તેમાં જ્યારે પાણી ઉપર ઊડતી હોય ત્યારે તેઓની દિશા બદલવાની ચાલાકી હેરત પમાડી દે છે. આ બધી તેને ઊડાનમાં પારખવાની ચાવીઓ છે. જંગલી ભેરી નામનું બાજ આ બતકનો શિકાર બહુ સહેલાઈથી કરી લે છે. તેમાં કોઈ વખત બંદૂકના અવાજ ઉપર આ બાજ હળી જાય છે કે જેવો તળાવ ઉપર બંદૂકનો ભડાકો થયો કે તરત જ તે જગ્યા ઉપર આવી ગેડા મારવા લાગે છે અને ઊંચે ચડતી આ નાની બતકના ઘેરામાંથી એકાદને સહેલાઈથી ઉપાડી લે છે. જો બનાવેલી ભેરીને તળાવ ઉપર ગગનથી ગેડા મારતાં શીખવવામાં આવ્યું હોય તો આ બતક એટલી બધી ગભરાઈને પાણી છોડતી નથી. અને છોડે તો કાંઠે પાછી પડી જાય છે જે વખતે તેઓને એટલી બધી બીક ઘેરી લે છે કે આપણે હાથથી તેને પકડી લઈ શકીએ છીએ.



આ નાની બદક ઘણી બીજી બદકો માફક રાતના સફર કરવાનું પસંદ કરે છે. જેમાં તેની ઊડતી આવતી ટુકડીની પાંખોનો સુસવાટ ક્યારેક સાંભળવામાં આવે છે એટલી નીચે ઊડતી જાય છે.

નાની બદકની પ્રજોત્પત્તિ યુરોપ અને ઉત્તર એશિયામાં થાય છે અને શિયાળો ગાળવા આપણી વચ્ચે ગુજરાત સૌરાષ્ટ્ર અને કચ્છમાં તેઓ સામાન્ય રીતે જોવા મળે છે. વળી ક્યારેક આ બદક બહુ વહેલી આવ્યાના દાખલા પણ જડે છે.

આ બદક ડૂબકી મારીને પોતાનો આહાર શોધતી નથી પણ પાણીની સપાટી ઉપરથી મેળવે છે. વળી તેઓને મોટું જળાશય હોય કે નાનો :પાણી ભરેલો ખાડો હોય છતાં તેઓ છીછરા પાણી ઉપર જ જોવામાં આવે છે. આહાર કરવાનો સમય વહેલી સવાર અને મોડી સાંજનો છે. છતાં ક્યારેક રાતના આરામ માટે ઊંડા પાણીમાં જઈ બેસતાં દેખાય છે.

અંગ્રેજીમાં આ બદકને The common teal કહે છે અને Anas crecca crecca (linn) એ એનું વિજ્ઞાનિક નામ છે.

### સીન્ગપર બદક

નીલશીર બદક કરતાં કદમાં સહેજ નાની પણ લાંબી જણાતી આ સીન્ગપર બદકનો નર બીજી બદકોના ઘેરામાંથી તેના ઘે। તપખીરીયાં માથા અને લાંબી કાળી પૂંછડીથી તરત જ જુદો તરી આવે છે. માથું તપખીરીયા રંગનું અને ગરદન, છાતી અને પેટાળ સફેદ રંગના આવે છે. પીઠ ઉપરનો ભાગ અને પડખાં રાખોડી સલેટીયા ભાતીગળ રંગના છે. પાંખો કથ્થાઈ પણ પેલા ડાઘા વગરની જો કે તેમાં ઝાંખો કથ્થાઈ લીલો ડાઘ બારીક નજર કરવાથી જોઈ શકાય છે. પૂંછડીમાં બે કાળાં અણીદાર લાંબાં પીછાં આવે છે. પૂંછડી નીચેનાં થર અથવા પીંછાં કાળાશ પડતાં અને આગળ પીળા ચાપાં હોય છે. પગ અને ચાંચ રાખોડી કાળા રંગના હોય છે. સીન્ગપરનો નર બહુ દૂરથી સહેલાઈથી વરતાઈ આવે છે. કારણકે તેનું રૂપ બહુ સોહામણું છે. માદા આછા પીળા રંગની અંદર કથ્થાઈ તલકાંવાળી હોય છે. તેની પૂંછડી નરની પૂંછડી જેટલી લાંબી નથી હોતી પણ ટૂંકી અણીદાર અને કાળા લીટાના ચિત્રામણવાળી હોય છે. તાલકું ઘેરું કથ્થાઈ. પેટાળ ધોળા પીળા રંગનું પણ અંદર કથ્થાઈ લીટીઓવાળું હોય છે. ચાંચ કાળી અને કદમાં નર કરતાં સહેજ નાની રહે છે. નાના નરોનો રંગ માદાના રંગને મળતો હોય છે. પણ નજીકથી નિરીક્ષણ કરતાં તેમાં થોડી લીટીવાળાં પીછાં જોવામાં આવે છે.

સીન્ગપર બદકની ખાસીયત પાણીની સપાટી ઉપર આખા શરીરને રાખીને તરવાનો છે. તેની આવા પ્રકારની બેઠક બતાવી આપે છે. સ્વભાવે બહુ વહેમી છે. જરા પણ વહેમાઈ જાય તો એકદમ પાણી છોડી ઉપર ગેડા મારવા લાગે અને એ રીતે ઊંચાઈ પકડતી જાય છે. તેની ઊડાન બહુ તેજ હોય છે. આથી તેની પાંખનું ધમવું બહુ ત્વરિત છે. જ્યાં આ બદકને વિશ્વાસ બેસી જાય છે તેવા ગામડાની પાસેના તળાવમાં તે માણસોની હરફરથી બીક છોડી દે છે. એવા તળાવમાં તેનું નજીકથી અવલોકન કરવામાં આનંદ આવે છે. આ બદક ચરતી વખતે પોતાની ચાંચ ગરદન અને છાતી પાણીમાં નાખી પૂંછડીને વળેલી રાખી અડધી પાણીમાં ડૂબે છે. જ્યારે આ બદક નવી નવી આપણે ત્યાં આવે છે ત્યારે તો વળી તે બહુ ડરતી રહે છે. પણ વખત જતાં ધીરે ધીરે ભડક ઊડતી જાય છે. શિયાળામાં આ બદકની સંખ્યા સારા પ્રમાણમાં જોવા મળે છે. જ્યારે આખો સીન્ગપરનો ઘેરો માથા ઉપરથી પસાર થાય છે ત્યારે તેઓની પાંખનો સુસવાટો અને ઝીણી સીટીથી તરત જ ખબર પડી જાય છે. વળી નરની પૂંછડી અણીદાર લાંબી હોવાને અંગે ઊડાનમાં તે લાંબી જણાય છે.

યુરોપ અને ઉત્તર એશિયા તેનું પ્રજોત્પત્તિસ્થાન છે. અને શિયાળો આપણા સૌરાષ્ટ્ર, ગુજરાત અને કચ્છમાં ગાળવા આવી પહોંચે છે. તેઓની આહાર





કરવાની રીત પાણીની સપાટી ઉપર છે અને તેઓ પોતાનો આહાર બીજી બદકો જેવો જ કરે છે.

અંગ્રેજીમાં સીન્ગપર બદકને The pin-tail duck કહેવામાં આવે છે જ્યારે તેને વિજ્ઞાનિક રીતે ઓળખવા માટે Anas acuta acuta કહેવામાં આવે છે.

### ચેત્વા બદક

નાની બદકથી કંઈક કદમાં મોટી જણાતી ચેત્વા બદકના નરનો ધાટ નાની બદકને મળતો આવે છે પણ રંગમાં તેનું માથું ગુલાબી ઝાંયવાળું કથ્થાઈ અને આંખ ઉપર પહોળી ધોળા રંગની પટ્ટી છે તે ઓડ સુધી આવે છે. છાતીમાં અર્ધચન્દ્રાકાર ભાત અને રંગમાં ઘેરી કથ્થાઈ રહે છે. પાંખનો આગળ આવતો રંગ ભૂરો રાખોડી છે જેનાથી તે નાની બદકથી જુદી તરી આવે છે અને જરા નજીકથી અવલોકન કરીએ તો ધોળી લીટીઓ પાંખના લીલા ડાઘા ઉપર આવતાં જોવામાં આવે છે. ચાંચ અને પગ કાળાશપડતા રહે છે. માદાનો રંગ નાની બદકની માદાને ઘણી રીતે મળતો આવે છે. પણ પાંખમાં થોડો આછો રાખોડી રંગ જણાય છે. આ બદક આપણે ત્યાં સૌથી પહેલી આવી પહોંચે છે. અને સૌથી છેલ્લી પાછી જાય છે. જ્યારે આવે ત્યારે નરોએ હજુ પૂરો રંગ પણ ધારણ કરેલો હોતો નથી.

ચેત્વા તમામ પ્રકારના પાણી પસંદ કરે છે અને સપ્ટેમ્બર માસમાં આવી જાય છે એટલે વરસાદથી ભરાયેલા ખાડામાં પણ ઘણી વખત દેખાઈ આવે છે. તેઓ બહુ મોટી સંખ્યામાં જણાતી નથી અને તેના નરનો અવાજ તડતડાટી કરતો આવે છે. જે અવાજને આપણે બે પાતળી લાકડીને ભટકાવીને પેદા કરી શકીએ છીએ અને માદા તીક્ષ્ણ ક્વોક કરે છે. મેં પોતે મે માસમાં ગોપનાથ પાસે આવેલી નાવલી નદીમાં આ બદકની જોડીને જોઈ છે.

ચેત્વા પોતાનાં બચ્ચાં યુરોપ અને મધ્ય એશિયામાં ઉછેરી અહીં શિયાળો ગાળવા આવી પહોંચે છે. જે સમયે તેઓ સૌરાષ્ટ્ર ગુજરાત અને કચ્છમાં તમામ અનુકૂળ પાણીમાં જણાય છે. તેનો આહાર બીજી બદકને મળતો છે. પણ જ્યાં પાન ઊગી હોય એવા ખાડા તેઓ ચરવા ફરવા માટે વધારે પસંદ કરે છે. ચેત્વાને અંગ્રેજીમાં The garaney અથવા Blue winged teala કહેવાય છે અને Anas Querquedula (Linn) એ એનું વિજ્ઞાનિક નામ છે.

### પખ્તી ચાંચ બદક

પખ્તી ચાંચ બદકનું કદ નીલશીર બદક કરતાં નાનું છે. તેમાં નરનું માથું ચળકતા લીલા રંગનું અને તેમાં પીળી આંખો છેડે જતાં પખ્તી થતી ચાંચ કાળા રંગની, છાતી સફેદ દૂધ જેવી જ્યારે પેટાળ અને પડખાં રતાશપડતા કથ્થાઈ કે તપખીરીયા રંગના આવે છે. ખભાનો રંગ ભૂરો અને પાંખ વચ્ચે આવતાં ડાઘા લીલા અને ધોળા પટ્ટાવાળો રહે છે. શાનાં પીંછાં કથ્થાઈ. પૂંછડીને ઉપરથી ઢાંકતા પીંછાંનો રંગ ઘેરો લીલો. પગો નારંગી રંગના. ઉપરતી પીઠ કથ્થાઈ કે કાળાશ પડતી હોય છે. પૂરા રંગ ઉપર આવ્યા ન હોય એવા નરનો રંગ માદાને મળતો આવે છે. પણ તેમાં છાતી અને પડખાં ધોળા રંગના દેખાય છે. તદ્દન નાની ઉમ્મરના નરની પાંખો ભૂરા રંગની જણાય પણ બીજો બધો રંગ માદા જેવો જ હોય છે. માદા તદ્દન કથ્થાઈ પણ તેના દરેક પીંછાની કિનાર રતાશ પડતી જણાય છે. ચાંચ નારંગી પણ અંદર કાળી ટપકી પડે છે અને પાંખમાં આછો ભૂરો રંગ દેખાય છે.

આ બદક આપણે ત્યાં શિયાળામાં ખૂબ સામાન્ય રીતે નજરે ચડે છે. અને ઘણી મોટી સંખ્યામાં ઊતરી પડે છે. તેની પહોળી ચાંચ તેના આહારને ખૂબ અનુકૂળ છે. જેથી તે મેલા પાણીમાંથી પણ પોતાનું પેટ ભરી લે છે. તેનો નર તેના ચાંચના ઘાટથી જોવામાં જરા બેડોળ જણાય છે. છતાં રંગમાં તે



ઘણો મનમોહક છે. આ બદક પોતાના આહાર માટે ગંદું પાણી ડોળવાનું ખૂબ પસંદ કરે છે. સામાન્ય રીતે જ્યાં બદકનો શિકાર કે બંદૂકના અવાજ થતા ન હોય ત્યાં આ બદક પાસે આવતાં શરમાતી નથી. એવું જ બીજી બદકનું પણ છે. તેની ઉડાન તેજ કહી શકાય એવી છે. અને તે આપણા માથા ઉપર ઊડતી હોય ત્યારે અવલોકન કરીએ તો તે ઉડાનમાં શીશાના આકારની દેખાય છે. નીલશીરનો રંગ અને પખ્તી ચાંચના બંને નરોનો રંગ ઘણી રીતે સરખો હોય છે પણ પખ્તી ચાંચ તેની પીળી આંખ અને પહોળી ચાંચથી જુદી તરી આવે છે જ્યારે આપણે તે પાણીમાં તરતી હોય છે ત્યારે જોઈએ તો તેની ગરદન જરા ટૂંકી જણાય છે અને જ્યારે ભડકીને ઊડે ત્યારે પાંખનો ભર્રાટો કરે છે. આ બદક ચેત્વા બદક સાથે ક્યારેક વહેલી આવી ગયાના દાખલા જડે છે ખરા.

યુરોપ અને ઉત્તર એશિયામાં બચ્ચાં ઉછેરીને તેઓ આપણાં જળાશયોને ચેતનવન્તાં બનાવી દે છે. સૌરાષ્ટ્ર, ગુજરાત અને કચ્છમાં આ બહુ સામાન્ય છે. આહારમાં તેઓ મચ્છરના પુરા, બીજી પાણીની જીવાત, ખીયાં, વનસ્પતિ વગેરે લે છે. ગટરના પાણી નીકળતાં હોય ત્યાંથી પણ પોતાનો આહાર શોધતાં જોવામાં આવે છે. અને ચોખ્ખા કે ડહોળા પાણી ઉપર પણ તેમ કરતાં જોવામાં આવે છે.

પખ્તી ચાંચ બદકનું અંગ્રેજી નામ The shoveler છે. અને Anas clypeata (Linn) એ એનું વિજ્ઞાનિક નામ છે.

### ધોળી બદક

ચેત્વાના કદની આ ધોળી બદક આપણને કોઈક વખત દેખાય છે. તેનો રંગ પીળો ધોળો કે આછો પીળો હોય છે. જે રંગમાં આડાં આછાં ટપકાંની ભાત હોય છે. આવી ભાત હોવાથી તે ટપકાંવાળી જણાય છે. જ્યારે માદાનો રંગ બિલકુલ સફેદ છે. બીજી બદકના ઘેરામાં તેને તરત જ તારવી શકાય છે. પાંખનાં પીંછાં રાખોડી અને ડાઘ વગરનાં છે. ચાંચનો રંગ કાળો છે. આંખ કથ્થાઈ રંગની અને પગો કાળા રંગના છે. આ ધોળી બદકની ગરદન તેના કદ કરતાં લાંબી જણાય છે અને ઉપરનો ભાગ આછો કથ્થાઈ રહે છે. પણ તેનો આ રંગ દર વખત જોવામાં નથી આવતો.

ગુજરાત, સૌરાષ્ટ્ર અને કચ્છમાં આ બદક ભાગ્યે જ કોઈક વખત જોવામાં આવે છે. વળી તે બીજી બદકના ઘેરાથી જુદું ઊડવાનું પસંદ કરે છે. એટલે કાં તો તે એકલી હોય કે જોડીમાં હોય. તેની પસંદગી પાન ઊગેલા કાંઠા ઉપર વધારે રહે છે. આથી ઘણી વખત તે જલદી ઊડતી નથી. તેનો બાળઉછેર તેઓ મધ્ય યુરોપમાં કરે છે. અને આહાર તો બીજી બદક જેવો જ છે.

અંગ્રેજીમાં ધોળી બદકને The marbled teal કહે છે અને Anas angustirostris (Menetries) એ એનું વિજ્ઞાનિક નામ છે.



કટકમાં જાહેર સભા યોજાઈ હતી. લોકોના લાડીલા નેતા પંડિત જવાહરલાલ નેહરુ આ જાહેર સભાના મુખ્ય વક્તા હતા. પુરગ્રસ્ત વિસ્તારના લોકોને આશ્વાસન આપવા જવાહરલાલજી કટક આવ્યા હતા.

હતોત્સાહ ન થતાં આવી પડેલી મુસીબતોનો વીરતાથી સામનો કરવા જવાહરલાલજી વાણી વડે લોકોને પ્રોત્સાહિત કરી રહ્યા હતા. નિરાશાના સૂર કાઢનારાઓને ઉત્સાહિત કરતાં એમનાથી બોલાઈ જવાયું, 'આમ સ્ત્રીઓની માફક શું વર્તો છો ?'

બીજી જ ક્ષણે એમને પોતાની અનુચિત ઉક્તિનો ખ્યાલ આવ્યો. તરત જ સભામાં બેઠેલી બહેનો તરફ ફર્યા. નમ્રતાપૂર્વક બહેનોને કહ્યું, 'બહેનો મને માફ કરજો.'





આગ્રહીઓની આ નવીન અખતરા તરફ ભમ્મરો ઊંચકાઈ. પરંતુ સંગીતના ક્ષેત્રમાં પ્રગટાવવામાં આવેલ આ નાટકને પરિણામે સંગીત–ચાહકો એવાં દ્વંદ્વોના જલસાઓમાં જ્યારે ઊમટવા લાગ્યા, ત્યારે ઊંચી ચડેલી આ ભમ્મરો અદૃશ્ય થઈ. ભારતમાં પલટાઈ રહેલા સંસ્કાર સ્વરૂપોનો આ પહેલો દાખલો છે. જુવાન ભારતીય કલાકારો પરંપરામાં ખૂંચેલા હોવા છતાંય ભૂતકાળની પક્કડમાંથી છૂટી રહ્યા છે અને એ ભૂતકાળ પુનઃસજીવન કરવા માગનારાઓનો સામનો કરી રહ્યા છે. ભારતીય કલાકારો પ્રયોગ કરી રહ્યા છે.

જ્યારે પણ હું કોઈ યાદગાર નાટક જોઉં છું કે અવિસ્મરણીય જલસામાં જાઉં છું, ત્યારે ત્યારે સવારના અખબારો શું લખશે એ વાંચવાની ચિંતામાં ઊંઘ નથી આવતી. એ કહેવાતા વિવેચકો મેં બાંધેલી ધારણાઓને સમર્થન આપશે કે એનો વિરોધ કરશે એ જાણવા હું અધીરો બનું છું, કે હું જાણું છું તેના કરતાં તેઓ ઓછું જાણે છે એ હું જાણું છું. આ વખતે પણ એવું જ બન્યું. ઘણા ખરા અખબારોને મેં અનુભવેલા ઉત્સાહના પડઘા પાડતા જોયા ત્યારે મને ઘણો આનંદ થયો. રવિશંકર, અલી અકબર અને ચતુરલાલને પોત પોતાનાં વાદ્યોના ઉસ્તાદ અને પ્રણેતાઓ તરીકે ઓળખાવવામાં આવ્યા હતા. મને લાગ્યું કે ત્રિવેણી કલાસંગમના ઉપક્રમે આગલી રાત્રે જે મોટો સમુદાય એકઠો થયેલો તેણે કરેલી પ્રશંસા તદ્દન સાચી હતી.

પરંતુ શુદ્ધતાવાદીઓ અને રૂઢિચૂસ્તો પણ હતા. એક વિવેચકે લખ્યું કે સાતત્ય જાળવી રાખવા માટે એક બીજાને થોડો વધુ સમય કેમ નહિ આપ્યો હોય,—કેમ કે ભારતીય શાસ્ત્રીય સંગીતનું એક અનોખું લક્ષણ ભાવનું સાતત્ય છે. બીજાએ લખ્યું કે નાટકીય યુક્તિ પ્રયુક્તિઓનો આશ્રય લેવામાં આવ્યો હતો. વળી એક પંડિતે જણાવ્યું કે વૈયક્તિક ચીજો ઘણી ટૂંકી હતી.

મને તો લાગે છે કે આ વિવેચકો એટલા બધા અંશે ભૂતકાળમાં જીવે છે કે તેઓ 'સમય' અને 'સ્થળ'ના મહાત્મ્યને ભૂલી ગયા છે. એક મોટા સભાખંડમાં આધુનિક જમાનાના ઉદ્યમશીલ સેંકડો માણસો સંગીતનો કાર્યક્રમ સાંભળવા એકઠા મળ્યા હોય, અને ઉસ્તાદની નાનકડી બેઠકમાં મુઠ્ઠીભર માણસો સંગીતની મહેફીલ માણવા આવ્યા હોય એ બેમાં બહુ ફેર છે એ વાત આ વિવેચકોએ સમજવાની જરૂર છે. સંગીત તો એક જ પણ આવા બે પ્રકારના શ્રોતા–સમુદાયો સમક્ષની રજૂઆત જુદી હોવી જોઈએ.

ભારતના સાંસ્કારિક અને કલાનાં સ્વરૂપો પલટાઈ રહ્યાં છે. પલટાઈ રહેલાં એ સ્વરૂપોને સમજવાં હોય તો જૂની પદ્ધતિ પુનર્જીવિત કરવા માગતા શુદ્ધતાવાદીઓ અને હિંમતવાન સર્જક આત્માઓ વચ્ચેનો આ વિખવાદ સમજવો પડે. પિકાસોનું કોઈ ચિત્ર રૂઢિગત કલાકારોને કરોળિયાના જાળા જેવું લાગે છે એનો અર્થ એ નથી કે પિકાસોને રૂઢિગત પ્રકારની ચિત્રકલા સાધ્ય નથી. રૂઢિગત પ્રકારની ઉસ્તાદી તો તેણે પુરવાર કરેલી જ છે, પરંતુ તે નવું સ્વરૂપ રજૂ કરવા માગે છે એ રીતે આ સંગીતકારોએ પણ બતાવી આપેલું છે કે રૂઢિગત પદ્ધતિએ રૂઢિગત સંગીત પીરસવું એમને સહજ છે પણ તેઓ આગળ વધવા માગે છે.

સ્થાન અને કાળનો આ પ્રશ્ન, ભારતીય નૃત્યકલાને તથા સમકાલીન ભારતીય સામેનો મુખ્ય પ્રશ્ન છે. એક જોગાનુજોગ જુઓ. ભારતીય સંગીતના ક્ષેત્રમાં રવિશંકર જે કામ કરી રહ્યા છે તેવા જ અખતરા એમના મોટા ભાઈ ઉદયશંકર ભારતીય નૃત્યકલાના ક્ષેત્રમાં કરી રહ્યા છે. લોકોના જીવન પલટાઈ રહ્યાં છે. વાતાવરણ પલટાઈ રહ્યું છે. તો સંગીતની રજૂઆત પણ પલટાવી જોઈએ. સંગીતનું સ્વરૂપ આધુનિક સમયની જરૂરિયાતોને સંતોષે તેવું થવું જોઈએ.

ભારતીય સંગીતના કેટલાક પ્રશ્નો ઉકેલ માગી રહ્યા છે. આધુનિક યુગમાં માણસો કામધંધાઓમાં રોકાયેલા હોય છે અને આવા જલસાઓ માટે બે અઢી

કલાકથી વધુ સમય તેઓ ફાજલ પાડી શકે તેમ નથી. જૂના સમયમાં પરોઢના ચાર વાગતાં સુધી જલસો ચાલે અને છેલ્લે ભૈરવીના સૂરો ગવાયા બાદ પૂર્ણાહુતિ થાય એ નભતું. ભારતીય સંગીતે, આ કાળ–મર્યાદા ગણતરીમાં રાખવી રહી. ચરમ સીમા ઝડપથી લાવવી જ રહી.

અત્યાર સુધી ભારતીય સંગીત માત્ર બેઠકમાં ગવાતું સંગીત રહ્યું છે. બેઠકમાં મળેલું નાનકડું જૂથ નિરાંતે વાતચીત કરતું જાય, પાનનાં બીડાં ચાવતું જાય અને વચ્ચે વચ્ચે બહાર જા–આવ કરે. ન ઉસ્તાદ શિસ્ત પાળે કે ન એનો શ્રોતાવર્ગ. હવે મોટાં થિયેટરોમાં ગોઠવાતા જલસાની જરૂરિયાતો ભિન્ન રહી. સંગીત નિકટતા દર્શાવતું હોય છતાંય વિશાળરૂપે પીરસાવું જોઈએ. ઘરના એક ઓરડામાં મળેલા નાનકડા જૂથ સમક્ષ કેટલીયે વાર ચરમ–સીમા લાવી શકાય અને ઊતરી શકાય. પણ ભારતીય સંગીત જ્યારે મોટા શ્રોતાસમુદાયની સમક્ષ પીરસવાનું હોય ત્યારે છેવટના ભાગમાં ચરમ–સીમા લાવવી પડે. બીજા શબ્દોમાં કહીએ તો ભારતીય સંગીતકારોએ હવે નાટકીય રજૂઆતની કલા જાણવી પડશે. આ ખૂબી સ્થળ અને કાળની મર્યાદાઓનો સ્વીકાર થયા પછી જ ખીલે.

શુદ્ધતાવાદીઓની ભમ્મરો ચડવાની. કેમકે તેમને તો શુદ્ધતા સિવાય કંઈ પણ ખોવાનું નથી. આજના આ નવસર્જકો આવતી કાલના તજ્જ્ઞો બનવાના છે. તેઓની આગેકૂચ ચાલુ રહે.

રવિશંકર તો ભારતીય સંગીતમાં ગાજતા સૂરોના માત્ર એક દૃષ્ટાંતરૂપ છે, જ્યારે તેઓ એકાકી કાર્યક્રમ રજૂ કરતા હોય છે ત્યારે પણ ભારતીય સંગીતના નવા સ્વરૂપોનું દર્શન કરાવે છે. અમુક અંશે, રવિશંકર મારી માન્યતાથી જુદા પડે છે. હું માનું છું કે તે કંઈક નાવીન્ય પ્રગટાવી રહ્યા છે. તેઓ કહે છે કે દક્ષિણભારતીય સંગીતમાં જે પલટો દક્ષિણ ક્યારનું લઈ ચૂક્યું છે તે પોતે હિંદુસ્તાની સંગીતમાં લાવવાની કોશિષ કરી રહ્યા છે. દક્ષિણ–ભારતીય સંગીતે આધુનિક લોકશાહીએ ફેંકેલો પડકાર ઊઠાવી લીધો છે અને સંગીતને જનપ્રિય બનાવ્યું છે. સ્વાત્મમસ્ત સંગીતને તેણે સમુદાયની સાથે વાતો કરતું કરી મૂક્યું છે.

'અવશ'માંથી કે મૂર્છામાંથી એ મુક્ત બન્યું છે. પહેલાં ઉસ્તાદ પોતાના આનંદ ખાતર અંતર્ગત સંગીત જમાવતા અને શિષ્યો કે પ્રશંસકોનું એક નાનું ટોળું કલાકો સુધી એમની આસપાસ માથું ધૂણાવ્યા કરતું. હવે તો સંગીતે પણ બહાર ખુલ્લા મેદાનમાં પડવાનું છે અને જનતા સાથે સંપર્ક કેળવવાનો છે.

નવા દોરથી દક્ષિણમાં તો આશ્ચર્યજનક અને આનંદ-જનક પરિણામો આવ્યાં છે. સંગીતનો જલસો હોય ત્યારે લોકો સામે ચાલીને ટિકિટો ખરીદે છે. ટિકિટો વેચવા કોઈએ નથી નીકળવું પડતું. લોકો સંગીત માણે છે. ઘરમાં ગાય છે. ત્યાં સંગીત પ્રસંગોપાત જલસામાં સાંભળવાની ચીજ નથી રહી, પણ જીવનનું એક પાસું બની ગયું છે. જો કે વિચિત્ર લાગશે કે ભરતનાટયમ્ અને કથકલીનાં સ્વરૂપ સમયની સાથે નથી પલટાયાં. ગામડામાં ચોકમાં લોકોનું ટોળું એકઠું કરવા જે બુલંદ સંગીતની જરૂર પડતી એ જ બુલંદ સંગીત આજે થિયેટરોમાં, સેંકડો વર્ષથી આમલી અને મરચાં ખાઈખાઈને કર્કશ બનેલાં ગળામાંથી નીકળે છે. વળી ઉત્તર ભારતીય શ્રોતાવર્ગની સમક્ષ પણ એ મૂળ ભાષામાં જ રજૂ કરવામાં આવે છે; એટલે અભિનયનાં સૂક્ષ્મ સ્વરૂપોનો શબ્દોમાં નિર્દેશ હોવો જોઈએ તે મળી શકતો નથી.

વળી ભરતનાટયમમાં કેટલાંક પ્રસ્થાપિત સ્વરૂપોનો અને પુસ્તકોનો આધાર અધિકાર લઈ શકાય એમ છે, જ્યારે સંગીતના ક્ષેત્રમાં એવું કોઈ પ્રમાણશાસ્ત્ર નથી. ગુફાઓમાંનાં ચિત્રો અને મંદિરોમાંની મૂર્તિઓ ભરતનાટયમની મુદ્રાઓને અને પલગાંઓને આધાર આપે છે. ભરતે રચેલું ભરતનાટયમશાસ્ત્ર ઇ. સ. પૂર્વે ૩૦૦ થી સન ૫૦૦ સુધીના ગાળામાં રચાયું હોવાનું



કલાકથી વધુ સમય તેઓ ફાજલ પાડી શકે તેમ નથી. જૂના સમયમાં પરોઢના ચાર વાગતાં સુધી જલસો ચાલે અને છેલ્લે ભૈરવીના સૂરો ગવાયા બાદ પૂર્ણાહુતિ થાય એ નભતું. ભારતીય સંગીતે, આ કાળ–મર્યાદા ગણતરીમાં રાખવી રહી. ચરમ સીમા ઝડપથી લાવવી જ રહી.

અત્યાર સુધી ભારતીય સંગીત માત્ર બેઠકમાં ગવાતું સંગીત રહ્યું છે. બેઠકમાં મળેલું નાનકડું જૂથ નિરાંતે વાતચીત કરતું જાય, પાનનાં બીડાં ચાવતું જાય અને વચ્ચે વચ્ચે બહાર જા–આવ કરે. ન ઉસ્તાદ શિસ્ત પાળે કે ન એનો શ્રોતાવર્ગ. હવે મોટાં થિયેટરોમાં ગોઠવાતા જલસાની જરૂરિયાતો ભિન્ન રહી. સંગીત નિકટતા દર્શાવતું હોય છતાંય વિશાળરૂપે પીરસાવું જોઈએ. ઘરના એક ઓરડામાં મળેલા નાનકડા જૂથ સમક્ષ કેટલીયે વાર ચરમ–સીમા લાવી શકાય અને ઊતરી શકાય. પણ ભારતીય સંગીત જ્યારે મોટા શ્રોતાસમુદાયની સમક્ષ પીરસવાનું હોય ત્યારે છેવટના ભાગમાં ચરમ–સીમા લાવવી પડે. બીજા શબ્દોમાં કહીએ તો ભારતીય સંગીતકારોએ હવે નાટકીય રજૂઆતની કલા જાણવી પડશે. આ ખૂબી સ્થળ અને કાળની મર્યાદાઓનો સ્વીકાર થયા પછી જ ખીલે.

શુદ્ધતાવાદીઓની ભમ્મરો ચડવાની. કેમકે તેમને તો શુદ્ધતા સિવાય કંઈ પણ ખોવાનું નથી. આજના આ નવસર્જકો આવતી કાલના તજ્જ્ઞો બનવાના છે. તેઓની આગેકૂચ ચાલુ રહે.

રવિશંકર તો ભારતીય સંગીતમાં ગાજતા સૂરોના માત્ર એક દૃષ્ટાંતરૂપ છે, જ્યારે તેઓ એકાકી કાર્યક્રમ રજૂ કરતા હોય છે ત્યારે પણ ભારતીય સંગીતના નવા સ્વરૂપોનું દર્શન કરાવે છે. અમુક અંશે, રવિશંકર મારી માન્યતાથી જુદા પડે છે. હું માનું છું કે તે કંઈક નાવીન્ય પ્રગટાવી રહ્યા છે. તેઓ કહે છે કે દક્ષિણભારતીય સંગીતમાં જે પલટો દક્ષિણ ક્યારનું લઈ ચૂક્યું છે તે પોતે હિંદુસ્તાની સંગીતમાં લાવવાની કોશિષ કરી રહ્યા છે. દક્ષિણ–ભારતીય સંગીતે આધુનિક લોકશાહીએ ફેંકેલો પડકાર ઊઠાવી લીધો છે અને સંગીતને જનપ્રિય બનાવ્યું છે. સ્વાત્મમસ્ત સંગીતને તેણે સમુદાયની સાથે વાતો કરતું કરી મૂક્યું છે.

'અવશ'માંથી કે મૂર્છામાંથી એ મુક્ત બન્યું છે. પહેલાં ઉસ્તાદ પોતાના આનંદ ખાતર અંતર્ગત સંગીત જમાવતા અને શિષ્યો કે પ્રશંસકોનું એક નાનું ટોળું કલાકો સુધી એમની આસપાસ માથું ધૂણાવ્યા કરતું. હવે તો સંગીતે પણ બહાર ખુલ્લા મેદાનમાં પડવાનું છે અને જનતા સાથે સંપર્ક કેળવવાનો છે.

નવા દોરથી દક્ષિણમાં તો આશ્ચર્યજનક અને આનંદજનક પરિણામો આવ્યાં છે. સંગીતનો જલસો હોય ત્યારે લોકો સામે ચાલીને ટિકીટો ખરીદે છે. ટિકીટો વેચવા કોઈએ નથી નીકળવું પડતું. લોકો સંગીત માણે છે. ઘરમાં ગાય છે. ત્યાં સંગીત પ્રસંગોપાત જલસામાં સાંભળવાની ચીજ નથી રહી, પણ જીવનનું એક પાસું બની ગયું છે. જો કે વિચિત્ર લાગશે કે ભરતનાટ્યમ્ અને કથકલીનાં સ્વરૂપ સમયની સાથે નથી પલટાયાં. ગામડાંમાં ચોકમાં લોકોનું ટોળું એકઠું કરવા જે બુલંદ સંગીતની જરૂર પડતી એ જ બુલંદ સંગીત આજે થિયેટરોમાં, સૈંકડો વર્ષથી આમલી અને મરચાં ખાઈખાઈને કર્કશ બનેલાં ગળામાંથી નીકળે છે. વળી ઉત્તર ભારતીય શ્રોતાવર્ગની સમક્ષ પણ એ મૂળ ભાષામાં જ રજૂ કરવામાં આવે છે; એટલે અભિનયનાં સૂક્ષ્મ સ્વરૂપોનો શબ્દોમાં નિર્દેશ હોવો જોઈએ તે મળી શકતો નથી.

વળી ભરતનાટ્યમમાં કેટલાંક પ્રસ્થાપિત સ્વરૂપોનો અને પુસ્તકોનો આધાર અધિકાર લઈ શકાય એમ છે, જ્યારે સંગીતના ક્ષેત્રમાં એવું કોઈ પ્રમાણશાસ્ત્ર નથી. ગુફાઓમાંનાં ચિત્રો અને મંદિરોમાંની મૂર્તિઓ ભરતનાટ્યમની મુદ્રાઓને અને પલગાંઓને આધાર આપે છે. ભરતે રચેલું ભરતનાટ્યમશાસ્ત્ર ઇ. સ. પૂર્વે ૩૦૦ થી સન ૫૦૦ સુધીના ગાળામાં રચાયું હોવાનું



મનાય છે. એ શાસ્ત્ર કેટલીક દોરવણી આપે છે. પરંતુ એતા જુદા જુદા અર્થ ઘટાડવામાં આવે છે. ૨૦૦ વર્ષ પહેલાં તાન્જોરના બે ' શિક્ષક ભાઈઓ 'એ—પુનટયાદ અને વાદીવેલુ પીલ્લેએ, આ નૃત્યશૈલીના સ્વરૂપોની પુનરંચના કરી અને એના કાર્યક્રમને અમુક ધોરણ આપ્યું. આ શૈલી સંબંધમાં જે કંઈ શંકા આશંકા થાય તેનો ઉકેલ પ્રમાણમાં આધુનિક ગણાતા એ ધોરણની મદદથી થઈ શકે છે. ત્યારે સંગીતના ક્ષેત્રમાં શાસ્ત્રીય કે નાસ્તિક એવા પ્રમાણપત્રો આપી શકે એવું કોઈ સર્વસ્વીકૃત ધોરણ નથી.

પ્રાચીન દ્રુપદની સ્મૃતિઓ હવે ઝાંખી થઈ ગઈ છે. ૧૫ મી સદીમાં મહારાણા કુંભના સંગીતરાગમાં જે શાસ્ત્રીય હિંદુ પરંપરાનું વર્ણન છે, તેમાં ૧૬ મી સદીમાં અકબરના સમયથી શરૂ થતા મોગલ જમાનાના દરબારી સંગીતકારોએ ઘણો સારો એવો ફેર ફાર કરીને એમાં સરળતાનું આરોપણ કર્યું. આજે તાનસેન એક શાસ્ત્રજ્ઞ ( classic ) ગણાય છે. પરંતુ એના જીવન દરમિયાન એને કેટલાક સંગીતજ્ઞો બજારીઓ ( pervenu ) પણ કહેતા. પ્રમાણમાં તાજેતરનો સમય લઈએ તો ભાતખંડેના અનુયાયીઓ અને વિષ્ણુ દીગંબરના અનુયાયીઓ વચ્ચે હજુ પણ તુમુલ યુદ્ધ ચાલે છે. એ બેમાંથી એકેને શૈલી કે સ્વરૂપ સંબંધમાં સાર્વત્રિક રીતે આધારભૂત ગણવામાં નથી આવતા. ભારતમાં સંગીતના ધોરણની પરંપરા ઘરાણે ઘરાણે જુદી હોય છે. અને એક જ ઘરાણાની ( વંશની ) પરંપરા બે ત્રણ પેઢીથી વધુ વય સિદ્ધ કરી શકતી નથી. આ પરિસ્થિતિમાં પોતાને શુદ્ધતાવાદીઓ ગણાવનારાઓ કયા ગ્રંથોને આધારે સંગીતના ક્ષેત્રમાં નવીનતા અને કલ્પના લાવતા સંગીતકારોની ટીકા કરે છે?

જો કોઈ ઘરાણાની પરંપરાને જ મહત્ત્વ આપવાનું હોય તો રવિશંકર અને અલી અકબરની પાછળ એક મોટી પરંપરા છે. તે ઉસ્તાદ અલાઉદ્દીનખાનની. ઉસ્તાદ અલાઉદ્દીનખાને હાફીઝઅલીની સંક્ષિપ્ત સરોદ લઢણો કરતાં વધુ આગળ વધીને એમના બે શિષ્યો—એક એમનો પુત્ર અને બીજો એમનો જમાઈ—માટે રસ્તો પહોળો કર્યો અને ' શુભાસ્તે પંથાનઃ ' કર્યું. રવિશંકરે એ ઉસ્તાદની નવીનતામાં લોકગીતો અને લોકસૂરોની પ્રેરણા ઉમેરી. ભારતની આમજનતાને પુનરુક્તિના કંટાળામાંથી ઉગારી છે. કલ્પનાવિહોણાઓ જ પરંપરાના રક્ષકો બને છે. સાહસિકો તો પરંપરાને નાથે છે. ભારતની સંસ્કૃતિના અધ્યાયો મૌખિક છે, લેખિત નહિ. જ્યારે આપણે પરંપરાની કે સંસ્કારના શાસ્ત્રીય સ્વરૂપોની વાત કરીએ છીએ ત્યારે આપણે માત્ર અંગત પસંદગીની જ વાત કરતાં હોઈએ છીએ. કેમકે એવી પરંપરાઓની મુખ્યત્વે કંઈ નોંધ નથી. અને અંગત પસંદગીનું ધોરણ સ્વીકારીએ તો તો લોકોને ગમે તે વસ્તુ લાંબે ગાળે શાસ્ત્રીય બની જાય—નહિ કે વિવેચનની ભલામણો.

શાસ્ત્રીય સંગીત અને લોકસંગીત, શુદ્ધ સ્વરો અને ફિલ્મી સ્વરો વચ્ચેનો આ કૃત્રિમ વિવાદ બંધ કરવાનો સમય પાકી ગયો છે. સંગીત કાં તો સારૂં હોય કે કાં તો નબળું હોય, એ કદીયે અનીતિવાન ન હોઈ શકે. એ કેવું છે તે બધાનો આધાર સર્જકની શક્તિ ઉપર છે. અમેરિકન ફિલ્મી સંગીત સંબંધમાં મેરીયન એન્ડર્સનને પૂછવામાં આવ્યું, ત્યારે તેણીએ જણાવ્યું હતું કે જ્યારે એ સંગીતરચના ઉસ્તાદોએ કરી હોય છે ત્યારે એ સંગીત ઉચ્ચ સ્વરૂપનું હોય છે. જ્યારે સામાન્ય સંગીતકારે એની રચના કરી હોય ત્યારે તે સામાન્ય નબળી કોટિનું હોય છે. શાસ્ત્રીય સંગીતકારોએ પણ ' જાઝ 'ને સ્વીકાર્યું છે. અને શાસ્ત્રીય સંગીત સામગ્રી ' જાઝ 'ના સ્વરૂપમાં રજૂ કરવામાં આવે છે. મૂળે તો બધો મદાર કલાકારની આજન્મ રસશક્તિ ઉપર છે.

કલા પલટાઈ રહી છે. શ્રોતાવર્ગનો રસ પલટાઈ રહ્યો છે. આ દાખલો લ્યો. હિંદુસ્તાની થિયેટરે શાકુંતલની ઉર્દૂમાં રજૂઆત કરી, અને અખબારોમાં એની ઘણી જાહેરાત કરી, તો પણ લોકોએ એ ન અપનાવ્યું. એમાં બધો દોષ લોકોનો નથી. અહીં તો એક ભાર-





તીય ભાષા( સંસ્કૃત )ની એક શ્રેષ્ઠ કૃતિનું બીજી ભારતીય ભાષા( ઉર્દૂ )માં ભાષાંતર કરવામાં આવ્યું—એક વિદેશી ભાષા( અંગ્રેજી )ની મદદથી. બદલાઈ રહેલા સંસ્કાર સ્વરૂપનો કદાચ આ એક બીજો દાખલો છે. હિંદુસ્તાની થિયેટરને પંડિત નેહરુનો આશ્રય છે અને એ વ્યક્તિની હાજરી માત્રથી કોઈ પણ પ્રસંગને બહુ પ્રસિદ્ધિ મળે છે. બે એક વર્ષ પહેલાં તો એ પરિસ્થિતિ હતી, કે એ હાજર હોય તો માત્ર એથી જ કલાકાર કે સમારંભ સફળ બને કે એની ગેરહાજરીમાં એ નિષ્ફળ બને. હિંદુસ્તાની થિયેટર પાસે ઘણું નાણું છે. અખબારોમાં એની ખૂબ બોલબાલા થાય છે. છતાંય વિવેચકોની અવગણના થઈ અને લોકોએ એ રજૂઆતને આવકાર ન આપ્યો. લોકો પોતે જ પોતાને શું ગમે છે અને શું નહિ તે સમજતા થયા છે. સરકારી આશ્રય અને અખબારી પ્રચારથી સ્વતંત્ર રીતે ભારતીય જનતા પોતાનો શોખ કેળવી રહી છે. નૃત્ય અને સંગીતની બાબતમાં પણ એ જ વસ્તુ બની રહી છે, પ્રત્યાઘાતી શુદ્ધતાઓને લોકો નેવે મૂકી રહ્યા છે. વિવેચકોની પોપટિયા સમાલોચનાઓની પરવા કર્યા વિના લોકો હાલના જમાનાની જરૂરિયાત સંતોષાય એવી વાનીઓ મહાણી રહ્યા છે. પલટાઈ રહેલું જીવન, કલાના સ્વરૂપોમાં પણ પલટો માગે છે.



પ્રો૦ ડૉ૦ ભાનુ પંડ્યા

## સંભારણું

સખા ! મુજ જિન્દગાનીમાં
તમે નિષ્ણાત થઈ આવ્યા
ખરે ટાણે !
સ્વયંમાં રત બનીને હું
'એડીપોસેર'ની* જેવી
જગત્કણ થર બન્યા ખડકો સમા
કુટુંબથી વીંટાયલી, ભીંસાયલી !
આ ખડકને ખૂણે હતી જીવંત
અસલ મૂળ સ્થિતિમાં.
તમે એ ટાંકણે આવ્યા,
તમારી સાથમાં વ્યવહારનો અસલાબ કૈં લાવ્યા
અને મુજ દિલરૂબાના અગમ, કૈં તાર ઝણકાવ્યા.
વળી બોલ્યા, 'સખીરી !
ભવભવોથી આપણે બે એક બીજાનાં
પૂરક થઈ કેડીએ જગની સફર કરતાં
અમીઝરણાં વહાવાનાં.'
તમારા સ્વમુખેથી ત્યમ કંઈ કંઈ મંત્ર સ્ફૂટ્યા
ભીંસી રહેલા દશે દિશાથી
જગતના સૌ પડળ તૂટ્યા, જૂના સૌ બંધનો છૂટ્યા
અને મેં તવ ચરણમાં દેહને અર્પણ કરી દીધો,
ક્ષણિકભર ગર્વ લઈ લીધો.
ઘડીક માન્યું, હવે મુજ ધન્ય થઈ કાયા !
ખબર શી કે હજી તવ પ્રીતની બાકી હશે માયા ?
જરજર અંગ સંગે મન તણા માલિક થઈ માણ્યા !
તમે હરગેજ પોતાના રૂજેરજ લાભને જાણ્યા,
અને હું ખુદ મટી ગઈ યંત્રમાં પેટ્રોલશી
તમ સૌ પ્રવૃત્તિમાં, ફના થઈ
જિંદગીના મહામૂલા અવસર ઊંચા માણ્યા
તમારે કાજ ઓ વાલ્યમ !
બની રહી સત્વહીણી, ક્ષુદ્રશી ને ખૂબ હિંમતની
જગતમાં સ્થાનભ્રષ્ટા !
હાસ્યને લાયક જીવન મારું હર્યું,
ત્યાં કોણ દે મુજ સાથ જ્યાં હું સ્પર્શમાં કાળા કરું ?
ને તોય હું હરખાઉં છું
કૃતાર્થ થઈને ગાઉં છું
તવ સ્નેહ-પુરસ્કારનું સંભારણું

* પેટ્રોલનું મૂળસ્વરૂપ





ઈશ્વર પેટલીકર

# આપણો દીપક આપણે

કોઈનું સારું જોઈને માણસમાં અસંતોષ જાગે એ સહજ છે. પણ એ સહજતાને ફેરવવાનું ય માણસના જ હાથમાં છે. એક યુવકનો પત્ર અને આપણા જાણીતા લેખકે આપેલો તેનો જવાબ જે સુંદર છણાવટ કરે છે તે આ લેખના વાંચનથી દરેકને લાગે જ...

[ મારી મૂઝવણ વિચિત્ર પ્રકારની તો છે જ, પરંતુ મને ખાતરી છે કે આ રીતની મૂઝવણ અનેક યુવકો અનુભવી રહ્યા હશે

હું ૨૮ વર્ષનો એક આશાવાદી યુવાન છું. નાનો હતો ત્યારે, એટલે કે જ્યારે મને દુનિયાદારીનું કંઈ પણ ભાન ન હતું ત્યારે ગામડાંની એક અણસમજુ છોકરી સાથે મારું વેવિશાળ કરવામાં આવ્યું. અમારું કુટુંબ અમારી જ્ઞાતિમાં આગળ પડતું ગણાય છે.

લગ્ન વખતે મારી ઉંમર ૧૮ વર્ષની હતી. મારી પત્ની બિલકુલ નિરક્ષર હતી, અભણ હતી.

હું સાહિત્યનો શોખીન છું. પત્રમિત્રતાનો શોખીન છું અને પ્રવાસનો પણ સારો એવો શોખ છે. પરંતુ જીવનમાં હું એકલો જ હોઉં એમ લાગે છે. મારું કોઈ સાથીદાર નથી કે નથી કોઈ સલાહકાર. પ્રવાસમાં કોઈ પણ યુગલને સાથે પ્રવાસ કરતાં જોઉં છું અને મારું હૃદય ભડકે બળવા લાગે છે. મારાં હૃદયમાં બેચેની વધતી જાય છે. કોઈ યુવતીને એકલી અગર કોઈ સાથે જતાં જોઉં છું કે મારું ધ્યાન એ બાજુ જરૂર કેંદ્રિત થાય છે અને હૃદયમાંથી એક ઊનો નિશ્વાસ સરી પડે છે.

હું એક એવી મિત્રતા ઝંખું છું અને તે પણ સ્ત્રી–મિત્રની જ કે જે મારા જીવનની ઉણપ પૂરી કરે. મારા અભાવને આનંદમાં પલટાવી દે. મારા નીરસ જીવનને રસમય બનાવે. મને પ્રેરણા આપે. પછી ભલે તે આંખોથી દૂર હોય, ફક્ત પત્રથી જ અમે વાતો કરતાં હોઈએ ]

પોતાનું દિલ ખોલનાર યુવકની આ મૂઝવણ, આશા અને સ્વપ્નાં નવીન નથી. ભણતર અને સંસ્કારના કજોડાના ભોગ થઈ આવા નિસાસા નાખનારા યુવકોની સંખ્યા દિવસે દિવસે ઘટતી નથી, પણ વધતી જાય છે. દિવસે દિવસે કેળવણી વધતી જાય છે, કન્યાઓની પણ વધે છે, પરંતુ યુવકોની પ્રમાણમાં વિશેષ છે. આઠ અને એકનું પ્રમાણ છે. આજે આઠ ભણતા યુવકોમાંથી એકને ભણેલી કન્યા મળવાની છે, અને સાતને અભણ સાથે પાનાં પડવાનાં છે. ઉપલા અને મધ્યમ વર્ગમાં કન્યા કેળવણીનું પ્રમાણ વધી રહ્યું છે, જ્યારે પછાત વર્ગમાં યુવકોની કેળવણી નહોતી તે શરૂ થવા માંડી છે. કન્યા-કેળવણીની શરૂઆત થઈ નથી.

કજોડાં—ભણતરનાં કજોડાંનું ચિત્ર સરસ્વતીચંદ્રમાં ચંદ્રકાન્ત અને તેની પત્ની મણિભાભીમાં ગોવર્ધનરામે દોર્યું છે. ભાઈનું મન ભૂગોળખગોળમાં રમે ત્યારે બાઈનું ચિત્ત ચૂલામાં એવી કહેવત પડી ગઈ છે. એની વેદના ઉપરના પત્રમાં પત્ર–લેખકે રજૂ કરી છે તેવી ઓછાવત્તા પ્રમાણમાં યુવકો અનુભવતા હોય છે. અને સામે પક્ષે એમને પરણેલી યુવતીઓની વેદના પણ ઓછી હોતી નથી. બહારથી તો ભણેલાને, સાહેબ થયેલાને અને શહેરમાં સગવડથી રહી શકે તેવું કમાતા યુવકને પરણેલી યુવતીના ભાગ્યનાં એની સાહેલીઓ વખાણ કરતી હોય છે—ભારે નસીબદાર! ભણેલો વર મળ્યો એટલે એને ગામડાંનાં છાણવાસીદાં કરવાં મટયાં. શહેરમાં રહેવાનું, સાસુસસરાની ખણખણ નહિ. બે તપેલીઓ ઉતારીને (રસોઈ) બેસી રહેવાનું. એ સાહેલીઓ શહેરમાં એને ઘેર જાય છે ત્યારે ગામડાંના પોતાના ઘર કરતાં ચોખ્ખાઈ, સફાઈ, ટાપટીપ, સારાં કપડાં, ઘરેણાં વગેરે સખીનું જોઈને એમને ખાતરી થાય છે કે સાચે જ પોતાની બહેનપણી



સુખી છે. વળી ભણેલો વર એટલે મારે નહિ, માનથી રાખે, સિનેમા નાટક જોવા લઈ જાય. પૂર્વે પુણ્ય કર્યું હોય એને આવું સુખ મળે.

ઉપરના પત્રલેખકની પત્નીને આ જાતનું સુખ હશે, અને એવું જ બીજી બહેનોને પણ હોય છે. પરંતુ આવા નિસાસા નાખતા પુરુષો સાથેનું એમનું સંસારી જીવન કેટલું રસમય ગણાય? એને જે વસ્તુ જોઈતી હોય તે મળી રહે એથી કંઈ એનું હૈયું ભરાય? જે પુરૂષ આટલો પ્રબળ અસંતોષ અનુભવતો હોય તે હૈયાનો ઊમળકો તો ક્યાંથી બતાવે? કેવળ જાતીય આવેગો જાગે ત્યારે એને સંતોષવા એની સોબત શોધે, તે સિવાય બંને નજીક છતાં દૂરસુદૂર જ ગણાય.

જ્યારે એ જ અભણ સ્ત્રીની ગામડે રહેતી બહેનપણી ખેડૂત જુવાનને પરણી હોય, એને ઘેર કોઈ સાહ્યબી ન હોય અને બંનેને મજૂરી કરીને પેટ ભરવું પડતું હોય, પરંતુ બપોરે ભાથું લઈને વહુ સીમમાં ગઈ હોય ત્યારે લુખ્ખા રોટલા અને લીલું મરચું ખાતાં બંને સમાન ભૂમિકાથી ફળિયાની, ગામની અને સીમની વાતો કરતાં હોય છે, અને સાહચર્ય માણતાં હોય છે. એમનાં દંપતી સુખની સાથે સરખાવતાં ભણેલા વરને પરણેલી અભણ સ્ત્રીની સાહ્યબી ફિક્કી અને લુખ્ખી લાગે છે. એ અભણ સ્ત્રીના નિસાસા સાંભળીએ તો એનું દુઃખ ભણેલા વર કરતાં સહેજ પણ ઓછું ન લાગે.

ભણતર કે સંસારના કજોડાંનું દુઃખ કેવળ ભણેલા અને સંસ્કારીને અનુભવવું પડે છે એમ નહિ. મીઠા પાણીનું માછલું ખારા પાણીમાં તરફડી મરે છે તેટલું જ ખારા પાણીનું માછલું મીઠા પાણીમાં તરફડી મરે છે.

આ કરુણ વાસ્તવિકતા સામાજિક સંજોગોમાંથી સર્જાઈ છે. આ ભાઈના પિતાએ કદાચ ભણેલી છોકરી સાથે એમને પરણાવ્યા હોત તો એ વ્યક્તિગત કજોડાના ભોગ ન બનત, પરંતુ કન્યા-કેળવણીની જે પછાત દશા છે, તે પ્રમાણે આઠ ભણેલા યુવકોમાંથી સાતના નસીબમાં એ કરુણતા લખાઈ છે તે વાસ્તવિકતા છે. કુંવારા રહીને કોઈ એને વશ ન થાય એ જુદી વાત છે. કુંવારા રહેવાની કરુણતા અનુભવ્યાં પછી મોટા ભાગના એમ સ્વીકારતા હોય છે કે, એના કરતાં કજોડાંની કરુણતા સહી લેવી બહેતર છે!

આમ ભણતરના કજોડાની સ્થિતિ કરુણ છે, એ વિષે બે મત નથી. પરંતુ માણસ સામાજિક પ્રાણી છે એટલે જે સમાજમાં એ જન્મે છે, તે સમાજની વાસ્તવિકતાના લાભ અને ગેરલાભ એને સહેવા પડે છે. અપવાદરૂપ જ નવો માર્ગ નીકળીને સમાજ પોતાની નવી પેઢીને એમાંથી બચાવી લે છે. દરેક વખત માણસ પોતે ઈચ્છે તો પણ એ કરુણતામાંથી ઉગરી શકતો નથી. કોઈ અપવાદરૂપ ઉગરી જાય તો પણ મોટા ભાગને તો એ કરુણતા સહેવી પડે છે.

માણસને જીવનસંગ્રામ જે ખેલવો પડે તે કેવળ આર્થિક ક્ષેત્રે ખેલવો પડે છે એવું નથી. જેમને સામાજિક વારસો સારો મળ્યો હોય તેને એ ક્ષેત્રે સુખ હોય, એમ તો ધનિક વર્ગ આર્થિક ક્ષેત્રે પણ સુખી હોય છે. ગરીબને એ ક્ષેત્રે લડવું પડતું હોય છે. સામાજિક ક્ષેત્રે જે પછાત છે તેમને એ ક્ષેત્રે પણ લડવું પડે છે. આ ભાઈની સાથે ભણેલ બીજા યુવકો એવા પણ હશે કે જેમને આવા કજોડાના ભોગ નહિ થવું પડ્યું હોય, કારણ કે એમના સમાજમાં કન્યા-કેળવણીનું સારું પ્રમાણ હશે.

સામાજિક ક્ષેત્ર અને આર્થિક ક્ષેત્રમાં જે મૂળભૂત ફેર છે તે એ જ કે આર્થિક ક્ષેત્રે માણસ સાહસ કરીને પોતાનું ભાગ્ય પલટી શકે છે. પાંચ, દસ, પંદર વર્ષમાં ગરીબ માણસ પૈસાદાર નહિ તો મધ્યમ સ્થિતિનો બની શકે છે અને એ રીતે પોતાની જિંદગીમાં ગરીબાઈમાંથી મુક્ત થઈ શકે છે. સામાજિક ક્ષેત્રે એટલું સહેલું નથી. કારણ કે એ કેવળ પોતાના એકલાનો પ્રશ્ન નથી, સાથીદારનો પણ પ્રશ્ન છે. એના સહકાર ઉપર આધાર રહે છે અને એની શક્તિ



ઉપર, સંસ્કાર ઉપર પણ આધાર રહે છે. પરિણામે, આ પત્ર–લેખકે લખ્યું છે તેમ દસ વર્ષે એની એ સ્થિતિ રહે છે અને બીજાં દસ વર્ષે પણ એ જ સ્થિતિમાં પલટો ન થાય. અને લગ્ન એ કંઈ એવી જવાબદારી નથી કે તે અમુક વરસ થાય એટલે પૂરી થઈ જાય છે. ચાર બાળકોનાં માબાપ થવાથી બંનેની જવાબદારી હતી તે કરતાં વધી છે. વળી હમણાં કાયદામાં છૂટાછેડાની કલમ આવવાથી કોઈ કોઈ એમ માનતા થયા છે કે હિંમત કરીએ તો એમાંથી મુક્ત થઈ શકાય. આ ભાઈને પણ એ માર્ગ ગમે છે તો ખરો, પણ ચાર બાળકો થયા પછી તે માર્ગ યોગ્ય લાગતો નથી. પરંતુ છૂટાછેડાના કાયદાને મર્યાદા છે, અને કજોડાને કારણે તે મળી શકે તેમ નથી. આમ એમાં હિંમત પણ કામ આવે તેવી નથી.

આમ કજોડાનું દુઃખ સામાજિક વાસ્તવિકતાને લીધે કાયમ ભોગવવાનું હોય છે, તેમ મારા જેવો સલાહ આપે છે ત્યારે એમાંથી છૂટવાનો માર્ગ શોધતા યુવકોથી નિસાસો નંખાઈ જાય તે પણ સમજું છું. પરંતુ એવી તો કેટલીય વાસ્તવિકતાઓ છે કે જેને લીધે માણસને આખી જિંદગી સુધી સહેવું પડે છે. ગરીબ અને પછાત વર્ગના માણસોને અભણ રહી, સંસ્કારવિહીન અને ગરીબાઈભર્યું જીવન આખી જિંદગી જ ગાળવું પડે છે ને? ગમે તેવી પ્રભાવશાળી સ્ત્રીઓને પોતાના વિકાસની તક પુરુષો જેટલી નથી મળતી તે વાસ્તવિકતાને લીધે જ ને? કજોડાનું દુઃખ ભોગવતાને એમ જ લાગે છે કે પોતાને એકલાને આ શિક્ષા થઈ છે, પરંતુ એ જો સમાજનું નિરીક્ષણ કરે તો સમાજની વાસ્તવિકતાને લીધે જુદે જુદે ક્ષેત્રે એવાં દુઃખો ભોગવતાં મનુષ્યો જોવા મળશે.

માણસ તરત સવાલ કરે છે, પણ એમાં મારો ગુનો શો? શા માટે મારે એ દુઃખ ભોગવવું? શા માટે હું એની સામે પડકાર ન કરું?

વાત સાચી છે. પરંતુ માણસને કેવળ કર્મનાં જ ફળ ભોગવવાં પડે છે, તેવું નથી. માણસ સામાજિક પ્રાણી છે એટલે સમાજના કર્મનાં ફળ પણ એને ભોગવવાં પડે છે. આજે આપણે જે સગવડો ભોગવીએ છીએ તે પણ આપણાં કર્મદુઃખ કર્યાં છે? આપણા બાપદાદાઓએ ખેતીની શોધ ન કરી હોત તો આપણે આજે જે ભોજન આરોગીએ છીએ તે ક્યાંથી પ્રાપ્ત થાત? રેલવે, એરોપ્લેન અને બીજી વિજ્ઞાનની શોધથી આપણે જે ફળ ભોગવીએ છીએ તે ક્યાંથી ભોગવી શકત? એ જ રીતે વિજ્ઞાનને લીધે વિનાશક યુદ્ધનાં માઠાં ફળમાંથી પણ આપણે મુક્ત રહી શકતા નથી. આમ આપણે જે ફળ ભોગવીએ છીએ તે કેવળ આપણાં પોતાના કર્મનાં ફળ નથી, સમાજના કર્મનાં ફળ છે.

આમ ભણેલા યુવકોને અભણ યુવતી સાથે કજોડા લગ્નનું જે ફળ ભોગવવું પડે છે, તે એમનો કંઈ દોષ ન હોવા છતાં સામાજિક ફળ ભોગવવાનું છે તેમ જો યુવક વિચારે તો એના નિસાસા ઘણા ઓછા થઈ જાય. બીજા દંપતી અને યુવતી જોઈ ઉનો નિશ્વાસ નંખાઈ જાય છે તે શમી જશે. આપણા કરતાં ઘણા તંદુરસ્ત અને સુંદર હોય છે, ગોરા પણ હોય છે. પરંતુ એ જોતાં આપણે એના જેવા નથી એમ લાગે છે પણ નિસાસો નાખતા નથી. આપણી પાસે મોટર બંગલા નથી અને છતાં બીજાના જોવાથી આપણને એવી સગવડ સુખ હોય તો ગમે તે વિચાર આવે છે, પણ રાત દહાડો એના દુઃખે દુઃખી થતાં નથી. તેવું જ સમાધાન કજોડા લગ્ન અંગે મન સાથે કરવામાં આવે તો એ દુઃખ આ પત્રલેખકને અસહ્ય લાગે છે, તે સ્થિતિ સહ્ય લાગશે.

બાકી એ દુઃખના ઉપાય તરીકે એ જે પત્રમિત્રની શોધમાં છે—યુવતી–મિત્રની શોધમાં છે તે ઉપાય તો એમના નિસાસાને વધારનારો જ નીવડશે. જેની સાથે કંઈ પરિચય નથી તેવી યુવતીને દૂરથી જોતાં નિસાસો નંખાઈ જતો હોય તો સમાન રસની યુવતીના પત્ર-પરિચયથી એવો તરફડાટ જાગવાનો કે એનો પ્રત્યક્ષ પરિચય સાધવા મન ઝંખ્યા કરવાનું અને જ્યાં પત્ની તરફ એટલો ધૂંધવાટ પડ્યો હોય ત્યાં પત્રમિત્ર





માટે ઝૂર્યા વિના બીજું શું પરિણામ આવે? કોઈ પણ પુરુષ જ્યારે પત્ની તરફ આટલો અસંતોષ સેવતો હોય ત્યારે એના મિત્ર બનવામાં સ્ત્રીને માટે પણ એક દુઃસાહસ જ ગણાય. પુરુષ જો ડાહ્યો હોય તો આવા સંજોગોમાં એવા સ્ત્રી-મિત્રથી દૂર રહેવાનું પસંદ કરે. મારા એક મિત્ર છે. એમને પત્ની તરફથી એટલો અસંતોષ છે કે કોઈપણ સ્ત્રીના નીકટ પરિચયમાં આવવાનું ટાળે છે. એ કહે છે કે મને ભય લાગે છે કે એ પરિચયથી મારો અસંતોષ વધીને મને બીજે માર્ગે ખેંચી જાય તો? એનાથી દૂર રહેવું શું ખોટું? અને એમને સ્ત્રી-મિત્રો થાય તેવા સમાજમાં ભળવાની તક હોવા છતાં પોતાની મર્યાદા ગણીને એ સ્ત્રીઓમાં હરેફરે છે પણ નીકટતા સ્થાપતા નથી. જ્યારે આ ભાઈને એ તક નથી છતાં એ શોધે છે. પરંતુ એ ભયસ્થાન છે અને આજના કરતાં નિસાસા વધવાની પૂરી શક્યતા છે. વળી કોઈ યુવકના મનની આ સ્થિતિ જાણે તો પત્રમિત્ર થવાનું યુવતી પસંદ પણ ન કરે.

આ સંજોગોમાં વાસ્તવિક માર્ગ એ છે કે યુવકને સાહિત્ય, પ્રવાસનો જે શોખ છે તે પુરુષમિત્રોની સોબતમાંથી પોષવો જોઈએ. દરેક શોખ, રુચિ, પત્ની મારફત પોષાવી જોઈએ એમ બનવું ભણેલા દંપતી માટે પણ શક્ય નથી. બધી વખત જરૂરી છે એમ પણ નહિ. મિત્રોની સોબત એ ગરજ સારી શકે છે. સાચે જ એ યુવકને સાહિત્યનો શોખ હોય તો એમાં યુવતી જ મિત્ર શું કામ જોઈએ? એવો જ સામો સાહિત્યના રસવાળો યુવક મિત્ર હોય તો સંતોષ ન થાય? અને જો એ અનિવાર્ય હોત તો દરેક સાહિત્યકારની પત્ની સાહિત્યરસિક હોવી જોઈએ તો જ એને સાહિત્યનું પોષણ મળે તેમ માનવું પડે. જ્યારે એવા પણ સાહિત્યકારો છે કે જેમનાં પત્ની આ યુવકની પત્નીની માફક અભણ હોવા છતાં એમણે સાહિત્યકારનો રસ એમના પુરુષ મિત્રો મારફત સંતોષી એ ભૂખ ભાંગી છે અને તેથી એમનો સાહિત્યવિકાસ થતો રહ્યો છે. આ યુવક પણ પોતાનો શોખ પુરુષ-મિત્રોની સોબત તથા પત્રમિત્ર મારફત સંતોષે તો એમાં વાંધો ન આવવો જોઈએ. છતાં એને સંતોષ થતો ન હોય તો એણે ચેતવું જોઈએ કે સાહિત્ય, પ્રવાસ કે પત્રમિત્રના શોખ પાછળ સ્ત્રીની, ભણેલી સ્ત્રીના સહવાસની ઝંખના પડી છે. આજે એ ખુલ્લી દેખાતી ન હોય તો પણ એ મૈત્રી થતાં ખુલ્લી પડ્યા વિના રહેવાની નથી. બાકી સાચો સાહિત્યશોખ હોય તો એમાં પુરુષ સ્ત્રીના ભેદથી એ શોખને ઊણપ ન આવે.

પત્ની તરફનો અસંતોષ ઓછો કરવાનો રસ્તો એ છે કે, એની કક્ષાએ ઊતરીને એના મિત્ર બનવા પ્રયત્ન કરવામાં આવે તો એથી સોબતનો આનંદ મળી રહે. સાહિત્યની કક્ષાએ ભલે એ આવી શકે તેમ ન હોય. પરંતુ સમાજના ચાલુ વ્યવહારની કક્ષામાં, એને જેમાં રસ હોય, તે રસ સમજીને એની મૈત્રી સાધવામાં આવે તો આજે જે નિરસતા જીવનને ઘેરી વળી છે, તે હઠી જશે, અને એ સ્થિતિ જો સાધી શકાય તો પછી એને પોતાના ક્ષેત્રમાં પણ રસ લેતી કરી શકાય. પત્નીને ભણાવવા માટે પતિ શિક્ષક થાય તો એ ઝાઝો સફળ થતો નથી. મિત્ર થઈને જ એ ભણાવી શકશે. દરેક પુરુષ માટે એટલી ધીરજ, એટલી સહજતા અને એટલો રસ હોવો મુશ્કેલ છે. ઊતરતી કક્ષાએ જઈને મૈત્રી માણવાની પણ વિશિષ્ઠ શક્તિ છે. દરેકમાં એ પણ હોતી નથી. છતાં માણસ પ્રયત્ન કરે તો ઓછી-વત્તી સાધી શકે અને આજે કરુણતા ઘેરી વળી હોય તે ઓછી તો કરી શકે.

કોઈ દીપક બનીને આપણો માર્ગ અજવાળે તેવું ભાગ્ય આપણને સૌને મળતું નથી, અને એવું ભાગ્ય ન મળે ત્યારે આપણે જ દીપક હાથમાં લઈ આપણો માર્ગ અજવાળવાનો રહે છે. સ્વભાવને નવી ટેવ પાડવાનું કામ છે અને એ પાડવાથી જ જીવન નવપલ્લવિત થશે.

☆

સરલા જગમોહન

# સુનંદા

પ્રેમકથાઓ અને તેના વિશિષ્ટ પ્રકારોથી આપણે ખૂબ પરિચિત છીએ. આપણે દરેક વખતે એવી કથાઓ રસથી જ વાંચીએ છીએ. પણ અહીં રજૂ થતી કથા પ્રેમકથા હોવા છતાં તેમાં જે સંયમી વાણી અને લેખિકાની નિર્ભેળ દૃષ્ટિ રજૂ થાય છે તે તો ખરેખર અભિનંદનની અધિકારી બને છે.........

આંજ પડયે હું ફરવા નીકળ્યો. દિવસ આખો અકળાવી મૂકે તેવો તાપ હતો. કંઈ કામ કરવું સૂઝતું નહોતું. જો કે કામ તો જોઈએ તેટલું, અરે, જોઈએ તે કરતાં અનેકગણું વધારે હતું. તેમાંનું એક પણ કામ મેં તે દિવસે હાથમાં લીધું નહોતું. બધું જ કાલે અથવા ભવિષ્યમાં ગમે ત્યારે પતવાની રાહ જોઈ રહ્યું હતું. તે દિવસ મેં કોઈ પણ જાતની પ્રવૃત્તિ વિના ગાળ્યો હતો. પરંતુ પ્રવૃત્તિનો અભાવ તે નિવૃત્તિ નહીં. તે દિવસે મારું મન જેટલું પ્રવૃત્ત હતું તેટલું હમેશાં હોતું નથી. એમ તો માણસનું મન હમેશાં પ્રવૃત્ત હોય છે જ. પણ કેટલીક વાર તો માનસિક પ્રવૃત્તિની હદ જ આવી જાય છે. તેમાં વિચારોની સ્પષ્ટતા હોય છે એમ પણ નહીં. દિશાશૂન્ય વિચાર-કાર્યમાં પણ મન ઘણી વાર અટવાઈ જાય છે. અને દીવાદાંડીનો ફરતો દીવો એક દિશાને ઘડીક પ્રકાશ આપે છે, ઘડીક પછી એ જ દિશાને અંધારામાં પણ નાખી દે છે. તેમ મનમાં પણ થાય છે. ક્યારેક મન સ્વચ્છ આકાશ જેવું હોય છે તો ક્યારેક બધું ધૂંધળું ધૂંધળું લાગે છે. તે દિવસ મારો આવી પલટાતી રહેતી મનોદશામાં વીત્યો હતો અને કોણ જાણે કેમ, મનને ચેન પડતું નહોતું.

હું ઘરની બહાર નીકળ્યો ત્યારે સૂરજ આથમી ગયો હતો. સંધ્યાની લાલિમા મનમાં એક રંગ જમાવી જતી હતી. પૂર્વ તરફથી અંધકાર ઊતરવા માંડ્યો હતો ને ક્યાંક ક્યાંક તારા પણ મોં મલકાવી જતા હતા. સાધારણ પવન વાતો હતો; પણ સ્ફૂર્તિ લાવી દે તેવો એ પવન હતો નહીં. હજુ પણ દિવસના તાપનો થોડો સ્પર્શ એ હવામાં હતો. તો પણ હળવેકથી વાતો એ પવન અને ખુલ્લી જગા છેક જ નિરાશાજનક તો નહોતાં. પડી રહેલાં કામોને ભૂલવા મથતો, મસ્તીભરેલા વિચારોનો સાથ શોધતો હું જઈ રહ્યો હતો. ક્યાં જવું તે નક્કી કરીને હું નહોતો નીકળ્યો. જરા ચોકસાઈથી કહું તો ક્યાંક જવાના વિચારે નહીં, પણ ક્યાંકથી છૂટવાના વિચારે હું બહાર નીકળ્યો હતો. છૂટવું તે જ મહત્ત્વની વાત હતી. છૂટીને ક્યાં જવું કે શું કરવું તે વાતનો નહોતો કોઈ વિચાર કે નહોતી કોઈ ફિકર.

હું બહાર નીકળ્યો હતો; ક્યાંય જવું નહોતું, કંઈ જ કરવું નહોતું. કંઈ જ ન કરવામાં થોડો સમય ગાળવા હું નીકળ્યો હતો. વાતાવરણમાં આછી માદકતા હતી પણ તો યે કંઇ મજા જ આવતી નહોતી. અને આ મને નહોતું ગમતું. તો પણ હું ચાલ્યા કરતો હતો. પણ હું ચાલતો નહોતો, ચાલી જતો હતો.

કોઈને પણ મળવાની મેં તે દિવસે અપેક્ષા નહોતી રાખી એટલું જ નહીં; પણ કોઈને યે મળવું જ નહીં એવો દૃઢ નિર્ણય હતો. કોઈ અસાધારણ અનુભવની તલાશમાં હું નીકળ્યો નહોતો. તે દિવસે મારે કંઈ જ નહોતું કરવું—કંઈ જ નહોતું જોઈતું—અથવા એ જ જોઈતું હતું કે કંઈ જ ન હોય, કોઈ પણ ન હોય. અને તો પણ—જુઓ તો ખરા!

મારી સડક વળાંક લેતી હતી. બધું સ્થિર હતું, શાન્ત હતું પણ શાન્તિ આપે તેવી એ શાન્તિ નહોતી. એ શાન્તિમાં ક્યાંક કંઈક અજંપો હતો. એક પવન ચાલતો હતો. ધીરે ધીરે—અને બીજો હું ચાલતો હતો. એ જ ગતિએ. મને એમ હતું કે મારા અસ્પષ્ટ વિચારોના સંગાથમાં હું એકલો જ હતો. પણ ના. સડકના વળાંક પાસે, રસ્તાથી થોડે દૂર, થોડેક જ દૂર, એક મેદાન હતું. એ મેદાનમાં ઝીણું ઝીણું ઘાસ ઊગેલું હતું અને શરદ ઋતુનો હજુ તો આરંભ હતો ને સૂર્યનારાયણની કોપદૃષ્ટિએ હજુ વનસ્પતિનો લીલો

રંગ હરી લીધો નહોતો. વળાંકની પાસે જ એક નાળું હતું અને ત્યાં થઈને એક નાનું ઝરણું ખળખળ વહી જતું હતું. ઝરણાથી થોડે દૂર કોઈક બેઠું હતું. રાત થવા આવી હતી પણ હજુ સ્ત્રી પુરુષનો ભેદ પાડી શકાય તેટલો ઉજાસ તો હતો. મેં જોયું કે એક સ્ત્રી પોતાના બન્ને પગ સામે લંબાવીને બેઠી હતી. પોતાનો જમણો હાથ એણે જમીન પર ટેકવ્યો હતો અને ડાબે હાથે, માથું સહેજ ઊંચું કરી, એ આંખ આડે આવી જતા વાળને ઊંચા કરતી હતી. એ સ્ત્રી હતી - તે તો મેં જોયું; પણ એ કોણ હતી તે મારે હજુ જાણવાનું હતું. એક પળ તો મને થયું કે 'એ જે હોય તે, મારે એને શું કરવી છે?' અને હું આગળ ચાલ્યો. પણ—એ સ્ત્રી હતી, નિર્જન જગાએ, રાત પડવા આવી હતી તો પણ, એ આમ બેઠી હતી, એકલી—અને તે પણ ઊઠવાનો જાણે વિચાર જ ન હોય તેમ ઠરીઠામ થઈને. મારા મનમાં જાગતું કુતૂહલ હું શમાવી શક્યો નહીં. પણ ત્યાં સુધીમાં તો હું આગળ નીકળી ગયો હતો. 'જઉં, ન જઉં'નો નિર્ણય કરું તે પહેલાં તો હું પાછો ફરી ગયો અને મનને વધારે તસ્દી આપ્યા વિના જઈને હું તો એની પાસે ઊભો રહી ગયો. એણે ચમકીને મારી સામે જોયું; અને જરા રહીને જાણે હું ત્યાં હોઉં જ નહીં એમ સમજીને એણે તો ઊંચે જોઈ આકાશના તારા ગણવા માંડ્યા. 'આ તે કેવી!' મારા મનમાં ઊઠતું હતું. એક તો આવે અણુઘટતે સમયે એ ત્યાં એકલી બેઠી હતી અને પાછી મારા જેવા અજાણ્યા પુરુષને જોઈને થડકાટ અનુભવતી નહોતી, અને અનુભવતી હોય તો પણ બતાવતી તો નહોતી જ. 'ગજબ તો છે જ!' મને વિચાર આવ્યો. પણ એ હતી કોણ? ત્યાં ને ત્યાં, એ જ ઘડીએ તે શોધી કાઢવાનું મેં નક્કી કરી નાખ્યું.

'તમને જો હરકત ન હોય તો,' કહેતાં કહેતાં, એના જવાબની, વિરોધની કે અનુમતિની રાહ જોયા વિના હું એની પાસે બેસી ગયો. એ મારાથી જરા દૂર ખસી. 'તમારે શું જોઈએ છે? અહીં મારી પાસે આમ બેસી જતાં કંઈ વિચાર થતો નથી?' પૂછતી એની આંખો સહેજ પહોળી થઈ અને એની ભમ્મરોની વચ્ચે ત્રિપુંડ કોરાઈ ગયું. જરા વાર તો હું કંઈ ન બોલ્યો. એ પણ ન બોલી. પણ ત્યાં બેઠા પછી મોઢું બંધ રાખવામાં શો ફાયદો હતો? એની પાસે બેઠો કે તરત મેં એને ઓળખી કાઢી. સ્ટેશન પર ને ક્યારેક રસ્તા પર મેં એને દૂરથી જોઈ હતી. પહેલી વાર જોઈ ત્યારે જ એણે મારું ધ્યાન ખેંચ્યું હતું. હમેશાં એ સાજસજાવટ કરીને નીકળતી. ફેશનેબલ સ્ત્રીની કોટિમાં મૂકી શકાય એવી તો નહીં, પણ પહેરવા ઓઢવાની શોખીન તો એ લાગતી જ હતી. કંઈક પાતળો કહી શકાય એવો એનો દેહ હતો. એના ઘઉંવર્ણા ત્રિકોણ ચહેરામાં એની કાળી, અણિયાળી આંખો બરાબર ગોઠવાઈ જતી હતી. એ આંખોમાં એક તરવરાટ હતો. એની ચાલમાં, એના પ્રત્યેક હલનચલનમાં એક પ્રકારની આસાની હતી. જીવનને પડકારતી જાણે, વિશ્વાસભેર ચાલી જતી હું એને જોતો ત્યારે મારી આંખો એની પાછળ સ્થિર જોઈ રહેતી અને મારું મન એને માટે 'વાહ!' બોલી ઊઠતું. મને થતું કે એ મીઠું રણકારતી બોલતી હોય તો એનું ચિત્ર સંપૂર્ણ અને સંવાદિત બને. અત્યારે મારે માટે તક હતી.

'તમે અહીં જ રહો છો?' મેં એને પૂછ્યું.

'હા—અને તમે?'

'હું તો અહીં જ જન્મીને મોટો થયો છું. તમે અહીં કેટલાં વર્ષથી આવ્યાં છો?' શરણાર્થીઓમાંની એ હોય એમ લાગતાં મેં એને પૂછ્યું.

'દોઢ વર્ષથી.' કોઈ પણ જાતના ભયસંકોચ વિના એ બોલતી હતી. પણ એ હતી કોણ? આ પ્રશ્ન હજુ મારા મનમાં જ હતો. ત્યાં એણે મને પૂછ્યું:

'તમે ભણો છો?'

'ના, ભણવાનું તો મેં ગયે વર્ષે પૂરું કર્યું.'

'તો હવે શું કરો છો?'

કમાલ ને? કેવી જાતની સ્ત્રી આ તે? અજાણ્યા



પુરુષ સાથે આવી રીતે વાતે વળગતાં સંકોચ પણ ન થાય તેયે અદ્દભુત ને?

'હવે હું એક કોલેજમાં ભણાવું છું.' મેં જવાબ આપ્યો.

'અચ્છા!' કોઈ પરિચિત વ્યક્તિ સાથે વાત કરતી હોય એટલી આસાની એના બોલવામાં હતી. 'શું શીખવો છો?' પૂછીને એણે મને નવાઈમાં નાખી દીધો. સામાન્ય રીતે સ્ત્રીઓ આમ એકલી, અંધારે ને તે પણ આવી નિર્જન જગાએ ફરતી જોવા ન મળે. આટલા પૂરતી તો એ અસામાન્ય હતી જ. પરંતુ અજાણી વ્યક્તિને, અને તેયે પુરુષને ઉત્સુક ભાવે પ્રશ્નો પૂછીને એ વધારે અસામાન્ય બનતી જતી હતી. અને તો પણ એના પૂછવામાં, એના વર્તનમાં, કંઈ અજુગતું નહોતું લાગતું. એ હેરત પમાડતી હતી ખરી. પણ છતાં મને પોતાની તરફેણમાં રાખતી હતી. ગજબ હતી ને!

'રાજનીતિશાસ્ત્ર ભણવું છું.' એના પ્રશ્નના જવાબમાં મેં કહ્યું.

'હં...હં...' કહી એ થોડી વાર ચૂપ રહી. હજુ એણે પોતાની અદા બદલી નહોતી. ફેર માત્ર એટલો હતો કે જે ડાબા હાથે એ થોડીવાર પહેલાં પોતાના વાળ સરખા કરતી હતી તે હવે એના ખોળામાં, જાણે અચેતન પડ્યો હતો. એ મારી સામે શાન્ત અને નિર્ભય નજરે જોતી હતી. હવે અંધારું ઠીક ઠીક જામ્યું હતું. અને તો પણ એની સ્થિર નજર મને સ્પર્શતી હતી. એ અંધકારમાં એણે મારી આંખોમાં શું જોયું તે તો કોણ જાણે! જો કે મારા મનમાં કુતૂહલ હતું, ઉત્સુકતા હતી, અચંબો હતો. હું પણ એની સામે જોતો હતો. પણ એની તાકી રહેલી આંખોમાં ત્યારે—અંધારું હતું તે—મને કંઈ ખાસ દેખાયું નહીં. એટલો જ મને અનુભવ થયો કે એની નજરમાં સ્થિરતા હતી કારણ કે એના મનમાં ભય નહોતો. અને એનું વર્તન માણસના સામાન્ય અનુભવની બહારનું તો પણ—કદાચ એટલે જ આકર્ષક હતું, અને ન વર્ણવી શકાય, ન સમજાવી શકાય તેવો કોઈક અનુકૂળ સ્પર્શ તેમાં હતો.'

'પણ તમે શું કરો છો?' મેં એને પૂછ્યું.

'હું? હું ભણું છું. એમ. એ. માં.'

'વિષય?'

'અંગ્રેજી.' એણે ટૂંકેથી જ પતાવ્યું.

'રસિયણ લાગે છે' મને મનમાં થયું.

'ઓહો...!' મેં કહ્યું ને ફરી પાછો હું એ સ્ત્રીની વિચિત્રતાના વિચારે ચડી ગયો.

થોડી વાર વળી અમે મૂગાં રહ્યાં. પછી મેં પૂછ્યું:

'તમારું નામ?'

'સુનંદા જોષી. તમારું?'

'નલિન આચાર્ય.'

દરમ્યાનમાં રાત જામતી જતી હતી. ભૂખ લાગી છે એવું મને ધીરે ધીરે ભાન થવા માંડ્યું હતું. મેં ઊઠવાનો વિચાર કર્યો. પરંતુ હું એની પાસે બેઠો હતો એટલા વખતમાં મને એ સ્ત્રીના વિશે તો કંઈ ખબર જ પડી નહીં. પરંતુ પહેલી જ વ.ર તમે કોઈને મળો, અને તેય એક સ્ત્રીને, તેમાં આટલી વાત કરવા ઉપરાંત બીજું વધારે શું થઈ શકે? થોડી ઘણી ઔપચારિક વાતો થઈ શકે. એવી વાતો દ્વારા મને જે માહિતી મળી હતી તે એટલી તો અપૂર્ણ હતી કે તેનાથી એ સ્ત્રીને વિશે હું કંઈ ખાસ ખ્યાલ બાંધી ન શક્યો.

'અભ્યાસ ઉપરાંત બીજું શું કરો છો?' મેં વળી પૂછ્યું.

'મારે કમાવું પણ પડે છે.'

'શું કરો છો?'

'સવાર-સાંજ ટ્યુશન.'

'બહુ મહેનતની જિન્દગી ગાળતાં લાગો છો.'

'સામાન્ય માણસને નસીબે મહેનત જ હોય છે.'





વળી જરા વાર મૌન. પોતાના લંબાયેલા પગ એણે હવે વાળી લીધા હતા અને એ પલાંઠી વાળીને બેઠી હતી. બન્ને હાથની કોણી એણે સાથળ પર ટેકવી હતી અને હાથનાં આંગળાં એકબીજામાં ભીડાયેલાં હતાં. થોડી વાર મૂગા રહ્યા પછી એ જરા ટટ્ટાર થઈ. 'આ ઊઠવાની લાગે છે' હું મનમાં વિચારતો જ હતો ત્યાં એ બોલી : 'હવે જવું છે ને ?'

મને કહેવાનું મન તો થયું : 'હવે બેઠાં છીએ થોડી વાર,' પણ તેને બદલે હું બોલ્યો : 'ચાલો.' અને અમે ત્યાંથી ઊઠ્યાં ને ઘરનો રસ્તો લીધો.

'ઘણું મોડું થયું છે, નહીં ?' ચાલતાં ચાલતાં હું બોલ્યો.

દેખાયું નહીં, પણ લાગ્યું કે એ આછું હસી હશે. એણે જવાબ આપ્યો : 'મને તો ક્યારેય મોડું થતું નથી. વળી આમ ફરતા રહેવામાં મને મજા પણ આવે છે.'

આ તે કેવી! આવી વિચિત્ર એ શાને હશે? એમ એકલી ઘૂમ્યા કરીને એ પોતાની જાત માટે કેવું જોખમ વહોરી લેતી હતી તેનો એને ખ્યાલ નહીં આવતો હોય ? મારો જ દાખલો લો. મેં જ એની સાથે તે રાતે છૂટ લીધી હોત તો ત્યાં મને કોણ રોકનાર હતું? અને હું કંઈ કરું તો તેના વિરોધમાં એની દૂબળી કાયા શું કરી શકવાની હતી? મેં એને પૂછ્યું : 'કેમ મોડું નથી થતું? ઘેર, કોઈ રાહ નથી જોતું ?'

'રાહ તે મારી કોણ જોવાનું હતું ?' એના અવાજમાં જરા કંપ હતો તે મારી નજર બહાર ન રહ્યું.

'તે તમે એકલાં જ રહો છો ?' મેં પૂછ્યું.

'હા, એકલી જ. પણ તોયે હું એકલી નથી.'

'એટલે ? હું સમજ્યો નહીં.' મારાં ભવાં સહેજ ઊંચાં થયાં હોવાં જોઈએ.

'એકલતા હમેશાં મારી સાથે હોય છે.'

શું બોલવું તે મને સમજાયું નહીં. અમે વસ્તીની નજીક આવતાં જતાં હતાં—જો કે હજુ મકાનોના દીવા જ દેખાતા હતા, અને સારું એવું અંતર અમારે એકલાં કાપવાનું હતું. થોડો વખત અમે કંઈ પણ બોલ્યા વિના ચાલ્યા કર્યું. અચાનક એણે મારી સામે જોયું, અને થોડી વાર સુધી જોતી જ રહી. પછી બોલી : 'હું તમને ઘણી વિચિત્ર લાગું છું, ખરું ?'

મારે હા પાડવી પડી. મારે કહેવું જોઈએ કે એ મને વિચિત્ર કરતાં વધારે રહસ્યપૂર્ણ લાગતી હતી. કોઈ પણ વસ્તુ રહસ્યપૂર્ણ લાગે ત્યારે વધારે મૂઝવે છે. મનમાં ને મનમાં હું એ સ્ત્રીના મનનો તાગ શોધવાનો પ્રયત્ન કરતો હતો. ત્યાં તો ફરી એનો અવાજ આવ્યો : 'મને એ સમજાતું નથી કે તમારી સાથે વાતો કર્યા કરવાનું મને આટલું બધું મન કેમ થાય છે ?'

'તો ચલાવો !' મેં કહ્યું—કેમ કરીને આની કંઈ ખબર પડતી હોય તો—એવા વિચારે.

'પણ ભાષણ જ આપ્યા કરવાની મને ઇચ્છા નથી. તમે તો કંઈ કહેતા જ નથી. હું બોલું છું ને તમે સાંભળ્યા કરો છો. મને સમજ નથી પડતી કે......'

'કે તમારી વાતમાં મને રસ પડતો હશે કે નહીં. એમ જ ને ?

'ના, એમ નહીં.'

'તો શું ?'

'મને એ સમજ પડતી નથી કે તમે મારી વાત સાંભળો છો કે નહીં.'

'જેને બીજી રીતે કહીએ તો તમને એ નથી સમજાતું કે મને તમારી વાત સાંભળવી ગમે છે કે નહીં.'

'દલીલબાજી સારી આવડે છે.' એ બોલી.

'રાજકારણને અને વકીલાતના ધંધાને બહુ છેટું નથી. પણ છોડો એ વાત. હું સાચેસાચ તમારું કહેવું સાંભળું છું. પણ તમે કંઈ કહેતાં જ નથી.'



એના હોઠ પર આછું સ્મિત રમી ગયું. એ બોલી : 'પણ કહો તો ખરા, તમને મારામાં આટલો બધો રસ શા માટે આવે છે ?'

હું પણ સહેજ હસીને બોલ્યો : 'કારણ કે મને તમારામાં રસ છે.' સાંભળીને સુનંદા ખડખડાટ હસી પડી. પણ તરત જ એણે ગંભીરભાવે પૂછ્યું : 'આપણને શા માટે કોઈમાં રસ પડે છે ? શા માટે આપણને કોઈ એકદમ જ ગમી જાય છે ?'

મારું આશ્ચર્ય એણે આવી વાત કરીને એકદમ જ વધારી મૂક્યું. સ્પષ્ટ હતું કે હું એને ગમી ગયો હતો—અને એ મને ગમ્યું. તોયે મેં પૂછ્યું : 'પણ તમે એમ તો નથી જ કહેવા માગતાં ને કે હું તમને ગમવા માંડ્યો છું ?' જવાબમાં શબ્દોને બદલે એની આંખો નીચે ઢળી—પ્રેમ કરતી સ્ત્રીની આ સનાતન વાણી, પણ મારી પાસે એના પ્રશ્નનો જવાબ નહોતો. મેં કહ્યું : 'કોઈ શું કામ આપણને ગમી જાય છે તે હું જાણતો નથી. પણ એવું ઘણી વાર બને છે કે આપણને ખ્યાલ પણ આવે તે પહેલાં કોઈક આપણને ગમી ગયું હોય છે.' પળેક માટે વળી અમારી વચ્ચે મૌન આવી ગયું. પછી મેં કહ્યું : 'સુનંદા, કોઈ આપણને શું કામ ગમી જાય છે તે હું જાણતો નથી. પણ મેં તમને પહેલી વાર જોયાં—સ્ટેશન પર મેં તમને ઘણી વાર જોયાં છે—ત્યારે પણ મને તમારી સોબત કરવાનું મન થયું હતું.'

આ સુનંદાને માટે હસવાનું કેટલું સહેલું હતું ! હસતાં હસતાં એ બોલી, 'પણ તમે એમ તો નથી માનતા ને, નલિન, કે તમે જેને જુઓ છો એની પાસે જોવાને આંખ જ નથી હોતી ?'

વાહ ! મેં કહ્યું, 'એમ શું કામ માનું ? પણ એમ શા માટે કહેતાં નથી કે તમે પણ મને આજ પહેલાં જોયો છે ? કોઈને જોવામાં કંઈ ગુનો છે ?'

'નહીં જ. પણ જેમ તમે મને જોઈ હતી તેમ જ મેં પણ તમને જોયા હતા.'

મને થયું કે આ યે ખરું એક 'નવલકથાનું' પ્રકરણ લખાય છે. પ્રથમ મુલાકાતે ઘણી વાતો થઈ ગઈ, ખરું ? અત્યાર સુધીમાં હવે અમે વસ્તીની વચ્ચોવચ્ચ આવી ગયાં હતાં. મારું ઘર ત્યાંથી બહુ દૂર નહોતું. સુનંદાનું ઘર કઈ તરફ હતું તે હું જાણતો નહોતો. હવે મારે વળવાનું હતું. નાકા પાસે અમે જરા વાર ઊભાં. પછી મેં કહ્યું : 'મારે હવે આ બાજુ જવાનું છે. તમારું ઘર કઈ તરફ છે ?'

'મારે હજુ થોડું ચાલવાનું છે.'

'હું મૂકી જઉં ઘર સુધી ?' મને એમ કે એ હા પાડે કે ના યે પાડે. પણ એ કહે : 'ઘર સુધી જ આવશો ? ઘેર નહીં આવો ? ઉતાવળ ન હોય તો ચાલો. મારે તમને કંઈક બતાવવું છે.'

'શું બતાવવું છે ?' મને ઘણી જ નવાઈ લાગી.

'એમ નહીં કહું. તમારે આવીને જોવું પડશે.'

ખરું ને ? આયે ? બંદાને તો કંઈ વાંધો નહોતો. થોડી વારમાં અમે એના ઘર પાસે આવી પહોંચ્યાં. તાળું ખોલી એણે રૂમની લાઈટ કરી અને જોઉં છું તો… !

બારણાની સામે જ ટેબલ હતું. તેના પર એક ખૂણામાં એક ફ્રેમમાં મઢેલો મારો ફોટોગ્રાફ ! મારા આશ્ચર્યનો પાર રહ્યો નહીં. મેં એની સામે પ્રશ્નસૂચક નજરે જોયું. એ ખડખડાટ હસી બોલી : 'અહીં આ ફોટોગ્રાફ જોઈને તમને નવાઈ લાગે છે—ખરું કે નહીં ?'

'નવાઈ ન લાગે તો તો બીજું શું થાય ? પણ આ ફોટોગ્રાફ તમારી પાસે આવ્યો ક્યાંથી ?'

ત્યારે વળી એ વધારે હસી. હું એની સામે જોઈ રહ્યો. એ બોલી : 'તમને કલ્પના પણ નહીં આવે ! એક દિવસ હું ટ્રેનની રાહ જોતી સ્ટેશને ઊભી હતી. એક ઊડતી નજર ફેંકતા તમે મારી પાસેથી પસાર થઈ ગયા, અને મારાથી થોડા આઘે જઈ ઊભા રહી ગયા. હું તમારી સામે તીરછી આંખે જોતી હતી. અને તમે મારી સામે જુઓ છો તે છુપાવવા કે ખરેખર વાંચવા તે તમે જાણો—એક પુસ્તક ખોલી

પાનાં ફેરવવા માંડયા. ઓચિંતાનું એક કવર એ પુસ્તકમાંથી સરી પડયું. અને ત્યાં તો ટ્રેન આવી ને તમારો ડબ્બો પકડવા તમે દોડયા. આ કવરનું હવે શું કરવું ? મેં ઉપાડી લીધું અને જોયું તો અંદર આ ફોટોગ્રાફ!'

'પણ સુનંદા, તમેયે જબરાં છો. કહો છો કે તમે મને વારંવાર સ્ટેશન પર જોયો છે. મને ફોટોગ્રાફ પાછો કેમ આપ્યો નહીં ?'

એનું મોં મલકી ગયું. આંખોમાં ચમકારો લાવી. માથું જરા ડાબી બાજુ ઢાળી એ બોલી. : 'પણ પાછો આપવો હોય તોની વાત ને ?'

'કેમ પાછો નહોતો આપવો ? આ તો ચોરી કે કંઈ બીજું ?' મેં ગુસ્સે થવાનો દેખાવ કર્યો.

'પણ સાહેબ, એ ચોરી જો ન કરી હોત તો આ મુલાકાત અને આ વાતો ક્યાંથી થવાનાં હતાં ?'

અને તે દિવસે એણે મને જે લીંબુનું શરબત પાયું તે એવું તો સ્વાદિષ્ટ લાગ્યું અને એણે મને જે સ્નેહભરી નજરે નવાજ્યો તે એવું તો આહ્‌લાદક લાગ્યું કે મારો કંટાળો તો ક્યાંય મૂઠીઓ વાળીને નાસી ગયો. ને રાત્રે હું ઘેર પાછો ફર્યો ત્યારે મારું મન ઝોલે ચડેલું હતું. અને રાતની નિદ્રા પણ એવી મદભરી હતી કે સવારે હું ઊઠયો ત્યારે ધરતી મને બહુ જ પ્રસન્ન લાગી અને પ્રકૃતિ ખૂબ જ પ્રફુલ્લ લાગી.



પ્રા. ગોવિંદભાઈ પટેલ

## આવે તો આવ

આવે તો આવ ભલા, વાસંતી વાયરે,
આવે તો આવ ભલા, આવ.

કાયાના કિંશુકની કૂંપળ રૂંધાયલી,
છાલના તે ભારણની હેઠે રે,

એવી આતુર એ તો એવી વ્યાકુળ એ,
જેવો ચાતક માસ જેઠે રે;

નયનનનાં લાખ લાખ તીરમાંથી એક તું
ડાબે છોડીને કર મીઠેરો ઘાવ.

આવે તો આવ ભલા, વાસંતી વાયરે,
આવે તો આવ ભલા, આવ.

અંતરની કુબ્જા આ કોકિલ શી ઢૂંઢતી,
મ્હોરેલા આંબાની ડાળી રે.

રાધાનાં રૂપ કને અંગે વળેલ મને,
ભૂલે કાં વરણાગી માળી રે ?

આરતની રત ચાલી, આવે તો આવ હે !
નહીં તો તલસાટના લેવા દે લ્હાવ.

આવે તો આવ ભલા, વાસંતી વાયરે,
આવે તો આવ ભલા, આવ.







ડૉ. શિવપ્રસાદ ત્રિવેદી

# શરીરનાં સંરક્ષક બળો

કુદરતે આપણું શરીર એવી સરસ રીતે રક્ષેલું છે છતાં આપણી અકુદરતી જીવનપ્રથાને કારણે આપણા શરીરને અનેક રીતે નુકસાન કરીએ છીએ. આપણાં શરીરનાં સંરક્ષકબળો વિષે આ લેખમાં ઊર્મિને જાણીતા ડૉકટર-લેખક જે વિગત આપે છે તે વિચારણીય છે...

વાતાવરણમાં સર્વત્ર જીવાણુઓ (Bacteria) વસેલાં છે. હવા માર્ગે અસંખ્ય જીવાણુઓ આપણા શરીરમાં પ્રવેશ પામે છે. ખોરાક અને પાણી સાથે ઘણાં પેટમાં જાય છે. થોડાંક મોઢું નાક ગળું અને આંતરડાંમાં કાયમ વસે છે. એકનાં અનેક થઈ સંવર્ધન પામે છે. આમાંનાં કેટલાંક આપણને રોગ અને, મૃત્યુ આપનારાં છે. છતાંય આપણે સાજાસમા રહીએ છીએ.

આ જીવાણુઓ (Microbes)ના હુમલા સામે આપણા શરીરનું રક્ષણ શી રીતે થાય છે?

આપણી કાયાની અજબ કરામત તો એ છે કે જીવાણુઓના પ્રવેશદ્વારોની શરૂઆતમાં અને શરીરના ઊંડાણોમાં રક્ષણની હરોળો ગોઠવાયેલી છે. શરીરની આગલી હરોળમાં જીવાણુઓનો નાશ થાય છે. છતાંય જો થોડાંક એને વટાવીને આગળ ધપે તો અંદરની હરોળમાં પણ એમનો નાશ થાય છે.

નાક વાટે લેવાયેલી હવામાં આવેલાં જીવાણુઓને અટપટા માર્ગમાં થઈને પસાર થવાનું છે. નાકમાં આવેલા વાળને લીધે હવા ગળાઈને જાય છે. હવા ગળાઈને જવાનો આ માર્ગ શ્લેષ્મના સ્રાવથી ભીનો રહે છે—ફ્લાયપેપર ઉપર જેમ માખો ચોંટી જાય છે તેમ આ ભીનાશમાં જીવાણુઓ લપેટાઈ જાય છે. જો જીવાણુઓ દાહ (Irritation) ઉપજાવે તો સળવળાટ થઈ છીંક આવતાંની સાથે જીવાણુઓ બહાર ફેંકાઈ જાય છે, અગર તો નાક દદડવા માંડે છે. અને લીંટની સાથે જીવાણુઓ બહાર ફેંકાઈ જાય છે. છતાંય જો જીવાણુઓ ફેફસાંની નળીઓમાં ગયાં હોય તો ત્યાં પણ સ્રાવની ચીકાશમાં તે ઝડપાઈ જઈ ઉધરસ વાટે બહાર ફેંકાઈ જાય છે. શ્વાસનળીઓમાં આવેલા સૂક્ષ્મ વાળોની હારો સદા હાલતી રહી જીવાણુઓને ગળા ભણી ધકેલતી રહે છે અને તે ગળામાં આવતાં ઉધરસના ઠપકાથી ઉચ્છ્વાસના જોસમાં મોંઢા બહાર ફેંકાઈ જાય છે. જો ઉધરસ વાટે બહાર ના નીકળી જાય તો તે અન્નનળીમાં ગળાઈ જઈ હોજરીમાં જાય છે. હોજરીમાં આવેલા હાઈડ્રોકલોરીક એસિડ અને બીજા પાચક રસોમાં જીવાણુઓ નાશ પામે છે.

થૂંક આંસું અને શરીરના બીજા સ્રવો એવા જલદ હોય છે કે એમાં જીવાણુઓ નાશ પામે છે. થૂંક અને આંસુમાં લાઈસોઝાઈમ નામનું જંતુઘ્ન દ્રવ્ય છે. લાઈસોઝાઈમ એવું તો જલદ છે કે એક આંસુના ટીપામાં અડધો ગેલન પાણી ઉમેરીએ તો પણ એ દ્રાવણમાં એક જીવાણુની જાત તો નાશ પામે છે. થૂંકમાં લાઈસોઝાઈમ ઉપરાંત લ્યુકીન્સ લાઈસીન્સ અને પ્લેકીન્સ નામનાં જંતુઘ્ન રસાયણો છે. મોંઢામાં આવેલાં જીવાણુઓ થૂંકના રસાયણમાં નાશ થાય છે છતાંય થોડા જીવતાં રહી હોજરીમાં જાય તો ત્યાં એમનો નાશ કરવા કાજે પાચકરસો પડેલા જ છે. આમ ઘણાં નાશ પામવાથી થોડાંક જીવતાં રહી આંતરડાંમાં જાય છે.

અરે, આપણી ચામડીમાં પણ જંતુઘ્નશક્તિ છે. પાણીના ટીપામાં રહેલાં મરડાના જીવાણુઓ કાચની પટ્ટી ઉપર કલાકો સુધી જીવતાં રહે છે પણ ચોખ્ખી હથેળીમાં મૂકેલ ટીપાનાં જીવાણુઓ ચામડીની આ રક્ષણાત્મક હરોળમાં જીવી જઈ સંવર્ધન પામે છે પણ આપણને નુકશાન પહોંચાડવા માટે એમણે શરીરમાં પ્રવેશ પામવો જોઈએ. ચામડીની ફાટ, ચીરાડ કે અદૃશ્ય કાપમાં થઈ જીવાણુઓ અંદર પ્રવેશ પામે તો પણ એમને બીજી રક્ષણાત્મક હરોળો પસાર કરવાની રહે છે.

ધારો કે ફાટેલી ચામડીમાંથી જીવાણુઓ શરીરમાં

પ્રવેશ પામ્યાં અગર તો જીવાણુઓવાળો ખીલો કે કાંટો ભોંકાયો છે. આ રીતે શરીરમાં પ્રવેશેલાં જીવાણુઓ વીસ મિનીટમાં સંવર્ધન પામે છે. દરેક જીવાણુ એકનાં બે થાય છે વળી પાછા વીસ મિનીટમાં એકનાં બે થઈ વૃદ્ધિ પામે છે. આ ગતિએ સાત કલાકના સમયમાં એમની સંખ્યા દસ લાખ જેટલી થવા જાય છે અને બીજા દિવસે તો તે અબજોના અબજો થઈ જાય છે. શરીર બધું એમનાથી ઊભરાઈ જાય. પણ આમ થતાં પહેલાં શરીરનું બીજું એક સંરક્ષકબળ આવીને ખડું થાય છે. આ છે સોજો.

શરીરમાં પ્રવેશેલાં જીવાણુઓએ છોડેલાં કે શરીરના કોષોને ઈજા થવાથી છૂટેલાં રસાયણો ચારે દિશામાં ફેલાઈ નજીકની લોહીની નળીઓ પાસે પહોંચે છે. આમની અસર નીચે લોહીની નળીઓની દિવાલો પહોળી થાય છે ને લોહીમાંનો પાણીનો ભાગ કે જે રક્તજલ કહેવાય છે તે દિવાલ બહાર ઝમે છે. રક્તજળની સાથે લ્યૂકોસાઈટો નામનાં થોડાં કણો અને વિવિધ રસાયણો બહાર પડે છે જે જીવાણુઓને વધતાં અટકાવે છે.

શરીરને ટકાવવામાં લ્યૂકોસાઈટોનો મોટો ફાળો છે. તે શરીરમાં એકથી બીજા સ્થળે જાય છે. જીવાણુઓનો હુમલો થયો હોય ત્યાં લોહચૂંબકની જેમ આકર્ષાઈ ખાસ દોડી જાય છે. ત્યાં જઈ જીવાણુઓને અને પરાયી ચીજોને ખાઈ જાય છે. ચેપની જગ્યાએ લાખ્ખો લ્યૂકોસાઈટો જમા થઈ જાય છે.

રક્તજળમાંથી ફાઈબ્રીનોજન નામનું રસાયણ પણ બહાર પડે છે, જે તરત જ તાંતણારૂપમાં ઘટ્ટ બની જાય છે. આ બન્ને લ્યૂકોસાઈટો જીવાણુઓની આસપાસ કિલ્લેબંધી ખડી કરી દે છે. એમાં પૂરાવાથી જીવાણુઓનો ચેપ આગળ ફેલાતો અટકે છે. આ બને છે સોજાની સ્થિતિ. ગૂમડાં અને ફોલ્લાઓ એ સોજાના પ્રકારો છે. ગૂમડાં અને ફોલ્લા થતાં આપણે અકળાઈ ઊઠીએ છીએ પણ હવે સ્પષ્ટ થશે કે આખા શરીરને જીવાણુઓના હુમલાથી રક્ષવા કાજે જીવાણુઓને એક સ્થળે જકડી રાખવામાં ગૂમડાં અને ફોલ્લા થઈ આવે છે.

જીવાણુઓ અને લ્યૂકોસાઈટો વચ્ચે જાણે કે શરીરમાં યુદ્ધ મંડાય છે. જ્યાં જ્યાં ચેપ લાગ્યો હોય ત્યાં ત્યાં એ યુદ્ધસ્થાન છે. યુદ્ધને પહોંચી વળવા આખા શરીરમાં તૈયારીઓ થાય છે. યુદ્ધમાં છૂટાં થયેલાં રસાયણો લોહીમાં ભળી શરીરમાં આવેલાં લ્યૂકોસાઈટોને ખબર પહોંચાડે છે. સંદેશો પહોંચતાંવેંત જ શરીરના હાડકાંઓમાં આવેલો માવો નવાં લ્યૂકોસાઈટો પેદા કરવાના કામમાં ઝડપ વધારી દે છે અને લાખ્ખો લ્યૂકોસાઈટો લોહીમાં ભળી યુદ્ધસ્થાને પહોંચી જાય છે.

થોડાંક જીવાણુઓની ગંધને લીધે લ્યૂકોસાઈટો આઘાં રહે છે તો કેટલાંક જીવાણુઓ એમને ગળનાર લ્યૂકોસાઈટોને મારવાની શક્તિ ધરાવે છે. પહેલાં લ્યૂકોસાઈટો એવાં રસાયણો છોડે કે જે જીવાણુઓને ઈજાકારક નીવડે છે. જો લ્યૂકોસાઈટો જીવાણુઓનો નાશ ના કરી શકે તો એમની મદદમાં મેક્રોફેઈજ નામનાં મોટાં ધોળાં કણો આવે છે. મેક્રોફેઈજ લ્યૂકોસાઈટો કરતાં કદમાં મોટાં છે પણ એય એટલાં સૂક્ષ્મ છે કે નરી આંખે તો દેખાતાં જ નથી. એમને જોવા માટે સૂક્ષ્મદર્શક યંત્રની મદદ લેવી પડે. ૨૫૦૦ ધોળાં કણોને હારબંધ ગોઠવીએ તો એક ઈંચ જગામાં સમાય; આવું લ્યૂકોસાઈટનું કદ છે. મેક્રોફેઈજ જીવાણુઓ ઉપરાંત જીવાણુઓને સંઘરતાં લ્યૂકોસાઈટોનો પણ નાશ કરે છે.

લ્યૂકોસાઈટ કે મેક્રોફેઈજ જીવાણુને ગળી જાય એટલે જીવાણુઓનું મોત આવે છે પણ કોક જીવાણુઓ લ્યૂકોસાઈટોમાં પણ જીવતાં રહે છે. હવે આમ થતાં એને લોહીનાં જંતુઘ્ન દ્રવ્યો કે દાક્તરની દવા કશું નુકશાન નથી પહોંચાડી શકતાં. તો પછી આ જીવાણુઓનો નિકાલ કરવા શરીરમાં બીજી વ્યવસ્થા હોવી જોઈએ. અલબત્ત આ માટે શરીરમાં સિમ્ફેટીક નામની નળીઓનાં ગૂંચળાં શરીરમાં પથરાયેલાં છે. લ્યૂકોસાઈટો મેક્રોફેઈજો અને પરાયી વસ્તુઓ આ નળીઓમાં પ્રવેશ પામે છે અને લસીપ્રવાહમાં તરતાં રહી લસીગ્રંથિઓમાં આવી પહોંચે છે. જેમ કાયદો અને વ્યવસ્થા જાળવવા શહેરમાં ઠેર ઠેર

પોલીસચોકીઓ હોય છે તેમ શરીરના જુદા જુદા ભાગોમાં લસીગ્રંથિઓ ગોઠવાયેલી છે. દરેક ગ્રંથિ ગળણી જેવું કામ ઉપાડી જીવાણુઓ કે નકામી ચીજોને રાખી લે છે. લસીપ્રવાહ દરેક લસીગ્રંથિમાંથી ગળાતો શુદ્ધ થતો થતો ગળાના ભાગમાં આવી લોહીમાં ઠલવાય છે. આ અરસામાં તો તે ગળાઈ ગળાઈને જીવાણુઓથી કે પરાયી વસ્તુઓથી મુક્ત એવો વિશુદ્ધ બને છે.

પગની કે હાથની આંગળીએ વાગતાં જાંઘ કે બગલમાં વેળ ઘાલે છે. આ વેળ તે ફૂલેલી લસીગ્રંથિઓ છે. જીવાણુઓ એમાં સપડાઈ ગયેલાં હોવાથી આ ગાંઠો ફૂલે છે અને હાથ કે પગનો ઘા મટી ગયો હોવા છતાંય અઠવાડિયા સુધી તે ફૂલેલી રહે છે. જીવાણુઓને લોહીમાં પ્રવેશતાં અટકાવનાર આ લસીગ્રંથિઓ છે. ગળાની બન્ને બાજુએ આવેલી આ ગાંઠો એ જીવાણુઓને લોહીમાં ના જવા દેવા માટેની છેલ્લામાં છેલ્લી હરોળ છે.

જો કદાચ થોડાં જીવાણુઓ લોહીમાં પ્રવેશ પામે તો ત્યાં પણ રક્ષણની હરોળ મોજુદ છે. હાડકાંનો માવો, કલેજું, બરોળ અને બીજાં અવયવોમાં ઢગલાબંધ માઈક્રોફેઈજો છે કે જે લોહીમાં આવેલી પરાયી ચીજો અને જીવાણુઓને પકડી લઈ લોહીને શુદ્ધ રાખે છે.

આ જાણ્યા પછી પ્રશ્ન થયા વિના નહીં રહે કે લ્યૂકોસાઈટો અને માઈક્રોફેઈજોને લોહીનાં કણો અને જીવાણુઓ વચ્ચે પરખ શી રીતે પડતી હશે? લ્યૂકોસાઈટો અને માઈક્રોફેઇજો હડફટમાં જે આવે એમને ગળી જાય એવાં જબરાં છે પણ પ્રતિકણો જેને હુમલાખોર તરીકે ગણાવે તેને તો શોધી શોધીને ઉપરા ઉપરી ગળી જાય છે.

ત્યારે આ પ્રતિકણો એટલે શું? રોગ આણનારાં જીવાણુઓ ઘણી જાતનાં છે આમાંની એક જાતનું નામ સ્ટેફોટોકોકાઈ છે. સ્ટેફોટોકોકાઈના ચેપ વખતે શરૂમાં તો શરીરમાં ચેપની વૃદ્ધિ થતી રહે છે. દિવસે દિવસે માંદગી વધતી જાય છે. આ વખતે શરીરનાં સંરક્ષક બળો પણ શાંત બેસી રહે એવું પણ બનતું નથી. શરીરમાં પ્રતિકણોનું ઉત્પાદન વધી પડે છે, જે જીવાણુઓને વળગી પડે છે. એટલે લ્યૂકોસાઈટો અને માઈક્રોફેઈજો આ જીવાણુઓને ગળવા મંડી પડે છે અને માંદગીમાંથી વળતી વાટ થવા માંડે છે. દરેક જીવાણુઓના ચેપ વખતે ખાસ જાતનાં પ્રતિકણો પેદા થાય છે.

શરીરમાં રોગ વખતે પ્રતિકણો પેદા થાય એ રોગના બીજા હુમલામાંથી આપણને રક્ષણ મળે છે. ઓરી બળીઆ ટાઈફોઈડ વગેરે રોગાવસ્થાઓ વખતે શરીરમાં પ્રતિકણો પેદા થાય છે એટલે આ રોગો બીજીવાર થતા નથી.

રોગ થયા વગર પણ શરીરમાં પ્રતિકણો પેદા થઈ શકે છે. આ માટે રસી લેવી જોઈએ. કોઈ પણ રોગચાળા વખતે એ રોગની રસી (Vaccini) લેવાથી એ રોગમાંથી રક્ષણ મળતું કોણે અનુભવ્યું નહીં હોય? બળીયા ટંકાવ્યાથી મોટા ભાગનાં બાળકો બળીયાના વાવરમાંથી બચી જાય છે. કોલેરા પ્લેગ ટાઈફોઈડ વગેરે રોગોની રસી લેવાથી આ રોગોના હુમલામાંથી રક્ષણ મળે છે.

નવાં જન્મેલાં બાળકોના શરીરમાં થોડાં અઠવાડિયાં સુધી પ્રતિકણો પેદા થતાં નથી કે થોડાં થાય છે. આ દરમિયાન તેમને જાળવનાર માતાનાં પ્રતિકણો છે. બાળકના શરીરમાં માતાનાં પ્રતિકણો આવે છે અને શરૂઆતના થોડા દિવસ ધાવણમાં પણ તે આવતાં રહે છે. આથી માતા જે રોગોથી રક્ષણ પામેલી હોય તે રોગો બાળકને થતા નથી.

કેટલાંક જીવાણુઓ શરીરમાં પ્રવેશી વિષ છોડે છે તે શરીરના બીજા ભાગોમાં પ્રસરી વળે છે. શરીરમાં જ્યારે આવું વિષ ફરી વળે છે ત્યારે પ્રતિવિષ પણ પેદા થાય છે. જીવાણુઓના હુમલા સામે રક્ષણ મેળવવા જેમ રસી છે તેમ જીવાણુઓના વિષ સામે રક્ષણ મેળવવા એન્ટીટોકસીનનાં ઇન્જેક્શનો લેવાય છે. વાગ્યા કે પડ્યા પછી એન્ટીટિટનસસીરમનાં ઇન્જેકશન આપવામાં આવે છે તે આ માટે.

'સેવકરામ'

# આ રીતે ગ્રામોદ્ધાર થાય ખરો?

ગ્રામ્ય જીવનની સુધારણા, તેના પ્રશ્નો અને મુશ્કેલીઓની ચર્ચા કરતા શ્રી 'સેવકરામ'ના લેખોથી ઊર્મિના વાચકો પરિચિત છે જ. છએક માસ પછી ફરી પાછા એવી જ સમસ્યાઓવાળા લેખો ઊર્મિના વાચકો માટે શરૂ થયા છે...

ભારત ગામડાંમાં વસેલું છે. ગામડાંની આબાદી વગર દેશની આબાદી થવાની નથી. આવાં સૂત્રો તો ઘણા વખતથી સાંભળતા આવ્યા છીએ. પણ આઝાદી આવ્યા પછી પણ ગામડાની આબાદી કેમ વધતી નથી એનું જ આશ્ચર્ય થાય છે. કોઈને મારી વાત વિચિત્ર લાગશે. પણ મારો અનુભવ એ કહે છે કે જ્યાં સુધી રાજ્યના કારોબારમાં ગામડાંના માણસોને લેવામાં નહિ આવે ત્યાં સુધી ગામડાંના પ્રશ્નોનો ઉકેલ નહિ આવે. બાપુજી પણ વારંવાર આ વાત પર ભાર મૂકતા કે મારે તો ખેડૂતને પ્રધાન બનેલો જોવો છે, તે આ અર્થમાં. દેશની મોટા ભાગની વસતી ગામડામાં વસે છે. એટલે એની વાત, એની તકલીફ અને એ પ્રજાની આશાભિલાષા જ્યાં સુધી સાચી રીતે રજૂ ન થાય અને તેનો ઉકેલ ન આવે ત્યાં સુધી ગામડાંનું ભલું ન થાય.

આનો અર્થ એવો નથી કે આજની પ્રજાકીય સરકાર લોકહિતનું કામ કરતી નથી કે ગામડાંની ઉપેક્ષા કરી રહી છે. કહેવાનું એટલું જ છે કે એ કામ સરકારી રાહે ચાલે છે. કાગળિયાં પર બધું બરાબર દેખાય. પ્રધાનસાહેબ એ કાગળિયાં ખુરશીમાં બેઠા બેઠા જુએ તો મલકાય. પણ હકીકતમાં એવું કામ ગામડામાં દેખાય નહિ. જેટલું ખર્ચ થાય છે, દેશનું ધન વપરાય છે તેટલા પ્રમાણમાં કામ થયેલું દેખાતું નથી. આનો ખ્યાલ જેમને ગામડાનો સીધો સંપર્ક નથી કે જેઓ ગામડાંનું માનસ સમજતા નથી એ ભાગ્યે જ જાણી શકશે. હું એક હકીકતથી આ વાત વધુ સ્પષ્ટ કરું.

ચોમાસુ આવે છે ત્યારે સરકારી પરિપત્ર નીકળે છે કે વૃક્ષારોપણ કરો. ગ્રામપંચાયતને પણ જાણ કરવામાં આવે છે કે વધુ ઝાડ વાવો. પણ ખેડૂતના મન સુધી એ વાત પહોંચતી નથી. એટલે તેનો સાચો પડઘો પડતો નથી. તલાટી ચોમાસામાં ઊગેલાં જાળાં ઝાંખરાંને વૃક્ષોની યાદીમાં ગણી શેરો મારી દેશે કે ચોમાસામાં આ ગામમાં સો-સવાસો જેટલાં ઝાડ વવાયાં છે. પણ શિયાળો આવે, અને ઉનાળો આવે ત્યારે તો એ ચોમાસામાં ઊગેલાં ઝાડ કરમાઈને સૂકાઈ જાય છે. એમાંથી સમ ખાવાયે એકે ઝાડ પાંગરતું નથી, ઉછરતું નથી. ઘણાં કામોનું આવું થાય છે. આ દેશમાં કમનસીબે દેખાવ ખૂબ થાય છે. કામ ઓછું થાય છે.

આવું જ અસ્પૃશ્યતાનિવારણનું છે. ગૃહોદ્યોગ સપ્તાહનું છે અને દારૂબંધી સપ્તાહનું છે. આ બધી યોજનાઓ સારી છે પણ તે વાત લોકો સુધી પહોંચવી જોઈએ. પ્રજાના અંતર સુધી પહોંચવી જોઈએ. એ પહોંચતી નથી એથી જ ગામડામાં જે જાગૃતિ આવવી જોઈએ તે આવતી નથી. હમણાં એક ગામમાં જવાનું થયું. ત્યાં આવું આંખ ઉઘાડી નાખે તેવું દૃષ્ટાંત જોયું.

*

એવામાં નાની બચત યોજનાનું સપ્તાહ ઉજવાતું હતું. સરકારી પ્રકાશન ખાતા તરફથી ગામડામાં પ્રચાર કરવા માટે પ્રવાસ કરતા હતા. તેમને ગ્રામજનતા સમક્ષ આ યોજના સમજાવી નેશનલ સેવીંગ સર્ટિફિકેટો ખરીદવા લોકોને પ્રોત્સાહિત કરવાના હતા. લોકો

રોગ ઉપજાવનાર જીવાણુઓના હુમલાથી રક્ષવા કુદરતે આપણા શરીરમાં કેટલાં સંરક્ષક બળો ગોઠવેલાં છે! એના વિના આપણે સાજાસમા કે જીવતા રહી શકીએ ખરા કે?





બચત યોજનામાં ફાળો આપે કે ન આપે, પણ આ યોજના સમજે, દેશના વિકાસનો સાચો ખ્યાલ મેળવે એ જરૂરી છે. પણ આ પ્રચારક તો ગ્રામપંચાયતની ઑફિસે આવ્યા. સરપંચ અને મંત્રી સાથે ચા પીધી. બચત યોજનાનું એક પોસ્ટર પંચાયતની ઑફિસની દિવાલ પર લગાડ્યું. સરપંચે પણ કંઈક એવા જ સૂરની વાત કરી:

'ગામમાં લોકોને ખાવાનાં સાંસા છે ત્યાં કોણ બચતની વાત સાંભળવાનું હતું ?'

પણ આ તો સરકારી ખાતું કહેવાય. કાગળિયાં પર તો દેખાવ કરવો જોઈએ ને ! એટલે સરપંચને પટાવીને તેમના પાસે દશ રૂપિયાનું સર્ટિફિકેટ લેવરાવ્યું અને પ્રચારકે પોતાના પત્રકમાં ગામમાં પ્રચાર કર્યો એવી સરપંચની સહી લઈ લીધી. તેમનું તો કામ થયું. એક ગામમાં પ્રચાર કર્યો એવી નોંધ થઈ. ભથ્થુ ભાડું ચડી ગયું. આ રીતે તાલુકાનાં ગામડાંઓમાં પ્રચાર થાય છે. ધારાસભામાં કે પાર્લામેન્ટમાં પ્રધાન જવાબ આપતાં કહેશે કે બચત યોજનાનો પ્રચાર અમારાં ગામડાંઓમાં કરવામાં આવ્યો હતો. ગામડામાં જઈને પૂછો તો કોઈને એની ગતાગમ ન હોય !

*

વિકાસ યોજનાની કેવી અસર થાય છે તેની વાત કરું. જ્યાં સુધી ગામડાંની સાચી પરિસ્થિતિનો ખ્યાલ ન આવે, ગામડાની જરૂરિયાત ન સમજાય ત્યાં સુધી કદી ગ્રામોદ્ધારની યોજના સફળ ન થાય. હું રહું છું તેની બાજુના તાલુકામાં સરકારે પાતાળકૂવા કર્યા છે. જે વિસ્તારમાં નહેરો ન થઈ શકે તેમ હોય કે નદીની સિંચાઈ યોજના ન હોય ત્યાં આ પાતાળકૂવાની યોજના સારી છે. કૂવા થાય છે ત્યાં લોકો શિયાળુ પાક પણ લઈ શકે છે. પણ તેમાં નાના ખેડૂતોની કેવી મુશ્કેલીઓ ઊભી થાય છે તેનો ખ્યાલ ખાતાવાળાને આવતો હોય એમ દેખાતું નથી.

ખેડૂતોએ જે વાત કરી અને મારી જાત તપાસમાં જે જોવા મળ્યું તે વિચારવા જેવું છે. જે વિસ્તારમાં કૂવાનું સાધન છે. જ્યાં કૂવાઓ પર લોકોએ મશીનો મૂક્યાં છે અને કૂવેતર કરેલાં છે ત્યાં પાતાળકૂવા કરવાનો શો અર્થ ? એક સમજુ ખેડૂતે કહ્યું :

'સેવકરામ ! આના કરતાં તો કૂવો સુધરાવવા કે મશીન લાવવા લોન આપી હોય તો ખેડૂતોને વધુ ફાયદો થાય. આમાં તો અમારા કૂવા નકામા થયા.'

'તમારા કૂવા કેવી રીતે નકામા થયા ?'

'જુઓને ! પાતાળકૂવા થતાં કૂવાનું આવરણ ખેંચાઈ ગયું. હવે કૂવામાં પહેલા જેટલું પાણી રહેતું નથી. ધીમેધીમે અમારા કૂવાઓમાં પાણી સોસાઈ રહ્યું છે. અમારા કૂવા નકામા થતા જાય છે. મશીનો પણ નકામાં થતાં જાય છે.'

'તો હવે શું કરો છો ?'

'અમારે ફરજિયાત રીતે પાતાકૂવામાંથી પાણી લેવું પડે છે. ગામના કૂવા માથે પડ્યા. મશીનો માથે પડ્યાં. ખેડૂતોને કેટલું નુકશાન થયું તેનો કોઈ ખ્યાલ કરતું નથી.'

હું સીમમાં ગયો. પાતાળકૂવો જોયો. બીજા કૂવા જોયા. મને થયું કે આ પ્રદેશમાં પાતાળકૂવાની જરૂર નહોતી. આ જિલ્લામાં બીજા તાલુકા એવા છે કે ત્યાં કૂવામાં પાણી થતાં નથી. થાય છે તો પૂરતાં થતાં નથી. તેમ ખારાં થાય છે. ખેડૂત ઊંચે જઈ શકે નહિ. એવા તાલુકાઓમાં પાતાળકૂવા થાય તો તેનો અર્થ સરે. સરકાર ત્યાં કૂવા કરે ત્યારે ખરી. તેણે શરૂઆત કરી. આવા કૂવાવાળા વિસ્તારમાં ખેડૂતોને ખાસ ફાયદો ન થયો. કાગળ પર જુઓ તો દેખાશે કે આ પ્રદેશમાં સરકારે અમુક કૂવા કર્યા સરકારે વિકાસયોજના અમલમાં મૂકી. પણ પરિણામ શું આવ્યું ? જ્યાં શિયાળુ પાક નથી લેવાતો ત્યાં કૂવા ન થયા. પાક ન થયો. જ્યાં પાક લેવાતો હતો ત્યાં જ કૂવા થયા. એથી પાકમાં ફરક ન પડ્યો. ઊલટું ખેડૂતોએ પૈસા ગુમાવ્યા. આ થયું ગામડાનું અર્થશાસ્ત્ર ન સમજ્યા એ કારણે. આવાં કામ થતાં રહે. કાગળ પર પંચવર્ષીય યોજનાનાં કામ દેખાય. પણ દેશને કેટલો ફાયદો થયો ! એ કોઈ જોતું નથી. નહિ તો આટલી બંધ-

યોજનાઓ અમલમાં આવી છતાં શા માટે અનાજ-તંગી ભોગવવી પડે ! શા માટે મુંબઈ સરકારને ચોખા પર કાપ મૂકવો પડે ! આના મૂળમાં કોઈ ઊતરતું નથી એનો જ ભારે અફસોસ છે. આથી જ ફરીફરી કહેવાનું મન થાય છે કે ગામડાના પ્રશ્નો સમજે તેવા ગામડાના સાચા લોકસેવકો જો પ્રધાન થાય તો જ દેશની કાયાપલટ થાય. પણ ગાંધીજીની વાત આજના નેતાઓએ ન સાંભળી તો મારા જેવા અદના માણસની તો કોણ સાંભળે !

*

આ પાતાળકૂવાઓની જ વાત નીકળી છે તો તેના સંધાનમાં એક બીજી વાત પણ કહી દઉં. પાતાળ-કૂવાનાં એન્જીનો ક્રૂડ ઓઈલથી ચાલે છે. દરેક મશીનને નિયત કરેલું ક્રૂડ ઓઈલ આપવામાં આવે છે. પણ કામ કરનારા માણસોએ એવી ખૂબી કરી છે કે જરૂર હોય તેના કરતાં દોઢું કે બમણું ઓઈલ લખાવ્યું છે. વધેલું ઓઈલ બારોબાર વેચાઈ જાય છે. એમાં ખાતાના ત્રણચાર માણસોનો ભાગ હોય છે. આવું ઓઈલ છડેચોક વેચાય છે. આખું ગામ જે વાત જાણતું હોય તે વાત ખાતાના માણસો ન જાણતા હોય એમ બને ખરું ? પણ કોણ રોકે ? કોણ પકડે અરે ? ! બધાનો એમાં ભાગ હોય છે. આ આક્ષેપ નથી પણ હકીકત છે. અમુક એન્જીનમાં વ્યાજબી રીતે કેટલું ઓઈલ જોઈએ તેની જો તપાસ કરવામાં આવે તો ઘણી જાણવા જેવી વાતો બહાર આવે.

આવા ખર્ચાઓના કારણે પાતાળકૂવાઓનું પાણી મોંઘું પડે છે. ક્યારેક પાણીનો ઢાળિયો તૂટી જાય તો તેને 'રીપેર' કરવામાં અઠવાડિયું લાગી જાય છે. ખેડૂતનો પાક સુકાવા માંડે છે. ખેડૂત કરે પણ શું ? કોની આગળ ફરિયાદ કરે ! ખાતામાં લખે તો સ્થાનિક અમલદાર કહેશે ઉપલા સાહેબની મંજૂરી માટે લખ્યું છે: ઉપલા સાહેબ શેરો મારી 'રીપેર' કરવાનો હુકમ આપે તે પહેલાં તો કૂવેતરનો પાક ચિમળાઈ ગયો હોય. એક ખેડૂત તેના ખેતરમાં લઈ જઈ મને કહે :

'સેવકરામ ! જુઓ આ વરિયાળી. એને ઘણું પાણી જોઈએ. જ્યારે ચોથા પાણીની જરૂર પડી ત્યારે પાતાળકૂવાવાળા કહે તમારા ખેતર બાજુની નીક તૂટી ગઈ છે. રીપેર થાય ત્યારે પાણી વાળી શકાય. પણ ક્યારે રીપેર થાય ? હું ધક્કા ખાઈ ખાઈને હેરાન થઈ ગયો. પણ એમાં પૂરા દસ દિવસ નીકળી ગયા. મારી વરિયાળીની આ દશા થઈ. બોલો આમાંથી કેવો પાક ઊતરે ! મારા તો પૈસા પડી ગયા ને ! મજૂરી, ખાતર, બીયારણ અને સિંચાઈનો આંકડો મૂકું છું તો એમ થાય છે કે ઘરના જોડવા ન પડે તો સારું.' અને એ ભાઈએ કંટાળીને કહ્યું : 'સેવકરામ ! તમે તો સેવક માણસ છો. ભાઈસાબ આ કાગળિયાવાળું બંધ કરાવોને ! આ ઓફિસથી પેલી ઓફિસમાં કાગળિયાં ફરે છે એમાં અમારો ઘાણ નીકળી જાય છે. નીક તૂટી હોય તો અમે તુરત સમારી દઈએ છીએ તેમ અહીંના માણસે વગર પૂછે એ કરી દેવું જોઈએ. આ પૂછાવવાની, મંજૂરી માગવાની રીતરસમમાં ફેરફાર થાય તો સારું. સ્વરાજ્ય આવ્યું પણ તુમારી તંત્રમાં કશો ફેર ન પડ્યો. ભાઈસાબ આમાં ફેરફાર કરાવો તો સારું.'

આ કંઈ એક ખાતાની ફરિયાદ નથી. તુમારી તંત્રની તો જેટલી વાતો ન થાય તેટલું સારું. આ પદ્ધતિમાં કેમ સુધારો થતો નથી એનું જ આશ્ચર્ય છે. ખૂબી તો જુઓ ! જેઓ આજે પ્રધાનો છે તેઓ જ આ તુમાર પદ્ધતિનો વિરોધ કરતા હતા. કોંગ્રેસીઓ પણ વિરોધ કરે છે. ધારાસભામાં વિરોધપક્ષના સભ્યો પણ એની બૂમો પાડે છે. છતાં એમાં કેમ ફરક પડતો નથી એ જ સમજાતું નથી.

મને લાગે છે કે સત્તાનું વિકેન્દ્રીકરણ કરવામાં આવે તો જ આનો ઉકેલ આવી શકે. નાની મોટી, બધી જ બાબતોમાં પૂછવાની પદ્ધતિ હોય ત્યાં સુધી કાગળિયાં ત્રણચાર જગાએ ફરવાનાં. એમાં વિલંબ થવાનો જ. મૂળભૂત રીતે વ્યવસ્થામાં ફેરફાર થાય તો જ આ તંત્ર સુધરે.



પ્રો. ડૉ. નરસિંહ મૂ. શાહ

# કુદરતી ચંદ્ર

આપણા જાણીતા વિજ્ઞાનવિદ્ અહીં જે ચંદ્રનું વર્ણન આપે છે તે નજરે નિહાળવા જેવો સ્પુટનિક યુગ પણ હવે આવી ગયો છે. આ જ લેખના અનુસંધાનમાં આવતે અંક બનાવટી ચંદ્ર વિષે વાંચવાની સહેજે દરેક વાચકની જિજ્ઞાસા રહેશે જ. આ લેખ વાંચીને આપણું કેટલુંય અજ્ઞાન દૂર થશે એ તો ચોક્કસ...

જેને ચંદ્રના નામથી ઓળખવામાં આવે છે એ રૂપાળો રૂપેરી આકાશી ગોળો આપણને કેવો ગમે છે! 'ચાંદા ચોળી હફુક પોળી' બાળકોને કેવો આનંદ આપે છે! 'ચાંદામામા'ને જોઈને રડતાં બાળકો કેવાં હસતાં થઈ જાય છે! બાળ રામચંદ્રને આભલામાં ચંદ્ર દેખાડી સંતોષ્યાની વાત તમે જાણતા હશો. 'ચાંદો માખણનો પીંડો છે,' 'ત્યાં પરીઓ રહે છે,' 'ચંદ્રકિરણોમાં દેવદૂતો મુસાફરી કરે છે'—એવી એવી વિધવિધ માન્યતાઓ ચંદ્ર અંગે બાળકોના મનમાં ઊઠે છે. મોટેરાઓને પણ ચંદ્ર એટલો જ પ્રિય લાગે છે. નાનાં મોટાં સૌને ચાંદનીમાં વિહરવાનું કેવું ગમે છે! એની શીતળતા કેવી આહ્લાદક લાગે છે! કોઈને ચંદ્રદર્શનવડે કાવ્ય સ્ફુરે છે. ટૂંકમાં આબાલવૃદ્ધ સૌ કોઈને ચંદ્ર જુદા જુદા ભાવો પેદા કરે છે. ચંદ્રમાં એવું શું જાદુ છે?

ભૂગોળનો અભ્યાસ કરતાં ખબર પડે છે કે ચંદ્ર પૃથ્વીનો એક ગ્રહ છે. તે પૃથ્વીની આસપાસ ફરે છે. પરંતુ આથી ચંદ્ર પ્રત્યેની માન્યતાઓમાં ફેર પડતો નથી. ઊલટું, પ્રશ્નપરંપરા ઊભી થાય છે: ચંદ્ર શાનો બનેલો છે? ચંદ્રની ચાલુ પરિસ્થિતિ કેવી રીતે થઈ? પૃથ્વી પર વસ્તી છે તેમ ચંદ્ર ઉપર માણસો વસે છે? તેનો રૂપેરી પ્રકાશ ક્યાંથી આવે છે?

ચંદ્રની પરિસ્થિતિ અંગે ઘણા વિદ્વાનોએ ચર્ચાઓ કરી છે. જી. એચ. ડારવિન નામના એક ખગોળશાસ્ત્રીએ ચંદ્રનો કાળજીપૂર્વક અભ્યાસ અને અવલોકન કરી કહ્યું છે કે પૃથ્વી અને ચંદ્ર શરૂઆતમાં ધગધગતા પ્રવાહીનો એક જ ગોળો હતો અને પુષ્કળ વેગપૂર્વક ગોળ ને ગોળ ફરતો હતો. એ ગોળાનું ઉષ્ણતામાન ઘટતાં એના બે ભાગ થઈ ગયા: એક ભાગ મોટો—એ આપણી પૃથ્વી અને બીજો ભાગ નાનો. એ નાનો ભાગ એટલે ચંદ્ર. પછી તો એ ભાગો ધીમે ધીમે એક બીજાથી દૂર ખસતા ગયા અને જુદા પડી ગયા; અને તેમની ગતિ વધતી ગઈ. આજે પણ ચંદ્ર પૃથ્વીથી આઘો ને આઘો જતો જાય છે!

પાસિફિક મહાસાગરમાં એક મોટું ઊંડાણ છે, એમ કહેવાય છે કે આ જગ્યાએથી ચંદ્ર પૃથ્વીથી છૂટો પડ્યો હતો.

કેટલાક ખગોળવેત્તાઓનો એવો મત છે કે ચંદ્ર શરૂઆતથી જ સ્વતંત્ર ગ્રહ હતો. ફરતાં ફરતાં પૃથ્વી પાસે આવી ગયો. પોતાના જબરજસ્ત બળના આકર્ષણ વડે પૃથ્વીએ એને પકડી લીધો અને પોતાનો ગ્રહ બનાવી દીધો! નાનું માછલું મોટાને ગળી જાય એ ન્યાય—મત્સ્યગલાગલમ્.

આકાશમાં બીજા મોટા ગ્રહોની સરખામણીમાં ચંદ્ર એક નાનકડો નિર્માલ્ય આકાશી પદાર્થ છે. છતાં તેની

---

આપણા વડા પ્રધાન પં. નેહરુ દેશદેશાવર ફરે છે. એ દેશોનો વિકાસ જુએ છે, કાર્યપદ્ધતિ જુએ છે. છતાં રાજ્યવ્યવસ્થામાં કેમ ફેરફાર થતો નથી એવું જ આશ્ચર્ય થાય છે. ચીન પણ આપણા જેવો જ ખેતીપ્રધાન દેશ છે. છતાં એ દેશે કેટલાક ચમત્કારિક ફેરફારો કર્યા છે. આપણે તેવું કેમ ન કરી શકીએ! આ બધાનો વિચાર કરું છું ત્યારે થાય છે કે ગામડાનો ખેડૂત જ્યારે વડો પ્રધાન થશે ત્યારે જ આ દેશનો જયવારો થશે. ગ્રામ મૂલક દેશની કાયાપલટ ગામડાના વિકાસની દૃષ્ટિએ જ થવી જોઈએ. આ વાત સત્તાવાળા અને પ્રજા પણ જેટલી વહેલી સમજે તેટલું વધારે સારું.







મહત્તા ઓછી નથી. આપણી પૃથ્વીની નજીકમાં નજીક એ આવેલો છે—૨,૩૯૧×૧૦૦૦૦૦ માઈલ (૩,૮૪૭×૧૦૫ કિલોમીટર) એટલે અન્ય ગ્રહો કરતાં તેનો અભ્યાસ સહેલાઈથી થઈ શકે એમ છે.

ચંદ્રની સપાટી પર કાળા ડાઘ દેખાય છે. 'ડોસી રેંટિયો કાંતે,' 'હરણિયાં દોડે છે,' એવી એવી કલ્પનાઓ કરવામાં આવે છે. પરંતુ એ બધાં ચંદ્ર ઉપર આવેલા પર્વતો અને ઊંડાણો છે. એ બધાંનાં માપ કાઢવામાં આવેલાં છે. અત્યારે ચાલી રહેલ આંતરરાષ્ટ્રીય ભૂ-ભૌતિક વર્ષમાં ચંદ્ર પર રોકેટ મોકલી ત્યાં પહોંચવાની અને ચંદ્રનું અન્વેષણ કરવાની યોજનાઓ કરવામાં આવી છે.

આપણી પૃથ્વી તરફ આવેલ ચંદ્ર સપાટી ઉપર ઓછામાં ઓછાં ત્રીસ હજાર ઊંડાણો આવેલાં છે. ૧૬૧૦ માં ગેલિલીઓએ પોતાના દૂરબીન વડે એ બધાં જોયાં હતાં. આવાં નાનાં મોટાં છિદ્રો કેવી રીતે બન્યાં હશે એ પ્રશ્ન અંગે વૈજ્ઞાનિકોમાં જુદા જુદા મતો પ્રવર્તે છે. કેટલાક એમ માને છે કે એ બધાં જ્વાળામુખી ક્રિયાને આભારી છે. પરંતુ આપણી પૃથ્વી ઉપરનાં જ્વાળામુખીય ઊંડાણોની તપાસ કરતાં એ બંને વચ્ચે કોઈ સરખાપણું દેખાતું નથી. બીજો મત એવો છે કે ચંદ્રની સપાટી જ્યારે પોચી હશે ત્યારે વાયુથી ભરેલા મોટા મોટા પરપોટા તેમાં હશે. પછી એ સપાટીનું ઉષ્ણતામાન ઘટતાં એ કઠણ બનતી ગઈ તેમ તેમ તેમાંથી વાયુ નીકળી ગયો અને તેની જગ્યાએ મોટા ખાડા પડ્યા રહ્યા. ચંદ્રની સપાટી પર ખરતા તારાને લીધે એ પોલાણો બન્યાં હોય એવો પણ એક મત પ્રવર્તે છે. એમ લાગે છે કે આ ત્રણે કારણો ચંદ્રસપાટી પરનાં પોલાણોની બનાવટ માટે જવાબદાર હોય. એમાંનું એક જ એને માટે રજૂ કરી શકાય એટલો પ્રબળ પુરાવો અત્યારે અસ્તિત્વમાં નથી.

એક વિચિત્ર વાત એ છે કે જે પૃથ્વીની આસપાસ હવાનું વાતાવરણ છે તેવું વાતાવરણ ચંદ્રની આસપાસ નથી. આ તફાવત નોંધપાત્ર છે. વાતાવરણ વિના જીવન ત્યાં કેવી રીતે સંભવે? એટલે ચંદ્ર પર માણસની હયાતી છે કે નહીં એ એક પ્રશ્ન છે.

આપણી પૃથ્વી પર તારો ખરે છે ત્યારે તે હવામાં સળગી ઊઠે છે અને તેના ટુકડા થઈ ખરી પડે છે. ચંદ્ર ઉપર તારો ખરે છે ત્યારે તે એમ ને એમ મોટા જથ્થામાં મોટા થાંભલાના આકારે પડે છે—વાતાવરણના અભાવે એમ થાય છે.

ચંદ્રના ઠંડા રૂપેરી પ્રકાશને લીધે આપણે માનીએ છીએ કે ચંદ્ર ઉપર ખૂબ ઠંડી હશે. વસ્તુતઃ એથી ઊલટું છે. પૃથ્વી કરતાં ચંદ્ર વધારે ગરમ છે. ત્યાં દિવસે ૧૨૫° સી જેટલું ઉષ્ણતામાન હોય છે. સૂર્યાસ્ત વખતે એ એકદમ ઊતરીને શૂન્ય નીચે ૧૦° સી સુધી જાય છે અને ઓછામાં ઓછું ઉષ્ણ શૂન્ય નીચે ૮૦° સી પર્યંત પહોંચે છે. આપણી પૃથ્વી પર ઉષ્ણતામાનના ફેરફારો થાય છે એ સૌ જાણે છે પરંતુ આવા વિષમ ફેરફારો થતા નથી. આપણી પૃથ્વી પર વધારેમાં વધારે ઉષ્ણતામાન ૬૦° સી સુધી અને ઓછામાં ઓછું શૂન્ય નીચે ૧૦° સી સુધી જાય છે.

ચંદ્રના ગ્રહણ દરમિયાન તેનું ઉષ્ણતામાન એકદમ ઊતરી જાય છે. પરિણામે દ્રવ્યમાં એટલો બધો સંકોચ પેદા થાય છે કે મોટી મોટી શિલાઓ પણ ફાટી પડે છે. આ ઉપરથી એમ લાગે છે કે ચંદ્રને પોતાનો પ્રકાશ નથી. સૂર્યના પ્રકાશ વડે એ પ્રકાશિત બને છે.

પૃથ્વી તરફ ચંદ્રની એક જ બાજુ રહે છે એ તમે જાણો છો? આનું કારણ એ છે કે ચંદ્રને તેની ધરી પર ફરતાં જે સમય લાગે છે એટલો જ સમય એને પૃથ્વી ફરતો એક આંટો મારતાં લાગે છે. પરિણામે આપણને ચંદ્રની એક જ બાજુ આપણી તરફ છે એમ લાગે છે. પરંતુ ચંદ્રની બીજી બાજુ પર કાંઈ જુદું હોય એમ લાગતું નથી. કદાચ પર્વતો અને ઊંડાણો વધારે મોટા ઊંડા હોય. એ બાજુ પર ગ્રહણ થતાં ઉષ્ણતામાનમાં ખાસ ઘટાડો થતો નથી એટલે તેની કોઈ વિશેષતા તરી આવતી નથી.



ચંદ્ર ઉપર લીબ્નીટ્સ પર્વતોના નામથી ઓળખાતી પર્વતોની હારમાળા આવેલી છે. આ પર્વતો એવરેસ્ટ શિખર ( ૨૯,૪૦૦ ફૂટ ) કરતાં પણ લગભગ ચાર હજાર ફૂટ વધારે ઊંચા છે. આશરે ૩૩,૦૦૦ ફૂટની ઊંચાઈ સુધી પહોંચે છે.

ચંદ્ર ઉપર ચૌદ દિવસ સુધી સતત દિવસનો પ્રકાશ રહે છે અને પછી ચૌદ સુધી રાત રહે છે—એટલે સૂર્યપ્રકાશ દેખાતો નથી. ચંદ્રના ઉત્તર ધ્રુવ પાસેના પર્વતોનાં શિખરો પર કાયમ દિવસનો પ્રકાશ રહે છે —રાત્રિ થતી જ નથી.

આપણા સમુદ્રો પર જે આકર્ષણ ચંદ્ર કરે છે તેને લીધે ભરતીઓટ થાય છે. મોટી નદીઓમાં પણ આની અસર પહોંચે છે. ભરતીઓટ આપણા જીવનમાં મહત્તાપૂર્ણ ભાગ ભજવે છે. દરિયાઈ વ્યવહાર એના પર અવલંબે છે. વહાણને બંદરમાં લાવવું, બહાર કાઢવું વગેરે કામ ભરતીઓટના સમયના આધારે કરવામાં આવે છે. ચંદ્રની સ્થિતિ પર આધાર રાખી ભરતી કે ઓટ ક્યારે થશે એ સમય દર્શાવતાં યંત્રો તૈયાર કરવામાં આવે છે. આવું એક યંત્ર સર્વે ઑફ ઇન્ડિયા દેહરાદૂનની ઑફિસમાં છે.

પૃથ્વી અને ચંદ્ર વચ્ચેનું અંતર એકસરખું રહેતું નથી. તેમાં ફેરફાર થાય છે કારણ કે પૃથ્વી આસપાસ ફરતાં ચંદ્ર તેના નિયત માર્ગમાંથી કેટલીક વાર બહાર નીકળી જાય છે. એટલે આ અંતર ૨૨૨,૦૦૦ અને ૨૫૩,૦૦૦ માઈલ જેટલું આવે છે—સરેરાશ ૨૩૯,૦૦૦ માઈલ જેટલું આવે છે.

આગળ દર્શાવ્યા મુજબ ચંદ્ર પૃથ્વીની નજીકમાં નજીકનો ગ્રહ છે, એટલે પ્રબળ રૉકેટ જેવાં હવાઈસાધનો વડે ત્યાં પહોંચવાનો પ્રયત્ન થઈ રહ્યો છે—ભવિષ્યમાં કોઈ ત્યાં પહોંચશે પણ ખરો ! તો આંતરગ્રહ મુસાફરી સિદ્ધ થશે. અત્યારે ચાલી રહેલા પ્રયત્નો આ સ્વપ્નસિદ્ધિની શક્યતાઓની દિશામાં છે એમ કહી શકાય.



હિમાંશુ વ્હોરા

## હતા મિત્રો મારે

હતા મિત્રો મારે સ્વજન સરખા એ સમયમાં,
હતી સીંચી ક્યારી મિલન–જળથી સૌખ્ય ફૂલની.
અને મૈત્રી કેરી ભરતી મન-કાંઠા ભીંજવતી,
કરી વાતો, ચર્ચા, વિધવિધ વિવાદો જ રચતા.
અમે બુદ્ધિ–જાળો ગૂંચવી મૂકતા જાત નિજની,
કદી ઠઠ્ઠા કેરા વિનિમય થકી હાસ્ય ઊડતાં.
અમે નાહી તેમાં જીવન–કલહોને વિસરતા,
જતા હેતુ વિના પથ ઉપર સાથે રખડવા.
જરી નાખી લેતા અમ નજર કો સુંદરી પર—
હતા મિત્રો જ્યારે સ્વજન સરખા—એ સમયમાં.

હજી મિત્રો તો છે પણ મિલનની મોજ ગુજરી,
અને મૈત્રી–દોરે સમય–બળથી કાપ પડતાં

ખર્યાં મિત્રો કેરાં છુટક જગતે મોતી સઘળાં,
મળી માર્ગે હોવાં ક્વચિત્ પળ માટે જ અમથા.

જરી પૂછી લેતા ખબર બસ 'કાં' 'કેમ?' કહીને,
નથી વાતો કેરી ગમઝર હવે, કે મશ્કરી ના.

ફુવારા–ખોવાયા નિજ નિજ પથે આજ સઘળા,
હતા મિત્રો મારા સ્વજન સમ જે એ સમયમાં.



છોટાલાલ માનસિંગ કામદાર

# લંડનમાં હિંદીની 'બહાદુરી'

મદ્રાસના ભૂતપૂર્વ પ્રધાન ડૉ. ટી. એસ. એસ. રાજનનાં સ્મરણોનો પહેલો હપ્તો જાન્યુ. અંકમાં આવેલો. બીજા હપ્તાનો આ અનુવાદ એક હિંદીની બહાદુરીનું જે છટાભર્યું વર્ણન કરે છે તે ખરેખર આજે પણ રોમાંચક લાગે છે... ...

હું એમ ધારતો હતો કે બધા બંગાળી યુવકો ક્રાંતિકારી હતા. મારી કલ્પના એવી હતી કે તેઓ બૉમ્બ તથા સ્ફોટક પદાર્થોથી સજ્જ હોય છે, પણ ભટ્ટાચાર્ય પાસે બૉમ્બ કે સ્ફોટક પદાર્થ કે તેના સંબંધી પત્રિકા પણ નહોતી. પરંતુ તેના ચહેરા પર ગુસ્સો તથા તિરસ્કાર દેખાતા હતા.

તે ઊંડો નિઃશ્વાસ મૂકીને કહેતો, 'આપણે ગુલામગીરીમાં ક્યાં સુધી સબડ્યા કરવાના છીએ? તેનો અંત નહિ જ આવે?'

અમારા પૈકીના એક જણે પૂછ્યું, 'પણ છે શું? તમારામાં આટલી કડવાશ કેમ ઉત્પન્ન થઈ છે?'

આ બનાવ વખતે અમારો મુકામ ઉત્તર પશ્ચિમ લંડનમાં હતો. ત્યાં રહેનાર બધા હિંદી વિદ્યાર્થીઓ હતા. ભટ્ટાચાર્ય અભ્યાસ માટે લંડન આવ્યો નહોતો, વસ્તુતઃ તેને પુરતી કેળવણી મળી જ નહોતી. તે અંગ્રેજી ભાષામાં થોડીઘણી વાતચીત કરી શકતો અને ઠીકઠીક કપડાં પહેરતો હતો. પણ તે બિચારા પાસે એક પણ પાઈ નહોતી. તેને થોડું ઘણું જાદુ આવડતું, અને અમારી ધારણા પ્રમાણે તેણે આ કળા પર મોટો મદાર બાંધ્યો હતો, અને જગતની મુસાફરી કરવા માટે હિંદથી ઊપડ્યો હતો. હિંદમાંથી મળતા પ્રચૂર પેન્શનો પર નિવૃત્ત અંગ્રેજ અધિકારીઓને તાગડધિન્ના કરતા જોઈને તે સળગી ઊઠતો હતો. ઉપરાંત ભટ્ટાચાર્ય એમ માનતો હતો કે આ શ્રીમંત પેન્શનરો, હિંદી પ્રધાનની ભલામણથી પોતાના સગાવહાલા તથા મિત્રો માટે હિંદમાં મોટા પગારની નોકરીઓ મેળવી આપતા હતા. તેને અંગે તેને આ તિરસ્કાર ઉત્પન્ન થયો હતો.

તેની મુખમુદ્રા ઉપરથી હું જાણી શકયો કે તે સવારથી ભૂખે મરે છે. તેથી અમે પહેલાં તેને ખવરાવ્યું. થોડા સમય પછી અમે તેની સાથે વાતચીત ચાલુ કરી.

તેણે કહ્યું: 'મારા મિત્રો, હિંદી પ્રધાનની ઑફિસ એક ધતિંગ છે. ત્યાં દરેક જણ આપણા ખિસ્સામાંથી ગંજાવર પગાર લે છે. મારા જેવા સામાન્ય મનુષ્યને તો હિંદી પ્રધાન મળતા જ નથી. હું તેમને મળવા માટે બે દિવસ તેમની ઑફિસે ગયો હતો, પણ મારો યત્ન નિષ્ફળ ગયો. ત્રીજે દિવસે લાંબા સમય સુધી રાહ જોયા પછી તેમને મળવાની આશાથી મેં તે 'શ્વેત નવાબ'ની ઑફિસમાં ઘૂસવાની હિંમત કરી, પણ તેણે તોછડાઈથી કહેવરાવ્યું કે 'હું તેને મળી શકીશ નહિ. મારા ડેપ્યુટીને મળવાનું કહો.'

જ્યારે હું નાયબપ્રધાનની ઑફિસમાં ગયો ત્યારે તેણે મને બેસવાનું પણ કહ્યું નહિ. પોતાના ચશ્માદ્વારા મને નખશિખ નિહાળ્યા પછી તેણે મને સત્તાવાહી અવાજે પૂછ્યું: 'તમારે શું જોઈએ છે?' મેં જવાબ આપ્યો, 'મને લંડન આવ્યાને અઠવાડિયું થયું છે. મારી પાસેના બધા પૈસા ખર્ચાઈ ગયા છે. મારા પિતા કેશવ ભટ્ટાચાર્ય સરકારના વફાદાર નોકર હતા. સખત કામને અંગે તે અકાળે મૃત્યુ પામ્યા. ત્યારે તો હું બહુ નાનો હતો—મને નોકરી આપવા હું તમને વિનંતિ કરું છું.' તેણે કહ્યું, 'તેમ બની શકે તેમ નથી.' શું કરવું તે ન સૂઝવાથી હું તો તેની પાસે ઊભો રહ્યો, બીજી જ મિનીટે ટેબલની ઘંટડી વાગી—તરત જ એક સાર્જન્ટે મને બહાર કાઢ્યો. હું આ અપમાન સહન કરી શકયો નહિ. હવે મેં તમારા સમક્ષ મારું હૃદય ઠાલવ્યું છે. હું મારા તે અપમાનને આપણા દેશનું—હિંદનું અપમાન ગણું છું.' થાકીને ભટ્ટાચાર્ય ખુરશીમાં લાંબો થઈને પડ્યો.



તેને એક યા બીજી રીતે મદદ કરવાનો અમે વિચાર કરી શકીએ ત્યાર પહેલાં તેણે પોતાની ટોપી લીધી અને તે ચાલ્યો ગયો. જતાં જતાં તે કહેતો ગયો કે 'મને અત્યારે જવા દો, હવે પછી હું શું કરવાનો છું તે હું તમને આવતી કાલે કહીશ.' સુબ્રહ્મણ્યે કહ્યું, 'પક્કો સાહસિક લાગે છે. એક પણ પાઈ વિના તે આખા જગતમાં ફરી વળે તેમ છે–'કલિયુગના નારદ' જેવો લાગે છે.'

વિનાયક સાવરકરે કહ્યું: 'તે હુશિયાર દેખાય છે. તે કોઈ પણ વ્યક્તિનો ત્યાં ને ત્યાં સામનો કરી શકતો નથી. તેની ગુલામી વૃત્તિને અંગે પણ તેમ હોય. છતાં તે આપણો દેશબંધુ છે. આવતી કાલ તે અહીં આવે ત્યારે આપણે તેના માટે આપણાથી બનતું કરવું જોઈએ.

બીજે દિવસે નક્કી કરેલ સમયે ભટ્ટાચાર્ય આવ્યો અને નાયબ મંત્રી પર ટાઈપ કરેલ એક પત્ર અમને આપ્યો તે પત્ર નીચે મુજબ હતો:

એશિયા હાઉસ,
૧૯-૬-૧૯૦૯

ગઈકાલ જ્યારે હું તમને મળવા આવ્યો ત્યારે તમે, જરા પણ ભાવ દર્શાવ્યા વિના, મને હાંકી કાઢીને મારું અપમાન કર્યું છે. કદાચ તમને વિસ્મરણ થયું હશે કે, તમે જે અન્ન ખાવ છો તે અમારું છે. તમે અમારા દેશમાંથી કરોડો રૂપિયા ઢસડી જાઓ છો અને તેના પર તાગડધિન્ના કરો છે. આ સ્થિતિને અંગે ભૂખમરાથી બચવા માટે મેં જ્યારે તમારી પાસે નોકરીની માગણી કરી ત્યારે તમે મારું અપમાન કરી મને કાઢી મૂકાવ્યો. તમે મારું અપમાન કર્યું તે મારા બધા દેશબંધુઓનું અપમાન કર્યાં બરાબર છે. તમારી અપમાનજનક વર્તણુક તથા કૃતઘ્નતાનો એ રીતે બદલો લઈ શકાય. કાં તો તમે તમારા કાર્ય માટે માફી માગો અને મને મારા લાયક નોકરી આપો અથવા તેમ કરવામાં તમે નિષ્ફળ જાવ તો મારા હાથે યોગ્ય શિક્ષા સહન કરવા તમારે તૈયાર રહેવું. તેની હું તમને અત્યારથી ચેતવણી આપું છું.

—ભટ્ટાચાર્ય.'

જો કે અમે જાણતા હતા કે અમારું હસવું ભટ્ટાચાર્યને ગમશે નહિ છતાં આ પત્ર વાંચીને અમે અમારું હસવું ખાળી શક્યા નહિ. મેં કહ્યું: 'જો નાયબ મંત્રી આ કાગળ જોશે તો તે તમને ગળચી પકડીને બહાર કાઢી મૂકશે.'

વિનાયકે પૂછ્યું, 'તમે આ પત્રનું શું કરવાના છો?'

ભટ્ટાચાર્યે કહ્યું: 'હું શું કરવાનો છું એમ? હું જાતે આ નાયબ મંત્રીને આપવાનો છું. પરિણામ જોવાને તમને સર્વને હું આમંત્રણ આપુ છું. હિંદી પ્રધાનની ઑફિસની સામેની હોટેલમાં આવતી કાલે બપોરે એક વાગ્યે તમે આવીને બેસજો. બાકીનું તમે તમારી નજરે જોશો.'

બીજે દિવસે બપોરના એક વાગ્યે જ્યારે અમે ત્રણ હોટેલમાં બેઠા હતા ત્યારે હિંદી પ્રધાનની ઑફિસ પાસેની ગલીમાં ખૂબ ધમાલ હતી. ભટ્ટાચાર્ય નાયબ મંત્રીને સોટીનો સખત માર મારી રહ્યો હતો. અમે ત્યાં દોડી જઈને તેને અટકાવવાનો પ્રયત્ન કર્યો. નાયબ મંત્રી મોટેથી 'ખૂન, ખૂન'ની બૂમ મારતા હતા. અમે ભટ્ટાચાર્યને અમલદારને માર મારતાં અટકાવ્યો ત્યારે એક કૉન્સ્ટેબલ ત્યાં દોડી આવ્યો. નાયબ મંત્રીએ ફરિયાદ કરી કે 'આ હિંદી મને મારી નાખવાનો પ્રયત્ન કરતો હતો. તેને તાત્કાલિક પકડી લેવો જોઈએ.' પણ કૉન્સ્ટેબલે કહ્યું, 'મેં તેને તમને મારતાં જોયેલ નથી. જ્યારે હું અહીં આવ્યો ત્યારે તે કશું કરતો નહોતો. હું તેને કઈ રીતે પકડી શકું? હું તમારું તથા તેનું—બન્નેનું નામ તથા સીરનામું લખી લઉં છું. આવતી કાલે તમારે જે કહેવાનું હોય તે કોર્ટમાં કહેજો.'

કેસને તૈયાર કરતાં અઠવાડિયાથી વધારે સમય લાગ્યો—તે સમય પહેલાં, લંડનમાં ભટ્ટાચાર્ય તથા તેનું કાર્ય જાણીતાં થઈ ગયાં હતાં. ભટ્ટાચાર્યનો તથા અમલદારનો ફોટો ન છપાયો હોય તેવું એક પણ વર્તમાનપત્ર

નહોતું. હિંદી નાયબ પ્રધાનને માર પડયાની વિગત બધા પત્રોમાં છપાણી. 'હિંદી વિદ્યાર્થીની બહાદુરી' અને એવા બીજાં શીર્ષક હેઠળ મોટા અક્ષરોમાં આ છપાયું હતું. છાપાના ફેરિયાઓ આ બનાવ સંબંધી મોટેથી બૂમો પાડતા હતા. ક્ષુદ્ર, અજાણ્યો, પરદેશી ભટ્ટાચાર્ય એક રાતમાં બ્રિટિશ સામ્રાજ્યમાં જાણીતો થઈ ગયો. ખોરાક અગર નિવાસસ્થાનની ખામીને અંગે અમે તેને સહન કરવા દેવાના નહોતા. તેના આ કાર્યના પરિણામમાંથી તેને બચાવી લેવાની અમારી ઇચ્છા હતી. જ્યાં તપાસ પૂરી થાય ત્યાં સુધી અમારી સાથે અમારા ખર્ચે તેને રાખવાની અમે ગોઠવણ કરી. તેનો કેસ ચલાવવાને હુશિયાર વકીલને રોકવાનો અમે નિર્ણય કર્યો. તેના કેસનું ખર્ચ ઉપાડી લેવા માટે અમે 'ભટ્ટાચાર્ય બચાવ ફંડ' ઊભું કર્યું. વર્તમાનપત્રોએ આપેલી પ્રસિદ્ધિને અંગે તેનું નામ જાણીતું થઈ ગયેલ હોઈ, કંઈ પણ મુશ્કેલી વિના, એક અઠવાડિયામાં અમે એકસો વીસ પાઉંડ ભેગા કરી શકયા. થોડા પૈસા આપીને અમે એક હિંદીને વકીલ રાખ્યો. તપાસ વખતે જ્યારે ભટ્ટાચાર્ય સામેનું તહોમતનામું વાંચી સંભળાવવામાં આવ્યું ત્યારે અમલદારને સોટીનો માર માર્યાનું ભટ્ટાચાર્યે કબુલ કર્યું. તેણે વધારામાં ઉમેર્યું કે 'અધિકારીઓ ભવિષ્યમાં હિંદીઓ પ્રત્યે સારું વર્તન રાખે અને મારું અપમાન કર્યું હતું તેમ ન કરે તેવો બેસાડવા મેં ઇરાદાપૂર્વક આ કાર્ય કર્યું છે.' ચુકાદો આવ્યો કે તેણે વીસ પાઉંડનો દંડ ભરવો અને ૭ મહિના માટે સારી ચાલચલગતના જામીન આપવા' બચાવફંડમાંથી દંડ ભરી દેવામાં આવ્યો અને વકીલ તેની સારી ચાલચલગત માટે જામીન થયા.

હવે તો ભટ્ટાચાર્યની દેશભક્ત તરીકે વાહવાહ બોલાવા લાગી. તે વીર થઈ પડયો. તેને જોવાને માણસો ટોળે વળવા લાગ્યા. અંગ્રેજ બાળકો તથા બાળાઓ ખૂબ આનંદથી તેની સાથે હસ્તધૂનન કરવા લાગ્યા. વિજયનાદ વચ્ચે અમે તેને અમારી લોજમાં લઈ ગયા, અને ખર્ચ કાઢતાં બાકી રહેલ સો પાઉંડ તેને આપ્યા. હમેશાં મિત્રો આવીને તેને મીજબાની આપતા અને તેને નાટકશાળામાં લઈ જતા.

તે અઠવાડિયું પૂરું થતાં ભટ્ટાચાર્ય એકાએક અદશ્ય થઈ ગયો. કેટલાયે દિવસો સુધી તેનું નામનિશાન મળ્યું નહિ. ઘણા યત્ન પછી અમે જાણી શકયા કે તે અમેરિકા ગયો હતો.



**સાલિક પોપટિયા**

## મિલન–રાત

ફરી આજ એનું મિલન સાંપડયું છે,
પ્રણય–રાત કેરી મજાઓ ન પૂછો.

હજી છે અધૂરી કથાઓ ન પૂછો,
કે બુલબુલને પાછું સુમન સાંપડયું છે.

નશીલા નયનની એ મીઠી હયાઓ,
અજબ એવી આંખોમાં મસ્તી છે લાધી.

પ્રણયની અનેરી કલા શી છે સાધી,
છે અંદાજ નોખા નિરાલી અદાઓ.

ઊઘડતી કળીનું તબસ્સુમ અધર પર,
જવાનીની જાણે છે મૂંગી પ્રતિમા.

ન બાકી રહી છે કોઈ રૂપ સીમા,
વદન પર દીસે રમ્ય રેખાઓ મનહર.

મિલન–રાત ભીની રખે જાય ચાલી,
કે પીઉં ન પીઉં ત્યાં ઢોળાય પ્યાલી.





લીલા ટી. ધારપુરે

# દેવદૂત

માતૃહૃદયના અનેોડ ભાવોને આલેખતો મનોવિશ્લેષણાત્મક આ પ્રસંગ એક ધન્ય પળને આબાદ રીતે રજૂ કરે છે. લેખિકાનો અનુભવ અને માનસશાસ્ત્રનો અભ્યાસ એક નવી જ રજુઆત કરે છે જે દરેકને વાંચવો અને વિચારવો પણ ગમે. આવા પ્રસંગોનાં લેખિકા તરીકે ઊર્મિના વાચકોને આ લેખિકા જાણીતાં છે જ.....

આજુબાજુ સૂમસામ હતું : શાંતિને મેદાને નિરવતા રમતી હતી. મકાનો ને રસ્તાઓ અર્ધચંદ્રના આછા પ્રકાશની પાતળી ચાદર ઓઢીને સૂતાં હતાં. ત્યારે દૂરદૂરના ટાવરે ટકોરા માર્યા 'ટન, ટન.' કેવા મોટા ટકોરા વાગ્યા ! દિવસે તો સંભળાતાયે નથી. તે ટકોરા સાંભળી રાત્રિની એકલતા વધારે લાગી, ને ઘડી પહેલાં ડૉક્ટરને ત્યાં જવાનો કરેલો વિચાર, જાણે પેલા ટકોરા સાથે વાત કરી હું માંડી વાળતી ન હોઉં તેવું મને લાગ્યું...પ...ણ થોડી જ વારમાં બાબાએ કણસવા માંડ્યું......'ઉંહ્ ઉંહ્.' મારા ખોળામાં તે સળવળ્યો. ને મેં 'હા ભાઈ શું થાય છે ?' કહેતાં તેના હાથપગ સરખા કર્યા. ઓહ ! તે કેટલા બધા ઊના હતા ! મેં તરત જ 'તેમને' જગાડ્યા ને કહ્યું, 'આ જુઓને બાબો કેવું કરે છે ? તાવ પુષ્કળ લાગે છે. ડૉક્ટર પાસે જવું છે ને ?' આ સાંભળતાં જ તેઓ સફાળા ઊઠ્યા. તાવ માપ્યો. ત્રણ ! 'હું ડૉક્ટર પાસે જઉં છું.' તેમણે કહ્યું. ને પેલા ટકોરા ફરીથી ખૂબ જોરથી જાણે મારા કાન પર અથડાતા હતા. 'ટ.. ન, ટન.' મેં તેમને બોલતા અટકાવ્યા...'અંહં અત્યારે નથી જવું. સવારે ચાલશે, બાળકો કંઈ માંદાં નહિ પડતાં હોય ? આમ ગભરાવાથી શું વળે ?' 'મેં ક્યાંથી તમને જગાડ્યા ?' 'તું સમજે નહિ ને ! વેળાસર ડૉક્ટરને ખબર આપી હોય તો કેસ તરત જ સુધરે.' તેમણે કહ્યું.

'મને ગભરાવો નહિ. હવે સૂઈ જાવ ને.' એટલામાં બાબો શાંત થયો. ને મેં આગળ કહ્યું, 'લ્યો આ યે સૂઈ ગયો. ઊઠશે તો ડોઝ પાઈશ વળી.' જરાક વાર વિચાર કરી તેઓ જરા આડા પડ્યા. ડૉક્ટર પાસે જવાની મેં ના તો કહી. પણ મને ચેન પડ્યું નહિ. વારે વારે બાબાને તાવ કેટલો છે તે હાથથી જ જોયા કરતી હું બેસી રહી. તેનું શરીર ધીકતું હોય તેવું લાગ્યું. તેના તાવની આંચ મારા ઉરને લાગી. ઉર કકળી ઊઠ્યું. દિલ દાઝી ઊઠ્યું. ને મગજમાં મોટી ગડમથલો થવા મંડી. હું બેસી ન શકી. ઊઠી. થર્મોમીટર કાઢ્યું. તાવ માપ્યો. ચાર ! મારા તો હોશકોશ ઊડી ગયા.

મેં બાબાને માથે પોતાં મૂકવા માંડ્યાં. પણ તે તો ચીડાઈને પોતાં કાઢી નાખતો હતો. તેને હું વહાલથી બોલાવવા મંડી ત્યારે તેના નાના નાના હાથ ઊછાળી 'એં...એં...એં' કરી એવા ચીડિયા અવાજે રડવા મંડ્યો કે જાણે મને કહેતો ન હોય.. 'છાની મર, મારે તારા વહાલભર્યા શબ્દો નથી સાંભળવા !'

ફરી તાવ માપી જોતાં તે સાડાચાર સુધી ગયેલો જાણ્યો ! આટલી વારમાં 'તેઓ' જાગી ગયા હતા.

ડૉક્ટરને હાર્ટનું દરદ હોવાથી હમણાં હમણાં તેઓ ખાસ કરીને રાત્રે કોઈને ઘેર જતા નથી. તેથી બાબાને ડૉક્ટર પાસે જ લઈ ગયા સિવાય છૂટકો ન હતો. મેં બાબાને ચાદરમાં વીંટાળ્યો ને તેમના હાથમાં આપ્યો. તેમણે બારણા તરફ ચાલવા માંડ્યું. ત્યાં તો મારામાંથી કોઈક ઊછળીને બહાર કૂદ્યું. કૂદીને દોડ્યું ને બાબાને લેવા તરફડાટ કર્યો. કોણ હતું એ ? તે સૂક્ષ્મ મૂર્તિએ મારા પર વર્ચસ્વ જમાવ્યું. હું તેના કહ્યા પ્રમાણે જાણ્યે અજાણ્યે કરવા મંડી...હું એકદમ તેમની પાસે ગઈ. ને બાબાને લઈ લેતા કહ્યું...'લાવો બાબો, હું પણ તમારી સાથે આવું છું.'

વિકટ પરિસ્થિતિ થઈ હતી. બાબો જાણે કાળનાં બારણાં ઠોકતો હતો. મારે તેને પટાવીને પાછો લાવવો હતો....

'કંઈ જરૂર નથી'...તેમણે કહ્યું.

મારે જવું જ હતું. મારી જરૂર ભલે નહિ હોય. પણ બાબા પાસે મારે રહેવું જોઈએ તેવું લાગ્યા જ કરતું હતું. મેં જવાબ આપ્યો : 'કંઈ નહિ. પણ હું આવું છું.'

'ચાલ ત્યારે' તેમણે કહ્યું.

અમે દવાખાના ભણી ચાલવા માંડ્યું. મારા હાથ બાબાની આસપાસ વીંટેલા હતા. છતાં હું તેને વધારે પાસે રાખવા મથતી હતી. જાણે કોઈ મારા હાથમાંથી હમણાં તેને ઝૂંટવી લેશે એવી દહેશત લાગતી હતી. અમે ચાલ્યા જતા હતા. ટ...ન અઢીનો ટકોરો પડ્યો. રસ્તામાં કોઈ ચકલુંયે ન હતું. શેરીના કૂતરા અમારી પાસે ઊઠીને આવતા અને સૂંઘી સૂંઘીને પાછા જતા. ઠંડા પવનની લહેર અમારા શરીરને વીંટળાઈ વળતી. ને ઠંડા હાથ ફેરવી ઉરને ઠંડક આપતી હતી...બાબાએ આંખો ઊઘાડી. તેણે ચારે પાસ આશ્ચર્યથી જોવા માંડ્યું. મેં કહ્યું, 'કેવો ખુશ થાય છે! અધરાતે મધરાતે ફરવાનું જોઈએ છે.' ને હું હસી. બાબાને હસાવવા માટે...પણ તે તો આશ્ચર્યમાં ગરકાવ થઈ ગયો હતો...ને જોયા જ કરતો હતો! હું યે ઘડીભર પરિસ્થિતિની ગંભીરતા ભૂલી ગઈ...

થોડું ચાલ્યા પછી ડૉકટરના ઘર સુધી આવ્યા. ત્યાં તો 'ભોં ભોં ભોં' કમ્પાઉન્ડના કૂતરા તરાપ મારી અમારા ઉપર કૂદી પડ્યા. અમે તો ત્યાં જ—રસ્તામાં થોભી ગયાં. કૂતરા એક ડગ પણ આગળ ભરવા દેતા ન હતા! તેમનું 'ભોં, ભોં,' ચાલું હતું. હું વિમાસણમાં પડી કે ડૉકટરના કાન સુધી અમારો અવાજ કેમ પહોંચશે? આમ વિચારું છું ત્યાં તો સામેની જ પોલીસચોકીમાંથી એક પોલીસ લાકડી ઠોકતો ઠોકતો આવી પહોંચ્યો. તેણે અમારી વાત જાણી. અને કૂતરાઓને સહજતાથી બાજુએ કર્યા. ને જઈ પગીને ઊઠાડ્યો. પગીએ ઊંઘમાં જ પૂછ્યું : 'કોણ છે?'

ને ઊંઘમાં જ જવાબ આપ્યો. 'દાક્તરસાહેબ નહિ મળે.' આ સાંભળતાં જ મારા કાનમાં હજારો ભણકારા વાગ્યા. 'નહિ મળે?! નહિ મળે?! ડૉકટર-સાહેબ નહિ મળે?!'

ને હું વિચારી રહી : 'તો શું થશે? મારા બાબાનું શું થશે?' ને હું જાણું તે પહેલાં જ હું આગળ વધી, કૂતરાં પાછાં હઠી ગયાં હતાં. તેઓ યે સમજી ગયાં હશે. અથવા તેમનો ભય ઓછો થયો હશે... અમે બંનેએ પગીને ફરીથી કહ્યું : 'ભાઈ ડૉકટર-સાહેબને ખબર તો આપ' છતાં તે જ જવાબ! મારાથી ન રહેવાયું. હું જરા મોટેથી બોલી પડી : 'ડૉકટરસાહેબે કહ્યું હતું કે બાબાને જરાયે વધારે ઓછું થાય તો તરત લાવજો.'

પણ પેલા પગી પર તો જરાયે અસર થતી ન હતી. તે તો ઠંડોગાર થઈને ધીરેથી ઊંઘમાં જ જવાબ ફેંકતો હતો. ને ઓઢવાનું માથા સુધી ખેંચી ઠીકઠાક કરી તેણે કહ્યું...'હા...પણ બે...ન આજે મને ઊઠાડવાની ના કહી છે. તેમની તબિયત સારી નથી. ને હું ઊઠાડું તો મને ઠપકો આપશે.'

આ સાંભળતાં પેલા પગીને સમજાવતા હોય તેવા સૂરમાં આખરે તેમણે કહ્યું : 'હા. એ તો અમે જાણીએ છીએ કે ડૉકટર સાહેબની તબિયત ઠીક રહેતી નથી. અને એટલે તો બાબાને અહીં લાવ્યા છીએ.'

વચમાં જ કંટાળાભરેલા સૂરે પગી જરા મોટેથી જ બોલ્યો, 'પણ મને વઢશે ને બા...પા. હવારે આવજો!' પગીએ પોતાનો કક્કો ચાલુ જ રાખ્યો હતો! હવે તે ઠીકઠાક ઓઢીને બેઠો થયો. 'ના' 'ના' ભણવા માટે!

'પણ તું ડૉકટરસાહેબને પૂછી તો જો. આમ બારોબાર શું જવાબ આપે છે? અમે પાછા જવાનાં નથી. ડૉકટરસાહેબ ના પાડે તો પછી જઈએ.' ને છેલ્લું તીર લંગાવતાં મેં કહ્યું : 'કે' ને ભાઈ જરા કે માસ્તર આવ્યા છે, છોકરાને લઈને. તને નહિ વઢે.' હું-



કહેતી હતી ત્યાં તો તે પગી બેઠો હતો તે ઊભો થઈ ગયો ને તેમને કહેવા લાગ્યો...'પણ સાહેબ...' ને તરત જ તેમણે કહ્યું, 'જા તું પૂછી તો જો.'

'હાઆ...હુંઉં જઉં તો...રે ? !' પગીના શબ્દોમાં વિચાર મુંઝવણ કંટાળો પ્રશ્ન ને ફરજ રણકી રહ્યાં. ને ધસડાતે પગે તે બારણા તરફ ગયો—બારણું ખોલી અંદર ગયો. કોણ જાણે કઈ શક્તિએ તેની પાસે 'હા' કહેવડાવ્યું હતું !

એક તો 'હા' 'ના'માં વખત વીત્યો હતો. ને હજુયે પગી કોણ જાણે શુંયે સંભળાવવાનો હતો ? મારું તો કાળજું કપાતું હતું. ને સારાયે બેફીકર ડૉકટરની આલમ જાણ્યે અજાણ્યે મારી નજર સમક્ષ ખડી થઈ. છતાં આ ડૉકટર વિષે મને હજુ ખાતરી હતી. કારણ એકે કડવો અનુભવ થયો ન હતો. અને પેલા પગીના શબ્દો હું સાચા માનવા તૈયાર ન હતી. છતાં આમ ઊભા રહેવું પડ્યું જેથી ઉરમાં ઝંઝાવત જાગ્યો. કેટકેટલા કિસ્સા યાદ આવ્યા ને મારા બાબાને પણ કંઈક અશુભ થશે તેમ લાગવા માંડ્યું. ને વિચારો વંટોળે ચડ્યા. ડૉકટરો ખુશીથી ઊંઘ્યા કરે, છો ને દરદી બારણામાં મરી જાય. વળી મને જવાબ આપે, બધા એવા નથી હોતા...પણ... પણ પગી હજુ ના આવ્યો ! કોણ જાણે કેટલા ઓરડા ઠેકીને સાહેબને ઊઠાડવા ગયો હતો ! કે પછી ડૉટકરસાહેબની પત્ની તો બારોબાર 'ના' નહિ સુણાવે ને ? હા......અત્યારે અમે મોટર લઈને આવ્યા હોત, કોઈ બડા સાહેબ હોત તો ? તો તો પટ દેતો'કને આ પગી 'હા સા'બ. હા સા'બ' કહી સલામ ભરીને ડૉકટરસાહેબને ઊઠાડવા—ખબર આપવા દોડ્યો હોત !...આમ વિચારું છું ત્યાં તો પગીના પગલાનો અવાજ વરતાયો. શું સમાચાર હશે ? ડૉકટર ગુસ્સે થઈ ગયા હશે ? નહિ મળે ?

'સાહેબ આવે છે...' પગીએ કહ્યું.

ને કોઈ શુભ સમાચારનો તાર મળતાં જેવો આનંદ થાય તેવા અનિંદથી મારું હૈયું નાચી ઊઠ્યું. ને અંતરે પડઘા પાડ્યા...'હા...શ. ડૉકટરસાહેબ બાબાને જોશે. હવે ભય નથી !'

બાબાને છાનો રાખવા મથતી હું લોબીમાં આંટા મારતી હતી. એક માતા તેના પુત્રની જિંદગી માગવા ભિખારણ બનીને ડૉકટરના બારણા આગળ ફરી રહી હતી, અને તેનો પતિ ઓટલાને અઢેલીને ઊભો હતો ! છોકરાને કેડમાં લઈ પેલી ભિખારણ ને તેનો પતિ આમ જ કટકો રોટલા માટે આમ જ કોઈના બારણા આગળ ઊભો રહેતાં મને સાંભર્યાં. હું પણ આજે એક યાચક બની હતી. ભલે યાચના નિરાળી હોય. પેલા પગીએ અમને 'હા' 'ના' સંભળાવી હતી. ને આખરે જાણે અમારા પર દયા કરતો હોય તેમ તેણે ડૉકટરને સંદેશો પહોંચાડ્યો હતો !

બાબાને ચાદરમાં લપેટીને હું એમની સામે ઊભી હતી. અમે બંને ડૉકટરની વાટ જોતાં હતાં. રસ્તાના દીવા પવનમાં હાલતા હતા. પવનના વાવાનો અવાજ સંભળાતો હતો. કોઈ ભટકેલ છોકરા માફક પવન આમથી તેમ મુક્ત રીતે ભટકતો હતો. આથડતો હતો. વીસેક મિનીટ થઈ ગઈ હશે...મારાથી હવે થોભાય તેમ ન હતું. અધીરાઈથી મેં 'તેમને' પૂછ્યું : 'ડૉકટરસાહેબ ક્યારે આવશે ?'

'આવતા હશે.' સાન્ત્વનભર્યા અવાજે તેમણે કહ્યું.

ને પગીએ સૂર પૂરાવ્યો : 'હા...બેન. મોં ધોઈને આવશે ને !'

મેં સાશંક પૂછ્યું, 'તો યે આટલી વાર ન હોય.' ને ન રહેવાથી મેં તેમને કહ્યું, 'ત્યારે તમે જ જાવને દાક્તર પાસે.' હું જાણતી હતી, આ વાત શક્ય ન હતી છતાં કહ્યું.

'એમ ન જવાય.' તેમણે કહ્યું.

મારા મનમાં તો કેટલીયે શંકા ને પ્રશ્નો ગર્દી કરી રહ્યા હતા. ને મારો બાબો તેનું કેન્દ્ર બની રહ્યો... 'તો શું ડૉકટર નહિ જ મળે ! ડૉકટર નહિ આવે ? તેમણે ધાર્યું હશે કે વાટ જોઈ જોઈને થાકીને અમે જતાં રહીશું ? !' ને છેલ્લો પ્રયત્ન કરતાં મેં તેમને





કહ્યું, 'તમે બૂમ પાડો ને ડૉકટરસાહેબને' ને તેમણે કહ્યું, 'ગાંડી થઈ છે. એમ ન થાય...'

ને મને જવાબ આપવાને બદલે પેલા પગીને ધીર-ગંભીર પણ દુઃખથી ભરેલી વાણીમાં કહ્યું, 'જા ને જરા ફરી કહી આવ.'

ને પેલો પગી પાછો ડૉકટરને કહેવા ગયો! પણ... પણ મને હવે તો તેને વિષેય શંકા ઊપજી. શું આ પગી સાચે જ ડૉકટર પાસે ગયો હતો? બાબાને વધારે ને વધારે છાતીસરસો ચાંપી દીધો. હું એના ધીકતા દિલની ગરમી ખેંચી શકું તો? એ શક્તિ તો પ્રભુ આપે ત્યારે. માનવીની અસહાયતા હું અનુભવી રહી. ને વિચારી રહી: 'ડૉકટર તો હવે આવી રહ્યા...ને મારો બાબો? હે પ્રભુ કંઈક દિવ્ય કર તો બચી જાય'...ત્યાં તો પગી આવી પૂગ્યો... 'સાહેબ તો પાછા સૂઈ ગયા હતા......હવે ઊઠયા ને હાથ મોં ધૂએ છે.' પગી બોલ્યો, છતાં મને ખાસ આશા ન હતી. હું ભગ્નાશ થઈ ઊભી હતી. ત્યાં તો દાદર પર 'ટપ ટપ' અવાજ થયો ને તેમણે કહ્યું 'આવ્યા' ને શું ખરેખર આવ્યા? એમ આશ્ચર્ય કરતી જરા આગળ થઈ.

નાઈટસૂટમાં સજ્જ થયેલી ડૉકટરસાહેબની ધીરગંભીર મૂર્તિ દાદર ઊતરતી હતી. કઠેરો ઝાલીને ડૉક્ટર ધીરે ધીરે ઊતરતા હતા. ને તેમને થાક ચડતો હતો—તે હું બરાબર જોઈ શકી. ને મને સાંભર્યું. બિચારા આખો દિવસ ને મોડી રાત સુધી કામ કર્યા કરે. 'પેશન્ટ પેશન્ટ પેશન્ટ' તે જ લક્ષ્ય સાધન ને સાધ્ય બધું જ. કેટલું બધું કામ ઉત્તર વયમાં તેઓ કરે છે. આરામ તો જાણે જાણ્યો જ નથી. થાકયાપાકયા ઊંઘી ગયા હશે. ને પેલા પગીને, 'હા આવું છું' કહીને ફરીથી ઝોકું ખાધું હશે આપણેય ઘણી વખત 'હમણાં ઊઠું છું' કહી ઝોકું નથી ખાઈ લેતા! હવે તેઓ દાદર ઊતરીને આવતા હતા. જાણે પ્રભુએ મારા બાબા માટે દેવદૂતને જ મોકલ્યો હતો!

અમારી પાસે આવતાં જ તેઓ બોલ્યા: 'કેમ માસ્તર?' 'તેમણે' કહ્યું, 'આ બાબાને ટેમ્પરેચર ચડતું જ જાય છે.' ને મેં બાબાને ડૉકટરની સામે ધર્યો—જોવા માટે.

'ચાલો' કહી ડૉકટરસાહેબે ચાલવા માંડ્યું—ડિસ્પેન્સરી બાજુ. અમે પણ તેમની પાછળ ચાલ્યાં. આજુબાજુના ઝાડ પવન સાથે અથડાવાથી હસ્યાં. ને રસ્તામાં પડેલાં સૂકાં પાન ખડખડાટ હસતાં પવનમાં કૂદ્યાં. ને પેલાં કૂતરાં પોતપોતાની જગાએ બેઠાં હતાં ત્યાંથી ઊઠીને ડૉકટરને સૂંઘીને પાછાં તેમની જગાએ જઈને બેઠાં.

બંગલા પાસે જ ડિસ્પેન્સરી હતી. ત્યાં અમે પહોંચ્યાં. ડૉકટરે દરવાજો ઊઘાડયો. અમે બધાં અંદર ગયાં. ને સ્વીચ દાબી, ડૉકટરે ઝળહળતો ગોળો સળગાવ્યો. તે પ્રકાશમાં મેં ડૉકટરના મોં પર મારી અલ્પબુદ્ધિ પ્રમાણે કોઈ અંધકાર—અણગમાનો અંધકાર શોધવા વિફળ પ્રયત્ન કર્યો! ને તરત જ મેં ભૂલ કરી હોય તેવું મને લાગ્યું. કારણ ડૉકટર તો જાણે દિવસે કામ કરતા હોય તેવા ઉત્સાહથી ને મમતાથી બાબાની ખબરઅંતર પૂછવા મંડી પડ્યા! બાબાને તપાસી, ગૅસનો સ્ટવ ચેતાવ્યો ને તે પર પાણીની થેલી મૂકી દીધી. કેસ લખ્યો ને બાબાને ઈંજેક્શન આપ્યું. ધીરે ધીરે તેમની અનોખી સ્ટાઈલમાં વાત કરી અમને યોગ્ય સૂચના આપી ને તેઓ દવા બનાવવાના ટેબલ પાસે ગયા. ડૉકટરે દવા બનાવી આપી. ને અમે દવા લઈ બહાર નીકળ્યાં ને ડૉકટરે ડિસ્પેન્સરી બંધ કરી પગથિયાં ઊતરતાં કહ્યું, 'ફેર તો પડશે જ. છતાં સવારે ખબર જરૂર આપજો. ચિંતા ન કરતા.' 'સારું સાહેબ.' કહી તેમણે ડૉકટરને સાહેબજી કહ્યું. 'તકલીફ આપી' એમ પણ કહ્યું: પણ મારી તો જીભ જ સીવાઈ ગઈ હતી. મેં તો ફક્ત ડોકું ધૂણાવીને જ તેમના આભાર માન્યા. ને બંગલા તરફ જતા એ 'દેવદૂત'ને હું જોઈ રહી.

અમે ઘર તરફ ફર્યાં ત્યારે સાડાત્રણનો ટકોરો સંભળાયો.





'પતીલ'

# મીર અમ્મનની શૈલી

ઉર્દૂના પ્રખ્યાત અભ્યાસી અને જાણીતા ગુજરાતી કવિ શ્રી 'પતીલ'થી કોઈ અજાણ્યું નથી. તેમના અભ્યાસના પરિપાકમાંથી આ લેખ જેવા ઉપયોગી અનેક અભ્યાસલેખ મળી શકે. ઊર્મિ માટે તૈયાર કરેલો આ લેખ અભ્યાસીઓનો જરૂર ગમશે......

'તોતા કહાની'ના લેખક સૈયદ મહમ્મદ હૈદર બખ્શ હૈદરી, 'આરાયશ મહલ'ના વિધાતા મીર શેર અલી 'અફસોસ', 'અખવાન-ઉસ્-સફા'ના અનુવાદક મુન્શી અકરામઅલી તથા 'પ્રેમસાગર'ના કર્તા કવિ લલ્લુલાલજીના સમકાલીન અને સહયોગી મીર અમ્મને એમના સુપ્રસિદ્ધ અનુવાદ ગ્રન્થ 'બાગો બહાર' દ્વારા ઉર્દૂ સાહિત્યની અનુપમ સેવા કરી છે. કોઈ માણસ ગમે તે કહે, લખે યા ઉતારે, છતાં પોતાની મૂળ પ્રતિભાને ભાનપૂર્વક નિભાવી રાખે તેને આપણે ઉત્તમ લેખક કહીએ છીએ. એવા લેખકો દ્વારા ભાષાનું ગૌરવ વધે છે, એટલું જ નહીં, એની ખાનદાનીનાં જોહર ભવિષ્યને ખોળે હેતભર્યું સ્થાન પામે છે અને તેના લલિત હકોની સુવાસ વિશ્વમાં ફેલાવે છે.

કૃતિ મૌલિક હો યા અનુવાદિત, કૃતિ લેખે એનાં મૂલ્ય છે જ, જો એ કોઈને ગળે ઊતરે. વાચકો ઉપર કોની વ્યક્તિગત જબરદસ્તી ચાલી છે? નાટક જોનારાઓ એ કદી પૂછતાં નથી કે પ્લોટ ઊછીનો છે યા ઘડાઉ? સેકસપીયરનું જાદુ તેમજ ઈબસનની સિદ્ધિ પોતપોતાની વિશિષ્ટ રજૂઆત વડે દુનિયાભરમાં મશહૂર છે. કાલિદાસે પણ શકુંતલા કંઈ જાતે ઘડી નથી; મળી આવી એવી હાલતમાં ઊઠાવી લઈ તેને માત્ર દેદાર આપ્યો છે. ઢીંગલી હોય કે શેઠાણી, હોશિયાર હોય કે પાગલ, હરેક પાત્ર લેખક માટે હલાલ છે. 'કહેલું કહે તે શેનો કવિ?' એવો દૃઢ ફાંકો રાખી બેઠેલા શામળે પોતાના ખિસ્સાની શી કાયનાત ઉમેરી છે, તે આખો આલમ જાણે છે, છતાં શામળનો ભભકો ઝાંખો પડ્યો નથી. પરણેલી હોય કે આણેલી તાણેલી, ગૃહિણીનો હોદ્દો સમાલનારી આપમેળે લોકાદર પામે છે, તેમ ઊછીની હોય કે જાત-મતા, સારી રીતે આલેખાયલી કૃતિ લેખકને ઘટતી ઇજ્જત બક્ષી નમૂનારુપ માલિકીમાં ખપે છે.

ચાર દર્વેશના કિસ્સાનો મૂળ સર્જક અમીર ખુશરૂ કહાવે છે. હિંદમાં જ્યારે ખાનદાન માણસો ફારસી ભાષામાં જ બોલવા ચાલવાનું પસંદ કરતા, તેમજ દસ્તાવેજ ઉતારતા, ત્યારે પોતાના ઉસ્તાદવર્ય હઝરત નિઝામ-ઉદ્-દીન ઔલિયાની માંદગીને સમયે એમનો જીવ બહેલાવવા ખાતર મજકુર રચના ફારસીમાં રકમ કરી ખુશરૂએ સુણાવી હતી. યોગાનુયોગ પણ કેવો બળવાન કે સુંદર કથારસ ટપકાવતી શિષ્યની અપૂર્વ પરાક્રમગાથાએ એમની બીમારી હળવી થતાં થોડા જ વખતમાં સંપૂર્ણ રોગમુક્તિને વર્યા! એમની દુઆ કહો કે અમર ચોઘડિયાની તાસીર, શ્રદ્ધાળુ વાચકો આજે પણ ચાર દર્વેશ કિસ્સાને કલ્યાણ ગ્રન્થ લેખે મમતા સહિત આરાધે છે.

મહમ્મદ અયુઝ ઝરીંન નામના બીજા લેખકે પણ એ જ કિસ્સો ભાષાંતરરૂપે નવ-તર્ઝે મુરસ્સાને નામે પ્રગટ કર્યો છે. પણ એમને મીર અમ્મન જેટલી સિદ્ધિ હાંસલ થઈ નથી. નિખાલસ ભાષાના પેરવ મર્હૂમ સર સૈયદે યોગ્ય જ કહ્યું છે, કે ઉર્દૂ કવિતાના પ્રદેશમાં જે મોભ્ભો મીર તકીએ પ્રાપ્ત કર્યો છે, લગભગ તે જ પ્રકારનો દરજ્જો એમના રુચિર ગદ્ય વ્યાસંગથી મીર અમ્મને મેળવ્યો છે. આપણી પોતાની રીતે કહીએ, તો મીર અમ્મન એટલે બાગોબહાર અને બાગોબહાર એટલે મીર અમ્મન.

અઢારમી સદીના અંતમાં અંગ્રેજ અધિકારીઓને વિશેષ સંસ્કારદાન બક્ષવાના ઇરાદાથી કલકત્તાના સુપ્રસિદ્ધ ફોર્ટ વિલિયમમાં એક કૉલેજ ઊઘાડવામાં આવી. લોર્ડ વેલેસ્લીએ તેના નિર્વાહકપદે જોન ગિલક્રિસ્ટને નીમ્યા. મઝકૂર મહાનુભાવ ઉર્દૂ ભાષાના મહાઅનુરાગી કહાવતા હતા; એમની દોરવણીએ

ઉર્દૂ જબાનનો કાયદો તેમજ શબ્દકોષ નિપજાવ્યા એ તો જાણે સાધારણ વાત થઈ, પણ એમણે ઉર્દૂ સાહિત્યકારોનું એક આખું જૂથ રચી તેનું નામ બઝમે સખુન પાડ્યું. અને બઝમે સખુનના લેખકો કને પુસ્તકો લખાવવાની પહેલ કરી. લેખની શરૂઆતમાં વર્ણવેલા સાહિત્યસ્વામીઓ મઝફર અંજુમનના આગળ પડતા સ્તંભો હતા. ઉર્દૂમાં ચાર દર્વેસનો કિસ્સો ઊતારવાની ફરમાસ એ જ શોખીન અંગ્રેજ બંધુએ કરી હતી.

મીર અમ્મન પહેલાં સુશિક્ષિત તેમજ સભ્યતાના વારસ કહાવનાર ગૃહસ્થો દુનિયાદારીનું હરેક કામ ફારસીને વસીલે ફરમાવવામાં મોટાઈ લેખતા; અને દેશની બોલી ઉચ્ચારવામાં બૂરાપણું નિહાળતા. પોતાની ભાષા તરફ એવો વેરાગ નિમંત્રી વિદ્વાન કહાવનાર કેટલાયે મનુષ્યો દુનિયાથી ફારેગ થઈ ચૂક્યા છે, જેમની ભારેખમ હાડ્ડીઓ આખરે સાધારણ માણસોને ઊઠાવવી પડી હતી. એમનું જ્ઞાન અને એમની વિદ્યા એમની સાથે લોપાઈ ગયાં છે. અમર તેઓ જ રહ્યાં છે, જેમણે આમવર્ગ માટે પોતાની લાયકાત મુજબનું કંઈક સાત્વિક યુક્ત પીરસ્યું.

મીર અમ્મનનું અસલી નામ મીર અમાન: કલામ પણ કરી જાણતા અને સખુન પણ ફરમાવતા. 'લુત્ફ' એમની બીજી કલમી સંજ્ઞા છે. લુત્ફ અથવા મીર અમ્મન મૂળ દિલ્હીના રહેવાસી. એમના પૂર્વજો હુમાયુના સમયથી મોગલાઈ જાગીરો ધરાવતા અને કેટલાક ઉચ્ચ કોટિના મનસબદાર હતા. દિલ્હીની આજુબાજુ જ્યારે જાટ કોમની આણ પ્રવર્તી, ત્યારે સૂરજમલ નામના શખ્સે એમનું વતન હરી લીધું. અને અહમદશા દરાનીના હુમલાએ એમને ઘરબાર વિનાના કરી દીધા. એવી હાલતમાં અઝીમાબાદ પહોંચી નોકરી શોધવાના ઈરાદાથી કલકત્તા સિધાવ્યા.

અહીં એમને નવાબ દિલાવરજંગનો ભેટો થયો. તેમાંથી એમને એમના લઘુબંધુ મીર મહમ્મદ કાઝીમના સંસ્કારમિત્રનું પદ મળ્યું. બે વરસ બાદ મુનશી બહાદુરઅલીની લાગવગથી બઝમે સખુનમાં દાખલ થયા.

બઝમે સખુન વિષે તો કહેવાઈ ગયું જ છે, કે શોખીન અંગ્રેજ જોન ગિલગ્રિસ્ટને આશ્રયે ફળતી ફૂલતી એક અજીબ મનોહર વાટિકા. એનો સુંદર મેવો કોમ, ધર્મ તેમજ સંપ્રદાયથી પર આમ તોર પર ભિન્ન ભિન્ન દિમાગોના બળે પિરસાઈ ચૂક્યો છે, અને જેણે આયંદા ભાષાના સ્વાભાવિક વિકાસમાં અણમોલ વિટામિનની ગરજ સારી છે. બાગોબહારના આમુખમાં, જ્યારે આપણે વાંચીએ છીએ, કે જે જબાનમાં અમ્મને એનો ઊતારો કર્યો છે તે આપણી દેશી ભાષા હિંદી જબાન છે, ત્યારે આપણી છાતી બોલી બોલીને આહ્લાદ અનુભવે છે, આપણાં હૈયાં બાલોચિત પ્રમાદમાં નાચી ઊઠે છે. અને એ જ ભાષાના આપણા બીજા કવિઓ અને લેખકોની છબી આપોઆપ નજર સમક્ષ આવે છે—કોઈ ગેબમાંથી તો કોઈ જીવતી જાગતી આપણી દુનિયામાંથી! લેંઘા પાટલૂન પહેર્યાં છતાં બ્રાહ્મણો જેમ બ્રાહ્મણો છે, તેમ કોઈ પણ ઢંગ કે લિપિમાં ઊતર્યાં છતાં જબાન તે જબાન છે. કાયદાને આધીન રહી દેશદેશની ભાષાઓના રંગઢંગ ઝીલવા એ પ્રત્યેક ભાષાનો ધર્મ છે. એને મર્યાદિત બનાવી દેતાં બેઝીક અંગ્રેજી જેવી બદસૂરત, કંગાલ અને દયાજનક કલેવરની બેમઝા જબાન પેઢીઓને માથે પડે છે.

ચાર દર્વેશના કિસ્સામાં લેખકે ગમે તે દેશનાં પાત્રોનો મનરૂચ્યો શંભુમેળો ભલે કર્યો હોય, એક હકીકત નિર્વિવાદપણે જાહેર છે અને તે એ કે વર્ણનયોગ્ય પ્રત્યેક મુકામ પર એમાં જે ચિત્રણો અપાયાં છે તેમાં મીર અમ્મને પૂરતી વફાદારીથી પોતાના દેશકાળનાં રીતરસ્મોનો આવિષ્કાર કર્યો છે. તરજુમો હોવા છતાં વાંચનારને ખાસ ખટકતો નથી, ઊલટા વાંચવાની તાલાવેલી જાગૃત કરી હૃદય પર કબજો જમાવે છે. એના પાઠકને ગડીગડ્યાથી વારંવાર હેરાન પરેશાન કરી મૂકતી ગાડાની મુસાફરી જેવો ત્રાસ લાગતો નથી, કિંતુ પાલખીના સુખ જેવો આવકારજનક લહાવો,

આદિથી અંત સુધી મળે છે. એમની ઈમારતમાં મિથ્યા પિષ્ટપેષણને નામનોયે અવકાશ નથી, અને વિશેષતઃ એમાં જ મીર અમ્મનની જાદુઈ સિદ્ધિ અપ્રગટ સ્વરૂપે રહેલી દીસે છે.



## સાભાર પ્રાપ્તિ–સ્વીકાર

**મંગલદીપ :** ધૂમકેતુ. પાનાં ૨૧૫. રૂ ૩–૦૦ ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ **ભડકદની સામાજિક તથા આર્થિક સમીક્ષા :** નટવરલાલ સે. પરીખ. પાનાં ૨૫૨. રૂ. ૯–૦૦. સંજીવન, બોરિવલી. મુંબઈ. **આયુર્હોમિયો સમન્વય :** ડૉ. બિનયતોષ ભટ્ટાચાર્ય અનુ. સ્વારસ્યમ્ : ચંદ્રશંકર સત્યસેવક. પાનાં ૧૩૧. રૂ. ૨–૦૦. સાર્વજનિક ઔષધાલય, વલ્લભ વિદ્યાલય, બોચાસણ. **યુગધર્મ :** રોહિત મહેતા. અનુ શિવલાલ મોદી. પાનાં ૫૫. રૂ ૦—૬૨. ગુજરાતી થિયોસોફિકલ ફેડરેશન, વડોદરા. **લિટરેચર્સ ઈન મોડર્ન ઇન્ડિયન લેંગ્વેજીઝ (અંગ્રેજી) :** સંપાદક વી. કે. ગોકાક. પાનાં ૩૩૨. રૂ. ૨–૫૦. પબ્લિકેશન્સ ડિવિઝન, દિલ્હી, ૮. **શ્રી જેઠાલાલ ના. ત્રિવેદી વનપ્રવેશ સન્માન ગ્રંથ :** સં. વનપ્રવેશ મહોત્સવ સમિતિ. પાનાં ૧૨૮. રૂ. ૨—૦૦. ડાહ્યાભાઈ સો. શુકલ. ૨૮૩૦ પીપરડી પોળ, અમદાવાદ. **ત્રીશી પછીના દાંપત્યપ્રેમ :** ડૉ મેરી સ્ટોપ્સ. અનુ. શાંતિલાલ ડગલી. પાનાં ૧૭૬. રૂ. ૩–૦૦ મમતા પ્રકાશન ગૃહ, નવા ડીસા. **આધુનિક વિજ્ઞાન અને આજનો મનુષ્ય :** હરિવલ્લભ ભાયાણી. પાનાં ૧૧૮. રૂ. ૨–૦૦. **બારભાયા :** ગુણવંતરાય આચાર્ય. પાનાં ૯૬. રૂ. ૧—૫૦. **જયંત (સંક્ષિપ્ત) :** રમણલાલ વ. દેસાઈ. પાનાં ૧૫૨. રૂ. ૧—૭૫.–ત્રણેયના પ્રકાશક : વોરા એન્ડ કંપની લિ; મુંબઈ ૨. **બાપુની છાયામાં :** બળવંતસિંહ. અનુ. મણિભાઈ ભ. દેસાઈ. પાનાં ૩૪૬. રૂ. ૨—૫૦. **સ્ત્રી-પુરુષ-મર્યાદા :** કિશોરલાલ ઘ. મશરૂવાળા. પાનાં ૧૫૦. રૂ. ૧—૦૦. **બાપુની ઝાંખી :** કાકા કાલેલકર. પાનાં ૧૩૫. રૂ ૧–૦૦—ત્રણેના પ્રકાશક : નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ. **સંતોનો જીવન પ્રસાદી :** મુકુલભાઈ કલાર્થી પાનાં ૪૮. રૂ. ૦–૩૭. **જાનને જૈસી બાતેં (હિંદી) :** મુકુલભાઈ કલાર્થી. અનુ. ગિરિરાજકિશોર પાનાં ૪૮. રૂ. ૦—૫૦.—બન્નેના પ્રકાશક : ગૂજરાત વિદ્યાપીઠ અમદાવાદ, ૧૪. **ગુજરાત એક દર્શન :** શિવપ્રસાદ રાજગોર. પાનાં ૫૭૦. રૂ. ૧૨—૦૦. **વડોદરા રાજ્યની સાહિત્યપ્રવૃત્તિઓ :** ભરતરામ ભા. મહેતા : રમણિકરાય શ્રી. દેસાઈ, પાનાં ૧૫૭. રૂ. ૩—૨૫. **વિજ્ઞાન વિનોદ :** પોપટલાલ ગો. શાહ. પાનાં ૧૦૯. રૂ. ૨–૭૫. **ગૃહજીવનમાં સ્ત્રીનુ સ્થાન :** સરોજિની મહેતા. પાનાં ૨૯૩. રૂ ૬–૦૦. **નાટ્યશાસ્ત્ર અને આચાર્ય અભિનવ ગુપ્તાચાર્ય :** કે. કા. શાસ્ત્રી. પાનાં. ૧૬૪. રૂ. ૨—૭૫.—પાંચેયના પ્રકાશક : મહારાજા સયાજીરાવ વિશ્વવિદ્યાલય, વડોદરા. **લીલુડી ધરતી** (ભાગ ૧-૨) : ચુનીલાલ મડિયા. પાનાં ૩૫૬ + ૩૩૫. બન્ને ભાગના રૂ ૧૦–૦૦. **રત્નદીપ :** પ્રભાતકુમાર મુખોપાધ્યાય. અનુ. ટોપણ દયાળજી ઘેલાણી. પાનાં ૪૦૮. રૂ. ૫—૫૦. **કલ્પના :** પીતાંબર પટેલ. પાનાં ૩૧૦. રૂ. ૪—૫૦. **લાલમંડળ :** માધવજી ગો. પટેલ. પાનાં ૧૧૦. રૂ. ૧—૨૫—ચારેયના પ્રકાશક : આર. આર. શેઠની કંપની, મુંબઈ. **પમરાટ :** મુકબિલ કુરેશી. પાનાં ૮૦. રૂ. ૧—૨૫. 'સુરાલય' કાર્યાલય, ભાવનગર. **સુષુમણા :** 'ઉમાકાન્ત.' પાનાં ૪૦૨. રૂ. ૬—૭૫ **ગોડ ગોષ્ઠિ :** સાને ગુરુજી. અનુ. સુશીલાબહેન દેશપાંડે. પાનાં ૯૨. રૂ. ૧–૨૫. **ઝાકળનાં મોતી :** મોહમ્મદ માંકડ. પાનાં ૨૦૩. રૂ. ૩—૦૦. **પન્નાલાલની શ્રેષ્ઠ વાર્તાઓ :** પન્નાલાલ પટેલ. પાનાં ૨૯૧. ચાર રૂપિયા.—ચારેયના પ્રકાશક : ભારતી સાહિત્ય સંઘ (પ્રા.) લિ; અમદાવાદ.









# ગૃહમંગલ

આપણાં કિશોર-કિશોરીઓ, કુમાર-કુમારિકાઓ અને યુવાન-યુવતીઓને જાતીય શિક્ષણ, જાતીય જ્ઞાન અને જાતીય વૃત્તિનો ખ્યાલ આપવા માટેનું ગુજરાતીમાં પદ્ધતિસરનું સાહિત્ય બિલકુલ નથી એનો ખ્યાલ તો ગયા અંકનું 'ગૃહમંગલ' વાંચીને એક વાલીએ લખેલા પત્રથી આવ્યો. તેમના કિશોર વયના પુત્રને જાતીય દૂષણોનાં ભોગમાંથી છોડાવવા માટે તેના હાથમાં કેવા પ્રકારનું સાહિત્ય મૂકવું એ મને પૂછાવ્યું ત્યારે મારી નજર સામે આપણા સાહિત્યની એ તરફની તદ્દન દરિદ્રતા તરવરી ઊઠી. જો કે જાતીય દૂષણોના ભોગ બનેલાને સુધારવા માટે જાતીય જ્ઞાન આપતાં પુસ્તકો કશાય ખપમાં નથી આવતાં.

આપણું જીવનધોરણ ખૂબ નીચું છે. એક નાની સરખી ઓરડીમાં આખા કુટુંબનો સમાવેશ કરવાનો હોય છે. સ્ત્રી-પુરુષના, પતિ-પત્નીના સંબંધ અંગે જાળવી શકાય તેટલી આમન્યા જાળવીએ તો ય કુદરતી જાતીય વૃત્ત વિકસાવવાની ઉંમરે પહોંચેલાં કિશોર-કિશોરીઓ માતા-પિતા, મોટા ભાઈ-ભાભી વગેરે વડીલોની એ પ્રકારની ચેષ્ટાઓનું ખૂબ બારીક રીતે અવલોકન કરે છે. અને એ બધું પોતાનામાં જાગૃત થાય છે એટલે જાતીય દૂષણોનાં ભોગ બની જાય છે.

બીજા દેશોની જેમ આપણા દેશમાં પણ હવે સમજદાર અને સગવડવાળો વર્ગ બાળક પાછળ ઠીક ઠીક દરકાર રાખતો થયો છે. બાળકને નાનપણથી પોતાનું આગવું બધું જોઈતું હોય છે. વડીલોનું અનુકરણ કરવામાં પોતાની માલિકી મેળવવાનું અનુકરણ સૌથી ચડી જાય છે. એટલે જ નાની સરખી ઓરડી પણ બાળકની આગવી રાખવા જેટલી આપણાં વડીલો સમજ કેળવે. બાળક બે ત્રણ વરસનું થાય ત્યારથી માતા-પિતાથી જુદું—જુદી ઓરડીમાં સૂવા ટેવાય એ ખૂબ જરૂરી છે. માણસની જાતીય વૃત્તિ ખૂબ સાહજિક છે. બાળકની હાજરીમાં પણ તે સહેજે ઉશ્કેરાય, અને તેની બાળક પર જે છાપ પડે તે બાળકને સમજણું થયે જાતીય દૂષણોનું ભોગ બનાવે જાતીય દૂષણોનાં ભોગ બનેલાં કિશોરોને તેમાંથી વાળવાનો સાચો માર્ગ તો વડીલોએ તેમની સાથે જાતીય જ્ઞાન વિષે, સંકોચ છોડીને તેમને સાચી સમજણ આપવી તે જ હોઈ શકે. વાચન કે બીજી કોઈ રીતે તે જ્ઞાન મળે તે તો બધું નુકશાનકર્તા જ નીવડવાનું.



## ત્રણ દીકરાની સ્વમાની માતા

ટ્રેનમાં, બસમાં, ટ્રામમાં કે પગે ચાલીને જતાં મને હમેશાં તે બાઈ કેટલીય વાર દેખાતી. ઉમ્મરે ખાસ્સી સાઠીએ પહોંચેલી છતાં તેની હિંમત, તેની ચબરાકી અને બુદ્ધિમત્તા મને કેટલીય વાર વિચારતાં કરી મૂકતાં. ઘણીવાર મારી બાજુમાં જ તે બેસી જતી. મારા સ્વભાવ વિરુદ્ધ હું આટલા વખતથી કેમ મૂગી રહી શકી છું તે આજેય મને સમજાતું નથી.

પણ એ દિવસે તો મારા સંતોષની અવધિ ન રહી. ટ્રામ ઊપડી ગયા પછી હું સ્ટૉપ ઉપર પહોંચી એટલે સહેજે દોડીને દરવાજાનો સળિયો પકડું ન પકડું ત્યાં તો મને હાથ પકડીને કોઈએ ખેંચી લીધી. મારો હાથ પેલી બાઈના હાથમાં જોઈને અત્યાર સુધી બંધ રહેલી મારી વાચા વહેવા લાગી. અલબત્ત અમે બન્ને એક સાથે જ બેઠાં હતાં.

જાણે કેટલાય વખતથી મારી ઓળખીતી હોય તેમ પેલી બાઈ મારી સાથે સાવ સહજતાથી વાતે વળગી મેં અનુમાન કરેલી તેની ઉંમર સાચી ઠરી એટલે સહેજ આનંદ પણ થયો. આટલી ઉંમરે તે જે દોડાદોડી કરતી હતી, જે ધમાલભરી મુંબઈની જિંદગી જીવતી હતી તે ખરેખર આશ્ચર્ય ઉપજાવે તેવી હતી. તેની પાસેથી મેં જ્યારે એ સાંભળ્યું, કે તેનાથી પંદરેક વરસથી જુદા થયેલા મોટા દીકરાએ એક જ વાર તેની માનહાનિ કરતો હરફ ઉચ્ચારેલો તેને પરિણામે આજે પોતે જાત ઉપર મુસ્તાક થઈને રહી શકી છે. વિચારો, ચિન્તાઓ, માયા, મોહ, મમતા બધુંય જાણે તેણે નેવે મૂક્યું છે. સ્વતંત્ર મિજાજને સહન ન કરી શકવાથી મોટો દીકરો જુદો થયા પછી નાના બે પુત્રો પણ બહુ લાંબુ તેના ભેગા ન રહી શક્યા. અને ત્રણ દીકરાની એ સ્વમાની માતા સ્વમાનભેર જીવવા કેટલાય વખતથી સવારથી તે સાંજ સુધી બારથી ચૌદ કલાકની દોડધામભરી જિંદગી જીવે છે તે જાણીને મારા સ્ત્રીત્વને એક જાતની શાંતિ થઈ. જીવનમાં રોજ ને રોજ કંઈ પણ ન કરી શકતી આપણી સ્ત્રી-શક્તિ આજે કેવી વેડફાઈ રહી છે તેને પડકાર ફેંકતી આ બાઈનું કોઈ અનુકરણ નહિ કરે ?

## પરીક્ષાઓ અને વિદ્યાર્થીઓ

વિશાખા બી. એ. થઈ ત્યારેય અમે બન્ને સાથે વાંચતાં અને એમ. એ. વખતે પણ અમે સાથે જ હતાં. પણ તેની વાંચવાની પદ્ધતિ મને જરાય ન ફાવતી. હમેશાં એ વાંચ્યા જ કરે. તેમાંય પરીક્ષાને મહિનાની વાર હોય ત્યારથી રાતનું ઊંઘવાનું પણ સાવ બંધ થઈ જાય! માંડ બે ત્રણ કલાક ઊંઘતી હશે. હું તો તેને રોજ કહેતી કે આ તે વળી કેવું વાંચવાનું ? આટલું બધું વાંચે પણ ક્યારેય તે ક્લાસ લાવી શકી નહોતી એટલે મને સહેજે તેને કહેવાનું મન થતું.

ઘણીવાર તો પરીક્ષાના દિવસોમાં એટલી બધી મહેનત કરીને તે આખું ને આખું પેપર જાણી લાવતી. અને એ બધું તૈયાર કરીને જાય તો ય લખતી વખતે જાણે બધું ભૂલી જતી !





પહેલેથી તેને ગોખવાની ટેવ પડી ગયેલી. યાદશક્તિ જરાય નહિ એટલે ગોખી ગોખીને કેટલીય વાર ગોખે તોય તેને કશુંય યાદ જ ન રહે. પણ તેની સતત મહેનતે તેને એમ. એ. સુધી પહોંચાડી, એમ. એ. થઈ પણ ખરી. પણ એમ. એ. થઈ ત્યારે તેનું શરીર જોયું હોય તો આપણને દયા જ ઉપજે.

પરીક્ષા વખતે તો તેની ઊંઘ ઊડી જતી, પણ હંમેશ માટે તે સૂઈ જ ન શકતી. તેની અસર શરીર પર પણ થઈ. ખોરાકમાં માંડ એકાદ રોટલી ખાય. ચાર પાંચ વખત ચા મળે એટલે જાણે ખુશ થઈ જતી. અને આટલી ખેંચાઈ-તણાઈને એમ. એ. સુધી પહોંચેલી વિશાખા આખા શરીરે સાવ કંતાઈ ગઈ. ભણીને કેટલું બધું બધાંને ઉપયોગી થઈ શકાય તેને બદલે ઘસાયેલું શરીર એવી તો ભયંકર માંદગીમાં પટકાઈ પડ્યું કે ઘરનાં બધાં તેની પથારી પાસે રહેતાં થઈ ગયાં. અંતે વિશાખાનું ઘસાઈ ગયેલું શરીર જિંદગી સામે ટક્કર ન જ ઝીલી શક્યું—મૃત્યુને જ ભેટીને જંપ્યું.

## કુદરતને ખોળે

જેમના મોં ઉપર ક્યારેય હાસ્ય નહિ, કોઈની સાથે હસીને ક્યારેય બોલે પણ નહિ, ગમે તેવા પ્રકારના હાસ્યથી ભર્યા વાતાવરણમાં પણ સદાય ભારેખમ અને ગંભીર લાગે તેવી છાપ મારી એકલીના પર નહિ પણ અમારા આખા મંડળ પર યશોદાબેને પાડેલી. એ યશોદાબેન અમારી સાથે ઉજાણીમાં આવવાનાં એ વાત મેં જ્યારથી જાણી ત્યારથી હું તો જરા હતાશ પણ થઈ ગઈ હતી.

મુંબઈનો દરિયા-કિનારો અને આસપાસનો ગુફા-પ્રદેશ અવારનવાર અમે ખૂંદી વળેલાં એટલે આ વખતે તો અમે દૂર ડુંગરાઓ વચ્ચે આવેલા પવૈ સરોવર ઉપર ઉજાણી ગોઠવી હતી. એમ તો વિહાર સરોવર પણ બધાંને ગમતું. પણ રવિવારનો દિવસ વિહાર સરોવર મુંબઈના સહેલાણીઓથી હમેશાં ભરચક્ક બની જતો. એટલે પવૈ સરોવરની ઉજાણીનું અમે નક્કી કર્યું ત્યારે યશોદાબેને જરાયે વાંધો ન લીધો. જાણે તેમના ધીરગંભીર મુખ ઉપર થોડુંક આછું હાસ્ય રેલાયાનો મને ભ્રમ થયો ન થયો ત્યાં જ તેમનો ચહેરો અસલ સ્વરૂપે ફેરવાઈ ગયો.

પણ મારી તો ઠીક, બધાંય સભ્યોની માન્યતા પવૈના નૌકાવિહાર વખતે સાવ ખોટી પડી. ચાર પાંચ નાની નાની હોડીઓ લઈને જેવાં અમે આખા સરોવરમાં વિહાર કરવા ઊપડ્યાં ત્યારે ગંભીર વાતાવરણમાં એકાએક પલટો લાવનાર યશોદાબેન જ નીકળ્યાં ત્યારે હું તો ખરેખર મોંમાં આંગળી જ નાખી બેઠી! અને અધૂરામાં પૂરું હું પાછી તેમની જ નૌકામાં તેમની જ બાજુમાં હલેસાં મારવા બેઠી હતી.

યશોદાબેન યુવાની વટાવી ચૂક્યાં નહોતાં એટલે તેમણે જે મસ્તીભર્યા ગીતની શરૂઆત કરી ત્યારે ખરેખર યૌવનને ઉંબરે જ જાણે હજુ તે આવ્યાં હોય તેવું લાગ્યું. અને પછી તો યશોદાબેને જે મજા કરાવી છે, જે મજા કરાવી છે તે હંમેશની યાદ રહી જાય તેવી



છે. આગલી રાત આખી ઉજાણીની મજા મરી ગયાની જે ચિંતાએ મને સતાવી હતી તે ય મેં યશોદાબેનને કહી સંભળાવ્યું—હસતાં હસતાં જ. અને યશોદાબેને જવાબ વાળ્યો તે ય કંઈ નાખી દેવા જેવો નહોતો : 'શું કરું બહેન, હું કુદરતને ખોળે રમેલી એટલે મુંબઈ જેવા ભરચક શહેરમાં ગૂંગળાઈ મરું છું. આમ કુદરતી વાતાવરણમાં જ મને ખીલવું ગમે.'

## દુર્ગુણ હટાવવાનો વિચાર

જ્યારે જ્યારે શકુ મને મળે ત્યારે કોઈ વિષે કંઈક ને કંઈક ફરિયાદ કરવા બેસી જ જાય. તેના સ્વભાવમાં ઈર્ષાએ એવું તો ઘર ઘાલેલું કે તે તેના સ્વભાવમાંથી ઈર્ષાને જરાય દૂર નહોતી કરી શકતી. તે દિવસે પણ શકુ એવી ફરિયાદો લઈને જ આવી હોય તેમ એક પછી એક હૈયાવરાળ ઠાલવવા લાગી.

શકુની ઉંમર કંઈ એવી મોટી નહોતી. અને તેના ઈર્ષાળુ સ્વભાવને કારણે તેનામાં ઊંડાણ પણ ઓછું હતું. પરણ્યાને માંડ વરસ થયું હશે. પણ તે સગર્ભા થઈને આવી હતી એટલે શારીરિક ફેરફાર સાથે તેના સ્વભાવમાં પણ ઠીક ઠીક ફેરફાર થયેલા લાગ્યા. આવીને તરત એક પછી એક ફરિયાદો કહેવા લાગી ગઈ. તેને નિરાશા ન મળે એટલે શાંતિથી હું બધુંય સાંભળતી ગઈ.

પણ આ વખતની તેની ફરિયાદોએ તો જાણે માઝા જ મૂકી દીધી હતી. ફલાણાં બેન તો જાણે નવાઈનું છોકરું જણવાનાં છે તે પોતાના પતિ ઉપર રૂવાબ જ છાંટે છે. જ્યારે હોય ત્યારે દૂધ અને ફળફળાદિ ખાતાં હોય છે તો ય સાવ પથારીમાં જ પડ્યાં રહે છે! આટલો બધો ખર્ચ કરે છે તે એમને પોસાતું શી રીતે હશે?

શકુને મારે આ વખતે ઠીક ઠીક સંભળાવવું પડ્યું. મેં તેને સમજાવવા ખૂબ કોશિષ કરી કે બેન, તે બેન તેમના પતિ ઉપર રૂવાબ છાંટે છે તે, એટલો બે વચ્ચે પ્રેમ હોય ત્યારે જ બની શકે ને? કોઈના પ્રેમની આપણે અદેખાઈ કરીએ એટલે આપણે એટલો પ્રેમ પામી શકીએ એવું તું માનતી હોય તો તારી ભૂલ છે. જ્યાં વધુ પ્રેમ ત્યાં જ હક કરી શકાય. એ તું કેમ ભૂલે છે? પ્રેમથી હક અને રૂવાબ મેળવાય. તારી જેમ તેમના પ્રેમની ઈર્ષા કર્યે તો તારે જ બળવાનું, તેમના પ્રેમમાં જરાય ઓછપ નહિ આવે.

કોઈનું શારીરિક બંધારણ એવું હોય એટલે તેમના ખોરાકમાં અમુક પૌષ્ટિક તત્ત્વો જવાં જ જોઈએ. અને તે દૂધ અને ફળફળાદિમાંથી જ મળે ને? તું જેની વાત કરે છે તે બેન અને તેના પતિ એટલાં બધાં સમજુ, સ્વમાની અને એકમેક પ્રત્યે પ્રેમભરી લાગણી રાખનારાં છે કે તેમના ખર્ચની તારે જરાય ફીકર કરવી ન જોઈએ. તેમના જેવાં સમજુ લોકો ક્યારેય પોતાના ગજા ઉપરવટ જઈને ખર્ચ ન જ કરે એ દેખીતું છે. કેટલાય લોકો તેમનું અનુકરણ કરે છે, તેમના વખાણ કરે છે તેમને જ માટે તારે આવી ફરિયાદ રહે એ ખરેખર અજુગતું ગણાય ગમે તેવા ખરાબ માણસની પણ સારી જ વાત આપણે જોઈએ અને સ્વીકારીએ તેને બદલે આવા ભલા અને





સારા માણસ પાસેથી પણ તને આવું ખોટું અને ખરાબ મેળવવાનું કેમ મન થાય છે? એમાં તો આપણી જ હલકી વૃત્તિ દેખાઈ આવે.

શકુ સમજુ છે એટલે, અને મારી સાથે ઠીક ઠીક હળેલી છે એટલે આવું અને આટલું તેને હું સંભળાવી શકી. પણ તેનું સારું પરિણામ બહુ જલદી આવે એવું મને ન લાગ્યું. છતાં હું જોઈ શકી કે શકુનો ઈર્ષાળુ સ્વભાવ સહેજ ઊંડા વિચારમાં જરૂર પરોવાયો. મારે તો એટલું જ જોઈતું હતું. આપણો દુર્ગુણ આપણે દૂર કરવાનો વિચાર કરીએ એય કંઈ જેવી તેવી સિદ્ધિ ન કહેવાય.

## તોફાની બાળક

અંશુનાં તોફાનો એટલાં બધાં હતાં કે ઘેર તો કોઈને એ ગાંઠતો જ નહિ. હજુ માંડ ચાર વરસની તેની ઉંમર થઈ હશે. તેનાં વડીલોએ તેને વારાફરતી કેટલાંય બાળમંદિરોમાં મૂકી જોયો પણ એકાદ મહિનો થાય અને બાળમંદિરના સંચાલકો તેનાં વડીલો પાસે ફરિયાદ લઈ પહોંચ્યાં જ હોય કે અમારાં બીજાં બાળકો પણ અંશુના તોફાનને લીધે બગડે છે! અને અંશુ માટે નવા બાળમંદિરની શોધ ચાલતી.

એક દિવસ આવી જ ગડમથલ અનુભવતાં અંશુની બા મારી પાસે આવ્યાં. અને હું પણ અંશુનો પ્રશ્ન વિચારી રહી. મૂંઝવતા બાળક માટે બાળમાનસશાસ્ત્રમાં ઠીક ઠીક વિચારાયું છે તે બધું મેં યાદ કરી જોયું. અને આખરે હિંમત કરીને મેં અંશુને મારી પાસે રાખવાની સામે ચાલીને જવાબદારી લીધી.

અંશુને મારે ઘેર આવ્યાને આઠમા દિવસે જ મેં તેનામાં મોટું પરિવર્તન અનુભવ્યું. માતા–પિતાના પ્રેમનો અભાવ અને તેને જોઈતી એકેય માગ પુરાતી નહોતી તે જ આ બધાંનું કારણ લાગ્યું. મેં એક પછી એક પ્રશ્નો ધીમે ધીમે ઉકેલ શોધ્યો, નોંધ કરી અને છેવટે લાગ્યું કે અંશુનો નહિ પણ અંશુનાં વડીલોનો જ આમાં મોટો દોષ, મોટી અણઆવડત અને બેદરકારી છે. અંશુની એકેએક પરિસ્થિતિની મેં પૂરતી નોંધ કરી. અને તેમાંથી જોઈતું તારવીને તે માટે થોડોક અભ્યાસ પણ કર્યો. મારા એક સંબંધીના બાલમંદિરમાં અંશુને મોકલવો શરૂ કર્યો. મનોવૈજ્ઞાનિક રીતે બાળકો પર સારી રીતે પ્રયોગો કરતું એ બાલમંદિર હતું એટલે અંશુનો મેં કરેલો આખો અભ્યાસ તેમને મેં બતાવ્યો અને તે ઉપરથી તો તેમનું કામ ઠીક ઠીક સરળ થયું.

છએક માસ પછી અંશુનું પરિવર્તન જોઈને ખુશ થયેલાં તેનાં માતા–પિતા મારી પાસે આવ્યાં ત્યારે મેં અંશુનાં તોફાનો માટે તેમને જવાબદાર ગણ્યાં એટલે એ તો ડઘાઈ જ ગયાં. મેં તે બધું દાખલા દલીલો સાથે સાબિત કરી બતાવ્યું અને અંશુ તરફના વર્તાવમાં આમૂલ પરિવર્તન કરવા સૂચના પણ આપી. માબાપ બાળકના ઉછેરનો પૂરો અભ્યાસ કરે તો તોફાની બાળકોનાં તોફાન જરૂર શાંત થાય.








## અનુભૂતિ :

[ લે. મનસુખલાલ ઝવેરી; પ્રકા. આર. આર. શેઠની કં. મુંબઈ–૨; રૂ. ૩–૦૦ ]

આ પણ આજના પહેલી હરોળના કવિ શ્રી મનસુખલાલ ઝવેરીના આ ચોથા સંગ્રહનાં મોટા ભાગનાં કાવ્યો સને ૧૯૪૮ થી ૧૯૫૬ના ગાળામાં રચાયેલાં છે. સુઘડ પ્રાસાદિક વાણીવાળી દૃઢબંધ સૌષ્ઠવયુક્ત પદ્યરચના જે શ્રી. મનસુખલાલની કવિતાનું એક વિશિષ્ટ લક્ષણ છે તે તો આ સંગ્રહમાં છે જ, પણ એમનો એક વિશેષ અહીં આગલા સંગ્રહ 'અભિસાર' કરતાં સંખ્યામાં તેમ સફળતામાંય વધતાં ગીતોની રચનાનો ધ્યાન ખેંચતા પ્રમાણમાં દેખાય છે. 'અનુભૂતિ' એક સુખદ અનુભૂતિ સહૃદયોને એ કરાવશે કે આયુષ્યના ઉત્તરાર્ધમાં પ્રવેશતા અને વાર્ધક્યના નિશાનડંકા સાંભળતા કવિ અહીં 'પાનખરની સાનથી'માં જ નહિ બીજાંય ઘણાં કાવ્યોમાં યૌવન, પ્રણય અને વસંતનું સોલ્લાસ ગાન ગાય છે. 'પુનર્જન્મ' કાવ્યમાંની કવિએ વર્ણવેલી પોતાની અનુભૂતિ સંગ્રહના પહેલા અને છેલ્લા જેવાં બીજાંય અનેક કાવ્યોની જનની છે. સૃષ્ટિ સમસ્ત અંતરની આંખથી એમને સૌંદર્ય પ્લાવિત કે સૌંદર્યસભર દેખાય છે અને કવિહૃદય સમસ્ત માટે હૃદયવિસ્તારથી પ્રેમનો ભાવ અનુભવે છે. આ સૌંદર્યદર્શનાનંદ અને પ્રેમ મુરઝાયેલી પ્રાણકળીને પ્રફુલાવે છે. એનું સાત્ત્વિક મુદામય ગાન સંગ્રહનાં ઘણાં કાવ્યોમાં સંભળાય છે. આવતા વાર્ધક્યના વિષાદને આથી કવિએ દૂર જ ખાળી રાખ્યો છે. પ્રણય જે આમ સૂક્ષ્મ અને ઊર્ધ્વારોહી બન્યો છે તેનાં સુખ સંવેદનોને 'જાણ્યું મેં', 'તવ સ્મૃતિ', 'ન જાણું કાં', 'તારી સ્મૃતિ', 'ચમત્કૃતિ,', 'વિજોગ', 'તુજ નયને', જેવાં કાવ્યોમાં સારી અભિવ્યક્તિ મળી છે. 'એક શીમળાને', 'તારે સ્પર્શે' અને 'ઇન્દ્રધનુ'નાં મુક્તકો જીવન ફોળાવનાર પ્રેમનો જ મહિમા ગાય છે. વસંતગાન તો શ્રી મનસુખલાલ કવિશ્રી ન્હાનાલાલનું સ્મરણ કરાવે એવી રીતે અને એટલા પ્રમાણમાં આ સંગ્રહમાં દેખાડે છે. 'વસંત જાગે', 'મધુમાસ', 'વેણુનાદ', 'આવી વસંત', 'વસંત વધાવીએ,' 'આંબલિયાની ડાળ' જેવાં કાવ્યો એની સાબિતી બનશે. વસંતગાન નિમિત્તે પ્રકૃતિસૌંદર્યને વાણીમાં વધાવવાની કવિએ તક લીધી છે તેમ 'ચાંદ ચઢ્યો', 'ઘટા પ્રેમની', 'ઊઠ ગાઈ!', 'શરદ અલબેલી' અને 'ગુલમહોરને' જેવાં કાવ્યોમાં પણ પ્રકૃતિ એમનો કવનવિષય બની છે. એ કાવ્યોમાં તેમ 'હૈયાની આશ,' 'જીવનનો જય,' પુનર્જન્મ'માં જે સુંદર પ્રકૃતિચિત્રો આલેખાયાં છે તે પણ આ સંગ્રહનું એક આકર્ષણ ગણાશે.

જે ગાળામાં 'અનુભૂતિ'નાં મોટા ભાગનાં કાવ્યો લખાયાં છે તે ભારતને માટે ઐતિહાસિક અગત્યનો છે. સ્વરાજ પ્રાપ્તિ, તે પછીના બનાવો, ગાંધીજીની હત્યા, વગેરે કવિજનોનીઃ સંવેદના જગાડે એવી એ સમયની ઘટનાઓએ શ્રી. મનસુખલાલ ઝવેરી પાસેથી ઊંડી દેશદાઝ મૂર્ત કરતાં કેટલાંક સારાં કાવ્યો મેળવ્યાં છે. ભારતની રાજકીય મુક્તિને, 'કાંઠે આવી,' 'પ્રાણ જાગો' 'ઊડો' જેવાં કાવ્યોમાં વધાવતા કવિ 'મુક્તિમંગલ'માં તે પછીનાં સાત વર્ષોમાં ધારી પ્રગતિ ન થયાનો અસંતોષ વ્યક્ત કરતાં કરતાં પણ વાચા તો આપે છે ભારતના ઓર સુંદર ભાવિની પોતાની શ્રદ્ધાને.

'શ્રાવણમાં સંજીવની પ્રકટી' એ મેઘાણી-શૈલીના કાવ્યમાં રાષ્ટ્રની ગઈ કાલ અને એની આજનું ચિત્ર આપતા કવિ 'વર્ષારંભના સૂર્યને'માં પણ એમ જ ફરી માનવજાતના મંગલ ભાવિનો મનોરથ રૂપાળી ઉર ઝંખનારૂપે વ્યક્ત કરે છે. દેશની પુનર્રચનાનો ભવ્ય પુરુષાર્થ ચાલી રહ્યો હોય તે વેળા પોતાને ચાલી જવું નહિ ગમે એમ તે 'મૃત્યુને' કાવ્યમાં કહે છે. ભારતના મુક્તિદાતા ગાંધીજી પ્રત્યે કેટલાંક કાવ્યોમાં ભાવ-ભક્તિ-ભીના ઉદ્ગાર આવે એમાં નવાઈ નથી, પણ ગાંધીજીની હત્યાને અનુલક્ષીને લખાયેલાં ત્રણ ચાર કાવ્યો—જેમાં 'વિજય મારવ્યનો' ઉત્તમ છે—માં ગાંધીમહિમા અને પ્રજાની નાલાયકીનું ઊર્મિબળવાળું કથન છે તે ધ્યાન ખેંચે તેવું છે.

'શરદ અલબેલી' અને 'ગુલમહોરને' જેવાં કાવ્યોમાં પણ પ્રકૃતિ એમનો કવનવિષય બની છે. એ કાવ્યોમાં તેમ 'હૈયાની આશ,' 'જીવનનો જય,' અને 'પુનર્જન્મ'માં જે સુંદર પ્રકૃતિચિત્રો આલેખાયાં છે તે પણ આ સંગ્રહનું એક આકર્ષણ ગણાશે.

જે ગાળામાં 'અનુભૂતિ'નાં મોટા ભાગનાં કાવ્યો લખાયાં છે તે ભારતને માટે ઐતિહાસિક અગત્યનો છે. સ્વરાજપ્રાપ્તિ, તે પછીના બનાવો, ગાંધીજીની હત્યા, વગેરે કવિજનોની સંવેદના જગાડે એવી એ સમયની ઘટનાઓએ શ્રી. મનસુખલાલ ઝવેરી પાસેથી ઊંડી દેશદાઝ મૂર્ત કરતાં કેટલાંક સારાં કાવ્યો મેળવ્યાં છે. ભારતની પોતાની વર્ષગાંઠો સંબંધી તેમ અન્ય કાવ્યોમાં અંતર્મુખતા દેખાડતા કવિ પોતાની ચોતરફ નજર કરી માનવીઓ અને તેમનાં વૃત્તિ-વર્તન પર કેટલાંક કાવ્ય લખે છે. 'આમ કેમ'માં માનવીના જીવનના કારુણ્ય અને વ્યર્થ વલોણાની અને 'અમે'માં જગતની યોજનાનો હેતુ જાણ્યાં વિના જીવન ગુજાર્યે જતાં માનવીઓની કવિ વાત કરે છે. ભૂકંપોથી હિમાલય બસો ફૂટ વધુ ઊંચો થયો એમાં બીજાને જફા પહોંચાડી પોતાનો ઉત્કર્ષ સાધનાર માનવીનું જ એણે અનુકરણ કર્યું એમ 'સાચે તું બાલક જ'માં તે નિરૂપે છે. ચિંતનકાવ્યોમાં 'રે દુરાશા', 'ફફડાટ' 'જીવનનો જય', 'કૌતુક', 'માનવીના રે જીવન!', 'જીવન મૃત્યુ' અને 'મૃત્યુદેવ' વિશેષ ધ્યાન ખેંચે તેવાં છે. 'જીવનનો જય', 'કૌતુક' અને 'જીવન ને મૃત્યુ' કવિની જીવનદૃષ્ટિ નાસ્તિવાચક કે દુઃખવાદી નહિ પણ આસ્તિવાચક ને જીવનવાદી છે એ સારી રીતે દેખાડે છે. 'ખીજ એ કયમ ન થા'ની શીખ એ કારણે જ કવિ આપી શકે છે.' 'માયા બંધાણી'માં કવિ છે તેવા જીવનનોય પોતાનો રસ લલકારીને ગાય છે તે પણ એ જ કારણે.

'અનુભૂતિ'ની અન્ય આસ્વાદ્ય સામગ્રીમાં 'દર્પણ' જેવાં સુંદર મુક્તકો. 'આંખો અટવાણી જ્યારે' 'ઊડો!' અને 'શિખરું ઊંચાં ને મારગ આકરા' જેવાં જૂની ભજનવાણીની લઢણ દેખાડતાં ગીતો, પોતાની વર્ષગાંઠોનાં કવિએ લખેલાં આત્મનિરીક્ષક સરવૈયાં-કાવ્યો અને 'ચિ. ઉષાબહેનને' જેવું સાધારણીકરણથી પુત્રીને પરણાવતા દરેક પિતાના ભાવાર્થ હૃદયોદ્ગાર બની રહે તેવું આત્મલક્ષી કાવ્ય અને 'પરમાત્મા પથ્થરે પથ્થરે' તથા 'પ્રીતિયજ્ઞ' એ બે હળવાં કાવ્યો, એટલાંને ખાસ ગણાવાય. છેલ્લાં બેમાં આગલું વિપરીત છે, પણ વિશેષ આસ્વાદ્ય રચના 'પ્રીતિયજ્ઞ' છે. એમાં કવિએ એક કવિરાજને બરાબરના બનાવ્યા છે. કવિરાજે કવિરાજનો બાહ્ય વેશ તો સજ્યો, પણ દરેક કવિને હોય છે તેવી પ્રિયતમા ક્યાં? વિધિએ (એટલે, આપણા કવિએ) એની પાસે કવિતા શીખવા આવતી એક પડોશી-કન્યાને એણે ભેટાડી. કવિરાજે તો એને રોજરોજ કવિતા, ને તેય પ્રણયરસની, ઉલ્લાસથી શીખવવા માંડી. એક દિવસ એ કન્યાએ શરમાતાં શરમાતાં વિનતિની પ્રસ્તાવના કરી. કવિરાજનું હૈયું ઔત્સુક્યથી એમના કાનમાં આવી ઊભું. ત્યાં તો કન્યાએ પોતાના લગ્ન પ્રસંગ માટે એક મંગલાષ્ટક રચી દેવાની વિનંતિ કરી. કવિરાજની મનની મનમાં જ



રહી ગઈ! હળવી હવા બરાબર જમાવી સફળતાથી હસાવતું આ કાવ્ય વાંચનારાઓને કાયમ માટે યાદ રહી જશે.

સંગ્રહને મળનાર સત્કાર વિશે કોઈ શંકા નથી.

પદ્મા :

[ લે. પ્રજારામ રાવળ; પ્રકા. વોરા એન્ડ કંપની, લિ૦, મુંબઈ-૨; રૂ. ૨-૦-૦ ]

પાઠ્ય તેમ સાહિત્યનાં પુસ્તકોની એક આગેવાન ગુજરાતી પ્રકાશક પેઢી વોરા એન્ડ કંપનીએ આધુનિક નવોદિત કવિઓના કાવ્યસંગ્રહો પ્રગટ કરવાની જે સ્તુત્ય યોજના કરેલી છે તેનું 'પરિક્રમા', 'પ્રસૂન' આદિની માફક આ કાવ્યસંગ્રહ પણ એક સુંદર ફળ છે. એના કવિ શ્રી. પ્રજારામ રાવળે કવિતાલેખન આરંભ્યું તો સને ૧૯૩૫ થી, પણ આ સંગ્રહમાં તેમણે રજૂ કરેલાં ૧૨૧ કાવ્યો ૧૯૪૭ પછીની એમની રચનાઓમાંથી કરેલી વીણણી છે. ૧૩૦ પાનામાં ૧૨૧ કાવ્યો માઈ શકયાં એ બતાવે છે કે એમનાં મોટા ભાગનાં કાવ્યો પંક્તિ વિસ્તારમાં નાની રચનાઓ છે. એમની લાંબી રચનાઓ પણ બે પાનાંથી ભાગ્યે જ આગળ જાય છે. એમાં એક જ અપવાદ છે 'ચંદ્રોદય' એ પદ્યરૂપકનો. સાડાચૌદ પૃષ્ઠની એ વિવિધછંદી રચનામાં કવિએ કૌરવ પાંડવના કુરુક્ષેત્રના યુદ્ધ વેળા રાત્રિના યુદ્ધવિરામ વેળા ઉદીયમાન ચંદ્ર અને પૃથ્વી વચ્ચેના સંવાદમાં વિશ્વમાંના સનાતન દેવાસુર સંગ્રામની અને ભગવાનની સહાયથી દેવતાઓના નિશ્ચિત વિજયની વાત શ્રી. અરવિંદના દર્શનને અનુસરીને વણી છે. કાવ્યમાં થોડું નાટ્યતત્ત્વ છે, પણ કવિનું લક્ષ્ય તો એમના વકતવ્ય પર જ હતું એ સ્પષ્ટ દેખાય છે.

સંગ્રહનાં કોઈ પણ કાવ્યરસિકને તરત આકર્ષશે એવાં કાવ્યો છે પ્રકૃતિસૌંદર્યને ગાતાં કાવ્યો. વીજળીના સળકારાને નાગણ કહી વર્ણવતું વેગવંતું 'વીજ', આભની ડાળીએ બેઠેલ ઘુવડના રૂપકથી રાતને વર્ણવતું નવીન કલ્પનાથી આકર્ષક 'ઘુવડ', પ્રકૃતિના નિશાસમયના નિશ્ચલ મૌન અને તેનું શાન્તિસંવેદન ગાતું 'નિશા શાન્ત', શરદપૂનમની રજનીના સૌંદર્યને ઉલ્લાસથી ગાતું 'સજની', શરદ, હેમન્ત, શિશિર, વસંત, ફાગણના વાયરા ને ચૈત્રની રાત્રિને ગાતાં કાવ્યો, લીમડાની ડાળીઓના નૃત્યનું કાવ્યમય આલેખન કરતું 'નૃત્ય', ધરિત્રીને અભિસારિણીરૂપે આલેખતું 'ખીલી છે સ્વચ્છ રાત્રિ'—આ બધાં કાવ્યો શ્રી. પ્રજારામની કવિત્વશક્તિ, સૌંદર્યદૃષ્ટિ, અને ચિત્રાલેખનનો સુખદ પરિચય કરાવી રહે તેવાં છે. એમનાં પ્રકૃતિકાવ્યોમાં 'ઝાલાવાડની ધરતી' અને 'અવશેષ'ને પણ ઉમેરાય. એ બે કાવ્યોની વિશિષ્ટતા એ છે કે એમાં કવિ વાસ્તવનું સ્વભાવોક્તિભર્યું ચિત્ર આપીને પણ એનું કાવ્ય બનાવી શકે છે. 'ઝાલાવાડની ધરતી' માટે 'વિરાટ જાણે ખુલ્લી હથેળી સમથલ ક્ષિતિજે ઢળતી' અને 'આ તે કોઈ જનમવેરાગણ કે કો ઉગ્ર તપંતી જોગણ' એવી ઉત્પ્રેક્ષાઓ પ્રયોજીને એ વાસ્તવવર્ણનમાં રસ પૂર્યો છે. શિશિરનું મુનિ તરીકે, શિશિરનું વૈરાગી અને વસંતનું રાગી તરીકે નિરૂપણ કરવામાં પણ કવિની આ જ શક્તિ દેખાય છે.

સંગ્રહનાં પ્રકૃતિલક્ષી સિવાયનાં કાવ્યો યથાર્થ રીતે સમજવા-આસ્વાદવા એક વિશિષ્ટ તૈયારી કે લાયકાત વાચકો પાસે જોઈશે. એ છે શ્રી. અરવિંદના યોગદર્શનની તાત્ત્વિક ભૂમિકાની અને શ્રી. અરવિંદના યોગનાં લક્ષ્ય અને પ્રકારની જાણકારીની. એવી જાણકારી વિના એ પૂરાં નહિ સમજાય, કે નહિ આસ્વાદી શકાય. આનું કારણ પ્રવેશકમાંના 'સુંદરમ્'ના આ શબ્દોમાં છે: 'આજના નવીન કવિઓમાં પ્રજારામની સર્વથી અનન્ય એવી વિશિષ્ટતા એ છે કે તેઓ એક પૂર્ણ સભાન રીતે યોગાભિમુખ બનેલા કવિ છે અને પોતાના આ યોગાનુભવને તેમણે પૂરેપૂરા મોકળા મને સભર કંઠે ગાયો છે, અને તે ઉત્તમોત્તમ કાવ્યમય રીતે. અથવા એમ કહો કે બીજી કોઈ અનુભૂતિ કરતાં યોગની અનુભૂતિને નિરૂપવા જતાં જ તેમને કલ્પનાનું બળ, દર્શનની

સૂક્ષ્મતા અને વાણીનું સામર્થ્ય અને સૌંદર્ય સવિશેષ પ્રાપ્ત થયું છે.' શ્રી. પ્રજારામ શ્રી. અરવિંદનો મહિમા ગાય છે ('શ્રી. અરવિંદ', 'અદ્ભુત અરવિંદ'), એમની ને માતાજીની વરદ કૃપાનો ધન્ય ભાવ કૃતજ્ઞતાથી લલકારે છે ('રાજા', 'સદા યાદ', 'સૂર એક', 'ગુરુત્વાકર્ષણ', 'મિલન' 'ગોર્ડિયન નોટ' 'નોળવેલ' વગેરે), 'મને તું' અને 'ચિન્મયી' જેવાં કેટલાંય કાવ્યોમાં પોતાની અભીપ્સા અને સમર્પણભાવ વ્યક્ત કરે છે, કેટલીય પ્રાર્થનાઓમાં ભક્તિ, શક્તિ, કૃપા, ઊર્ધ્વ ચેતનાનું અવતરણ, ઇત્યાદિ યાચે છે ('નૂતન વર્ષ', 'તવ ચરણે', 'અવતરણ', 'દાન', 'તિમિરવૈભવ', 'સમુદ્ધરણ', 'સૂર્યમુખી', 'જ્યોતિ આભની', ઇત્યાદિ), અને 'અગની લાગિયો' જેવા કાવ્યમાં પોતાના નિમ્ન સ્તરોનો તમોરાશિ પરમ જ્યોતિથી ગ્રસાતો હોય એવી અનુભૂતિ કાવ્યછટાથી વર્ણવે છે, 'પૃથ્વી', 'શિલાદર્શન', 'ધિયો યો નઃ પ્રચોદયાત્', 'માનવી પુષ્પ' જેવાં કાવ્યોમાંય શ્રી. અરવિંદદર્શન તેને પ્રેરતું સ્પષ્ટ જણાશે. ચાર અરવિંદ-કાવ્યોના અનુવાદ પણ તે આપે છે.

આવા સાધક કવિ અંતર્મુખ વિશેષ હોય એ સમજી શકાય તેમ છે. 'નિશા શાન્ત', 'આજ હૈયું', 'આજ દિનાન્તે', 'છાબડી મારી', 'અંતર કોળે રે', 'હે દેહ મારા', 'ઉન્નતિ' વગેરે કાવ્યો એમની સંવેદનશીલતા તેમજ ચિંતનશીલતાનો વાચકોને સાક્ષાત્કાર કરાવશે. 'સ્ટીમર પર' એ કાવ્ય પણ એમની ચિંતનશીલતા દેખાડે છે. એમાં પૃથ્વીની સ્ટીમર તરીકે કલ્પના અને રાત્રિના આકાશની બીજી માથે જતી સ્ટીમર તરીકે કલ્પના, પૃથ્વીની અવકાશ સમુદ્રમાં તરતા પાંદડા તરીકેની એક મુક્તકમાંની કલ્પના જેવી નવીન અને કાવ્યમય છે. 'ષડ્‌રિપુ' કાવ્યમાં કવિએ કામક્રોધાદિ ષડ્‌રિપુઓને રૂપ ને આકાર આપ્યા છે તે વાચકોના કૌતુકને જગાડશે, જો કે મોહને અને મદને અપાયેલ વર્ણો અરસપરસ બદલાવ્યાં હોય તો ઠીક એમ મારા જેવા ઘણાને લાગશે.

'પદ્મા'ના કવિને સંસ્કૃત કાવ્યસાહિત્યના સારા સંસ્કાર હોવાથી એમની ભાષામાં એનો પાસ દેખાય છે. પદ્યરચનામાં એમને સોનેટ, મુક્તક, ભજન, ગીત એમ બધા પ્રકાર ફાવે છે. વાણી ને નિરૂપણની દૃષ્ટિએ એમની કવિતા પ્રાસાદિક છે. વિષયનું વૈવિધ્ય એમની પાસે નથી, પણ આરવિંદી યોગાનુભૂતિ અને વૃત્તિ સંવેદનાદિનું તેમનું કવન સચ્ચાઈના એટલે પ્રતીતિ અને આંતર અનુભૂતિના રણકારવાળું હોઈ નવા કવિઓમાં એના ગાયક તરીકે એમને વિશિષ્ટ સ્થાન અપાવે તેવું છે. 'મંગલારંભ' એમના 'રઘુવંશ'ના જે અનુવાદની જાહેરાત કરી જાય છે તે કવિનું આના પછીનું પ્રકાશન હશે એવી આશા રાખીશું.

**શમરસ :**

[લે. 'સરોદ'—મનુભાઈ ત્રિવેદી : પ્રકા. હંસ પ્રકાશન, રાજકોટ, રૂ. ૧-૫૦]

સ્વામી આનંદની પ્રશંસા અને પ્રમાણપત્ર જેવી નાનકડી પ્રવેશિકા લઈને આવતા આ કાવ્યસંગ્રહની તરી આવતી મોટી વિશિષ્ટતા એ છે કે એ ૧૦૮ ભજનોની માળા છે. એમાં રજૂ થતો કાવ્યપ્રકાર ભજનનો છે. ભજનોની પરંપરાના, એના રાગ ને ઢાળોના તેમજ એમાં ગવાતા ભાવોના અને એની વિશિષ્ટ અને ક્યારેક પારિભાષિક વાણીના કવિ પૂરા જાણકાર છે એ આ સંગ્રહની અંદર રજૂ થતી સામગ્રી તરત કહી આપશે. નૂર, અલખ, બંકનાળ, ઝળળ જ્યોત, ઝરમર ઝાલરી, સૂરત-નૂરત, શબ્દ, બેહદ, નવસેં નાડીયું, સહજ સબૂરી વગેરે જેવા જૂની ભજનવાણીના ચલણી સિક્કા જેવા તળપદા અને ભારે અર્થવાહી શબ્દો કવિ આસાનીથી પોતાનાં ભજનોમાં પ્રયોજી ભજનોની હવા જમાવે છે. જૂના ભજનઢાળો અને જૂનાં રૂપકો પણ એવી જ સફળતાથી તેમણે પ્રયોજ્યાં છે, જો કે નવાં રૂપકો (દા. ત. 'ગરિયાનો ગુંજાર', 'વીરડો', 'ચિતનો ચીચૂડો')



પણ તેમણે અનેક વાર વાપર્યો છે. જૂના ભજનિકોની માફક ભજનોને અંતે 'સરોદ' ઉપનામનો ઉપયોગ પણ કવિએ કેટલીક વાર કર્યો છે. ઉપર બતાવ્યા તેવા જૂની ભજનવાણીના શબ્દો સાથે શિષ્ટ સંસ્કૃત શબ્દો પણ ભેગા બેસી જતા જોવામાં આવે છે, જે 'સરોદ'ની આધુનિકતા છતી કરી આપે છે. ભજનવાણીના પારિભાષિક જેવા શબ્દો અને સંસ્કૃત શબ્દોનું પ્રમાણ અને મોહ કહેવાય એટલા પ્રમાણમાં જેમ બીજા એક ભજનકાર 'સુધાંશુ'ની કવિતામાં દેખાય છે તેટલું 'સરોદ'ની કવિતામાં નથી દેખાતું એ એમને ગુણપક્ષે કહેવું જોઈએ.

સંગ્રહમાં રજૂ થતાં ૧૦૮ કાવ્યોમાં કેટલાંક અજ્ઞાની અને માયાબદ્ધ જીવને સંબોધી તેને શીખ આપે છે, કેટલાંકમાં પરમાત્માને આર્તિભરી પ્રાર્થનાઓ છે, કેટલાંક માયાનાં સ્વરૂપ અને ખેલને વર્ણવે છે, કેટલાંક માયાને સંબોધી તેની લીલા માટેની અકળામણ કે સંતાપ રજૂ કરે છે, કેટલાંક આત્મસ્વરૂપને ગાય છે, અને કેટલાંક ગુરુમહિમા લલકારે છે યા ગુરુને વંદના અર્પે છે. 'મોહન મેરે ઘર આવો', 'વાગ્યો બેહદ પડો', 'વડવાયું', 'જ્યોતિલોકનાં શમણાં', 'પાસે ને પાસે', 'પૂરવમાં ઝળહળ થાતું' જેવી રચનાઓ એના રચનારનાં સંવેદન ને અનુભૂતિના પાયા પર રચાયેલી છે. એ બતાવે છે કે આ કાવ્યસંગ્રહમાંની કવિતા ફેશનિયા ભજન-કવિતા નથી, પણ અધિકાર જીવની, મથતા સાધકની, અંતરની સાચી વાણી છે. સંગ્રહનાં ઘણાં ભજનોમાં સીધી બોધકતા છે, પણ છેલ્લાં કેટલાંક ભક્તની સાધનાના સાફલ્યની ઘડીને ગાય છે. એના કવિ સ્વામી આનંદે કહ્યું છે તેમ 'ખાતાના જીવ' છે. એને 'લગી ભજનનો ઠોર' એ પંક્તિ સીધી લાગુ પડે. એમણે એમના જ શબ્દોમાં કહીએ તો 'અંતર વ્યથાના તળે તવાનાં રામરસના સિંચને ઉદ્ભવેલ છમકારા ચારે કોર ગૂંજતા' કર્યા છે.

આવી કવિતાને ને તેમાંની ભાવ-વિચાર સામગ્રીને મધ્યકાલીન કે જૂનવાણી કહેનારને કવિનો જવાબ આ રહ્યો :

'જૂનાને જૂઠ જાણી,
નવતરમાં નેહ આણી,
મતડી તમારી મૂંઝાણી રે
ઋષિઓના પૂતર !
સતીઓના જાયા !
ધરમ તો હોય જૂનવાણી.'

एव धर्मः सनातनः નો જ લલકાર એ ગજાવે છે એમ લાગશે સંગ્રહનાં કાવ્યોમાંથી ભાવોત્કટતા, વાણીવૈશિષ્ટ્ય અને કાવ્યતત્ત્વની દષ્ટિએ પસંદગી કરવી હોય તો 'આતમગુરુ કેરી કંઠી', 'ઓહો મારું વ્યોમ', 'મોહન મેરે ઘર આયો', 'વાગ્યો બેહદ પડો', 'લગી ભજનની ઠોર', 'આંસુડું વરતાણું', 'વિશ્વંભરની માયા', 'ઘટડાનો ઘાટ', 'મનખો માણી લ્યો', 'ખોલ તિમિરનાં તાળાં', 'સૂણો રે સુરતા', 'હંસા હાલોને', 'ભત્રાબ્ધિમાં', 'મન બની રહ્યું છે મીરાં', 'જ્યોતિલોકનાં શમણાં' અને 'પાસે ને પાસે' એટલાંને ખચિત એવા સારા નમૂના તરીકે જુદાં તારવી શકાય.

એમના પ્રથમ ગ્રંથસ્થ કાવ્ય પ્રકાશન પ્રસંગે 'સરોદ'ને સહર્ષ અભિનંદન આપી એમની કવિતાનો ઓર ઉત્કર્ષ વાંછીશું.



**પ્રામાણિકતાનું પ્રમાણપત્ર**

એક હોટલનો ગલ્લો ચોરી ગયેલા ચોરે હોટલને એક પત્ર લખતાં જણાવ્યું : 'એક પણ પૈસો આનો બેઆની ખોટી ન હતી. લોક અત્યંત પ્રમાણિક થતા જાય છે.'

—ટાઈમ







બપોરની નિરાંત

ચિત્રકાર ચંદ્ર ત્રિવેદી

મે, ૧૯૫૮

વર્ષ ૨૯ · અંક ૨ · સળંગ અંક ૩૩૮

તંત્રી: ઈશ્વરલાલ મો. દવે

સંપાદક: જયન્ત પરમા

# ગુજરાતી સાહિત્યનાં સર્વશ્રેષ્ઠ પ્રકાશનો

| | | |
|---|---|---|
| પારકાં જણ્યાં : | ઉમાશંકર જોષી | ૩–૦ |
| અખાના છપ્પા : | ,, | ૩–૦ |
| વીરની વાતો ભા–૧ | તારાચંદ્ર અડાલજા | ૬–૦ |
| વીરની વાતો ભા–૨ [સચિત્ર આવૃત્તિ] | | ૬–૮ |
| વીરની વાતો ભા–૩ | ,, | ૬–૦ |
| વીરની વાતો ભા–૪ | , | ૬–૮ |
| મૂળરાજ સોલંકી : | ચુ. વ. શાહ | ૫–૦ |
| રા' ગજરાજ : | ધનશંકર ત્રિપાઠી | ૫–૪ |
| કાયર : | રાજેન્દ્ર શર્મા | ૪–૦ |
| નાના : | એમિલ ઝોલા | ૪–૦ |
| સાઈકલચોર : | લુઈજી વાર્તોલીની | ૩–૮ |
| સંન્યાસી અને સુંદરી : | યાદવેન્દ્રચંદ્ર | ૩–૮ |
| ભવની કમાણી : | પુષ્કર ચંદરવાકર | ૩–૧૨ |
| ખોવાયેલી દુનિયા : | રાહુલજી | ૪–૦ |
| ખંડિત સ્વપ્ન | શંકરલાલ વ્યાસ | ૪–૪ |
| જંગલ સમ્રાટ | કૃષ્ણપ્રસાદ ભટ્ટ | ૪–૪ |
| રસપૂંજ | રાયચુરા | ૨–૮ |
| શાપિત આત્માઓ : | ખલિલ જીબ્રાન | ૨–૦ |
| સુરતની સહેલ | બંસીલાલ વકીલ | ૨–૮ |
| મછમાં હસો | ભરતરામ મહેતા | ૩–૦ |
| બ્રહ્મચર્યા | રવીન્દ્રનાથ ટાગોર | ૧–૮ |
| કલાપીની પત્રધારા | સ્વ. 'કલાપી' | ૫–૦ |
| કાળા માથાનો માનવી : | ચં. જે. વ્યાસ | ૪–૦ |
| કૃષ્ણકથા | વિ. સાં. પંડિત | ૪–૦ |
| ગુજરાતી ભાષાલેખન : | કે કા: શાસ્ત્રી | ૨–૮ |
| જીવનરક્ષક જવાહીરો : | | ૩–૦ |
| સરળ જ્યોતિષ : | ચંદ્રકાન્ત ભટ્ટ | ૩–૦ |
| ભક્તિસાગર : | અભરામ ભગત | ૨–૦ |
| શ્રીદેવીગીતા : | ડા. રા. મહેતા | ૨–૦ |

બાળકો, કિશોરો અને પ્રૌઢોને અનુલક્ષીને તૈયાર કરાવેલી

## બાલ વિકાસમાળા

સેટની કિ. રૂા. ૭

| | | |
|---|---|---|
| સાચો વિજય લે : | શ્રીકાંત ત્રિવેદી | ૦–૮–૦ |
| સાચો મંત્ર | ,, | ૦–૮–૦ |
| સાગરનાં પાણી | ,, | ૦–૮–૦ |
| ચંદનની મૂર્તિ | ,, | ૦–૮–૦ |
| એકલે હાથે | ,, | ૦–૮–૦ |
| આંખનું રતન | ,, | ૦–૮–૦ |
| અમર જીવન | ,, | ૦–૮–૦ |
| વાઘનો ભેટો | ,, | ૦–૮–૦ |
| બોધક વાતો | ,, | ૦–૮–૦ |
| અજબ વાતો | ,, | ૦–૮–૦ |
| વિદ્યાનું તેજ | ,, | ૦–૮–૦ |
| સાત ભાઈ | ,, | ૦–૮–૦ |

| | | |
|---|---|---|
| પુરાણની વાતો ૧–૨ | જીવરામ જોષી | ૨–૮ |
| વીર બંકા | ,, | ૧–૪ |
| ટીડો સાંઢ | ,, | ૧–૪ |
| રા'નવઘણ | ,, | ૧–૪ |
| ભોજની ચતુર સભા | ,, | ૧–૪ |
| ચોખવટથી વાત કરજો ૧-૨-૩. | દિનેશ ઠાકોર | ૨ાા |
| શ્રમણ બુદ્ધ | ચંદ્રભાઈ ભટ્ટ | ૦–૧૨ |
| શ્રમણ મહાવીર | સત્યમ્ | ૧–૪ |
| બારોટજીની બાળ વાતો | મગનલાલ બ્રહ્મભટ્ટ | ૧ |

## વીર કથાવલિ લે. ધીરજલાલ ગજ્જર

| | | |
|---|---|---|
| મહારાણા પ્રતાપ : | ,, | ૧—૪ |
| શિવાજી : | ,, | ૧—૪ |
| ચંદ્રગુપ્ત : | ,, | ૧—૪ |
| વીર વિક્રમ : | ,, | ૧—૪ |
| સમ્રાટ અશોક : | ,, | ૧—૪ |
| પૃથ્વીરાજ ચૌહાણ : | ,, | ૧—૮ |

નોંધ: (૧) ગુજરાતી સાહિત્યનાં તમામ જાતનાં સર્વશ્રેષ્ઠ પુસ્તકો અમારે ત્યાંથી મળી શકશે. (૨) કોઈ પણ જાતનાં પુસ્તકો ખરીદતાં પહેલાં એકવાર અવશ્ય અમારી મુલાકાત લેવા વિનંતી છે ગુજરાતી સાહિત્યનાં તમામ પુસ્તકો અમારી પાસે સ્ટોકમાં હોય છે. (૩) શાળાઓ, કોલેજો, ગ્રામ્ય પંચાયતો, પુસ્તકાલયો તેમજ વ્યાપારી ભાઈઓને વ્યાજબી કમીશનથી પુસ્તકો પૂરાં પાડીએ છીએ. અમારૂં મોટું સૂચિપત્ર મફત મંગાવો

પ્રકાશક તથા વિક્રેતા **લક્ષ્મી પુસ્તક ભંડાર** ૬૪/૧ ગાંધીરોડ, અમદાવાદ–૧.

## ☆ સાહિત્યનાં સર્વશ્રેષ્ઠ પ્રકાશનો ★

**સળંગ નવલકથાઓ**

પ્રેમયાત્રા (ભગવતી કુમાર) ૪–૫૦
સ્નેહ દીપ ૧-૨ ૫–૫૦
પરણેતરનો પ્રેમ (ગુરૂદત્ત) ૬–૦૦
પ્રેયસી ૧–૨ ( ટોલ્સટોય ) ૭–૫૦
સમર્પણ ( ઇંદ્ર વસાવડા ) ૪–૦૦
ગરીબની લક્ષ્મી ( ,, ,, ) ૨–૭૫
શેષ પ્રશ્ન ( શરદ્‌બાબુ ) ૫–૫૦
ચરીત્ર હીન ( ,, ,, ) ૬–૭૫
પતિપત્ની ( નીરૂપમા દેવી ) ૨–૫૦
સોનવાનનાં સાહસો ૪–૦૦
અભિશાપ (નરેશબાબુ) ૪–૦૦
મિલન (નારાયણબાબુ) ૩–૫૦
વારસદાર ( ,, ,, ) ૩–૦૦
પતિ મંદિર ( ,, ,, ) ૩–૦૦
ચોખેરવાલી (ટાગોર) ૫–૦૦

**: શદાચકૃત :**

અંધારી રાત ૧–૨ ૭–૦૦
સોહાગ ચૂડી ૧–૨ ૭–૦૦
મા તે મા ૧–૨ ૧૦–૦૦
રાજબા ૫–૦૦
લયલા ૫–૦૦
અમીના ૬–૫૦

**: સારંગ બારોટકૃત :**

આકાશ કુસુમ ૬–૫૦

**: રાયચુરા કૃત :**

સોમનાથની સખાતે ૨–૫૦
કુલદીપક ૨–૫૦
નર વાહન ૪–૦૦
લખેસરી ૩–૫૦
બખાઈ ૨–૫૦

**: સાહસિક નવલકથાઓ :**

મરજીના ૨–૫૦
રોબીન્સન ક્રુઝો ૨–૫૦
ગુલીવરની મુસાફરી ૨–૫૦
રોબીનહુડનાં પરાક્રમો ૨–૫૦
માર્કો પોલો ૧–૫૦
ટારઝન ( વનમાનવ ) ૨–૫૦
ટારઝનનાં સાહસો ૨–૫૦

**: નવી નવી નવલિકાઓ :**
**: શાંતિ આંકડિયાકર :**

સ્મિતા ૩–૦૦

**: ધનસુખલાલ :મહેતા :**

ઘડીભર ગમ્મત ૩–૦૦
ફૂરસદના ફટાકા ૩–૦૦
ગરવી ગુજરાતણ ૨–૭૫
ખોળો ભર્યો ૨–૭૫
સર્જનને આરે ૩–૨૫

**: ગુલાબદાસ બ્રોકર :**

પ્રકાશનું સ્મિત ૩–૦૦
ઊભી વાટે ૪–૦૦
લતા ને બીજી વાતો ૩–૫૦
સૂર્યા ૪–૦૦

**: ચુનીલાલ મડિયા :**

રૂપઅરૂપ ૩–૫૦
ધૂમ્રવર્તાપુર ૪–૫૦

**: પુષ્કર ચંદરવાકર :**

અંતર દીપ ૪–૦૦

**: સોરઠી સાહિત્ય :**

સૌરાષ્ટ્રની લોકકથા ૩–૨૫

**: કવિવર ટાગોર :**

વરમાળા ૪–૦૦
ગિરિબાળા ૪–૦૦
વરકન્યા ૪–૦૦
હાસ્ય કૌતુક ૪–૦૦
ગુપ્ત ધન ૪–૦૦
મહામાયા ૪–૦૦
હેમન્તી ૪–૦૦
સુભા ૨–૨૫
બે બહેનો ૨–૦૦

**: ગૃહ ઉપયોગી પુસ્તકો :**

સાથિયા મંગળ ૧ થી ૬ ૩–૦૦
સાથિયા શૃંગાર ૧–૦૦
સાથિયા સાથી ૧–૨ ૧–૨૫
સહેલી સાથિયા પોથી ૦–૨૫
આધુનિક પાકશાસ્ત્ર ૨–૫૦
હુન્નર સાર શિક્ષક ૨–૫૦
પ્રાચીન વ્રતકથાઓ ૧–૫૦

વિવાહ કલ્પદ્રુમ ૧–૫૦
અષ્ટાધ્યાયીરૂદ્રી ૧–૫૦
રાસ રજની ૩–૫૦

**: નવા નવા નાટય સંગ્રહ :**
**: અનંત આચાર્યકૃત :**

અબીલ ગુલાલ ૩–૦૦
કરિયાવર ૧–૦૦
દોસ્ત ૦–૫૦

**: ચુનીલાલ મડિયાકૃત :**

નાટય મંજરી ૩–૦૦

**: ધનસુખલાલ મહેતાકૃત :**

રંગોત્સવ ૩–૦૦

**: બળદેવ મોલીયાકૃત :**

અક્ષયપાત્ર ૧–૨૫
કાંટાનાં ફૂલ ૧–૨૫
પ્રણયના પૂરમાં (વજુભાઈ) ૧–૫૦

**: વિક્રમ રાજાની :**
**મનોહર વાર્તાઓ**

સિંહાસન બત્રીસી ૨–૫૦
વિક્રમ ચરિત્ર ૨–૫૦
નવલખો હાર ૨–૫૦
જાદુઈ વાતો ૨–૫૦
વૈતાળ પચ્ચીસી ૨–૫૦

**: અરેબીયન નાઈટ્સની :**
**વાર્તાઓનો ખજાનો**

હાતમતાઈનાં પરાક્રમો ૨–૦૦
રાજાને ગમી તે રાણી ૩–૫૦
બગદાદનો બાદશાહ ૩–૦૦
બે ઘડીની બાદશાહી ૨–૫૦
પાતાળની પદ્મણી ૨–૫૦
સુલેમાની શેતરંજી ૩–૦૦
સત્તાલાખનો હીરો ૩–૦૦
ભેદી રાજકુમાર ૩–૦૦
સેતાની ચરખો ૩–૦૦

**: જયોતિષનાં પુસ્તકો :**

હાથની ભાષા ૬–૫૦
ઘરનો જોષી ૫–૨૫
સરળ સામુદ્રિક ૨–૫૦
જાદુમંત્રતંત્ર પ્રોકાશ ૨–૫૦

**શ્રી હરિહર પુસ્તકાલય,** ટાવર રોડ, **સૂરત**

લાયબ્રેરીઓ, પ્રૌઢશિક્ષણ સંસ્થાઓ અને બાળકો માટે બાળસાહિત્યનાં ઉત્તમ પુસ્તકો

## મહાન પુરુષોનાં જીવન ચરિત્રો

નવઘડતર ગ્રંથમાળાનાં
૨૦ સચિત્ર પુસ્તકો
લેખક : રમણલાલ સોની

**સેટ ૧ લો : દશ પુસ્તકો ૫-૦૦**

(૧) અશો જરથુસ્ટ્ર અને મહંમદ પયગંબર
(૨) ભગવાન મહાવીર અને બુદ્ધ
(૩) ઇસુખ્રિસ્ત અને ભગવાનચૈતન્ય
(૪) શ્રી રામકૃષ્ણ પરમહંસ અને સ્વામી વિવેકાનંદ
(૫) રાજા રામમોહનરાય અને સ્વામી દયાનંદ
(૬) સંત તુકારામ અને એકનાથ
(૭) સંત જ્ઞાનેશ્વર અને મહારાણી અહલ્યાબાઈ
(૮) ગુરુ નાનક અને સંત કબીર
(૯) લોકમાન્ય તિલક અને દેશબંધુ દાસ
(૧૦) મહાત્મા ફૂલે અને ગુરુદેવ ટાગોર

**સેટ ૨ જો : દશ પુસ્તકો ૫-૦૦**

(૧) ચંદ્રગુપ્ત અને અશોક
(૨) સમુદ્રગુપ્ત અને સમ્રાટ હર્ષ
(૩) વનરાજ ચાવડો અને સિદ્ધરાજ જયસિંહ
(૪) પૃથ્વીરાજ ચૌહાણ અને વસ્તુપાળ તેજપાળ
(૫) નરસિંહ મહેતા અને મીરાંબાઈ
(૬) રાણો પ્રતાપ અને છત્રપતિ શિવાજી
(૭) અકબર અને શાહજહાં
(૮) નાના ફડનવીસ અને ઝાંસીની રાણી
(૯) દાદાભાઈ નવરોજી અને સાયાજીરાવ ગાયકવાડ
(૧૦) મહાત્મા ગાંધીજી અને સરદાર વલ્લભભાઈ

## શિશુભારતી ગ્રંથમાળા

દરેકની કીમત ૦-૫૦
લેખક : રમણલાલ સોની

૧ પટેલ પટલાણી
૨ દશ વાણિયા
૩ હણુચંદ અને ગણુચંદ
૪ જાદુઈ ચક્કો
૫ બાઘો અને ઉસ્તાદ
૬ હસમુખી માયા
૭ બે ડોશીઓ
૮ હવાઈ ડગલો
૯ દુભાપ ને સુભાપ
૧૦ પટપટપૂછના પરાક્રમો
૧ છબીલી બીલ્લી
૨ બગડો ને તગડો
૩ લાલો ને વાલો
૪ શેલડિયો સિપાઈ
૫ પૂનમીઓ ભગત
૬ બૂચલો ગધેડો
૭ ક્ષુરંડ પંડિત
૮ રાજ પંડિત
૯ મોટો ને છોટો
૧૦ વીરની માતા
૧ ગલબો શિયાળ ૧-૦૦
૨ પપૂડાની પૂંછડી ૧-૦૦
૩ વલવો વાઘ ૧-૦૦
૪ ગલબાની હુર...રે ૦-૩૭
૫ વાઘમામાની પાલખી ૦-૩૭
૬ ગા, તંબૂરા ગા ૦-૩૭
૭ સવાઈ જાદુગર
૮ જુગારી રાજા ( ચંદુ )
૯ ગોદડીયો બાવો
૧૦ મિયાતું ટટ્ટુ
૧ લાડુની જાત્રા
૨ ભામંટા બાપા
૩ બાબો બકરો
૪ ભાચરિયાલાલ
૫ બડેકાનની બહાદુરી
૬ મગલો મગર
૭ પારકી ગાડી પારકો બળદ
૮ નાકકટ્ટો રાજા
૯ મુક્કો પટેલ
૧૦ બડેમિયા

## હિતોપદેશની વાર્તા

ભાગ ૧ થી ૬ જુદા
દરેકની કીમત ૦-૫૦
શ્રી સત્યમ્ કૃત
બાળ સાહિત્ય

પંચતંત્રની વાતો(૪ પુસ્તક) ૨-૫૦
બનાવટી રાજકુમાર ૦-૭૫
બહાદુર રજપૂતાણી ૦-૭૫

## સંતચરિત્ર ગ્રંથમાળા

દરેકના ૦-૫૦

૧ નરસિંહ મહેતા
૨ મીરાંબાઈ
૩ ભક્ત સૂરદાસ
૪ ભક્તરાજ પ્રહલાદ
૫ ભક્તશ્રી જલારામ
૬ સંત તુલસીદાસ

કિશોર મહાભારત ૧-૨૫

## ડિટેક્ટીવ પાકા પૂંઠાની ૨૧ નવલકથાઓ

| | |
|---|---|
| લોખંડી દૈત્ય | ૩-૦૦ |
| સેતાની ભૂતાવળ | ૩-૦૦ |
| સેતાની સીતમગર | ૩-૦૦ |
| ડિટેકટીવ ચંદ્રનાથ | ૪-૦૦ |
| જાસીમોની જમાત | ૩-૦૦ |
| ઉસ્તાદ ઉઠાવગીર | ૩-૦૦ |
| નામચીન નઝીરખાન | ૩-૦૦ |
| રાતનું રમખાણ | ૩-૫૦ |
| અદ્રશ્ય કિરણ | ૩-૫૦ |
| પડછાયાના પરાક્રમો | ૨-૫૦ |
| પાગલ પ્રોફેસર | ૩-૦૦ |
| ભેદી મંડળ | ૩-૫૦ |
| જીવતું હાડપિંજર | ૨-૫૦ |
| કાછીલ કાવત્રાબાજ | ૩-૫૦ |
| ખૂન કે ચોરી ? | ૨-૫૦ |
| બહારવટીયો ભૂપત | ૨-૫૦ |
| ભયંકર સમાજ સેવીકા | ૨-૫૦ |
| કાળી કીતાબ | ૨-૫૦ |
| ઝેરી ફણીધર | ૨-૫૦ |
| શેરલોક હોમ્સનાં સાહસો | ૧-૨૫ |

**શ્રી હરિહર પુસ્તકાલય** ટાવર રોડ **સૂરત**

અમારે ત્યાં નવજીવન કાર્યાલય, સસ્તું સાહિત્ય, ભારતી સાહિત્ય સંઘ, ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, આર. આર. શેઠ, એન. એમ. ઠક્કર, વગેરે તમામ પ્રકાશકોનાં પુસ્તકો વ્યાજબી ભાવે મળે છે.

અમારે ત્યાં ઊંચી જાતનું સ્વદેશી હાથવણાટનું કાપડ તેમજ ગૃહ-ઉપયોગી બીજી ટકાઉ સામગ્રી પણ પળે છે.

એકવાર અમારી દુકાને આવવા વિનંતિ છે. ગોહિલવાડ જિલ્લાનું કોંગ્રેસી મુખપત્ર 'પગદંડી' અઠવાડિકમાં જાહેરખ દેવા માટે અમારો સંપર્ક સાધો.

અનુભાઈ ઓઝા

# સૌરાષ્ટ્ર સ્વદેશી સ્ટોર્સ

પોસ્ટ ઑફિસ પાસે,

**ભાવનગર** (સૌરાષ્ટ્ર)

છેલ્લાં આઠ વર્ષથી દર માસની ૧૦ મીએ નિયમિત પ્રગટ થતુ
નિસર્ગોપચારનું એકમાત્ર ગુજરાતી માસિક




: તંત્રીઓ :
ડૉ. ભૂપતરાય મો. દવે
ડૉ. શંકરલાલ મો. દવે

વાર્ષિક લવાજમ સાડાપાંચ રૂપિયા : વિદેશમાં બાર શિલીંગ (રૂા. ૮)
છૂટક નકલ માટે ૫૦ નવા પૈસાની ટિકિટ બીડો.

વરસમાં જૂન, સપ્ટેંબર, ડિસેંબર અને માર્ચ એ ચારમાંથી કોઈપણ માસથી વાર્ષિક ગ્રાહક થઈ શકાય છે.

દરેક અંકે આરોગ્યને લગતા સ્ત્રીઓ અને બાળકોના તેમજ વિવિધ પ્રશ્નોત્તરો અને નિસર્ગોપચારના ઉપયોગી લેખો આવે છે.

ગ્રાહક થવા આજે જ લખો:
ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિમિટેડ: ગાંધીરોડ : ફર્નાન્ડીઝ બ્રીજ : અમદાવાદ, ૧

---

દર મહિને નિયમિત રીતે પ્રગટ થતું ઈસ્ટ આફ્રિકાનું
પ્રથમ અજોડ ગુજરાતી માસિક

# જાગૃતિ

(યુવક સંઘ કમ્પાલા સાહિત્ય વિભાગ પ્રકાશિત)
તંત્રી : ડાહ્યાભાઈ પટેલ બેરિસ્ટર-એટ લૉ

સંપાદક : અંબાલાલ ભાવસાર

વાર્ષિક લવાજમ : વીસ શિલિંગ : ભારતમાં દસ રૂપીઆ
છૂટક નકલના સવા બે શિલિંગ
આપનું લવાજમ આજે જ ભરો. ગામેગામ કમીશનથી
કામ કરનાર ઉત્સાહી એજન્ટોની જરૂર છે

લખો:—
સંપાદક : જાગૃતિ
બોકસ, ૭૨૬, કમ્પાલા, (યુગાન્ડા)

અંક ૨ મે '૫૮ | 'ઊર્મિ' : વર્ષ ૨૯
સળંગ અંક : ૩૩૮ | નવરચના' : વર્ષ ૨૩
સમાજમાં સંસ્કાર અને | સાહિત્ય પ્રેરતું સામયિક



## ક્રમ



## સૂચના

* લવાજમ વરસનું : સાડાસાત રૂપિયા. વિદેશમાં દશ રૂપિયા (શિ. ૧૫)
* દર માસની ૧લી તારીખે નિયમિત પ્રગટ થાય છે.
* વરસમાં એપ્રિલ, જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે.
* વી. પી. થી લવાજમ વસુલ કરવામાં જે વધારાનો ખર્ચ થાય છે એ ગ્રાહકે જ ભોગવવાનો હોય છે એટલે, લવાજમ પૂરું થયાની નોટિસ મળે ત્યારે ગ્રા. નં. અને પૂરા સરનામા સાથે કૃપા કરીને મનીઑર્ડરથી જ લવાજમ મોકલી આપવું.
* નમૂનાનો અંક મંગાવતી વખતે ૭૫ નવા પૈસાની ટિકિટો બીડવી જરૂરી છે. મફત અંક કોઈને મોકલાતો નથી.
* દરેક જાતના પત્રવ્યવહારમાં ગ્રા. નં. લખવો ખાસ જરૂરી છે.
* અસ્વીકૃત લખાણ પાછું મેળવવા જરૂરી ટિકિટો ચોટાડેલું ને સરનામું કરેલું પરબીડિયું બીડવું જરૂરી છે. એ સિવાયનાં અસ્વીકૃત લખાણો પંદર દિવસ પછી રદ કરાય છે.
* જાહેરખબરના દર, લવાજમ મોકલવાનું, લખાણો મોકલવાનું અને બીજા દરેક જાતના પત્રવ્યવહારનું સરનામું :—

**ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિ.**
ફર્નાન્ડીઝ બ્રીજ : ગાંધીરોડ
પો. ઑ. નં. ૭૩ : અમદાવાદ, ૧

પ્રકાશક : ઈશ્વરલાલ મો. દવે, ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિ., ફર્નાન્ડીઝ બ્રીજ, ગાંધીરોડ, અમદાવાદ.
મુદ્રક : કાંતિલાલ ડાહ્યાભાઈ પટેલ, મંગલ મુદ્રણાલય, રતનપોળ, અમદાવાદ.

હરમાન હેસ

## નર્યા શબ્દો

**પ**થ્થરને, નદીને અને જે જે વસ્તુઓને આપણે નીરખીએ છીએ, જેમની પાસેથી શીખીએ છીએ તે સર્વને આપણે ચાહવી જોઈએ. પથ્થરને, વૃક્ષને, તેની છાલને—આ બધી વસ્તુઓને ચાહી શકાય છે; પરંતુ શબ્દોને કોઈ ચાહી શકતું નથી. અને તેથી ઉપદેશનો કશો અર્થ નથી. શબ્દોમાં—ઉપદેશમાં કઠિનતા નથી, મૃદુતા નથી, રંગ નથી, ગંધ કે સ્વાદ નથી, તેનાં મૂલ્યો નથી. શબ્દો નર્યા શબ્દો જ છે. તે સિવાય તેમાં કશું નથી. શાંતિના માર્ગમાં કદાચ શબ્દોને કારણે જ મોટો અવરોધ ઊભો થાય છે. મોક્ષ માટે, સદ્ગુણ માટે ઘણા વધારે પડતા શબ્દો વેરાય છે. સંસાર અને નિર્વાણ એ માત્ર શબ્દો જ છે—વસ્તુ નથી, માત્ર શબ્દ જ છે.



તંત્રીઃ ઇશ્વરલાલ મો. દવે •• સંપાદકઃ જયન્ત પરમાર

'શાયર'

## ચોરી લે ચિત્ત

ચોરી લે મુજ ચિત્ત
તું પ્રીત બની જા, મીત બની હું ગાઉં તારાં ગીત.

જીવનના આનંદ તણા
બસ બનવું છે અલગારી
નફા ત્રાજવે બધું તોળતા
આપણ ક્યાં વેપારી ?
હાર–જીતના સરવાળાની છોડ દુન્યવી રીત.

હોય વીતવાની જે વાટે
વીત તું તારે વીત !
કહેનારા છો કહે કહેવું
સૂર ત્યાં જ સંગીત
નિત્ય સોગણી આલમ કાજે નિજનાં વેચું સ્મિત ?

હૃદય હૃદયની પ્રીત ! તને
છો સૌએ ગણે વિલાસી
ગણનારા સૌ સદા વિનાશી
તું જ એક અવિનાશી
આવ આવ તું આપણ તોડી દિશા રૂંધતી ભીંત.



'સુધાંશુ'

## તારું જે, તુજને સોંપવું

આવ્યો આવ્યો, ફૂલ ! માંડવે તારે
ચુકવવા દિલડાનાં દાણ;
તારાં લીધાં સૌરભઋણ પ્રાણે તો
ભરવી મારે ક્યારી–ખાણ;
તારું જે, તુજને સોંપવું.
આપણો રંગ–સુગંધ વેપાર ને
ખીલવા કસુંબલ આંટ;
પ્રસરે તારો પરિમલ પુલકિત તેમ
ભરતો આતમ આ વિરાટ
વહેતાં પાણીમાં આ પાંખડી પ્રવાસી,
આ આંખડીયે જાય આસમાન;
મળીએ ક્યાં ? ને વળિયે વખતવારિધિએ
જેમ પવને પથરાયું ગેબી ગાન;
તારું જે, તુજને સોંપવું.
કહેશું તારી સૌરભવાતડી સનાતને,
કહેજે મારાં તમે ગીત;
પોચાં આપણલાં ઊડવા અનંતે
એ ચીરશે ભિન્નતાકેરી ભીંત
તારું જે, તુજને સોંપવું.



પ્રો. પ્રભાશંકર તેરૈયા

## રંગલીલા

નીલરંગી સાળુડો ને શ્વેત પંક્તિ દાંતની,
ને શ્યામ તારી પાંપણો—
(જ્યાં તો હશે કંઈ લાખ દિલની
કૈંક મોંઘી થાપણો.)
પીતરંગી કર્ણ-ફૂલો ઝાંય પાડે ગાલપે,
ઓષ્ઠ તારા લસલસે એ સ્નિગ્ધ મીઠી લાલપે.
ખળકંત તારે હાથ તો એ રંગ લીલાં કંગનો.
અદ્ભુત સાધી રંગલીલા આજ તેં,
જે ખેંચતી મુજ ચિત્તના આકાશમાં
પ્રેમનું (કે મોહનું ?) ઇન્દ્રધનુ.



પ્રો. ગોવિન્દભાઈ પટેલ

## આવો વૈશાખ રે

આવો વૈશાખ રે,
અંતરને આંબલિયે ઝૂલંતી કેરીઓ
તલસે થાવા મીઠી સાખ રે.
આવો વૈશાખ રે.
ફાગણિયે ફગફગતો ફાગ ભરી રાગથી
પોષ્યા પુલકંત આ પ્રાણો,
ચૈતરના ચોકમાં દખ્ખણને વાયરે
વેરી સોહાગની લ્હાણો;
દૂર દૂર નિંદ તો ય ઘેનભરી આંખ રે.
આવો વૈશાખ રે.
કેવું આ : પ્રાણો સૌ રાગે ભરેલ તો ય
સરતી આ મનખાની માયા,
આંખમાં સમાય તે સહુનો હું રાજવી,
તેને ખેંચે કો વરરાયા;
સ્મરણો જામે છે લાખ લાખ રે.
આવો વૈશાખ રે.
શૈશવના રંગ લહ્યા, યૌવનના ઢંગ લહ્યા,
ત્રીજી સ્થિતિની હવે ઝંખા.
એ રે ઝંખાની ઝીણી પાંપણની પાર પેલી,
ડોકાતી પ્રેમમયી વર્ષા;
વર્ષામાં અંકુરવા કૂણા અભિલાખ રે.
આવો વૈશાખ રે.

★

પ્રો. ડૉ. ભાનુ પંડ્યા

## સ્મિત

તમે સૂરજ, ઊની બળબળતી લૂ વરસાવો વૈશાખે
કળી હું કેસૂડાની છું, ચરણ તવ સ્મિત ધરવાની.

★

'મીનપિયાસી'

## ઝાડ ઊભું હતું

ઝાડ ઊભું હતું
ઝાડ ઊભું હતું.
સાવ સૂકું છતાં, એકલું શોભતું,
કો કલાકારના રમ્ય કો ચિત્રશું,
ઝાડ ઊભું હતું.
પાછળે વાદળી આભની ભોંયમાં,
કોઈ કારીગરે હાથ લૈ પીંછીઓ,
રમ્ય રેખા સમી દોરી આ ડાળીઓ
પાન એકે ન'તું
ફૂલ તો હોય શું ?
ત્યાં ચડી ઊતરી પંખી બેઠાં હતાં,
દેહરેખાવડે ચિત્ર સાથે ભળ્યાં,
ચાર હોલાં હતાં, બે હતી કાબરો
એક બેઠો વળી કોશીયે કાળીઓ.
આસપાસે હતી, મોલ લીલે લચી
વાડ વેલાવડે શોભતી વાડીઓ
ને વળી ત્યાં હતી, કોસપૈયાં પરે,
ઘેરી ઘાટી ઘટાવી ઝૂકી ઝાડીઓ
એ બધાંની વચે,
સાવ સૂકું છતાં,
એકલું શોભતું
— કો કલાકારના રમ્ય કો ચિત્ર શું,
ઝાડ ઊભું હતું
ઝાડ ઊભું હતું.

★

'પારાશર્ય'

## હોલો

વિરમી વિજન સૂનાં ગેહનાં છાપરામાં
વ્યથિત થઈ બપોરે સ્તબ્ધ નિઃશબ્દતામાં
વિષમ વિપદ કેરો દગ્ધ સાક્ષી સમાન
ઘડી રહી ઘડી હોલો ઘૂઘવે દીનતામાં.

★






### કુટુંબ ભાંગે છે

આપણું કુટુંબ અને આપણી કુટુંબભાવના બંને ભાંગવાં બેઠાં છે.

આ દેશમાં દર્શનીય વસ્તુઓમાં કોક તાજમહેલ ગણાવે કે કોઈ અજંતા ગણાવે, કોઈ હિમાલય જણાવે કે કોઈ કન્યાકુમારી જણાવે. એવું કુદરતે બક્ષેલું ને માણસે નીપજાવેલું જોવા જેવું તો અહીં ઘણું છે. પણ એ બધામાં ચડે એવું આપણી પાસે જે છે તે અહીંની જીવનવ્યવસ્થા.

અહીં ગામડું છે. એ ગામડાંમાં નિરાંત છે. સંતોષ છે. એ ગામડાંમાં પરસ્પરની પ્રીત છે, લાગણી છે. ત્યાં વડીલોની આમન્યા છે, વૃદ્ધાઓની સાર સંભાળ છે. ત્યાં ગામના પ્રત્યેક જુવાનને લોક પોતાનો ગણે છે. એકનો ભાણેજ કે જમાઈ તે ગામ આખાનો એવો જ સગો છે. ત્યાં એક કુટુંબની વહુ તે ગામ આખાની વહુવારુ છે.

હશે, ઘસારા પડે છે તેમ અહીં પડ્યા હશે, કલંક લાગ્યાં હશે. પણ એથી મૂળ વસ્તુનું સૌંદર્ય ભૂંસાઈ જતું નથી. અગર ઘા પડ્યા છે તો એ રૂઝવવા જેવા છે, સડવા દેવાની જરૂર નથી. એક અનોખી ભાવના અહીં જડે છે. એને ફેંકી દેવાશે તો હિમાલય ખોવા કરતાંયે વધારે નુકશાન થવાનું છે.

એ છે આપણી કુટુંબભાવના. હજુ બે દાયકા પૂર્વે એ ભાવના શહેરોમાં પણ હતી. સંયુક્ત કે વિભક્ત એનો ટંટો ભૂલી જઈને આપણે જોઈએ તો ઘર વસ્યું એટલે ત્યાં આનંદ ગૂંજી રહેતો. એકમેક પ્રત્યે હેત છલકાઈ રહેતું. નાનાંઓ ઉપર મોટાંની છાંય રહેતી, ધાક પણ રહેતી. ધન યશ પુણ્ય હેત શ્રમ એ કુટુંબ આખાનું સંપાદન રહેતું.

શહેરોમાં ઘર નાનાં થયાં ને હજુયે નાનાં કરવાની ખૂબીઓ થતી જશે. નાના ઘરમાં મન પણ નાનાં થયાં. પાસે છે એનો સંતોષ ના રહ્યો ને નથી એનો અસંતોષ અકળાવી રહ્યો છે. આનંદો દોડીને ઘરની બહાર ગયેલા દેખાયા ને એની મિથ્યા શોધ ચાલી. ઘરની વાતો, ઘરની રમતો, ઘરનું ભોજન, ઘરની હાથ કારીગીરી, ઘરની શીખ – એવું ઘણું બધું હવે અળખામણું થતું ગયું. કુટુંબ નાનું થતું ગયું, વ્યક્તિ મતલબી થતી ગઈ. જે શહેરોમાં થવા લાગ્યું તેનો ચેપ લઈ લઈને સિનેમા, ચોપાનિયાં, ફેશનની બજારો, મોટાઈનાં પ્રદર્શનો, નવી બિમારીઓ, સ્વચ્છંદો અને અણવિશ્વાસ—દોડી દોડીને ગામડાંમાં પેસવા લાગ્યાં. અને ત્યાંયે ભાંગેલાં ગામડાંમાંથી કુટુંબનેય ભાંગી રહ્યાં છે. બીજા એક બે દાયકામાં આપણી કુટુંબ-વ્યવસ્થા એ ભૂતકાળના કુતૂહલ જેવી વસ્તુ થઈ રહેશે.

આપણી કુટુંબવ્યવસ્થાનો પાયો હતો—હિંદુ નારી. એણે પોતાના વ્યક્તિત્વને હમેશાં ગૌણ માન્યું છે. કુટુંબના બાળકને એણે પોતાનું ગણ્યું છે, હોંશથી ને જતનથી ઊછેર્યું છે. બીજા કોઈથી પોતાને અદકી ગણી નથી. સહુથી નમ્ર બનીને ભેદ કર્યા વિના એ રહી છે. એણે સંઘર્યો હોય તો સંતોષ ને આચર્યો હોય તો ત્યાગ. એ બંનેમાં હેતનું ગુલાબજળ છાંટી તાજાં ને ખુશનુમા રાખ્યાં છે. માનપત્ર કાજે કર્યો હોય એવી ગંધ ઊઠવા દીધી નથી. ગામડાંમાં કે શહેરમાં, અભણ કે ભણેલા, તવંગર કે ગરીબ—હિન્દુ



નારી બધે એક જ છે. કુટુંબનું રક્ષણ કરનારી, પતિની ચિંતાઓ હરી લેનારી, સહુના ઉપર હેત વરસાવનારી. એને ઇશ્વરમાં અપાર શ્રદ્ધા છે, એને કુટુંબના અભ્યુદયમાં ઘણી આશા છે. એ ડરીને ચાલે છે—ધર્મની કેડી ચૂકતી નથી. એના વડે ઘરની ને કુટુંબની કેંક પરંપરાઓ જળવાઈ રહી છે.

આ મૂળિયું હવે આપણે ખોદવા માંડ્યું છે. એને ખુલ્લું કરી સૂકવી નાખીશું. એને ઉખેડી ને અજાણી ભૂમિકામાં રોપીશું ત્યારે શું થશે ?

શું થશે, એ સવાલ આજનો નથી, છેલ્લા બે દાયકાનો છે. જે થવાનું છે એ ક્યારનુંયે થઈ રહ્યું છે. એ ગતિ ધીરી હતી, હવે વધી છે. અને આપણી કૌટુંબિક વ્યવસ્થા ઉપર જીવલેણ પ્રહારો થઈ રહ્યા છે.

કુટુંબમાં હેતનું સામ્રાજ્ય રહેવું જોઈએ ત્યાં હવે ધનનાં કંટ્રોલ લાગી ગયા છે. જે નિર્ણય થાય તેના ઉપર હવે લક્ષ્મીની મહોર લાગેલી હોવી જોઈએ. જેમાં ' અર્થ ' ના હોય તેનો મર્મ પણ નીકળી ગયો છે. આપણા શોખ ને આનંદો પણ એની ' કિંમત ' વડે મૂલવતા થયા છીએ અને આપણાં માન અને હેત પણ પૈસા સામું જોઈને નક્કી થાય છે !

કુટુંબનું નિયોજન હેત ટકે એટલા ખાતર નહિ પણ ઘરના બજેટ ઉપરથી નક્કી થાય છે! સર્જનની મળેલી કુદરતી ભેટ હવે બેંક એકાઉન્ટનાં મીંડાંવડે દોરવાય છે. નારીના હેત ઉપર પણ એ જ ચક્ર ફરી વળવા માંડ્યું છે. એના સ્થાન ઉપરથી આપણે એને ચલિત કરી રહ્યા છીએ; એનું માનસ વિકૃત કરી રહ્યા છીએ, કુટુંબની ભાવના ભાંગી રહ્યા છીએ. પરસ્પરનાં હેત, બાળકો ઉપરનું વાત્સલ્ય, વડીલો પ્રત્યેનું સન્માન અને એ વડે બંધાતી સુખી ઘરની ભાવના નષ્ટ કરી રહ્યા છીએ.

### સુખની શોધ

આપણે સુખ ખોળીએ છીએ. માનીએ છીએ કે સુખી થઈએ તો સંસ્કૃતિને ઓળખીએ, એને લાયક થઈએ, એને ખીલવી રહીએ. સુખ ના હોય તો સૂઝે શું ને થાય શું !

એ સુખ મેળવવા નવા જમાનામાં જે પ્રવૃત્તિ કરવા લાગીએ છીએ તે પ્રવૃત્તિ જોતજોતામાં આપણો કબજો લઈ બેસે છે. એમાંથી સુખની કલ્પના એવી લાગે છે કે કયું સુખ ખોળતા હતા તે ભૂલી જવાય છે અને પારકાં નવાં સુખ મેળવવાની હોંશ હઠ કરીને આગળ ધસડી જાય છે.

જમાને જમાને આ પ્રશ્ન ઊઠ્યો છે—સુખ કોને કહેવું ? માણસે માણસે એની કલ્પના નોખી પડે છે. કોઈ નજદીકનું જુવે છે તો કોઈ દૂરનું ઝંખે છે. પરંતુ સરેરાશ જે નથી મળતું તેની પાછળ જ ઘસડાવાય છે. એ જ સુખ લાગે છે. ત્યાં પહોંચી જવાય તો યે બીજું ન મળે એવું સુખ તો પાછું ઊભું જ હોય છે. એ આપણને વળી ખેંચી જાય છે.

અને ત્યારે ભૂલી જવાય છે કે આ પ્રવૃત્તિ સિવાય બીજે પણ સંસ્કૃતિ રહેલી હોય છે. માનવીનું ઘડતર પ્રવૃત્તિમાં થાય એમ નિવૃત્તિમાંયે થાય, કદાચ વધારે સભાન થાય અને સચોટ પણ થાય. ખાસ કરીને જ્યારે પ્રવૃત્તિનાં ઘર્ષણોમાં વારંવાર આત્માને છેતરવો પડે, એને રોજરોજ ક્રુસ ઉપર લટકાવવો પડે ત્યારે એ સંસ્કૃતિનાં પગથિયાં ઉપર જ કેમ ચડે, એ નીચે પણ કેમ ના ઉતારે !

### કાચી તાવણીનું ઘી

વધારે ઉત્પાદન, વધારે સગવડ, વધારે સાધનો, વધારે સુખ—એવી રચનામાંથી આપણે દેશને આગળ દોરી રહ્યા છીએ. આપણે જીવનની જરૂરીઆતો વધારવી છે ને જીવનનું ધોરણ ઊંચે લઈ જવું છે. એ રીતે સંસ્કૃતિનાં શિખરો સર કરવાં છે. આવતી અડધી સદી માટે જાણે આ રાહ નિર્ણીત થયો છે.

તો ભલે એમ. બહુ દિવસ તંગીઓ વેઠી, બહુ દિવસ આપણે ઓશિયાળા કાઢ્યા, પરાવલંબી રહ્યા, નવા પુરુષાર્થ વડે ભલે આપણે કંગાલિયતને ખંખેરી નાખીએ. પણ ત્યારે આપણા ભવ્ય ભૂતકાળમાં ગુંથાયેલી જીવનકળાની મનોહર છબી આપણે ફેંકી



ના દઈએ તો સારું. જીવનની મૂળભૂત વાતોને પકડી પકડી આપણા કવિઓએ લેખકોએ ચિંતકોએ ચિત્રકારોએ વારંવાર આપણી સામે ધરવી જોઈશે. અને સુખની ફ્રેમમાં મઢેલી સંસ્કૃતિથી નિરાળાં, મધુર અને મુલાયમ ભાવનાઓની વિશુદ્ધિથી ઓપતી, હૃદયને સાત્ત્વિક આનંદથી ભરી દેતી, વૃત્તિઓના સંઘર્ષને સહજ રીતે શમાવી દેતી એવી સંસ્કૃતિનાં ભવ્ય ચિત્રો આપણી સામે સતત આલેખવાં જોઈશે. છેલ્લા સૈકામાં જે કામ શ્રી. રામકૃષ્ણે કર્યું, ટાગોરે કર્યું, લોકમાન્યે કર્યું, શ્રી. અરવિંદે કર્યું, ગાંધીજીએ કર્યું—એમ કૈંક નાનામોટા યત્નો પ્રયત્નોથી શુદ્ધ બનાવેલી સંસ્કૃતિની પુનઃ પ્રતિષ્ઠા આ દેશમાં ચાલુ રહ્યાં કરી. એ કામ આપણી સમૃદ્ધિના કાળે પ્રાણ ખર્ચીને પણ કરવું જોઈશે. આહુતિઓ વિના એવો યજ્ઞ પ્રજ્વલિત રહે એ સંભવિત નથી.

### સમૃદ્ધિની પ્રસવપીડા ક્યાં છે ?

દારૂબંધી, અંગ્રેજી ભાષા, મુંદડા પોલપ્રકાશ, અનાજની તંગી, કૃત્રિમ ચંદ્રો અને અવકાશની ખોજ, અને છેલ્લે અણુઓંના ધડાકા નહિ કરવાની રશિયાની તૈયારી—આ સવાલો આપણે ઠીક ઠીક ચર્ચ્યા, એમાં ભલે આપણે નિર્ણયો લીધા કે બદલ્યા ના હોય, જે વલણ મોખરે રહ્યું છે તે દુનિયાના પ્રગતિશીલ લક્ષણોની સંગાથે રહ્યું છે, ટેકો આપનારું ને વળી દોરનારું રહ્યું છે એનો આપણે આનંદ લઈ શકીએ. આપણી નિખાલસતા આપણી દૃષ્ટિ આગળ વધતી જાય છે.

આવું આપણી યોજના વિષે કેમ નથી રહ્યું એ ખરેખર નવાઈ છે. એ યોજના જાણે જનતા કાજે ખરી પણ એનાથી પર એવું કોઈ કરી રહ્યું છે એમ એના તરફ નથી ઉત્સાહ વધતો, નથી એને કાજે સમર્પણ દેખાતું. પ્રજાને અગર હાડમારીઓ વેઠવી પડે છે તો એ શિથિલ તંત્રની છે, એના અણઘડપણાની છે, યોજના કાજે ધરખરતું આંદોલન કે વ્યક્તિદીઠ હોંશ ને ત્યાગ નથી દેખાતાં.

આ ઘડતરનો પ્રસંગ છે. એમાં પ્રજાને સાથે લીધા વિના કામ ચાલી શકે તો યે એમ ના થવું જોઈએ. આઝાદીના પ્રસવકાળે લોકોએ જેમ સ્વેચ્છાથી સહન કર્યું હતું, તેમ આ સમૃદ્ધિના પ્રસવકાળે જનતા ઉપર એવા સંસ્કાર પાડવાની જરૂર છે. સંકડામણો સહના કર્યા વિના સાધના મંડાતી નથી ને તે વિના મળેલી સિદ્ધિઓનું આયુષ્ય ટૂંકું રહે છે.

કૉન્ગ્રેસે આત્મનિરીક્ષણ કરવા જે પ્રયાસો કર્યા એમાં વારંવાર થાપ જ ખાધી છે. એ સંસ્થાનો કોઈ સુત્રધાર રહ્યો નથી કે થવા માગતો નથી એ સ્થિતિ બહાર જણાઈ આવી છે. નેહરુની ઘણી લોકપ્રિયતા અને વિદ્વત્તા હોવાં છતાં કૉન્ગ્રેસને વશમાં રાખવી કે દોરવી એ એમના કરતાં મોટી વાત થઈ પડી છે. અને સંયુક્ત આગેવાનીમાં નવાં પગલાં કે નવું જોર ના સંભવે, એ સ્થિતિમાં જનતાને યોજનાથી પ્રભાવિત કરવી કે એના કાજે વ્યાકુળ કરવી એ કામ મુશ્કેલ છે.

આવી પરિસ્થિતિમાં દેશના માથે સંકટો ના આવે તે જ મોટું સંકટ ગણવું રહ્યું.

પાકિસ્તાનની ધમકીઓ, ગોવાનું અતડાપણું, દ્વિભાષીનો ઊકળાટ, ઈશાન સરહદ ઉપર નાગલોકોનું ધાંધલ, પાણીની અછત, રેલ્વેની હોનારતો—આવાં વિવિધ સંકટો આવે તો છે. પણ એ સહુને ઢાંકી દે એવું સહન કર્યે જ છૂટકો છે. દેશને એવી દશામાં સમજી વિચારીને ઉતારે એવી હિંમત ને એવી દૃષ્ટિ આજે કોની પાસે છે ?

### આરોગ્ય અને સ્વાસ્થ્ય

દેશમાં આરોગ્યનાં ખાતાં ચાલે છે. એના નિષ્ણાતો છે ને પ્રધાનો છે. દેશમાં આરોગ્યનાં વિવિધ પ્રકારનાં ને પદ્ધતિવાળાં રસાયણો તૈયાર થાય છે. ખાતાંના નિયમો છે ને તે જળવાય છે. પણ આ પ્રશ્નોનાં આરોગ્યનો ખ્યાલ કેમ જાણે અધૂરો રહ્યો છે.





રોગને અટકાવવો અને મિટાવવો એ કામ આજે આગળ આવી પડ્યું છે. કોઈ જગ્યાએ રોગનું સંશોધન ચાલે છે અને એનું મૂળ પકડી ઇલાજ ખોળવાનું કામ ચાલે છે. રોગ સામેની લડત આપણી લાગણી જગાડે છે અને એ દિશામાં મદદ કરવાથી લોકોને પણ પુણ્ય કાર્યનો નશો ચડે છે. એ સહુની આગળ આરોગ્ય એટલે રોગ થયા પછીની લડતનો ખ્યાલ મજબૂત રહ્યો છે.

આરોગ્યને વિશાળ અર્થમાં સમજતાં આપણે શીખવું જોઈએ. શરીરમાં રોગ અટકાવવા સિવાય ધ્યાન આપવા જેવું જે કાંઈ હોય તેને આપણે આરોગ્ય સાથે સાંકળવું જોઈએ. કેવું શરીર આપણે જોઈએ છે?

આપણે શરીર પાસેથી વધારે કામ લેવું છે, અને તે લાંબો સમય ચાલે એવું કરવું છે. આવરદા વધારવો છે અને અંગો છેવટ સુધી સારું કામ આપતાં રહે, હાથપગ હોજરી આંખકાન દાંત વગેરે સાબુત રહે તેમ મનના કામ ઉપર પણ શરીર તરફથી અવરોધ થવાને બદલે મદદ મળે એવું છે. પછી આપણે શરીરને ઘાટદાર કરવું છે, પ્રમાણસરનું રાખવું છે. અને એમાં તેજ લાવવું છે, પ્રભાવ મૂકવો છે. આપણે રૂપ મેળવવું છે ને રૂઆબ પણ જોઈએ છે.

રોગમુક્તિ કાજે રાહતકાર્ય હોઈ શકે એ અસાધારણ સ્થિતિ થઈ. પરન્તુ, આવી અસ્વાભાવિક સ્થિતિએ દેશને ગભરાવી નાખ્યો છે, અને એ એક જ પાસા ઉપર વજન મૂકી દીધું છે. રોગમુક્તિ ઉપર આપણી મદાર ના હોઈ શકે. રોગનું અનિષ્ટ કાઢવાથી આપણે આરોગ્યનાં બીજાં કાર્યો આપોઆપ નહિ સાધી શકીએ. એ માટે વિશેષ પ્રયત્ન જોઈશે.

એ કામ માટે આપણે હજી ભૂમિકા બાંધી હોય એવું જણાતું નથી. એવા ધ્યેય તરફ આપણું લક્ષ ગયું હોય તોયે નામનું. હજી એવી જ ગણતરી દેખાય છે કે રોગ મટાડીને આપણે દેશનું આરોગ્ય ધન વધારી શકીશું, જાણે એ સિવાય બીજો માર્ગ નથી.

આ દેશની વિવિધ ઇલાજ-પદ્ધતિઓ અંદર અંદર સ્પર્ધા કરી રહી છે, તે પણ રોગમુક્તિ કાજે. જીવનની પદ્ધતિમાં આરોગ્યનો જેટલો સમાવેશ પહેલાં હતો તે કેટલો મોજુદ છે, કયાં જખમી થયો છે, નવી પદ્ધતિમાં ઉપયોગી કેટલું ને હાનિકારક કેટલું— એવા વિચારો કરી દેશનું સ્વાસ્થ્ય જાળવનારી જીવન-પદ્ધતિ માટે આપણે આગ્રહ કરતા કેમ ના થઈએ? આ સ્વાસ્થ્ય કેવી રીતે સાંપડે, એ કઈ રીતે પ્રચલિત બને, એ માટે કેવાં સાધનો જોઈએ, કેવા ફેરફારો થવા જોઈએ? અને દેશનો મિજાજ ખીલવી શકે એવું સ્વાસ્થ્ય આપણે લાવી શકીએ ત્યારે કેવા વિચારો આપણે સહેલાઈથી ઉઠાવી શકીશું એ પણ વિચારવા જેવું છે. નક્કી છે કે દેશનું સ્વાસ્થ્ય ઘડે ને જાળવે એવી પદ્ધતિઓ સ્થિર થઈ નહિ હોય ત્યાં સુધી મહાન વિચારો માટે યોગ્ય વહન પ્રાપ્ત થઈ શકતું નથી.

### પરદેશમાં ભૂદાન

જયપ્રકાશ પરદેશમાં જઈ ભૂદાનનો મહિમા સંભળાવવાના છે એ સમાચાર હાસ્યજનક નહિ તો શા છે?

એમણે જ ગઈ ચૂંટણી વેળા કોંગ્રેસની સામે બીજા પક્ષોનો સંયુક્ત મોરચો રચવાની હિમાયત કરેલી, પછી કોંગ્રેસની તરફેણમાં સમાજવાદીઓને વાળવા પ્રયાસ કરેલો. ભૂદાનની સભાઓમાં હાજર રહીને પદયાત્રામાં સાથે રહી લોકાદરનો પ્રયાસ કરેલો. અને હવે એ ધ્યેય કાજે યુરોપમાં ફરવાની એમને જરૂર જણાઈ છે!

આ દેશમાં પોતાનું રાજકીય કદ વધારવા ઇચ્છે તેમણે પરદેશની નામના મેળવવી પડે છે. એ મૂડી વડે અહીંના નાના કાર્યકર્તાઓ અંજાય છે. ઘણો સંભવ છે કે યુરપની ભૂદાન યાત્રા પછી જયપ્રકાશ કોંગ્રેસના તંત્રમાં પ્રાણ પૂરવા એમાં પુનઃપ્રવેશ કરે અને સાથે ભૂદાનને પણ ખેંચી જાય. કોઈકે પણ ભૂદાનને સત્તાના સ્થાનેથી સંચાલિત કરવું જ પડશે. અને એ તક જયપ્રકાશ માટે હોય એવો આકાર થતો દેખાય છે.



અને એ રીતે ખેતી ઉદ્યોગ ઉપર થનારા શાસનયુક્ત હલ્લા પછી રાજકારણમાંથી ગાંધીવાત શમી જશે. સવાલ આટલો જ છે કે શું નેહરુ નિવૃત્તિને આવકારી લેશે, સહી લેશે!

### ખાદીનાં લાડકોડ

ખાદીની ભપકાદાર દુકાનો, આધુનિક ઢબનું આંખે ઊડીને વળગે એવું છાપકામ, ચપળ સેલ્સગર્લ્સ, એ દુકાનોમાં ભરેલાં પૂતળાં—આ બધું જોઈને ખાદીના વાપરનારા શાથી હરખાય છે તે સમજી શકાતું નથી. ખાદી અને ગ્રામોદ્યોગના સંચાલકોને કલેક્ટરના દરજ્જા, એમનાં રિઝર્વેશન અને હવાઈ જહાજની મુસાફરીઓ, એમની બહોળી પહોળી ઑફિસો કારકુનો પટાવાળા—આ બધું જોઈને ખાદી બનાવનારા ને વાપરનારા મનમાં શું વિચારે છે?

આપણે એવું સમજ્યા છીએ કે વાપરનારની ધગશ ઉપર ખાદીનું જીવન હોય. એ નિયમને ટેકો દેવા એક વખતે ખાદીના 'રાજા'એ ફતવો કાઢેલો કે 'કાંતે તે જ પહેરે.' બીજાને ખાદી મળે પણ નહિ. હવે રાજ્યનો આશ્રય લઈને એમણે ખાદી જ્યાં ને ત્યાં ખપાવવા માંડી છે. એનું પ્રલોભન વધારી એનો 'સ્પીરીટ' જોખમાવ્યો છે. એના વહીવટમાં 'વાજબી અને કાયદેસરના' હક્ક દાખલ કરી કાર્યકરોની ભાવના હેઠી પાડી છે.

શું આ રસ્તે ખાદી લોકપ્રિય થશે, ટકશે, જીવશે? અનિષ્ટો રોકવા માટે કાયદાની મદદ થોડી ઘણી લઈ શકાય. પરન્તુ, આપણી ભાવનાઓને ટકાવવા કે ફેલાવવા માટે એવો આધાર લેવો વાજબી નથી.

આજે ભલે સોહામણાં લાગે, પણ ખાદીના આ લાડકોડ એનું જીવન હણી નહિ નાખે? ને જે તેજ હમણાં ઝગારા મારતું લાગે છે તે બુઝાતા દીપકનું નહિ હોય!



દેવજી રા. મોઢા

## સાગરરાજ!

કાળતણું રૂપ ધરી સાગરરાજે,
એના પાયમહીં પ્રલયના ઘૂઘર બાજે.
શું કાળતણું રૂપ ધર્યું સાગરરાજે!
સાગરમહેલની ચોકી કરન્ત પેલા
ચોકીદારોની છૂટી પાળી;
મે સુસજ્જ ઊભા મોજાંના ઘોડલાને
વાયુવેગે લીધા પલાણી!
ધ્રૂજે આકાશ એના ડાબલા-અવાજે:
શું કાળતણું રૂપ ધર્યું સાગરરાજે!
પાણીના પેંગડામાં પાય ભરાવ્યા એણે
પાણીની ઝાલી લગામો;
પાણીના પંથ પરે નચવે અસવાર ઘોડા
પીને પિવાડી મધુ જામો!
ઘોડાઓની હાવળું શી ગગને ગાજે;
શું કાળતણું રૂપ ધર્યું સાગરરાજે!
કેણી મેર ઊપડી આ અશ્વોની સેના?
એ કોને તે કરશે મહાત!
હરીભરી ધરતીને ધમરોળી નાખશે
શું ઉખેડી માનવની જાત?
—એવી વાતાવરણે ભયભેરી બાજે:
શું કાળતણું રૂપ ધર્યું સાગરરાજે!
અશ્વો પછાડી માથું ભગાવી ભાગિયા,
લાગી એની ન કશી ભાળ!
સિન્ધુ ઉન્માદ જોઈ પલટાતો ક્ષીણમહીં
હસી રહી પૃથ્વીની પાળ!
મારુંયે મુખ મંદ સ્મિતે વિરાજે:
શું કાળતણું રૂપ ધર્યું સાગરરાજે!



વિનોબા ભાવે

# બાળકોનો ઉદ્ધાર

મૈસૂરમાં હુલગોળ ગામે બાળકોને ઉદ્દેશીને વિનોબાજીએ એક સુંદર પ્રવચન આપ્યું હતું. તે પ્રવચનનો ટૂંકાવેલો અનુવાદ અહીં મૂકતી વેળા એની સર્વપ્રિયતા થવાની વાત યાદ છે જ. બાળકો એ તો રાષ્ટ્રનું ધન છે. એ ધનને આડે માર્ગે વેડફાતું અટકાવી શકાય તો આપણા રાષ્ટ્રનું ઉચ્ચ ભાવિ સરજાય...

ગામેગામ અને ઘેરઘેર બાળકો હોય છે. મારે આ બાળકોની ઘણી મદદ જોઈએ છે. ગામમાં એક સર્વોદય-પાત્ર રાખવામાં આવશે. એ પાત્રમાં બાળકોના હાથે રોજ એક મૂઠી ચોખા નંખાવા જોઈએ. આમ સર્વોદયના કામ માટે દરેક ઘરનાં બાળકો આવું કરે તો દેશની તાકાત કેટલી બધી ખીલી ઊઠે? મુદ્દાની વાત એ છે કે બાળકોના પવિત્ર હાથથી સર્વોદયના કામને મદદ મળવી જોઈએ. ઘેરઘેર બાળકો હોય છે. ભૂમિહીનોને ત્યાં પણ અને ભૂમિવાનોને ત્યાં પણ. આની પાછળનું રહસ્ય શું છે? ભગવાનને એ સૌના પાલણ-પોષણ અને શિક્ષણ-રક્ષણની ચિંતા છે. જો ભૂમિહીનોને ભગવાને બાળકો આપ્યાં જ છે, તો એમને ત્યાં ખેતી શું કામ ન હોય? અને જો ભગવાનની એવી ઇચ્છા હોત કે માત્ર મોટાં લોકોના હાથમાં જ જમીન રહેવી જોઈએ, તો તે મોટાઓને જ બાળકો આપત, ભૂમિહીનોને નહિ. આનો અર્થ તો એવો થયો કે ભૂમિહીનોને પણ જમીન મળવી જોઈએ એવી ભગવાનની ઇચ્છા છે.

બધાને હવા મળવી જોઈએ એવી ભગવાનની ઇચ્છા છે કે નહિ? આ કઈ રીતે સમજાયું? ભગવાને દરેકને નાક આપ્યું છે એટલે ચોખ્ખી વાત થઈ કે દરેકને હવા મળવી જોઈએ. એ જ રીતે ભગવાને એક પણ અપવાદ સિવાય સૌને પેટ પણ આપ્યું છે માટે સાવ સીધી વાત થઈ કે સૌને ભરપેટ ખાવાનું મળવું જોઈએ. અને બરાબર એ જ પ્રમાણે, ભગવાને દરેકને ઘેર બાળકો આપ્યાં છે, એટલે દરેક ઘરમાં જમીન પણ હોવી જોઈએ. ઇશ્વરની આવી સ્પષ્ટ ઇચ્છા છે.

હવે પેલા ચોખાનું આપણે કરશું શું? સર્વોદયનું કામ કરવા સેવા-સૈનિક અને પ્રસંગ આવે શાંતિ સ્થાપવા માટે શાંતિ-સૈનિક તો જોઈશે ને? એમને માટે આ 'મૂઠી ચોખા' વાળી યોજના છે. આમાં એક પણ ઘર બાદ ન રહેવું જોઈએ. તો શું બળજબરી કરશું? ના, બળજબરીથી કામ નથી થતું, પ્રેમથી થાય છે. પણ જો તમારો પડોશી ન માન્યો તો! એને કહેવું, 'મારા ઘરમાં સર્વોદય-પાત્ર રાખ્યું છે. તમારે નામે અમે તેમાં એક મૂઠી ચોખા નાખીશું.' બસ એ જીતાઈ ગયો સમજો. આમ ઘેરઘેર આ પ્રમાણે થવું જોઈએ.

ગોવર્ધન પર્વતની પેલી વાત યાદ છે ને? એ કેવી રીતે ઊભો થયો એ કોઈ જાણો છો? કૃષ્ણે આંગળી અડાડી અને એ ચટ ઊભો થઈ ગયો એ વાત તો જાણે સાચી. પણ એણે આંગળી લગાડી ક્યારે? એ વાત તો તમે જાણતા જ નથી.

ધોધમાર વરસાદ વરસી રહ્યો હતો. ગોકુળનાં બધાં લોકો ગભરાઈ ગયાં કે આજે તો બસ આખેઆખું ગોકુળ પાણીમાં ગરક થઈ જવાનું. એ સૌ તો દોડ્યાં ભગવાનને પ્રાર્થના કરવા. તો ભગવાને શું કહ્યું?—'અરે એમાં શી મોટી વાત છે? આપણી પાસે છે ને મોટો ગોવર્ધન પહાડ, ચાલો એને ઊંચકી લાવીએ અને એની છત્રી બનાવીએ. પછી ભલેને ગમે તેટલો વરસાદ વરસે, આપણને એની શી પરવા છે? આ સાંભળીને લોકો મોંમાં આંગળાં ઘાલી ગયાં. સવાલ થયો કે આ પહાડ ઊંચકાય કઈ રીતે? 'અરે! શું વાત છે? તમે સૌ પોતપોતાના હાથ લગાવો. બચ્ચાં, બુઢ્ઢાં, ભાઈ, બહેન સૌ. અને તો ય નહિ ઊંચકાય તો પછી હું બેઠો જ છું.' બધાંએ હાથ લગાવ્યા, પણ એ તો ઊંચકાયો નહિ. પણ ભગવાન પછી કાંઈ જોઈ રહે? એણે તો એને

આંગળી અડાડી, અને ગોવર્ધન પર્વત ઊંચકાઈ ગયો. તો ભગવાન પોતાની આંગળી ક્યારે અડાડે છે? જ્યારે સૌના હાથ લાગે ત્યારે. પણ જો સૌના હાથ નહિ લાગે, તો એવા આળસુ લોકો માટે ભગવાન તે કાંઈ કામ કરતો હશે?

આ કામ પણ ભગવાન જ કરશે. પણ ક્યારે? જ્યારે દરેકને ત્યાં સર્વોદય-પાત્ર હશે. કામના આરંભે આપણે ભગવાનનું નામ લઈએ છીએ, ત્યારે શું આપણે એવી સમજથી ચાલીએ છીએ કે બસ, હવે આપણે તો કાંઈ કામ કરવું જ નહિ પડે, ભગવાનનું નામ લઈ લીધું એટલે મામલો ખતમ! પણ એવું નથી. આપણે સૌ હાથ અડાડીએ છીએ ત્યારે ભગવાન પોતાની આંગળી અડાડે છે. માટે સૌ ભાઈબહેન સર્વોદયના કામમાં મદદ કરે.

પણ શું મૂઠી ચોખા નાખ્યા એટલે છૂટકારો થઈ ગયો? ના ના, એ તો ક, ખ, ગ—શ્રીગણેશ કહેવાય. જેનાથી જેટલું કામ થાય એટલું એણે દિલ રેડીને કરવું જોઈએ. આ મનુષ્ય-દેહ દેતા રહેવા માટે જ મળ્યો છે. જનાવર આપતું નથી, પણ લેવાનું જ જાણે છે. જ્યારે મનુષ્યની ખૂબી એ છે કે એ આપવાનું જાણે છે. અરે! આ સૃષ્ટિ પણ સદા આપતી જ રહે છે. પેલાં આંબાનાં ઝાડ, એ આપતાં જ રહે છે. શું આ આંબાનું ઝાડ કેરી ખાય છે? ના, એ તો સઘળાંને આપતું રહે છે. આ રીતે સારી સૃષ્ટિ આપવાનું જ શીખી છે, માટે માણસને પણ આપવાનો મહાવરો રાખવો જોઈએ. અને એવું થાય એટલે માણસ બનશે ભગવાન જેવો. અને ત્યારે જ ધર્મ વધશે, સુખશાંતિ વધશે.

બિહારમાં એક પિતાએ કેટલીક જમીન દાનમાં આપી. એનો દીકરો હતો દશ વર્ષનો. ભૂદાનનો પ્રેમી હતો. પિતાએ માંડ દશ એકર જમીન દાનમાં આપેલી, પણ પેલો છોકરો તો બાપ આગળ આગ્રહ લઈને બેસી ગયો કે આપણી પાસે આટલી બધી જમીન છે, તો આપણે ઓછામાં ઓછી સો એકર જમીન તો દાનમાં આપવી જ જોઈએ. આખરે એના બાપે સો એકર જમીન દાનમાં આપી. એ બાપ પાસે જમીન તો ઘણી હતી. પણ કંજૂસ પાસેથી માંડ દશ એકર છૂટતી હતી. પણ પેલા બાળકે હઠ કરીને ૧૦૦ એકર જમીન છોડાવી. બાળકોમાં આવી બધી તાકાત હોય છે.

અરે! દુનિયામાં મોટામાં મોટાં કામો તો બાળકોએ જ કર્યાં છે! ધ્રુવ કોણ હતો? શું એ કોઈ તગડો માણસ હતો? એણે તો ભગવાનનાં દર્શન માટે તપસ્યા આદરી. અને ભગવાને એને દર્શન આપ્યાં. અરે! ઈશ્વરની સ્તુતિ કરવા એ બિચારા પાસે વાણી પણ ક્યાં હતી? ભણ્યો-ગણ્યો નહોતો, શાળામાં નહોતો ગયો. ભગવાને જોયું, આની પાસે વાણી નથી. હાથમાં શંખ હતો તે બાળકના ગાલને અડાડ્યો. બસ, એકદમ એના મોઢામાંથી વેદવાણીનો ઝરો ફૂટી નીકળ્યો. આમ બાળકોની ઘણી ઘણી આબરૂ હોય છે.

હું તો સર્વોદયનો જાપ જપું છું: 'બધાંનો ઉદય તો થશે ત્યારે થશે પણ પહેલાં બાળકોનો તો ઉદ્ધાર થવા દો!'



અમેરિકાના વેટરન્સ એડમિનિસ્ટ્રેશને એક નવું એક્સ-રે યંત્ર બનાવ્યું છે. તે દર્દી શસ્ત્રક્રિયાના મેજ ઉપર હોય ત્યાં જ તેની ફિલ્મ તૈયાર કરી શકે છે. એ યંત્રને લીધે ગંભીર સ્થિતિમાં શસ્ત્રક્રિયા પહેલાં એક્સ-રેથી નિદાન કરવામાં દાક્તરોને ત્રણ જ મિનિટ લાગશે. ફિલ્મ તરત જ ડેવલપ કરી શકાય છે અને એટલી ઝડપથી જોઈ શકાય છે કે દરેક મિનિટમાં તો શસ્ત્રક્રિયા ચાલુ થઈ શકે છે. પહેલાં સ્ફોટક ઘેનપ્રેરક દવાઓની હાજરીમાં એક્સ-રેનું યંત્ર બહુ સંભાળથી વાપરવું પડતું અને એક્સ-રેની પ્લેટને તૈયાર કરતા બહુ વાર લાગતી.





'ધૂમકેતુ'

# રૂપ અને અરૂપ

નારીનું રૂપ યૌવનની સાથે આથમી જાય છે, જ્યારે પુરુષ યુવાની વટાવ્યા છતાંય રૂપને જ શોધે છે! એક સામાન્ય નારીની જીવનકિતાબ ખુલ્લી કરતી આ વાર્તામાં આપણા જાણીતા વાર્તાનવેશ એક અચ્છું વાસ્તવિક ચિત્ર ખડું કરે છે—નરનારીનાં કેટલાય કોકડાં ઉકેલતું......

બીજી વખત પણ જ્યારે એનો એ શબ્દ કાને આવ્યો, ત્યારે રૂપમોહન ત્યાં થોભી ગયો. એને લાગ્યું કે ખરેખર, એને કોઈક બોલાવી જ રહ્યું છે. માત્ર ખોટા ભણકારા સંભળાય છે એવું જણાતું નથી.

આખી શેરી અંધારામાં વીંટળાયેલી હતી. અને બહુ પાસે આવી ગઈ હોય તો જ કાંઈક વસ્તુની ઓળખ પડે એવું અંધારું હતું. આઘેનું તો કાંઈ સ્પષ્ટ સૂઝે તેવું ન હતું.

આ અંધારઘેરી શેરીમાં એ ઘણી વખત નીકળતો હતો. તેમ જ આજે નીકળ્યો હતો.

પણ આંહીં એવું કોઈ અંગત પરિચયવાળું રહેતું હોય, એ એની કલ્પનામાં પણ ન હતું. છતાં આ અવાજ પોતે ક્યાંક કોઈક દિવસ સાંભળ્યો છે, એવું રૂપમોહનને લાગ્યું. તે સ્વરની ઓળખને મનમાં સંભારતો થંભી ગયો.

આ અંધારઘેરી શેરીમાં ઘણા ગુનાઓ થતા પણ એણે જાણ્યા હતા. એટલે જ્યારે બે કે ત્રણ વખત એનો એ શબ્દ એણે સાંભળ્યો, ત્યારે એને લાગ્યું કે કોઈ ઓળખીતું એને બોલાવે છે.

તે આગળ ચાલતો અટકી ગયો. એણે ચારે તરફ એક દૃષ્ટિ ફેરવી. આસપાસ કોઈ દેખાતું ન હતું: પણ આટલો રસ્તો અંધકારમય હતો, એટલે એણે વધુ ઝીણવટથી જોવા માંડ્યું.

સામેના મકાન ઉપર એની દૃષ્ટિ સહજ ગઈ. ત્યાં સામેના મકાનના બીજા માળની બારીમાં કોઈક ઊભેલું દેખાયું. એને લાગ્યું કે એણે સાંભળ્યો તે અવાજ ત્યાંથી આવતો હોવો જોઈએ. પણ એને નવાઈ લાગી. ત્યાં ઉપરના માળમાં દીવો જ ન હતો. એ શું? એટલે કોણ ઊભું છે એ સ્પષ્ટ દેખાતું ન હતું. આખું ઘર ત્યાં અંધકારમાં ઊભું હતું. શેરીમાં તો બધે અંધકાર હતો જ. આટલામાં જાણે અંધકારનું રાજ ચાલતું હોય! એટલે એ સાવધ થઈ ગયો. તે થોડીવાર વિચાર કરતો ત્યાં શાંત ઊભો રહ્યો. એણે સામે રસ્તા ઉપર ફરીને દૃષ્ટિ કરી જોઈ. આ મકાનમાં પોતે કોઈ દિવસ આવ્યો હોય તે એને સાંભરતું ન હતું. ત્યાં કોણ રહેતું હતું એની પણ એને કાંઈ માહિતી ન હતી. રસ્તા ઉપર પડતા એ જાણી જોઈને જ એ પ્રમાણે રાખ્યું હોય એવી શંકા રૂપમોહનના મનમાં આવી ગઈ. આ રસ્તે આ પ્રમાણે ઘણી વખત આવી સિફતભરેલી રીતે, ગઠિયાઓ, રાહદારીના ખિસ્સાનો ભાર પણ હળવો કરાવતા હતા. રૂપમોહનના મનમાં એ બધી વાતો આવી ગઈ. તે ઊઘાડા બારણા તરફ જોઈ રહ્યો. રસ્તા ઉપર પણ આગળ પાછળ નજર નાખી ગયો. કોઈ જગ્યાએ કોઈ દેખાતું ન હતું. બીજે માળેથી અવાજ આપનાર કોણ હોઈ શકે, એ વધારે બારીકીથી જોવા માટે એક વખત ત્યાં ફરીને દૃષ્ટિ કરી જોઈ. એને કાંઈ સમજ પડી નહિ.

એનો પગ હતો ત્યાં જ ચોંટી ગયો હતો. કાંઈક દગો હોવાની વાત એના મનમાંથી જ જાણે કોઈક એને કહી રહ્યું હતું.

પણ એટલામાં ફરીને એ જ અવાજ આવ્યો: 'શેઠજી! જરા ઉપર તો આ જાનાં. કોઈ દગા ફટકાકી બાત નહિ હય. જરા આ જાનાં.'

રૂપમોહનને લાગ્યું કે આવો અવાજ એણે કોઈ વખત સાંભળ્યો હતો. ક્યાં સાંભળ્યો હતો એ યાદ આવતું ન હતું. એ અવાજમાં દેખાતી દર્દભરી મીઠાશ, જાણે એની સ્મૃતિમાં બેઠી હતી. એણે ફરીને એક વખત ત્યાં દૃષ્ટિ કરી. રસ્તા ઉપર પડતી બારીમાં જોઈને



કોઈ એને બોલાવી રહ્યું હતું. પણ ઉપર નીચે ક્યાંય દીવાનો જરા જેટલો પણ પ્રકાશ ત્યાં ન હતો. જવું કે ન જવું, એ દ્વિધામાં રૂપમોહન પડી ગયો.

ફરીને એણે ઉપર જોયું, તો બારીમાંથી કોઈનો હાથ એને ઉપર આવવાની નિશાની કરતો બહાર આવ્યો હતો. હાથમાંની બંગડીઓનો જાણે ખખડાટ એણે સાંભળ્યો.

બોલાવનાર સ્ત્રી હતી, એ વાતની એમાંથી પ્રતીતિ મળી રહેતી હતી : અને છતાં એમ ન પણ હોય. એટલે રૂપમોહન હજી પણ ત્યાં જવા ન જવાની ગડમથલમાં જ ઊભો રહ્યો.

અચાનક એણે રસ્તા ઉપર પડતા દાદરના છેક છેલ્લે પગથિયે કોઈક આવ્યું હોય તે જોયું. ત્યાં એક સ્ત્રી ઊભી હતી. તેણે આખા શરીરને કપડામાં એવી રીતે વીંટાળી દીધું હતું કે, એની ઓળખાણ ન પડે. એણે બોલ્યા વિના જ હાથ લાંબો કરીને એણે ઇશારત કરી : અને ફરીને ધીમા અવાજે કહ્યું : ' આઈએ શેઠજી! આઈએ. મુઝે પિછાનતે નહિ હો ? મૈં વો નાગપુર કે સંતરેવાલી, રૂશનાઈ બાઈ! '

રૂપમોહનની સ્મૃતિ કેટલાંય વર્ષો પાછળ હઠી ગઈ. તે વખતે આ અંધારઘેરી શેરીની બોલબોલા હતી. આ શેરીમાં એ વખતે દારૂની મહેફિલો ઊડતી. દર્દભર્યાં પ્રેમગાનોનો સાગર રેલાતો. આંહીં દિવસ શૂન્ય જેવો જણાતો, પણ રાત્રિ દિવસ બની જતી હતી. એ વખતે આ અંધારઘેરી શેરીમાં કંઈક માણસોની અવરજવર રહેતી. દિવસે શૂન્ય સમો પડેલો આ માર્ગ, રાત્રે અનેક પ્રકારનાં માણસોથી ઊભરાઈ જતો.

તે વખતે આંહીં અનેક રૂપનારીઓ બેસતી હતી. શોભાશૃંગાર કરીને એ ત્યાં બેઠી રહેતી. એમની આંખોમાંથી પ્રેમકવિતાઓ ઊભરાતી. અને આખો રસ્તો સજીવ સચિત્ર લાગતો. એ વખતે એક નાગપુર તરફની બાઈ આંહીં આવી હતી. એનું નામ ' નાગપુર કે સંતરેવાલી ' એવું પડી ગયું હતું. રંગે તો એ શ્યામ હતી. પણ એટલી સુંદર, સપ્રમાણ મુખમુદ્રા લઈને એ આવી હતી, કે એમ લાગે, જાણે એ રંગમાં જ એ શોભી ઊઠતી. એને ધોળો રંગ કુદરતે આપ્યો હોત, કદાચ એ જ રૂપ અરૂપ થઈ જાત. થોડો વખત તો આ રૂપબજારમાં એ જ રાણી થઈ પડી હતી. આખા બજારમાં એણે ઈર્ષાનું મોજું ફેલાવ્યું હતું. અને આવી કાળી કુબ્જા જેવીને ત્યાં દરોડો પડતો, એ જોઈને કેટલીક ધોળી રૂપરાણીઓએ, પુરુષ જાત ઉપર, તીખા કટાક્ષો કરવાનું પણ શરૂ કર્યું હતું. પણ કોણ જાણે કેમ, એ નાગપુર કે સંતરેવાલીની મોહિની ઘણો સમય સર્વોપરી થઈ પડી હતી. બીજે માણસના પગ જ વળતા નહિ. રૂપમોહનને એ સમયની બધી વાત સાંભરી ગઈ. એને લાગ્યું કે એ બાઈ જ આ હોવી જોઈએ. નાગપુર કે સંતરેવાલી! પહેલાં તો એ આંહીં સંતરાં વેચવા માટે જ બેસતી હતી. બીજી બધી રીતે નિર્લેપ હતી, પણ પછી ધીમે ધીમે એને આ રૂપધંધામાં ખેંચાવું પડયું હતું. રૂપમોહનને એ દિવસ સાંભરી આવ્યો, જ્યારે આ નાગપુર કે સંતરેવાલી બાઈએ એને પોતાની કહાણી સંભળાવી હતી.

એને પોતાના વિશાળ કુટુંબને ભૂખે મરતું બચાવવું હોય તો આ રસ્તે ગયા વિના છૂટકો જ ન હતો. એણે એને જે કહ્યું હતું તે યાદ આવ્યું. અમસ્તી પણ એ દિવસમાં હજાર વખત, પ્રેમની લાખ લાખ વાતો એના ઘરાકો પાસેથી સાંભળ્યા તો કરતી હતી : તો પછી આમાં શું વિશેષ હતું, એમ એને થઈ ગયું. અને એ પૈસા મેળવવા માટે રૂપબજાર તરફ વળી. ત્યાં એને એ જ સાંભળવાનું હતું.

પણ એ સાંભળવા માટે એ પૈસા મેળવતી. આમાં દિલ તો, કોઈ કોઈને આપતું ન હતું. પણ આ ' નાગપુર કે સંતરેવાલી ' તો એવી સુંદર મીઠી જબાનમાં પ્રેમવાતો કહેતી, કે માણસનો વખત વાતો સાંભળવામાં જ ચાલ્યો જતો. ને એવી રીતે એ ' નાગપુર કે સંતરેવાલી ' એક મહા કુનેહબાજ તરીકે પણ પંકાઈ ગઈ હતી. એની પાસે પ્રેમની એક એક વાત લાખ





લાખ રૂપિયાની લાગે એવી નીકળે. સાંભળનારને લાગે કે પ્રેમસાગરનો આવો અદ્ભુત કિનારો તો એણે કોઈ દિવસ જોયો જ નથી. એ એની વાતમાં જ લીન થઈ જાય. નાગપુર કે સંતરેવાલીની આ બધી વાત રૂપમોહનને યાદ આવી ગઈ.

આ આખી મનભ્રમણાની સૃષ્ટિમાં ખૂબી એ હતી, કે દરેક સાંભળનાર જાણતો કે એ ખોટું બોલે છે. બોલનાર નારીને પણ ખબર હતી કે એ ખોટું સાંભળે છે. છતાં એ ભ્રમણાની રંગમાયા જ આ રૂપબજારને ચલાવી રહી હતી. આંહીં બધું જ ભૂલી જવાતું. અને થોડીવારના એ ભૂલી જવાના વ્યવહારનું જ, આંહીં મૂલ્યાંકન થતું. ભૂલી જવાની માયા જેવી એ સરજી શકતી, તેવી બીજી કોઈ સરજી શકતી નહિ. એના આખા અંગમાંથી જાણે પ્રેમમોહિનીની વાર્તાઓ જ પ્રગટતી.

રૂપમોહનને હવે સ્પષ્ટ રીતે યાદ આવ્યું કે એ પોતે પણ, આ સંતરેવાલી બાઈ પાસે લાખ લાખ રૂપિયાની એક એક વાત કરી આવ્યો હતો ખરો. એટલે સુધી એ પોતાની ભ્રમણામાં પોતે જ ચકરાવામાં પડ્યો હતો કે, એક વખત તો એણે એનું એક વિશિષ્ટ નામ પણ સ્થાપ્યું હતું. રૂશનાઈબાઈ. એ નામ એણે જ એને આપ્યું હતું. અને એ નામથી એને બોલાવવાનો વિશિષ્ટ અધિકાર પણ એને જ મળ્યો હતો. એટલા શબ્દથી પણ, એનો કાંઈક માલિકીપણાનો ગર્વ સંતોષાતો હતો. માલિકણ મહાચતુર હતી. તે સમજી ગઈ હતી કે આ ઘેલો માણસ રૂશનાઈબાઈ પાછળ ઘેલો થયો છે, એટલે એણે પણ એનું મૂલ્ય વધારી દીધું હતું. રૂપમોહન આ રૂશનાઈબાઈને એક વખત તો ત્યાંસુધી વચન આપી આવ્યો હતો કે માલિકનને અમુક રકમ ઉચક આપીને એ રૂશનાઈબાઈને આ બજારમાંથી પાછી ઘરધંધામાં લઈ જશે, અને એના વિશાળ કુટુંબ માટે પણ કાંઈક મહિને આપતો રહેશે. એ વખતે તો રૂપમોહનને કાંઈક સેવા કરી નાખવાનો પણ વિચાર આવી ગયો હતો. અને રૂશનાઈબાઈ પણ પોતાનું નાનકડું ઘર બાંધીને બેસવાના પ્રેમભ્રમમાં આવી ગઈ હતી. ને એમાં જ થોડો વખત તો લીન પણ થઈ ગઈ હતી.

પણ રૂપમોહનને તો પછી પોતાના દિલની કાયરતા સતાવી ગઈ. એ વચન લીધા દીધા પછી, એ કોઈ દિવસ આંહીં આવ્યો જ ન હતો. ને કોઈક દિવસ આવ્યો તો ચોરીછૂપીથી. પણ રૂશનાઈબાઈ તરફ તો એ ફરક્યો જ ન હતો.

પછી તો એણે સાંભળ્યું હતું કે આ રૂશનાઈબાઈનો આત્મા થોડો જીવંત રહ્યો હશે કે કોણ જાણે કેમ, પણ એણે કોઈકનું ઘર માંડ્યું હતું, અને એ સુખી હતી.

ને એક વખત એણે એને સુંદર, સ્વરૂપવાન, ગૃહિણીના સ્વાંગમાં જોઈ પણ હતી. એની શ્યામ મુખમુદ્રાના હસતા જલતરંગ જેવા ચહેરામાં શું એ શણગાર શોભી રહ્યો હતો ?

કોઈ પણ નવકુલવધૂને એણે આ શણગારમાં આટલી સુંદર જોઈ ન હતી.

એની હસુ હસુ થતી આંખોનું તેજ એના ચહેરા ઉપર એવી રીતે આવી ગયું હતું કે જાણે કોઈ પ્રસન્ન પ્રસન્ન થયેલી નારીની સૌંદર્યસરિતા બન્ને કાંઠેથી રેલાઈ રહી છે !

રૂશનાઈબાઈને આવા મનમોહન રૂપાળા વેશમાં રૂપમોહને એકવાર જોઈ હતી. અને એ રૂપ એને એટલું તો આકર્ષક લાગ્યું હતું, કે બીજા કશાની ખાતર નહિ, તો એના એ ચહેરાની પ્રસન્ન પ્રસન્ન થયેલી સુંદરતા નિહાળી લેવા માટે, એ થોડા દિવસ તો એ રસ્તે એની પાપળ પાછળ પણ ઘણી વખત ચાલ્યો જતો હતો.

પણ રૂપરમણી રોશનાઈબાઈએ એને એક ઉપરછલી દૃષ્ટિથી રસ્તે ફરતો ક્યારનો નિહાળી લીધો હતો. એના આ ભટકવામાં એને પાછળ પાછળ આવતો જોઈને એ ચોંકી ઊઠી. હવે એમાં રહેલું ભયંકર જોખમ એ સમજતી હતી. એટલે એણે ચાલતાં ચાલ-



તાં જ, સિફતથી પાછળથી હાથ હલાવીને, એને વિદાય થઈ જવાની એક વખત ચેતવણી આપી દીધી હતી. અને એ ચેતવણીથી વાત પામી જઈને રૂપમોહન ચાલી ગયો હતો. પછી તો એ સુખી ગૃહિણી કર્યાં રહે છે એનો પત્તો પણ એને મળ્યો ન હતો.

પણ ત્યાર પછી એણે રૂશનાઇબાઈને આજે સાંભળી. 'નાગપુર કે સંતરેવાલી'નું ખરું નામ તો એણે હજી પણ જાણ્યું ન હતું.

પણ આટલા ઓછા કે આછા જેવા પરિચયથી પણ, રૂપમોહન એક વાત સમજવા પામ્યો હતો. આ સામાન્ય જેવી જણાતી નારીમાં પણ, એક જાતની અભિજાતતા વસી રહી હતી. એ કોઈને પણ ખોટા જોખમમાં પાડવા ઇચ્છતી ન હતી. આજે એ જ રૂશનાઇબાઈ એને બોલાવી રહી હતી. એટલે એમાં કાંઈક કારણ હોવું જોઈએ. આ બધું એને સાંભર્યું. એનો પગ હવે આગળ વધ્યો.

તે દાદરા પાસે પહોંચ્યો ત્યારે, રૂશનાઇબાઈ દાદરાનાં પગથિયાં ચડી રહી હતી.

રૂપમોહન એની પાછળ પાછળ ચાલ્યો.

અંદરના ખંડમાં એ પહોંચ્યો, તો ત્યાં પણ બધે તદ્દન જ અંધારું હતું. એણે ઝીણવટભરી એક દૃષ્ટિ ખંડમાં કરી, કોઈ ત્યાં સંતાયું હોય તો એ જોવા માટે; પણ કોઈ ત્યાં જણાયું નહિ.

સામેની એક ખુરશીમાં બેસવાની એને મૂંગી નિશાની મળી. તે ત્યાં બેઠો. એની છાતી ધડકતી હતી. દગાનો ભય લાગતો હતો. એટલામાં રૂશનાઇબાઈ બોલી. એના સ્વરની જૂની મધુરતા રૂપમોહનને તરત યાદ આવી ગઈ. ગમે તેમ પણ આ બાઈના શબ્દોમાં એક જાતની શાંતિપ્રેરક મધુરતા હતી. અને બીજાની કૃત્રિમ મીઠાશને બદલે, એ જાણે કે અંતરમાંથી બોલતી જણાતી. એનો મધુરસ્વર જાણે પ્રેમહવા લઈને જ આવતો.

તે સ્થિર શાંત બની ગયો. રૂશનાઇબાઈ બોલી રહી હતી : 'સેઠજી ! યાદ આતે વો દિન ? જો દિન તુમ્હને વાયદા દે કર, હમારી તરફ ફિર નજર કરને કી પરવા ભી ન કીઈથી. વો દિન ! વો દિન યાદ આતે હૈં ?'

રૂમમોહન પહેલાં તો સડક થઈ ગયો. એને લાગ્યું કે આ જૂની વાત સંભારીને, એમાંથી દગો દેવાનું કારણ શોધી કાઢશે. દિવસ તો એને બરાબર યાદ હતો. કારણ કે એણે જ, એક શાંત, નાના, સુખી, સુંદર ઘરનું ચિત્ર એને બતાવ્યું હતું. ને એ જોતાં જ એની આંખમાં ગમગીની આવી ગઈ હતી. એને એ દિવસ બરાબર યાદ આવી ગયો. પણ ગામની બીકથી એ વ્યગ્ર બની ગયો. છતાં તેણે બહારથી હિંમત રાખી; 'હાં યાદ હૈ. મગર બાત ક્યા હૈ ? કિસ લીયે મૂઝે ઇધિર બુલાયા હૈ ? ક્યા કામ હૈ ?'

'કામ તો કુછ નહિ હૈ જનાબ ! મગર જબ તુમને હમેરી સામને એક છબી દિખલાઈ...થી...'

પોતે નાનું, રૂપમઢેલું શાંત સુંદર ઘર, પેલી છબીમાં એને બતાવ્યું હતું. અને ત્યારે પોતે એને કહ્યું પણ હતું. 'આવું જ શાંત આપણું ઘર હશે !' એ વાક્ય પણ એને બરાબર યાદ હતું.

પણ જે વાતની ભ્રમણાથી ભડકીને, એ પોતે એમાંથી તુરત જ જાગી ગયો હતો, તે વાતની ભ્રમણા, આ બાઈને હજી યાદ હતી, એ જોઈને રૂપમોહન નવાઈ પામી ગયો, ને વિચારમાં પણ પડી ગયો. પોતાને માટે જે ભ્રમણા નીવડી હતી તે શું આને માટે જીવનપ્રેરક વસ્તુ બની ગઈ હતી ? શાંત, નાનું, સુંદર સ્વચ્છ ઘર, કઈ નારીને એ જોઈતું ન હોય ? હરેક નારીમાં રહેલા એક અચળ તત્ત્વની જાણે એને નવી જ માહિતી મળી હતી. તેણે શાંતિથી જવાબ વાળ્યો :

'હાં, વો દિન હૈ—રૂશનાઇબાઈ—મગર આપકા સચ્ચા નામ અબ તો બતાઈએ.'

'મેરા સચ્ચા નામ તો જનાબ ! આપ જાનતે હો. મેરા સચ્ચા નામ તો હૈ 'નાગપુર કે સંતરેવાલી !' તે બોલીને મિઠું હસી રહી, 'યાદ હૈ નાં ? સંતરેવાલી !'

એક પ્રકારની મધુર પ્રેમભરી હવા તરત જ સરજી





દેવાની આ નારીની ખૂબી રૂપમોહનને યાદ હતી. હજી પણ એ ખૂબી આંહીં એની સાથે હતી. એટલામાં એને સાંભર્યું કે આ રૂશનાઈબાઈ તો હવે ઘર માંડીને બેઠેલી કહેવાય. આ એનું ઘર હશે. એના પાલકને આ વાતની જાણ થશે. તો નાહકની પોતાની સ્થિતિ કઢંગી બનશે. પોતાને કદાચ આ કઢંગી સ્થિતિમાં મૂકીને, તે દિવસનું વેર વાળવા માટે આણે આ તાકડો કેમ રચ્યો ન હોય? એટલે એણે ઉતાવળે જ કહ્યું: 'વો નામ તો યાદ હૈ, મગર આપકા સચ્ચા નામ બતાઈએ'

'મૈંને તો, જનાબ! મેરે એક હજાર નામ સૂને હૈં. જીતને નામ ભગવાન કે હૈં, ઈતને નામ મેરે હૈં. ઉસમેં સે કોનસા નામ બતાઉં ઔર કૌનસા ન બતાઉં? મૈં સંતરેવાલી હૂં. નાગપુરવાલી હૂં. લખનૌ કે તેતર હૂં, દિલ્હી કી નાજનિન હૂં, કલકત્તે કી શ્યામા હૂં. બંબઈ બંદર કી અપસરા ભી હૂં. ક્યા હૂં ઔર ક્યા ન હૂં? આપકી રૂશનાઈબાઈ ભી હૂં...'

'તો મૂઝે કયું બુલાયા હૈ—વો અબ વાત કીજીયે!'

'મૈંને આપકો બુલાયા હૈ—જનાબ! એક સવાલકા જવાબ દેને કે લિયે—મૈં ઇધર આપકે સમને બૈઠી હૂં. આપ ડરના મત. અબ મેરા કોઈ માલિક નહિ. મૈં કિસીકી ગુલામ નહિ. આપકો ઈધરસે ગુજરતે ગુજરતે દેખા, તો મૂઝે આપકી યાદ આ ગઈ. ઔર યહ ભી યાદ આયા કિ આપ હમેશા શબ્સે જ્યાદા માન રખનેવાલે થે. ઔર કુછ પઢેલિખે અચ્છે આદમી ભી હૈ. ઈસ લિયે મૈંને આપકો બુલાયા. મેરા એક સવાલ હૈ દૂસરી કોઈ બાત નહિ....'

રૂપમોહનને કાંઈક ધરપત આવી ગઈ. એણે સ્વસ્થતાથી કહ્યું: 'ક્યા સવાલ હૈ?'

'સવાલ યે હૈ કિ, જૈસે નારી કા જોબન ચલા જાતા હૈ, વૈસે હી...કયું'—એણે અચાનક જ રૂપમોહન તરફ પોતાનો હાથ લાંબો કર્યો, તેના પગને હાથ અડકાડ્યો. પોતે આવેશમાં આવી ગઈ હોય તેમ તેણે તરત પોતાની કૃતિમ ભાષા પણ બદલી નાખી.

'હું તમને એમ પૂછું છું સેઠજી! કે જેમ નારીનું જોબન ચાલ્યું જાય છે, તેમ પુરુષનું જોબન શું ચાલ્યું જતું નહિ હોય? જો એ ચાલ્યું જતું ન હોય તો તો આવી રૂપબજારુ વાતનો અંત કોઈ દિવસ ક્યાંથી આવશે? અને નાનાં સુંદર શાંત સુખી ઘર ક્યારે સરજાશે? તમને સાંભરે છે તમે વાયદો કર્યો હતો? તમે એક નાનું, સુંદર, શાંત, વૃક્ષોની છાયામાં ઊભેલું ઘર મને બતાવ્યું હતું. તમને એ સાંભરે છે?'

રૂપમોહન કાંઈ બોલ્યો નહિ.

'મારા મનમાં ત્યારે શું નું શું થયું હતું, તે તમને હું શી રીતે કહી બતાવું? એવા નાનકડા ઘરની એક છબી જ મારા દિલમાં કોતરાઈ ગઈ હતી.

'જ્યાં ઘડીએ ઘડીએ ખોટાં જૂઠાણાં રેલાતાં હતાં, એવા મારા સંસારમાં તમે એક એવી નવી જ વાત મૂકી હતી. હું તો મારા એ ખ્યાલમાં મારી જાતને જોયા કરતી હતી!

'અને એવે વખતે જ તમે ન આવ્યા. ખેર, તુમ બચરવાળ આદમી ગણાઓ. મૈંને તલાસ રખના છોડ દીયા. પણ હું એ ખ્વાબમાં હતી. ખ્વાબ તમે આપ્યું હતું. એક નાનું સુંદર ઘર હોય. ઝાડની છાંયા ઘર-આંગણે હોય. કઈ નારીને આની મોહિની નહિ હોય? મને એની લગની લાગી ગઈ. એ વખતે અચાનક જ, એક આદમીએ મને ગૃહસ્થી જીવનની ખાતરી આપતી વાત કરી, ઘરસંસાર માંડવા કહ્યું.

'હું એના શબ્દો ઉપર ભરોસો મૂકીને આંહીં આવી પણ ખરી. પણ હવે મારી શી દશા થઈ છે તે તમે જાણો છો? એ આદમીને હમેશાં મારી હરેક હિલ-ચાલમાં શંકા શંકા ને શંકા રહ્યા કરે છે! હું બારીએ ઊભું તો શંકા. બારણે જાઉં તો શંકા. બહાર જોઉં તો એમાં પણ શંકા. સારું લૂગડું પહેરું તો શંકા. અરે! અરીસામાં જોઉં તો શંકા, અને એ શંકા એના મનમાં જ રહેતી હોય તો પણ કાંઈ નહિ. પણ આ તો એની આંખની વાત છે. એ શંકા એવું તો કાતિલ ઝેર, એની આંખમાં મૂકે છે કે એની એ નજર



સહેવાં કરતાં, તો હું જ્યાં બેસતી હતી, એ બજાર જ મને હજારગણી વધારે સારી લાગે છે! ત્યાં બધું જ ભૂલી જવાતું હતું. આંહીં તો બધું ઝેર સામે યાદ આવ્યા કરતું હતું. મને થાય છે એ બજાર જ સાચી છે. અને આ સંસાર–વાત ખોટી છે. અને આ બધી વાતનું મૂળ શું છે? જાણો છો?'

'શું?'

'જે માણસને એક વખત મારામાં રૂપ દેખાતું હતું. તેને હવે એ રૂપ દેખાતું નથી. મારામારી બધી રૂપની છે. પણ એ રૂપની ખૂબી છે કે એ ક્યાંય રહેતું નથી. એ તો મનમાં જ ઊભું થાય છે ને મનમાં જ શમી જાય છે. પણ પોતાના જ આ ફેરફારને એ જાણતો નથી એટલે હવે એ શંકા, શંકા ને શંકા, આખો દિવસ શંકામાં રહે છે. પણ કોણ એને સમજાવે કે અ–રૂપ જન્મે છે શંકામાંથી. રૂપ, આવે છે શ્રદ્ધામાંથી. એની શંકાભરેલી ઝેરીલી આંખથી ત્રાસીને મેં એને કહ્યું કે તો તું મને છોડી દે...તું તારે રસ્તે, હું મારે રસ્તે...

'હું તમને પૂછું છું સેઠજી? આપકા નામ ક્યા?' રૂપમોહન બોલ્યો: 'આપ અપના નામ બતાઓ. ફિર મેરા નામ મૈં બતાઉંગા!'

'મેરા સચ્ચા નામ તો હૈ, શરણાઈ!'

રૂપમોહનના દિલમાં નામ સાંભળતાં ખરેખર એના અવાજની મધુરતા ગુંજી ઊઠી. ખરેખર એ શરણાઈ જ હતી.

શરણાઈ બોલી: 'આ તો કોપ કુદરતનો જ છે સેઠજી! પુરુષનું રૂપ કોઈ દિવસ અ–રૂપ થતું નથી. અને નારીનું રૂપ, કોઈ દી રૂપ રહેતું નથી. જે માણસ મને લાવ્યો તેને જ, હું જ્યારે એની માલિકીની બની ત્યારે, મારામાં અ–રૂપ દેખાવા માંડ્યું. અને ખૂબી તો જુઓ, એ જ માણસ કદાચ, પાછો મારે ત્યાં રૂપ શોધવા આવશે...પણ સેઠજી...'

બોલીને શરણાઈએ રૂપમોહનની સામે એવી તો એક સુંદર અર્થવાહી દૃષ્ટિ નાખી કે બિચારો રૂપમોહન તો ત્યાં ને ત્યાં જડ જેવો બની ગયો.

'સમજ્યા કાંઈ?' શરણાઈ બોલી. એનો અવાજ ઘણો મધુર હતો.

રૂપમોહન કાંઈ બોલ્યો નહિ.

'જુઓ, ત્યારે હું મારા જીવનનું એક નવું પાનું ખોલું છું. મને ખાતરી થઈ ગઈ છે. પતિતાને પાળનારો કોઈ વિરલો નીકળે તો ભલે, બાકી પુરુષ તમામ શંકા ને શંકાના ઝેરમાં મરી જનાર છે. એટલે અમારા આ હલાહલને ભગવાન શંકર જેવા સિવાય, બીજું કોઈ જાળવે તેમ નથી...માટે હું તમને કહું છું. શું કહું છું સમજ્યા? મારે ફરીને મારું જીવન નવેસરથી માંડવું છે, ઠેઠ એકડે એકથી.

'અને એ શુકનિયાળ એકડો તમારો જ હોય. ચાલો, શેઠજી! અંદર તો આવો જરા!..'

'અરે!' રૂપમોહન ભડકી ગયો. પણ તે બેઠો થઈ શક્યો નહિ.

શરણાઈ રૂપભરી દૃષ્ટિથી એને નિહાળતી ત્યાં ઊભી રહી. તે એની પાસે આવી. તેણે તેની આંખમાં આંખ પરોવી. અત્યંત ધીમા, શાંત, મધુર સ્વરે ગુંજન કરતી હોય તેવા સ્વરે કહ્યું: 'સેઠજી! દરેક રૂપભરી નારી—જે બજારમાં બેસે છે એ દરેક, એક પળે કોઈની પ્રિયતમા થવા ઝંખતી હોય છે, કોઈકની માતા થવા ઝંખતી હોય છે.

'શરીર જાય છે ત્યારે પણ એ ઝંખના જતી નથી.

'એ આશા જ નારીને જીવંત રાખે છે. હજારો ખોટી ભ્રમણાઓમાં કોઈક દિવસ, કોઈક એક સાચો આદમી આવી જશે—એ આશા. એ આશા એને રૂપ આપે છે. અને તમે તમામ પુરુષો એને ત્યાં રૂપ શોધવા આવો છો, ને અ–રૂપ લઈને જાઓ છો. રૂપ તો, અભાગણી નારીઓ પણ જાણે છે કે દિલમાં સંઘરી રાખવાની વસ્તુ છે...તમામ નારીને દિલ છે સેઠજી! ને દિલ દઈ પણ શકે છે...અને એ દિલમાં પણ દિલ છે...'





રૂપમોહન એના તરફ આકર્ષાતો જતો હતો. શરણાઈએ એ જોયું. એણે એક છતું સ્મિત કર્યું એટલામાં રૂપમોહને આંધળા આવેશથી ધકેલાયો હોય તેમ એનો હાથ પકડી લીધો : 'તને ખબર કહું—શરણાઈ! હું—મારે સંસારમાં કોઈ નથી!'

'હેં? બધાં ક્યાં ગયાં?'

'ઉપર!'

શરણાઈ વિચાર કરી રહી. ત્યાં રૂપમોહન બોલ્યો : 'તું મારે ત્યાં...આવી જા.'

'ચાલો, એ વાત કાલ ઉપર રાખો...એ માટે કાલ આવજો...અત્યારની વાત અત્યારે.'

રૂપમોહનનો અવશ પગ આગળ વધ્યો.

*

બીજે દિવસે સાંજે રૂપમોહન આ ઘર ખોળતો આવ્યો : પણ આજ ત્યાં કોઈ ઊભું ન હતું. બારણું કાલની પેઠે ખુલ્લું જ હતું. તે હિમ્મતથી દાદર ચડ્યો. અચાનક સામે એક નાનકડી છોકરી દેખાણી. તેના હાથમાં એક ચિઠ્ઠી હતી. તે જાણે આ ચિઠ્ઠી આને જ આપવાની છે, એમ જાણતી હોય તેમ, વિશ્વાસથી આગળ આવી. તેણે ચિઠ્ઠી સામે ધરી. 'આ લ્યો તમારી છે. બહેને આપી છે...'

'પણ એ ક્યાં છે?' રૂપમોહને પૂછ્યું.

'કોણ બહેન? બહેન તો ગામે ગઈ છે.'

રૂપમોહને ચિઠ્ઠી હાથમાં લીધી. બહુ જ થોડી લીટીઓ એમાં હતી. અક્ષર ચોખ્ખા હતા. તેણે તે મનમાં વાંચી. તે કાંઈક વિચારમાં પડી ગયો. ચિઠ્ઠીમાં થોડાં જ વાક્યો હતાં.

'પુરુષ ત્યાં જ રહે છે, જ્યાં પ્રીત વિનાનું રૂપ રહે છે. જ્યાં પ્રેમમાં એક જરા જેટલી પણ શંકાની કણી પડી, ત્યાં પછી કોઈ દિવસ, વર્ષોનાં વર્ષો સાથે રહો પણ, કોઈ દિવસ, પ્રેમની હવા હોતી નથી, એટલે ઘર જીવન કે બજાર જીવન; એમાં મારે માટે વધારે યોગ્ય હવે બીજું જ ગણાય. ચાલો, કોઈક દિવસ મળજો ..શરણાઈ.'

રૂપમોહન કેટલીવાર ત્યાં ઊભો રહ્યો. પછી એ, ધીમે પગલે દાદર ઊતરી ગયો.*

---

* નવા વાર્તા-સંગ્રહ મંગલદીપમાંથી

☆

મહાબલિ નામનો એક રાજા હતો. આખી દુનિયા તેણે જીતી લીધી હતી. છતાં તેના જીવને જંપ નહોતો વળતો. પ્રધાનને એકવાર તેણે પૂછ્યું : 'હવે કોઈ રાજ્ય બાકી રહેતું હોય તો બતાવ.' પ્રધાને જવાબ દીધો, 'તમે આખું જગત જીત્યું છે. પણ એક એના કરતાં પણ મોટું રાજ્ય જીતવાનું બાકી રહે છે. તમે એ રાજ્ય જ્યાં સુધી જીતો નહિ ત્યાં સુધી તમારો વિજય અધૂરો જ ગણાય.' રાજાએ આખી દુનિયાનો નકશો હાથમાં રાખી અધીરાઈથી પૂછ્યું : 'ક્યાં છે એ રાજ્ય? મને જલ્દી બતાવ. ઘડીના છઠ્ઠા ભાગમાં હું તે જીતી લઈશ.'

પ્રધાને ઠાવકાઈથી જવાબ દીધો, 'મહારાજ, એ રાજ્યનો રાજા તો બહુ નમ્ર અને નિર્દોષ છે. તેને તો જીતવો સહેલ છે, પણ એનો પ્રધાન બહુ ખટપટિયો છે. એને મારવો મુશ્કેલ છે. અને એને જ્યાં સુધી તમે જીતો નહિ ત્યાં સુધી તમને એ રાજ્ય મળે નહિ.'

રાજાએ ગર્વથી કહ્યું : 'એમ છે! તો એ રાજ્ય હું ન જીતું તો મારું નામ મહાબલિ નહિ, એ રાજ્ય ક્યાં છે તે મને જલ્દી બતાવ.'

પ્રધાને ઠંડે કલેજે જવાબ દીધો, 'એ રાજ્ય તમારા હૃદયમાં છે' રાજા આશ્ચર્યચકિત થઈ ગયો, અને તેણે પ્રધાનને કહ્યું, 'તારી વાત સત્ય છે. આત્મા એ શરીરની અંદર રાજા છે. જ્યાં સુધી એના ખટપટી પ્રધાન મનને જીતી શકાય નહિ ત્યાં સુધી આત્માનું રાજ્ય મળે નહિ, પણ એ પ્રધાન જીતવો કેટલો મુશ્કેલ છે? અને આખું રાજ્ય જીત્યા છતાં જો આત્મા ખોવાનો જ હોય તો એ વિજયની કિંમત પણ શું?' અને રાજા મહાબલિ ખરેખર એ સમયથી બ્રહ્મનિષ્ઠ બની ગયો.



રૂપ અને અરૂપ : ૨૫

દ: બા. કાલેલકર

# ઈંડાંનું અન્વેષણ

ગાંધીજીએ નિર્જીવ ઈંડાં વિષે આ પહેલાં લખ્યું જ છે પણ આ લેખમાં કાકાસાહેબ જે વિચારસરણી રજૂ કરે છે તે પણ દરેકને ગમી જાય તેવી છે. હિંદી 'મંગલ પ્રભાત'માંથી અનુવાદ કરીને ઊર્મિના વાચકો માટે અહીં આ વિચારસરણી રજૂ કરી છે……

શું ખાવું, શું ન ખાવું એ ચર્ચામાં જ ભારતવાસીઓનો ધર્મ પૂરો થાય છે. હજારો વર્ષથી આપણી આ ચર્ચા ચાલે જ છે. તો ય આ બાબતનો આપણો રસ સંતોષાયો નથી. આ બધું જોઈને સ્વામી વિવેકાનંદે સનાતન ધર્મને (જેમાં જૈન ધર્મ પણ આવી જાય છે) 'કિચન રીલિજિયન' (રસોડાનો ધર્મ) કહેલો. શું ખાવું, ક્યારે ખાવું, એટલું જ નહિ, પણ કોના હાથનું બનાવેલું અથવા અડેલું ખાવું કે ન ખાવું એ ચર્ચામાં આપણા દિવસો જાય છે.

સંભવ છે કે યહૂદીઓમાં પણ આ જ જાતની ચર્ચા અખંડ ચાલતી હતી, જેથી થાકીને ભગવાન ઈશુએ એક વાક્યમાં જવાબ આપેલો: 'માણસ પોતાના મોંમાં જે ચીજ નાખે છે. તેનાથી એ વટલાતો નથી, પણ પોતાના મોંમાંથી જે કાઢે છે તેનાથી તે વટલાઈ શકે છે. કોઈની નિંદા કરવી, ગંદી ભાષા બોલવી, ગાળ બોલવી એ જ ખરેખર વટલાવે છે.'

ખાવાપીવાની જે ચર્ચા આપણે કરીએ છીએ તેને રાય ઘટાડવાની જરૂર નથી. પશ્ચિમમાં શાકાહારનો પવન ચાલ્યો છે તેમાં અહિંસાનો વિચાર કદાચ મુખ્ય નથી. પ્રાણીના શરીરમાંથી જે મળે છે એ બધો માંસાહાર તો છે જ:- માંસ, મજ્જા, લોહી વગેરે તો માંસાહાર છે જ, પણ દૂધ અને તેમાંથી બનતી બધી ચીજોને માંસાહારમાં જ ગણવી જોઈએ. પણ એ લોકો મરઘીનાં અથવા બીજાં પક્ષીઓનાં ઈંડાં ખાવામાં દોષ નથી જોતા. આપણે ઈંડાંને આજ સુધી માંસાહારમાં જ ગણતા હતા.

હું નથી માનતો કે આપણા શાકાહારી પશ્ચિમની પ્રેરણાથી દૂધ પીવાનું છોડી દે. ગાંધીજીએ ઘણા સમય સુધી દૂધ છોડેલું ખરું, પણ એની પાછળ ગાય ભેંસ વગેરે પ્રાણીઓ ઉપર દૂધ મેળવવા માટે જે અત્યાચાર થાય છે એ વિચારે તેમણે દૂધ છોડેલું. અને જ્યારે જોયું કે દૂધ વિના ચાલી જ નહિ શકે ત્યારે બકરીનું દૂધ લેવા લાગ્યા.

પણ પશ્ચિમના શાકાહારીઓએ ઈંડાં વિષે ચલાવેલો યુક્તિવાદ આપણા શાકાહારીઓ ઉપર અસર કરી રહ્યો છે. અને તેમાંથી નિર્જીવ ઈંડાં કેમ ન ખવાય એ સવાલ ખૂબ જોસભેર ચર્ચાનો વિષય બની રહ્યો છે. ખુદ ગાંધીજી કહેતા કે કુકડાના સંબંધ વિના મરઘી જે ઈંડાં આપે છે અને જેમાંથી કોઈકાળે બચ્ચું પેદા નથી થતું અને જે લાંબો વખત રાખવાથી અંદરથી સડતાં નથી પણ સુકાઈ જાય છે એવાં ઈંડાં ખાવામાં દોષ નથી. જે ઈંડામાં જીવ નથી અને જીવ પેદા થવાનો સંભવ જ નથી, એ ઈંડાં ખાવાનું દુગ્ધાહાર જેટલું જ નિર્દોષ છે.

આવાં ઈંડાં ખાવાનો તેમણે પ્રયોગ કર્યો નહોતો. પરંતુ ખૂબ ખર્ચ કરીને એવાં ઈંડાં મંગાવીને શાકાહારી દરદીઓને ખવડાવ્યાં હતાં ખરાં.

વર્ધામાં જ્યારે મને કોલેરા થયેલો ત્યારે મને ઈંડાં ખાવાની સલાહ આપી હતી. મેં એ વખતે કહેલું કે હું માનું છું કે આવાં નિર્જીવ ઈંડાં ખાવામાં અહિંસાની દૃષ્ટિએ જરાય દોષ નથી. પણ હું ખાઈશ નહિ. આવાં ઈંડાં ખાવા એકવાર શરૂ કર્યા પછી બીજાં ઈંડાં ખાતાં વાર નહિ લાગે. એટલે જે ખોરાક મેં ત્યાજ્ય ગણ્યો છે તેનાથી દૂર રહું એ જ સારું છે:

હવે ગાંધીજીનાં શિષ્યા મીરાબહેને એક મહત્ત્વનો પ્રશ્ન ઊઠાવ્યો છે.

કાશ્મીરના ઠંડા પ્રદેશમાં રહેવા માટે કંઈક પૌષ્ટિક ખોરાકની જરૂર ઊભી થઈ છે. ઈંડાં લેવાનું તેમને







સૂઝ્યું. તેમની સામે બે રસ્તા હતા, એકલી મરઘીઓ જ રાખવી. કુકડાને રાખવોય નહિ કે તેમની પાસે આવવા પણ દેવો નહિ. આ રસ્તે તેમને જરૂર કુંવારી મરઘીઓનાં નિર્જીવ ઈંડાં મળી શકે અને ધર્મ પણ પાળી શકાય. આમાં મરઘી ઉપર 'જુલમ' ગુજારવાનું, એનું જીવન કૃત્રિમ અને નિરસ બનાવી દેવું અને આ રીતે જે હિંસા થાય તે તરફ આંખ-મીંચામણાં કરવાં એ એક ઉપાય છે. બીજો ઉપાય મરઘીઓ સાથે એકાદ કુકડો રાખીને મરઘીઓને સંતુષ્ટ રાખવી અને તેનાથી જે ઈંડાં મળે છે એનાથી પોષણ મેળવવું.

મીરાબહેનનું કહેવું એમ છે કે કુકડાનો સ્વભાવ ઉદાર હોય છે. કુકડાઓ ખાવાની કંઈક ચીજ જુએ કે તરત પહેલી પોતાની રાણીઓને બોલાવે છે. અને બધી રાણીઓ પેટ ભરીને ખાઈ લે પછી પોતે ખાય છે. નાનું એવું સંકટ આવી પડે તો ય પોતાની બધી પત્નીઓના રક્ષણ માટે જોરશોરથી લડે છે. આવા પત્નીવ્રતી, કુટુંબવત્સલ પતિના સહવાસથી મરઘીઓને વંચિત રાખવી એ મોટી હિંસા, ક્રૂરતા અને પાપ છે. આવું પાપ કરવાથી જે નિર્જીવ ઈંડાં મળે છે તે લેવાને બદલે ચાલુ ઈંડાં લેવાં જ સારાં. આમેય ઈંડાંમાં જીવ હોતો નથી. મરઘી કે યંત્રના સેવન પછી જ ઈંડાંમાં જીવ પેદા થાય છે—આવી વિચારસરણી ચલાવીને તેમણે ચાલુ ઈંડાં ખાવાં શરૂ કર્યાં. મીરાબહેન યુરોપથી આવ્યાં છે. તેમના બાળપણના સંસ્કાર ત્યાંના ખોરાકના છે. તેમની દલીલમાં ખૂબ તથ્ય છે. પણ આપણે તેનાથી એ અનુમાન તારવી શકીએ કે જો ચાલુ ઈંડાં ખાવાં ન જોઈએ તો નિર્જીવ ઈંડાં પણ ન જ ખાવાં જોઈએ. એટલે ઈંડાં ખાવાં જ નહિ. જે લોકો ઈંડાં ખાય છે તે તો ખાવાના જ. આપણા દેશમાં દૂધ પૂરતા પ્રમાણમાં મળતું ન થાય ત્યાં સુધી આપણે તેમને રોકી ન શકીએ. પરંતુ જે લોકોને ઈંડાં ખાવાની ટેવ નથી, અથવા જેમણે ખાવાં છોડી દીધાં છે એ તો એમાંથી એકેય ઈંડાં ન જ ખાય. નિર્જીવ ઈંડાં ખાવાનો રિવાજ નિર્દોષ છે એવી દલીલમાં ન ફસાય. ખાવામાં દોષ આવી શકે છે, પણ ન ખાવામાં તો કોઈ નુકસાન નથી જ.



અમેરિકાની નૌકા-સંશોધન કચેરીએ એક ટેલિવિઝન 'આંખ' શોધી કાઢી છે, તેનાથી વિમાનીઓ વાદળાં, ધુમ્મસ અને અન્ય પ્રકારના ખરાબ હવામાનમાં પોતાની નીચેની જમીન જોઈ શકે છે. આર્મી–નેવી–ઈન્સ્ટ્રુમેન્ટ–પ્રોગ્રામ એ નામ ઉપરથી એને ટૂંકમાં એ. એન. આઇ. કહે છે.

આ યંત્રમાં ટેલિવિઝનની એક સપાટ નળી ઉપર બે પરિમાણવાળું ચિત્ર દેખાય છે. વીજાણુનું એક ગણતરી યંત્ર પેલી નળીમાં સતત માહિતી નાખ્યા કરે છે. એથી વિમાનીને જમીન અને આકાશની માહિતીનું ત્રિપરિમાણ ચિત્ર દેખાય છે.

એમ કહેવામાં આવે છે કે આ સાધનને લીધે વિમાનમાં છ યંત્રો હવે નકામાં થઈ જશે. એ યંત્રો છે કૃત્રિમ ક્ષિતિજ, દિશાસૂચક યંત્ર, હવાવેગદર્શક, ઊંચાઈમાપક યંત્ર, વળાંકદર્શક યંત્ર, ચઢાણનો દર દર્શાવતું યંત્ર.

'ઊર્મિ–નવરચના' અંગે કોઈપણ જાતનો પત્રવ્યવહાર કરતી વખતે કે લવાજમ મોકલતી વખતે, વ્યવસ્થામાં સુગમતા પડે તે માટે, આપના રેપર ઉપર દર મહિને આવતો આપનો ગ્રા. નં. અને આપનું પૂરું સરનામું લખવું ક્યારેય ભૂલશો નહિ.



ઈશ્વર પેટલીકર

# ઓળખચિઠ્ઠી

લાગવગ, ઓળખાણ, સંપેતરાં—એવાં એવાં તો કેટલાંય આપણા જીવનમાંથી હટાવવા જેવાં દુર્ગુણો આપણે રોજ ને રોજ આચરતા હોઈએ છીએ. આ લેખમાં એવી જ સુંદર છણાવટ કરતો જે પ્રશ્ન ચર્ચ્યા છે તે ખરેખર દરેકને વાચનીય અને મનનીય નીવડે તેવો છે........

નડિયાદ આવ્યું અને રાખેતા મુજબ બાબુભાઈ ડબ્બામાં ચડ્યા, મારી સામે એમણે જગા લીધી અને કાયમનો સવાલ પૂછ્યો: 'શી નવાજૂની છે?' મેં કહ્યું: 'તમે આપો તે.' બીજી વાતોએ ચડીએ ત્યાં એમને યાદ આવતાં પૂછ્યું: 'હરિજન આશ્રમ કયા નંબરની બસમાં જવાય છે?'

હું: 'કેમ આજ કારખાનાને બદલે આશ્રમ જવું છે?'

બાબુભાઈ: 'એક જણની ચિઠ્ઠી છે તે પહોંચાડવાની છે.'

હું હસ્યો, બોલ્યો: 'ટપાલમાં નાખવાની જ ચિઠ્ઠી લખનારને સલાહ આપવી હતી ને?'

બાબુભાઈ: 'મેં કહ્યું પણ ખરું. મારે પૂર્વમાં જવાનું અને આશ્રમ પશ્ચિમમાં. પણ એમણે આગ્રહ રાખ્યો અને સંબંધી રહ્યા એટલે શું થાય? ચોખ્ખી ના પાડીએ તો માઠું લાગે.'

હું: 'પણ તમારે દલીલ તો કરવી હતી કે, કાગળ નડિયાદથી પંદર પૈસામાં આશ્રમે પહોંચે તેને બદલે મારે પહોંચાડવા જવું હોય તો ૩૧ પૈસા બસ ભાડું થાય અને દોઢ કલાકનો સમય બગડે તે નફામાં.'

બાબુભાઈ: 'આશ્રમમાં ટેલીફોન તો છે ને? ફોન કરીને એ ભાઈને જ બોલાવીશ એટલે તે આવીને લઈ જશે.'

હું: 'તમારે બદલે એમને એટલો સમય બગડશે. એના કરતાં ચિઠ્ઠી ઉતાવળની ન હોય તો પોસ્ટમાં નાખી દેશો એટલે પતશે.'

બાબુભાઈ: 'આવતી કાલે પહોંચે તો ખાટુંમોળું થઈ જાય તેવું તો નથી.'

ગામડા ગામમાં આવું ચિઠ્ઠી પહોંચાડવાનું કામ સહેલું ગણાય. પરંતુ શહેરમાં તો એ પાલવે જ નહિ. છતાં નડિયાદ જેવા શહેરના માણસો પણ આવી ચિઠ્ઠી આપે અને લઈ જનારને આગ્રહ કરે ત્યારે કેવું વિચિત્ર કહેવાય? અને આપણો વ્યવહાર પણ કેવો કે ના ન પાડી શકાય?

આ વિષયની અમે આમ બને ચર્ચા કરતા હતા ત્યાં મારી બાજુમાં બેઠેલા પ્રવાસી મિત્ર બોલી ઊઠ્યા: 'ચિઠ્ઠી પહોંચાડવાની લપ વળગાડે ત્યાં સુધી તો પહોંચી વળાય. છેવટે પોસ્ટ ઘરની ટિકીટ ચોડીને નાખી દઈએ એટલે પતી જાય. પરંતુ આપણા ઘણા ઓળખીતા અને વગર ઓળખીતાઓને ચિઠ્ઠીઓ લખવાની કુટેવ હોય છે તે તો નાકે દમ આણી દે છે.'

એનો દાખલો આપતા એ ભાઈએ ઉમેર્યું: ''મારા ઉપર એક ભાઈ ચિઠ્ઠી લઈને આવ્યા. સૂરતથી એમની બદલી વડોદરા થઈ હતી. એટલે એમને ઘર શોધી આપવાની અને એ ન મળે ત્યાં સુધી એમના રહેવાનો બંદોબસ્ત કરી આપવાની તેમાં મારા ઉપર ફરજ લાદવામાં આવી હતી.'

એ સાંભળીને બીજા ભાઈ બોલી ઊઠ્યા: 'ગામગામમાં રહેતા સગાઓ પણ શહેરની અગવડ સમજ્યા વિના આવી ચિઠ્ઠીઓ લખતા હોય છે.'

વાત કહેનાર ભાઈ જોરથી બોલી ઊઠ્યા: 'શહેર–ગામડાના તો જવા દઈએ પણ ચિઠ્ઠી લખનારે પોતાનો કેટલો અધિકાર–સંબંધ છે તેનો તો ખ્યાલ રાખવો જોઈએ. આ ભાઈને અને મારે એવો કોઈ અંગત સંબંધ ન હતો. નહોતા એ મારે ઘેર કોઈ વખત આવેલા, નહોતો હું એમને ઘેર કોઈ વખત ગયેલો. આપણે જેમ અત્યારે અહીં ચર્ચા કરીએ છીએ તેમ વડોદરા સૂરત વચ્ચેની મુસાફરી કરતાં એ મળી ગયેલા. વાતોમાંથી ક્યાંના છો અને શું કરો છો તેવી જિનજરૂરી પૂછપરછ કરી તે ગુનાની શિક્ષા તરીકે એમણે ચિઠ્ઠી લખી હતી.''

એક ભાઈએ શંકા કરી : 'એટલા ઉપરથી કોઈ લખે?'

જવાબ : 'એવું તો બનતું હોય છે કે વાતો કરતાં બંને એકબીજાના ઓળખીતાના પરિચયમાં હોય. મારી સાથે ભણતા બે ત્રણ જણ સૂરત રહે છે તેમને એ ઓળખતા હતા, એ ઉપરથી એમણે મારી ઉપર ચિઠ્ઠી લખવાનો હક માન્યો.'

'પછી તમે શું કર્યું?'

'મેં ચિઠ્ઠી ફાડી નાખી અને સવિનય પેલા ભાઈને કહી દીધું કે એમને અને મારે એવો કોઈ સંબંધ કે પરિચય નથી કે એ મારા ઉપર ચિઠ્ઠી લખી શકે. છતાં એમને એવી ચિઠ્ઠીઓ લખવાનો હડકવા હોય તો મારી એને ભોગ બનવાની તૈયારી નથી.'

એક ભાઈ, 'આપે ચોખ્ખું કહી દેવા કરતાં, ગોળ ગોળ ભાષામાં કહ્યું હોત તો વધારે સારું ન દેખાત?'

જવાબ : 'પેલા ભાઈને બોધપાઠ આપવાની રીતે આ જ સારું હતું એમ હું માનું છું. એ ભાઈ જઈને એમની ચિઠ્ઠીની શી દશા થઈ અને શો જવાબ મળ્યો તે કહેવાના તો ખરા જ, એટલે ભવિષ્યમાં ચિઠ્ઠીઓ લખતાં વિચાર કરશે.'

'ઘણા તો પોતાની ચિઠ્ઠીને આવકાર મળશે કે નહિ, તેનો વિચાર કરતા નથી. ચિઠ્ઠીનું કંઈ ન ઊપજે તો પણ એમને દુઃખ થતું નથી. કેવળ પોતાને કેટલાં કેટલાં ઓળખાણો છે તેનું પોતાના ઓળખીતાઓ આગળ પ્રદર્શન કરવા ચિઠ્ઠીઓ લખતા હોય છે.'

'સાચી વાત છે. મને પણ એક સ્નેહીનો અનુભવ છે. હું એમને કહું છું ત્યારે એ કહે છે એમાં આપણું શું ગયું? એ કામ થયું તો ઠીક, નહિ તો નુકશાન શું છે?'

બાબુભાઈ: 'આવા તો ઘણા માણસો હોય છે.'

હું: 'શું ગયું એ તો આ ભાઈએ ચિઠ્ઠી ફાડી નાખીને જે ઉત્તર આપ્યો, તેવું બને ત્યારે એમને સમજાય. આપણો સામા ઉપર જેટલો અને જે પ્રમાણમાં હક્ક પહોંચતો હોય તેટલા પ્રમાણમાં જ ચિઠ્ઠી–ભલામણ કરી શકાય. વળી હક્ક ગમે તેટલો પહોંચતો હોય પણ જેનું જે કાર્યક્ષેત્ર હોય તેને લગતું કામ સોંપવામાં ડહાપણ કહેવાય. બાકી, આપણા ગમે તેવા નિકટના સ્નેહી હોય પણ શાલિગ્રામથી મરિયાં ન વટાય તેમ સ્નેહીને એના ક્ષેત્ર બહારનું અને બિનજરૂરી કામ ન સોંપાય.'

એક ભાઈને સ્પર્શી ગયું હોય તેમ એ બોલી ઊઠ્યા, 'એ વિવેક તો આપણા નિકટના મિત્રો પણ કરતા હોતા નથી. હું વડોદરા રહું છું. એટલે મિત્રો ભલામણ કરતી ચિઠ્ઠી લખે કે આ ભાઈ મારા સગા છે અને એ વડોદરા જોવા આવ્યા છે તો એમને રાજમહેલ, કમાટીબાગ, આજવા સરોવર બતાવજો. એમને અગવડ ન પડે માટે જરૂર જોડે જજો. એ લખતી વખતે મિત્રને એ ખ્યાલ નથી આવતો કે સરકારી નોકરી કરતો માણસ એવી ફુરસદ ક્યાંથી કાઢશે?'

હું : 'ચિઠ્ઠી લખનાર તે વખતે પોતાની અંદર રહેલી ભાવના અને સ્નેહ વ્યક્ત કરે છે, પરંતુ એ ભૂલી જાય છે કે સ્નેહી પોતાને ઘેર આવે ત્યારે એવો અભિષેક ભલે પોતે કરે, પરંતુ બીજા સ્નેહી ઉપર એ ફરજ લાદી શકાય નહિ. અરસપરસ એવી ફરજ ચીંધી શકાય પણ એમાં વિવેક જળવાવો જોઈએ અને ચિઠ્ઠી જેના ઉપર લખીએ તેનો સૌ પ્રથમ ખ્યાલ કરવો જોઈએ. આપણે નિકટના સ્નેહી હોઈએ તો આપણા માન ખાતર પણ ચિઠ્ઠી લખી હોય તેને અમલ કરવો પડે. આપણને માઠું લાગશે એ ભયે સ્નેહી આપણને એ અંગે કંઈ ન કહે, તેમ બનવાનું અને ચિઠ્ઠીનો અમલ સારી રીતે થયો કરી ચિઠ્ઠી લઈ જનાર એમાં વખાણ કરે એટલે આપણે જોસમાં આવી જઈ બીજા કોઈને એથી વધુ ઉમંગમાં ચિઠ્ઠી લખવા તત્પર થઈએ છીએ. પરંતુ જો સામાની સ્થિતિનો વિચાર કરીએ તો એને અગવડમાં ન મૂકીએ તે રીતની ચિઠ્ઠી લખવાનો પણ ખ્યાલ રહે.'

બાબુભાઈએ મને પૂછ્યું : 'તમને તો આવા સારા પ્રમાણમાં અનુભવ થતા હશે.'

હું : 'થાય જ. અમુકની સાથે આપણને વાત કરતા જોયા હોય તે ઉપરથી ચિઠ્ઠી લેવા આવે અને હું કહું કે મારે એમની સાથે એવો સંબંધ નથી, તો એ તરત હવાલો આપે કે અમુક દિવસે તમે એમની સાથે વાત કરતા હતા ને? હું કહું કે વાત કરવી એટલે સંબંધ થઈ ગયો એમ ન ગણાય. અને એવા થોડા પરિચયે પણ ચિઠ્ઠી લખી શકાય, જો કામનો નવો પ્રકાર હોય તો. વળી નિકટના મિત્ર હોય તેને પણ કામ ચીંધી શકાય. તેવું હોય તો—પણ એનું પ્રમાણભાન રાખવું જોઈએ. વારંવાર આપણે મિત્રને પણ બીજાનું કામ ન સોંપી શકીએ.'

બાબુભાઈ: 'પણ ઓળખીતા આવીને વળગે એટલે શું થાય? મારા એક મિત્ર મોટા હોદ્દા ઉપર છે. નોકરીમાં રાખવાની સત્તા એને છે. મારી ચિઠ્ઠીથી ચાર પાંચને નોકરી મળી ગઈ એટલે એનો પ્રચાર એટલો થયો કે મારું સીધું ઓળખાણ ન હોય તો બીજાનું ઓળખાણ લઈને જે તે આવે છે. હું રહ્યો વ્યવહારિક માણસ એટલે ના પાડતાં સંકોચ થાય છે.'

હું: 'એક સ્નેહી પણ તમારા જેવી વાત કરતા હતા. છેવટ એમણે વ્યવહારિક ઉપાય શોધી કાઢી પોતાની મૂંઝવણ ટાળી એમ કહ્યું હતું. ચિઠ્ઠી લખી આપે ખરા પણ મિત્રને કહી રાખેલું કે મારે અંતરની ઇચ્છાથી ભલામણ કરવાની હશે તો હું તમને સીધો ટપાલ મારફત પત્ર લખીશ. મતલબ કે, બે પ્રકારની ચિઠ્ઠી, એક દેખાવ પૂરતી લખેલી અને બીજી સાચી!'

એક ભાઈ: 'પરંતુ કોઈને આપણી ચિઠ્ઠીથી નોકરી મળતી હોય તો ખોટું શું છે? બેકારીના જમાનામાં ધંધે વળગે તેવું આંગળી ચીંધ્યાનું પુણ્ય શું કામ ન લેવું? નોકરીની લાયકાતમાં એ આવતો હોય તો એને ચિઠ્ઠી લખી આપવામાં વાંધો શો?'

હું: જેને નોકરી આપવાની છે તેના આપણે એક માત્ર મિત્ર નથી. આપણા જેવા બીજા પણ એની ઉપર ચિઠ્ઠી લખનાર છે. એને પોતાનું કામકાજ ચલાવવા ખુલ્લી હરીફાઈમાં મોખરે આવ્યા હોય તેને લેવા જરૂરી ગણાય. વળી સત્તા જેની પાસે છે તેના મિત્ર પાસે ચિઠ્ઠીઓ લેનાર આટલા આવે છે. તો એની પાસે સીધા જનારની પણ સંખ્યા કેટલી હશે? એ સ્થિતિમાં આપણે વિવેક રાખ્યા વગર ચિઠ્ઠીઓ ઉપર ચિઠ્ઠીઓ લખ્યા કરીએ તો શોભે નહિ. આંગળી ચીંધ્યાનું પુણ્ય કરવાની ના નથી, પરંતુ એ પુણ્ય જેને સાચેસાચ કરવાનું છે તેની મૂંઝવણ વધે નહિ તે પણ જોવું જોઈએ ને!'

વળી કોઈ વખત આપણે ચિઠ્ઠી લખીને મિત્રને મુશ્કેલીમાં પણ મૂકી દઈએ છીએ. જેને આપણે ઓળખીએ છીએ અને અભિપ્રાય જે અંગને નથી ઓળખતા તેનો આપીએ છીએ. શાળાના એક કાર્યક્રમ અંગે બહારગામ ગયો હતો, એક ઓળખીતા મળી ગયા. ખાદીધારી હતા. સ્વરાજ્યની લડતમાં ભાગ લઈ સહન પણ કર્યું હતું. એમણે લડતમાં ઠીક ઠીક સહન કરેલું એ ખ્યાલથી એમના તરફ મને માન હતું. એમણે મોટા પાયા પર ખેતી શરૂ કરી હતી. વાતો નીકળી તેમાંથી ટ્રેક્ટરના લોખંડના પૈડાં વિના એ બેસી રહ્યા હતા અને મારા એક મિત્ર પાસે એ વધારાનાં પડ્યાં હતાં. એમણે વાત કરી કે અમે તે મંગાવ્યાં છે એટલે આવતા લગી જો એ વાપરવા મળે તો અમારો વખત બગડે નહિ. મેં સ્વાભાવિક રીતે મિત્ર ઉપર ચિઠ્ઠી લખી આપી કે ભાઈ મારા પરિચિત છે અને એમને પૈડાં વાપરવા આપજો.

મારી ચિઠ્ઠીથી મિત્રે રૂ. ૯૫૦ નાં પૈડાં વાપરવા આપ્યાં. એને ધાર્યા કરતાં વધુ વખત થયો છતાં ન પૈડાં પાછાં મળે. મિત્રે લખ્યું કે જો તમારા ઓર્ડરના માલનું ઠેકાણું ન હોય તો મારાં આ પૈડાં ખરીદી લ્યો. નવાં જ તમને આપેલાં છે. અગર મહેરબાની કરી પાછાં આપો. બંનેમાંથી એકેયનો અમલ ન થાય એટલું જ નહિ પણ પત્રનો જવાબ સુદ્ધાં ન આપે! મિત્રે મને વાત કરી. તમે આવા માણસને ચિઠ્ઠી લખી આપી તેમ ઠપકો ન આપ્યો. પણ મને ચટપટી થયા વિના કેમ રહે? મિત્ર પોતે બાહોશ અને આવી





પ્રદ્યુમ્ન કંચનરાય દેસાઈ

# પરદેશી બતકો

આપણી પરદેશી બતકો વિષેનો આ ત્રીજો અને છેલ્લો હપતો છે. ખૂબ જ અભ્યાસ પછી લખાતા આ લેખો વાચકોને તો પ્રિય થઈ પડ્યા જ છે, અભ્યાસુઓને મદદરૂપ પણ થઈ પડ્યા છે. ગુજરાતી સાહિત્યમાં આ જાતનું સાહિત્ય બહુ જૂજ છે જેમાં આ લેખકનું સ્થાન મોખરે ગણાય……

હવે આપણે જે બતકો જોઈએ છીએ તે તમામ પોતાનો આહાર પાણીને તળીએથી શોધવા માટે ડુબકી મારવાની ખાસીયતવાળી છે. તેમાં જે છેલ્લી છે તે પરદેશી પણ નથી અને ડુબકી મારવાવાળી પણ નથી.

### લાલ ચાંચ બતક

લાલ ચાંચ બતકનું કદ આપણે અગાઉ જોઈ ગયા તે સીંગપર અથવા તો નીલશીર બતકને મળતું આવે છે. આ બતક બતકના કુટુંબમાં સૌથી આકર્ષક છે. તેની સાથે બહુ સોહામણા રંગ પણ છે. તેનો વસવાટ તળાવ, સરોવર, નદી અને એવા પાણી ઉપર છે. પણ તેને સામાન્ય તો ન જ કહી શકાય. બતકના વીસ પચીસ વરસના મારા અભ્યાસમાં આ લાલ ચાંચ બતક બહુ જૂજ જોવામાં આવી છે. આજથી વીસ બાવીસ વરસ પહેલાં એક વખત તેઓની મોટી સંખ્યા ઊતરી પડી હતી. એટલે તેની બે ચાર જોડી સિવાયનું એક જળાશય જોવામાં આવતું ન હતું. પણ ત્યાર પછી તેની સંખ્યા તો એટલી જોવામાં આવી નથી એટલું જ નહિ પણ જૂજ ગણતરીની બતક પણ ભાગ્યે જ જોવામાં આવી છે. અને છેલ્લાં દશ વરસમાં તો તેઓ ચોક્કસ મારા જોવામાં આવી નથી. સ્વભાવે તેને ડરપોક કહી શકાય એટલે દરેક વસ્તુને વહેમની નજરે જુવે છે અને તેને ખાતરી ન થાય તો તરત જ ઊડી નીકળે છે. ડુબકી મારવામાં કાબેલ હોવાથી તેને ઊંડું પાણી વધારે ગમે છે. તેના નરનો માથાનો રંગ

---

સ્થિતિમાં પહોંચી વળે એટલે માંડમાંડ એમાંથી છૂટ્યા. શુદ્ધ વર્તનનો મિત્ર હોત તો એને મુશ્કેલીમાં મૂકાવું પડત. આમ કોઈ વખત આપણે જેનું અમુક પાસું ન ઓળખતા હોઈએ તે અંગે ચિઠ્ઠી લખીને સામાને ઉપાધિમાં મૂકી દઈએ છીએ.

અરસપરસ એકબીજાને મદદરૂપ થવું તે ભાવના જરૂરી છે પરંતુ આપણા સ્નેહી–સગા માટે આપણે જેટલા પ્રમાણમાં મદદરૂપ થવાની ભાવના સેવીએ, તેટલા જ પ્રમાણમાં ચિઠ્ઠી લખી આપણે એ ભાવના આપણા બીજા સ્નેહી ઉપર લાદીએ તે વ્યાજબી ન ગણાય. એને ઉપયોગી થવા માટે બીજાને કેટલો બોજો પડશે અને તે માટે એને કેટલી અનુકૂળતા–પ્રતિકૂળતા છે તેનો ચિઠ્ઠી લખતાં પહેલાં વિચાર કરવો જોઈએ.

ચિઠ્ઠી લખવામાં આપણું શું જાય છે. લખોને ચિઠ્ઠી, નહિ સ્વીકારાય તો કંઈ વાંધો નહિ, એ ભાવથી ચિઠ્ઠી લખી સારી ન ગણાય. આપણી લખેલી ચિઠ્ઠી સ્વીકારવી જોઈએ તેવો આગ્રહ કે મમત રાખી ન શકાય. કારણ કે, ચિઠ્ઠી સ્વીકારનારના સંજોગો ઉપર તેના અમલનો આધાર રહે છે. પરંતુ લખતી વખતે મનમાં એવો ભાવ હોય તો ચિઠ્ઠી લખવાનું ટાળવું જોઈએ. આપણો પોતાનો સ્વભાવ ઓછા કે વધતા ઓળખીતાને મદદરૂપ થવાનો હોય તે પ્રમાણે આપણે ગમે તેનું કામ કરી છૂટીએ તે બરાબર છે પરંતુ એવી જ આશા આપણા બીજા મિત્રો–સંબંધીઓ પાસે રાખી આપણે એમને એવાં કામ સોંપી ન શકીએ. આપણે એમની પ્રકૃતિ અને એમની અનુકૂળતાનો વિચાર કરવો જોઈએ. અને એ વિવેક કર્યા પછી આપણને ચિઠ્ઠી લખવાનું મનમાં ઠસે તો જરૂર તે લખવી, પરંતુ એ ચિઠ્ઠીના બૂરા હાલ થશે તો પણ પરવા નહિ એમ સમજીને ચિઠ્ઠી લખવી, એ તો પોતે પોતાના વ્યક્તિત્વનું અપમાન કર્યા બરાબર ગણાય. અને એથી ચિઠ્ઠીઓ લખતાં આપણે બંધ થવું જોઈએ.





ચેસ્ટનટ કથ્થાઈ, તેમાં ધોળી અણીવાળી રાતી ચાંચનો પ્રકૃતિએ સુંદર મેળ કર્યો છે. તેના માથા ઉપરનાં પીંછાં ઊભાં રહેવાથી તે અર્ધખીલ્યા ગુલાબના ફૂલ જેવી ચોટી જણાય છે. નીચેના ભાગો કાળા અથવા કાળાશ પડતા કથ્થાઈ કહી શકાય. કથ્થાઈ પાંખોમાં ધોળી લીટીઓ પડે છે જ્યારે પડખાંનો ધોળો રંગ તરી આવે છે. આંખો અને પગો રાતા રહે છે. જ્યારે માદાનો રંગ પીળો રાખોડી પણ માથુ અડધું ઘેરું કથ્થાઈ હોય છે. અને માથા ઉપર થોડી ચોટી જણાય છે તેના ગાલ ઝાંખા અને પગનો રંગ આછો નારંગી કથ્થાઈ રહે છે. અને ચાંચનો રંગ કાળો અને અણી રાતી કથ્થાઈ રહે છે. તેનો રંગ આવો હોવાથી તેનો નર તદ્દન જુદો તરી આવે છે.

લાલ ચાંચ બદક પોતાનું કુટુંબ ઊછેરવા માટે દક્ષિણ યુરોપ, રશિયા, ઉત્તર આફ્રિકા અને અફઘાનિસ્તાનમાં પહોંચી જાય છે. ત્યાં આગળ કુટુંબને પરવશ કરીને શિયાળો ગાળવા ભારતની મુલાકાત લે છે. અને ભારતમાં ગુજરાત, સૌરાષ્ટ્ર અને કચ્છનો સમાવેશ થઈ જાય છે.

લાલ ચાંચ બદક ઊડવામાં તેજ છે એટલે પાણી ઉપરથી તરત જ હવામાં સરવા લાગે છે. વળી આ બદકને એકાન્ત જળાશય વધારે પસંદ છે જેમાંથી તે પાણીની વનસ્પતિ અને જીવાતનો તળીએથી કે સપાટી ઉપરથી આહાર મેળવી લે છે.

અંગ્રેજીમાં લાલ ચાંચ બદકને The red-crested pochard કહેવાય છે અને વિજ્ઞાનિક રીતે ઓળખવા માટે Netta rufina (pallas) કહેવામાં આવે છે.

### લાલ શીર

આ લાલ શીર બદક પખ્તી ચાંચ કરતાં કદમાં સહેજ નાની રહે છે. આપણે ત્યાં પરદેશથી આવતી તમામ બદકોમાં આ બદક બહુ જ સામાન્ય છે પણ તેની સંખ્યા છેલ્લાં વરસોમાં ઘટતી જણાય છે. છતાં બહુ સહેલાઈથી જોવા મળે છે. ડૂબકી મારી ખોરાક મેળવવાવાળી બદકમાં તેનો નંબર પહેલો આવે છે. જ્યારે પાણી ઉપર બેસે છે ત્યારે નરમ બેસતી હોવાથી તેને ઊડવું સહેલું પડતું નથી. આથી ઊડવા માટે તેને દોડ મારવી પડે છે. તે પાંખો બહુ વેગથી ધમે છે છતાં તે ટૂંકી હોવાને કારણે તેમાં ગતિ નથી. અથવા વેગ પકડી શકતી નથી. સ્વભાવે તે સમુહચારી છે. અને એક વખત પાણી ઉપર બરાબર બેઠક જમાવી દીધા પછી તેને ઊડાડવી મુશ્કેલ પડે છે. તરવામાં સારી ઉતાવળ બતાવે છે. તેનું આગમન ક્યારેક ઘણું વહેલું જોઈ શકાયું છે. આહારમાં તો તે તળીએથી અને સપાટી ઉપરથી જે ખોરાક બીજી બદકો ખાય છે તે જ શોધીને લે છે.

તેના નરના માથાનો રંગ ઘેરો કથ્થાઈ, ઉપલી છાતી કાળી અને આખા બદન ઉપર રાખોડી રંગની બહુ બારીક લીટીઓનું ચીતરામણ રહે છે. પૂંછડી કાળી અને કથ્થાઈ પાળી હોય છે. ચાંચ રાખોડી રંગની પણ મૂળમાં અને અણી ઉપર કાળાશ જોવામાં આવે છે. આ બદકને પાંખમાં ડાઘ રહેતા નથી. માદાનો રંગ ટપકીવાળો ધોળો કથ્થાઈ આંખે કથ્થાઈ રંગની અને બદન રાખોડી કથ્થાઈ તેમાં ન વરતાય એવી લીટીઓની ભાત, પૂંછડી કથ્થાઈ. ઉપલી છાતી રતાશ પડતી કથ્થાઈ. નર માદાની બન્નેની છાતી રાખોડી રંગની રહે છે. અથવા મેલી ધોળી પણ હોય છે. જેમાં રતાશ જોવામાં આવે છે. નાની ઉંમરના નરનો રંગ માદાના રંગને મળતો આવે છે પણ તેની છાતી કાળા રંગની માલૂમ પડે છે.

તેઓ પોતાનાં બચ્ચાં ઉછેરવા ઉત્તર યુરોપ અને રશિયામાં જાય છે. અને શિયાળો ગાળવા ગુજરાત સૌરાષ્ટ્ર અને કચ્છ ઉપરાંત સારા ભારતમાં પહોંચી જાય છે.

લાલ શીર બદકને અંગ્રેજીમાં The common Pochard અથવા Dun-bird કહે છે અને Aythya ferina એ વિજ્ઞાનિક નામ છે.

### ધોળી આંખ અથવા કારચીયા

લાલ શીર કરતાં થોડી કદમાં નાની ધોળી આંખ બદક

આપણને ગોળ જણાય છે. આ બદક બહુ મોટી સંખ્યામાં જોવામાં આવતી નથી છતાં નથી આવતી એમ તો નથી. વળી તેઓ જોડીમાં કે પોતાના સમુહમાં જોવામાં આવે છે. સ્વભાવે દરેક પ્રકારના પાણીને તે પસંદ કરે છે. તેની પાંખો સામાન્ય રીતે ટૂંકી કહેવાય. છતાં તે પાણી જલદી છોડી શકે છે. અને એક વખત ઊડી નીકળ્યા પછી વેગ પણ સારો બતાવે છે. જ્યારે તે ઊડતી હોય છે ત્યારે પાંખમાં રહેતો ધોળો ડાઘ બહુ આબાદ જોવામાં આવે છે. જેનાથી તેને વરતવાની સહેલ થઈ પડે છે.

નરનો રંગ ઘેરો રતાશ પડતો કથ્થાઈ અથવા કથાડો હોય છે. ઉપરની પીઠ કાળાશ પડતી કથ્થાઈ. પાંખો ઘેરી કથ્થાઈ. પાંખમાં ધોળો ડાઘો રહે છે અને પૂંછડી નીચે આવતાં પીંછાં પણ ધોળાં રહે છે. ઉપલી છાતી સરસ રતાશ પડતી કથ્થાઈ અને બાકીનો નીચેનો ભાગ ધોળો હોય છે. આંખનો રંગ તો તેનું નામ જ બતાવી આપે છે. જ્યારે ચાંચ અને પગો સલેટીયા રંગના હોય છે. માદામાં રતાશ ઓછી હોય છે અને આંખો પીળાશ પડતી રહે છે. નાની ઉંમરની બદકમાં પણ આંખનો રંગ તેવો જ રહે છે.

તેઓ પોતાનાં બચ્ચાં મધ્ય યુરોપ, મધ્ય એશિયાથી કાશ્મીર સુધી ઉછેરે છે અને શિયાળો ગાળવા આખા ભારતની મુલાકાત લે છે એટલે આપણે ત્યાં તો તેઓ જરૂર જોવામાં આવે છે. અને આહારમાં તેનાં બીજાં સગાં જે લે છે તે આ બદક પણ ખાય છે.

કારચીયા અથવા ધોળી આંખ બદકને અંગ્રેજીમાં The white eyed Pochard કહેવાય છે. અને વિજ્ઞાનિક રીતે ઓળખવા માટે Aythya nyroca (Guldenstadt) કહેવામાં આવે છે.

## ચોટીલી કાબરી બદક

લુહાર બદકના કદને મળતી આવતી આ ચોટીલી કાબરી બદક દરેક પ્રકારનાં પાણી પસંદ કરે છે આથી શિયાળામાં તેઓ સામાન્ય રીતે જોવામાં આવે છે. બહુ પાણીની સપાટીથી નીચી બેસે એટલે ઊડતી વખતે તેને થોડું પાણી ઉપર દોડવું પડે છે આથી સમજી શકાય કે તેની પાંખો લાંબી નથી. ડુબકી મારવાવાળી છે. એટલે તળીએથી ખોરાક શોધી લાવી પેટ ભરી શકે છે. આ બદક દરીઆના ખારાં પાણીમાં પણ તરતી જોવામાં આવે છે. ઘણી જાતની પરદેશી બદકો સંખ્યામાં ઘટતી જાય છે તેમાં આ બદકનો પણ સમાવેશ થઈ શકે છે. તેનો ખોરાક બીજી બદકોથી જુદો નથી.

નરનો રંગ મુખ્ય કાળો અને ધોળો છે. છાતી સુધીનો ઉપરનો તમામ ભાગ કાળો છે. અને પેટાળ સફેદ છે. પાંખમાં ધોળો ડાઘ આવે છે. પાંખો ઘેરી કથ્થાઈ અને કાળા ચોટીવાળા માથામાં સોનેરી પીળી આંખો સરસ અને છેટેથી જોવામાં આવે છે. ચાંચ રાખોડી અને પગનો રંગ સલેટીયો હોય છે. નરના તાલકા ઉપરનાં પીંછાં ઊંચાં હોય છે આથી ચોટી જેવો દેખાવ લાગે છે અને છે પણ ખરી. આ ચોટી માદાને આવતી નથી. અથવા નહિવત્ હોય છે. જ્યાં નરનો રંગ કાળો તથા માદા કથ્થાઈ રંગની. પાંખમાં આવતો ધોળો ડાઘો નર કરતાં ઘણો નાનો, પડખાં મેલાં ધોળાં અથવા આછાં કથ્થાઈ હોય છે. કેટલીક માદાને ચાંચ ફરતી ધોળી કોર રહે છે. જે આપણને દરીઆઈ બદકની માદા હોય એવી ભૂલ ખવડાવે છે. પણ આ કોર દરીઆઈ બદકમાં આવે છે એટલી ચોખ્ખી નથી આવતી. નાના નરો માદાના રંગના આવે છે.

અંગ્રેજીમાં ચોટીલી કાબરી બદકને The tufted pochard અને Aythya fuligula (linn) એ એનું વિજ્ઞાનિક નામ છે.

આ બદક પોતાનું કુટુંબ ઉછેરવા ઉત્તર યુરોપ, સાઈબીરિયા અને જાપાન સુધી મુસાફરી કરે છે અને ત્યાં બચ્ચાંને ઉછેરીને શિયાળો ગાળવા આપણે ત્યાં આવી જાય છે.

## દરિયાઈ બદક

લુહાર બદકના કદને મળતી આવતી આ દરીઆઈ બદક ઘણી રીતે ચોટીલી કાબરી બદકને મળતી આવે



છે. માત્ર આ બદકને ચોટી રહેતી નથી અને પીઠ ઉપર બારીક લીટીઓ રહે છે. રંગમાં પણ ચોટીલી બદકને નર મળતો આવે છે. પીઠ ઉપર લીટીઓ આવતી હોવાથી તે રાખોડી રંગ હોય એવું જણાય છે. માથા ઉપર જાંબુડીયા રંગની ઝાંય પડે છે. માદાને ચાંચ ફરતી ધોળી કોર રહે છે. તેનું માથું ઉપલી છાતી અને સામાન્ય રંગ કાળાશ પડતો કથ્થાઈ અને બાકીનો ઉપરનો ભાગ કથ્થાઈ રંગનો આવે છે. નીચલી છાતી પેટાળ અને પડખાં મેલા ધોળા રંગનાં રહે છે તેમાં ચોખ્ખી લીટીઓ બતાવી નથી.

આ બદક મીઠા પાણીને પસંદ કરવાવાળી નથી. છતાં બહુ ભાગ્યે જ તે મીઠા પાણી ઉપર આવી ચડે છે. મારા લગભગ પચ્ચીસ ઉપરાંત વરસના અનુભવમાં માત્ર એક વખત તે હાથ કરતાં જોવામાં આવી હતી અને ના૦ ધર્મકુમારસિંહજી સાહેબે તેની ઓળખાણ પાડી હતી. બધેલાં મચ્છી કીડા જે દરીઆકાંઠે હોય છે તેનો તે આહાર કરે છે.

આ દરીઆઈ બદક પોતાની પ્રજા ઉછેરવા માટે યુરોપ અને એશિયાના હિમ પ્રદેશમાં ચાલી જાય છે. ત્યાંથી આપણી બાજુ બહુ જ ભાગ્યે જ આપણી બાજુ ચડી આવે છે.

અંગ્રેજીમાં દરીઆઈ બદકને The scaup કહેવાય અને Aythya marila marila (linn) એ એવું વિજ્ઞાનિક નામ છે.

### ગીરજા

આપણે અગાઉ ત્રણ આપણી દેશી બદકો જોઈ ગયા તેમાં આ ચોથીનું સ્થાન છે. જો કે તેઓ સૌરાષ્ટ્રમાં પ્રજોત્પત્તિ કરતી નથી પણ ગુજરાતને તેને માટે પોતાનો દેશ માને છે. તેનું કદ કબૂતર જેવડું છે. શિયાળામાં સૌરાષ્ટ્રમાં કોઈ કોઈ વખત ચડી આવે છે જ્યારે કચ્છમાં તેની ગણતરી એક રખડુ બદકમાં આવે છે. પણ ભારતમાં તેની વસ્તી ઘણે ઠેકાણે છે. ભાવનગર પાસે આવેલા ભુંભલી ગામના તળાવમાં આજથી વીસ બાવીસ વરસ પહેલાં તેઓ સારી એવી સંખ્યામાં આવી હતી તે પહેલાં કોઈ વખત જોવામાં આવેલી નહિ. ત્યારપછી ૧૯૫૬-૫૭ માં પણ તેની જૂજ સંખ્યા તે જ તળાવમાં આવી હતી. ઘણી રીતે તે નુક્તા બદકને સ્વભાવમાં મળતી આવે છે. અને માળો પણ તે બદક માફક બનાવી બચ્ચાં પણ તે જ માફક ઉછેરે છે. જેના માળા જુલાઈથી સપ્ટેમ્બર માસમાં જોવામાં આવે છે. અને પાણીની વનસ્પતિ બધેલાં બીયાં અને દાણાનો આહાર કરે છે.

આ બદક આપણને નાનામાં નાની લાગે છે અને જાણે નાની નુકતા બેઠી હોય એવી જ લાગે છે પણ તેની ચાંચ ઉપર માંજરનો અભાવ રહે છે. નરનો માથાનો રંગ કાળાશ પડતો કથ્થાઈ રહે છે. છાતી ઉપર લીલી ઝાંયવાળી કંઠી શોભે છે. બાકીનું બદન ધોળું અને પડખામાં કથ્થાઈ રંગના ડાઘા રહે છે. ઉપરની પીઠ કાળી કથ્થાઈ જેમાં જાંબુડીયા રંગની ઝાંય રહે છે જે તડકામાં સ્પષ્ટ જણાય છે. પાંખો ઘેરી લીલી જેમાં ધોળો પટ્ટો આવે છે. જે તે ઊડે છે ત્યારે ચોખ્ખો જણાય છે. પૂંછડી કથ્થાઈ રંગની આવે છે. આંખો રાતી અને ચાંચ કાળા રંગની હોય છે જ્યારે પગો કાળાશ પડતા હોય છે. માદાની આંખો અને તાલકું કથ્થાઈ રંગનું હોય છે. પેલી કંઠીનો અભાવ અને પાંખમાં ધોળા ડાઘા પણ ખાસ જણાતા નથી. પગ પીળા કાળા રહે છે. આથી સામાન્ય રીતે તે કથ્થાઈ રંગની જણાય છે.

અંગ્રેજીમાં ગીરજાને The cotton teal અથવા Indian pigmy goose કહેવાય છે જ્યારે Nettapus coromandelianus (Gmelin) એ એવું વિજ્ઞાનિક રીતે ઓળખવા માટેનું નામ છે.

આ બદક સાથે આપણે ત્યાં મુલાકાત લેતી તમામ બદકોની ખાસીયત, રંગ, અને ક્યાં જઈ બચ્ચાં ઉછેરે તે હકીકત જાણી લીધી. શિયાળામાં સારા દુરબીનથી કોઈ જળાશય ઉપર જઈ તેઓને વરતવાની જો કોઈ મહેનત કરશે તો ગમ્મત આવશે.







વિજયા શેવડે

# સાક્ષાત્કાર

એક સુંદર રૂપકકથાને મરાઠીમાંથી શ્રી વિઠ્ઠલ ગ. તળવલકરે ઊર્મિનાં વાચકો માટે ખાસ તૈયાર કરીને અહીં મૂકી છે. માણસમાં જે ફળની અપેક્ષા હોય છે તે આમ કરુણ અંજામ લાવે છે છતા માણસ તૃષ્ણા, ઈર્ષા, ક્રોધ અને અસંતોષને નથી તો ભૂલી શકતો કે નથી ત્યજી શકતો અને અંતે તો........

વૈશાખ માસ હતો. ચારે બાજુ ગરમ ગરમ લૂ વાતી હતી. સંતપ્ત સૂર્યનારાયણને જોઈ એવો ભાસ થતો હતો કે જાણે સૃષ્ટિ ભયને લીધે નિઃસ્તબ્ધ અને નિર્જીવ થઈ ન રહી હોય ! પરંતુ આપણા કલાકારને તેનું ભાન પણ ન હતું. તે તો પોતાની કલા સાથે તન્મય થઈ રહ્યો હતો. તેનું શરીર પરસેવાથી રેબઝેબ થઈ રહ્યું હતું. તેના મુખ પર કરચલીઓ પડી હતી, છતાં પણ તેના ચહેરા પર પ્રસન્નતા છવાઈ રહી હતી. જે મૂર્તિને તે મૂર્તિરૂપ આપી રહ્યો હતો, તેના મુખ પર પ્રસન્નતાનું પ્રતિબિંબ છવાઈ રહ્યું હતું.

થોડા સમય પહેલાં જ તે આ ગામડામાં એક સામાન્ય શિક્ષક તરીકે આવ્યો હતો. ગામડાની પ્રાકૃતિક શોભાએ તેનું મન આકૃષ્ટ કર્યું હતું. આસપાસ વહેતી નદીઓમાં પથ્થરો કાંઈ ઓછા ન હતા, પરંતુ જમીનદારના ઘરની પાછળના ભાગમાં જે પથ્થર પડેલો હતો, તે પથ્થર આપણા કલાકારને કંઈક અદ્ભુત માલુમ પડયો. જમીનદારની નજર ચૂકવીને ચૂપચાપ તે પથ્થરને પોતાને ત્યાં લાવ્યો અને પોતાના ઘરની પાછળના ભાગમાં મૂકી દીધો.

જ્યારે જમીનદારને આ વાતની જાણ થઈ કે માસ્તર, પોતાના ઘરની પાછળ પડેલ પથ્થર લઈ જઈને તેની મૂર્તિ બનાવી રહ્યા છે ત્યારે તેને હસવું આવ્યું અને તે બોલ્યા, 'જુઓ, માસ્તરસાહેબ ! આપ તો જોડાને માથા પર ચઢાવી રહ્યા છો, પરંતુ ધ્યાનમાં રાખજો કે ક્યાંક આ પગરખું આપનું મોઢું ફોડી ન નાખે.' આ સહાસ્ય શબ્દોમાં ભારોભાર કટાક્ષ ભરેલો હતો. કલાકાર કાંઈ પણ બોલ્યો નહિ. ફક્ત હસ્યો. તેના હાસ્યમાં આત્મવિશ્વાસ ઓતપ્રોત હતો.

કલાકારના કઠોર પરિશ્રમથી તે પથ્થરનું એક સુંદર મૂર્તિમાં રૂપાંતર થઈ ગયું. પરંતુ કલાની સેવામાં સતત મગ્ન રહેવાને કારણે કલાકારને શિક્ષકની નોકરી પરથી બરતરફ કરવામાં આવ્યો. તે સુંદર મૂર્તિ જોઈ ગામના લોકો તો આશ્ચર્યચકિત થઈ ગયા. કલાકારની મશ્કરી કરનારા જમીનદાર પણ પ્રસન્ન થયા. તેમણે પોતાના જ ચોકમાં એક નાનું સુંદર મંદિર બંધાવીને, તેમાં તે મૂર્તિની પ્રાણ-પ્રતિષ્ઠા કરી. તે દિવસ ઘણી જ ધામધૂમથી ઉજવવામાં આવ્યો.

આ મૂર્તિ પણ અધિક તેજસ્વી નીકળી. ભક્તિભાવપૂર્વક કરવામાં આવેલ માનતા આ દેવ સહેલાઈથી સફળ કરતા હતા. આજુબાજુનાં ગામડાઓમાંથી લોકો મોટી સંખ્યામાં જમા થતા હતા. પહેલાં જમીનદારના ચોકમાં જ્યાં સ્મશાનવત્ શાંતિ હતી ત્યાં હવે લોકોની ગર્દી થવા લાગી હતી. તે સુમસામ સ્થળને હવે ભક્તવૃંદના નાદથી નિનાદિત થવાનું સૌભાગ્ય પ્રાપ્ત થયું હતું. પ્રતિદિન જમીનદારની કીર્તિ પણ વધારે ને વધારે ફેલાવા લાગી.



સમગ્ર દુનિયા કલાકારને જાણે ભૂલી ગઈ ન હોય! તેના કુટુંબને હવે, બેકાર હોવાથી પેટપૂરતું ખાવાનું પણ મળતું ન હતું. મૂર્તિ બનાવતી વખતે તેણે વરસાદ કે તાપની પણ પરવા કરી ન હતી. તેથી તેનું શરીર ક્ષીણ થઈ ગયું હતું. દિવસે દિવસે તે નિર્બળ થતો જતો હતો. લાચાર થઈને અંતે તેણે પણ સવાપાંચ પૈસાની સાકર ભગવાનને ધરવાની માનતા કરી. પરંતુ ભગવાનને હવે આ ક્ષુદ્ર સંકલ્પની તરફ ધ્યાન આપવાની ફુરસદ જ ક્યાં હતી?

અમાસની રાત હતી. ઘનઘોર અંધકારનું સામ્રાજ્ય પૃથ્વી પર છવાઈ ગયું હતું. વચ્ચે વચ્ચે ટમટમતા તારા તેને અધિક ઉગ્ર બનાવી રહ્યા હતા. કુદરત પ્રમાણે કલાકારના મનમાં પણ ક્રુદ્ધ વિચાર તાંડવ–નૃત્ય કરી રહ્યા હતા. કુદરત જેવો જર્જરિત થયેલ કલાકાર હાથમાં અણીદાર કુહાડી લઈ અંધકારના અપરિચિત સમુદ્રમાં અદૃશ્ય થઈ ગયો.

મંદિરમાં જે દીવો બળી રહ્યો હતો તેના શાંત અને મંદ પ્રકાશમાં મૂર્તિના ચહેરા પરના સૂક્ષ્મ ભાવ ચમકી રહ્યા હતા. પરંતુ પ્રતિદિન પ્રમાણે તે આજે કલાકારને સંતોષવા માટે અશક્તિમાન હતા.

તેનો કરચલીઓવાળો ચહેરો ક્રોધાતિરેકથી કંપી રહ્યો હતો. ધ્રૂજતા હોઠમાંથી કઠોર શબ્દો મહામહેનતે બહાર નીકળી રહ્યા હતા:

'હે પાષાણ–હૃદયી કાળા પથ્થર! કાન ઉઘાડા રાખી સાંભળ! હવે હું આ કુહાડીથી તારા ટુકડે ટુકડા કરીશ! કૃતઘ્ન! તને મૂર્તરૂપ આપતા મારા હાથને જે કષ્ટ થયાં છે તેને દૂર કરવા પહેલાં જ તું મને ભૂલી ગયો!– મારી મશ્કરી કરનાર જમીનદારને તેં માલદાર બનાવી દીધો છે. હવે તેને બરબાદ કરવા માટે જ્યારે તારા કણે કણ હું જુદા કરીશ ત્યારે મારી આંખોની તૃપ્તિ થશે.'

આટલું બોલી તેણે કુહાડી ઊંચી ઉપાડી. પરંતુ તેટલામાં જ તેને સાક્ષાત્કાર થયો. કોનો? ભગવાનનો? નહિ, નહિ, પોતાની કલાનો. તેણે શરમથી પોતાનું મસ્તક નીચે નમાવ્યું. તેનું ક્ષુબ્ધ મન અબોલ થઈ ગયું અને તેને કલાકારનો અન્તર્ધ્વનિ સંભળાયો: 'કમબખ્ત! કોઈ કોઈ વખત બાળકો પોતાના જન્મદાતા ઉપર અન્યાય કરે છે, કૃતઘ્ન થાય છે, પરંતુ કોઈ દિવસ તેં એવું સાંભળ્યું છે કે મા–બાપે તેના બદલામાં પોતાના બાળકનું ગળું દબાવ્યું છે?' કલાકારે પોતાનું મસ્તક હલાવ્યું, કુહાડી તેના હાથમાંથી સરી પડી. તેનું જર્જરિત શરીર મૂર્તિના ચરણો પર નમી ગયું.

તેનો કલાપ્રેમ જોઈ દીવાની જ્યોતિએ તેને અંતીમ વંદન કર્યાં અને તે પણ પોતાનું ઉજ્જવળ મુખ લઈ તે પથ્થરથી દૂર દૂર અંધારામાં ચાલી ગઈ.

પથ્થરની મૂર્તિ, નહિ નહિ, મૂર્તિમાં છુપાયેલ પથ્થર કલાકારનું શબ જોઈ હૃદયપૂર્વક હસી રહ્યો હતો.



ડૉ. શિવપ્રસાદ ત્રિવેદી

# બાળકનાં વૃદ્ધિ અને વિકાસ

બાળક વિષે, તેના જન્મ વૃદ્ધિ અને વિકાસ વિષે ખૂબ જ અજ્ઞાન એવો આપણો મોટો વર્ગ છે. શિક્ષિતોમાં પણ આવા અજ્ઞાનનું મોટું પ્રમાણ છે. અહીં એ વિષે એક અભ્યાસુ અને રસપ્રદ માહિતીવાળા લેખમાંથી કેટલુંય જરૂરી વસ્તુ સાંપડે છે જે દરેકને ઉપયોગનું થાય……

બીજાં બધાં પ્રાણીઓ કરતાં બાળપણનો કાળ લાંબો હોવામાં માનવ જુદો પડે છે. માનવીના જીવનનો એક તૃતિયાંશ ભાગ બાકીના બે તૃતિયાંશ ભાગ જીવવાની તૈયારીઓમાં વીતે છે. કુદરત જાણે કે માનવીના મગજની સિદ્ધિઓની માહિતગાર છે એટલે એને કેળવણીનો લાંબો કાળ પૂરો પાડે છે. એની વૃદ્ધિ ઘણી ધીમી થાય છે ને આ કાળ દરમિયાનના અનુભવો એના મગજમાં સંઘરાય છે.

દરેક બાળકમાં વૃદ્ધિ માટે કુદરતી આવિર્ભાવ રહેલો છે. એના વિકાસની પૂરી તકો રહેલી છે. દરેક બાળક પોતાની આગવી રીતે વૃદ્ધિ પામે છે. વૃદ્ધિ અને વિકાસ એ સર્વાંગી બાબત છે. એના એક અંગની વિચારણા ના કરતાં એનો સમગ્ર રીતે વિચાર કરવાનો છે.

શરીરના કદમાં વધારો એ વૃદ્ધિ છે જ્યારે વિકાસની વ્યાખ્યા સહેલી નથી. કદનું માપ એ વૃદ્ધિ છે તો ક્રિયાનું માપ એ વિકાસ છે. જ્ઞાનતંતુ ને માંસપેશીનો અંકુશ, હોંશિયારી અને ચારિત્ર્યની પ્રાપ્તિ એ વિકાસ છે. વૃદ્ધિની સાથે વિકાસ સંકળાયેલો છે પણ આ બન્ને એક તો નથી.

સામાન્ય રીતે બાર વર્ષની ઉમ્મર સુધી આપણે બાલ્યાવસ્થા લેખીએ છીએ. પણ વ્યક્તિનાં વૃદ્ધિ અને વિકાસ એકવીસ વર્ષની વય પર્યંત ચાલુ રહેતાં હોવાથી જીવનના આ કાળને ઉમ્મરની ગણતરી લેખે નીચેના ભાગોમાં વર્ણવવામાં આવે છે.

નવજાત શિશુ ( Infant ) : જિંદગીનું પહેલું અને બીજું અઠવાડિયું.

શિશુ કાળ : બે અઠવાડિયાથી બે વર્ષ.

બાલ્યાવસ્થા : બેથી પાંચ વર્ષ સુધીનો આગલો કાળ. છથી દસ વર્ષ સુધીનો પાછલો કાળ.

તરુણાવસ્થા : અગિયારથી પંદર વર્ષનો શરૂનો કાળ. પંદરથી એકવીસ વર્ષનો છેલ્લો કાળ.

જન્મથી તે પુખ્ત વય સુધીનો વ્યક્તિનો વૃદ્ધિનો કાળ છે. આ વૃદ્ધિ એક સરખી થતી નથી. જિંદગીના કોઈપણ કાળ કરતાં જન્મ પહેલાંના આગલા મહિનામાં બાળક ઘણી ઝડપથી વધે છે. રોજ તેનું વજન એક ટકો વધે છે. જન્મ પછી તે આ ગતિએ વધવા માંડે તો એક વર્ષના અંતે તેનું વજન બસ્સો રતલ થાય અને વીસ વર્ષના અંતે પૃથ્વી જેવડો મોટો બને !

આવું તો નથી બનતું પણ અમુક તબક્કાઓમાં શરીરની વૃદ્ધિ થાય છે. જિંદગીનું પહેલું વર્ષ તે વૃદ્ધિનો કાળ છે. ૭ માસની ઉંમરે શિશુનું વજન જન્મના વજન કરતાં બેવડું, વર્ષાન્તે ત્રેવડું અને બીજા વર્ષના અંતે ચારગણું થાય છે. જન્મ વખતે ગુજરાતી બાળકનું સરાસરી વજન ૭ રતલનું હોય છે. સાત વર્ષની ઉંમર સુધી તે દર વર્ષે પાંચ રતલ વજનમાં વધે છે. બીજી વર્ષગાંઠ પછી બાળકના વજનની ગણતરી માટે આ સૂત્ર ઉપયોગી છે:–

ઉંમરનાં વર્ષ × ૫ + ૧૪ = રતલમાં વજન.

આ ગણતરી પ્રમાણે બાર વર્ષની ઉંમરે ૭૪ રતલનુ વજન થાય. જન્મ સમયે બાળક વીસ ઇંચ લાંબુ હોય છે. વર્ષાન્તે તેમાં દસ ઇંચનો વધારો થાય છે. આ પછી ચાર વર્ષની ઉમ્મર સુધી દર વર્ષે એમાં ત્રણ ઇંચનો વધારો થાય છે. ત્યાર બાદ બાર વર્ષની ઉંમર સુધી દર વર્ષે બે ઇંચનો વધારો થઈ બાર વર્ષની ઉંમરે છપ્પન ઇંચની ઊંચાઈ પ્રાપ્ત થાય છે.



વૃદ્ધિનો બીજો કાળ પાંચથી સાત વર્ષ સુધીનો છે. આમાં બાળક ઝડપથી વધે છે. તે ઊંચો વધે છે. પાતળો દેખાય છે. દૂધીયા દાંત પડી કાયમી દાંત આવે છે. જે વખતે બાળક આશ્ચર્યજનક ઝડપે વધે છે.

યૌવનારંભે છોકરાઓમાં આ ફેરફારો થાય છે. વજન અને ઊંચાઈમાં વધારો, શિશ્ન અને વૃષણના કદમાં વધારો. પ્રથમ શિશ્નના મૂળ આગળ વાળ ઊગે છે. પછી બગલમાં અને છેવટે મૂછો ઊગે છે. અવાજ બદલાય છે. જીવંત શુક્રકોષો પેદા થાય છે અને કોકને કદીક વીર્યસ્રાવ થાય છે.

આ કાળે છોકરીઓમાં વજન અને ઊંચાઈમાં વધારો થાય છે. બસ્તિપ્રદેશ મોટો બને છે અને નિતંબ ગોળાકાર ધારણ કરે છે. સ્તનપ્રદેશ ખીલે છે. જનનેન્દ્રિય ઉપર અને બગલમાં વાળ ઊગે છે. રજોદર્શન શરૂ થાય છે. રજોદર્શનને હવામાન સાથે કશો સંબંધ નથી. ઠંડા પ્રદેશ કરતાં અહીંની કન્યાઓ વહેલી ઋતુમતી થાય છે એ માન્યતા ખોટી છે.

જોવામાં આવે છે કે શિશુ અને બાલ્યાવસ્થામાં છોકરીઓ કરતાં છોકરાઓ થોડા વધારે વજનદાર અને ઊંચા હોય છે. પણ અગિયારથી પંદર વર્ષની વયના ગાળામાં છોકરાઓ કરતાં છોકરીઓ વજનદાર અને ઊંચી બને છે. આ પછી છોકરાઓ એમની આગેવાની પાછી મેળવે છે. વજન અને ઊંચાઈમાં વધે છે. છોકરીઓમાં વહેલા થતા યૌવનારંભના કારણે એમને છોકરાઓ ઉપર કામચલાઉ પ્રાધાન્ય મળે છે.

પહેલા વૃદ્ધિકાળ વખતે પોષણની ખામીથી થઈ આવતાં સૂકતાન, સ્કર્વી, ઝાડા ને પેટના રોગોને લીધે વૃદ્ધિમાં અંતરાય પડે છે. આવી રીતે બીજા વૃદ્ધિકાળ વખતે થઈ આવતા રોગો ઊંટાંટીયું, શીતળા, ઓરી અને ડિફ્થેરીઆ છે..

બાળપણમાં વજનનો ઘટાડો કે વજનમાં ના વધવું, ક્ષય વાતરોગ કે અપૂરતા પોષણ વગેરે જુદી સ્થિતિઓનું દર્શક છે. વજન અને ઊંચાઈને સ્પર્શતો વૃદ્ધિનો વિરામ એ શરીરના મુખ્ય અવયવોનું દર્શક છે.

શરીરના જુદા જુદા ભાગો નોખી નોખી ગતિએ વધવાથી બાળકની વૃદ્ધિ સાથે શરીરના પ્રમાણમાં ફેર પડે છે. અસ્તિત્વ માટે ઉપયોગી અવયવો બીજા કરતાં પહેલાં અને ઝડપી વૃદ્ધિ પામે છે. આ અવયવો મગજ, કરોડરજ્જુ, આંખનો ડોળો, કાન અને ખોપરી છે. બે વર્ષની ઉંમરે પુખ્તવયના કદ કરતાં સાઠ ટકા અને સાતમા વર્ષે પુખ્તવયનું કદ પ્રાપ્ત કરે છે. બાળપણમાં જનનેંદ્રિયની વૃદ્ધિ ઘણી ધીમી હોય છે. દશ વર્ષની ઉંમર સુધી વૃદ્ધિ થતી નથી—યૌવનના બે વર્ષ અગાઉ ઝડપી વૃદ્ધિ થવા માંડી યૌવન અને પુખ્ત વય સુધી ચાલુ રહે છે. બાળક કાંઈ મોટા માણસની નાની આવૃત્તિ નથી. મોટા માણસ કરતાં એના શરીરના ભાગોનું પ્રમાણ તદ્દન જુદું છે. નવજાત શિશુના શરીરની લંબાઈના ચોથા ભાગનું માથું હોય છે જ્યારે મોટા માણસના આઠમા ભાગનું.

નવજાત શિશુમાં શરીરનો મધ્ય ભાગ ડુંટી કરતાં ઊંચો હોય છે જ્યારે પુખ્તવયના માણસમાં તે ડુંટીથી નીચે થાપાના હાડકાની ઉપલી કિનારે હોય છે. મોટા માણસ કરતાં બાળકના હાથ પગ ટૂંકા હોય છે. બાળપણમાં પેટ અને માથું બન્ને મોટાં હોય છે.

બાળકને દૂધીયા દાંત ફૂટવામાં ઘણો ફેરફાર રહે છે. કેટલાંક કુટુંબોમાં બધાં બાળકોને એક બીજા કરતાં મોડા દાંત ફૂટતા હોવાનું જોવા મળે છે પણ ત્રણ વર્ષની ઉંમરે વીસ દૂધીયા દાંત તો આવી જાય છે. એમનો ફૂટવાનો ક્રમ અને સમય આ પ્રમાણે છે.—

| | | |
|---|---|---|
| વચલા કાપવાના દાંત | નીચલા ઉપલા | આઠમો મહિનો |
| બાજુના ,, | ,, ,, | દસમો મહિનો |
| પહેલી દાઢ | | એક વર્ષ |
| રાક્ષસીઓ | | દોઢ વર્ષ |
| બીજી દાઢ | | બે વર્ષ |

જન્મ સમયે ચામડી ઘાડી લાલ હોય છે અને જો





બાળક બહુ શ્યામ ના હોય તો બે અઠવાડિયામાં તે ગુલાબી રંગ ધારણ કરે છે. અઠવાડિયાના અંતે રૂંવાટી ખરી પડે છે. જિંદગીના પહેલા મહિનામાં પરસેવાની ગ્રંથિઓ કામ કરતી નહિ હોવાથી બાળક થોડા મહિનાનું ના થાય ત્યાં સુધી તેને પરસેવો થતો નથી.

શિશુ અને બાલ્યાવસ્થામાં જ્ઞાનતંત્રની વૃદ્ધિ અને પક્વતા ઘણાં સારાં થાય છે. બારમા વર્ષે બાળકના મગજનું વજન પુખ્ત વયના જેટલું થાય છે. જ્ઞાનતંતુ અને માંસપેશીની પક્વતા સાથે સહનિયમનત્વ આવવાથી ત્રણ મહિનાની ઉમ્મરે બાળક માથું ઊંચકે છે, છ મહિનાની ઉમ્મરે બેસે છે, નવ મહિને ઊભે છે અને બાર મહિને ચાલે છે.

જન્મ વખતે જ્ઞાનેન્દ્રિયો સારો વિકાસ પામેલી હોય છે પણ મગજ સાથે સહનિયમનથી કામ ઉપાડવા માટે થોડો સમય લાગે છે. જન્મ વખતે બાળક પ્રકાશથી અંજાય છે તો ખરું પણ ત્રણ કે ચાર અઠવાડિયાં બાદ પ્રકાશની દિશામાં આંખ ફેરતી થાય છે. ચાર મહિનાના અંતે બાળક વસ્તુઓ પારખી શકવા શક્તિમાન બને છે. ઘણા દિવસો સુધી શિશુ બધીર હોય છે. બીજા અઠવાડિયામાં તે મોટા અવાજ સાંભળવા માંડે છે. બીજા મહિનાના અંતે સાંભળવાની તીવ્રતા પ્રાપ્ત થાય છે અને ત્રીજા મહિને અવાજ પારખે છે. જન્મ સમયે સ્વાદ શક્તિ વિકાસ પામેલી હોય છે. ગળ્યા અને કડવા સ્વાદ શિશુ સારી રીતે પારખે છે. જન્મ સમયે જીભ અને હોઠો સિવાય સ્પર્શશક્તિ ખાસ વિકાસ પામેલી નથી હોતી પણ ચાર મહિનાની ઉંમરે આખું શરીર સ્પર્શશક્તિ ધરાવતું બને છે.



વિકર્ણ રેખામાં પડેલા બાળકની આકૃતિ જિંદગીના પહેલા વર્ષ દરમિયાન બાળકનો ક્રમિક વિકાસ દર્શાવે છે. (આલ્ડ્રીચની આકૃતિ ઉપરથી)

માનવશિશુની અદ્વિતીયતા એ કે એનું બાળપણ લાંબુ છે. જિંદગી માટેની એની ઉમેદવારી લાંબી છે. કુદરતે એને પક્વ બનવાના આપેલા લાંબા ગાળામાં દુઃખ અને ઈજા આપનારી આટલી બાબતો છે: ખામીભર્યું પોષણ, બાળપણના ઓરી અછબડા વગેરે ચેપી રોગો, અનારોગ્ય વાતાવરણ અને બાળકને વહેલું ભણાવવાની બળજોરી.

નવજાત શિશુ જીવનની શરૂઆત શૂન્યથી નથી કરતું. જન્મ સમયે એની પાસે જિંદગીભરમાં ઉપયોગી નીવડે એટલા જ્ઞાનકોષોની મૂડી ભરી પડેલી હોય છે. આ કોષોને શીખવાની ઘણી લાયકાત છે. કરોડો વર્ષ દરમિયાનના અસંખ્ય ગત જન્મોનાં કારણે જ્ઞાનકોષનું સંયોજન નક્કી કે નિયત થયેલું છે. આજનું બાળક એ ભૂતકાળનું પ્રતીક છે તો ભવિષ્યની આશા છે. બાળક એ ભવિષ્યના પ્રૌઢની લાક્ષણિક પ્રતિમૂર્તિ હોવા ઉપરાંત માનવજાતના આદરણીય ભૂતકાળની કુટુંબ વાચક



'સેવકરામ'

# કાર્યકરોની મૂંઝવણ

ગામડાંના લોકોમાં ઘર કરી બેઠેલી એવી કેટલીય જડ માન્યતાઓ હોય છે કે જેને દૂર કરવા કોઈ પ્રત્યનો કામ આવતા નથી. આ વખતના આ લેખમાં આવી કેટલીક જડ માન્યતાઓ વિષે સુંદર છણાવટ થઈ છે જે ગામડાંમાં રસ લેનારને અને ગ્રામોદ્ધારની ધગશવાળાને પ્રેરણારૂપ થાય........

ગામ સુખી દેખાતું હતું. કેટલાંક ઘર બબ્બે માળનાં અને સુંદર બાંધણીનાં સોહાઈ રહ્યાં હતાં. તપાસ કરતાં માલુમ પડ્યું કે ગામના કેટલાક આસામીઓ મુંબઈમાં રહી વેપાર કરે છે અને સારું કમાય છે. મને થયું 'આવા સુખી ગૃહસ્થો ગામનાં સાર્વજનિક અને લોકકલ્યાણનાં કામમાં પૈસા આપે તો કેવું સારું!'

અને એક ભાઈ મને આગ્રહ કરીને તેમની 'બંગલી'માં લઈ ગયા ત્યારે મારાથી સહજ રીતે કહેવાઈ પણ ગયું:

'તમારા જેવા સુખી માણસોએ ગામનાં ભલાઈનાં કાર્યોમાં પણ મદદ કરવી જોઈએ.'

'કરવી જ જોઈએ. પણ મદદ લેનાર કે માગનાર જોઈએ ને!'

'મદદ માગનારનો ક્યાં તોટો છે? આજે તો આપનારની પાછળ કતાર લાગે છે.'

'પણ આ ગામની જરા વિચિત્રતા છે.' સહેજ હસીને એમણે કહ્યું, 'ગામને મદદની પડી નથી. પોતે ખોટી રીતે માની લીધેલી મોટાઈની પડી છે.'

ને તેમણે જે વાત કરી તે સાંભળી અને ગ્રામજનતાનું જુનવાણી માનસ જોઈ આશ્ચર્ય સાથે દુ:ખ થયું.

આ ભાઈએ જ ગામને 'વૉટર વર્કસ' બનાવવા માટે પાંચ હજાર આપવાની તૈયારી બતાવી. તેમણે આખી યોજના તૈયાર કરી હતી. પોતે પાંચ હજાર આપે. લોકલ બોર્ડ દ્વારા એટલી રકમની મદદ મળે તેમ હતી. દસ હજારમાં કંઈ ખૂટે તો ગામ શ્રમદાન દ્વારા એટલી રકમ પૂરી કરે. આ યોજના દ્વારા ગામને પાઈયે ખર્ચ્યા વગર કે પાઈનુંયે ઉઘરાણું કર્યા વગર વારિગૃહ મળતું હતું. બાજુના ગામમાં એવું વારિગૃહ બંધાયું હતું. એથી ગામની સુખ સગવડ હતી. પાણી ખેંચવાની તકલીફ દૂર થઈ હતી. સૌને નહાવા ધોવાની સગવડ થઈ હતી. પાણીની ખેંચ નહોતી એટલે છૂટથી પાણી પણ વપરાતું હતું. આ કારણે ગામની સ્વચ્છતા વધી હતી. ખાસ કરીને

---

પ્રતિમા પણ છે. એ પેઢીઓનો વારસદાર છે અને પ્રતાપી પૂર્વજોના પરાક્રમ અને ગૌરવથી સુગ્રથિત બનેલા જ્ઞાનકોષોનો એ વાહક છે.

બાળકમાં વિકાસ ક્રમબદ્ધ થાય છે. પણ બાળકે બાળકે એની ગતિમાં ફેર પડે છે. વિકાસ એ સતત હોવા છતાંય એમાં દેખીતા વિરામ આવે છે. આ વખતે બાળક બીજી દિશામાં પ્રગતિ કરતું હોય છે.

વિકાસ માથાથી શરૂ થઈ પગ ભણી વળે છે. આંખો ચોળે અને જીભનો વિકાસ પહેલો પૂરો થાય છે હાથના ઉપયોગનો વિકાસ થતાં અગાઉ માથાનો અંકુશ આવે છે, પછી હાથો અને શરીરના નીચલા ભાગનો વિકાસ થાય છે જેથી બાળક વસ્તુ પકડી શકે છે અને બેસી શકે છે. આ પછી બાળક ઊભી શકે છે અને છેવટે હાથનાં આંગળાંનો ઉપયોગ આવડે છે.

બાળકેનું જ્ઞાનતંત્ર ક્રમમાં પકવ બને છે. તે ઊભતાં પહેલાં બેસે છે, વાતો કરતાં પહેલાં તોતડું કે અધકચરું બોલે છે, સત્ય કહેતાં અગાઉ જૂઠું બોલે છે, ચોરસ કાઢતા અગાઉ વર્તુળ દોરે છે, પરોપકારી થતા અગાઉ સ્વાર્થી હોય છે, પોતાના પગ ઉપર ઊભતાં પહેલાં પરાધીન હોય છે.' આચાર સહિતની તેની બધી શક્તિઓ વૃદ્ધિ અને વિકાસના નિયમને આધીન છે.



સ્ત્રીઓનો કામનો ભાર ઘણો હળવો થયો હતો. આ ગામે એ લાભ જોયા હતા. છતાં કેટલાક ઘરડાઓએ વારિગૃહ માટે દાન લેવાની ઘસીને ના પાડી. એ લોકો કહે,

'ભઈ? તમે જુવાનિયા વોટર વરકસ વોટર વરકસ કરો છો, પણ આ તો વટલાઈ મારવાનો ધંધો છે. સરકાર મદદ કરે એટલે એ વોટર વકરસ પર ઢેડ પણ પાણી ભરવા આવે. તમારે તો ઢેડનું એઠેલું પાણી પીવું છે! જો ધરમ બોળવા બેઠા છો.'

તો કેટલાકે વળી કહ્યું,

'હવે વોટર વકર્સ નહિ હોય તો શું બગડી જવાનું હતું. બૈરાં તો જેમ પાણી ભરતાં આવ્યાં છે એમ ભરશે. પણ કાંઈ ગામને વટલાવાય છે!'

તે વોટર વકર્સ પર હરિજનો અને ઈતર કોમ પાણી ભરે, ગામ વટલાઈ જાય, ધર્મ રસાતાળ જાય એવા ભયથી ગામે પાંચ હજારનું દાન ન સ્વીકાર્યું. એટલું જ નહિ પણ આઝાદી આવ્યે દસ વર્ષ થવા આવ્યાં હતાં છતાં ગામમાં એકે સાર્વજનિક કામ થયું નહોતું. કારણ કે ગામને એવી પડી નહોતી. ગ્રામપંચાયતને કેવા અને શું લાભ મળે છે, વિકાસ યોજનામાં કેવી આવડતો છે એની ગતાગમ નહોતી. ગામના વિકાસનું કોઈ ચિહ્ન તેમની સામે નહોતું. આ કારણે ગામમાં સુખી ગૃહસ્થો હોવા છતાં ગામમાં એકે નવું કામ થયું નથી.

*

હું બેઠો બેઠો કાંતતો હતો ત્યાં એક ભાઈ આવ્યા. નમસ્તે કરીને બેઠા.

'સેવકરામ! એક કામમાં તમારી સલાહ લેવા આવ્યો છું.'

'બોલો, શું વાત છે.' કાંતતાં કાંતતાં મેં કહ્યું.

'વાત એમ છે કે મારા કાકા જીવતચરા બેઠા છે. એ કહે છે મારે જીવતેજીવ ગામને અને સગાં વહાલાંને જમાડવાં છે. એને માટે પાંચ હજાર ખર્ચવા તૈયાર થયા છે. અમે કહીએ છીએ કે પાંચના સાત હજાર ખર્ચો. પણ ગામના સારા કામમાં ખર્ચો. પણ એ માનતા નથી અને બસ એક જ કક્કો ખરો કરાવે છે કે મારે તો નાત જમાડવી છે.'

'તમે એમની આગળ કોઈ સારા કાર્યની યોજના રજૂ કરી ખરી?'

'હા, અમારા ગામમાં પ્રાથમિક શાળાનું મકાન નથી. વિકાસયોજના દ્વારા આ કામ મંજૂર થયું છે. ગામ જેટલા પૈસા માગે એટલા પૈસા અમને આ યોજના દ્વારા મળે તેમ છે. ગામે ફંડફાળો કરીને પાંચેક હજાર તો એકઠા કર્યા છે. આમે ગામ ગરીબ છે. ખેતીનું વર્ષ નબળું ગયું છે. એટલે હવે વધુ ફાળો એકઠો થઈ શકે તેમ નથી. જો આ પાંચ હજાર મળે તો ગામનું કામ થઈ જાય. દસ હજાર ગામના અને દસ હજાર સરકારની મદદના. વીસ હજારમાં તો અમારા ગામમાં કુમારશાળા થાય. પણ કાકા અમારી એકે વાત કાને ધરતા નથી. તમે આવીને એમને ન સમજાવો?'

હું જોતો હતો કે હમણાં આ બાજુ 'જીવતચરા'નો પવન વાયો હતો. જે શક્તિસંપન્ન હતા તે નાત જમાડવામાં પડ્યા હતા. પણ કોઈ લોકહિતના કાર્યમાં મદદ કરતા નહોતા. આ ભાઈની વાત મને સમજાઈ. જો લોકો આ રીતે ગામના કામમાં મદદ કરે તો કેટલાયે સારાં કામ થાય. એટલે એ 'કાકા'ને સમજાવવા હું એ ભાઈની સાથે નીકળ્યો.

ઉનાળાનો તડકો તપી રહ્યા હતો. સાંજના છ વાગ્યા સુધી શેકી નાખે તેવો તડકો અને લૂ વાઈ રહી હતી. બસની તો સગવડ નહોતી. એટલે ગરમ લાય જેવી રેતી ખૂંદતા ખૂંદતા અમે એ ગામ ગયા. મને એ ભાઈ તેમના કાકા પાસે લઈ ગયા. આ ગામમાં હું ત્રણ ચાર વાર આવી ગયો હતો. એટલે આખું ગામ મને ઓળખતું હતું. કાકાએ પણ મને ભાવથી આવકાર્યો:

'આવો સેવકરામ! કેમ પધાર્યું થયું.'

'આપને મળવા જ તો.'



'મને મળવા ?'

'હા, આજે તો ગામને નહિ પણ તમને મળવા આવ્યો છું.' અને મેં તેમની આગળ મુદ્દાની વાત રજૂ કરી. અને તેમની આગળ અપીલ કરતો હોઉં તેમ કહ્યું :

'કાકા ! તમે પૈસા વાપરવા તૈયાર થયા છો એ તો સારી વાત છે. ધન છે તે દાન કરવા માટે જ છે. પણ તમે જમાડવાની વાત કરો છો તે બરાબર નથી. એવી રીતે શા માટે ધન ન ખર્ચીએ કે તેનો લાભ લાંબા સમય સુધી આપણા ગામને મળે?'

'પણ સેવકરામ ! ખવરાવવા સમુ હું તો એકે પુણ્ય ગણતો નથી. અન્નદાન એ જ મોટામાં મોટું દાન છે.'

'ખરી વાત છે. અન્નદાન ઘણું મોટું દાન છે. પણ એ દાન કોને આપવાનું હોય ! જેની પાસે ખાવા અન્ન ન હોય તેને ને ! આપણે તીર્થ કરવા જઈએ છીએ ત્યારે કોને દાન આપીએ છીએ ! ગરીબને, લૂલા લંગડાને, આંધળાને, ભિખારીને દાન આપીએ છીએ. કોઈ શ્રીમંતને દાન આપતું નથી. તેમ તમે જેમને ખાવા મળતું નથી, જે ભૂખ્યા છે એવાને ખાવાનું આપો તો...તો એ મોટું દાન કર્યું કહેવાય. પણ તમે તો ગરીબને, ભિખારીને, ભૂખ્યાને નહિ પણ નાતને જમાડવા તૈયાર થયા છો, તમે તો તમારાં સગાં વહાલાંને જમાડવા માગો છો. એ કંઈ ભિખારી છે ! તો તમે જ કહો કે આમાં દાન ક્યાં થયું ? આ તો વ્યવહાર થયો. તો મારી વિનંતી એ છે કે તમે એવી રીતે પૈસા ખર્ચો કે તેનો સૌને લાભ મળે.

'બીજું, જમનાર તો એક દિવસ જમીને ચાલ્યા જશે પછી શું ? તમે વિદ્યાદાન કરેલું હશે તો ગામનાં બાળકો વર્ષો સુધી ભણ્યા કરશે. તો એવું શા માટે કરતા નથી કે લાંબા સમય સુધી ઘણા બધાને લાભ મળે

'ગામમાં કુમારશાળા નથી. છોકરાં ભાડાના અગવડવાળા મકાનમાં ભણે છે. એના કરતાં તમારા જેવાની મદદથી મકાન થાય તો એમાં ગામની શોભા વધશે.

'તમારી પાંચ હજારની મદદથી તો ગામનો સામટો પ્રશ્ન ઉકલી જાય છે. તો શીદને જીવતચરા પાછળ એ પૈસાનો ધુમાડો કરો છો ?'

મેં ઊથલાવી ઊથલાવીને આ વાત કાકાને અનેકરીતે સમજાવવાનો પ્રયત્ન કર્યો. પણ એ તો એક જ કક્કો ખરો કરાવતા હતા.

'સેવકરામ ! એ બધું ખરું ! પણ મારો જીવ તો જીવતચરો કરવાનો છે. તમે કહેતા હો તો શાળાના ફંડમાં પાંચસો આપું. બાકી મેં એકવાર ભાઈઓ આગળ વાત કરી એટલે જીવતચરો તો કરીશ જ.'

'હું તમારા કુટુંબીઓ પાસે ના કહેવરાવું તો ?'

'એ તો તમારી શરમે ના પાડે...પણ સગાં વહાલામાં તો ખરાબ કહેવાય ને !' ને ડોસા મનોમન બોલતા હોય તેમ બબડ્યા, 'છોકરાના મોઢામાં શીરો જાય એનાથી કયું મોટું પુણ્ય થવાનું હતું ! મારે આંગણે નાતની એંઠ ક્યાંથી પડે !'

કાકાને સમજાવવામાં કંઈ મણા ન રાખી. ગામના સરપંચે પણ કુમારશાળામાં મદદ આપવાનો આગ્રહ કર્યો. પેલા ભાઈ જેવા સમજુ જુવાનોએ પણ કાકાને ઘણી વિનંતી કરી. પણ બધું પથ્થર પર પાણી !

એક અઠવાડિયામાં તો મેં સાંભળ્યું કે કાકાએ ધાર્યું જ કર્યું. જીવતચરા પાછળ તેમણે પાંચથી છ હજારનો ધુમાડો કર્યો. ત્યારથી હું વિચારમાં પડી ગયો છું કે લોકો કેમ મારું માનતા નથી ! મારી સેવામાં કંઈ કચાશ હશે ? ત્યારથી મારું મન ગ્લાનિમાં રહે છે.

*

આજે એક શિક્ષકભાઈનો પત્ર મળ્યો. વાંચી હું વિચારમાં પડી ગયો. એ આ બાજુની એક માધ્યમિક શાળામાં ચાર વર્ષથી ભણાવે છે. હું તેમની શાળાના વાર્ષિકોત્સવ પ્રસંગે એકવાર જઈ આવ્યો છું. એ ભાઈએ એકવાર રજાઓમાં તેમના ગામમાં શ્રમશિબિર





યોજી હતી ત્યારે મને બોલાવી ગયેલા. એટલે તેમના સુધારક માનસને પણ હું સારી રીતે ઓળખું છું.

તેમણે એ શાળાના વિકાસમાં સારો ફાળો આપ્યો છે. શાળામાં સંખ્યા થાય તે માટે એમણે એક છાત્રાલય શરૂ કર્યું છે. આજુબાજુના ગામના છોકરાઓ છાત્રાલયમાં આવે છે. એમને ખર્ચ ઓછું આવે એટલે આ શિક્ષકભાઈ દરવર્ષે અનાજની ટહેલ નાખે છે. પાક તૈયાર થાય ત્યારે કોથળા લઈને ખળામાં પહોંચી જાય છે. ડાંગર, ઘઉં, કઠોળ જે મળે તે લઈ આવે છે. એથી વિદ્યાર્થીઓને જમવાનું ખર્ચ ઓછું આવે છે. પરિણામે ખેડૂતોના છોકરાઓ ભણવા પ્રેરાયા છે.

તેમ શાળાના સંચાલક મંડળની સાથે રહી તેમણે શાળાના મકાનનું ફંડ પણ ઊઘરાવ્યું છે. એ કેવળ શિક્ષક, પગારદાર નોકર રહ્યા નથી. પણ શાળાના સેવક બની ગયા છે. એમણે દર્દભર્યો પત્ર લખ્યો છે:

હું જરા વિચિત્ર સ્થિતિમાં મૂકાઈ ગયો છું. અમારી શાળાના મંડળના મંત્રીના પિતા જીવતચરા કરવા તૈયાર થયા. એમના જેવા સમજુ માણસને ત્યાં આવું બને તો બહાર ખરાબ છાપ પડે. પૈસા ખર્ચવા હોય તો અમારી શાળા સામે હતી જ. અમે તેમના ગામના પુસ્તકાલયનો હોલ બાંધવા તૈયાર થયા. એ વાત તેમની આગળ મૂકી. પણ એમણે તો જીવતેજીવ બારમું (જીવતચરા) કરવાનો જ આગ્રહ રાખ્યો.

હું એમ માનું છું કે જીવતચરા પણ ખોટો રિવાજ છે. ખોટી મોટાઈના મોહમાં લોકો એવું ખર્ચ કરે છે. જો લોકો એ પૈસા વિદ્યાલયમાં કે ગામના બીજાં કામોમાં ખર્ચે તો નવો દાનનો પ્રકાર શરૂ થાય. એથી હું હમેશાં જીવતચરાનો વિરોધ કરું છું. જેમ મરણ પાછળનું બારમું ખાવા માટે બાળકોને મોકલતો નથી તેમ જીવતચરા ખાવા માટે પણ છોકરાંને મોકલતો નથી. એ રીતે આ પ્રસંગે મેં શાળાનાં છોકરાંને જમવા ન જવાની ભલામણ કરી.

કેટલાંક છોકરાં માબાપના દબાણને લીધે ગયાં હશે. કેટલાંક ન ગયાં. છાત્રાલયના વિદ્યાર્થીઓને જમવાનું નિમંત્રણ હતું. પણ મેં ઘસીને ના કહેવરાવી. છાત્રાલયના વિદ્યાર્થીઓ જમવા ન ગયા તે ન જ ગયા. ગામમાં આ ચર્ચાનો વિષય બન્યો. મંત્રી સાહેબને ખોટું લાગ્યું. તેમને એમ થયું કે આ માસ્તર છોકરાંને ઉશ્કેરે છે. જીવતચરા એ કંઈ બારમું છે કે વિદ્યાર્થીઓને જમવા ન મોકલ્યા! ત્યારથી તે મારા પર ક્રોધે ભરાયા છે.

એનું પરિણામ એ આવ્યું કે તેમણે આ આખર તારીખે મને નોટીસ આપી છે કે મેની આખરે શાળા મને છૂટો કરે છે. મારે મારી નોકરીનો ચાર્જ વેકેશન પડતાં આપી દેવાનો છે.

સેવકરામ! મને નોકરીનું તો કંઈ લાગતું નથી. મને એક કરતાં અનેક જગ્યાએથી નોકરીનું તો તેડું મળશે. જેને કામ કરવું છે તેને ક્યાં મુશ્કેલી આવે છે! પણ આ શાળામાં હું નોકરી કરું છું એવું કદી લાગ્યું નથી. મેં શાળાને મારી ગણી છે. શાળાના ઘડતરમાં મારો મોટો ફાળો છે. અને આ શાળાને હજી મારે વિકસાવવી છે, પણ એ તક હવે ન રહી જો અફસોસ હોય તો એનો છે.

બીજો અફસોસ એ વાતનો છે કે શાળાના મંત્રી જે સુધરેલા કહેવાય છે, કેળવાયેલા છે એ પણ જીવતચરા કરે. વિરોધ કરનાર પર કિન્નો રાખે. આ રીતે છૂટો કરે....તો પછી ખોટા રિવાજ ક્યારે દૂર થાય?

જો આવા આગળ પડતા માણસના મનમાં પણ આ ખોટા ખર્ચની વાત ન ઊતરી હોય તો બીજા તો કેટલું માને! ચાર વર્ષના સંપર્ક પછી પણ એ લોકો સુધારાની વાત નથી સમજી શક્યા કે હું એમને નથી સમજાવી શક્યો તેનું મને ભારે દુઃખ છે. આમાં બીજું થઈ પણ શું શકે!

હું તો છૂટો થવાનો છું. બીજે જઈને આ રીતે કામ કરીશ. પણ શાળાના વિદ્યાર્થીઓ ઉશ્કેરાયા છે. એ બધા હડતાલ પર ઊતરવાની વાતો કરે છે. મને છૂટો કરે તો એ બધા છૂટા થવાનો નિર્ણય કરીને બેઠા



કાર્યકરોની મૂંઝવણ :

જયન્ત પટેલ

# જીવક—બુદ્ધનો વૈદ

શસ્ત્રક્રિયા—ઓપરેશન એ આપણો પ્રાચીન કસબ છે. ભગવાન બુદ્ધના સમયમાં પણ તેનો અભ્યાસ એટલો જ હતો. અહીં આલેખેલા વૈદરાજ 'જીવક'નું રેખાચિત્ર આપણી સંસ્કૃતિનો અચ્છો ખ્યાલ આપે છે જે વાંચીને આપણે ગૌરવ અનુભવીએ...

શસ્ત્રક્રિયા એ પશ્ચિમના વિજ્ઞાનીઓએ શોધેલી એક મહત્ત્વપૂર્ણ શોધ છે એવી ઘણાની માન્યતા છે. ઘણી વખત પૂર્વના લોકોને કેટલીક માત્રાઓ, ભસ્મો, રસાયણો અથવા યુનાની દવાઓ સિવાય વૈદક શાસ્ત્રનું વધારે કંઈજ જ્ઞાન ન હતું એવો દાવો પાશ્ચિમાત્ય વૈદકશાસ્ત્રના અભિમાનીઓ ગૌરવપૂર્ણ કરે છે પણ એ લોકોને ખબર નથી કે પ્રાચીન ભારતમાંના વૈદોને પણ શસ્ત્રક્રિયાથી રોગો સારા કરવાની આવડત હતી. ખાસ કરીને બુદ્ધના પૂર્વ સમયમાં આ વિદ્યા ભારતમાં પૂર્ણ સ્વરૂપમાં વિકસેલી હતી. ધર્મના પ્રચાર અર્થે ગામે ગામ ફરતા બૌદ્ધ સાધુઓ ઉપદેશ સાથે શસ્ત્રક્રિયા પણ કરતા અને એમ લોકોનું લૌકિક અને પરલૌકિક હિત સાધવામાં મદદ કરતા. બૌદ્ધ સાધુઓમાં શસ્ત્રક્રિયાના તજ્જ્ઞ તરીકે આચાર્ય 'અત્રેય'ના શિષ્ય 'જીવક'નું નામ વધારે જાણીતું છે. તેના સમયમાં તે સર્વશ્રેષ્ઠ વૈદ્ય તરીકે પ્રખ્યાત હતો.

તેના જન્મ અને માતાપિતા અંગે ચોક્કસ માહિતી મળતી નથી. ઘણા તેને 'શીલવતી' નામક વેશ્યાના પુત્ર તરીકે ઓળખાવે છે. કોક તેને બિંબિસાર રાજાના દાસીપુત્ર 'અભય'નો પુત્ર માને છે. એક સંશોધકે તેને રાજા બિંબિસારના દાસીપુત્ર તરીકે બિરદાવ્યો છે. જે હોય તે પણ તે એક વેશ્યાપુત્ર હતો અને અનૌરસ પુત્ર તરીકે ઓળખાતો હતો. શીલવતીએ જીવકના જન્મ પછી એક જંગલમાં જઈને તેનો ત્યાગ કર્યો. એ નવજાત બાળકની ચારે બાજુ કાગડાઓ ભેગા થઈ તેને જીવતો જ ખાવાની તૈયારીમાં હતા. અને એનું જીવન એ કેવળ મિનીટોનો જ પ્રશ્ન હતો. આવા સમયમાં અભય ત્યાં અચાનક આવી ચડયો. આવી જ સ્થિતિમાં અભય એ બાળકને ઘેર લાવ્યો અને તેને પોતાના પુત્ર જેમ પાળીપોષીને મોટો કર્યો એવો પણ થોડા સંશોધકોનો મત છે. અભયે જ એનું નામ 'જીવક' રાખ્યું હતું.

---

છે. તેમના પ્રેમની હું કદર કરું છું. પણ મારા માટે તેઓ હડતાલ પાડે કે બીજું કંઈ પગલું ભરે તે મને ઠીક લાગતું નથી. એમાં ગામનું અને શાળાનું પણ અહિત થાય. વિદ્યાર્થીઓને સમજાવવા ઘણોયે પ્રયત્ન કરું છું. પણ એ લોકો તો 'સાહેબ! તમને છૂટા શાના કરે! અમે આવો અન્યાય નહિ થવા દઈએ!'

હમણાં આવો ઉશ્કેરાટ વ્યાપી ગયો છે. પરીક્ષામાં લક્ષ આપવાના બદલે હડતાલનું વાતાવરણ ઊભું કરે તે સારી રીત નથી. મારી વિનંતી છે કે આપ આવી અમારા આ વિદ્યાર્થીઓને સમજાવો.

આપને આ સાથે એક વિનંતી કરી લઉં? કૃપા કરી મને પાછો રખાવવાનો પ્રયત્ન કરશો નહિ. ભલામણ પણ કરશો નહિ. તેમ એ માટેની વાત પણ કરશો નહિ. મેં તો છૂટા થવાનો નિર્ણય કર્યો જ છે. પણ એ કારણે શાળાને કે વિદ્યાર્થીઓને સહન ન કરવું પડે તે માટે જ આપને આટલી તકલીફ આપવા માગું છું. તો આ પત્ર મળે આપ અચૂક આવી જશો.

—હું આ પત્ર વાંચી ગમગીન બની ગયો. ગામડાના ભણેલા પણ કેવો અનુભવ કરાવે છે. સુધારાની વાત કરવા માટે એક સેવાભાવી શિક્ષકને આ લોકો ગુમાવવા તૈયાર થયા છે.

ગામડાંનું આ માનસ જાણું છું. એથી જ મનમાં થાય છે કે શું કરીએ તો ગામડાં નંદનવન જેવાં બને! ક્યારે લોકો સાચી વાત સમજતા થાય!







નાનપણથી જ તેને 'વૈદ' બનવાની મહત્ત્વાકાંક્ષા હતી. તેથી તે તક્ષશિલાની વિદ્યાપીઠમાં ગયો. ત્યાં 'અત્રેય' ગુરુના ચરણોમાં બેસી તેણે આયુર્વેદનો અભ્યાસ કરવાની શરૂઆત કરી. વિદ્યા સંપાદન કરવાની તેની તાલાવેલી એટલી તીવ્ર હતી કે તે અભ્યાસ ઉપરાંત બીજી કોઈ પણ વસ્તુ તરફ ધ્યાન આપતો નહિ. રાત અને દિવસ બસ પોતાના જ અભ્યાસમાં રત રહેતો. પરિણામે બીજાઓને જે વિદ્યા સંપાદન કરતાં ચૌદ વર્ષ લાગતાં તે વિદ્યા તેણે ફક્ત સાત જ વર્ષમાં સંપાદન કરી અને તે આયુર્વેદમાં પારંગત થયો.

અભ્યાસ પૂરો થયા પછી જીવક ગુરુ પાસે ગયો અને પોતાને ઘેર પાછા ફરવા માટે ગુરુજીની આજ્ઞા માગી. ગુરુને આ અપૂર્વ વિદ્યાર્થી માટે માન હતું પણ તેને હજુ પણ એક વખત ચકાસી જોવા માગતા હતા. તેમણે જીવકને જણાવ્યું : 'જતા પહેલાં તારે એક કામ કરવાનું છે. આ શહેરના નવ માઈલના વિસ્તારમાં ફરીને આવ અને દવા તરીકે ઉપયોગમાં ન આવે એવી વનસ્પતિનું નામ મને જણાવ.' ગુરુની આજ્ઞા પ્રમાણે જીવક એ વિસ્તારમાં કેટલાક દિવસ એક સરખો રખડ્યો અને જોવામાં આવતી દરેક વનસ્પતિનું નિરીક્ષણ કર્યું. બધો વિસ્તાર પૂરો થયા પછી જીવક ગુરુ પાસે આવ્યો અને જણાવ્યું, 'ગુરુજી, આપની આજ્ઞા પ્રમાણે શહેરના પૂરા વિસ્તારમાં હું ફર્યો. પણ દવા તરીકે કામ ન આવે એવી એક પણ વનસ્પતિ મારા જોવામાં ન આવી.' ગુરુ આ સાંભળીને અનહદ ખુશ થયા. અને તેની પાસેથી કંઈપણ ગુરુદક્ષિણા નહિ લેતાં તેને ઘેર પાછા ફરવાની રજા આપી. એટલું જ નહિ પણ ઘેર જવાની વ્યવસ્થા પણ તેમણે જ કરી આપી.

અભ્યાસ પૂરો કરીને આવ્યા પછી જીવકે પોતાના જ ગામમાં ધંધો કરવાની શરૂઆત કરી. એક દિવસ પાસેના 'સાકેત' નગરમાં એક સ્ત્રી માંદી પડી. બીજા વૈદોએ ઘણી દવાઓ કરી પણ કોઈથી પણ એ સ્ત્રીનો નાકનો દુઃખાવો દૂર થઈ શક્યો નહિ. છેવટે 'જીવક'ને બોલાવવામાં આવ્યો. જીવકની નાની ઉંમર અને એકવડું શરીર જોઈ બધાને લાગ્યું કે આનાથી પણ કંઈ વળે એમ લાગતું નથી. 'સાકેત' નગરના કેટલાક વૈદોએ એની ઠેકડી ઊડાવી પણ 'જીવકે' તો બાઈને તપાસી, સાદી છીંકણી સૂંઘવા આપી અને બધાના આશ્ચર્ય વચ્ચે અડધા કલાકમાં તો તે સ્ત્રીને સંપૂર્ણ આરામ થઈ ગયો. જીવકે ત્યાં હાજર રહેલા લોકોને અને ખાસ કરીને વૈદોને જણાવ્યું : 'જ્ઞાનનું ઊંડાણ કેવળ ઉંમર ઉપરથી માપી શકાય નહિ.'

હવે તો જીવક જાણીતો વૈદ થઈ ચૂક્યો હતો. ગામે ગામથી તેને તેડાં આવતાં અને તે પણ કોઈપણ જાતના બદલાની આશા રાખ્યા સિવાય. જ્યાં જ્યાં શક્ય હોય ત્યાં જાતે જઈ, દરદીને તપાસી દવા આપતો. 'જીવક'ને આવેલો જોઈ ને જ દરદીઓના અડધાં દર્દો દૂર થઈ જતાં. તેની કીર્તિની સુવાસ હવે રાજધાની સુધી પહોંચી ચૂકી હતી. એક વખત રાજા બિંબિસાર મૂળવ્યાધિથી અસ્વસ્થ હતા. રાજવૈદે દવા આપી પણ કંઈ ફરક પડ્યો નહિ. એટલે પ્રધાને 'જીવક'ને તેડાવ્યો. જીવકે સાદું પોટીસ બાંધી આપ્યું અને બીજે દિવસે બિંબિસાર રોગમુક્ત થયા. 'જીવક'ની આ આવડત ઉપર રાજા બેહદ ખુશ થયા અને તેને દરબારમાં રાજવૈદ તરીકે નીમ્યો.

જીવકે જંતુશાસ્ત્રનો પણ અભ્યાસ કર્યો હતો. જંતુથી જ રોગો થાય છે એ તેણે સિદ્ધ કર્યું હતું. જંતુની તપાસણી માટે તેણે સૂક્ષ્મદર્શક કાચ તૈયાર કર્યો હતો. આ કાચની મદદથી તે જખમના ભાગમાં જંતુઓની તપાસણી કરતો અને તે પ્રમાણે દવાઓ આપતો. રાજકુટુંબમાંના એક પુરુષને માથાનો કાયમનો દુઃખાવો હતો. રાજાએ 'જીવક'ને આ પુરુષની દવા કરવા માટે કહ્યું. જીવકે તે પુરુષને તપાસ્યો અને જણાવ્યું કે એની ખોપરીમાં જીવડા છે અને તેથી આ દુઃખાવો રહે છે. દુઃખાવો દૂર કરવો હોય તો



માથાની ખોપરી ખોલવી પડશે. રાજાને મન એ કુતૂહલનો વિષય થઈ પડ્યો. તેણે જીવકને તેમ કરવાની રજા આપી. જીવકે નક્કી કરેલા દિવસે પોતાની પાસેના હથિયાર વડે તે પુરુષની ખોપરી ઉઘાડી અને અંદરથી બે કીડા બહાર કાઢ્યા પછી ખોપરીને બંધ કરી બહારથી એ ભાગને સીવી લીધો અને ઉપર મલમ ચોપડી આપ્યો. બરાબર ત્રણ અઠવાડિયે ઘા રુઝાઈ ગયો. હવે તો જીવક રાજ્યમાં સૌને મન અનન્ય બની ગયો.

રાજમહેલમાં એક સ્ત્રીને પ્રસૂતિ સમયે બાળક આડું આવ્યું. બધાં જ ગભરાઈ ગયા. બાઈ બચશે એવી કોઈને પણ આશા રહી નહિ. છેવટે 'જીવક'ને બોલાવવામાં આવ્યો. 'જીવકે' બાઈના પેટ ઉપર શસ્ત્રક્રિયા કરીને છોકરું બહાર કાઢ્યું અને બાળક અને માતા બન્નેને બચાવી લીધાં. તેના આ કાર્યથી તેની કીર્તિ ચારે દિશામાં ફેલાઈ અને તેને 'કૌમાર ભૃત્ય' એવો ઇલ્કાબ મળ્યો. પ્રસૂતિશાસ્ત્રમાં પણ તે નિપુણ હતો. મુત્રાશય, ગર્ભાશય અને પેટના બીજા ભાગ ઉપર શસ્ત્રક્રિયા કરવામાં 'જીવક' એક્કો હતો. એક વખત કાશીના પ્રતિષ્ઠિત ગૃહસ્થના પુત્રના આંતરડાં ઊંચાઈ ઉપરથી કૂદકો મારતાં વિચક્ષણ રીતે પેટના એક ખૂણામાં ગૂંચવાઈ ગયાં અને તેથી છોકરો દિવસે દિવસે સૂકાવા લાગ્યો. થોડા દિવસોમાં તે હાડ પિંજર જેવો બની ગયો. છોકરાના બાપે, રાજા બિંબિસારની સલાહ પ્રમાણે જીવકને પોતાને ઘેર બોલાવી ઉપચાર કરવા જણાવ્યું. જીવકે તે છોકરાના પેટ ઉપર શસ્ત્રક્રિયા કરીને તેના ગૂંચવાઈ ગયેલા આતરડાં સીધાં કરી આપ્યાં.

જીવક ભગવાન બુદ્ધનો પણ વૈદ હતો. દેવદત્તને ભગવાન બુદ્ધ પ્રત્યે વેર હતું. એક વખત બુદ્ધ ગૃધ્રકુટ પર્વતની તળેટીના માર્ગે જતા હતા ત્યારે તેમના પ્રાણ લેવાના ઈરાદાથી દેવદત્તે ડુંગર ઉપરથી મોટા મોટા પથ્થરો ગબડાવ્યા. તેમાંથી એક પથ્થર બુદ્ધના પગ ઉપર પડ્યો અને બુદ્ધ જખમી થયા. જીવકે તુરત જ બાજુમાંથી વનસ્પતિ આણી તે જખમ ઉપર મૂકી અને થોડી જ ક્ષણોમાં બુદ્ધના પગનો જખમ સારો થઈ ગયો. બીજા એક વખતે બુદ્ધને અજીર્ણ થયું હતું. 'જીવકે' કમળ સાથે સૌમ્ય રેચક દવા આપીને અજીર્ણ મટાડ્યું.

જીવક બુદ્ધનો નિઃસીમ ભક્ત હતો, દિવસમાં ઓછામાં ઓછા ત્રણ વખત તો તે બુદ્ધના દર્શન લીધા સિવાય રહેતો નહિ. બુદ્ધનું નિવાસસ્થાન 'વેણુવન' એ જીવકના ઘર પાસેથી ઘણું જ આઘું હતું. તેથી તેણે પોતાના ઘર પાસેના આંબાવાડિયામાં બુદ્ધ માટે વિહાર બાંધી આપ્યો હતો. પોતાના આયુષ્યના ઉત્તરાર્ધમાં જીવકે શસ્ત્રક્રિયા કરવાનું છોડી દીધું હતું. આ સમયમાં તે ફક્ત ઔષધોપચાર કરતો હતો. જીવકે શસ્ત્રક્રિયા ન કરવાનો નિર્ણય લીધો તે માટે જે પ્રસંગ કારણભૂત બન્યો તે 'મહાવગ્ગ' ગ્રંથમાં નીચે પ્રમાણે છે:—

એક બૌદ્ધ ભિક્ષુનો મૂળ વ્યાધિ મટાડવા માટે જીવકે શસ્ત્રક્રિયા કરવા માટે તેના શરીરના તે ભાગમાં ઊંડો ભાગ કાપી કાઢ્યો. આ શસ્ત્રક્રિયા વખતે બુદ્ધ હાજર હતા, રોગનો ઊંડો ઘા અને એથી રોગીને થનારી યાતનાઓ જોઈને બુદ્ધનું અંતઃકરણ દ્રવી ઊઠ્યું. તેમણે જીવકને માનવ શરીરને આવી પીડા આપનારી શસ્ત્રક્રિયા ન કરવાનું સમજાવ્યું. એ દિવસથી બુદ્ધના શબ્દોને માન આપી જીવકે શસ્ત્રક્રિયા કરવાનું કાયમ માટે છોડી દીધું.

આથી જ બૌદ્ધ ધર્મના છેવટના સમયમાં ભારતમાંથી શસ્ત્રક્રિયાની વિદ્યાનો ધીમે ધીમે લોપ થવાની શરૂઆત થઈ. પછી તો શસ્ત્રક્રિયા કરવી એ પાપ ઠર્યું. તેથી આ પવિત્ર વિદ્યા ગામડાના અભણ હજામોના હાથમાં ચાલી ગઈ. આવી રીતે આયુર્વેદમાંથી શસ્ત્રક્રિયા નામશેષ થઈ ગઈ.



**પ્રો. ડૉ. નરસિંહ મૂ. શાહ**

# બનાવટી ચંદ્ર

ગયા અંકમાં કુદરતી ચંદ્ર વિષે અભ્યાસુ લેખ આવ્યો. એ જ લેખના ઉત્તરાર્ધ જેવો આ બનાવટી ચંદ્ર વિષે વિગત-સભર લેખ છે જે વિષે એક અધિકારી કલમ સુંદર રજૂઆત કરે છે. આપણા રોજિંદા જ્ઞાનમાં આવી ઝીણી ઝીણી વિગતોની જાણકારી નવો નવો ઉમેરો કરે છે........

આંતરરાષ્ટ્રીય ભૂ-ભૌતિક વર્ષના કાર્યના અનુસંધાનમાં આપણી પૃથ્વીના ઉપલા વાતાવરણનો અભ્યાસ કરવા રૉકેટ ઊડાડવાનું કાર્ય અમેરિકા અને રશિયાને સોંપવામાં આવ્યું હતું. ગત મહાયુદ્ધ દરમિયાન જર્મનીએ વિ-૨ રૉકેટ યોજ્યાં હતાં. આવા પ્રબળ રૉકેટનો ઉપયોગ કરી ઉપલા વાતાવરણ અંગે માહિતી મેળવવાનું કાર્ય કરવાનું હતું.

આંતરરાષ્ટ્રીય ભૂ-ભૌતિક વર્ષના આ કાર્યના એક અંશ તરીકે ૧૯૫૭ના ઑક્ટોબરની ચોથી તારીખ અને શુક્રવારના રોજ સોવિયેટ રશિયાના વૈજ્ઞાનિકોએ કલાકના ૧૮૦૦૦ કિલોમીટરની સરેરાશ ઝડપે ફરતો એક બનાવટી ચંદ્રનો ગોળો—સ્પુટનિક પહેલો અવકાશમાં ૫૬૦ માઈલની ઊંચાઈએ તરતો મૂક્યો હતો. આ એક મહાન વૈજ્ઞાનિક સિદ્ધિ છે; યંત્રવિદ્યાની યશકલગી છે. દુનિયાએ અજાયબી અનુભવી.

આ બનાવટી ચંદ્ર ૫૮ સેન્ટિમીટર ( ૨૩·૦ ઈંચ ) વ્યાસનો ૮૩·૬ કિલોગ્રામ ( ૧૮૫ પૌંડ ) વજનનો છે. આંતરરાષ્ટ્રીય ભૂ-ભૌતિક વર્ષ અંગે અમેરિકા જે ચંદ્ર અવકાશમાં મૂકવાનું છે તેના કરતાં નવ ગણો મોટો આ રશિયન ચંદ્ર છે. ( ચંદ્રના વજન અંગે મતભેદ ઊભો થયો છે. કોઈ એમ કહે છે કે ૮·૩૬ કિલોગ્રામ છે; દશાંશનાં મીંડાંની પરિસ્થિતિ અંગે મતભેદ છે. ) તેમાં સ્વયંચાલિત બે રેડિયો ટ્રાન્સમીટરો ગોઠવેલાં છે. તેથી તેમાંથી રેડિયો સિગ્નલો પૃથ્વી પર આવે છે. ૨૦ અને ૪૦ મેગા સાઈકલ ( ૧૫ અને ૨૫ મીટર) પર આ સિગ્નલો ઝીલી શકાય છે.

આ બનાવટી ચંદ્ર એકધારી ગતિએ ફરે છે એ બતાવે છે કે ઉપરના વાતાવરણમાં તેની ગતિને રોધક બળોની અસર નજીવી છે. આ બનાવટી ચંદ્રનું ચાલકબળ જ્યારે ખૂટશે ત્યારે એમ માનવામાં આવે છે કે એ નીચે તૂટી પડશે.

ત્યારબાદ એક મહિના પછી નવેમ્બરની ત્રીજી તારીખના રોજ રશિયાએ એક વધારે ગ્રહ—સ્પુટનિક બીજો આકાશમાં ચડાવી એક વિશેષ સિદ્ધિ મેળવી છે.

આ બીજા સ્પુટનિક અંગે નીચેની માહિતી પ્રાપ્ય છે.

૧. તે ૧૭૦૦ કિલોમીટર(૧૦૫૬ માઈલ)ની ઊંચાઈએ ચડાવવામાં આવ્યો છે—પ્રથમ સ્પુટનિક કરતાં ૮૦૦ કિલોમીટર ( ૪૯૭ માઈલ ) વધારે ઊંચાઈએ. એટલે આટલે ઊંચે ચડાવનાર રૉકેટ પ્રથમના કરતાં વિશેષ પ્રબળ છે એમાં શંકા નથી. એક સાથે ત્રણ રૉકેટનો ઉપયોગ કરવામાં આવે છે. પ્રથમ રૉકેટ અમુક ઊંચાઈએ જાય ત્યારબાદ બીજું રૉકેટ છૂટે અને પછી તેને વધારે ઊંચે ચડાવે અને ત્યારબાદ ત્રીજું રૉકેટ પોતાની શક્તિ વડે તેને ઊંચે અવકાશમાં પહોંચાડી દે.

રૉકેટમાં વપરાતાં ચાલુ બળતણો આ કાર્ય માટે પૂરતાં નથી. આવાં પ્રબળ રૉકેટ માટે રશિયનોએ નવું રસાયણિક બળ શોધ્યું છે ?

૨. પૃથ્વી ફરતાં એક ફેરા માટે સ્પુટનિક બીજાનો પરિભ્રમણકાળ એક કલાક ૪૩·૭ મિનિટ છે—પ્રથમ ચંદ્ર કરતાં ૭ા મિનિટ વધારે.

૩. તેની ગતિ પ્રથમ ચંદ્રના જેટલી જ છે. એક સેકન્ડના ૮૦૦૦ કિલોમિટર.

૪. આ સ્પુટનિક ધાતુનો એર કન્ડીશન્ડ ગોળો છે, અને તેનું વજન ૫૦૮·૮ કિલોગ્રામ ( ૧૧૧૮·૨૮ પૌંડ ) છે—પ્રથમ સ્પુટનિકના વજન કરતાં લગભગ ૭ ગણું વધારે. તેમાં વૈજ્ઞાનિક સાધનો, બે રેડિયો ટ્રાન્સમીટરો ગોઠવેલાં છે. આ બધાં સ્વયં સંચાલિત



છે. ૨૦ અને ૪૦ મેગા સાયકલ પર તેના સંદેશા ઝીલી શકાય છે.

૫. આ ગ્રહની ભ્રમણકક્ષાનો વળાંક અને વિષુવ-રેખાની સપાટી વચ્ચે ખૂણો ૬૫ ડીગ્રીનો છે.

૬. આ સ્પુટનિકમાં એક પ્રાણી ( કૂતરો ) ઉપર મોકલવામાં આવ્યો છે. કૂતરાનું નામ કુદ્રાયવકા યા લાઈકા. અવકાશમાં આટલે ઊંચે ઊડનાર આ પ્રથમ પ્રાણી છે. એને ખાવાપીવા અંગે તાલીમ આપવામાં આવેલી છે. શરૂઆતમાં સંદેશાઓ ઉપરથી લાગતું હતું કે કૂતરો સહિસલામત મુસાફરી કરી રહ્યો છે. પછીથી એનું મૃત્યુ થયું છે.

અવકાશમાં મુસાફરી અંગે સોવિયેટ રશિયાના વૈજ્ઞાનિકોએ એક પગલું આગળ પ્રગતિ કરી છે. અવકાશમાં મુસાફરી, જે અત્યાર સુધી કલ્પનાનો વિષય હતો, તે હવે વાસ્તવિકતાના પ્રદેશમાં આવતી જાય છે. એક ગ્રહમાંથી બીજા ગ્રહ સુધી પહોંચી શકાય એની આ બધી પૂર્વતૈયારીઓ જેવું લાગે છે.

આધુનિક વિજ્ઞાન પૃથ્વીની મર્યાદાઓ ઉલ્લંઘીને આગળ વધી રહ્યું છે એમાં વિવાદ નથી. પણ એનો ગેરઉપયોગ ન થાય એટલી માનવતા સચવાશે? માનવતાનાં મૂલ્યોની કસોટી થઈ રહી છે. આજની સંસ્કૃતિ પર આ બધી અદ્ભુત શોધોની શી અસર થાય છે તે જોવાનું રહે છે.

એક બાબત નિર્વિવાદ છે કે આ સ્પુટનિકો સંશોધનનાં સાધનો તરીકે અતિમહત્તાપૂર્ણ બન્યાં છે. જે માહિતી બીજી રીતે અપ્રાપ્ય હતી તે હવે મેળવી શકાય છે.

સાહસ અને વૈજ્ઞાનિક અનુભવને બાદ રાખીએ તો આ ચંદ્રના ફાયદા શું એ પ્રશ્ન ઊઠે છે. આંતરગ્રહ મુસાફરી શક્ય થાય તો—વાતાવરણની પ્રતિકૂળતા અને મોટા થાંભલા જેવા ખરતા તારાઓનો વરસાદ —આ બન્ને વચ્ચે માનવી ચંદ્રલોકમાં ટકી રહી શકશે?

વિજ્ઞાનના નામે ચાલી રહેલા આ પ્રયોગોનો ઉપયોગ માનવહિતમાં થાય એટલી તકેદારી રાખવા માનવતાના ઉપાસકો કટિબદ્ધ રહેશે.

—નહિતર વિજ્ઞાને સર્જેલા 'ફ્રાન્કેનસ્ટાઈનો' તેના સર્જકોને ભક્ષી નહીં જાય!*

* 'સંસ્કૃતિમાં'થી સાભાર—થોડા ફેરફાર સાથે



ગયે મહિને સોવિયેત સંઘના સ્વર્દલોવ્સ્ક પ્રદેશમા પોક્રોવ્સ્ક-ઉરાલસ્કી નજીક એક ૧૧૫૦ મિટર લાંબી, ૫૩ મિટર પહોળી અને ૨૫ મિટર ઊંડી (૧ મિટર=૩ા ફીટ) નહેર ફક્ત એક દિવસમાં એક જ ધડાકે ખોદી કાઢવામાં આવી હતી. આ ધડાકો આજસુધીમાં સૌથી મોટો ધડાકો હતો.

લગભગ ૭૫૦૦૦૦ ઘન મિટર ખડકને ખોદવા માટે ટ્રોટીલ નામનો ૩૧૦૦ ટન વિસ્ફોટક પદાર્થ વાપરવામાં આવ્યો હતો.

ધડાકાને લીધે ૧૦૦૦ મિટરથીયે વધુ મોટો ધુમાડો અને માટીનો ગોટો ઊડયો હતો.

આ નહેર કઠણ પહાડી ખડકમાંથી કોરી કાઢવામાં આવી છે. એ દ્વારા કોલોન્ગા નામની પહાડી નદીનાં નીર જે પહેલાં આ વિસ્તારમાં આવેલી લોખંડની ખાણોમાં ભરાઈ જતાં હતા તે હવે બાજુમાં થઈ ચાલ્યા જશે.





બાપાલાલ ગ૦ વૈદ્ય

# કેળાં અને ખજૂર

આપણને સહજ રીતે મળતાં અને દરેકના ખિસ્સાને પરવડતાં કેળાં અને ખજૂર વિષે અહીં જે અભ્યાસું માહિતી આપી છે તે દરેકે ખાસ આચરવા જેવી છે. ઘણીવાર દવાઓ, ઈન્જેક્શનો અને ટોનિકો કરતાં પણ આ જાતનાં વિટામિનવાળાં ફળો શરીરને ખૂબ ઉપયોગી નીવડે છે.......

પૌષ્ટિક તત્ત્વોને હિસાબે કેળાંની સરખામણીમાં ઊભું રહી શકે એવું બીજું એકેય ફળ હિંદમાં થતું નથી એમ કહીશું તો ચાલશે. અત્યંત લોકપ્રિય ફળો સાથે સરખાવતાં કેળું કોઈપણ રીતે ઊતરે એવું નથી. કેળાંની કિંમત પણ સૌને પોષાય એવી હોય છે. ગરીબમાં ગરીબ પણ એ ખાઈ શકે એમ છે. રોજ નહિ તો અવારનવાર પણ કેળાં ખાવામાં લઈ શકાય તો આપણા અપૂર્ણ આહારમાં ખૂટતાં તત્ત્વો ઘણે અંશે ભરપાઈ કરી શકાય. કેળામાં જે સ્ટાર્ચ છે તે ખાંડના રૂપમાં છે અર્થાત્ એ સૂર્ય ભગવાને પકાવેલ ખોરાક છે. બાળકોને ગળપણ ખૂબ જ ભાવે છે એટલે કેળાં બાળકોનો પ્રિય અને ઉત્તમ ખોરાક છે. એમાં જે ખાંડ છે તે કુદરતી હોવાથી અત્યંત સુપાચ્ય છે. શેરડીની ખાંડ જેવી એ નુકસાનકારક નથી. એમાં ગ્લુકોઝ સારા પ્રમાણમાં છે. કફના રોગો સસણી વરાધ કે તાવમાં કેળાં ન આપવાં જોઈએ. એ સિવાય બાળકોને કેળાં આપવાં જ જોઈએ.

કેળામાં કુદરતી ખાંડ છે. સાથે સાથે ચૂનો–'કેલ્સિયમ્' અને મેગ્નેસિયમ્‌નું પ્રમાણ ફોસ્ફરસ કરતાં વધારે છે. કેળાં આથી કરી વિપાકમાં મધુર છે. આજે હોજરીનાં ચાંદાંના કેસો ઘણા જોવામાં આવે છે. ખાધા પછી દાઝરાની ફરિયાદ કરનારા ઘણા મળે છે—આવાઓ માટે કેળાં બહુ સુંદર છે. કારણ કેળાં આ ખટાશને મહાત કરનાર છે. એટલે પેટનાં ચાંદાં અને અમ્લપિત્તમાં કેળાં ખૂબ જ ઉપયોગી છે.

કેળામાં ખનિજ ક્ષારો ખૂબ સારા પ્રમાણમાં છે. ક્લોરીન, તામ્ર લોહ, મેંગેનીઝ, પોટાશિયમ્, સોડિયમ્, ગંધક, વગેરે સારા પ્રમાણમાં છે. એથી દૂબળાં, પાંડુરોગી રિકેટ્સ બચ્ચાં માટે કે સગર્ભા સ્ત્રીઓ માટે, ધવરાવતી માતાઓ માટે સામાન્ય નબળાઈમાં કેળાં ખૂબ જ ઉપયોગી છે. તામ્ર અને લોહ હોય તો શરીરમાં લોહ જલદી શોષાઈ જાય છે. પાંડુરોગ—અને તેનું પ્રમાણ હાલ ઘણું જોવામાં આવે છે—માં કેળાં આથી કરી ઉપયોગી છે. લોહ, મેંગેનીઝ અને તામ્ર—આ ત્રણેનું સુંદર મિશ્રણ બહુ ઓછાં ફળોમાં જોવામાં આવે છે. કેળાંમાં આ ત્રણ અતિશય શરીરોપયોગી તત્ત્વો હોવાથી નબળાઈ, અશક્તિ, ફીકાશમાં ઉપયોગી છે. કમરના દુઃખાવાની બૂમો મારનારી બેનો કેળાં રોજ ખાય તો સારું.

કેળાંની રક્ષા ભગવાને સુંદર રીતે કરી છે. કેળાં ઉપરની છાલ એવી સારી છે કે તમે તેને જંતુઓના પ્રવાહીમાં રાખો તો ય એ છાલમાંથી એક પણ જીવાણુ અંદર જઈ નહિ શકે. એટલે જ્યાં સુધી કેળાંની છાલ અખંડિત રહી હોય ત્યાં સુધી કેળું ખાવામાં જરાકેય વાંધો નથી. કેળાંની કેટલીક જાતો તો કેળાંની ઉપરની છાલ તદ્દન કાળી થઈ જાય એ પછી જ ખવાય છે. વસઈનાં રાજુલા કેળાં કે મલબારનાં આ જાતનાં કેળાં આ પ્રમાણે સૂકાઈ ગયા પછીથી જ ખવાય છે અને ખૂબ જ પૌષ્ટિક મનાય છે. ત્યારે કેળાંની છાલ એ 'જર્મપ્રૂફ' છે.

વિટામિનના આ જમાનામાં વિટામિનના ઉલ્લેખ સિવાય ન ચાલે! કેળામાં વિટામિન 'એ' બહુ સારા પ્રમાણમાં છે. 'એ' વિટામિન તો વિટામિનોનો રાજા છે. સુદૃઢ શરીર, આંખનું તેજ, બુદ્ધિની ચપળતા, નીરોગીપણું—બધું વિટામિન 'એ' ઉપર નિર્ભર છે. આપણા શરીરનાં જેટલાં અંગો વા અવયવો છે તે સૌને પોતાની શ્લેષ્મકલાઓ છે અને શ્લેષ્મકલા જેની સારી તેની રોગ પ્રતિષેધક શક્તિ સારી. આ શ્લેષ્મકલાના સંરક્ષણ માટે વિટામિન 'એ' ખૂબ જ ઉપયોગી છે. દૂધ, માખણ, ઈંડાં વગેરેમાં આ ઘણા સારા



પ્રમાણમાં છે; પરંતુ એ બધાં મોંઘાં ખાદ્યોની વાત આપણે આજે નથી કરતા એટલે કેળાંમાં 'એ' વિટામિન સારા પ્રમાણમાં છે એ જાણી લઈએ. વિટામિન 'બી' છે પરંતુ નહિ જેવું. 'સી' બહુ સારા પ્રમાણમાં છે, 'ડી' નજીવું છે. જેમાં 'એ' અને 'સી' વિટામિનો હોય તે દ્રવ્ય પોષણ દૃષ્ટિએ ખૂબ જ મૂલ્યવાન ગણાય.

આયુર્વેદ કહે છે કે કેળાં રક્તપિત્તને હણનાર છે. અર્થાત રક્ત અને પિત્તના રોગોમાં કેળાં ઉપયોગી છે. શરીરના કોઈ પણ ભાગમાંથી લોહી પડતું હોય તે રોગનું નામ રક્તપિત્ત. આધુનિકોએ પણ કહ્યું છે કે કેળામાં એક વિટામિન એચ ફેક્ટર રહેલું છે જે ચામડીના રોગો મટાડવામાં અગત્યનો ભાગ ભજવે છે.

સુશ્રુત કહે છે કે કેળાં વૃષ્ય છે—વાજીકરણ છે, બલ્ય છે. જઠરાગ્નિ સારી હોય તેમના માટે સારાં. કફવાળા માટે સારાં નથી.

દૂધ અને કેળાં ભેગાં ખાઈ શકાય છે. અને તે એક ઉત્તમ ખાદ્ય છે. મહારાષ્ટ્રમાં એને 'શિખરન' કહે છે. દૂધ એકલું ન ભાવતું હોય તેવાઓ માટે શિખરન સરસ છે. દૂધ કેળાંનું મિશ્રણ સ્વાસ્થ્ય માટે સારું છે. કેળાંની અનેક જાતો થાય છે. ત્રિકોણીયા કેળાનું શાક જૈન લોકો ખાય છે અને તે સારું છે. કેળાંનો લોટ પણ બનાવવામાં આવે છે અને તે ઘઉંના લોટ ભેગો નાખીને રોટલી બનાવાય તો પોષક તત્ત્વો વધુ મળે. પીળાં, લીલાં; લાલ, મોટાં, નાનાં—આવી કેળાંની ભિન્ન ભિન્ન જાતો થાય છે. એમાં પીળાં સારાં કે લીલાં ઊતરતાં એમ માનવાનું કંઈ જ કારણ નથી.

કેળાના ગર્ભ જેવાં કુમળાં બાળકો અને સુકુમાર એવી આપણી બેનો—બન્ને માટે કેળાં ઉત્તમ ખાદ્ય પદાર્થ છે. ગૂજરાતમાં એનો વાપર ખૂબ જ વધે એ ઇચ્છવાયોગ્ય છે. દૂધ અને કેળાં સંપૂર્ણ ખોરાક છે.

*

આપણે અહીંયાં ખજૂરીનાં ઝાડો તો ખૂબ થાય છે અને આર્યિક દૃષ્ટિની શોભા વધારવામાં તાડ અને ખજૂરી જેવાં ઝાડો ખૂબ જ જાણીતાં છે. નદી અને સમુદ્રતટ ઉપર થતાં આ વૃક્ષોનું સૌંદર્ય કવિઓનાં કાવ્યોના વિષય બનેલું છે. પરંતુ આ ઝાડોમાં ખજૂર થતું નથી એ સૌ યાદ રાખે. જે ખજૂર આપણે ખાઈએ છીએ તે અરબસ્તાન, ઇજિપ્ત વગેરેથી આવે છે, ત્યાં જ એ પાકે છે.

ખજૂરને આપણા લોકો ગરમ માને છે. પરંતુ આ તદ્દન જૂઠી વાત છે. ખજૂર ગરમ નથી, ઠંડું છે. શરીરની ગરમીમાં તો ખજૂર ખાસ ઉપયોગી છે. અરબસ્તાન જેવા ગરમ દેશમાં એ લોકોને ગરમીમાંથી બચાવવા માટે તો પરમકૃપાળુ પરમાત્માએ એને ત્યાં ઉત્પન્ન કર્યું છે. ગરમ દેશમાં થનારું ખજૂર એથી કરી ઠંડુ જ હોઈ શકે. ખજૂર ગરમ છે એ ખોટી વાત છે. શરીરમાં દાહ બળતો હોય, શરીર બળું બળું થતું હોય, હાથપગનાં તળીઆં અને આંખો બળતા હોય, પેશાબમાં અગન બળતી હોય, શરીરમાં લાય લાય ઊઠતી હોય ત્યારે ખજૂર અવશ્યમેવ આપવું જોઈએ કારણ કે તે દાહહર છે. સાકર જેવું મીઠું ખજૂર ગરમ હોઈ જ ન શકે કારણ કે મધુર રસવાળાં દ્રવ્યો હમેશાં ઠંડાં જ હોય. સાકર ઠંડી, કેળાં ઠંડાં તેમ ખજૂર પણ ઠંડું જ છે. ચરક કહે છે કે ક્ષયમાં, અભિઘાતમાં એટલે કંઈ વાગ્યું હોય, ઊંચેથી પડી ગયા હોય, લોહી જામી ગયું હોય એમાં, દાહમાં અને વાત અને પિત્તમાં ખજૂર હિત છે. ઉનાળામાં ખજૂર ખાવાનો રિવાજ એ જ કારણથી છે. ગ્રીષ્મ તાપમાંથી બચવા માટે ખજૂર સુંદર છે.

ખજૂર ક્ષયરોગમાં હિતાવહ છે. ક્ષયમાં શરીરની તમામ ધાતુઓ ઉત્તપ્ત બનેલી હોય છે, તાવ રહેતો હોય છે, શરીર દિન પર દિન સૂકાતું જતું હોય છે, ખાવાની રુચિ થતી નથી, ખાધેલું પચતું નથી. આ અવસ્થામાં ખજૂર હિતાવહ છે. ખજૂરનો મધુર રસ વાત અને પિત્ત બન્નેને, નાશ કરે છે. સુશ્રુત કહે છે કે રસમાં અને વિપાકમાં—બન્ને દૃષ્ટિએ ખજૂર મધુર છે. જઠરાગ્નિ સંયોગથી દ્રવ્યો રસાન્તરને પામે છે. કેટલાંક દ્રવ્યોનો વિપાક ( Base ) અમ્લ જ્યારે

બીજાનો વિપાક મધુર ( alkaline ) થાય છે. ખજૂર રસમાં મધુર છે, વિપાકમાં પણ મધુર છે. મધુર રસ-પ્રધાન દ્રવ્યો, મોટે ભાગે, પૌષ્ટિક હોય છે, શીતવીર્ય હોય છે, શરીરને પુષ્ટ બનાવનાર હોય છે. આયુર્વેદના આચાર્યોએ દ્રવ્યોનો વિચાર રસથી કરેલો છે. મધુર, અમ્લ, લવણ, તિક્ત, કટુ, કષાય—આ છ રસો છે. 'ખટરસ–ભોજન સાર' એવાં સૂત્રો ગુજરાતીમાં જાણીતાં પણ છે. મધુર રસમાં પૃથ્વી અને પાણી મહાભૂતો પ્રધાન છે. મધુર દ્રવ્યો સ્વાદમાં મધુર હોય છે, પચવામાં ભારે હોય છે, અધોગમનશીલ અર્થાત્ ઝાડો સાફ લાવનાર હોય છે, શરીરને હૃષ્ટપુષ્ટ બનાવનાર હોય છે. આજે દ્રવ્યોનું રાસાયણિક પૃથક્કરણ ચાલી રહ્યું છે જેમાં અમુક દ્રવ્યમાં અમુક ટકા લોહ, અમુક ટકા કેલ્સિયમ, પ્રોટીન, ફેટ વગેરે બતાવવામાં આવે છે. પ્રાચીન સમયમાં પૃથક્કરણ ન થતું પરંતુ સમન્વય થતું—એકીકરણ થતું એટલે એમની પરીક્ષા એ મુજબ ખીલી. સાગરને ગાગરમાં સમાવવાનો એમનો એ પ્રયત્ન જોઈ આજે આપણે તાજૂબ થઈ જઈએ છીએ. લેબોરેટરી સિવાય વસ્તુઓના હાર્દમાં પેસી જે ગુણોનું દર્શન પ્રાચીનોએ આપણને કરાવ્યું છે તે આજે પણ સૌના માનનું અધિકારી બને છે. ખજૂરમાં તામ્ર છે, લોહ છે, મેંગેનીઝ છે એવું એમણે બતાવ્યું નથી પરંતુ છ રસોના ભિન્ન ભિન્ન ગુણોની માર્મિક સમીક્ષા કરી એ રસોના ગુણોમાં ઘણું ઘણું કહી નાખ્યું છે. મધુર રસના ગુણો જોઈએ; મધુર રસ શરીરને સાત્મ્ય છે, રસ, રુધિર, માંસ, મેદ, અસ્થિ, મજ્જા, શુક્ર અને ઓજને વધારનાર છે, બલ અને વર્ણ વધારનાર છે, આયુષ માટે હિતકર છે અર્થાત્ આયુષ લંબાવનાર છે, શરીરને સ્થિરતા આપનાર છે. આહારનો જે પરમ ગુણ 'તૃપ્તિ' એમાં હોવાથી તે તર્પણકર છે, શરીરને હૃષ્ટપુષ્ટ ( બૃંહણ ) બનાવનાર છે; જીવન માટે હિતાવહ ( જીવનીય ) છે. ષડિન્દ્રિય પ્રસાદન અર્થાત્ છઠ્ઠી ઇન્દ્રિય જે મન તેનું પ્રસાદન કરનાર છે અર્થાત્ માનસિક કામ કરનારાઓ માટે કે ઉચ્ચ જીવનની અભીપ્સાવાળાઓ માટે મધુર રસ ઉપયોગી છે. આ જોયા પછી આપણને સમજાશે કે ખજૂર મધુર રસવાળું છે એટલે એ મધુર રસના સકલ ગુણો ઓતપ્રોત હોય છે જ—પ્રાચીનોની આ સારગર્ભિત શૈલી બહુ વિસ્તારમાંથી આપણને બચાવી લે છે.

ચરક કહે છે કે ખજૂર રસ અને વિપાકમાં મધુર છે, વૃષ્ય છે—વાજીકરણ છે, શીતલ છે, પચવામાં સહેજ ભારે છે. ક્ષયમાં, અભિઘાતમાં, દાહમાં, વાત અને પિત્તના વિકારોમાં તે હિતાવહ છે એમ કહીને ખજૂરમાં રહેલાં શરીરપોષક તત્ત્વોનો ખ્યાલ કરાવે છે અને વાજીકરણ કહી આજનાં હોર્મોન્સ ઉપર થતી અસરનું આપણને યાદ આપે છે. વાજીકરણ શબ્દ પ્રાણવાન છે. વાજીકરણ દ્રવ્ય શુક્ર-વીર્યની વૃદ્ધિ કરનાર હોય, કામનાં કેન્દ્રસ્થાનો સુષુમ્ણા કાંડમાં રહેલાં છે તેને ઉત્તેજનાર હોય, કેટલાંય જ્ઞાનતંતુઓ ઉપર તેનો પ્રભાવ પડતો હોય, તો ખજૂરનો વપરાશ આપણે વધારવો જોઈએ. ખજૂરના ઠળીયા કાઢી, તેને ધોઈ કાઢી, ઘીમાં સહેજ શેકી લઈ પછી ખાવાથી જંતુઓનો ભય નથી રહેતો. ઘીને લઈને તેની ખાદ્ય-કિંમત વધે છે અને રુચિકર બને છે. પુરી પકોડી કે ભેળ સાથે ખજૂરની સ્વાદિષ્ટ ચટણી બનાવીને ખાવાનો ચાલ સારો છે. હોળી વખતે ગોઠમાં ખજૂર આપવાનો રિવાજ સારો છે. કામ કરનારા ચાકરિયાતો, મજૂરો અને નાનાં બાળકો—આ ત્રણ માટે તો તેમની વહી જતી શક્તિને ભરપાઈ કરવામાં ખજૂરમાં રહેલ મીઠાશ ખૂબ જ કિંમતી છે. મજૂર ભાઈઓને, ખેડૂત ભાઈઓને હું બે હાથ જોડી વિનવું છું કે તમે તમારા પરસેવાનો મોંઘો પૈસો ચાના પ્યાલા ગટકાવવામાં ન ખર્ચશો. તમારા શરીરના શ્રમને બચાવે, ભરપાઈ કરે, તમને તાઝગી આપે એવું કંઈક ખાઓ. બે આના ચાના કપના આપો તેના કરતાં બે આનાનું ખજૂર ખાઓ કે ગોળ ખાઓ કે મગફળી કે દાળીયા ગોળ સાથે ખાઓ. તમારા જેવા માટે ચા સારી નથી. શહેરના લોકો માટે એ રહેવા દો. મહેનતુ માટે ચા ઝેર જેવી છે. તમે તો ખજૂર, ગોળ, ચણા, મગફળી એવું ખાઓ. રોજ પાશેર જેટલું ખજૂર ખાશો તો સુખી થશો. *

* 'ભિષગ્ભારતી'માંથી સાભાર—ટૂંકાવીને.



## કેળાં અને ખજૂર :

છોટાલાલ માનસિંગ કામદાર

# ફકીરવેશે હિંદી ક્રાંતિકાર

હિંદી ક્રાંતિનો એ રોમાંચક યુગ આપણી સમક્ષ ડૉ. ટી. એસ. એસ. રાજનનાં આ સંસ્મરણોના અનુવાદમાંથી આબાદ રીતે મળે છે. આ ત્રીજા હપતામાં એક હિંદુને આપણે મુસ્લીમ ફકીરવેશે નાસી જતો કેવો રોમાંચક રીતે જોઈ રહીએ છીએ........

અમે લંડનમાં 'ફ્રી ઈન્ડિયા ક્લબ' સ્થાપી હતી તેના સક્રિય આગેવાનો વિનાયક સાવરકર અને વી. વી. એસ. આયર હતા. તેના ઘણા સભ્યો લંડનમાં અભ્યાસ કરતા હિંદી વિદ્યાર્થીઓ હતા. દરેક સભ્યને લીગના ધારા ધોરણ મુજબ હમેશાં હિંદ માટે કંઈ સેવા બજાવવાની હતી. અને દરેક સભ્યને તેની નોંધ રાખવી પડતી. અવાર નવાર મળતી સભાઓમાં આ નોંધ બીજા સભ્યોની નોંધ સાથે સરખાવવામાં આવતી. હિંદના અને અંગ્રેજી પત્રોમાં પત્રો તથા લેખો લખવા તેને પણ હિંદની એક જાતની સેવા ગણવામાં આવતી હતી. વી. વી. એસ. આયર મદ્રાસ અને પોંડીચરીથી પ્રગટ થતા ઘણા તામિલ પત્રોમાં અગ્રલેખો લખતા. આ ઉપરાંત તે 'ઈન્ડીયા' પત્રમાં ગેરીબાલ્ડી પર ચાલુ વાર્તા લખતા હતા. હું ઝાંસીની રાણી લક્ષ્મીબાઈની વાત લખતો હતો. વિનાયક સાવરકર મરાઠીમાં 'હિંદનું સ્વાતંત્ર્ય યુદ્ધ' લખતા હતા. પાછળથી સરકારે આ પુસ્તકને જપ્ત કર્યું. ઘોડેસ્વારી મોટર હાંકવી વગેરે શારીરિક કસરતને પણ લીગના સભ્યો રાષ્ટ્રીય સેવા માટેની તાલીમ ગણતા હતા. બ્રિટિશ અધિકારીઓને અમારા પર વહેમ હતો, અને અમારા ઉપર સતત પોલીસ તપાસ રાખવામાં આવતી હતી.

૧૯૦૯માં હિંદી વજીરના એક સલાહકાર તથા હિંદી સરકારના એક આગલા અમલદાર સર કર્ઝન વાઈલીને મદનલાલ ધિંગ્રા નામના એક પંજાબી ક્ષત્રિયે ગોળીબારથી મારી નાખ્યા. આ રાજકીય હત્યા હતી. મદનલાલ ધિંગ્રાએ ભર કોર્ટમાં નિવેદન કર્યું કે 'હિંદી સ્વાતંત્ર્યની સેવા શી રીતે થઈ શકે તેનો બીજા હિંદી યુવાનો દાખલો લે તે માટે ઈરાદાપૂર્વક સર કર્ઝન વાઈલીનું ખૂન કર્યું છે.' પરિણામે તેને દેહાંત દંડની સજા કરવામાં આવી.

આ બનાવ પછી બ્રિટિશ અધિકારીઓ અમારા પર ખૂબ ધ્યાન રાખવા લાગ્યા. તેઓએ 'ફ્રીડમ લીગ' તથા 'ઈન્ડિયા હાઉસ' ને વિખેરી નાખવાનો યત્ન કર્યો. વિનાયક સાવરકર પર ખૂબ વહેમ હતો. એક રાત્રે તે ભૂલથાપ આપીને કોઈને ખબર ન પડે તેમ પેરિસ ચાલ્યા ગયા. લીગનું કામ તો આયરની દોરવણી હેઠળ અગાઉ મુજબ ચાલ્યા કર્યું. પરંતુ અમે અમારી પ્રવૃત્તિને એક યા બીજી રીતે છુપાવવાનો યત્ન કર્યો. બરાબર આ જ સમયે નાસિકમાં જેકસનનું ખૂન થયું. જેકસનનું ખૂન કરવા વિનાયક સાવરકરે રિવોલ્વર મોકલી હતી તેવા કહેવાતા આરોપસર તેની સામે ફોજદારી અદાલતમાં કામ ચાલ્યું અને પરિણામે તેને ઈંગ્લાંડથી હિંદ મોકલી દેવાનું વોરંટ કાઢવામાં આવ્યું. પરંતુ અમને તેની ખબર નહોતી. સાવરકર પેરિસ ગયા પછી ત્રણ મહિને અમુક પ્રશ્નો પર તથા લીગના રાજકારણ સંબંધી ચર્ચા કરવા માટે લંડન આવવાનો આયરે તેના પર તાર કર્યો. પરંતુ પેરિસમાં પણ સાવરકરની પાછળ જાસુસો ફરતા હતા તેની આયરને ખબર નહોતી. સાવરકરને પોતાને પણ તેની ખબર નહોતી.

લંડન આવવા સાવરકર ડોવર ઊતર્યા કે તરત જ તેને પકડી લેવામાં આવ્યા. નાસિક કાવતરા કેસનાં કાગળો આવતાં બે મહિનાથી વધારે સમય લાગ્યો. આયર સાવરકરને મળી કેસ ચલાવવા સંબંધી વાત કરતા હતા. આખરે એમ ઠર્યું કે કેસ સંબંધી વધારે તપાસ ચલાવવા માટે સાવરકરને હિંદ મોકલવા. સાવરકરને હિંદ મોકલવા સાવરકરની ધરપકડનો દાખલો લઈને, તથા અમારા પર વધતી જતી પોલીસ દેખરેખને અંગે અમારી પણ તે જ સ્થિતિ થાય તેમ ધારીને આયર પોતાના ઈરાદાની કોઈને જરા પણ જાણ કર્યા વિના, સાવરકરને હિંદ લઈ ગયા તે પહેલાં, પેરિસ ચાલ્યા ગયા.





મને પાછળથી ખબર પડી કે આયર પેરિસ ગયા તે સાવરકર અને તેની વચ્ચે અગાઉથી થયેલ ગોઠવણુ મુજબ હતું. હિંદ જતાં ગમે તે ભોગે સાવરકરને નાસી જવામાં મદદ કરવા માટે આ યોજના હતી.

સ્વ. માદમ કામા હિંદી સ્વાતંત્ર્યનાં સ્વપ્નાં સેવતાં તથા તે પ્રાપ્ત કરવા માટે આખું જીવન ગાળનાર એક દેશભક્ત હતાં. મુંબઈના જાણીતા પારસીનાં તે પત્ની હતાં. કંઈક ગેરસમજુતને અંગે તે તેના પતિથી જુદા થઈ લંડનમાં આવીને રહ્યાં હતાં. લંડનમાં તે લાંબા સમયથી રહેતાં હતાં. તેની ઉંમર પચાસ વર્ષથી વધારે હતી અને તેને કંઈ સંતાન નહોતું. ઇંગ્લંડમાં ભણતા વિદ્યાર્થીઓને તે પોતાના બાળક જેવા ગણતાં અને ઘણી વખત તેમના સાથે રહી પોતાનું જીવન ગાળતાં હતાં. તે આયર તથા સાવરકરના પરમ મિત્ર હતા. કોઈપણ જાહેર સભામાં ભાષણ આપતાં પહેલાં માદમ કામાની લગભગ ટેવ થઈ ગઈ હતી કે તે પોતાના પાસેથી રેશમી ત્રિરંગી ધ્વજ લઈને નાના ભાલા પર લગાડીને પાસેની ખુરશી અગર ટેબલ પર મૂકતાં. આવું તેનું જ્વલંત દેશાભિમાન હતું. અંગ્રેજી વર્તમાનપત્રો તેનો ‘ ધ્વજવાળી બાઈ’ તરીકે ઉલ્લેખ કરતા હતા.

મદનલાલ ધિંગ્રાને ફાંસી આપ્યા પછી લંડનમાં રહેતા દેશભક્ત આગેવાનો પેરિસ ચાલ્યા ગયા. તેમાં શ્યામજી કૃષ્ણવર્મા તથા માદમ કામાનો સમાવેશ થતો હતો. સાવરકરના ભાગી જવાનાં સાધનોની ગોઠવણુ કરવામાં તેઓએ ખૂબ મદદ કરી હતી. આયરે પણુ પોતાનાથી બનતું કર્યું હતું અને તેની યોજનાઓ લગભગ સંપૂર્ણ હતી. લંડનની અદાલતના ફેંસલા મુજબ સાવરકરને પોલીસ દેખરેખ હેઠળ હિંદ મોકલવાનું નક્કી થયું.

જે સ્ટીમરમાં સાવરકર હતા તે લંડનથી ઊપડયા પછી એક અઠવાડિયે ફ્રાન્સના દક્ષિણ કિનારાના બંદર માર્સેલ્સ પહોંચી અને વહેલી સવારમાં ત્યાં લંગર નાખ્યું. પોલીસ દેખરેખ હેઠળ સાવરકરને ડેકના સ્નાનની ઓરડીમાં લઈ જવામાં આવ્યા. પોલીસો ઓરડીની બહાર રાહ જોતા હતા. સાવરકરે અંદર જઈ ને બારણું બંધ કર્યું. સ્નાનની ઓરડીમાં સમુદ્ર તરફની બાજુએ હવા માટે સળિયા વિનાનું એક જાળિયા જેવું હતું. તેમાંથી બહાદુરીથી કૂદી શકાય અને નાસી શકાય કે કેમ તે જોવા માટે તેણે ડોકિયું કર્યું. કપડાં અડચણરૂપ લાગતા હોઈ તે તેણે કાઢી નાખ્યા અને જાળિયામાંથી સમુદ્રમાં કૂદકો મારી કાંઠા પર જવા માટે તરવા લાગ્યા.

વહાણમાંથી એક વ્યકિત તદ્દન નગ્ન અવસ્થામાં દરિયામાં કૂદી પડે અને કિનારે પહોંચવા તનતોડ યત્ન કરે તે જોઈને ઉપરના તુતક ઉપર આનંદ કરતા ઊતારૂઓએ બૂમો પાડી વધારે આનંદ પ્રાપ્ત કર્યો. પોલીસો સત્વર દરિયામાં કૂદી પડયા અને તેની પાછળ પડયા. પણુ સાવરકર ખૂબ આગળ નીકળી ગયા હતા અને તેથી કિનારા પર પહેલા પહોંચી ગયા હતા.

કિનારાથી બે ફર્લાંગ દૂર વી. વી. એસ. આયર, માદમ કામા, તથા બીજા બે મિત્રો મોટર લઈને સાવરકરને લેવા આવ્યા હતા પણુ પોલીસોની બૂમોથી ફ્રેન્ચ કોન્સ્ટેબલોનું ધ્યાન ખેંચાયું. તેઓએ તદ્દન નગ્ન સ્થિતિમાં રહેલા સાવરકરને અટકાવીને મજબૂત પકડી રાખ્યા. પોલીસોએ પોતાની દેખરેખ હેઠળથી ભાગી ગયેલ ભાગેડુને પોતાને સોંપી દેવાની વિનંતિ કરી, ત્યારે આયર તથા તેના સાથીઓએ સાવરકરને મુકત કરવા ફ્રેન્ચ કોન્સ્ટેબલોને કહ્યું. તેઓએ કહ્યું : ‘ આ ફ્રેન્ચ પ્રદેશ છે. અહીંઆ કોઈને પકડવાની બ્રિટીશ રાજ્યને સત્તા અગર હક્ક નથી.’ પણુ તેના વિરોધ પ્રત્યે કોઈએ લક્ષ આપ્યું નહિ અને ફ્રેન્ચ કોન્સ્ટેબલોએ સાવરકરને સ્કોટલેંડ યાર્ડના માણુસોને સોંપી દીધા. આ રીતે સ્વાતંત્ર્ય માટેની સાવરકરની યોજના તેના ફરી પકડવામાં પરિણુમી.

ફ્રેન્ચ પ્રદેશમાં બ્રિટિશ રાજ કોઈપણુ રાજકીય ગુને-ગારને પકડી શકે તેવો કોઈ કાયદો અસ્તિત્વ ધરાવતો



નથી. પણ ત્યારે તો ગેરકાયદેસર કામ કરવામાં આવ્યું હતું. ફ્રેન્ચ વર્તમાનપત્રોએ કાયદાનો આ પ્રશ્ન જોસથી ઉપાડતાં ફ્રેન્ચ સરકારે આ સંબંધી બ્રિટિશ સરકાર સમક્ષ વિરોધ નોંધાવ્યો. આખરે એવું નક્કી કરવામાં આવ્યું કે હેગની આંતરરાષ્ટ્રિય અદાલત પાસે આ બાબત મૂકવી. આ અદાલતને ફ્રેન્ચ ભૂમિ પર સાવરકરને પકડવામાં કંઈ ગેરકાયદેસર લાગ્યું નહિ.

આ બનાવને અંગે આયર દિલગીર થઈ ગયા. પોતાના ગુરુ તથા મિત્ર સાવરકરને તે છોડાવી શક્યા નહિ. સાવરકરને હિંદ લાવ્યા બાદ આંદામાનમાં કાળાપાણીની સજા કરવામાં આવી.

આ બનાવ પછી આયર પેરિસમાં જ રહ્યા. તે લંડન પાછા આવ્યા જ નહિ. જો તે આવ્યા હોત તો ઘણે ભાગે સાવરકરના જેવી જ સ્થિતિ થાત. પેરિસમાં પણ સ્કૉટલૅંડ યાર્ડના છૂપી પોલીસના માણસો તેની પાછળ ભમ્યા કરતા હતા અને આ જ કારણસર તે લંડન પાછા આવતા નહોતા. તેથી તેને પેરિસમાં એક વર્ષથી વધારે સમય રહેવું પડ્યું.

હિંદી સ્વાતંત્ર્ય માટે જીવન અર્પણ કરનાર આયરને પેરિસનું જીવન કેદખાનાના જીવન જેવું લાગતું હતું. ગમે તે થાય તો પણ સ્વદેશ આવવા તેને તમન્ના જાગી. ફ્રાન્સ છોડવાનો નિશ્ચય કરીને તેણે છૂપો વેશ ધારણ કર્યો અને સ્કૉટલૅંડ યાર્ડના પોલીસને ખબર પડ્યા સિવાય, હિંદ જતી એક સ્ટીમરમાં તે ચડી બેઠા. તેણે મોટી દાઢી ઊગાડી હતી અને સમય જતાં બ્રાહ્મણ બદલાઈને મુસલમાન ફકીર થઈ ગયા. મુસલમાન ફકીરના બધાં બાહ્ય લક્ષણો, ભાષા, કપડાં, રીતભાત, દેખાવ તેનામાં હતાં. ઈજિપ્તમાં થોડો સમય ગાળીને તે કોલંબો પહોંચ્યા અને થોડાં અઠવાડિયાં પછી પોંડીચેરી ઊતર્યા અને ત્યાં ચુસ્ત દેશભક્ત તથા રાજકીય ભાગેડુઓના આશ્રયદાતા શ્રી નિવાસચારીઅરને ત્યાં રહ્યા. અહીં જ આયરને અરવિંદ ઘોષ તથા મહાકવિ સુબ્રહ્મણ્ય ભારતીના સહવાસનો લાભ મળ્યો. દાઢીને અંગે આયર, પોલીસ ગુપ્તચરોની આંખોમાં ધૂળ નાખીને પોતાની જન્મભૂમિમાં પહોંચી ગયા હતા. દાઢીએ આયરની કંઈ ઉદાત્ત સેવા બજાવી નથી? પોંડીચેરીમાં છ મહિના રહ્યા બાદ નોકરશાહીને તેના નિવાસની ખબર પડી હતી.



સોવિયેત સંઘમાં એક ખાસ પ્રકારના પ્લાસ્ટીકમાંથી ત્રણ માળનું મકાન બાંધવામાં આવશે. તેનું વજન ફક્ત ૪૮ ટન થશે. આ પ્લાસ્ટીકના શોધકો બુરોવ અને આંદ્રીએન્સ્કાયાએ આ ખાસ પ્લાસ્ટીકનું નામ 'પોલાદી કાચ' રાખ્યું છે આ 'પોલાદી કાચ'ના મકાનનો નકશો સોવિયેત વિશ્વકર્મા મેતાનીવે ક્યારનોયે તૈયાર કર્યો છે.

આ નવો પદાર્થ પોલાદ જેટલો મજબુત હોવા છતાં તેનું વજન પોલાદ કરતાં ૮૩ ટકા ઓછું છે. તેનો ઉપયોગ મોટરગાડીઓ અને નાનાં જહાજોનાં માળખાં, સુંદર ફરનિચર, વીજળીનાં સાધનો અને તેલના કૂવા ગાળવા માટે હલકી પાઇપો બનાવવામાં થઈ શકે છે. 'પોલાદી કાચ'ની બનાવટમાં વપરાતા ગ્લાસ પ્લાયવૂડને બનાવવા માટે તાજેતરમાં લેનિનગ્રાદ પ્લાસ્ટીક વર્કસમાં એક પ્રયોગશાળા ખોલવામાં આવી છે.

*

ટામેટાની એક નવી જાતની ભૂકી વેપારી ધોરણે બનાવવા માટે અને અમેરિકાની છૂટક બજારમાં વેચાણ માટે મૂકવા માટે તૈયાર કરવામાં આવી છે. સોસ, સૂપ, રસ અને સૂકાં મિશ્રણો બનાવવા માટે એ બહુ ઊંચી જાતની બનાવટ છે. ભૂકી પાણી સાથે તરત ભળી જાય છે. તેમાં ભેજ ઓછો રાખવા માટે તેને પડીકામાં ભરવામાં આવે છે. ભરવાની જગ્યા ખરાબ હોય તો પણ તે સારી રહે છે. અમેરિકાના ખેતીવાડી ખાતાની આલ્બની (કેલિફોર્નિયા) ખાતે આવેલી વેસ્ટર્ન યુટિલાઇઝેશન રિસર્ચ એન્ડ ડેવેલપમેન્ટ લેબોરેટરીઝમાં કેટલાંક વર્ષોના સંશોધન અને અખતરાને પરિણામે આ નવી પેદાશ આવી છે.





પુરુષોત્તમ સંઘવી 'પુ-શુ-તાન'

# ઇલ્મકાર ચુંગ-લીંગ-સૂ

વિશ્વના મહાન ઇલ્મીઓ અને જાદુગરોનો પરિચય આપતી આ લેખમાળામાં આ વખતે જે બાહોશ ઇલ્મીનો પરિચય આવે છે તે નામ પ્રમાણે ચીની નહિ પણ અમેરિકન છે. તેની કૌશલકળા વિષે અહીં આબાદ ઝલક વેરાયેલી દેખાય છે.......

વિરામસ્થાન કે ઉપહારગૃહ, શેરીમાં કે ચૌટામાં જ્યાં જુઓ ત્યાં એક વાત થાય છે. એક જ માત્ર જાદુની.

ચીનથી કોઈ જાદુગર આવ્યો છે અને શહેરના શ્રેષ્ઠ છબીઘરમાં એણે ખેલ નાખ્યો છે. કોઈ કહે એ આસ્માનની પરી લાવ્યો છે. કોઈ કહે જળસુંદરી એની સાથે છે. એવામાં કોઈ જાણકાર કહે છે, એ તો સમુદ્રનાં મોતીનો ખેલ બતાવવાનો છે. પણ શું કમાલ ! જાદુગર મોતીને જીવતું કરી દે છે. બંદૂકની સનસનતી ગોળીઓને કાચની રકાબીમાં ઝીલે છે. અરે ! ગુલાબ સૂંઘવાની ઇચ્છા થાય તો તરત જ એનો છોડ ઉગાડી દે છે.

ટિકીટોનો દુકાળ પડ્યો છે કે શું ? છબીઘર બહાર માણસોની મેદની જામી છે. ધીમેધીમે છબીઘર બહારની ઠઠ અંદર ઠરી ઠામ થાય છે. નિયત સમયે ખેલ શરૂ થાય છે. એક પ્રયોગ પૂરો થયો ત્યાં તો લોકો વાહ ! વાહ ! કરી ઊઠે છે. એક વીંટાય છે અને બીજો પ્રયોગ ઊઘડે છે. એવામાં રંગમંચ ઉપર મખમલના એક ઊંચા બાજઠ ઉપર જડેલી એક મહાકાય છીપ પડેલી પ્રેક્ષકો જોવે છે. 'ઓહ ! આવડી મોટી છીપ તો કદી જોઈ નથી ! ક્યાં થતી હશે ? ચીનના સમુદ્રમાં કે જાપાનનાં ?' પ્રેક્ષકો પોતપોતામાં ગણગણે છે. એવામાં ચીની જાદુગર આવે છે. એના શરીર ઉપર કીમોનો અને એના ઉપર ચોટલો ઝૂલે છે. માથા ઉપર મૂકાએલી છે કાળી ટોપી. ભાંગી તૂટી અંગ્રેજીમાં એ કંઈક બોલે છે અને પછી હળવે પગલે બાજઠ પાસે જાય છે અને વિરાટ છીપ ઉપરનું અડધિયું બે હાથે ઊંચકે છે. છીપની નીચેનો અર્ધભાગ જ્યાંનો ત્યાં જેમનો તેમ પડ્યો છે. કુદરતની રમ્ય વહેતી રેખાઓ સિવાય અંદર કશું જ નથી. જાદુગર હળવેથી છીપને બીડી દે છે. અને તરત જ જાણે અંદર કંઈ રહી ગયું હોય તેમ જ્યાં ફરી ઊઘાડે છે ત્યાં પ્રેક્ષકોના આશ્ચર્ય વચ્ચે છીપમાં પગ સંકેલીને સૂતેલી સુંદર યુવાન બાળા જાગીને બેઠી થઈ જાય છે ! જાણે વર્ષોની મધુર નિદ્રામાંથી લાવણ્યભર્યું મોતી જાગી ઊઠ્યું ન હોય !



ચુંગ-લીંગ-સૂ

તમાશબીનો પણ તંદ્રામાંથી જાગી ઊઠે છે. જે જોયું તે સ્વપ્ન તો ન હતું ? ખાતરી કરવા કોઈ આંખો ચોળે છે, કોઈ હાથે ચીમટી ભરે છે અને સ્વસ્થ થતાં જ કમાલ ! કમાલ ! કરી ઊઠે છે.

આ કલાકારનો એક પ્રયોગ આંખોમાં ઘેન લાવી દે છે તો બીજામાં રૂંવાટાં ઊભાં થઈ જાય છે ! છાતીની સન્મુખ

કાચની રકાબીમાં પિસ્તોલની સનસનતી ગોળી ઝીલવાની કલ્પના તો કરો ! આ અદ્દ્ભુત જાદુગર પ્રેક્ષકોને પિસ્તોલની ગોળી બતાવે છે. એની પરીક્ષા કરાવે છે અને એના ઉપર ઓળખચિહ્ન પણ કરવાનું કહે છે. પછી એને પિસ્તોલમાં નખાવે છે. પછી પોતાની છાતી ઉપર ધરી રકાબીનું નિશાન લઈને બાર કરવાની આજ્ઞા કરે છે. તોળાઈ રહેલો ઘોડો હમણાં જ પડશે અને હમણાં જ જાદુગરના હાથમાંની અને સાથે સાથે હૃદયમાંની રકાબીના પણ ફુરચા ઊડાવી દેશે. પ્રેક્ષકોના હોશકોશ ઊડી ગયા છે. 'શું થશે ? શું થશે ?' એમ થયા કરે છે ત્યાં તો ધડાકો થાય છે અને એક જ માત્ર આંચકા સાથે જાદુગરના હાથની પિસ્તોલની ગોળી આમતેમ રમતી દેખાય છે. સ્વસ્થ થયેલા પ્રેક્ષકો પુનઃ ગોળી તપાસી જુએ છે. આંખો જુએ છે એ સાચું છે પણ મન માનતું નથી.

રકાબીમાં છાતી ઉપર ગોળી ઝીલવાના પ્રયોગે ચૂંગ-લીંગ-સૂને કીર્તિ મેળવી આપી એ ખરું પણ એને માટે કાતિલ પણ એ જ બન્યો. સેંકડો વખત સફળતાથી એ પ્રયોગ સફળ થવા છતાં સને ૧૯૧૮ના માર્ચની ૨૩ મી તારીખે લંડનના વુડગ્રીન એમ્પાયર છબીઘરના રંગમંચ ઉપર ખતરનાક નીવડ્યો પિસ્તોલની નળીમાં એક નાનું છિદ્ર થઈ જવા પામ્યું હતું. અને એ જ નાનું છિદ્ર એના મૃત્યુનો દરવાજો બન્યો. એના જ મદદનીશે છોડેલી નાનીશી ગોળી જાદુગરના પ્રાણને ગળી ગઈ.

ચુંગ-લીંગ-સૂના નામથી જગતનો પ્રવાસ કરી આવનાર આ કુશળ જાદુગર ચીની નહિ પણ સ્કોટીશ-અમેરિકન હતો. અને એનું મૂળ નામ વિલિયમ એલ્સવર્થ રોબિન્સન હતું. આ કલાકાર રંગમંચ ઉપર ચીનનું તાદૃષ્ય વાતાવરણ ખડું કરતો અને ભાંગી તૂટી અંગ્રેજીમાં બોલતો ત્યારે એ ચીની ન હોવાની ભાગ્યે જ કોઈ કલ્પના કરી શકતું.

ચુંગ-લીંગ-ફૂ નામના ખરેખર ચીનના એક મહાન જાદુગરનો પ્રયોગ જોયા પછી એને પણ પોતાનું નામ અને કળા ચીની રૂપરંગમાં મઢવાની ઇચ્છા થઈ હતી—કોઈ નવીન રંગમાં ઝબોળી પોતાની કલા-વાનગી પીરસવાનો એને શોખ થયો અને એ થયો હતો ચુંગ-લીંગ-સૂ.



૧૯૫૩માં મધ્યવર્તી સામાજિક કલ્યાણ મંડળની સ્થાપના કરવામાં આવી ત્યારથી માંડી ૩૧મી માર્ચ ૧૯૫૮ સુધીમાં કુલ ૪૫૪૭ જેટલી સંસ્થાઓને કુલ રૂ. ૨,૩૧,૭૨,૨૦૮ની નાણાંકીય સહાય આપવામાં આવી છે. આ સંસ્થાઓ પૈકી ૧૩૩૧ બાળકલ્યાણ સંસ્થાઓ છે, ૧૪૪૨ મહિલાકલ્યાણ સંસ્થાઓ છે, ૧૯૫ અપંગો માટે કલ્યાણકાર્ય કરતી સંસ્થાઓ છે અને બીજી ૧૦૭૫ સામાન્ય સમાજ-સેવા સંસ્થાઓ છે.

અત્યાર સુધીમાં સામુહિક ગ્રામવિકાસ ઘટકોમાં ૪૭ નવા યોજના-વિસ્તારો સ્થાપવામાં આવ્યાં છે, જેમાં ૬૫૮ કેન્દ્રો, ૩૦,૫૦,૦૦૦ની વસતિને અને ૪૭૦૦ ગામડાને આવરી લે છે. સામાજિક કલ્યાણ પ્રવૃત્તિ અંગે રૂા. ૧૨,૧૫,-૨૫૯ જેટલો ફાળો પ્રજા પાસેથી મળ્યો છે, તે ઉપરાંત ગામલોકોએ ૨૦૫ એકર જમીન પણ દાનમા આપી છે.



બીજા સોવિયેત કૃત્રિમ ઉપગ્રહે પૃથ્વી ફરતે એપ્રિલની ૧૧મી તારીખે ૨૩,૧૯ ચક્કર પૂરાં કર્યાં.

વિજ્ઞાનીઓની ગણતરી મુજબ આ બાલચંદ્ર ૧૫ એપ્રિલ સુધીમા વાતાવરણના ગાઢા થરોમાં પ્રવેશીને ઓગળી ગયો છે.

૧૯૫૭ના નવેમ્બરની ત્રીજી તારીખે લાઈકા કૂતરી સાથે આ ઉપગ્રહ છોડવામાં આવ્યો હતો, ત્યારથી એ અવકાશમાં ભ્રમણ કરી રહ્યો હતો.

એણે વિજ્ઞાનની અજોડ સેવા બજાવી છે. એની મદદથી વિજ્ઞાનીઓ બીજી બાબતો ઉપરાંત બાહ્ય અવકાશમાં પ્રાણીઓ ઉપર કેવી અસર થાય છે, એની માહિતી મેળવી શકયા છે.





શાંતિ આંકડિયાકર

# ખૈયામની વેદના-વાણી

ઓમર ખય્યામ—વિશ્વના આ મહાન કવિની વાણી વિશ્વના સાહિત્યમાં અમર છે. તે વાણીનું રસપાન કરવાનો કોઈ અનેરો લહાવો કહી શકાય. ગુજરાતીમાં ખૈયામનો રસાસ્વાદ કરાવવાનું માન શ્રી આંકડિયાકરને મળે છે તે ઊર્મિના વાચકો માટે હર્ષની વાત છે...

કૂજા નામા : અવસાન સંદેશ

*

હું મારું વક્તવ્ય હજી યે આગળ વધારું છું—

એક દીની વાત છે. ત્યારે રમઝાન મહિનો વીતી ગયો હતો. સાંજની સંધ્યાએ ધરતીમૈયાને સોનેરી બનાવી દીધાં હતાં. પોતાની પ્રિયાની વિદાય લઈ, ચંદ્ર, આકાશમાં આવવાની તૈયારી કરતો હતો. એવે ટાણે હું બજારમાં ચાલ્યો જતો હતો. રસ્તા પર એકાએક મારા પગ થંભી ગયા કારણ કે મારી દૃષ્ટિ એક દુકાનમાં દોડી ગઈ હતી એ દુકાનમાં એક વૃદ્ધ કુંભારે પોતે બનાવેલાં માટીનાં ભિન્ન ભિન્ન વાસણો પંક્તિબદ્ધ ગોઠવ્યાં હતાં.

મને આપને વાત કરતા આશ્ચર્ય અને આનંદ થાય છે કે, એ તમામ વાસણો પરસ્પર વાતો કરતાં—સુંદર વાતો! કેટલાંક વાસણો તો પોતાનાં ભાંડુઓની વાતો કેવળ શાંતિથી સાંભળતાં જ હતાં—

એ વાસણોમાં એક ઘણું અધીરું વાસણ હતું. એણે ધીરેથી પોતાનાં કુટુંબીજનોને કહ્યું : 'ભાઈઓ, કુંભાર તુચ્છ માટીના લોંદામાંથી આપણાં આવા સુંદર, પણ ક્ષણિક આકારો શા માટે નકામો તૈયાર કરતો હશે!'

આ સાંભળીને તરત જ એક બીજું વાસણ પોતાની જગાએથી ઊભું થયું. એણે જણાવ્યું : 'ભાઈઓ, કુંભારે આપણને વ્યર્થ નથી બનાવ્યાં. તુચ્છ માટીનાં લોંદામાંથી આવાં સુંદર આપણા દેહો તૈયાર કરવા પાછળ એનો જરૂર કોઈ ઉદ્દેશ રહેલો હશે. પૂછી જુઓ કુંભારને : આપણને ફોડી નાખીને એ પુનઃ તુચ્છ માટી બનાવવાની હિંમત કરશે ખરો?...'

ત્રીજું બોલ્યું : 'ભાઈઓ, કુંભાર તે હવે આપણને શું ફોડશે બિચારો! કોઈ અણસમજુ બાળક પણ રમતો રમતો આપણામાં પાણી ભરીને પીએ છે. પાણી પીને આપણા વડે રમવા લાગે છે. એવું અણસમજુ બાળક પણ આપણને પછાડીને ફોડતાં અચકાય છે. તો પછી કુંભારે તો આપણને સુરુચિ અને શુદ્ધ પ્રેમથી બનાવ્યાં છે. એ આપણને ફોડવાની હિંમત કઈ રીતે કરે?'

ત્રીજાનો જવાબ કોઈ ન દઈ શક્યું. બધાં જ મૂગાં થઈ ગયાં. મૂગાં મૂગાં બેસી રહ્યાં, બેસી જ રહ્યાં. એટલામાં એક પાત્ર ઊભું થયું. એ પાત્રનાં તમામ અંગો વક્ર હતાં! પણ એ કવિ હતું. એટલે કવિતામાં જ બોલ્યું : 'મિત્રો, મારું વક્રસ્વરૂપ જોઈને બજારમાં જતાં-આવતાં રાહદારીઓ ખડખડાટ હસી ઊઠે છે. વ્યંગમાં મારા વખાણ પણ કરવા લાગે છે. પરંતુ રાહદારીઓ! હું આપને પૂછું છું કે : મને ઘડતી વેળા કુંભારનો હાથ કંઈક કારણે ધ્રૂજ્યો હશે પરિણામે મારાં ગાત્રો વક્ર થયાં, એમાં ભલા ભાઈ! મારો શો દોષ? દોષિત તો કુંભાર છે. અને તમારે હસવું હોય તો એના પર હસો!...'

એટલામાં એક બીજું પાત્ર પણ બોલવા ઊભું થયું : 'ભાઈઓ, સાંભળ્યું છે કે ક્યાંક એક કલાલ રહે છે. એ ઘણો ક્રૂર ને કઠોર છે. એનો ચહેરો તથા કપાળ, નરકની મલિન તથા ભયંકર ધૂમ્રસેરોનો બનેલો છે. એ કલાલ આપણાં અનેક પાત્ર ભાઈઓની વારંવાર સખત પરીક્ષા કરે છે—એમનાં માથા પર એની સખત આંગળીઓના કઠોર ટકોરા મારે છે! પરંતુ મને વિશ્વાસ છે કે એ આપણને તથા આપણાં બીજાં અનેક પાત્ર ભાઈઓને ભલે હેરાન કરે પણ આપણો સ્વામી તો સજ્જન અને કોમળ છે એથી સુખપૂર્વક આપણી નૈયા પાર ઉતારશે.'



ઊંડો શ્વાસ લઈને એક પાત્ર બોલી ઊઠ્યું : 'ભાઈઓ, કેટલાયે મહિનાથી મારામાં મધુમદિરા નાખીને કોઈએ મધુપાન કર્યું નથી. જુઓને, મારાં અંગો પણ હવે તો રૂક્ષ થઈ ગયાં છે. મનમાં એમ થાય છે કે કોઈ દોડતુંક અહીં આવી પહોંચે. મને ઊપાડે. મારામાં છલોછલ મધુમદિરા ભરી દે. અને પછી મને એના હોઠે અડાડીને છલોછલ ભરેલી એ મધુમદિરા લિજ્જતથી ગટગટાવી જાય! અહા, એમ થાય તો મારાં નીરસ અને શુષ્ક બની ગયેલાં ગાત્રો તરત જ કેવાં પુલકિત થઈ ઊઠે!...'

*

આમ દરેક પાત્રો પોતપોતાની વાગ્શક્તિ તથા પ્રતિભા અનુસાર વાતો કરતાં હતાં. એટલામાં એક પાત્રે આકાશમાં સદ્ય ઊગેલો ચંદ્ર જોયો. તમામ પાત્રો ચંદ્રના આગમનની રાહ તો જોઈ જ રહ્યાં હતાં. આથી ચંદ્રના દર્શન કરીને તમામ પાત્રો એક સાથે બોલી ઊઠ્યાં: 'મિત્રો, કાન સરવા કરો, ને કાન માંડો પણ ખરા, આ દુનિયામાં આપણને ફોડનારું– તોડનારું કોઈ રહ્યું નથી અત્યારે. કારણ કે ચંદ્ર ઊગી ગયો છે; અને મધુપાન કરનારાઓ હમણાં જ આપણને લઈ જવા આવી પહોંચશે અહીં!'

*

પ્રિયે! હું મરણશય્યા પર પડ્યો હોઈશ. મારા ઓષ્ઠદ્વય મૃત્યુને કારણે પ્રતિક્ષણ મલિન થતા જતા હશે. એ વેળા તું મધુમદિરાનું મારા સુકાતા ઓષ્ઠ પર પ્રેમપૂર્વક સીંચન કરજે...

ને ત્યારપછી હું મરી જઈશ. મારા મૃતદેહને તું મધુમદિરાનું સ્નાન કરાવજે...મારા દેહ પર અંગૂરનાં પાંદડાંનું કફન વીંટજે...કબરમાં મારી શય્યા પણ અંગૂરનાં પાંદડાંની જ બનાવજે...અને એ કબર પણ અંગૂરના બગીચામાં જ હોવી જોઈએ, પ્રિયા!..

*

ને પછી તો એ ઉપવનમાં મારા મૃતદેહની માટી પણ નિરંતર ચોપાસ મધુમદિરાની મધુસૌરભ ફેલાવતી રહેશે. આખું ઉપવન, બસ, એ મધુસૌરભથી મહેકી ઊઠશે. એ મધુસૌરભ, ઉપવનની સમીપથી પસાર થતા કોઈપણ લાટનેય આકર્ષિત કરશે. કોઈપણ મહાન પુરુષ એ ઉપવનમાં બે–ચાર મિનિટનો વિસામો લીધા વગર આગળ નહીં જ જઈ શકે પ્રિયે!

લાટસાહેબોને, મહાન પુરુષોને મેં મારી જિંદગીમાં દિલથી ચાહ્યાં. પરંતુ એ લાટસાહેબોએ જગતમાં મારા વિશે ગંદો પ્રચાર કર્યો. જગત આખું મને બૂરી નજરે નીહાળવા લાગ્યું. એ મહાન પુરુષોએ મારા અતિ ઉજ્જવળ ગૌરવને ઢાંકણીમાં ભરેલા છીછરા પાણીમાં બિલકુલ ડૂબાવી દીધું! એ સજ્જનોએ મારી સમસ્ત પ્રતિષ્ઠા અને ખ્યાતિને, પોતાનો જ કક્કો ખરો પાડીને જગતના ચોકમાં પોતાના મનફાવ્યા પ્રમાણે વેચી મારી!..

એ વેળા, નિસ્સંદેહ, મેં અનેક પ્રતિજ્ઞાઓ લઈને ખૂબ પસ્તાવો કર્યો. પરંતુ વિદ્વાનોને મન હું એ વેળા ગંભીર ક્યાં હતો? વિનયી વિવેકી પણ ક્યાં હતો? હું તો એમને મન માત્ર તુચ્છ હતો!...

પરંતુ ત્યારપછી તો સ–રસભરી વસંતઋતુનું આગમન થયું. સર્વત્ર કેસૂડાં ખીલી ઊઠ્યાં. વસંતરાણી કેસૂડાંના પાણીથી પોતાના સુંદર સુકોમળ હાથ ધોવા લાગી. મેં લીધેલાં તમામ વ્રતો, મેં લીધેલી તમામ પ્રતિજ્ઞાઓ વસંતના આગમન સાથે જ તૂટી પડી... છૂટી ગઈ!...

મદિરાએ વિશ્વાસઘાત કર્યો. એણે મારી સમસ્ત આબરુ ધૂળધાણી તથા વા–પાણી કરી નાખી, મેં મદિરાને અપેય નહોતી ધારી! તેમજ આટલી હીન પણ કદી નહોતી જાણી!...મને તો આજેય આશ્ચર્ય થાય છે કે: કલાલ મધુમદિરાનું વેચાણ શા માટે કરતો હશે? તાંબાના થોડા પૈસા ક્યાં? અને એના બદલામાં મળતી અમૂલ્ય મધુમદિરા ક્યાં? વાહ ભાઈ, કલાલ! વાહ...

*

વસંત વિદાય થાય છે. એ સાથે જ કેસૂડાંનો આત્મા

પણ ચીમળાઈ જાય છે, સૂકાઈ જાય છે. સ–રસ યૌવનનું અધૂરું આખ્યાન પણ કેમૂડાં કરમાતાં, અચાનક સમાપ્ત થઈ જાય છે...

કાલે, ઉપવનમાં, ફૂલોનું સુંદર ને જીવંત સંગીત ગાતું એક બુલબુલ એક ફૂલ પરથી ઊડીને બીજા ફૂલ પર બેસતું હતું. મસ્તી કરતું હતું. રમણ કરતું હતું. ભ્રમણ કરતું હતું હતું. એ જ બુલબુલને, મેં, આજે સવારે, વસંતે વિદાયગીરી માગી હોવાથી, ગેતું જોયું હતું, હીબકાં ભરતું જોયું હતું. બપોરે, ફરી, મેં, ઉપવનમાં, એ બુલબુલની તપાસ કરી : પણ બુલબુલને મેં ક્યાંય જોયું નહીં. એ ક્યાંક ચાલ્યું ગયું હતું.

ક્યાં ગયું હશે એ બુલબુલ : ભગવાનને ખબર !

*

હે પ્રિયે, હું માનું છું કે સમસ્ત જગતનાં, સમસ્ત દુ:ખોનું કારણ જરૂર કોઈ એક ષડ્યંત્રમાં રહેલું છે. અને એ ષડ્યંત્રની રચયિતા છે ભાગ્યદેવી. વહાલી, ભમતા–ભમતા, ફરતા–ફરતા જગતની કોઈ જગાએથી જો એ ષડ્યંત્ર આપણા હાથમાં આવી જાય તો બેડો પાર થઈ જાય આપણો—ને સમસ્ત જગતનો. આપણે એ ષડ્યંત્રનો ભાંગીને ભુક્કો કરી નાખીએ. અને પછી આપણા હૃદયના સ્વપ્નાનુસાર એક નૂતન સૃષ્ટિની રચના કરીએ !...

*

પ્રિયે, આમ જો : સર્વત્ર ચાંદની પથરાયેલી છે. એ જ ચાંદની જન્મજન્માંતરોથી આ જગત પર, આ જ રીતે પથરાતી આવી છે. ને જો પણે, ચંદ્ર પણ નભમાં કેવો હસે છે ! કેટલું સુંદર છે એનું દર્શન ?... એ જ ચંદ્ર, પેલા ઉપવન પર લટકીને ભવિષ્યમાં કેટલીયે વાર મારી શોધખોળ કરશે. પરંતુ મારો નશ્વર દેહ તેની નજરે નહીં જ ચડે. કેવળ મારા જીવનની સુગંધ. તેમજ મધુમદિરાની સૌરભનો જ એ અનુભવ કરી શકશે !...વિશેષ કશું નહીં. ને જગતમાં એ સિવાય બીજું રહે છે પણ શું ?...

ને પ્રિયે !

તારો સુંદર, સુકોમળ દેહ લઈને તારાં કોમળ પગલાંઓ, પ્રતિદિન, એવી જ ચાંદનીમાં ધીમે ધીમે મારી કબર પ્રતિ, પેલા ઉપવનની દિશામાં ઊપડશે. તું મારી કબર સમીપ આવી પહોંચશે. તારા નાકમાં મારી કબરની, મધુમદિરાની સૌરભ વાયુરૂપે પ્રવેશ પામશે. ને તારું હૈયું કોઈ અકથ્ય આનંદમાં ડૂબી જશે.

ને તું તરત જ બિલકુલ મારી સમીપ આવીને ઊભી રહેશે. જે જગાએ મારી જીવિતાવસ્થામાં આપણે બન્ને બેસીને મધુમદિરાનું અલૌકિક પાન કરતા તે જગાએ તું ભાવપૂર્વક એક મધુમદિરાનો પ્યાલો ઢોળીને ખિન્ન હૈયે ઘર તરફ ઊપડીશ...

*

શ્રી રામકૃષ્ણ પરમહંસના ઉપદેશ અમૃતનું પાન હંમેશ કરનાર એક માણસે એક દિવસ વેદનાભર્યાં હૃદયથી તેમને કહ્યું : 'હું તો ઘોર પાપી છું. મને કેમ વિશ્વાસ બેસે કે ભગવાન મારા હૃદયમાં પણ વિરાજમાન છે ?

શ્રી. રામકૃષ્ણે કહ્યું : 'તમારા હૃદયમાં કેવળ પાપ જ શા માટે જુઓ છો ? એવી શ્રદ્ધા કેમ નથી રાખતા કે શુદ્ધ ભાવનાથી ભગવાનને જીવન સમર્પણ કર્યું એટલે તરી ગયા ? એકવાર પણ ભગવાનને પ્રેમથી પોકારનારનો જનમ-મરણનો ફેરો ટળે છે જ.'

પેલા માણસે કહ્યું : 'પણ હું ભગવાનને મારી જાતનું સમર્પણ કેવી રીતે કરું ? એમને હું કેવી રીતે પોકારું ?'

'એ પણ મારે બતાવવું પડશે ?' શ્રી રામકૃષ્ણ બોલ્યા, 'કોઈ બાળકને એની માતાને બોલાવવાનું કે માતા માટે રોવાનું શીખવવું પડે છે ?' એટલું બોલતાં તો રામકૃષ્ણની આંખમાંથી આંસુધારા વહેવા માંડી.



જેઠાલાલ ત્રિવેદી

# સાહિત્ય-સાધનાની કથા

ગુજરાતી સાહિત્યમાં મુક્તકો, વાર્તાઓ અને ઐતિહાસિક નવલકથાઓનાં પુસ્તકોના આ લેખકનો હમણાં જ વનપ્રવેશ મહોત્સવ ઉજવાયો. તે વખતે જે પ્રત્યુત્તર આપ્યો તેમાંથી ટૂંકાવીને દરેક સાહિત્ય-પ્રિયને અભ્યાસ અને મનન માટે અહીં મૂકેલ છે...

ગામડામાં જન્મેલો અને મોટે ભાગે ગામડામાં રહેલો માણસ કવિતા અને સાહિત્યના ક્ષેત્રમાં કેવી રીતે પ્રવિષ્ટ થયો તે જાણવાની સ્વાભાવિક જિજ્ઞાસા કદાચ ઘણા મિત્રોને થતી હશે. એ કથા આમ તો લાંબી ગણાય. પરંતુ અહીં તે સંક્ષેપમાં રજૂ કરવી ઇષ્ટ થશે.

કવિતા એટલે શું તે ચોક્કસપણે કહેવું ભલભલા વિદ્વાન વિવેચકોને માટે પણ કોઈક વાર મુશ્કેલ બની જાય છે. મારું નમ્ર મંતવ્ય તો એ છે કે કવિતાની પેઠે તેની વ્યાખ્યા પણ સદા વિકસતી રહી છે અને રહેશે. એટલે આજે હું કવિતાનું અંતીમ સ્વરૂપ સંપૂર્ણ સમજી બેઠો છું એવો દાવો ન કરી શકાય. એ વિષેની ઠીક ઠીક સમજણ ધરાવું છું. પણ બચપણમાં નવ દશ વર્ષના બાળકને કાચું પાકું લખતાં આવડ્યું ત્યારથી જ કોણ જાણે કેમ 'કવિતા' નામના પોતે માની લીધેલા એક લેખન—આકાર પ્રત્યે મોહ જાગ્યો. એ મોહનું કારણ શોધતાં આજે પણ કંઈ જડી આવતું નથી. કવિ અને કવિતાની કશી ગતાગમ વગર, શબ્દના કે અર્થના ભાન વગર એક ગુટકામાં ભાષામાં ન હોય તેવા અગમ્ય શબ્દોની ભેળસેળવાળી લીટીઓ તે બાળક લખતો ગયો અને અબૂધ રીતે રાગોટતો ગયો. પોતાની ગુજરાતી પહેલી, બીજી ચોપડીમાં આવતી કવિતા જેવી પોતે કવિતા લખે છે એમ પણ આત્મસંતોષ કદાચ સેવાતો હશે.

વતનના ગામડામાં 'કવિતા' કે કવિ વિષે ઘણા શિક્ષકોને પણ પૂરી સમજ ન હતી ત્યાં બીજાને હોય જ શાની? પણ પછી ગુજરાતી ચોથી ચોપડીમાં આવતા પંચાસરના રાજા જયશિખરી અને ભુવડ સોલંકીના દરબારમાં આવતા શંકર કવિનું વર્ણન આવ્યું અને 'કવિ' એટલે કોઈ માનપાત્ર પંડિત એવો ભાવ મનમાં પેદા થયો. અમે સાથે ભણતા બાલમિત્રો મળતા ત્યારે દરબાર ભરતા અને હું શંકર કવિ બની કોઈની હાથ ચડેલી કવિતા ગાતો અને બીજા રાજા તથા મંત્રી બનતા. મને એ રીતે અબૂધ બાળકો કવિ અને પંડિત કહેવા લાગ્યા. ત્યારે એ શબ્દોની મહત્તા ખરેખર અમે કોઈ સમજતા ન હતા. પણ એ રીતે કવિ થવાની મહેચ્છાનાં બીજ વધુ ઊંડાં રોપાયાં. પછી ધીમે ધીમે બીજાની સરળ કવિતાનું અનુકરણ કે રૂપાંતર બાળ-સુલભ રીતે થવા લાગ્યું અને સેવકને થોડું ભણેલા શિક્ષકો પણ કવિપદ આપવા લાગ્યા.

ધીમે ધીમે ગુજરાતી વાચનમાળાની દલપત, નર્મદ વગેરેની કવિતા તથા તેના છંદ પ્રત્યે રસ પેદા થવા લાગ્યો. ગામમાં 'ગુજરાતી' સાપ્તાહિક અને સ્વ. મટુભાઈ કાંટાવાલાનું 'સાહિત્ય' માસિક આવતું તે બંને મને આકર્ષક લાગતાં. તે પત્રોને વાંચી સમજવા જેટલી સમજશક્તિ હજી પેદા થઈ ન હતી. છતાં તેમાંથી થોડુંક વાંચી વધુ સમજવાનો ડોળ કરતાં કરતાં છેવટે મને પણ મારા ગામડામાં 'તંત્રી' બનવાના કોડ જાગ્યા. લખવાના કોરા કાગળ પૂરતા મળે નહિ એટલે મારા મોટાભાઈ પાસેથી મળતાં ટપાલનાં રદ્દી રંગીન પરબીડિયાંને ફાડી તેમાંની લખેલી બાજુઓને ગુંદરથી સામસામી સાંધી દઈ હું તે કાગળો પર અગડંબગડં લખી એક માસિક પત્ર કાઢવા લાગ્યો. મારા મિત્રો અહોભાવથી તે જોતા અને હું તંત્રી બની ગયો. પાછળથી એ. વી. સ્કૂલમાં દાખલ થતાં તો રીતસરનું 'બાલબોધ' હસ્તલિખિત પત્ર શરૂ થયું અને દશ પૈસાના લવાજમવાળા એ પત્રના શ્રીમાન જેઠાલાલ નારાયણ ત્રિવેદી રાંધેજાકર તંત્રી થયા. તંત્રીનું પદ કેટલું મોટું છે તે આજના મોટા મોટા પત્રોના તંત્રીઓ કરતા તે વખતનો







બાળક જેઠાલાલ વધુ કરીને સમજતો હતો. પાછળથી હાઈસ્કૂલના દિવસોમાં 'હૃદયોર્મિ' માસિક હસ્તલિખિત કાઢવા લાગ્યો અને શહેરના સંપર્કમાં આવ્યા પછી તેના રૂપરંગમાં સુધારો થવા ઉપરાંત તેને સચિત્રતા પણ પ્રાપ્ત થઈ.

પણ આ તો તંત્રીપુરાણ થયું. કવિતાની વાત બાજુએ રહી ગઈ. એ. વી. સ્કૂલમાં આવ્યા પછી પિંગળ સમજ્યા વગર 'રાંધેજાકર' નામથી કવિતા લખવા માંડી. બાર તેર વર્ષની વયની એ બાલભાષા ભદ્ર માણસોને બતાવવા જેવી નથી પણ કવિતા-લેખનની કસરતનો પ્રારંભ થઈ ગયો એમ કહી શકાય. કોઈ કોઈ શિક્ષકો પ્રોત્સાહન આપતા. પણ ગામડાના તે શિક્ષકોને પણ કવિતા કે પિંગળની ગતાગમ ન હતી. એટલે કંઈ માર્ગદર્શન મળે તેમ ન હતું. બરોડા હાઈસ્કૂલમાં ભણતો ત્યારે ત્યાંના એક શિક્ષકે પિંગળના ગણોની તથા છંદ માપની થોડીક સમજ પાડી. પણ કવિતાલેખન વિષે તે કાંઈ સમજ આપી શકે તેમ ન હતા. એટલે મેટ્રિકમાં આવ્યો ત્યાં સુધી છંદનાં બંધનોથી મુક્ત પદ્યરચના ચાલુ રહી અને કાવ્યસરિતાનાં અનેક થોથાં બંધાવા લાગ્યાં. મને થાય છે આ વખતે મને કવિતાની સૂક્ષ્મ પરખવાળો કોઈ શિક્ષક કે વિવેચક મળ્યો હોત તો કેવું સારું ! પણ હું તો મારી પોતાની મેળે ફાવે તેમ લખતો ગયો. ફાલ ખૂબ ફાલતો ગયો પણ તેમાં બગીચાના માળીને હાથે પ્રાપ્ત થાય છે તેવી સુઘડતા કે આકાર ન હતો. પણ પોતાની મેળે આકાર પામવામાંય એક જાતના સ્વતંત્ર પુરુષાર્થનો આનંદ છે અને તે માટે હું તો આજે પણ પ્રસન્નતા અનુભવું છું.

વાંચન ખૂબ ચાલતું. જે હાથે ચડે તે પુસ્તક વાંચી કાઢતો. ખાસ કરીને 'કાવ્ય-માધુર્ય'ની કવિતા વરસો સુધી મને માર્ગદર્શન આપતી રહી. 'કાવ્યદોહન'ના ગ્રંથો પણ પ્રેરક હતા. તે વખતની વાચનમાળાની દલપતરામના કવિતાના પ્રભાવથી શરૂમાં દલપત શૈલીની કવિતાના અને પછીથી ધીમે ધીમે નર્મદ, કાન્ત, કલાપીના કવિતાસ્વરૂપ તરફ હું વળ્યો. પણ હજી મારી કવિતા મારી પોથીમાં જ પડી રહેલી હતી. એક શિક્ષકની સૂચનાથી 'ખેતીવાડી વિજ્ઞાન' માસિકમાં એક પદ્ય રચના—કવિતા મોકલી અને તે છપાઈ એટલે પછી ઉત્સાહ વધ્યો. અરે, મારી કવિતા છપાઈ. લોકો વાંચે, નીચે રાંધેજાકરનું નામ છપાય પછી શું બાકી રહ્યું ? હું જાણે સાચુકલો કવિ હોઉં એમ પણ હવે લાગવા માંડ્યું.

પિંગળના છંદોના કેટલાક નિયમો મેં વાંચનમાળાની કવિતામાંથી જ તારવી લીધા હતા. કારણ મને પિંગળ મળતું ન હતું, વળી કોઈ શિખવાડે તેમ પણ ન હતું. દલપત પિંગળ મળ્યું ત્યારે પણ બહુ સમજ ન પડી. તૂટક તૂટક થોડું જાણી લઈ ગાડું ગબડાવ્યે રાખ્યું. પિંગળની બાબતમાં કવિ નર્મદાશંકર એક કડિયાને ત્યાં ખડિયો કલમ લઈ પિંગળ ઊતારવા જતા તેવી જ—તેથીય મોટી મુશ્કેલી મારે માટે હતી. પણ જુદાજુદા ગુરુ કરી દરેક પાસેથી થોડું થોડું શીખતાં, વાંચન વધતાં છેવટે પિંગળ સમજી શક્યો.

શિક્ષક કે અધ્યાપક હોય તે કવિતા–સાહિત્યના વાતાવરણમાં રાત દહાડો રહે અને તેને વધુ સમય, વધુ સગવડ અને સુલભ માર્ગદર્શન મળે એટલે સાહિત્યસેવાનો તેનો પ્રયાસ રેવન્યુખાતા જેવા કારોબારી ખાતાના માણસ કરતાં વધુ દીપી નીકળે એ સ્વાભાવિક છે.

આજે ભાવિ જીવન વિષે વિચાર કરું છું ત્યાં ભૂતકાળનો એક પ્રસંગ યાદ આવે છે. હૃદયપટ પર તે છપાઈ ગયો છે. એક સવારે ગાડામાં બેસીને એક માણસ ગામડામાંથી નજીકના કસ્બા તરફ જઈ રહ્યો હતો. સાથે એક બે પ્રશંસકો હતાં. તેમની સાથે અલકમલકની વાતો ચાલતી હતી. કુમળા સૂર્યનાં કિરણો, વૃક્ષોને મંદમંદ ડોલાવતો વાયુ, પક્ષીઓના કલરવ એ બધું વાતાવરણને આહ્લાદમય બનાવી રહ્યું હતું પણ ગાડાથી જરા આગળ એક વૃદ્ધ ચીંથરેહાલ ડોશી માથે લાકડાની ભારી ઊપાડી થાકથી જેમતેમ ડગ



માંડી ચાલતી હતી. તેનો કંગાલ દેખાવ પેલા ગાડામાં બેઠેલા ભાઈને આ નિસર્ગથી રમ્ય શોભામાં પળવાર કલંક જેવો લાગ્યો.

'આ ડોશી આટલે બધે દૂરથી શહેરમાં લાકડાની ભારી વેચવા જાય છે?' તેમણે સ્વાભાવિક પ્રશ્ન કર્યો.

'હા, સા'બ! દનગુજારાનું કાંય સાધન નઈં હોય, એટલે પેટિયું તો કૂટી જ કાઢવું પડે ને?' ગાડીતે ખુલાસો કર્યો.

'બિચારીના પગ ચાલતાં ચાલતાં અમળાઈ જાય છે!' એક સાથીદારે કહ્યું. અને ગાડામાં બેઠેલા મુખ્ય માણસનું મન તથા આંખ ડોશીમાં પરોવાયાં. તેમણે અર્ધભૂખી, થાકેલી, વૃદ્ધ અને નિર્બળ એ ડોશીનું તથા તેના લાકડાની ભારીનું બારીક અવલોકન કરવા માંડ્યું. હૃદયમાં કરુણા પ્રગટી.

'મહા પ્રયાસે એ વૃદ્ધા શહેરમાં પહોંચશે. થાકેલી હશે છતાં ઘેર ઘેર ભારી લઈ ભટકશે. લોકો તેની ભારી ઓછામાં ઓછી કિંમતે ખરીદવા તેને ટટળાવશે. છેવટે થાકીને બે આના મળશે તે લઈ લેશે. પણ એમાંથી એનું પેટ શી રીતે ભરાશે? એને કોઈ આધાર નહિ જ હોય? તો આટલી વૃદ્ધ અને નિર્બળ સ્થિતિમાં શા માટે ભારી લઈને નીકળે?' તેમના મનમાં અનેક પ્રશ્નો ઊઠવા લાગ્યા. એ વૃદ્ધ માતાની સાથે તેમણે પોતાની સ્થિતિની તુલના કરવા માંડી, અને મનમાં ખૂબ શરમાઈ ગયા.

ડોશી ભૂખી છે, કદાચ કાલે સાંજે ખાવા ન પણ પામી હોય એમ તેમનાં ડગલાં કહી આપતાં હતાં. પોતે સાંજે પુષ્ટિદાયક પદાર્થ પામ્યા હતા, તે પચ્યો ન હોવા છતાં સવારમાં દૂધપાન કર્યું હતું અને શહેરમાં જઈને પેલી ડોશી ભૂખી ટળવળતી હશે તે પહેલાં તો પોતે જાત જાતની વાનીઓવાળી ગરમા ગરમ રસોઈ જમવા માટે વગર ભૂખે, વગર કારણે પાટલે બેસી જશે. પોતે નિષ્ઠુર છે એમ તેમને મનમાં સમજાયું તે જ પળે એ ડોશીના માથેથી ભારી ઉપાડીને પોતે ચાલે અને વૃદ્ધ માતાને ગાડામાં બેસાડે એમ તેમના મનમાં થઈ ગયું પણ...પોતાનો મોભો ન સચવાય એ બીકે ચૂપ રહ્યા. પણ એ ચૂપકીદી અસહ્ય બની એ વૃદ્ધ ડોશીનું કરુણ ચિત્ર હૃદયની પ્લેટ પર છપાઈ ગયું. આજે પણ તે તાદૃશ્ય થાય છે: નિસર્ગના રમ્ય ચિત્રમાં કલંક કોણ? ડોશી કે ગાડામાં બેઠેલા ગૃહસ્થ?

દેશમાં આવી અનેક કંગાલ વૃદ્ધાઓ ફરે છે. ભારતમાતાના માથેથી કંગાલિયતની ભારી ઊઠાવી લેવા આપણે કશું જ ન કરીએ તે આપણી કેટલી મોટી શરમ છે? બીજાની વાત નહિ કરવી જોઈએ. પણ મારી પોતાની શરમ આજે પણ મારું હૃદય કોરી ખાય છે, અને તે પ્રસંગ પછી સેવાભાવી મહાપુરુષોની અભિલાષા વ્યક્ત કરતો આ શ્લોક મને સતત આકર્ષી રહ્યો છે—

न त्वहं कामये राज्यं न स्वर्गं नापुनर्भवम् ।
कामये दुःखतप्तानां प्राणीनामार्तिनाशनम् ॥

—મને રાજ્ય ન જોઈએ, સ્વર્ગ ન જોઈએ, અરે હું મોક્ષની પણ કામના નથી કરતો. હું તો દુઃખથી પીડાતા પ્રાણીઓનું દુઃખ દૂર થાય એટલું જ ઈચ્છું છું. કેટલી ઉદાત્ત ભાવના!

થોડાક સમયથી આ અંગે મારા મનમાં મંથન ચાલી રહ્યું છે અને હવે વહેલી તકે કેવળ નિજના ઉદરનિર્વાહની પ્રવૃત્તિ છોડી દઈ દુઃખિત પ્રજાની સેવા માટે અને સાહિત્યસેવા માટે યથાશક્ય સમય અને શક્તિ અર્પણ કરવા મારું દિલ પોકારી રહ્યું છે.

સાહિત્યના ક્ષેત્રમાં મારે કોઈ વાડો કે વાદ નથી. *नियतिकृतनियम रहिता* કવિ ભારતીના મુક્ત, નિર્મળ ગગનમાં વિહરનારાઓને વળી વાદ અને વાડા શાના? વાદ અને વાડાઓ વડે એ મુક્ત આનંદને સીમાબદ્ધ કે કલુષિત કરવાની ચેષ્ટા કરવી એ તો મહા પાપ ગણાય.

એકવાર સ્વ. કવિવર ન્હાનાલાલને મળવા ગયેલો ત્યારે તે ખૂબ વૃદ્ધ થઈ ગયા હતા. છતાં મોતીના

દાણા જેવા અક્ષરોથી કાવ્ય લખી રહ્યા હતા. શું લખો છો? એમ પૂછતાં બોલ્યા: 'અમને તો આ ટેવ પડી. ખસ કે દરાજવાળાને જેમ ચળ ભાગવાથી મીઠાશ મળે તેમ અમારું પણ છે.' કલ્પના ગ્રામ્ય છે પણ સચોટ છે. કવિને લખ્યા કરવાની જે ટેવ છે તેની મીઠાશ ઓર છે.

કવિતાની મજા કોઈ કોઈને સમજાવી શકે તેવી છે જ નહિ. એ તો સ્વાનુભવથી સમજવા જેવી ચીજ છે. કવિ સાગરે ગાયું છે કે—

'પીડા ઘાયલ તણા ઉરની, ઘવાયાં હોય તે જાણે.'

તેવી જ રીતે કવિતાની ખરી વાત પણ કોઈ કવિ, કે કવિતા–રસિક જ જાણે. બધા જ વિવેચકો પણ તે પૂરેપૂરી જાણે કે કેમ તેની મને તો શંકા છે. રસિક વિવેચક હોય તેની વાત જુદી છે. આથી જ મેં આ મુક્તક લખ્યું છે—

'વીંધે કૈંક હજાર પુષ્પ પણ ના ટીપુંય સૌંદર્યનું,
કે મીઠા રસનું કદીય મળતું લોખંડની સોયને,
વીંધે ના કુસુમો છતાં ભ્રમરને પુષ્પાર્ક મીઠો મળે,
એવી રીત વિવેચકો રસિક તો કાવ્યામૃતે તુષ્ટ છે,
બીજા તો બની સોય વ્યર્થ કુસુમો છેદે હજારો મીઠાં.'

રસિક વિવેચકો માટે મને માન છે. પણ એની વધુ ચર્ચા અહીં અસ્થાને ગણાય. મારું કહેવાનું તાત્પર્ય એટલું જ છે કે કવિતા 'ડખુભાત' નથી પણ તે અલૌકિક પદાર્થ છે. એને માણી શકશે તે જ એનું અમૃત પામશે.

કવિનો આનંદ અક્ષય છે. તેને ગમે તે કોઈ લૂંટી શકતું નથી. જે અધિકારી હોય તે જ લૂંટી શકે અને તેવી અવિકૃત લૂંટથી તો તે આનંદ દ્વિગુણિત થતો જાય છે.



એક શિકારીએ એકવાર મઝાનું ગીત ગાતા બુલબુલને પકડ્યું. તે બુલબુલને મારી નાખવાની તૈયારીમાં જ હતો. પરંતુ બુલબુલે દયાપૂર્ણ નજરે તેની સામે જોઈ તેને છોડી મૂકવાની વિનંતી કરી. પંખીની કરુણ વિનંતીથી શિકારી જરાક પીગળ્યો. તેને મનમાં થયું કે ઘડી પહેલાં મધુર રીતે ગીત ગાતા નિર્દોષ બુલબુલને વિનાકારણ મારી નાખવું એ નિર્દયતા છે. એને એ પણ વિચાર આવ્યો કે બુલબુલ કેવું સુખી અને આનંદી છે? પોતે કેવો દુઃખી અને ચિંતામાં ડૂબેલો રહે છે. એણે બુલબુલને કહ્યું, 'તને હું જવા દઉં ખરો પણ એક શરતે. તમે પંખીઓ હમેશાં આનંદી દેખાવ છો. અમે માણસો હમેશાં દુઃખી રહીએ છીએ. આ વિરોધનું કારણ શું?'

બુલબુલે જવાબ દીધો, 'મને તું મુક્ત કરે પછી હું કારણ કહું. મને તારો ભય લાગે છે.' પારધીએ તેને મુક્ત કર્યું. આકાશમાં ઊડતા બુલબુલે પારધીને કહ્યું: 'તમે દુઃખી અને ચિંતાતુર રહો છો તેનું કારણ તમારા હૃદયમાં ક્રૂરતા છે. વિના વાંકે તમે નિર્દોષ જીવોને રંજાડો છો. અમે સુખી અને આનંદી છીએ કારણ અમારાં હૈયાં નિર્દોષ છે. કોઈને અમારો ડર લાગતો નથી.'

આકાશના યાત્રીના આ શબ્દોએ શિકારીના હૃદયનાં પડળ ખોલી નાખ્યાં.

*

આ ૧૫મી એપ્રિલે પંજવાઃરારોડ રેલ્વે સ્ટેશન નજીક ચમત્કારિક ઘટના બની. બન્યું એવું કે ટ્રેનના પાટા ઉપર ચગદાઈને આપઘાત કરવા માગતી ત્રીસ વર્ષની એક યુવતી જેવી પાટા પર સૂવા ગઈ કે તુરત જ એક સાપે તેના પગે ભરડો લીધો. સાપને પગે વીંટળાયેલો જોતાં જ યુવતી બેભાન બની ને પાટાની બાજુ પર પટકાઈ પડી. ટ્રેન પાટા ઉપરથી પસાર થઈ ગયા પછી સાપ સ્ત્રીના પગ ઉપરથી ખસ્યો.



વ્યક્તિ માત્રને જીવનમાં પોતાનું આગવું વ્યક્તિત્વ હોય છે. સાથે સાથે પોતાના જીવનમાં જાગૃત થયેલો રસ પણ અગત્યતા ભોગવે છે. શારીરિકરીતે ખૂબ જ સ્વસ્થ દેખાતી વ્યક્તિ પણ જો માનસિક અસંતોષથી ઘેરાતી હશે તો તેનું જીવન તેને અંધકાર-મય—નિરાશાનાં ઘોર વાદળોથી છવાયેલું લાગશે.

અને સાચે જ જીવનમાં કોઈપણ વ્યક્તિ ધારે તેટલું પાર પાડી શકતી નથી. પુરુષાર્થ કર્યા વગર નસીબને રડવાથી અકળામણ વધુ ઉત્પન્ન થાય છે. અને એટલે જ નિરાશા અને ગુમાવેલો આત્મવિશ્વાસ માનસિક અને શારીરિક પરિતાપ ભોગવે છે. કામની ધગશ અને કાર્યને પાર પાડવાની ધીરજ અજોડ શક્તિ ઉત્પન્ન કરે છે. શરૂઆતમાં ન દેખાતી ફત્તેહ ફત્તેહના માર્ગે દોરી જાય છે. હિંમત આવે છે અને જીવનમાં સફળતા પ્રાપ્ત થાય છે.

માત્ર ભણેલો વર્ગ જ કોઈપણ 'રસ'માં રસ ધરાવે છે તેવું નથી. પોતાનું આગવું વ્યક્તિત્વ હોવાનો દાવો દરેક વ્યક્તિનો હોય છે. જેમ તેને સ્વમાન વહાલું હોય છે તેમ જીવનમાં પોતાનું આગવું કરી છૂટવાની તમન્ના હોય છે. અપવાદ એક જ, હોય છે કે ક્યારેક નિરાશાના સૂર ઘેરી વળે છે ત્યારે વ્યક્તિ જીવનમાં હતાશ થઈ જાય છે, કાર્ય પાછળની તમન્ના—ઉમંગ નાશ પામે છે અને જીવનમાં નિરાશા સાંપડે છે. 'ધીરજનાં ફળ મીઠાં' એ કહેવતને અનુસરીને શાંતિથી, જીવનમાં નડતાં ઘર્ષણો—કસોટીનો સામનો કરી પોતાના સિદ્ધ કરેલા ધ્યેય સુધી પહોંચવા પ્રયત્ન કરે છે તે જરૂર સફળતા પ્રાપ્ત કરે છે.

સુખદુ:ખથી ભરેલા આ સંસારમાં સંઘર્ષો તો નડતરરૂપ રહેવાનાં જ, તમારી કસોટી તે જ કરવાનાં અને તેમાંથી પસાર થઈને જ્યારે ખરી સિદ્ધિ પ્રાપ્ત કરો ત્યારે જ સાચા ધ્યેય સુધી પહોંચવાનો અમૂલ્ય લહાવો બીજો એકેય નહિ દેખાય. એ લહાવો ધારીએ તો બધાંય મેળવી શકીએ. જીવનમાં અસંતોષ, અતૃપ્તિ અને ક્યારેક ક્યારેક નિરાશા પણ આપણને મહત્ત્વાકાંક્ષી બનાવે છે. મહત્ત્વકાંક્ષા સેવનાર માટે આ બધા દુર્ગુણો પણ ગણી શકાય. છતાં કેટલીકવાર એને કારણે જ માણસની આકાંક્ષા શિરટોચ પહોંચે છે. માનવીનું મન એવી જ આકાંક્ષા તૃપ્ત કરવામાં મહત્તર બની જાય છે. અને પોતે જાતે જે ન હોય તે બનવા મથે છે અને જ્યારે બધી સિદ્ધિઓને મેળવીને જે મહત્તા પોતાની જાત માટે મેળવે છે તે તેના વ્યક્તિત્વને પૂરેપૂરું ખીલવે છે.

## નિરાશામાંથી ઉત્સાહ

'હિંમત કરીને અહીં આવી છું. પણ આ તમારું આ ગામ તો મને ખાવા ધાય છે. મારો બધો જ ઉત્સાહ માર્યો જાય છે. અને કેટલાય વખતની થાકેલી હોઉં તેમ ના છૂટકે વખત પસાર કરું છું.'

રંજુના નિરાશાસૂચક શબ્દો સાંભળી ઘડીભર તો હું વિચારમાં પડી ગઈ. હજુ અહીં આવીને એ ઘરબારથી વ્યવસ્થિત પણ થઈ નથી અને આવા સૂરો કેમ કાઢે છે? વાત કરતાં કરતાં સમજાયું કે તેને જે કાર્યમાં રસ છે તે કામ નહિ મળે ત્યાંસુધી તેને ઘરમાં પણ રસ નહિ રહે. વાતચીત દરમિયાન તો હું એની સાથે સહમત ન થઈ. મેં કહ્યું કે 'જો ધીરજ ગુમાવી બેસીશ અને જે અત્યારે કરવાનું છે તે પણ વ્યવસ્થિત નહિ કરે તો પછી પાછળથી તું બધું જ કાર્ય એકીસાથે કેવી રીતે કરી શકીશ!' મારી વાત તેને ગળે કંઈ ઊતરી હોય તેવું જણાયું નહિ. 'પડશે તેવા દેવાશે'નું સૂત્ર તેણે નક્કી કરી રાખ્યું હતું એટલે ક્યારેક પોતાને મૂળ ગામ પાછા ફરવાની તૈયારી પણ બતાવતી.

થોડા સમય પછી રંજુને જોઈતું કામ મળી ગયું. રંજુ ખૂબ જ ઉત્સાહિત દેખાવા લાગી. વીસેક દિવસ પછી મેં તેને જોઈ તો મને તો એમ જ લાગ્યું કે પાણીમાં ચણો ફૂલે તેમ રંજુ પણ ખૂબ જ સ્વસ્થ દેખાય છે અને શરીર પણ જમાવી બેઠી છે. તેનું કાર્ય આકરું હતું છતાંપણ તેનું મનગમતું કાર્ય એટલે નવું ને નવું કરવાની તેની ધગશે તેને ખૂબ જ સાથ આપ્યો.

મને પણ એ જ થયું કે મન વગર બધું જ નકામું છે. ગમે તેટલું મનને મનાવીએ પણ મનગમતું કાર્ય મળી રહે છે તો રસપૂર્વક તે કાર્ય દીપી ઊઠે છે.

તેની નિરાશા તો ક્યાંય નાસી ગઈ છે અને જૂનો થાક તો જાણે નવા કામ માટે ભેગી કરેલી શક્તિ હોય તેમ ઊંધું ઘાલીને કામ પાછળ મંડી પડી છે.

આજે પણ રંજુનો આનંદ જોઈને, કાર્ય જોઈને મારું મન નાચી ઊઠે છે અને લાગે છે કે રસ વગરનું કોઈપણ કાર્ય મનુષ્યને પ્રોત્સાહિત નથી કરતું પણ નિરાશાના અંધકારમાં ધકેલી દે છે.

## બાળલગ્નો

બાળલગ્નો અટકાવવા માટે ઝુંબેશ તો ખૂબ ચાલી, સરકારે કાયદો કરીને તેને અટકાવવા પ્રયત્ન પણ કર્યો છે છતાં આજે આપણે શું જોઈએ છીએ?

આપણા સમાજમાં આજે પણ કેટલીક કોમોમાં ઘોડીયામાં હીંચતા બાળકને પરણાવવાના પ્રયાસો ચાલુ જ છે. અભણ વર્ગ રહ્યો એટલે સમજાવવા જઈએ ત્યારે પ્રયત્ન સફળ થતો નથી. કાયદાનો આશરો તેને માટે મોટું સાધન છે પણ એવાં લગ્નો તો ખૂણે ખાંચરે કેટલાંય થતાં હશે, બધે ક્યાં કોઈ ધ્યાન આપવાનું છે?

હકીકતમાં આર્થિક કારણ તેઓ રજૂ કરે છે. ઘરમાં બેત્રણ લગ્નો એક સાથે થાય તો



ખર્ચ ઓછું આવે અને ભવિષ્યની ચિંતા ન રહે.

હસવું તો એ આવે છે કે બાળકની મા માંડ બેએકવાર સાસરે જઈ આવી હોય છે, હજુ તો પોતાના પતિનું ઘર માંડતા શીખી નથી હોતી ત્યાં તો તેના બાળકને પરણાવી દેવાની વાતો કરે છે.

આવાં બાળલગ્નો અટકાવવા માટે કોઈ પગલાં લઈ શકાય ખરાં? આખી જ્ઞાતિદ્વારા જો કંઈ ઉકેલ આવે તો જ તે શકય બને. બીજા નિયમોની માફક તેને પણ એક નિયમ કેમ ન બનાવી શકાય?

## મદદરૂપ થવાનું મોટું કામ

મને કુસુમબહેનનો સ્વભાવ ખૂબ ગમતો. કયારેય તેમના મોં ઉપર ઉદાસીનતા હોય જ નહિ. હમેશાં આનંદિત ચહેરે તે ઘરમાં પણ ફરી વળે. ઘરમાં સંયુક્ત કુટુંબમાં રહેવા છતાં તે ધાર્યું કામ પાર પાડી શકતાં.

વ્યવહારિક જીવનમાં તેમનો સમય સારો એવો પસાર થતો છતાં તેમનો ઉત્સાહ તેમને બહારનું સામાજિક કાર્ય કરવા તરફ પણ પ્રેરતો. પોતે ખાસ ભણેલાં તો હતાં નહિ. પરંતુ કંઈક નવીન જાણવાનું હોય તો તે તરત જ સમજવા માટે દોડી જતાં અને એ સમયે ગમે તેવા ટાણે તે પોતાનું કામ જલદી પતાવીને નીકળી પડતાં. એટલું જ નહિ પણ પોતાના પડોશી મિત્રોને સમજાવીને પોતાની સાથે લઈ જવા પ્રયત્ન કરતાં. એમાં એમને બહુ સફળતા મળતી નહિ પણ તેથી તે નિરાશ ન થતાં. પણ એકલાં તો એકલાં પણ જવાનો પોતાનો ઉત્સાહ બતાવતાં.

કુસુમબહેનને હું વારંવાર કહેતી કે તમારો ઉત્સાહ જ તમને આટલાં બહાર કાઢે છે. એમના બીજા પડોશીનો દાખલો કયારેક મારાથી ટંકાઈ જતો. ગમે તેટલું સમજાવવા છતાં 'આજે તો મારે કામ છે; બાબો નાનો છે તે રહે નહિ' એમ બહાનાં કાઢી આવવાનું ટાળતા. પછી તે પ્રસંગ આનંદ પમાડે તેવો હોય તો ય તેમના પેટનું પાણી હલે જ નહિ. કુસુમબહેન કહે કે મારાથી તો ઘરમાં બેસી જ ન રહેવાય. એવા સાવ ઘરકુકડી થવું તે કેમ ગમે! શરીર અને મનમાં ચેતન પ્રગટાવવું હોય તોપણ બહારની દુનિયાથી પરિચિત રહેવું જ પડે.

જીવનમાં કોઈપણ કાર્યમાં ઉત્સાહ ન બતાવીએ તો તે જીવ્યું નિરર્થક રહે છે. જીવનની વિટંબણાઓનો ઉકેલ શોધવા પણ બહારની દુનિયાના પરિચયમાં રહેવાથી દુઃખને દુઃખ માની બેસી નહિ રહેતાં તેનો નિકાલ શોધી શકવાની શક્તિ આવે છે.

કુસુમબેનના વિચારો જાણી આનંદ થયો. અને બીજી બહેનો પણ જે બીજું કોઈપણ કાર્ય કરવાને અશક્તિમાન હોય તે જો થોડો પણ પોતાનો હિસ્સો બીજાને મદદરૂપ થવામાં આપે તો ઘણું મોટું કાર્ય કર્યું ગણાય.

## બાંધછોડ ને નિખાલસતા

સુકેતુ અને નિકેતન બન્ને વચ્ચે ગાઢ દોસ્તી હતી. એકબીજાના કુટુંબ સાથે પણ પોતાનું જ

ઘર હોય એ રીતનો સંબંધ થઈ ગયો હતો. નિકેતન સંયુક્ત કુટુંબમાં હતો જ્યારે સુકેતુ અને તેની પત્ની લીના એકલાં જ રહેતાં હતાં. કેટલીક આર્થિક વિટંબણાઓને કારણે નિકેતનને વ્યવસાયથી વધુ રહેવું પડતું. જ્યારે સુકેતુને કુટુંબની બીજી કોઈ જંજાળ સતાવતી નહોતી એટલે પોતાની આગવી રીતે તેઓ બન્ને રહી શકતા.

બન્ને મિત્રો શોખીન જીવડા હતા. નિકેતનના નવું નવું ખાવાના શોખ લીલાના ગૃહિણીપણા નીચે પૂરા થતા. નિકેતનની પત્ની ઈલા પોતાની મરજી મુજબ બનાવી શકે એ પરિસ્થિતિમાં નહોતી છતાંપણ ક્યારેક નિકેતનને ઈલાની રસોઈમાં ખોડ કાઢવાની ટેવ પડી ગયેલી. 'આજે તો લીલાબેનને ઘેર સુંદર પેટીસ ખાઈ આવ્યો. એના હાથની સાદી વસ્તુ પણ ખૂબ સુંદર સ્વાદિષ્ટ બને છે. તું હજુ એવું નથી બનાવી શકતી.' કોઈ ને કોઈ કારણે ઈલાની ખોડ કાઢે જ. અને ઈલાને સ્વાભાવિક રીતે ઓછું આવી જાય. હમેશાં એને એમ થાય કે ક્યારે નિકેતન મારી રસોઈના વખાણ કરે !

લગ્નજીવન આવી નાની નાની બાબતમાં ઘણીવાર અકારું થઈ પડે છે. નિકેતન લીનાના ગુણ ગાવામાંથી ઊંચો ન આવતો. લીના થોડીક વાચાળ અને દુન્યવી વાતોમાં રસ ધરાવનાર હતી. જ્યારે ઈલા શાંત સ્વભાવની સહેજ અતડી હતી. લીના પ્રત્યે કંઈક એવો પૂર્વગ્રહ બંધાઈ જવાને કારણે જે કુટુંબની સાથે વધુ હળીમળીને રહેવું જોઈએ તે તે કરી શકતી નહિ. સુકેતુ ઈલાની મશ્કરી કરીને પણ તેને આનંદમાં રાખવા પ્રયત્ન કરતો પણ પતિની વાતોએ એના મનને કંઈક સંકુચિત બનાવી દીધું હતું એટલે તે ખુલ્લા દિલથી હળી શકતી નહિ.

તેઓ ચારેય સાથે હરવાફરવા જતાં પણ નિકેતન ઈલામાં ઉત્સાહ ન જોતો એટલે નિરાશ થતો. વારંવાર થતી ટકોરથી ઈલા હતાશ થઈ ગઈ હતી. નિકેતને શરૂઆતમાં ઈલાને સમજવા માટે પ્રયત્ન કર્યો પણ પછી તો તે પણ ગણકાર્યા વગર પોતાનું ધાર્યું કર્યે જતો અને આમ ઈલા અને નિકેતન એકબીજાના મનથી કંઈક અંશે અલિપ્ત રહેવા લાગ્યાં.

લગ્નજીવનની નાનામાં નાની સમસ્યા હલ કરવા માટે પતિ પત્નીએ બાંધછોડની નીતિ અને નિખાલસતા કેળવવાની ખાસ જરૂર છે. નિકેતને ઈલા સાથે કુનેહથી કામ લીધું હોત તો આ પરિસ્થિતિ ન ઉદ્ભવત.

## વૃત્તિ અને વર્તન

એવી ઘણી વ્યક્તિઓ હોય છે કે જેને બીજાના કાર્યમાંથી ખોડો કાઢવાનું જ સૂઝે. એવાં એક રમીલાબહેન અમારી પડોશમાં પણ રહેતાં.

દિવાળીના દિવસોમાં રંગોળી પૂરવાનો શોખ દરેક ગૃહિણીને હોય છે. પોતપોતાની દૃષ્ટિએ દરેક વ્યક્તિ રંગોળીને સુંદર બનાવવાના મનોરથો સેવતી હોય છે. રમીલાબેનને રંગોળીનો શોખ તો ખૂબ. તે પણ કુટુંબનાં



ભાઈ બહેનોને ભેગાં કરી સરસ રંગોળી બનાવવા પ્રયાસ કરે. પણ એ પહેલાં દરેક ઘેર ઘેર જઈને જોઈ આવે. રંગની પૂરવણી વખતે પોતે બીજાનું થોડું થોડું અનુકરણ કરે. પણ એ વખતે તો આવા રંગ સારા નથી લાગતા. ક્યાં તો આ ડીઝાઇન બરોબર નથી એવી એવી કંઈ ને કંઈ ખોડ કાઢ્યા કરે. બડાશો તો એટલી બધી મારે કે ન પૂછો વાત. 'મારા જેવું કોઈને આવડે જ નહિ પણ આવડતું કેટલું હોય તે તો બધાં જ પાછાં જાણતાં હોય.'

રમીલાબેન હજી તો કૉલેજ જીવન ગાળી રહ્યાં છે પણ એમનું ભણવાનું તો જુદું જ. પોતાના વિષયનું પૂરતું જ્ઞાન મેળવવા પ્રયત્ન ન કરે અને પછી જરૂર પડે એટલે સામટું જાણી લેવા પ્રયત્ન કરે. 'સાળું આ તો ખૂબ અઘરું લાગે છે. અમારો તો કોર્સ ખૂબ લાંબો છે. જોઈતી ચોપડીઓ મળે નહિ પછી કેવી રીતે અમે તૈયાર કરીએ?' એમ ફરિયાદ ઉપર ફરિયાદ શરૂ થઈ જાય અને ગરજ હોય એટલે પછી પૂછવું જ શું! એવી મીઠાશથી આવડતના વખાણ કરે અને મેળવવા પ્રયત્ન કરે.

'જેવાની સાથે તેવા થઈએ તો ગામ વચ્ચે રહીએ' એ કહેવતને આ સ્થળે ભૂલી જઈએ અને સામી વ્યક્તિનું જો કામ સરળ થતું હોય તો એ કરી આપવામાં મદદરૂપ થવું એ જ ઈષ્ટ ગણાય. અને એટલે જ રમીલાબેનને જ્યારે ને ત્યારે મારો લાભ મળતો જ. તેમના જેવી વૃત્તિ મેં રાખી હોત તો એ વૃત્તિએ મને તો હાનિ જ કરી હોત. મને તો ઊંડી ઊંડી એય આશા ખરી કે મારા વર્તનની અસરથી રમીલાબેન તેમનું વર્તન ફેરવશે.

## શતવર્ષી કર્વે

સો વરસ સુધી જીવીને અને જિંદગીની શરૂઆતથી જ ધગશ અને ધૈર્યથી સામાજિક સુધારણા અને સ્ત્રીકેળવણી માટે મહામૂલો સમય ખર્ચનાર મહર્ષિ કર્વેની શતાબ્દિ ઉજવાયાને હજુ તો થોડાક જ દિવસો થયા છે. સ્ત્રીઓની અલગ કેળવણી સંસ્થા હોવી જોઈએ એમ માનનાર જે મોટો વર્ગ અસ્તીત્વમાં આવેલો તે વર્ગના મોવડી તરીકે આજેય એ ઋષિને વંદવાનું મન થાય છે. આપણા વડા પ્રધાને પણ એ વખતના પ્રવચનમાં એ ઋષિના આશીર્વાદ માગ્યા છે. તેમને અભિનંદનો આપનાર આપણે તે વળી કોણ? તેમના કાર્યને આગળ ધપાવવાના તો આપણે તેમની પાસે આશીર્વાદ માગવાના હોય. એ આશીર્વાદને આપણે પૂરા વફાદાર રહેવા પ્રયત્નશીલ થઈએ.



વિમાનમાંથી છત્રી વાટે કૂદી પડવાની તાલીમ લઈ રહેલો એક બલ્ગેરિયાવાસી છત્રી લઈને વિમાનમાંથી કૂદી પડ્યો. પરંતુ છત્રી ઊઘડી શકી નહિ એટલે તેની અંતીમ ઘડી આવી પહોંચી છે એમ લાગવાથી ઈશ્વરને સ્મરવા લાગ્યો. અને આકાશમાંથી જમીન ભણી ઝડપથી પડવા લાગ્યો. જમીનથી માત્ર ૫૦૦ ફૂટ જ ઊંચે હતો ત્યાં ઇશ્વરે જાણે પ્રાર્થના સાંભળી હોય તેમ તેના હાથમાં કોઈક દોરી આવી પડી. તેના સાથીદારની છત્રીની તે દોરી હતી. અને બન્ને સાથીદારો સલામત રીતે લશ્કરી વિમાની મથકે ઊતર્યા!





''રાહ૭જ''

# સર્જનના રાહે



## અચ્યુત :

[ લે. ચિનુપ્રસાદ વૈ. જાની પ્ર. આર. આર. શેઠની કું., મુંબાઈ–૨. રૂ. ૩–૫૦ ]

નવા લેખકોમાં મુરબ્બી સાહિત્યકારોના 'બે બોલ' સાથે નવલકથાઓ કે નવલિકાઓ પ્રસિદ્ધ કરવાની એક ફૅશન શરૂ થઈ છે. મુરબ્બી સાહિત્યકારો પણ ક્રિયાત્મક સર્જન પ્રવૃત્તિ બંધ થયા પછી 'બે બોલ' લખી નવા લેખકોને મહોર મારવામાં ઠીક ઠીક રસ લે છે; પરંતુ એમ કરતાં ઘણીવાર એ અતિશયોક્તિમાં અટવાઈને પોતાની વિવેચનશક્તિ વિષે વાચકોમાં શંકા ઊભી કરે છે. શ્રી ર. વ. દેસાઈના 'બે બોલ' લેખક વિષે જે આશા ને વાર્તા વિષે જે રસ જગાવે છે એ વાર્તાના પ્રવાહ સાથે ઓગળતાં જાય છે. નવલકથા ક્યાંક ક્યાંક તો એવી કંટાળારૂપ નીવડે છે કે અધૂરી છોડી દેવાનું મન થાય. વાર્તામાં ડખલ કરીને પોતાની આગવી ફિલસૂફી વ્યક્ત કરવાના જે રોગથી સ્વ. ર. વ. દેસાઈ પીડાતા હતા એવા જ રોગથી આ લેખક પીડાય છે. શૈલીની અસંદિગ્ધતા, અચ્યુતના વ્યક્તિત્વ વિષે સ્પષ્ટ ઝાંખીનો અભાવ, ફિલસૂફી વિષેનું આછકલું જ્ઞાન, માર્કસવાદ વિષેનું ઘોર અજ્ઞાન, પ્રસંગનિયોજનની બિનઆવડત અને ફ્રૉઈડનું નામ વારંવાર લેવા છતાં અચ્યુતના હૃદયમાં જન્મતી જાતીય વૃત્તિઓનું ફ્રૉઈડની પદ્ધતિએ નિદાન કરવાની અશક્તિ એ આ નવલકથાની વિશિષ્ટતાઓ છે. નવલકથાકાર પોતે જ્ઞાનપ્રદર્શક બની શકે નહીં. એણે પાત્રોદ્વારા પોતાનું જ્ઞાન પ્રદર્શિત કરવાની શક્તિ કેળવવી જોઈએ (સમરસેટ મોમના The razor's edge નું વાચન લેખકને ભવિષ્યની સાહિત્યસેવા માટે ઉપયોગી નીવડવા સંભવ છે.) અને તે પણ વિચારની સળંગસૂત્રતા જાળવી રાખીને. આ નવલકથામાં મહાન વિચારકોના 'વિચારલસરકા' ચમકી જાય છે એ પૂરતું નથી, એ વિચારોનો પ્રસંગો સાથે સુમેળ સાધવો જરૂરી હતો. વાચકોને એ વિચારલસરકાઓનો પૂર્વાપર સંબંધ સંક્ષિપ્તમાં પણ આપવો જરૂરી હતો. નવલકથા ગુજરાતી સાહિત્યમાં માત્ર ચાર તત્ત્વજ્ઞાનીઓ કે ચિંતકોના વિચારોને આડાઅવળા ડહોળવાથી નવી ભાત પાડનારી ન બની શકે. એમાં કંઈક ઊંડાણ જોઈએ, એક ભૂમિકામાંથી બીજી ભૂમિકામાં સરી જતા અચ્યુતનું ગળે ઊતરે એવું મનોવિશ્લેષણ જોઈએ. લેખકની સહાનુભૂતિ અચ્યુત પ્રત્યે ઠેઠ સુધી હોવા છતાં વાચકમાં એ ઉગાડી શકતા નથી; એટલે અંશે આ પ્રયોગ નિષ્ફળ નીવડે છે.

અચ્યુતને ચ્યુત કરનાર જાતીય સંબંધોનું પૃથક્કરણ પણ લેખક કલ્પના ને મર્યાદા બહાર લઈ જઈને કરે છે. રજનીનું અચ્યુત પ્રત્યેનું આકર્ષણ સાહજિક લાગે છે; પરંતુ માંદલ ને નપુંસક જેવા પતિથી કંઈક અસંતુષ્ટ રહેલી રાધા (અનામી)ના કૃષ્ણભક્તિના ચેનચાળા નાના ગામમાં લોકોની ચાંપતી નજર નીચે રહેતા અચ્યુતને આકર્ષે ને એ એમાં વધુ ફસાતો જાય એ અશરીરી પ્રેમ (Platonic love) માં માનનાર અચ્યુત વિષે સંદિગ્ધ લાગે છે ખરું? અશરીરી પ્રેમની ભાવના તો એને ગામડામાં ખેંચી લાવી હતી. વળી જે આદર્શોના મિનારા પ્રથમ પ્રકરણમાં લેખકે અચ્યુત વિષે રચ્યા એને ગામડામાં કંઈક ક્રિયાત્મક વેગ આપવાને બદલે એકદમ નિષ્ક્રિયતામાં ને કૃષ્ણલીલાને નામે જાતીય પ્રેમમાં એને કેમ અટવાવી દીધો? પોતે જાતીય રીતે રાધા સાથે લપસ્યો ત્યાર પછી ગામડાના અભણ શંકરે પોતાની જાતને એક આવા જ નાજુક જાતીય પ્રસંગે કઈ રીતે સાચવી—પ્રભુકૃપાથી—એનું વર્ણન અચ્યુતના હૃદયમાં શરમ, જાત પ્રત્યે તિરસ્કાર કે સંવેદના જગાવવાને બદલે કશી જ અસર નથી ઉપજાવતું. આ પ્રસંગની અસ-



સર્જનના રાહે :

આપણી સંસ્કૃતિની સૌથી વિશેષ નબળાઈ એ છે કે પરંપરામાં સમયાનુકૂળ ફેરફારો કરવાનું આપણા લોહીમાં નથી. સંસ્થા મરી જાય તો ભલે, પરંતુ સમયના વહેણ સામે બદલાવાની વૃત્તિ એ ઝટ નહીં કેળવે. આ પરિસ્થિતિમાંથી સમાજને બહાર આણવાની શક્તિ સાહિત્યકારો કેળવશે ત્યારે સાંસ્કૃતિક વારસાનું રક્ષણ કરવાનું કાર્ય સરળ બનશે. શ્રી ગુણવંતરાય આચાર્યનો આ વાર્તાસંગ્રહ હેતુલક્ષી સાહિત્યપ્રેમીઓમાં ઠીક ઠીક પ્રિય થઈ પડશે.

### વિધિનાં વર્તુળ :

[ લે૰ મોહનલાલ પટેલ, પ્ર. ચેતન પ્રકાશન ગૃહ લિ. વડોદરા, રૂ. ૩–૫૦ ]

'હવા! તુમ ધીરે બહો' નામના કાંઈક આશાસ્પદ વાર્તાસંગ્રહના અનુગામી આ વાર્તાસંગ્રહની અગિયાર વાર્તાઓમાં બહુ ઓછી એવી છે કે જે વાચકના ચિત્તંત્ર ઉપર ઊંડી અસર મૂકી જાય.

૬૧ પાનાં રોકી લેતી પ્રથમ વાર્તા 'વિધિનાં વર્તુળ' માનવીમાં રહેલા સદ્ અંશો ને નઠારા અંશોનું તુમુલ યુદ્ધ બતાવી અંતે સદ્ અંશોને વિજય અપાવે છે, આમ છતાં એમ કરવામાં લેખક વાસ્તવિકતાને થોડીક ઠેબે ચડાવે છે. પાંચદસ વર્ષના ગાળામાં શરીરે અત્યંત સ્થૂળ બની ગયેલાં બ્રિજમોહન શેઠને એમની એક વખતની પ્રેયસી પરાગ નિકટના સંપર્કમાં આવ્યા પછી પણ ન ઓળખી શકે એ કાંઈક અસંભવ લાગે છે. વળી જે કથા વધુમાં વધુ પચીસ પાનામાં ખૂબ સચોટ રીતે આલેખાઈ શકી હોત. એની પાછળ ૬૧ પાનાં રોકીને વાર્તાકારે કથાને બહુ મોળી બનાવી છે, એની ચમક ઝાંખી પાડી છે.

સંગ્રહની ઘણી ખરી વાર્તાઓમાં સંદેશવાહકતા છે એની પ્રતીતિ 'રોષ ગલન', 'નફો, નુકશાન અને મુનીમ', 'રાજ્યલક્ષ્મી સુધા' વગેરે કરાવે છે, આમ છતાં 'ભાવનાનું ગીત', 'પહેલો વન્સમોર', 'અક્ષરજ્ઞાનને અંતે', 'અપમાન' વગેરે વાર્તાઓ કાચી ઊતરી છે, કોઈ કોઈ તો માથા ને ધડ વિનાની લાગવા સંભવ છે.

લેખકનો હેતુ પ્રચારલક્ષી નથી, સમાજને કટાક્ષના ચાબખા મારીને સીધો આણવાની વૃત્તિ એમની નથી. માનવમાં મૂર્ખ અને વેવલી લાગે એવી થોડી સદ્‌વૃત્તિઓને પણ એ સહાનુભૂતિપૂર્વક તપાસે છે, આમ છતાં એમની વાર્તાઓમાં પરિપક્વતાનો ને તેજસ્વી અંત આણવાની શક્તિનો અભાવ છે. જરાક વધુ પ્રયત્ન લેખકની સર્જક પ્રતિભાને વધુ વિકસાવશે. આમછતાં આ વાર્તાસંગ્રહ ગુજરાતી સાહિત્યમાં ઉમદા ઉમેરો જરૂર કરે છે.

### આરતી અને અંગારા :

[ લે. ભગવતીકુમાર શર્મા. પ્ર. ભારતી સાહિત્ય સંઘ, અમદાવાદ. રૂ. ૪–૫૦ ]

માનવજીવનમાં કે માનવ પ્રદેશમાં જ્યારે મોટી હિલચાલ થઈ જાય ત્યારે દરેક સર્જક હૃદયના સર્જનમાં નવો ઝોક આવી જાય છે. આપણી રાષ્ટ્રીય લડત શું કે આઝાદીના આસ્વાદની ઊંડી લાગણી શું, દુષ્કાળપીડિત વિસ્તાર શું કે ભૂકંપગ્રસ્ત પ્રદેશ શું —એ બધાં આપણી વાર્તાઓમાં, નવલકથાઓમાં, કાવ્યોમાં એવી તો આબાદરીતે વણાઈ જાય છે કે જાણે સર્જનનો અનોખો ધોધ ચાલ્યો, નવો પ્રવાહ આવ્યો, નવો ઝોક આવ્યો.

મહાગુજરાત અને સંયુક્ત મહારાષ્ટ્રની ઝુંબેશે અનેક માનવોની માનવતા રહેંસી નાખી. હિંદુ–મુસ્લિમની વૈરવૃત્તિને પણ જાણે આંબી જાય એવી ગુજરાતી–મહારાષ્ટ્રી વચ્ચેની વેર–વૈમનસ્યતા એ વખતે પિશાચના દોરીસંચાર જેવી બની ગઈ. તેમાં નિર્દોષો પાયમાલ થઈ ચૂકયા અને ગુંડાગીરીએ લૂંટ ચલાવી માલેતુજારી મેળવી. એ આખી વિકરાળતાને ગૂંથી લેતી, માનવતાના દીવડાને જાણે સચેત કરવા મથતી નવલકથા લખાઈ છે તો એક જ. પણ એ એક હોવા છતાંય અદ્વિતીય રહેવા જેવી શ્રી. ભગવતીકુમાર શર્માએ 'આરતી અને અંગારા' લખી છે. આખી નવલકથા એ ગોઝારા દિવસોમાં જ લખાઈ છે એટલે તેનું આલેખન આબાદરીતે ફિલ્મી દશ્યોની માફક ઝડપાયું છે. અને આજે એ અંગારા હોલવાઈ ગયા



છે ત્યારે પણ વાંચતી વખતે તો એ દૃશ્યોની કરુણતા આપણા હૃદયની આરપાર પેસી જાય તેટલી હદે માનવ બેફામ બન્યો હતો એ ભૂતકાળ યાદ આવે જ.

ગુજરાત અને મહારાષ્ટ્ર પ્રાદેશિક રીતે જેમ શાખ પાડોશી છે તેમ મોહન અને પાંડુરંગ બે મિત્રો શાખપાડોશી હોય છે. મુંબઈની ધમાલભરી જિંદગી જીવતા એ બન્ને મિત્રો દૂરના પરામાં રહેતા હોય છે એટલે વહેલી સવારે નીકળીને દિવસભરની કાળી મજૂરીનો થાક છેક મોડી રાત્રે ઘેર આવીને વાતોથી અને એકમેકની હુંફથી ઊતારે છે. મોહન સાથે પાંડુરંગની બહેન ગૌરી બહોબ્બતની મેંદીના રંગ ઘૂંટે છે. અને પ્રેમની જીત આગળ પાંડુરંગ દિલોજાન દોસ્ત મોહનની સાથે જે કાળી દુશ્મનાવટ બાંધે છે તે હારી જાય છે. વાર્તાનો એ દોર લંબાતો લંબાતો એટલી હદે પહોંચે છે કે બળબળતી માનવતાના એ અંગારા ગૌરીની આંખના રતનને પણ બાળી દે છે. અને પ્રસ્તાવનાકાર શ્રી. જ્યોતીન્દ્રભાઈના શબ્દોમાં કહીએ તો 'આમ મિત્રદ્વેષની, વર્ગદ્વેષની આગના અંગારા આખરે મંગલ આરતીમાં પરિણમે છે.'

શ્રી. ભગવતીકુમાર શર્માનું ગ્રંથસ્થ થતું આ પ્રથમ પુસ્તક છે અને નવલકથા પણ પ્રથમ છે. અને છતાં એટલી મોટી આશા તેમની કલમ આપી જાય છે કે અત્યારસુધી ફક્ત સામયિકોમાં છૂટી છવાઈ વાર્તાઓ દેખાતી તેને બદલે જુદાં જુદાં પુસ્તકો ગુજરાતી સાહિત્યમાં દેખાશે.

### આકાશવાણી પ્રસારિકા :

[પ્રકાશક : પબ્લિકેશન ડિવીઝન, ઓલ્ડ સેક્રેટેરિયેટ, દિલ્હી, ૮. મૂલ્ય, રૂ. ૦–૫૦ ]

મિનિસ્ટ્રી ઓફ ઈન્ફર્મેશન અને બ્રોડકાસ્ટીંગ વિભાગ તરફથી મુંબઈ; અમદાવાદ–વડોદરા અને રાજકોટ કેન્દ્રો પરથી પ્રસારિત કરવામાં આવેલી સંગ્રહવા જેવી સામગ્રી યથોચિત સંપાદન કરીને 'પ્રસારિકા'માં પ્રકાશિત કરવામાં આવે છે તેનો ૧૯૫૮ નો પહેલો અંક પ્રગટ થઈ ચૂક્યો છે. આકાશવાણી પરથી એવા કેટલાય ઉપયોગી અને સુંદર વાર્તાલાપો વહેતા મૂકાય છે કે બધા વાર્તાલાપો બધા સાંભળી ન શકે, અમુક વર્ગ પણ અમુક જ રસના વિષયથી અલિપ્ત પણ રહી જાય. પણ એ જ વાર્તાલાપો આમ પ્રસિદ્ધ થતાંની સાથે અનેક વાચકોને જરૂર આકર્ષી શકે. આકાશવાણી તરફથી શરૂ થયેલું આ પ્રશસ્ય કાર્ય જરૂર વધુ વ્યવસ્થિત બને અને શ્રોતાઓની સાથે સાથે વાચકોનું પણ આકર્ષણ બને તેવી આકાશવાણીના સંચાલકોએ કાળજી લેવી રહી અને 'પ્રસારિકા' ને નિયમિત પ્રકાશનમાં ફેરવવું રહ્યું.

### જ્ઞાનોદય માળા :

[ પ્રકાશક : વોરા એન્ડ કંપની, મુંબઈ–૨. સોળ પુસ્તિકાઓ, દરેકના રૂ ૦–૩૭]

શ્રી. સોમાભાઈ પટેલ, શ્રી. રમણલાલ સોની, શ્રી. ગુણવંતરાય આચાર્ય, શ્રી. મગનભાઈ નાયક વગેરેની કસાયેલી કલમે લખાયેલાં, અનુવાદિત, રૂપાંતરિત કે સંપાદિત લખાણોની ૨૮ થી ૪૦ પાનામાં છપાયેલી આ સોળેય પુસ્તિકાઓ સચિત્ર પણ છે. આ પુસ્તિકાઓ પ્રગટ કરવા પાછળ રખાયેલું ઓછું ભણેલાઓ માટેનું ધ્યેય જરૂર પાર પડે તે સમજાય પણ મોટાં બીબાં હોવાને કારણે બાળકોમાં પણ આનો પ્રચાર થઈ શક્યો હોત– જો તેની ભાષા, વસ્તુ વગેરેમાં જોઈતી સરળતા રાખવામાં આવી હોત તો. કેટલીક પુસ્તિકાઓ તો ઓછું ભણેલાઓ પ્રૌઢો માટે પણ સમજવી અઘરી પડે તેવી શૈલીવાળી, વાક્યરચનાઓવાળી અને વસ્તુવાળી સામગ્રીથી ભરપૂર છે એટલે માળાનું 'જ્ઞાનોદય' શિર્ષક કેટલુંક સાર્થક થાય તે પણ એક પ્રશ્ન જ છે. છતાં સામાન્ય રીતે આજે ગમે તેવા સાહિત્યનો જે ધોધમાર પ્રવાહ વહેવા લાગ્યો છે તેમાં આ માળાની સોળ પુસ્તિકાઓને પહેલી હરોળમાં તો નહિ પણ નોંધપાત્ર સ્થાને જરૂર મૂકી શકાય.





# દેવ તેવી પૂજા

રંભાબેન ગાંધી

મુદ્રક · દીપક પ્રિન્ટરી · અમદાવાદ

તમારા ઘરમાં હવે નવીન જાતની સીલબંદ બાટલી.....

# રામતીર્થ બ્રાહ્મી તેલ




મોટી બાટલી : રૂા. ૪-૦૦
નાની બાટલી : રૂા. ૨-૦૦
: ટપાલથી મંગવનારે :
મોટી બાટલી : રૂા. ૬-૫૦
નાની બાટલી : રૂા. ૪-૦૦
( પોસ્ટજ પેકીંગ સાથે )





શ્રી રામતીર્થ યોગાશ્રમ દાદર મુંબઈ

# ★ રામતીર્થ બ્રાહ્મી તેલ ★

## સ્પેશ્યલ નં૦ ૧ : (રજીસ્ટર્ડ) : આયુર્વેદીક દવા

* મગજના જ્ઞાનતંતુ તથા શરીરના ક્રિયાતંતુ બળવાન બનાવવામાં, માથાનો દુઃખાવો મટાડવામાં, આંખની દૃષ્ટિ તેમ જ યાદશક્તિ વધારવામાં, ગાઢ નિદ્રા લાવવામાં, ખરતા વાળ અટકાવવામાં, વાળ લાંબા, કાળા અને તેજસ્વી બનાવવામાં, શરીર પર માલીશ કરવાથી ચામડીના રોગો દૂર કરી શરીરને તાઝગી આપવામાં તથા શરીરને હૃષ્ટપુષ્ટ બનાવવામાં ફાયદાકારક અને ઉપયોગી છે.

**બધી ઋતુમાં બધાને ઉપયોગી : બધે મળે છે.**

ટપાલથી મંગાવનારાં : પૈસા મનીઓર્ડરથી મોકલો. વી. પી. પી કરતા નથી

COTY SRY-11

અંક : ૩ જૂન '૫૮
સળંગ અંક : ૩૩૯
સમાજમાં સંસ્કાર અને



'ઊર્મિ' : વર્ષ ૨૯
નવરચના' : વર્ષ ૨૩
સાહિત્ય પ્રેરતું સામયિક

—ક્રમ—



—સૂચના—

* લવાજમ વરસનું : સાડાસાત રૂપિયા. વિદેશમાં દશ રૂપિયા (શિ. ૧૫)
* દર માસની ૧લી તારીખે નિયમિત પ્રગટ થાય છે.
* વરસમાં એપ્રિલ, જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે.
* વી. પી. થી લવાજમ વસુલ કરવામાં જે વધારાનો ખર્ચ થાય છે એ ગ્રાહકે જ ભોગવવાનો હોય છે એટલે, લવાજમ પૂરું થયાની નોટિસ મળે ત્યારે ગ્રા. નં. અને પૂરા સરનામા સાથે કૃપા કરીને મનીઑર્ડરથી જ લવાજમ મોકલી આપવું.
* નમૂનાનો અંક મંગાવતી વખતે ૭૫ નવા પૈસાની ટિકિટો બીડવી જરૂરી છે. મફત અંક કોઈને મોકલાતો નથી.
* દરેક જાતના પત્રવ્યવહારમાં ગ્રા. નં: લખવો ખાસ જરૂરી છે.
* અસ્વીકૃત લખાણ પાછું મેળવવા જરૂરી ટિકિટો ચોંટાડેલું ને સરનામું કરેલું પરબીડિયું બીડવું જરૂરી છે. એ સિવાયનાં અસ્વીકૃત લખાણો પંદર દિવસ પછી રદ કરાય છે.
* જાહેરખબરના દર, લવાજમ મોકલવાનું, લખાણો મોકલવાનું અને બીજા દરેક જાતના પત્રવ્યવહારનું સરનામું :—

**ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિ.**
ફર્નાન્ડીઝ બ્રીજ : ગાંધીરોડ
**અમદાવાદ-૧.**

પ્રકાશક : ઈશ્વરલાલ મો. દવે, ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિ., ફર્નાન્ડીઝ બ્રીજ, ગાંધીરોડ, **અમદાવાદ.**
મુદ્રક : કાંતિલાલ ડાહ્યાભાઈ પટેલ, મંગલ મુદ્રણાલય, રતનપોળ, **અમદાવાદ.**

# ગ્રામ નવરચના

મહમદ ઈકબાલ

## નવું મંદિર

હે બ્રાહ્મણ ! તને હું સાચી વાત કહું તો દુ:ખ ન લગાડતો. તારા મંદિરની બધી મૂર્તિઓ હવે જૂની પુરાણી થઈ ગઈ છે. એ મૂર્તિઓ પાસેથી જેમ તું તારા પોતાના જ બાંધવો સાથે વેર રાખવાનું શીખ્યો છે તેમજ મૌલવીઓએ પણ ખુદા પાસેથી આ જ સાર મેળવ્યો છે. આમ બન્નેથી કંટાળી જઈને મેં તો મંદિર પણ છોડયું અને મસ્જિદ પણ છોડી. તું એમ માને છે કે આ પથ્થરની મૂર્તિઓમાં પ્રભુ બિરાજે છે. મારે મન તો સ્વદેશની ધૂળના કણેકણમાં ઈશ્વર છે. આવ, ફરીને એકવાર આપણે પરભાવનો પડદો ઊંચો કરીને જુદા પડેલા એક થઈએ ને જુદાઈની ભાવનાને હટાવી દઈએ. હૃદયનું નિવાસસ્થાન ઘણા લાંબા સમયથી ખાલી પડયું છે. આવ ! આપણે એ પવિત્ર ભૂમિ ઉપર નવું મંદિર ચણીએ.



તંત્રી: ઇશ્વરલાલ મો. દવે · · સંપાદક: જયન્ત પરમાર

'નિશાકર'

## પિતા કાલનો

પિતા પુત્ર બે
ગણગણતા 'તા ગીત કુમળાં ફરમાસુ:
પુત્ર ઊંઘમાં
મા મરવાથી એકલ પંડે
ઓશિકાને વહાલથી વળગી
કિલ્લા ચણતો ભવિષ્ય કેરા જીવનના મસ
આળોટયે જાતો,
ગૂંજયે જાતો;
પિતા ચડીને ચોથે માળે
પ્રેમતણે આવાસ ભગ્ન સૌ સમણાં થાતાં
ભૂતકાળનાં ભૂતતણે ભડકે બળતો;
એક છતાંય અનેક બનીને
ચિત્તતણા ચકાવે ખૂબ ફરી ફરીને ભજવ્યે
જાતો જનાન્તિકે

એક જ અંક પડદો જેનો પડી ચૂકયો તે.
વધી વાસના ફરી માણવા
પિતા મૃત્યુથી ભવ આટોપી
બની પુત્ર ને ગણગણવાનો, ભજવવાનો
બીજાય અંકો

કયાંક ફેરવી ભાષા ભાવ પ્રવાહપતિત;
પુત્ર પ્રેમને દાદરે ચડશે,
પટકાતાં પાછો ચડશે,
પિતા થશે ને નાટક રચશે ચડિયાતું,
પૂર્ણ ન ભજવાયે આ ભવ તો ફરી જન્મશે.
પિતાપુત્રના વેશ વિશ્વની બુનિયાદી માયા.
પુત્ર આજનો, પિતા કાલનો;
કાલ તણાય પિતા કાલનો.



પ્રવાત

## જીવન્ત યાદ

પથે પુનિત પાદના પ્રવર એ પડઘા પડે,
હજી તુજ અહીં અનેક પગલાં પડતાં નવાં.
બધી નૂતનતા ભરી પ્રખર યાદમાં બાળતાં,
મને–તુજ સુપ્રેમના પથિકને અનેકશઃ.

ભરી જીવનનું બધું અમૂલ એ પથભાથું મેં,
ઘણાક યુગ સુધી સાચવી પણ રહેતો હતો.
અહીં જગતની બધી જીવનજોડ-સોહાવવા,
થતી પ્રખર ઈચ્છના અમ આશયે સાંભરે.

ભલે સ્મરણ-ભોમકા અવિચલા થઈ ખેડવા
બનું નહિ ઉતાવળો, સુજ નહીં ત્યજું ઝંખના,
હજી પથ પ્રદેશમાં તુજ અબુધ ને બુદ્ધ આ,
સુમૂર્તિ રસથી ભરી સતત કાળજી રાખવા

બની ગુલછડી સમી સકળ પંથમાં વેરતી,
મહા જીવનનાં બધાં અમોલ એક એક્કેકથી,
અને પ્રબળતાભર્યું પ્રખર એ સઘળું મળે
કરે જીવન તુષ્ટ એ સકળ તુજ વિષે રહી,
જીવંત બનતી સદા વધુ કરું જવ યાદ એ.



જેઠાલાલ ત્રિવેદી

## હલકી વાત

ન વાત હૈયે હલકી કદાપિ
ધરે વડાઓ, મથવા છતાંયે
ફરી ફરી તૂંબડું દાબતાંયે
ડૂબી શકે ના 'દધિનીર માંહે



'પતીલ'

## છેલડો સોહે

ટોળે ટોળે છેલડો એક સોહે,
છોગાધારી વદન ઉપરે બિંબનાં બિંબ મોહે;
ખુલ્લે ચોકે ગુપ્ત વ્યાપાર ચાલે,
જાઉં જો બાગમાં તો,
કુસુમ કુસુમની દૃષ્ટિમાં ખાર સાલે.
શાને માટે દૂર પ્યારાં ખસો છો ?
ઝૂરે છે જે અતિ તમ વિષે તેહ હૈયે વસો તો ?
જાણી હત્યા છે નહીં આ નિષાદે;
લાવ્યો છું સાથ કાંઈ સભર,
સજીવને સૌમ્ય આખેર નાદે
સહિત પ્રણુત આત્મા કો કરે માગણી જો,
નિજ હક તણી રક્ષા મંત્ર હો જિંદગીનો !

★

પ્રા. હસિત બૂચ

## હવે

હું હતો, હવે એ નથી રહ્યો.
અણદીઠોય કળાય રવૈયો,
ભીતર મુજને મથી રહ્યો; હું૦
ભર મારગ પણ જતાં મારું અંતર એકલ ગૂંજતું 'તું,
સભર જગત વચ્ચે મન મારું સુખદુઃખ નિજનાં ગૂંથતું 'તું,
પણ ધન્ય અહો હું આજ, અવરનો અણસારોયે લહી રહ્યો; હું૦
છબછબિયાં હું ચન્દ્રકિરણમાં કરતો 'તો : જગ સહી રહ્યું !
ભમતો 'તો કેવલ ફૂલ ફૂલમાં; એય જગત અહ સહી રહ્યું !
પણ આજ હવે અંધાર અને કાંટો પણ મુજને ગમી ગયો; હું૦
કર મારા બે નાના, પણ હું અણઅણ કર સાથે મિલવું,
કંઠ ભલે નાનો આ, પણ હું અસંખ્ય કંઠ ઢળી ખિલવું,
મુજ અંતરરસ મુજ રહે, સકલને તો ય સહારે વહી રહ્યો; હું૦

★

પ્રા. ગોવિન્દભાઈ પટેલ

## જેઠ રે !

જેઠ રે !
આરતની નવવધૂ તો ઝંખે સાંવરિયાની ભેટ રે.
જેઠ રે !

તારા દિનનાં તાંડવ વ્હાલાં
તારી રાતનાં લાસ્યો,
આંબાવાડિયાં સાખે વ્હાલાં
ગુલમહોરનાં હાસ્યો;
પ્રેમસરિતા વ્હેતી વાધે લ્હેરું તેણે નેટ રે,
જેઠ રે !

ઊંચે ઊંચે દૃષ્ટિ મારી
તાગે મેઘલ મેળો,
તેથીયે આશા મુજ ઊંચી
અતીતનો લે કેડો:
પ્રકાશનેયે આંખો દેતો મારો સ્વપ્નત્રિભેટ રે,
જેઠ રે !

રતરત કેરું વિરહી મારું
અંતર તાપ વધાવે,
ધન્ય ગણાયો આશ્રમ તેને
સુહવવો રસલ્હાવે;
ભરતગોત્રની માતા પેઠે સેવું તપતું ક્ષેત્ર રે,
જેઠ રે !

★

વિજયશંકર કામદાર

## શાને લજાવું ?

સમ્રાટના છાકમછોળ વૈભવો
નિહાળીને કેમ હતાશ થાવું ?
નક્ષત્ર ને તારક લાખ કોટિ
લજાય શું ચંદ્રની ચંદ્રિકાથી ?

★



ચાર કાવ્યો : ૯

# સમયના શીશમાં

'રાજહંસ'

**નેહરુની અનિવૃત્તિના પ્રત્યાઘાત**

નેહરુએ રાજકાજમાંથી કામચલાઉ નિવૃત્તિની વાત બહાર પાડી અને એવી જ ઝડપથી પાછી સંકેલી લીધી એથી કોણ નવાઈ પામશે? નિવૃત્તિ એમના સ્વભાવમાં નથી. એ એક તંત્રની પકડમાં આવી ગયેલા છે ને એમાંથી છૂટા થઈ શકે એમ નથી. દિવસે દિવસે એ વધારે અનિવાર્ય થતા રહેવાના અને દેશના મટી તંત્રના થઈ રહેવાના. તંત્ર અને પક્ષ એમના પગ ભાંગી નાખશે પછી જ છૂટા કરશે.

અને નેહરુથી બીજું શું થઈ શકે! એમને માણસ પારખતાં કે તંત્ર ગોઠવતાં કયારેય ફાવ્યું નથી. એટલે સરકારે કુનેહથી કહો કે ખટપટથી કહો જે માળખું બનાવી રાખ્યું છે એના ઉપર કાટ લાગેલો હોવા છતાં નેહરુને રંગરોગાન કરતા રહેવું પડશે. આ પણ એમના સ્વભાવ વિરુદ્ધનું કામ છે, એમના નિખાલસ દિલને મૂઝવે એવું કામ છે પણ જીવશે ત્યાં સુધી પક્ષની વફાદારીમાંથી એ હટી શકે એમ નથી. કારણ કે બીજા પક્ષની કલ્પના એમને અકારી થઈ પડે એમ છે.

નેહરુ બહાર આવી સામાન્ય નાગરિક તરીકે વરસ દહાડો પણ રહ્યા હોત તો આ દેશમાં ચમક આવી જાત. લોકોને ઉત્સાહ આવત, એ પછી રાજકરણી પુરુષોમાં શ્રદ્ધા બેસત, કોંગ્રેસના સિદ્ધાંતો તરફ પ્રીતિ થાત, જુવાનોને એમાં ભળવાનું આકર્ષણ રહેત. જો નેહરુને ઇચ્છા થઈ ને ના નીકળી શકયા તે બીજા શું નીકળે? ને એમને ઇચ્છા તો શેની થવાની? એમણે મરતાં સુધી 'સેવા' કરવાનાં વ્રત લીધાં છે ને! સામાન્ય નાગરિકો મટીને એ બધા તો કયારના વિશેષ અધિકાર પ્રાપ્ત કરેલા એવા નવા વર્ગ ધંધાદારી રીતે ડૂબેલા છે. એવા સહુ નેહરુની નિવૃત્તિના રકાસથી હરખાય છે, ને દેશે કપાળ કૂટયું છે.

કોઈએ કહ્યું નેહરુએ એમના અનુગામીને તૈયાર કર્યો પછી જ નિવૃત્તિનો વિચાર કરવો જોઈએ. એ કદી બનવાનું હોત તો નેહરુ સશક્ત હોય, ચાંપતી નજર રાખી શકે એવી સ્થિતિમાં હોય, ત્યારે જ બની શકત.

કયારેય એ અખતરો જ છે ને! તો એમની નજર તળે એવો અખતરો કરવામાં ખતરો ઓછો હોત, પણ ઊગેલી તક એળે ગઈ, શું થાય!

કામચલાઉ નિવૃત્તિ લીધી હોત તો તે પછીયે નેહરુને પંત પ્રધાન જ થવાની જરૂર ના રહેત, દેશના પ્રમુખને હોદ્દે એ આવી શકત. એ હોદ્દા સાથે સંકળાયેલી ઉપચારવિધિઓ ઓછી કરી એ સ્થાનેથી દેશના સઘળા પ્રવાહ ઉપર નજર નાખતા રહેવાનું એમને સુગમ બનત. ત્યાં રહી એ મુખ્ય પ્રધાનોને પાંખમાં રાખી શકત, શિથિલતા ટાળી શકત, બગાડ અટકાવી શકત, નવા શિરસ્તાઓ વિચારી શકત અને દેશને ગૌરવભરી રીતે પરદેશમાં ઓળખાવી શકત.

થયું. હવે નેહરુ પાસેથી જનતાએ વધારે આશા રાખવાની રહી નહિ. એમનું વ્યક્તિત્વ છે એથી હવે વધારે ઊંચે જાય એવી શકયતા પણ રહી નહિ. એમણે હાથે કરીને પોતાનો વિકાસ રોકયો છે ને દેશની સામે સ્વચ્છ શિરસ્તો પડતાં અટકાવ્યો છે.

**ખુરશીની માયા લાગી રે—**

ગુજરાતમાં આવી મોરારજીએ કોંગ્રેસને 'સંસારી પુરુષ'

તરીકે ઓળખાવી એના નવા સ્વરૂપને જાહેર કર્યું છે. એ પરિસ્થિતિના એકરાર તરીકે ભલે બરોબર હોય, પણ એના ધ્યેય અને કાર્ય પદ્ધતિના ગરવા ભૂતકાળ સાથે સુસંગત નથી ને ભવિષ્ય માટે નિરાશાજનક છે. આદર્શો મોળા કરવા એ ઊતરતા ઢાળની સરળ દોડ છે. ને આવું કામ ગુજરાતમાંથી જ થયું !

'સંસારી પુરુષ'ના ગુણધર્મ ઊંચા હોઈ શકે ખરા પણ કેટલાના? એ ઊંચા ક્યારે રહી શકે કે કોઈ સંન્યાસ વૃત્તિવાળાની એને સોબત ને દોરવણી હોય. તે સિવાય તો 'સંસારી પુરુષ'ને દિવસે દિવસે માયા વળગતી જવાની. આ ક્રિયાનો માર્ગ મોરારજીએ ખુલ્લો કરી આપ્યો તે ખેદજનક છે.

ગાંધીજીએ ઘણા પ્રયત્નથી દેશના રાજકારણને વિશુદ્ધ કર્યું ને એમાં ધર્મનાં ઊંચાં તત્ત્વો સામેલ કર્યાં. એ તત્ત્વોને દૃઢ કરવાનું ના બને તો ખસી જવું બહેતર હતું. સંસ્થાને તેમના સ્થાનેથી ગબડવા દેવી એ જેટલું કરુણ છે એવું એના પ્રાકૃત સ્વરૂપમાં ગૌરવ લેવું પણ કરુણ છે.

આમ પલ્ટો ખાવા કરતાં સંસ્થા સમેટી લેવી એ પ્રમાણિક ગણાય. આઝાદ થયે હજુ દશ જ વર્ષ વીત્યાં છે, મોડું નથી થયું. નવા રાજદ્વારી પક્ષનું નિર્માણ કરી જૂના તંત્રને ઇશ્વરના આશરે છોડી દેવામાં હાનિ નહોતી. સરખામણીમાં વિનિપાત તો ના દેખાત !

ઠીક છે, ઘર છોડીને બહાર રખડવાનો ધર્મ તો સંન્યાસીઓનો છે ને ! એવી વૃત્તિના હજુ જે કોઈ કોંગ્રેસમાં હોય તેમને નીકળી જવા આથી કડક સૂચન બીજું કેવું જોઈએ?

### સામાજિક પ્રવૃત્તિઓના હાલહવાલ

જેમ દેશના વેપાર ઉદ્યોગની કેટલીક બાબતો રાજ્યના હાથમાં ચાલી ગઈ છે તેમ કેટલીક સામાજિક બાબતો પણ જતી રહી છે. દારૂબંધી, અક્ષરજ્ઞાન, પછાત-જાતિઓ, અસ્પૃશ્યતા, અને એવી બીજી કેટલીક બાબતો ઉપર જનતાએ કાંઈ કરવાનું રહેતું નથી એવી છાપ પડી છે. એ કામ જાણે સમાજનાં મટી સરકારી બન્યાં છે.

અને એટલું ઓછું હોય એમ સમાજ પાસે બીજાં કામ હતાં તે પણ હવે ભૂલાતાં જાય છે. એ કામ હવે નાનાં દેખાય છે, મોટા માણસોને એમાં સમય આપતાં કંપે છે. ન્યાતોમાં પહેલાં જમણવારો ઓછા કરાવવાની પ્રવૃત્તિ હતી તે હવે ભૂલાઈ ગઈ છે. લગ્નમાં લેવડ દેવડની રીત સામે જે પ્રચાર થતો તે હવે ઊલટી દિશામાં થવા લાગ્યો છે. વિધિઓની કડાકૂટ પણ જોર પકડતી થઈ છે. કૂળ અને ધનની પ્રતિષ્ઠા સામે હવે પડકાર થતા નથી. મોટાઈનાં પ્રદર્શનો દ્વારા સમાજમાં જડતા પેસે છે એ આપણને કેમ નથી સમજાતું?

સમાજ જેની ઉપર ધ્યાન દે એવી બીજી બાબતો પણ છે. ગરીબ વિધવાઓ અને ત્યજાએલી સ્ત્રીઓ તરફ સહાનુભૂતિ અને સહાયનો વિચાર સમાજ નહિ કરે તો કોણ કરશે? અનાથ બાળકો, અપંગો, અશક્તો એ પણ સમાજનાં અંગો જ છે ને? પરન્તુ જે સામાજિક કામોમાં નામ થવાનાં ના હોય ત્યાં ધ્યાન દેવાનું હવે કોઈને શેનું ગમે!

વ્યક્તિઓને ભૂલીને સમૂહની રીતે સામાજિક કાર્યો ચલાવવાની પ્રથા સોહામણી ભલે થઈ રહે, એ રીતે એ મૂળ નહિ પકડી શકે. આગેવાનોના ધમાલિયા જીવનને ગુરુપદે રાખવાથી સામાજિક પ્રવૃત્તિ જોર કરે તોયે એ વહેલી અટકી જવા માટે. જેમાં કાંઈ તનમન ઘસાવાનાં નથી એને સામાજિક પ્રવૃત્તિ કહી જ કેમ શકાય!

ગુજરાતની સામાજિક પ્રવૃત્તિઓ સરકારી છત્ર તળે જઈ અમલદારોનો આશ્રય કે કાયદાનો આધાર ભલે મેળવે. એ રીતે લોકમાનસ ઘડાતું નથી પરંતુ, પાછું પડે છે. એ રીતે કાર્યકર્તાઓના દિલનો ઉત્સાહ ટકતો નથી, એની અગન શાંત પડી જાય છે. અને ખોટાં મૂલ્યોની પ્રતિષ્ઠા સામે પડકાર કરવાની લોકશક્તિ ઝાંખી પડે છે.



## મંદિરો ને પ્રવૃત્તિ

સાધુ ફરતા રહે, પણ મંદિરો કાંઈ ફરતાં ના ફરે. અને જે એક જગ્યાએ મુકામ નાખી રહે તેમને પ્રવૃત્તિ જોઈએ. મંદિરોને કઈ પ્રવૃત્તિ આપી શકીએ ?

આપણે ત્યાં આટ આટલાં મંદિરો છે. એમાં સાધુઓ આવે છે જાય છે. એ સાધુઓ આપ મેળે ગુરુ કરીને ભણે એવા તો થોડા. અને એ થોડા પણ તકને અભાવે ફર્યા કરે એ કેવું ? પછી તો જીવનમાં કૈં નવું મેળવવાની ઇચ્છા પણ શમી જાય. નિસ્પૃહી જીવન નિરુપદ્રવી ને નિષ્કલંક બને ખરું પણ એમ નહિવત્ થઈ જાય. અને સાધુઓ જેવી મહામૂલી મૂડી એમ પડી રહે તેય વાજબી નથી.

મંદિરો એ આધ્યાત્મ વિદ્યાની પ્રયોગશાળા જેવાં હોય. ત્યાં જે સાધુઓ રહે તે એવા પ્રયોગો કરતા રહે. જેમને એવું નથી કરવું તે ભલે ફરે. મંદિરો એક પ્રકારની સંસ્થા ગણાય. એમાં ભગવત ભકિત તો હોય જ, પણ એની વ્યવસ્થામાં ગૃહસ્થીઓને કાજે માર્ગદર્શન હોય એવો સાધુસમાજ કાજે પ્રબંધ થાય એ ઇચ્છવા જેવું છે.

આપણા સાધુઓને પ્રવૃત્ત કરવા વિવેકાનંદે પ્રયાસ કરેલા એ પ્રયાસોને વિકસાવવા રહ્યા. એનું સારું માધ્યમ મંદિરો થઈ શકે. કેળવાયલા સાધુઓ સમાજને કેટલા ઉપયોગી થઈ શકે એ વિષે સંશય હોઈ જ ના શકે. એટલે મંદિરોને પ્રવૃત્તિ આપવી હોય તો ત્યાં રહેતા આવતા જતા સાધુઓને શિક્ષણ અને તાલીમ આપવાનું કામ પહેલું હાથ ઉપર લેવું જોઈએ.

## કોલેજોનાં છાત્રાલયો

છાત્રાલયો એ શિક્ષણનો વિભાગ છે એ જાણે વીસરાતું જાય છે. ત્યાંનાં રસોડાંની હાલત વડે છાત્રાલયો હોટેલ–વીશીની કક્ષામાં આવી ગયાં છે. કંત્રાટ પદ્ધતિએ રસોડાં ચાલે તેથી વિદ્યાર્થીઓમાં બગાડ કરવાની અને બિનજવાબદારી રીતે વર્તવાની કુટેવો પડે છે. જ્યારે કંત્રાટીઓ ભાણુંને શોભાવવામાં પાવરધા બની બજારુ રીતે એને ના ખાવાં જેવાં બનાવી મૂકે છે.

આ રસોડાંમાં મોટે ભાગે મધ્યમ વર્ગના વિદ્યાર્થીઓ જમે છે, કેટલાક ગરીબ પણ હશે. પરંતુ, એ સહુ શ્રીમંતના ઠાઠથી જમવા માગે એ કેવું વિચિત્ર છે! આગળનું ભણતર ખરચાળ કરી મૂકવામાં આ રસોડાં મુખ્ય કારણ છે. એ રસોડામાં શરીરના બાંધા બંધાતા નથી અને મગજ તિસ્મારખાં જેવાં થઈ જાય છે. છાત્રાલયોની રજાઓમાં વિદ્યાર્થીઓ વતનમાં પાછા ફરે ત્યારે ત્યાં કંટાળી જાય છે કારણ કે એમને કૉલેજનાં છાત્રાલયો જેવાં અમનચમન ઘેર દેખાતાં નથી.

છાત્રાલયોમાં સસ્તો અને પૌષ્ટિક ખોરાક મળે એ જોવાની કૉલેજોની ફરજ છે. આહારની વાનીઓ ઓછી કરી, એ રાંધવાની વૈજ્ઞાનિક પદ્ધતિઓ દાખલ કરી, પોષણનાં મૂલ્યો વિષે આગ્રહ રાખી,, અને છતાં ઓછા ખરચે છાત્રાલયોનું સંચાલન કેમ ના ચાલી શકે ? ત્યાંના વસવાટ દરમ્યાન જમવાની પદ્ધતિ શીખતા હોય તોયે ક્યાં ! વેરવાનું, છાંડવાનું, વિના કારણ આગ્રહ કરવાનું, ઘોંઘાટ મચાવવનું કૉલેજના વિદ્યાર્થીઓને કેમ રુચતું હશે? ત્યાં વધારે ખોરાક જમવાની હરીફાઈઓ ચાલે અને એથી બધા ચકિત બને એ કેવું !

છાત્રાલયના વસવાટ દરમ્યાન વિદ્યાર્થીને રસોડાના સંચાલનનો થોડો અનુભવ મળવો જોઈએ. એ રીતે જાતમહેનત અને પોતાના ત્યાગ વડે એણે કોઇક સારી પ્રણાલીઓ પાડવી જોઈએ. પોતાની સંસ્થા માટેનો પ્રેમ અને એની પ્રતિષ્ઠા માટેની લાગણી થવી જોઈએ. અગર આવું બધું ભૂલાઈ જાય છે તો એના મૂળમાં કંત્રાટી રસોડાનો સ્વચ્છંદ છે.

વિદ્યાનગરે આવાં કંત્રાટી ઢબે ચાલતાં રસોડાં તરફ ધ્યાનથી જોયું છે અને નવા સત્રથી એ પદ્ધતિ બદલી સહિયારી ઢબે રસોડાં ચાલે એવું નક્કી કર્યું છે. વધારે રજાઓ ઉપર કાપ મૂકી કામના દિવસો વધારવાનું વિદ્યાનગરે ઠરાવ્યું છે. અને હવે રસોડાંની પદ્ધતિ બદલી વળી નવો શિરસ્તો દાખલ કરે છે, એ બદલ એ ધન્યવાદને પાત્ર ઠરે છે. આશા રાખીએ કે બીજી





કોલેજો છાત્રાલયો અને રસોડાંને પોતાના કાર્યક્ષેત્રમાં સ્થાન આપશે. અને વિદ્યાર્થીઓ સ્નાતક બની બહાર પડે ત્યારે જીવનમાં શોભે એવા શિરસ્તાઓથી ટેવાયલા બનાવશે.

### રસ્તા ઉપરનાં ઝાડો

નવા નવા રસ્તાઓ બંધાતા જાય છે અને એની બંને ધારે ઝાડો રોપાય છે. સામાન્ય રીતે ઘટાદાર વૃક્ષો એની છાયા માટે પસંદ કરવામાં આવે છે. જેની ડાળીઓ ઊંચેથી લાંબે ફેલાય, જેનું આયુષ્ય લાંબુ હોય, જેની છાયા ઘન હોય, જેની શોભા સારી હોય એ વૃક્ષો પસંદ થાય.

ઉપયોગિતાના આ જમાનામાં આપણે એટલેથી સંતોષ નહિ પામીએ. રસ્તા ઉપરનાં ઝાડોમાંથીયે આપણે એના ફળનો વિચાર કરીશું. એ ફળ કોણ ભેગાં કરશે ને કોણ ખાશે એની ફીકર છોડી દેવી પડશે. અનાજની અછત હજુ કેટલાંયે વર્ષો નભવાની છે એનો ખ્યાલ રાખીને જ્યાં જે ખાવાનું પેદા કર્યું તે ખરું અને રસ્તા ઉપરનાં ઝાડો પાસેથી પણ આપણે ફળ વસુલ કરીશું તો એથી કોઈને નારાજ થવાનું કારણ નથી. હમણાં જે ઝાડોએ ડેરાતંબુ જમાવી પાડ્યા છે, એમની બાજુમાં ફળાઉ ઝાડોની પ્રતિષ્ઠા કરી જૂના વડીલ ઝાડોને હવે રૂખસદ આપવામાં આવે એ બરોબર છે.

આ ફળોને ભેગાં કરી વેચનારા નીકળશે. એમાંથી ઝઘડા થશે. મફતનું ઉપાડી લેવાની ટેવ વધશે. એકલાં ફળ નહિ, બીજી ચીજોયે ઉપાડી લેવાની ટેવ પડશે —આવી ચેતવણીઓ અસ્થાને નથી અને છતાં ફળાઉ ઝાડોનો આગ્રહ રાખવા જેવો છે. કારણ કે એ રીતેય ગરીબોને ફળ મળતાં થશે, મોંઘા અનાજની તંગીમાં રાહત મેળવશે. અને વાટે ઘાટે કેરીની ગોટલી કે સીતાફળના ઠળીઆ વાવવાનું મન જનતાને થતું રહેશે. 'હું નહિ પણ કોઈક તો ખાશે.' એ ભાવનાનું મૂલ્ય ઓછું કેમ અંકાય !

### એકનિષ્ઠ કર્વે

જાહેર પ્રવૃત્તિમાં ઝૂકાવનારાઓ આજકાલ ઘણા ક્ષેત્રોમાં ઘૂમી વળે છે, ઘણા વિષયો ઉપર દોરવણી આપવા મથે છે. અને પરિણામે બાવાનાં બેય બગાડે છે. એમની સામે મહારાષ્ટ્રના કેશવ ધોંડો કર્વેએ એકનિષ્ઠાનો સારો દાખલો બેસાડ્યો છે. એમણે સ્ત્રીઓને કેળવણી આપવા, વિધવાઓને રાહત અને તાલીમ આપવા સ્ત્રીઓની અલાયદી વિદ્યાપીઠ સ્થાપવા જે કાંઈ કર્યું છે તે સતત એકધારું કામ છે, નિરાડંબરી છે, કરકસરથી કરેલું છે.

એવું કામ કરતાં કરતાં માણસનું મન કેવું પ્રફુલ્લિત રહ્યું હશે કે એને સો વર્ષ કરતાંયે વધારે આયુષ્ય મળ્યું ! ત્યારે તો એ ગાંધીયુગના આંદોલનવાળા ઝંઝાવાતમાંયે ટકી શક્યા ને બ્રહ્મર્ષિનું લોક-બિરુદ પામ્યા.

કામ ઉપાડ્યા પછી પલાંઠી વાળી બેસી જનારા અને ત્યાં દટાઈ જનારા બ્રહ્મનિષ્ઠ કાર્યકરો ગુજરાતમાંયે ક્યાં નથી ? પણ શું એમનામાં વ્યવસ્થાશક્તિની ઝાંખપ છે કે પછી મહત્વાકાંક્ષાની ઉણપ છે—પણ એમણે ઉછેરેલાં ઝાડ ફાલી ફૂલીને ધેરગંભીર થતાં દેખાતાં નથી, કોંગ્રેસી મર્યાદાઓ એમને આવરી લે છે એ કેવી કરુણતા કહેવાય !

### ગુજરાતનો ઘડવૈયો : ભાઈલાલ પટેલ

વલ્લભવિદ્યાનગરના વિશ્વકર્મા તરીકે વિખ્યાત થયેલા ભાઈલાલ પટેલની ૭૦ વર્ષની જયંતિ મુંબાઈમાં ઉજવાઈ ત્યારે વિદ્યાપીઠ સ્થાપવાની સિદ્ધિનો ઉલ્લેખ થયો : કેમ જાણે એ જ ઘટના એમની યશકલગી હોય !

ગુજરાતનો આત્મવિશ્વાસ જ્યારે ડગમગી ગયો છે અને જ્યારે એની નજર સરકારના ચરણોમાં ગૂંચવાઈ રહી છે ત્યારે એકલે હાથે સ્વપ્નાંઓને સાચવીને ખીલવીને સિદ્ધિને પંથે વાળનાર એ ભડ પુરુષને ગુજરાતે ઓળખ્યો છે તેથી એ વધારે શક્તિશાળી છે. વાણિજ્ય, સ્થાપત્ય, ઉદ્યોગો, બાંધકામ, નહેરો, ખેતી, સ્વાવલંબન, એવાં કેંક ક્ષેત્રોમાં એની વેધક નજર કામ કરી રહી છે. ગુજરાતની ખનીજ સંપત્તિ, એના રસ્તા રેલ્વે ને બંદરો, એના પાક, એના લોકોની



જવાહરલાલ નેહરુ

# રાષ્ટ્રવાદનો અંચળો

ગયે મહિને મળેલી કોંગ્રેસની મહાસમિતિમાં આપણા વડા પ્રધાને કાર્યકરો અને હોદ્દેદારોને ચીમકી આપતું એક મહત્ત્વનું પ્રવચન કરેલું. તે પ્રવચનનો ટૂંકાવેલો અનુવાદ અહીં મૂક્યો છે જે દરેકને માટે એટલો જ મનનીય, વિચારણીય અને વાચનીય છે……

કોમવાદ, ધાર્મિક અસહિષ્ણુતા, અને ભાષાકીય ઝનૂનના પ્રશ્નો પર કોંગ્રેસીઓએ ચોક્કસ અને મક્કમ વલણ અખત્યાર કરવું જોઈએ. લઘુમતીના કોમવાદ કરતાં બહુમતીનો કોમવાદ ઘણો જ ખતરનાક છે. કારણ કે બહુમતીનો કોમવાદ 'રાષ્ટ્રવાદનો અંચળો' ઓઢે છે. લઘુમતી કોમોને ન્યાય મળે છે કે નહિ તેનો નિર્ણય બહુમતીએ નહિ પણ લઘુમતીએ કરવાનો છે.

ભાષા અને તેમાંય ખાસ કરીને ઉર્દૂ અંગે તથા સરકારી નોકરીઓ અંગે લઘુમતી કોમની આશા અને આકાંક્ષાઓને સંપૂર્ણ ન્યાય આપવામાં નહિ આવે તો કોંગ્રેસ સંપૂર્ણ રીતે સાફ થઈ જશે અને બીજા લોકોના લાભમાં તે વસવસો કરતી રહી જશે.

બહુમતીનો કોમવાદ એ લઘુમતીના કોમવાદ કરતાં અનેકગણો વધુ ખતરનાક છે. સામાજિક સંયોજન અને એકીકરણ દ્વારા જ દેશ પ્રગતિ કરી શકે. નાનામાં નાની ઉશ્કેરણી થતાં આપણામાં જ્ઞાતિ અને કોમની આ નિર્બળતા જે રીતે ફાટી નીકળે છે તે આપણે જો ભૂલી જઈશું નહિ અને બીજી કોમો પ્રત્યે સહિષ્ણુ બની શકીશું નહિ તો સ્વરાજ્ય જહન્નમમાં જાય!

જો લઘુમતી કોમોને એમ લાગે કે એક યા બીજા કારણસર સરકારી નોકરીઆતનાં દ્વાર તેમના માટે બંધ કરાયાં છે તો એ એમના માટે 'રોટી'નો સવાલ બની જશે. આ ચોક્કસ પ્રશ્ન હંમેશ પ્રજાના હૃદયમાં આઘાત પહોંચાડે છે. અને માનસિક પ્રત્યાઘાતો પેદા થાય છે જે જતે દિવસે સમાજવાદના સમગ્ર બંધારણ પર અસર કરે છે.

સ્વતંત્રતા માટે પ્રજાને જાગૃત કરવા ગાંધીજીના બે સિદ્ધાંતોમાંનો એક સિદ્ધાંત છે જુદા જુદા ધર્મ ને લોકોમાં આત્મિક ઐક્ય સ્થાપવાનો અને બીજો સિદ્ધાંત આર્થિક અસમાનતાઓ નાબૂદ કરવા સામાજિક સુસંયોજનનો છે. ગાંધીજીએ પોતાના આ મહાન વ્યુહથી ભારતમાં ચમત્કાર કર્યો હતો.

---

ખાસીયતો—એવી કેટલીક અભ્યાસે મેળવેલી માહિતીનો ગુજરાતને લાભ મળે એ માટે એમની ઝંખના ને પ્રયત્નો ચાલુ છે.

સિત્તેર વર્ષે એમને હાથે નવી પ્રવૃત્તિઓની જાણે શરૂઆત થવાની હોય એમ એમનામાં નવો ઉત્સાહ ને કાર્યશક્તિ આવતાં રહે છે. એક વિદ્યાનગરે આ વ્યક્તિ કેમ સંતોષ પામે! આવતી કાલના ગુજરાતના ઘડતરની યોજનાઓ એની મૂઠીમાં છે ને વિધિનો દાવ એના હાથે ખેલાવાનો છે.

**વિવેચન**

'પલ્લવી પરણી ગઈ.' સારું થયું. બીજું એનાથી શું બને?





કોમવાદ, જ્ઞાતિવાદ અને ધાર્મિક અસહિષ્ણુતા મુસ્લિમ લીગની પ્રવૃત્તિમાં ફૂટી નીકળ્યા હતા અને આ અનિષ્ટ પરિબળોએ આર. એસ. એસ, જનસંઘ, તથા હિંદુ મહાસભા જેવી સંસ્થાઓને જન્મ આપ્યો છે. લઘુમતીનો કોમવાદ થોડોક વખત પછી દૂર થાય છે. પણ બહુમતીનો કોમવાદ એ ભારે ખતરનાક ચીજ છે કારણ કે તે રાષ્ટ્રવાદનો અંચળો ઓઢે છે.

કોમવાદ ઉશ્કેરાય છે ત્યારે શિષ્ટ ગણાતાં માણસો પણ જંગલીઓની જેમ વર્તે છે. કોમવાદ અને જ્ઞાતિવાદ ભારતની પ્રજાના માનસમાં જડ ઘાલી બેઠા છે. આનો પડછાયો અહીં ખ્રિસ્તી ધર્મ પર પણ પડે છે. ખ્રિસ્તીઓમાં પણ અસ્પૃશ્યતા પ્રવર્તે છે. આથી કોમવાદ કેટલો ખતરનાક છે એ તમારે સમજવું જોઈએ.

ભારતની પ્રજા જો એમ માનતી હોય કે તેમના આપસ આપસના ઝઘડાઓ મટી ગયા છે અને પાકિસ્તાનની રચના સાથે કોમી ઝનૂન અને મુસ્લિમ લીગ નાબુદ થયાં છે તો તે એક મોટી ભૂલ છે. જ્ઞાતિવાદ અને કોમ વાદના આ વિચારો હજુ આપણામાં ઘર કરી બેઠા છે.

આપણને અલગ પાડે અને નિર્બળ બનાવે તેવાં તમામ પરિબળો સામે આપણે સાવચેત રહેવું જોઈએ. સતત જાગૃતિ એ સ્વતંત્રતા માટે ચૂકવવી પડતી કિંમત છે.

ભાષાના પ્રશ્નોની ઘણી બાજુઓ છે. લઘુમતી કોમનાં હૃદય જીતી લેવાની જવાબદારી બહુમતીની છે. આનો અર્થ એવો નથી કે, લઘુમતીનાં અનિષ્ટ કાર્યોનો બહુમતીએ સ્વીકાર કરવો. પરંતુ લઘુમતીને ન્યાય મળ્યો છે કે નહિ તેનો જવાબ બહુમતી નહિ પરંતુ લઘુમતી પાસેથી મળવો જોઈએ. ભાષાના પ્રશ્ન પર ઊર્મિ જગાડવામાં આવે છે. એમ કહેવામાં આવે છે કે ઉર્દૂ એ તો મુસ્લિમોની ભાષા છે. મને ખબર નથી કે આની પાછળ કયું ભેજું અને બુદ્ધિ કામ કરે છે. શું ઉર્દૂ ઈસ્લામની સાથે જન્મી છે? ઉર્દૂ એ તો ભારતની ભાષા છે. ભારતની એક ભાષા તરીકે ઉર્દૂનો બંધારણમાં સ્વીકાર કરવામાં આવ્યો છે. ઉર્દૂ ભાષા બોલનારી પ્રજાની સંખ્યા પણ ઘણી મોટી છે. હિંદી અને બંગાળી પછી ઉર્દૂ ભાષામાં સૌથી વધારે સાપ્તાહિકો અને દૈનિકો નીકળે છે અને છતાંયે કાશ્મીર અને આન્ધ્ર સિવાય બીજા કોઈ સ્થળે ઉર્દૂનો સ્વીકાર કરવામાં આવ્યો નથી. દિલ્હી, લખનૌ અલ્હાબાદ, ઉત્તર પ્રદેશ, તથા પંજાબ અને બિહારના કેટલાક ભાગોમાં ઉર્દૂ ભાષા બોલાય છે. કૉંગ્રેસ કારોબારી અને મહાસમિતિએ ઠરાવ કર્યો હોવા છતાંયે ઉર્દૂનો સ્વીકાર કરવામાં મુશ્કેલીઓ ઊભી કરવામાં આવે છે. રાજ્યપુનર્ઘટના કમિશનના અહેવાલમાં પણ ઉર્દૂ વિષે એક પ્રકરણ રોકવામાં આવ્યું છે. તો પછી આ બધો શો 'તમાશો' ચાલી રહ્યો છે? ઉર્દૂભાષી પ્રજાને આપણામાં વિશ્વાસ છે કે નહિ એમાં આપણી કસોટી રહેલી છે. પાછળથી આ પ્રશ્ન મનોવૈજ્ઞાનિક બની રહેશે. આ પ્રશ્નને આપણે ખતરનાક બનવા દેવો જોઈએ નહિ. ઉર્દૂનો સ્વીકાર કરવાથી હિંદી



કે અન્ય કોઈ ભષા પર હુમલો થતો નથી. હિંદી અને ઉર્દૂ એકબીજાના દુશ્મનો નથી. બંનેએ એકબીજાને સહાય કરવી જોઈએ. કારણકે સિદ્ધાંત તેમજ રાજકીય દૃષ્ટિએ તે એક મહત્ત્વનો પ્રશ્ન છે.

સરકારી નોકરીની ભરતી સૌને માટે ખુલ્લી છે. છેલ્લાં કેટલાંક વર્ષોથી હું આંકડા ભેગા કરી રહ્યો છું અને મને લાગે છે કે લઘુ-મતીઓની ભરતીની ટકાવારી ઘટતી જાય છે. આ અંગે હું તપાસ ચલાવી રહ્યો છું.

સરકારી નોકરીમાં ભરતી થવા માટે હિંદીની પરીક્ષા આપવાની શરત મૂકવી જોઈએ નહિ. પાછળથી પણ સારી રીતે હિંદી શીખી શકાય છે. મુશ્કેલી એ છે કે આજે જે હિંદી બનાવવામાં આવે છે તે નવી ભાષા છે, મુશ્કેલ ભાષા છે. સરકારી નોકરી મેળવવા માટે હિંદીની ફરજિયાત પરીક્ષા આપવાની શરત દૂર કરવી જોઈએ.

પ્રજાએ કોમી અને પ્રત્યાઘાતી પરિબળોથી વાકેફ રહેવું જોઈએ. અને તેનાથી ડરવું જોઈએ નહિ પણ હિંમતભેર તેનો મુકાબલો કરવો જોઈએ. લઘુમતી પર કોઈપણ પ્રકારે હુમલો કરનારનો વિરોધ કરાવો જોઈએ.

આપણે જ્યારે રાજકીય અને આર્થિક સમસ્યાઓની વાતો કરીએ છીએ ત્યારે આપણે સંયોજનની મુખ્ય વાત વીસરી જઈએ છીએ. સંયોજીત રાષ્ટ્રના ઘડતરના ઉદ્દેશને આપણે ભૂલી શકીએ નહિ. દલિત અને પછાત વર્ગનો ઉદ્ધાર જેનો અર્થ સમાનતા થાય છે એ તમામ પ્રગતિનું મુખ્ય અંગ છે. એના વગર ન તો સમાજવાદ સંભવી શકે કે ન લોકશાહી કે ન આઝાદી.

ભૂતકાળમાં આપણે જે મુશીબતોનો સામનો કરવો પડેલો તે નિર્બળતામાંથી જન્મેલી હતી. ભારત અને પાકિસ્તાનમાં થયેલી ખૂનામરકી તો જગતની સૌથી વધુ જંગલી કોમ પણ આચરે કે કેમ તે પ્રશ્ન છે. મેં આ બધું જોયું છે અને હું કોઈપણ ભોગે કોમવાદને સહી લેવા તૈયાર નથી.

કોમવાદ જેટલી વ્યથા મને બીજા કોઈએ પહોંચાડી નથી. મને તો એમ લાગે છે કે લોકશાહી અહિંસા અને ગાંધીજીના ઉપદેશો-માંની આપણી તમામ શ્રદ્ધા ધોવાઈ ગઈ છે. આપણે વાતો તો મોટી મોટી કરીએ છીએ અને એમાં કોઈ આપણને આંબી શકતું નથી પણ જો આપણે આ ક્ષતિઓ નિવારી શકીએ નહિ તો મને લાગે છે કે સ્વરાજ્ય ભલે જહન્નમમાં જાય.

બિનકોમવાદીમાંની આપણી શ્રદ્ધા કેટલી ઊંડી છે ? સહેજ ઉશ્કેરણી થતાં બિનકોમવાદમાંની આપણી શ્રદ્ધા ડૂલ થઈ જાય છે. સંતોના મહોરા પાછળ કોમવાદનો રાક્ષસ સંતાયેલો દેખાય છે. આ કોમવાદે ગાંધીજીનો ભોગ લીધો છે. આ કોમવાદ ક્યારેક ચૂંટણીમાં પણ માથુ ઊંચકે છે ભારતમાં ધાર્મિક સહિષ્ણુતાનો એકમાત્ર વિકલ્પ આંતરવિગ્રહ છે.







**રવિશંકર વ્યાસ**

# સૌનું સહિયારું

ગુજરાતના વયોવૃદ્ધ ખડા સૈનિક અને મૂક સેવક તરીકે જાણીતા શ્રી રવિશંકર મહારાજની સીધી સાદી વિચારસરણીથી કોઈ અજાણ નથી. વિચારોની પીઢતા, દઢતા અને રજૂ કરવાની સહુકાઈ દરેકને રુચે તેવી હોય છે. તાજેતરમાં જ તેમણે આપેલું એવું મહત્ત્વનું પ્રવચન અહીં રજૂ કર્યું છે......

ગાંધીજીએ નવી યોજના આપી આપણને તૈયાર કર્યા. આપણા દેશમાં આવા પવિત્ર અને ત્યાગી પુરુષો ઘણા થઈ ગયા. પણ સમાજ તૈયાર થાય ત્યારે દા'ડો વળે. એકલાં ભાષણ કર્યેથી એ નહિ થાય; ગામડાંમાં જવું પડશે, વિચારોને ઊંડાણથી સમજવા પડશે, નવાં નવાં કામો ઊપાડવાં પડશે.

સાંકડી નાળ હોય અને બે ગાડાં સામસામાં થઈ ગયાં તો ? નાળનાં ગાડાં કાંઈ નાળમાં નથી રહેતાં, ગમે એમ રસ્તો તો કાઢે જ છે. પણ જે તરફનું મોઢું ફર્યું હોય તે તરફનો રસ્તો નીકળે. આપણે પણ રસ્તો કાઢ્યા વિના તો રહેતા જ નથી. પણ જો પાપ તરફ મોઢું ફર્યું તો દુઃખી દુઃખી થઈ જવાના છીએ. અને ધર્મ તરફ મોઢું ફર્યું તો આ દેશનું અને આખી દુનિયાનું કલ્યાણ થવાનું છે.

આપણે ત્યાંથી અંગ્રેજ સરકાર ગયો, રાજામહારાજા ગયા. આપણે મિલકત મટી ગયા. પણ એ બધા અધિકાર કોને સોંપતા ગયા ? જમીનવાળાને, બુદ્ધિવાળાને, પૈસાવાળાને ? ના, ૩૬ કરોડની પ્રજાને બધાને હૈયારું સોંપીને ગયા. પણ આપણે તો 'આપણું આપણું આગવું ને તારું તારું હૈયારું' કરવા માંડ્યું. વિનોબાજી હવે આ બધું 'હૈયારું' કરવાનો ધર્મ સમજાવવા નીકળ્યા છે. પવિત્ર જીવન જીવવાની વાત કરે છે. પવિત્ર જીવનનો અર્થ શો ? હું જીવું એમાં લોકોને ખપ આવું. હસને મોઢે સૌને 'આવો ભાઈ, આવો ભાઈ' કહેવું છે. મરીએ ત્યારે બૈરી-છોકરાંની ચિંતા ન રહે એવું કરવું છે. 'હું તો જઉં છું, પણ પાછળ બધા છે ને, પછી શું ?'

જૂના વખતમાં કારીગર લોકો— મોચી, લુહાર, કુંભાર મરી જાય ત્યારે છેલ્લી ઘડીએ કોઈ પૂછે, કાંઈ કહેવું છે ? તો જવાબ આપતા : 'મારી પાછળ ૧૦૦ ઘરાક બેઠા છે ને ? તે પોષનારા છે પછી બૈરી-છોકરાંની મને તે શી ચિંતા હોય ?' બોલો, આ કેવો પવિત્ર ધંધો હશે ને કેવો પવિત્ર સમાજ હશે ?

તો વિનોબા આપણને 'મોઢું ફેરવવાની' જ વાત કરે છે. એ કાંઈ પગમાં બળ આપતા નથી. હીંડવાનું તો સૌએ શક્તિ હોય તેટલું જ છે. શક્તિ કાંઈ વેચાતી કે ઉછીની નહિ મળે.

વિનોબા હવે શાંતિ-સેનાની વાત કરે છે. પાંચ હજાર માણસે એક શાંતિ-સૈનિક જોઈએ. કેવો માણસ જોઈએ ? બુદ્ધિશાળી, ડાહ્યો, ત્યાગી; કોઈને ઊંઘવા ન દે એવો. બધાને ટોક ટોક કરે. આવા માણસની જરૂર છે. એ માણસ ગામડાંમાં ફર ફર કરે અને આપત્તિ આવી તો હસતે મોઢે પહેલો મરી છૂટે. તે વખતે આઘો ખસી જાય એવો નહિ ચાલે. અને એનો પગાર ? એમાં પણ પાછી પૈસાની વાત જ કરવાના ? આખું ગામ ખાય છે તે એ ન ખાય ? તમે ખાવા બેસો ત્યારે તમારી આંખ આગળ પહેલો પેલો સેવક આવવો જોઈએ. તે શું રોજ રોજ એને ખાવા તેડશો ? એને બૈરી-છોકરાં તો હોય ને ? એને સરુ ઘરમાં જેટલાં છોકરાં હોય તેણે નોખા વાસણમાં રોજ એકેક મૂઠી અનાજ કાઢવાનું. આ રીતે અનાજ કાઢ્યા વિના જો મા જમવા બોલાવે તો છોકરો કહે, હજી તો અનાજ તો કાઢ્યું નથી ને ખાવા શેની બોલાવે ? આવી હજારો મૂઠીઓ થાય પછી પેલા કુટુંબની શી ચિંતા ? અને આ ભેગું કરેલું અનાજ પેલા સેવકને ત્યાં જઈને નાખી આવવાનું. સેવક એમ



ઈશ્વર પેટલીકર

# પ્રણય-ત્રિકોણ

સ્ત્રી-પુરુષનાં આકર્ષણો આદિકાળથી ચાલતાં આવ્યાં છે. અને તેને કારણે જ કેટલાંય વૈમનસ્યો પણ ઊભાં થઈ ચૂક્યાં છે. એવાં વૈમનસ્યોમાંનું એક તે પ્રણય-ત્રિકોણ. બે વચ્ચે ત્રીજું પ્રવેશે અને ત્રીજું જ ફાવે એવો સનાતન ઘાટ જ્યારે ઘડાય છે ત્યારે ?–તેની ઝીણવટભરી ચર્ચા કરતો આ વિચારસમૃદ્ધ લેખ છે……

આજ સુધી આપણે ત્યાં પુરુષ અનેક પત્નીઓ કરતો તેનું કારણ એને એ જાતનો હક્ક હતો અને અમુક જ્ઞાતિઓમાં એમાં પ્રતિષ્ઠા મનાતી હતી. સંતાન ન હોવાથી પણ બીજી સ્ત્રી કરવામાં આવતી હતી. પરંતુ પુરુષ બીજી સ્ત્રીના પ્રેમમાં પડ્યો હોવાથી એને પરણતો એવું ભાગ્યે બનતું. કારણ કે, સ્ત્રી-પુરુષ પરિચયમાં આવે તેવી આપણી સામાજિક રચના ન હતી અને સ્ત્રીને બહારનું ક્ષેત્ર ન હતું. આ કારણે, ભણેલી છોકરીના પરણેલા પુરુષ સાથે જે પ્રેમકિસ્સા બને છે અને તેમાંથી પરણવાનું થાય છે તે નવીન સામાજિક સ્થિતિ છે. એવી જ રીતે આવતી પેઢીમાં પરણેલી ભણેલી સ્ત્રીના કુંવારા કે પરણેલા પુરુષ સાથે પ્રેમના અને લગ્નના પ્રસંગ આવશે ત્યારે બન્ને પક્ષ તરફથી પ્રથમ પુરુષ અને પ્રથમ સ્ત્રીએ ખસી જવાની સ્થિતિ આવશે.

ઉજળિયાત ગણાતા ઉપલા વર્ગમાં આ સ્થિતિ છે. પરંતુ જેમને પછાત સમાજનો અનુભવ છે, એ સમાજમાં સ્ત્રી-પુરુષોને ધંધામજૂરી અંગે અરસપરસ મળવાનું, પરિચયમાં આવવાનું બને છે ત્યાં પ્રેમના પ્રસંગો ઊભા થાય છે અને નાતના રિવાજ પ્રમાણે છૂટાછેડા થઈ મનવાંચ્છિત લગ્નો પણ થાય છે. હા, દરેક સમાજને પોતાની આગવી ખાસિયત હોય છે, તેમ ભારતીય સમાજની આગવી ખાસિયત છે કે પછાત સમાજમાં છૂટાછેડાનો રિવાજ હોવા છતાં એનો અતિરેક થયો નથી. લગ્નજીવન નભાવવાનો પૂરતો પ્રયત્ન થાય છે અને ના છૂટકે એ પગલું લેવાય છે પશ્ચિમમાં પણ ભૂતકાળમાં ભારત જેવી સ્થિતિ હતી. બ્રિટનનો વડો પ્રધાન છૂટાછેડા લઈને એવી સ્ત્રી સાથે પરણેલો ન હોઈ શકે તેમ ચાલતું હતું. પરંતુ એ સ્થિતિ હવે વડા પ્રધાન માટે રહી નથી. જો કે રાજા માટે ચાલુ છે।

આપણા દેશમાં પણ સામાજિક સ્થિતિ વળાંક લઈ રહી છે. અનેક પત્નીનો રિવાજ સ્ત્રી જાતિ માટે અપમાનજનક હતો તે કાયદાથી નાબૂદ કરવામાં આવ્યો છે. સાથે સાથે હિંદુ સમાજની જે જ્ઞાતિમાં છૂટાછેડાનો રિવાજ ન હતો તેને લક્ષમાં લઈ છૂટાછેડાનો નવો કાયદો માન્ય કરવામાં આવ્યો છે. મતલબ કે અનેક પત્નીનો રિવાજ બંધ થશે, તો

---

નહિ કહે કે મારે તો આવું આવું ખાવા જોઈએ ને આટલા દાણા ન ચાલે. ગામને એમ થાય કે 'સેવક, આવું કેમ ખાય ? અને આટલા દાણા તે વળી ચાલતા હશે ?' આવી ઉપરચોટિયા યોજના બનાવી છે. બાકી બધું આપણે કરી લેવાનું.

વિનોબા કોઈને દુઃખી કરવા નથી નીકળ્યા. સૌ આનંદથી જીવે એવું એને કરવું છે. ખેતર ફરતે થોરિયાની વાડ હોય છે. જે થોરિયો ચોંટ્યો તે સંકલ્પ કરે કે મારી જગ્યા પરથી ખેતરમાં હું કોઈને પેસવા નહિ દઉં. એમાંથી થોરિયો નમ્યો કે ઢીલો પડ્યો એટલે ભેલાણ થયું જ સમજો. તેમ હિંદુસ્તાનનું દરેક ગામ એક એક થોરિયાની ગરજ સારે. પોતપોતાનો વિચાર કરી લે, દાણાની યોજના ઘડે, તકરાર બહાર ન લઈ જાય. કહી દે, ચિંતા ન કરશો. દોડાદોડી ન કરશો, અમે ફેંડી લઈશું. તલાટીની શું જરૂર ? અમારે ત્યાં કોર્ટ-કચેરી નહિ જોઈએ દેવળમાં કોઈ તલાટી રોક્યો છે ? ત્યાં સૌ પૈ પૈસો ગજવામાં લઈને જ જાય છે.



છૂટાછેડા દ્વારા નવા લગ્નનો માર્ગ લેવાના કિસ્સા પણ બનવાના. પશ્ચિમમાં એક પત્ની ઉપર બીજી નથી કરાતી, તેમ પરણેલા પુરુષ કે સ્ત્રી બીજાના પ્રેમમાં પડતાં લગ્નવિચ્છેદ કરી નવું લગ્ન કરે છે. કેવળ પરણેલા પુરુષને જ બીજું લગ્ન કરવાની સ્થિતિ ઊભી થાય છે અને પરણેલી સ્ત્રીને ન થાય તેમ પણ નથી. ઉજળિયાત સમાજનો વિચાર કરીએ તો સ્ત્રીને બહારની દુનિયા બંધ હતી એટલે નવા પરિચય, નવા પ્રસંગ ઊભા થતા ન હતા. એ ઊભા થતાં કંઈ બધી સ્ત્રીઓ બીજાના પ્રેમમાં પડવાની છે એમ પણ નથી. બધા પુરુષો જેમ ફરી લગ્ન કરવા તૈયાર થતા નથી કે પ્રેમમાં પડતા નથી તેમ સ્ત્રીનું પણ બનવાનું છે. પરંતુ આજે પરણેલા પુરુષો બહારના ક્ષેત્રને લઈને જેમ ફરી પરણવા અમુક સંખ્યામાં મળી આવે છે, તેમ ઓછીવત્તી સંખ્યામાં પરણેલી સ્ત્રીઓ પણ મળી આવે તો આશ્ચર્ય પામવાનું કોઈ કારણ નથી. પરણેલી સ્ત્રીઓ સામાજિક બંધારણને લીધે એક હયાત પતિએ બીજો પતિ નહોતી કરી શકતી, આજે પણ નથી કરી શકતી. એનો અર્થ એવો ઓછો કે એ બીજાના પ્રેમમાં નહોતી પડતી? પડતી ખરી, ફક્ત એની સાથે પરણી શકતી ન હતી. એ જ સ્થિતિ આજે એકપત્નીવ્રતના કાયદાથી પુરુષની થઈ છે. પરણેલો પુરુષ હયાત પત્નીએ બીજું લગ્ન નહિ કરી શકે; પણ પ્રેમમાં પડતાં તો કોણ રોકી શકશે? અને પછી એને પરણવું હશે તો છૂટાછેડાનો માર્ગ લેવો પડશે.

છૂટાછેડાની વાત આવે છે ત્યારે જાણે એ શબ્દ સાંભળતાં બધાં દંપતી છૂટાં થઈ જવાનાં હોય તેવી ભડક ઊભી કરવામાં આવે છે. લગ્નજીવનને અતિ કરુણ બની જતું અટકાવવા એકપત્નીવ્રત સાથે છૂટાછેડાનો માર્ગ લગભગ દરેક દેશે ખુલ્લો રાખ્યો છે. હિંદુ સમાજમાં ૧૫ થી ૨૦ ટકા ઉજળિયાત ગણાતા સમાજને બાદ મૂકતાં ૮૦ ટકા સમાજમાં છૂટાછેડાનો રિવાજ ચાલતો આવ્યો છે. છતાં ઉજળિયાત વર્ગ છૂટાછેડાનો વિચાર કરે છે ત્યારે જાણે આખા હિંદુસમાજમાં એ રિવાજ ન હોય તેમ માની એ શબ્દ સાંભળતાં ભડકી જાય છે.

ભડકી જવાનું કારણ ઉજળિયાત વર્ગની સ્ત્રી પાંગળી અને પરાધીન છે. પછાત ગણાતા ૮૦ ટકા સમાજની સ્ત્રી અભણ છે, સામાજિક રીતે પુરુષથી દબાયેલી પણ છે, પરંતુ આર્થિક રીતે પાંગળી નથી. પુરુષની જેમ એ પણ મજૂરી કરીને રોટલો રળે છે અને પતિ છૂટાછેડા લે તો એ સામાજિક રીતે પણ લાચાર નથી. પુરુષને જેમ ફરી પરણવામાં પ્રતિષ્ઠા જતી નથી તેમ એને ફરી પરણવામાં પ્રતિષ્ઠા આડે આવતી નથી. એનો સ્વીકાર કરનાર પુરુષની પ્રતિષ્ઠાને પણ આંચ આવતી નથી. આમ પછાત વર્ગની સ્ત્રી આર્થિક રીતે સ્વતંત્ર છે અને સામાજિક રીતે લગ્નક્ષેત્રે એટલી જ સ્વતંત્ર છે. જ્યારે ઉજળિયાત ગણાતી સ્ત્રી બંને રીતે પરાધીન છે. એણે આર્થિક સ્વાશ્રયની તાલીમ લીધી નથી અને ફરી તો એ પરણી શકતી નથી. આ સ્થિતિમાં સ્ત્રીના રક્ષણ માટે છૂટાછેડાનો કાયદો અમુક થોડાં કારણો પૂરતો જ ખુલ્લો રાખ્યો છે. બાકી એના રક્ષણને માટે કાળજી રાખવામાં આવી છે. આમ જે સ્ત્રી આર્થિક અને સામાજિક રીતે પાંગળી હોય તેણે કાયદાનું રક્ષણ લઈ પતિને બીજું લગ્ન કરતો જરૂર અટકાવવો જોઈએ અને પોતાના લગ્નના હક માટે લડવું જોઈએ. પરંતુ સ્ત્રીને માટે આ જ સ્થિતિ કાયમ રહે તે બરાબર છે કે એણે આજની ભૂમિકાથી આગળ વધવું જરૂરી છે? આજે એ આર્થિક ક્ષેત્રે સ્વાશ્રયી નથી, તો એ જાતની કેળવણી છોકરાની માફક એને પણ બાળપણમાં મળે તે ઇચ્છનીય છે. એ જ રીતે, પુરુષને જેમ વિધુર થતાં કે છૂટાછેડા લેતાં, નવું લગ્ન કરવામાં સામાજિક પ્રતિષ્ઠા આડે આવતી નથી તેમ સ્ત્રીને પણ ન આવવી જોઈએ. પછાત ગણાતો વર્ગ આર્થિક રીતે, કેળવણીની રીતે ભલે પછાત હોય, પણ સ્વાશ્રયની રીતે અને સામાજિક રીતે એ વર્ગની સ્ત્રી સમાનતા ભોગવે છે. ઉજળિયાત વર્ગની સ્ત્રી પણ પુરુષની માફક આર્થિક અને સામાજિક ક્ષેત્રે



સમાનતા પ્રાપ્ત કરે તે જરૂરી છે. આનો અર્થ એવો નહિ કે સ્ત્રીએ પુરુષની હરીફાઈ કરવાની છે કે પુરુષની નકલ કરવાની છે. પછાત વર્ગમાં સ્ત્રી એવું કરે છે તેમ કોઈને લાગતું નથી.

આજે તો આપણે ત્યાં પરણેલા પુરુષો પ્રેમમાં પડી ફરી લગ્ન કરવા તૈયાર થાય છે ત્યારે પ્રથમ લગ્ન માબાપે કરેલુ, નાનપણમાં થયેલું અને પોતાને પસંદ નહોતું એમ બચાવ કરે છે. પરંતુ હવે જ્યારે મોટી ઉંમરે લગ્ન થવા માંડ્યાં છે, પસંદગીયો થાય છે, ત્યારે પણ પુરુષને પરણ્યા પછી બીજા પાત્ર સાથે પ્રેમ થવાના પ્રસંગ બનવાના અને તેમાંથી છૂટાછેડા લઈને લગ્ન કરવાના કિસ્સા બનવાના. આવા પ્રસંગો અલ્પ પ્રમાણમાં બનશે, પણ બનવાના ખરા. એ વખતે પ્રથમ પત્ની ગ્રેજ્યુએટ હશે, કમાતી પણ હશે, અને એનો પતિ ખુલ્લી રીતે પ્રેમિકા સાથે સહજીવન ગાળતો હશે, તો શું એને લાચાર બનીને એ વેઠી લેવાનું કહેવું કે સ્વમાનપૂર્વક ખસી જઈ, નવો માર્ગ પસંદ કરવાનું કહેવું? કે પછી કોઈએ પરણ્યા પછી બીજાના પ્રેમમાં પડવું જ નહિ તેવો અબાધિત નિયમ સ્થાપવો? એ નિયમ ભલે આપણે સ્થાપીએ પરંતુ એનું ઉલ્લંઘન થાય ત્યારે એ ઉલ્લંઘન કરનારને દોષિત ઠેરવવાથી કંઈ પત્નીનો સંસાર સુખી થવાનો નથી. તો એ જયારે દુઃખી હોય ત્યારે એણે લાચારીથી પોતાના લગ્નહક્કને વળગી રહે એ બરાબર કે પોતાનો નવો માર્ગ પસંદ કરી લેવો તે બરાબર?

આ આખી ચર્ચાનો કોઈ એવો અર્થ તો ન જ કાઢે કે પરણેલા પુરુષો બીજું લગ્ન કરે છે તેનો હું બચાવ કરું છું કે ભણેલી સ્ત્રી હયાત પત્નીએ શોક્ય તરીકે પરણે છે, તે ઈચ્છવા યોગ્ય છે, તેમ માનું છું. સામાજિક રીતે એ પગલું ગુનાહિત છે અને સમાજમાં મનુષ્ય પોતાની નબળાઈને વશ થઈ અનેક નાના મોટા ગુના સંજોગોને વશ થઈ કરે છે. આ જાતના લગ્નને પણ સંજોગોધીન સામાજિક ગુનાઓ ગણવા જોઈએ. આજ સુધી એકપત્ની હયાતે બીજું લગ્ન થતું ત્યારે પુરુષ એ લગ્ન કરતો. આજે કાયદો આવ્યો એટલે એ લગ્ન ગુનો ગણાય છે જ્યારે રખાતલગ્ન થવાં શરૂ થયાં અને આવતી કાલે સ્ત્રીની સામાજિક સ્થિતિમાં ફેરફાર થશે અને છૂટાછેડા લેવાની કલમોમાં વિસ્તાર થશે ત્યારે પુરુષ કે સ્ત્રી છૂટ છેડા લઈને લગ્ન કરશે. છૂટાછેડા લઈને કરેલું લગ્ન તે વખતે ગુનો નહિ ગણાય, આજે પણ એવા છૂટાછેડા મળતા હોત તો એ જ સ્ત્રી–પુરુષોએ તે મેળવીને લગ્ન કર્યાં હોત તો એ ગુનેગાર ન ગણાત.

પરંતુ જે સમયમાં સ્ત્રી આર્થિક રીતે પરાધીન છે અને સામાજિક રીતે નવું લગ્ન કરી ન શકે તેવા રૂઢિના ચોકઠામાં જકડાયેલી છે, ત્યારે એના લગ્નજીવનને ઠોકરે મારનાર પતિ અને એની સાથે નવું લગ્ન કરનાર સ્ત્રી એનો ગુનો કરે છે તે સ્વીકારવું જ જોઈએ. પરંતુ બીજા સમયે સ્ત્રી જ્યારે આર્થિક કે સામાજિક ક્ષેત્રે એટલી પરાધીન નથી ત્યારે છૂટાછેડા મેળવીને કરેલું નવું લગ્ન ગુનેગાર ઠરતું નથી.

આમ નવું લગ્ન કરવું એ કાયમ ગુનાહિત છે એમ નહિ પણ સંજોગાધીન છે. આજે સ્ત્રીની જે સામાજિક સ્થિતિ છે તેમાં એ રખડી જાય છે, એટલે એ ગુનો છે. આવતી કાલે એ પણ પુરુષની જેમ નવો માર્ગ પસંદ કરી નવજીવન પ્રાપ્ત કરી શકે છે ત્યારે એ ગુનો રહેતો નથી. આજે કેવળ પુરુષો જ પોતાનાં પ્રથમ લગ્ન ફોક કરવા ઈચ્છે છે તેમ નહિ. ભણેલી છોકરીઓ પણ છૂટાછેડા માટે કોર્ટમાં દાવો દાખલ કરે છે અને પોતે લગ્નમાંથી મુક્ત થવા પ્રયત્ન કરે છે. એ સ્થિતિ આજે પુરુષ પક્ષે છે, તેને બદલે આવતી કાલે સ્ત્રી પક્ષે પણ આવે અને છૂટી પડવાથી કોઈ રખડી જતું ન હોય ત્યારે પણ પ્રથમ પત્નીએ કે પ્રેમિકા પરણેલી સ્ત્રી હોય તો પ્રથમ પુરુષે લગ્ન હકને વળગી જ રહેવું? પ્રથમ પત્ની જો એનો નવો માર્ગ શોધી શકે તેટલી બાહોશ હોય તો એ ઓશિયાળા થઈ લગ્ન હકને વળગી રહે તે કરતાં ખસી જાય તેમાં ન ઇચ્છવા જેવું શું છે?



'સિદ્ધાર્થ'

# પહેલી પરખ

આપણો ઉનાળો એટલે કુદરતની મોટામાં મોટી સજા. મોટાં શહેરોનાં ધમાલભર્યાં જીવનમાંથી નાસી છૂટીને કુદરતને ખોળે જઈ ચઢીએ ત્યારે કેવી નિરાંત અનુભવીએ છીએ! કુદરતરમ્ય વાતાવરણની શીતળતા અનુભવાવતી આ રમ્ય વાર્તા એટલે જ વાંચનારને માથેરાન અને મહાબળેશ્વરનો અનુભવ કરાવે છે……

રામબાગ પોઈન્ટ ઉપરથી નીચે ઊતરીને ગીચ ઝાડીવાળા જંગલની કેડીમાં જેવો પગ મૂકયો તેવી જ મીનુની મુખરેખા બદલાઈ ગઈ. અધૂરામાં પૂરી પાછી અમારામાંથી કોઈએ ટકોર કરી: 'આવા ગીચ જંગલમાં એકલા કરતાં બેકલા મજા પડે ખરું ને મીનુ?'

મીનુ ખૂબ વાચાળ હતી. દિલમાં ગમે તેવી વેદનાને ઢાંકીને એની વાચાળતા છતી કરી શકે તેવી હતી. એટલે જ તો એણે ટૂંકામાં પતાવ્યું: 'હું એકલીય નથી કે બેકલીય નથી. તમે ચાર જણ તો મારી સાથે છો!'

'પણ ઉત્સવ જેટલી હૂંફ અમારી સાથે તો ન મળે ને?' ટકોર કરનારે મીનુને વધુ ચીડવવા પ્રયત્ન કર્યો.

'ગાઢા જંગલમાં પ્રવેશતાં જ ઉત્સવની ગેરહાજરી સાલતી ન હોય તેમ કેવી સાવ શૂન્યમનસ્ક થઈ ગઈ છે?' બીજો સૂર નીકળ્યો.

છોકરીઓ—યુવતીઓ મશ્કરીએ ચડે છે ત્યારે સામું પાત્ર જો સ્ત્રી જ હોય તો ખરેખર તેને રડાવે જ. અને તેમાંય કોઈ તેના પક્ષે ન હોય તો તો બિચારીનું આવી જ બને. મીનુ મારાથી મોટી હતી. મારા કરતાં એકાદ વરસ પહેલાં પરણી હતી. ઉત્સવ–મીનુના પ્રેમની પ્રશંસા કરતાં કોઈ થાકતું નહોતું. પણ કોઈ વાર જુદાં ન પડનાર મીનુ–ઉત્સવને ગઈકાલે અચાનક જુદાં પડવું પડ્યું..

ગઈકાલે સાંજે અમે લુઈઝા પોઈંટ ઉપરથી ટોળટપ્પાં કરતાં આઠ વાગ્યા પછી અમારે ઊતારે આવ્યાં. ભૂખ પણ લાગેલી એટલે સીધાં જમવા બેઠાં, ત્યાં તો હોટેલની ઑફિસમાંથી દોડતો માણસ આવ્યો ને ઉત્સવનો મહાબળેશ્વરથી ટેલિફોન છે તેમ ખબર આપીને ચાલતો થયો. ભૂખ્યો ડાંસ ઉત્સવ જમવાનું પૂરું કર્યા પહેલાં ઊઠીને ઑફિસમાં ગયો. મીનુ પણ ઉતાવળે હાથ મોં ધોતી તેની પાછળ ગઈ. ઉત્સવ જે ઑફિસમાં કામ કરતો હતો તેના શેઠ આ ઉનાળો મહાબળેશ્વર ગાળવાના હતા એટલે શેઠના માનીતા અને ઑફિસનો વહીવટ સંભાળતા મેનેજર ઉત્સવને સહેજે શેઠે મહાબળેશ્વરનું ભાવભીનું આમંત્રણ આપ્યું. પણ ઉત્સવ મોજ કરવાના દિવસોમાં શેઠની સાથે જ રહે તો ત્યાં પણ કંઈક ધંધાદારી પ્રવૃત્તિ નીકળે જ. એટલે અમારી ચાર જણની કંપનીમાં મીનુ–ઉત્સવની જોડી માથેરાન આવવા તૈયાર થઈ.

મહાબળેશ્વરથી ટેલિફોન હતો એટલે મીનુ કે ઉત્સવને બહુ ગભરાટ ન થયો. પણ મીનુને ધ્રાસ્કો એ વાતનો તો પહેલે જ ધડાકે પડી ગયો કે નક્કી શેઠ ઉત્સવને મહાબળેશ્વર બોલાવવાના જ. અને એ જ વાત સાચી પડી ત્યારે મીનુએ ઉત્સવને આવી નોકરીમાંથી રાજીનામું આપવા જેટલી હદે ગુસ્સામાં કહી નાખ્યું પણ ખરું. અમે મીનુને સમજાવી. ત્યાંનું કામ એકાદ દિવસનું જ છે એટલે તરત ઉત્સવ પાછો આવી પહોંચશે તેમ કહીને જરા હિંમત પણ આપી. ઉત્સવે તો મીનુને મહાબળેશ્વર સાથે આવવા આમંત્રણ પણ આપ્યું પણ અમારી આવી સુંદર સોબત છોડીને રૂપિયા–પૈસાની જ વાતો કરતા શેઠ કે તેમના કુટુંબની સોબત સાથે જરાય મેળ ન ખાય તેવું તેનું માનસ ઉત્સવની ગેરહાજરી સહેવા તૈયાર થયું.

ઉત્સવે ઘણું શેઠને સમજાવ્યું કે ટેલિફોન પર જ કામ પતી જાય તેવું હોય તો મારે ત્યાંનો ધક્કો બચે. પણ શેઠ એવી વ્યાપારની વાત ફોન પર કરે તો તો થઈ જ રહ્યું ને? અને કામ પણ એવું જ હોય કે ઉત્સવ વિના પાર પડી પણ ન શકે. એટલે ઉત્સવની આનાકાની જરાય



કામ ન લાગી. વહેલી સવારે ઉત્સવે માથેરાન છોડી જવાનું નક્કી કર્યું અને અમે બધાં રૂમ ઉપર આવ્યાં.

થાક્યાં પાક્યાં જમીને ઊંઘી જવા જેવી સ્થિતિમાં હતાં ત્યાં જ રંગમાં ભંગ પાડતા આ ટેલિફોને બધાંયની ઊંઘ ઉડાડી મૂકી છતાં અમે ચારેય જણે ઉત્સવને, વહેલી સવારની ગાડી પકડવાની છે એટલે વહેલું ઊઠવું પડશે એમ કહીને મીનુ સાથે તેની રૂમમાં રવાના કર્યો.

ઉત્સવને વિદાય આપવા મીનુ એકલી સ્ટેશને જશે તો લાગણીવશ હોવાથી હિંમત હારી જશે એમ માનીને અમે પણ સાથે ગયાં. અને ગાડી ઊપડી તેવી જ મીનુને વાતોએ વળગાડી. સ્ટેશનેથી જ અમે સીધાં રામબાગ થઈને શિવાજી લૅડરના જરા વિકટ રસ્તે જવાનું આજે નક્કી કર્યું હતું. રામબાગ પોઈંટ થઈને નીચે ખીણમાં ઊતરવાનું શરૂ થયું. જંગલની ગીચ ઝાડી આવી. સૂર્યના કિરણનાં ઉનાળામાંય દર્શન ન થાય તેવી ગીચ ઝાડી વચ્ચેથી પસાર થતી નાની કેડીએ અમારી ટુકડી ચાલવા લાગી. મીનુને અસ્વસ્થ બનાવી મૂકનાર અમારી સાથેની બીજી બે યુવતીઓ પણ હવે મીનુની દયા ખાવા લાગી.

એટલે ફરી પાછાં અમે પાંચેય જણ રંગભરી મસ્તીમાં અને જંગલમાં પણ મંગળ ગાતાં આગળ વધ્યાં. રામબાગનો સુંદર પ્રદેશ આવ્યો અને ખરેખર કુદરતરમ્ય એ સ્થળ આપણી શહેરી વાટિકાઓ કરતાં અનોખું તરી આવતું લાગ્યું. ભગવાન રામચંદ્ર વનવાસ વખતે આવાં સ્થળોએ ભલે રહ્યા હોય કે ન રહ્યા હોય પણ દંતકથાઓએ તેનાં નામ તો પાડી જ દીધાં છે. બુલબુલના માદક અને મધુરા સંગીતથી આખું વાતાવરણ મહેકતું હોય, સરસ મઝાની ઊંચી, આકાશને આંબતી વૃક્ષઘટાઓથી આચ્છાદાયેલા એ પ્રદેશમાં થોડીક જ જગ્યા સાવ વૃક્ષ વિનાની હોય એ પણ અસંભવિત લાગે. અને છતાં ઉજાણી કે વનભોજન માટે ઉપયોગમાં આવતી આ જગ્યાની રમણીયતા તો છે જ. માથેરાનના અમારા જેવાં રહ્યાં ખડ્યાં પ્રવાસીઓ જ આ રસ્તે ચડવાની ભૂલ કરતાં હશે. ભૂલ કરનાર પસ્તાતાં નથી છતાં ખૂબ ઓછાં પ્રવાસીઓ એ વિકટ રસ્તે જવાની હિંમત કરે. અને ઘણાં તો અહીંથી જ પાછાં વળે.

પણ અમે તો રામબાગ કરતાંય વધુ ઝંખી રહ્યાં હતાં શિવાજી લૅડરને. અને તેમાંય પંદર વાર માથેરાન આવી ચૂકેલી મીનુ એકેય વખત શિવાજી લૅડર નહોતી જઈ શકી એટલે તેની અદમ્ય ઇચ્છાને વશ થઈને જ અમે એ રાહ પકડ્યો હતો—ઉત્સવ સાથે નહોતો એટલે મીનુની મઝા સાવ મારી ગઈ હતી એ જાણ્યા છતાંય.

રામબાગ આવ્યાં ત્યાં સુધીની સીધી ઉતરાણવાળી જંગલની પગદંડી કરતાંય પહાડની કિનારીની વિકટ કેડી અને જંગલમાં પણ ચઢાણવાળી પગદંડીએ રામબાગથી આગળ વધતાં અમારી ઠીક ઠીક કસોટી કરી. અને ત્યાંથી થાકીને લોથ થઈ જવા આવ્યાં ત્યાં ખુલ્લું આકાશ દેખાયું અને આકાશની સાથે જ ઊંચે ચડેલો સૂર્ય તો દેખાય જ. એ સૂર્યનાં કિરણોમાં અમને બે ચાર છાપરાં દેખાયાં. અને અમે દોડતાં જ લગભગ ત્યાં પહોંચ્યાં ત્યારે ખબર પડી કે એ આઠ–દસ કે વધુમાં વધુ બાર–તેર ઝૂંપડાંનું બનેલું પહાડની ગોદમાં લપાયેલું નાનકડું ગામ છે.

થાક્યાં પાક્યાં અમે એક ઝૂંપડીમાંથી પાણી મંગાવ્યું. ભેંસના દૂધ ઉપર નિભાવ કરતા એ માલધારીઓ વરસમાં ત્રણ ચાર મહિના દૂધ વેચવા માટે ઉપર માથેરાન જતા. બાકીના આઠ નવ મહિના કશા પણ ધંધા રોજગાર વિના દુનિયાથી વિખૂટા પડી જતા. ત્યાંથી નજીકમાં કોઈ રસ્તો કે રેલ્વે પસાર નહોતાં થતાં. માથેરાનની તળેટીમાં આવેલા આ નાનકડા ભોર ગામને માથેરાન ચડવા માટે શિવાજીના વખતથી જાણીતી 'શિવાજી લૅડર'નો જ ઉપયોગ કરવો પડતો. છતાં મોસમમાં તો દિવસમાં બે વખત ઉપર જઈને દૂધ વેચી આવે. પછાત તો એટલા બધાં કે તેમનાં બાળકોના હાથમાં સિક્કો આપીએ એટલે રાજીનાં રેડ થઈ જાય.

માબાપ પહાડ ઉપર દૂધ વેચીને પૈસા પામે તેની કંઈ ચીજ-વસ્તુ ખરીદવાં આવે એટલે પૈસા-સિક્કા-નોટો તો બાળકોને જોવા જ ન મળે.

મીનુની ગમગીની કંઈક ઓછી થઈ. આ નવા વાતાવરણમાં એ ખીલી ઊઠી. જંગલનાં આદિવાસી એ બાળકો અને મોટેરાઓ સાથે વાતે વળગી અને અમારો થાક જાણે અલોપ થઈ ગયો પણ ખરો થાક હવે જ લાગવાનો હતો એ તો અમે શિવાજી લેડરનું સીધું ચઢાણ ચડવા લાગ્યાં ત્યારે જ જણાયું.

ડુંગરના ઉંદર તરીકે જાણીતા શિવાજીની આ બધી ભૂલભૂલામણીમાં પાડી દે તેવી ડુંગર-કેડીઓ ખરેખર આપણને મોંમાં આંગળાં નખાવે છે. દુશ્મનોને હંફાવનાર એ વીરની વીરતા અને ખડતલ શરીર માટે આપણને ગૌરવ અપાવે છે.

મીનુ એના ઉત્સવને ભૂલી ગઈ, મારી પત્ની મને ભૂલી ગઈ, અને અમારી સાથેની ત્રીજી જોડી પણ ખંડિત થઈ ગઈ. કોઈ કોઈને સાચવે કે કોઈ કોઈની સાથે રહી શકે એવો એ રસ્તો જ નહોતો. ફાવે તેમ ચડે, થાકે એટલે પથ્થરને ટેકે બેસી વિસામો લે. ત્યાં ન મળે ઝાડી કે એકાદ ઝાડની શીળી છાંયા કે ન મળે બેસવા જેવી ટાઢકવાળી જગ્યા. સૂર્ય પણ સીધાં કિરણો અમારી ઉપર ફેંકે એટલે માથેરાનની ઠંડી જાણે ક્યારની ઊડીને વરાળ બની પરસેવારૂપે નીતરવા લાગી.

ગઈકાલે જ જે 'વન ટ્રી હીલ' (હવે તો 'ફાઈવ ટ્રી હીલ' કહેવી જોઈએ. એકને બદલે ધીમે ધીમે ત્યાં પાંચ ઝાડ ઊગી નીકળ્યાં છે. બીજાં દશ વર્ષમાં એ પાંચમાંથી પંદરેય થાય! અને એ એકલી અટુલી ટેકરી પર કોઈ જઈને વધતાં ઝાડોનો નાશ કરી શકે તેમ નથી એટલે છેવટે તો વન ટ્રીને બદલે 'બન્ચ ટ્રી હીલ' પણ કદાચ થઈ જાય!) સામે જઈને બેઠાં હતાં એ ટેકરી પણ દેખાઈ. પણ તે જોતાં ડોક અદ્ધર જ રહી જાય એટલી ઊંચી એ હતી. એટલે ઊંચે આ વિકટ રસ્તેથી—આ શિવાજીની નીસરણીએથી ચડવાનું હતું!

ઉપર ચડીને સીધાં હોટલના રસ્તે ચાલતાં થયાં. માથેરાનનું પહાડી પાણી અને હવા જ એવાં છે કે જરાય થાક લાગે જ નહિ. ચાલતા કે ચઢાણવાળી જગ્યાઓ ચડતા હાંફી જવાય, પણ પાછાં હતાં તેવાં જ. અમે જમીને બધાં થાકીને ઊંઘી જઈશું એવું મનમાં કલ્પેલું જ્યારે ઊંધું પડ્યું અને પત્તાં રમવા માટે મીનુએ જ પ્રસ્તાવ મૂક્યો ત્યારે મેં બતાવેલી અનીચ્છા મારી પત્ની કળી ગઈ હોય તેમ એ ચાર જણ રમવા તૈયાર થઈ ગયાં. હું સૂવાને બહાને પલંગમાં પડ્યો. થાક નહોતો છતાં બીજાના થાકની દયા ખાતો પડ્યો કે જેથી બીજાંને પણ મારું અનુકરણ કરવાનું સૂઝે. પણ મને ઊંઘ ન આવી એટલે મારે બેઠું જ થવું પડ્યું અને રમનાર સાથે ભળવું પડ્યું.

ચા-કૉફીનું પૂછવા નોકર આવ્યો ત્યારે ઘડિયાળ જોઈ તો ચાર વાગી ગયા હતા. મીનુ જાણે હજી રમવા તત્પર હતી. પણ ચા પીતાં પીતાં તેની તત્પરતા અમને કળાઈ ત્યારે તો ખરેખર હસવું જ આવ્યું. પૂરા બાર કલાક પણ નથી થયા ત્યાં વિરહવેદનાથી પીડાતી મીનુ ઉત્સવના કૉલની રાહ જોઈ રહી હતી. દિવસે અમે ફરવા જઈએ એમ સમજીને ઉત્સવે રાત્રે જ કૉલ કરવાનું કહેલું છે એટલે જલદી રાત કેમ પડે એ માટે મીનુ તલસી રહી હતી.

ચા-પાણી પતાવીને હાથ-મોં ધોઈને અમે બહાર નીકળી પડ્યાં. શારલોટ લેક ઉપર ફરી આવીને જમીને ઉત્સવના કૉલની રાહ જોઈને પાનાં રમતાં બેઠાં. નવ વાગ્યે ઉત્સવનો કૉલ આવ્યો. હજુ ચાર દિવસ મહાબળેશ્વર રોકાવું પડે તેમ હતું. એટલે મીનુને મહાબળેશ્વર બોલાવી હતી. મીનુએ તો હસીને ના પાડી. એને ડર હતો કે મીનુ ત્યાં જશે એટલે ચારના છ દિવસ કરતાં પણ ઉત્સવને વાર ન લાગે!

ત્રીજે દિવસે બપોરે અમે પેનોરેમા પૉઈન્ટ પરથી થાક્યાં પાક્યાં આવીને નહાવા જતાં હતાં ત્યાં નોકરે આવીને મારા હાથમાં ટપાલ મૂકી. 'મીનુ અને પટીં'નું સરનામું કરેલું કવર મીનુ પાસે જ ફેડાવ્યું.



મીનુએ મોટેથી જ વાંચ્યું :

ચેરેડાઈઝ, મહાબળેશ્વર
૧૧, મે '૫૮

મીનુ અને પાર્ટી,

ફોલ ઉપર વાત કર્યો પછી આ પત્ર લખવા બેઠો છું. આજે સવારના આવીને જે અગત્યનું કામ કરવાનું હતું તે માટે ફોલ જોડાવ્યો. એ સોદો વિશિષ્ટ પ્રકારનો હોઈ ને મારી મારફત થાય એવી શેઠની ખાસ ઇચ્છા હતી એટલે જ મને અહીં બોલાવ્યો છે. હજુ ચારેક દિવસ એ અંગે જરૂરી વાટાઘાટ કરવી પડશે.

તમે બધા શિવાજી લેડર જોઈ આવશો અને હું રહી જઈશ. અહીં અનેકવાર આવ્યા છતાં પ્રતાપગઢ જવાનું ટાળી દેવાતું એ પ્રતાપગઢ આજે બપોર પછી જોઈ આવ્યો. શેઠની તબિયત ઠીક નહોતી એટલે ગાડી સાથે ડ્રાઈવરને લઈ ને હું એકલો જ જઈ આવ્યો. મીનુની ગેરહાજરી ખૂબ સાલી. શેઠે તો મને કહ્યું કે મીનુને લીધા વિના આવ્યા જ કેમ? મેં જવાબમાં બાચ્યું કે મીનુ એકલી મારી સાથે નહોતી, મારા બીજા ચાર મિત્રો પણ હતાં. ત્યારે શેઠે પાંચેયને ન લાવવા બદલ વધુ ઠપકો આપ્યો!

અહીં તો આપણે ગઈ દિવાળીએ જ આવી ગર્યા છીએ એટલે બીજે ફરવાનું જરાય નવું લાગે એવું નથી, અહીંના દૂર દૂરનાં રમણીય સ્થળો ઉપર મોટરમાં ફરીને આવીએ એટલું જ. બાકી માથેરાન એ તો માથેરાન જ. ત્યાંના હનીમુન પોઈન્ટ જેવું રમણીય સ્થળ મહાબળેશ્વરમાં શોધ્યુંય નથી જડતું. એ પોઈન્ટ શોધનારને તો ધન્યવાદ હોય જ, પણ એ નામ સૂઝનાર બેજાનેય ઓછા ધન્યવાદ ન અપાય.

અને રામબાગનો રસ્તો—રામબાગ સુધી જઈ ને જ હું તો પાછો આવેલો છું. ત્યાંથી શિવાજી લેડરના વિકટ રસ્તા પર આપણે બધા સાથે જઈશું એની કેવી કેવી મનમાં કલ્પના કરી રાખેલી? પણ આજે હમણાં જ ફોલમાં મીનુએ કહ્યું કે તમે બધાં શિવાજી લેડર ચડી આવ્યાં ત્યારે મને ભારે આઘાત લાગ્યો. મીનુને મારી ગેરહાજરી નહિ સાલી હોય—તમારી બધાંની કંપનીમાં. પણ હું તો અહીં એકલો ભૂત જેવો ભમ્યા કરું છું. ચાર દિવસ કેમ કાઢવા એ જ વિચારું છું. પેલો સોદો કાલ સાંજ સુધીમાં પતી જાય તો આ પત્ર તમે વાંચતા હશો ને હું માથેરાન સ્ટેશને...'

અધૂરો પત્ર મારા હાથમાં મૂકીને મીનુએ હાથ પરની ઘડિયાળમાં જોયું. ટ્રેઈનનો સમય બરોબર થવા આવ્યો હતો. પગમાં ચંપલ પહેરતીક ને એ તો હોટેલ બહાર નીકળી રીક્ષામાં બેઠી. સ્ટેશને જઈ ને આવું છું—એવી ઉતાવળી બૂમ પાડતી રીક્ષાવાળાને રીક્ષા ઝડપથી ચલાવવા કહેતી સંભળાઈ.

અમે બધાં નાહી-પરવારીને જમવા જવા માટે મીનુની રાહ જોઈ રહ્યાં હતાં ત્યાં જ નાહ્યા વિનાની થાકેલી મીનુનો ચહેરો એકદમ તેજસ્વી થયેલો અમે જોયો ન જોયો અને પાછળથી હાથમાં બેટેચી ઝૂલાવતો ઉત્સવ દેખાયો.

'સોદો પતી ગયો?' પેલો અધૂરો રહેલો પત્ર જ મારા મનમાં હજુ ઘોળાતો હતો તેમાં ક્યાંય લખ્યું નહોતું કે મીનુને સ્ટેશને મોકલજો. મને એમ કે છેલ્લે ઉત્સવે લખ્યું હશે કે પત્ર વાંચીને સ્ટેશને આવજો એટલે મીનુ દોડી ગઈ હશે. પણ મેં આખો પત્ર મીનુના ગયા પછી ફરી વાંચેલો.

મીનુ ને ઉત્સવ મારાં વર્ષોજૂનાં મિત્રો હતાં. પણ મીનુનું ઉત્સવ-ઘેલું હૈયું માથેરાનમાં જ હું પહેલીવાર પારખી શક્યો.

★

રેલ્વે ચલાવવા માટે, એક અજોડ પ્રકારનું સ્વયંસંચાલિત યંત્ર સોવિયેત સંઘમાં શોધી કાઢવામાં આવ્યું છે. આ યંત્ર માનવ-ડ્રાઈવરનું બધું જ કામ કરે છે : ટૂંકમાં ભવિષ્યમાં માનવ ડ્રાઈવર વિના રેલ્વે દોડાવી શકાશે. આ યંત્રો અનુભવી ડ્રાઈવરો કરતાંયે સારું કામ આપશે એમ માનવામાં આવે છે. મોસ્કોની આસપાસ ચાલતી રેલ્વેઓ ઉપર તાજેતરમાં આ યંત્રના અખતરા કરવામાં આવ્યા હતા. જે ઘણા જ સફળ માલુમ પડ્યા હતા.





પ્રદ્યુમ્ન કંચનરાય દેસાઈ

# જળમાંજાર અને બીજાં જળચર

ધરતીની વિશાળતા અને આભની અફાટતા જેટલી જ જળની આખી દુનિયા છે, જળચરોની પણ તેવી જ દુનિયા છે, જળચર પંખીઓની પણ દુનિયા છે. આ વખતે આપણા પક્ષી–વિશારદ તેવાં થોડાંક પંખીઓનો અભ્યાસુ પરિચય આપે છે......

## જળમાંજાર

કદમાં જળમાંજાર તેતરને મળતું આવે પણ તેની પૂંછડીના લાંબા તથા અણીદાર પીંછાંને લઈ તે મોટું જણાય છે. તેની બચ્ચાં ઉછેરવાની મોસમમાં જે સામાન્ય રંગ જોવામાં આવે છે તે કાળો અને ધોળો છે. તેમાં લાંબી કાળી પૂંછડી અને લાંબા પગો અને લાંબા પાતળાં આંગળાં ને નખો હોય છે. માથું અને ઉપલી છાતી ધોળી હોય છે. પણ ગોડ ઉપર પીળો રંગ આવે છે. પાંખનાં પીંછાં કાળા અને ધોળા રંગનાં હોય છે. અને પેટાળનો રંગ કાં તો ચોકલેટ અથવા કાળો રહે છે. આ રંગ શિયાળો બેસવા સાથે ફરે છે. જેથી તે બહુ આંખે આવે એવા રંગનું રહેતું નથી. ત્યાર પછી પૂંછડીના લાંબાં પીંછાંની શોભા પણ રહે નહિ. તેના પગનાં આંગળાં પ્રમાણમાં ઘણાં લાંબાં હોવાથી તેના શરીરનું વજન વધારે ચોરસ ઇંચમાં વહેંચાઈ જવાથી આ પંખી કમળનાં તરતાં પાંદડાં ઉપર અને એવી બીજી પાણીની વનસ્પતિ ઉપર બહુ સહેલાઈથી ફરીહરી શકે છે. અને પાંદડું કે બીજા વેલા પાણીમાં ડૂબતા પણ નથી. પાનખર ઋતુમાં તેનો રંગ અને ઘાટ ખૂબ ધ્યાન ખેંચે એવો થઈ જવાથી તેઓ તળાવ, નદી કે એવાં જળાશયો ઉપર જૂનથી ઓક્ટોબર માસમાં સહેલાઈથી જોવામાં આવે છે. માત્ર તેઓને એક વસ્તુ પાણીમાં એ જોઈએ કે પાણી ઉપર તરતી વનસ્પતિની વિપુલતા. તેની ચાંચનો રંગ રાખોડી અને પગ તથા આંગળાનો રંગ લીલાશપડતો હોય છે.

વરસાદ પહેલાં આ જળમાંજારની જોડીઓ બંધાઈને પોતાને હરવા ફરવાની જગ્યા નક્કી કરી લે છે. વળી તેઓ સખત વરસાદમાં પણ જરા ય મુંઝાતાં નથી. માત્ર તેના ફરવાની જગ્યામાં ચારો પુષ્કળ જોઈએ. જ્યારે ઊડે છે ત્યારે બિલાડી જેવું 'મીઆઉં' કરે છે.

સામાન્ય રીતે તેઓ સમુહચારી છે છતાં જગ્યા નક્કી કરી લીધા પછી એક બીજાની હદ ઓળંગી ન શકે. જો આપણે આ પંખીની જોડીને સાથે ચરતી જોઈએ તો તેમાં એક સાધારણ મોટું જણાય છે. પંખીમાં સામાન્ય રીતે નરનું કદ મોટું હોય છે પણ આ જળમાંજારમાં માદાનું કદ મોટું રહે છે. આપણાં જળાશયો ઉપર તેઓનો હંમેશ વાસ હોય છે. પણ ઉપર જણાવ્યું તેમ રંગબદલી કરી નાખતાં હોવાથી ધ્યાન બહાર રહી જાય છે. ઉડાનમાં આ પંખીને તેજ પર તો ન કહી શકાય અને કનડ્યા વગર તેઓ પોતાની જગ્યા છોડતાં નથી. પણ વારે વારે ઉડાડીએ તો પછી તે જગ્યા છોડી દૂર ઊતરે છે. પણ જ્યારે સર્વ સલામતી જણાય એટલે તરત જ પાછાં પોતાની જગ્યા ઉપર આવી જાય છે.

સૌરાષ્ટ્ર, ગુજરાત અને કચ્છ ઉપરાંત આખા ભારતમાં તેઓ વસે છે. આપણે ત્યાં તેઓ સ્થાનિક મુસાફર ગણાય પણ બચ્ચાં અહીં ઉછેરે છે. મેં ભાવનગરના મોતી તળાવમાં તેનો માળો પાણી ઉપર થતી વેલના ઘાટા પાટમાં જોયો છે. અને કાશ્મીરમાં મન્છાર સરોવરમાં કમળનાં પાંદડાં ઉપર પણ તેનો માળો જોયો છે. આ માળા જુલાઈ ઓગસ્ટમાં હતા. તેઓ માળા માટે ખાસ વસ્તુઓ વાપરતાં નથી પણ થોડા પાણી ઉપર તરતાં તણખલાં ગોઠવેલાં જોવામાં આવે છે. આવા માળામાં ત્રણથી ચાર લીલા કથ્થાઈ રંગના અડધાં પાણીમાં ડૂબેલાં ઈંડાં મૂકે છે.

જળમાંજારનો ખોરાક પાણીમાં થતી જીવાત, વનસ્પતિ અને તેનાં બીયાંનો છે. સામાન્ય રીતે તેઓ પાણી કિનારે ચરે છે પણ ક્યારેક પાણીમાં પડીને ચરતાં દેખાઈ આવે છે. ઉનાળામાં તેઓ મોટા સરોવરના કાંઠા અને બારે માસ વહેતી નદીના કિનારે જોવામાં આવે છે.



અંગ્રેજીમાં જળમાંજારને The pheasant tailed Jacana કહેવામાં આવે છે. અને તેને વિજ્ઞાનિક રીતે ઓળખવાં હોય તો Hydrophasianus chirurgus( scopoli ) એમ કહેવું જોઈએ.

### કાળો જળમાંજાર

કાળો જળમાંજાર બરાબર તેતરના કદને મળતો આવે છે. તેનો સામાન્ય રંગ કાળો હોય છે. માત્ર તેની પીઠ અને પાંખો ચળકતા કથ્થાઈ રાતા લીલા રંગનાં હોય છે. અને આંખ પાછળ ધોળો લીટો આવે છે. જે ઓડ સુધી પહોંચે છે. તેની ચાંચ રાતા અને પીળા રંગની હોય છે અને પગ લીલા રંગના રહે છે. એને પણ પહેલા જળમાંજાર માફક પાતળાં અને લાંબાં આંગળાં રહે છે. નર–માદા બંને સરખાં છે.

આ પંખી જ્યાં મોટા ગીલા, નદીઓ અને સરોવર હોય છે ત્યાં વસે છે. એની ખાસીયત બહોળા પાણીમાં પુષ્કળ વનસ્પતિ હોય ત્યાં વસવાની છે.

સૌરાષ્ટ્ર તો તેના વસવાટ માટે ખૂબ જ સૂકો દેશ છે પણ ગુજરાતમાં તેઓ વસે છે.

કાળો જળમાંજાર વર્ષામાં માળા બાંધી કુટુંબ ઉછેરે છે. એ પણ પાણીની વનસ્પતિ ઉપર માળો બનાવીને ત્રણથી સાત પીળાં અથવા રતાશ પડતા રંગ ઉપર કાળી લીટીઓના ચિત્રામણવાળાં ઈંડાં મૂકે છે.

આ પંખીને અંગ્રેજીમાં The bronze-winged Jacana કહે છે અને Metopidius indicus (Lalham) એ એનું વિજ્ઞાનિક નામ છે.

### કરચલાખાઉ

કરચલાખાઉને તેતરના કદનું કહી શકાય. તેની પીછાન તેના કાળા ધોળા રંગ ઉપરથી પડે છે. નર–માદા,બંનેનો રંગ સરખો હોય છે. જ્યારે નાની ઉંમરનાં હોય ત્યારે વધારે રાખોડી હોય છે. તેમાં પૂંછડી ઉપર આ રાખોડી રંગ ખાસ નજરે ચડે છે.–આ પંખીની ચાંચનો ઘાટ નીચે જાડો અને ઊંચો ગયેલો નથી હોતો. ચાંચ અને આંખ બંને કાળા રંગના, જ્યારે પગો રાખોડી લીલા અથવા રાખોડી ભૂરા હોય છે.

આ પંખીનો વસવાટ મીઠા પાણી ઉપર ભાગ્યે જ છે. એ તો દરીઆકિનારાનું વાસી છે. સ્વભાવે બીકણુ રહે છે. એટલે આપણને જોતાં જ ઊડી જાય છે. પણ કોઈ વખત મોટી ભરતી હોય તો નજીકથી જોવા મળે છે. છતાં બહુ ભાગ્યે જ જણાય એવું આ પંખી છે.

રાતા સમુદ્રથી ઈરાનના અખાત સુધી અને બંગાળના ઉપસાગરથી સીલોન અને મલાયા સુધી તેઓ જોવામાં આવે છે. અને હિન્દી મહાસાગર ઉપર આવેલા ટાપુ તેના બચ્ચાં ઉછેરવાની જગ્યા છે અને તેના નામ પ્રમાણે કરચલાનો ખાસ ખોરાકમાં ઉપયોગ કરે છે. કરચલાખાઉને અંગ્રેજીમાં The crab plover કહે છે અને Dromas ardeola ( prykull) એમ વિજ્ઞાનિક નામમાં કહેવાય છે.

### ચકવા–ચકવી

તેતરના કદનું પણ લાંબા પગવાળું આ ચકવા–ચકવી ઉપર કથ્થાઈ રાખોડી રંગવાળું રહે છે. અને પેટાળનો રંગ ઝાંખો ધોળો રહે છે. જ્યારે માથું અને ગરદન પીળા કથ્થાઈ રંગનાં હોય છે. આ રંગમાં કાળી કથ્થાઈ લીટીઓ જોવામાં આવે છે. ચકવા–ચકવીનું માથું તેના કદના પ્રમાણમાં મોટું હોય છે અને એવા મોટા માથામાં નાની રૂપાની બેઆની જેવડી સોનેરી પીળા રંગની આંખો આવેલી હોય છે. ચાંચ અણીવાળી. મૂળમાં પીળી અને છેડો કાળા રંગનો હોય છે. તેની પાંખો ઉપર ઝાંખો ધોળો રંગ અને ઘેરા કથ્થાઈ લીટા હોવાથી આ પંખી તરત જ વરતાઈ આવે છે. પગ પીળા કે ઝાંખા પીળા રહે છે. અને બંને પંખીઓ એક જ સરખાં જોવામાં આવે છે.

ચકવા–ચકવી ભૂતલવાસી પંખી છે એટલે તેમને

મેદાન વધારે ગમે છે. એમાં પડતર ખેતર, વાડી, બીડકાં અને કાંટનો સમાવેશ થાય છે. છતાં કોઈ વખત પથરાળ ડુંગળ ઉપર વસેલાં દેખવામાં આવે છે. વળી તેઓ સામાન્ય રીતે નિશાચર છે એટલે દિવસના ભાગમાં આરામ કરવા માટે તેના રંગ સાથે મળતી આવતી રંગની ભોંય પસંદ કરી અને શાંતિ રહે એવી જગ્યા જોઈ વસે છે. આમાં પણ તેઓને માણસની વધારે બીક હોય છે. જનાવર ફરતાં હોય તો હરકતકર્તા નથી ગણતાં. આ પંખીનો રંગ જ તેનું રક્ષણ કરે છે. આથી એક વખત દબાઈ ગયા પછી તેને શોધવું ઘણું કપરૂં બને છે. દિવસના તો આરામ કરે છે. છતાં ફરતાં દેખાય છે. પણ ચારા માટે મોડી સાંજના પોતાની પસંદ કરી રાખેલી જગ્યાએ પહોંચી જાય છે. સ્વભાવે બંને સાથે વસવાનું પસંદ કરે છે. છતાં ચાર છની ટુકડીમાં જોવા મળે છે. ઘણી વખત નાની જગ્યામાં બેઠેલાં હોય તો ઘણી વખત છૂટાં છૂટાં પથરાયેલાં નજરે ચડે છે. જો કે દિવસના ભાગમાં ખાસ ઊડતાં નથી પણ નજરનાં પાકાં છે. જો કાંઈ જોખમ જણાય તો દબાતાં દબાતાં ચાલીને ભોંય ઉપર લાંબાં થઈને બેસી જાય છે. આવી રીતે દબાઈ ગયા પછી પણ તેને એમ જણાય કે તેના ઉપર આવનારની નજર છે તો ભાગે છે. અને પાછાં દબાઈને જ્યાં સુધી ઉડાડીએ નહિ ત્યાં સુધી બેસી રહે છે. જ્યાં સુધી તેને કનડવામાં ન આવે ત્યાં સુધી તે પોતાની ખાસિયતમાં ચોક્કસ છે. અને એક જ જગ્યા ઉપર હરહંમેશ આરામ કરવાનું પસંદ કરે છે. આવા સ્વભાવને લઈને જે ચકવા–ચકવીઓ અમુક જગ્યામાં વસતાં હોય છે તે જગ્યા ઉપર વરસો સુધી કુટુંબ ઉછેરે છે. અને ત્યાં જ વસવાટ કરે છે. અજવાળીઆમાં તેઓ સામાન્ય રીતે બોલતાં સાંભળવામાં આવે છે. જે વખતે નર અને માદા બંને 'પીફ પીફ પીફ પીવીફ' એવા પ્રકારની સીટીવાળો અવાજ કરે છે. દિવસના તો તે ભાગ્યે જ અવાજ કરે છે. પણ એ દેખાતાં હોય એમ વસતાં હોય તો તે અવાજ જરૂર સાંભળવામાં આવે છે. પણ સાંજના તો અવશ્ય તે અવાજ આપે છે. અને બચ્ચાં ઉછેરવાની મોસમમાં તો ખાસ સાંભળવામાં આવે છે.

તેઓની ઉડાન લગભગ સીધી જણાય છે. પણ દોડવામાં બહુ ચપળ હોવાથી ઘણી વખત આપણી નજર બહાર સહેલાઈથી નીકળી જાય છે. આ તો કાંટમાં વસતાં ચકવા–ચકવી આવું કરે છે. આ પંખીને આપણે બીકણ તો ન કહી શકીએ. જો કોઈ શિકારી પંખીની ચોટ ખાઈ ગયું હોય તો ચાંચ ફાડીને જોર જોરથી અવાજ દેવાનું શરૂ કરી દે છે. જે સમયે તેના દુશ્મનની સામે નજર રાખી પીંછાં ફુલાવી પાંખો પહોળી કરી દે છે. આ પ્રકારની વર્તણુક જ્યારે ઈંડાં અને બચ્ચાં સાચવતાં હોય છે ત્યારે પણ બતાવે છે. બીકથી ગભરાઈને દોડતાં દોડતાં પડી જાય પછી ભોંય સરસાં દબાઈ જાય અને દબાયેલાં રહી દુશ્મનને નજર બહાર ન થવા દેવા તેના તરફ ફરતાં રહે છે.

ચકવા-ચકવી સૌરાષ્ટ્ર કચ્છ અને ગુજરાતમાં બહુ સામાન્ય પંખી છે. અને હમેશાં આપણે ત્યાં જ વસવાવાળું છે. આથી તે કોઈ પણ માસમાં જોવામાં આવે છે. માર્ચથી ઑકટોબર માસ સુધીમાં તેઓ કુટુંબનો ઉછેર કરે છે. પણ વધારે પ્રમાણમાં તેના માળા એપ્રિલ મે માસમાં જોવા મળે છે. જમીનને ખોતરીને નાનો ખાડો બનાવી ઈંડાં મૂકે છે. આ માળાની જગ્યા બનતાં સુધી કોઈ જાળાની બહાર પડતી ડાળી નીચે હોય છે. માત્ર બે પીળા કથ્થાઈ રંગનાં, અંદર ચોકલેટ અને કાળા ડાઘાના ચિત્રામણવાળાં ઈંડાં મૂકે છે. આ ઈંડાંનો રંગ જમીન સાથે આબાદ એકમેક થઈ જાય છે આથી શોધતાં મુશ્કેલી પડે છે. જ્યારે સેવણ ચાલતી હોય છે ત્યારે જોડીનું એક પંખી સેવણ ઉપર બેસે અને બીજું તેની ચોકી રાખે છે. જ્યારે કોઈ જોખમની આગાહી થઈ આવે ત્યારે સેવણ ઉપર બેઠેલ પંખી બહુ ચૂપકીદીથી માળો છોડી દબાતું ભાગે છે. અને આપણી નજર માળા ઉપર ખેંચી લેવા માટે



પોતાની પાંખ ભાગી ગઈ છે એવો દેખાવ કરી તરફડવા લાગે છે. પણ જ્યારે બચ્ચાં સાથે હોય ત્યારે તો આ તરકીબ વારે વારે અજમાવે છે અથવા તો અજમાવવાની જરૂર પડે છે. કેટલીક વખત તો અડધા પગોએ ચાલીને જાણે હજુ ઈંડાં સેવતું હોય એમ બેસી રહે છે કે આવનારનું ધ્યાન તેના તરફ ન જાય. પાછળ ફરતાં બચ્ચાં માબાપનાં ચઢાવાં સાંભળે કે તરત જ ભોંય ઉપર લાંબાં પડી જાય છે. અને જરા પણ હાલતાં નથી અને આંખનું મટકું સુદ્ધાં મારતાં નથી. જ્યાં સુધી તેને હાથમાં ઉપાડીએ નહિ ત્યાં સુધી એ જ રીતે દબાઈ રહે છે. સહેજ પણ ગતિ આંખ પકડી લે છે એ હિસાબે જ્યાં સુધી માબાપ સબ સલામતનો અવાજ ન આપે ત્યાં સુધી જરા પણ ડગે નહિ. બચ્ચાંનો રંગ ભોંય સાથે આબાદ મળી જાય છે કે એક વખત દબાઈ ગયા પછી હુશીયાર આંખની પણ ખબર લઈ લે છે.

આ પંખી જીવાત અને દાણા બન્ને વસ્તુનો ખોરાકમાં ઉપયોગ કરે છે. ચારાનો સમય મોડી સાંજ અને વહેલી સવારનો છે. તેની મોટી આંખ પ્રકૃતિએ જાણે રાતના ઉપયોગ માટે ખાસ બનાવી હોય એવું જણાય છે. અંગ્રેજીમાં આ પંખીને The indian stone Curlew અથવા The thick-knee plover. કહેવાય છે અને તેનું વિજ્ઞાનિક નામ Burhinus oedicnemus indicus( salvadori ) કહેવું જોઈએ.

### મોટા ચકવા-ચકવી

મોટા ચકવા-ચકવી આગળ જોઈ ગયા તે ચકવા-ચકવીથી કદમાં જરા મોટા હોય છે. આમ તો આ પંખી ચકવા-ચકવીને ઘણી રીતે મળતું આવે છે. પણ રંગમાં તે એક સરખો આછો પીળો રાખોડી છે. તેના માથા અને ચહેરા ઉપર ઘેરી પટ્ટીઓ આવે છે. આ પંખીની આંખો ગોળ અને મોટી હોય છે. જેનો રંગ લીલાશ પડતો અથવા લીલાશ પડતો સોનેરી પીળો કહી શકાય. ચાંચનો ઘાટ સહેજ ઊંચો જાય છે. પાંખ ઢાંકતાં પીંછાં ઘેરા રંગનાં રહે છે. જેમાં રાખોડી પટ્ટો સાફ વરતાય છે. મૂળમાં ચાંચનો રંગ લીલાશ પડતો પીળો હોય છે. અને ઊડે છે ત્યારે કાળો અને ધોળો પટ્ટો ચોખ્ખો જણાય છે. પેટાળ ધોળું અને પગ ઝાંખા પીળા અથવા રાખોડી ધોળા રંગના હોય છે. આ મોટા ચકવા-ચકવી પાણી પાસે વસવાનું વધારે પસંદ કરે છે. આથી તેને શોધવા સરોવર અને નદીકાંઠા અને તેમાં આવેલાં બેટડાં ઉપર જવું પડે છે. એ ઉપરાંત દરિયાકાંઠે પણ તે મળી આવે છે. જ્યારે તે ઊડે છે ત્યારે તેની ખાસીયત પાણીની સપાટી ઉપર ઊડવાની છે. જ્યારે ડરી જાય છે ત્યારે બહુ ઊંચી સીટી આપે છે. જે પાણી ઉપર બહુ લાંબે સુધી સાંભળવામાં આવે છે. સ્વભાવે તેને મૂંગું કહી શકાય. સાંજે ચરવાની જગ્યા ઉપર જવા માટે પાણીકાંઠો છોડે છે. દોડવાવાળાં આ પંખીની આગળ જવું જરા મુશ્કેલ છે.

સૌરાષ્ટ્ર, કચ્છ અને ગુજરાતમાં તેની વસ્તી છે. વળી બારમાસી છે. ફેબ્રુઆરીથી જૂન માસમાં તેઓ ઈંડાં મૂકે છે. અને ધોમડીની વસાહત સાથે તેનાં પણ ઈંડાં જોવા મળે છે. એની ઈંડાં મૂકવાની જગ્યા પાણીમાં આવેલા પથરાળ ટાપુ ઉપર એમ ને એમ જમીન ખોતરીને અથવા નહિવત્ ખોતરીને હોય છે. દરિયાકાંઠે અને નદીકાંઠે વસતાં પંખી રેતી ઉપર અને વેકરામાં પણ ઈંડાં મૂકી દે છે. આ પંખી ઘણે ભાગે તો બે જ પીળાશ પડતી ધોળી જમીન ઉપર તેના મોટા છેડા તરફ કથ્થાઈ રંગની લીટીઓ અને ધાબાંનાં ચિત્રામણવાળાં ઈંડાં મૂકે છે. તેની માદા સેવણ ઉપર બેઠી હોય અને આપણે તેનો માળો શોધતા હોઈએ તો તે તરત જ જાણી જાય છે અને એક વખત માળો છોડીને ઊડી ગયા પછી ઘણે વખતે પાછું માળા ઉપર આવે છે.

તેનો ખોરાક પાણીમાં થતાં બઘોલાં, જીવાત અને વનસ્પતિનો છે. આ ચારો શોધવા તે મોડી રાત વધારે પસંદ કરે છે. એથી તેને નિશાચર કહેવું જોઈએ. એ સિવાય તે ચરવા માટે દૂર સુધી નીકળી આવતાં માલુમ પડ્યું છે.

મોટા ચકવા–ચકવીને અંગ્રેજીમાં The great stone gurlew કહેવાય છે અને Burhinus recurvirostris (cuvier) એ એનું વિજ્ઞાનિક નામ છે.

### દરીઆઈ અબલખ

આ પંખી લગભગ તેતરના કદનું ગણાય. તેના કાળા અને ધોળા રંગમાં રાતી ચણોઠી જેવી ચાંચ અને નારંગી પગથી તે તરત જ વરતાઈ આવે છે. વળી તેના કાળા માથામાં કાળા રંગની આંખો ફરતી રાતી કોર રહે છે. ગરદનની બાજુમાં અને ગળા ઉપર સફેદ રંગ આવે છે. છાતી ઉપર કાળો પટ્ટો હોય છે. પેટાળ સફેદ રંગનું હોય છે. પાંખમાં કાળો અને ધોળો બંને રંગ જોવામાં આવે છે. તેના ઉનાળુ રંગ જે ઠેકાણે ગરદન અને ગળા ઉપર સફેદ રંગ રહે છે ત્યાં કાળો રંગ આવી જાય છે એટલો ફેર પડે છે. આ પંખીનો વસવાટ દરીઆકાંઠા ઉપર એટલે તેની ઊડાન કાંઠે અને પાણીની સપાટી ઉપર જોવા મળે છે.

સૌરાષ્ટ્રમાં દરીઆઈ અબલખ બહુ સંખ્યામાં જોવામાં આવતાં નથી. માંડ ત્રણથી પાંચ પંખી એક સાથે જોવા મળે છે. તેની ફરવાની જગ્યા પાણીકાંઠો છે. દરીઆકાંઠાનાં તમામ પંખી સ્વભાવે બહુ બીકણ છે. એમાંથી આ પંખી બકાત નથી. તેઓ આપણા દરીઆકાંઠે ઓગસ્ટમાં આવી ગયેલાના દાખલા છે. તેઓ ક્યારેક બહુ ઊંચી સીટી બજાવે છે. આ પંખીને દરીઆકાંઠાની અમુક જગ્યા પસંદ પડી જાય પછી ત્યાં જ તે જોવા મળે છે. છતાં એક વાત એ છે કે તેઓ મુસાફરીમાં એક જગ્યા ઉપર લાંબો વખત રોકાતાં નથી.

તેઓ આપણા દરીઆકાંઠે કુટુંબ ઉછેરતાં નથી પણ તે માટે તેઓ યુરોપ અને ઉત્તર એશિયાના દરીઆ-કાંઠે ચાલ્યાં જાય છે. અને તેઓ તે ફરજ બજાવી શિયાળો ગાળવા આપણે ત્યાં ચાલ્યાં આવે છે. સૌરા-ષ્ટ્રના દરીઆકાંઠે જૂજ દરીઆઈ અબલખ જરૂર જોવા મળે છે. એપ્રિલ માસમાં તેઓ ચાલ્યાં જાય છે. દરીઆની છાંતીમાં થતાં બધોલાં, અને એને મળતી જીવાતનો તેઓ ચારો કરે છે. એ શોધવા માટે બહુ વેગીલી ચાલ બતાવે છે. અને જ્યાં તેની મનપસંદ જગ્યા હોય ત્યાં બીજાં દરીઆઈ પંખીને પેસવા દેતાં નથી.

અંગ્રેજીમાં તેને The oyster catcher નામ આપ્યું છે. અને વિજ્ઞાનિક રીતે ઓળખવું હોય તો તેને baematopus ostralegus (linn). કહેવું જોઈએ.



બોસ્ટન–અમેરિકામાં એક માણસ અને તેનો મિત્ર ચાલ્યા જતા હતા. રસ્તામાં એક ભિખારી મળ્યો અને એણે થોડા પૈસાની માગણી કરી. પેલા માણસે ખીસામાંથી પરચુરણ બહાર કાઢ્યું તેમાં ૫૦ સેન્ટ, ૨૫ સેન્ટ, ૧૦ સેન્ટ વગેરે નાના-મોટા સિક્કા હતા.

એ માણસે પોતાની હથેળીમાં એ પરચુરણ ધરીને ભિખારીને કહ્યું, તું તને ઠીક પડે તેટલા પૈસા લઈ લે. ભિખારીએ ૨૫ સેન્ટનો સિક્કો ઉપાડી લીધો, આભાર માન્યો અને ચાલતો થયો.

મિત્રે પેલા માણસને પૂછ્યું, 'તમે આમ શા માટે કર્યું ?' પેલા માણસે જવાબ દીધો, 'મને જ્યારે પણ કો- ભિખારી મળે છે ત્યારે હું એને એની મેળે જ પૈસા લેવાનું કહું છું. આ કારણે સૌથી વધુ કિંમતનો સિક્કો પસંદ કરવામાં એ લોકોને પોતાના સ્વમાનનો ખ્યાલ આવે છે. સામી બાજુએ સૌથી ઓછી કિંમતનો સિક્કો આપવાની મારી નબળાઈ પણ બહાર આવતી નથી. કારણકે મારા હાથમાંનો મોટામાં મોટો સિક્કો રાખવાન ઇચ્છા મને થાય એ પણ સ્વાભાવિક જ છે.'



જળમાંજાર અને બીજાં :

'સેવકરામ'

# ગ્રામવિકાસના અવરોધો

ગ્રામવિકાસ માટે આજે આપણી સરકાર તનતોડ જહેમત ઉઠાવી રહી છે. પણ ગ્રામ્યપ્રજાની નાડ પારખવી હજુ દુર્લભ જ રહી છે. એવા રોજેરોજ કેટલાય અવરોધો આવે છે. તેમાંથી થોડાક આ લેખમાં સુંદર રીતે રજૂ થયા છે જે દરેકને ગળે ઊતરે......

ગામ પ્રમાણમાં સુખી હતું. વસ્તી પણ બે હજારની હશે. પણ ગામમાં અંગ્રેજી શાળા નહોતી. એટલે ગામના છોકરાઓને બહારગામ ભણવા જવું પડતું. ગરીબ ગરબાં તો બિચારાં ભણાવે જ શાનાં? એકવાર હું એ ગામમાં ગયો ત્યારે ગુજરાતી શાળાના મુખ્ય શિક્ષક મળ્યા. તેમણે મને એક વિદ્યાર્થીની વાત કરી. તે ઘણો જ હોંશિયાર વિદ્યાર્થી હતો. ફાઈનલમાં પણ સેન્ટરમાં પહેલો આવે તેવો હતો. મને એ માસ્તર કહે:

'સેવકરામ! આ છોકરાનો જો કોઈ હાથ પકડનાર હોય તો ભણવામાં નામના કાઢે એવો છે. હું એના બાપને કહું છું કે તમે ભણાવો. પણ શહેરમાં મોકલવા જેવું એનું ગજુ નથી.'

'ગામમાં ચાર પાંચ ધોરણની શાળા નથી?'

'ના રે, એ જ ગામની મોટામાં મોટી મોંકાણ છે ને! આખી શાળા ચણાવી શકે એવું ગજુ છે. ગામના વેપારીઓ મોસમી વેપારમાં કમાય છે પણ સારું. પણ કોઈને શાળા શરૂ કરવાનું સૂઝતું નથી. તમે આવ્યા છો તો જરા વાતાવરણ તો કરો.'

અને હું ગામના આગેવાનોને, ગામના વેપારીઓને મળ્યો. સૌને કેળવણીની અગત્ય સમજાવી. જો ગામમાં ભણવાની સગવડ હોય તો ઘણા બધા છોકરા ભણી શકે. આજુબાજુનાં ગામડાનાં છોકરાં પણ આવે. વિદ્યાદાન જેવું બીજું દાન નથી. ગામ ધારે તો ગામના પાદરે જ્ઞાનની પરબ માંડી શકે.

મેં જોયું કે એ સૌને મારી વાત ગમતી હતી. ગામમાં શાળા શરૂ થાય એમ એ ઇચ્છતા પણ હતા. કેટલાક તો મારા કરતાયે વધારે જોરદાર શબ્દોમાં એની હિમાયત પણ કરતા હતા. એથી મને એમ થયેલું કે આ લોકો જરૂર શાળાની દિશામાં કામ શરૂ કરશે.

પણ છએક માસ પછી એ ગામના વેપારી ભાઈ એક જંકશન આગળ ભેટી ગયા. મેં ગામના સમાચાર પૂછતાં સહજ પૂછ્યું:

'કેમ હવે શાળાનું કામકાજ કેટલે આવ્યું?'

'શાળાની વાત કરો છો!' સાશ્ચર્ય એમણે મને સામે સવાલ કર્યો. 'સેવકરામ, અમારા ગામમાં શાળા થઈ રહી.'

'કેમ એમ કહો છો!'

'ગામમાં સંપ જોઈએ ને?'

'પણ આ તો ગામના હિતનું કામ છે. આમાં સારા કામમાં કોણ આડે આવે!'

'કેટલાક આડા પડે છે એની જ આ તકલીફ છે ને! નહિ તો ગામ ધારે તો કાલે નિશાળ શરૂ થાય.'

આ સાંભળીને તો મને ચટપટ પેઠી. એટલે તક મળતાં હું ફરીથી એ ગામમાં ગયો. તપાસ કરતાં માલુમ પડ્યું કે ત્યાં બે ભાગ પડી ગયા હતા. ઉજળિયાત કોમ અને સામે ડોગિયો અને બીજી ઇતરકોમો. ગ્રામ-પંચાયતમાં આ ઇતરકોમો અને ડોગિયોની બહુમતી રહેતી. એટલે સરપંચ એમનો ચૂંટાતો. આ લોકોમાંથી કોઈ ભણનાર નીકળતું નહિ એટલે ગ્રામ પંચાયતમાં ઠરાવ લાવે કે અમુક જમીન શાળા બાંધવા આપવી ત્યાં વિરોધ. ફંડફાળો થાય ત્યાં આ લોકો પાઈયે આપે નહિ. તે કહે અમારામાંથી કમિટીમાં અડધો અડધ લ્યો તો જ આ કામ થવા દઈએ. આમાંથી અંટસ પડી છે. ઉજળિયાત કોમ સુખી છે. કેટલાક ભણેલા છે. વેપાર પણ સારો ચાલે છે. એ લોકો પૈસા પણ આપવા તૈયાર છે. એમની દલીલ એ છે કે



પૈસા અમે કાઢીએ અને વહીવટ એ શાના કરે ! જે પૈસા આપે તે વહીવટ કરે !

આમાં મને નવું જ સમાજદર્શન થયું. જેને લોકો લઘુમતી કોમો કહે છે કે પછાત કોમો કહે છે તે જ્યારે એક થઈ બહુમતી કરે છે ત્યારે કેવો વર્તાવ કરે છે તેનું આ ચિત્ર જોઈ મનમાં ગ્લાનિ થઈ! પછાત કોમોને આગળ લાવવા સરકાર સમાજ કલ્યાણ બોર્ડ દ્વારા પૈસા ખર્ચે છે. પણ આનો અર્થ તો એ થયો કે બહુમતી લઘુમતીને કનડે. ઉજળિયાતોએ પછાત કોમોને અન્યાય કરવામાં કંઈ કમીના રાખી નથી. તેનો બદલો પછાત કોમો આ રીતે લે છે એ જોઈ આશ્ચર્ય સાથે દુઃખ થયું.

પછી તો નાની નાની વાતોમાં આ લોકો કેવું વલણ લેતા હતા તેનાં પણ અનેક દૃષ્ટાંત સાંભળવા મળ્યાં. આમાં અજ્ઞાનતા હતી, એથીયે સવાઈ ઈર્ષા હતી. કુસંપના કારણે ગામમાં કંઈ કામ થતું નહોતું. ગ્રામ-પંચાયત પાસે પૈસા હતા, પૈસા મળી શકે એવી સવલત હતી છતાં ગામમાં એકે વોટરવર્ક્સ નહોતું થયું. રસ્તા સુધર્યા નહોતા. પછાત કોમો હમેશાં એક જ દલીલ કરતી :

'આમાં અમને શું લાભ !'

કોઈ 'આમાં ગામને શું લાભ ?' એ રીતે વિચારતા નહોતા. આ કંઈ એક ગામની વાત નથી. જ્યાં કુસંપ છે, મતમતાંતર છે અને ઈર્ષા છે ત્યાં ગામમાં આવું જ થાય છે. અને કમનસીબે ગામડાંમાં આ ઘણું બધું જોવા મળે છે.

રાતના ગામની સભા કરી. તેમની આગળ ગ્રામ વિકાસનાં કાર્યોની જાણ કરી. સરકાર દ્વારા કેવા લાભ મળે છે તેનો ખ્યાલ આપ્યો. ગામ ધારે તો કેટલાં કામ કરી શકે તેમ છે એનો ખ્યાલ આપ્યો. તેમ ગામનું એક કેળવણી મંડળ શરૂ કર્યું. તેનું બંધારણ ઘડ્યું. આજીવન અને દાતાઓની રકમ નક્કી કરી. પૈસા આપનારને વિશ્વાસ પડે એવી સખાવત કરી આપી. બીજા દિવસે પાંચ હજાર તો મારી હાજરીમાં નોંધાઈ ગયા. મને લાગે છે કે આ વર્ષે ગામમાં એ ધોરણથી શાળા તો શરૂ થશે. એકાદ વર્ષમાં હાઈસ્કૂલ પણ થઈ જશે. ગામડાં સંપથી કામ કરે તો !

*

આપણા લેખકો પણ ખરા છે. ગામડાનું વર્ણન કરવા બેસે છે ત્યારે તેને નંદનવન કહેશે કે પછી ગોકળિયું ગામ કહેશે. તેમ ગ્રામજનતાની વાત કરતાં એમને ભલાભોળા અને સજ્જનતાના અવતાર જેવા માણસો ગણે છે. પણ જેમને ગામડાનો વાસ્તવિક અનુભવ છે એ તો કહેશે કે ગામડું નથી નંદનવન કે નથી ગોકળિયું ગામ. તેમ ગામડાના લોકો બહારથી દેખાય છે એવા ભલા ભોળા નથી. તેમ સજ્જન પણ નથી. મારો જાત અનુભવ કહે છે કે ગામડાંમાં જેટલી ઈર્ષા છે, કટુતા છે, ખણખોતર છે, ઝઘડા છે, કલેશ છે...... એટલાં તો શહેરમાં પણ નહિ હોય. માણસ સ્વાર્થી હોય અને લાભ લેવા કોઈનું બૂરું કરવા પ્રેરાય એ માનુષી નિર્બળતા સમજી શકાય એવી છે. પણ લેવા દેવા વગર ઘાલમેલ કરી બીજાનું બૂરું કરવાની વૃત્તિ મેં ગામડાંમાં ખાસ જોઈ. કેટલાંક પંચાતિયા જ એવા છે કે 'સબમેં અપની લગતી હૈ...' એવો વર્તાવ કરે છે.

મને અહીં ગામડાંમાં સાંભળેલો દાખલો યાદ આવે છે. સાધુ મહારાજ ચપટી માગવા આવ્યા. બાપજી બારણે ઊભા હતા એટલે વહુએ જઈને લોટની ચપટી ભરી અને આપવા બહાર નીકળી. ત્યાં પરસાળમાં ઢીંકણી તાણતાં સાસુજીએ ત્રાડ પાડી.

'વહુ...જા ચપટી પાછી મૂકી આવ...ચાલ જોઈ શું રહી છે !'

વહુ તો હેબતાઈ ગઈ, બાવાજીને ચપટી લોટ પણ આપવા દેતાં નથી ! પણ સાસુજીની આંખોની આગ જોઈ વહુ તો જઈને થાળામાં લોટ નાખી, હાથ ધસી વાસીદુ લઈ વાળવા લાગી.

બાવાજીને પણ નવાઈ લાગી, માજી બોલાવીને લોટ આપે



છે. આજે કેમ ના પાડે છે! બાવાજી તો 'આપે એનું કલ્યાણ થાઓ, ન આપે એનુંયે કલ્યાણ થાઓ...' કહેતા આગળ વધ્યા. ત્યાં ડોશીએ બૂમ મારી, 'બાવાજી ઊભા રહો...હું ચપટી આપું છું.'

અને 'હું ઘરમાં બેઠી હોઉં અને બે બદામની વહુ શાની ચપટી આપે!' બબડતાં બબડતાં ડોશીએ એ દિવસે ચપટીના બદલે ખોબો ભરીને બાવાજીને લોટ આપ્યો.

ગામડાનું માનસ આ ડોશી જેવું છે. અમે બેઠાં છીએ અને તમે શાના પટલાઈ કૂટો! એમને પૂછવામાં પણ વાંધો નહિ. પણ પૂછવા જાઓ તો મોં મરડે...કેટલાક એક કામનું સૂચન કરે તો એ વળી ભળતું જ સૂચન કરે. વિરોધ કરવો, વિરોધ ખાતર વિરોધ કરવો, એ એમની ખાસિયત છે. આવા માણસોના કારણે ગામમાં ઘણાં કરવા જેવાં કામ થતાં નથી.

આવા પંચાતિયા અણધાર્યાં, કેવાં વિઘ્નો ઊભાં કરે છે એ વાત જાણી મને ખૂબ નવાઈ લાગી! હું ગામડામાં રહું છું છતાં જાણે ગામડાનું આ માનસ, આ જડતા અને આ ઊંડી ઈર્ષા હું પામી શક્યો નથી. રણછોડભાઈ મુંબઈમાં વેપાર કરે છે. પ્રમાણમાં સુખી છે. એમની એવી ભાવના ખરી કે ગામના સારા કામમાં શક્ય એવી મદદ કરવી. એમનાં વૃદ્ધ બા ગામડે રહેતાં એટલે રણછોડભાઈ વર્ષમાં એક બે વાર ગામડે પણ આવતા. બા મરી ગયાં. એમની પાછળ ખર્ચ કરવું જોઈએ. બારમું કે પાખોઈ કરવી જોઈએ. એવું ગામલોકો દબાણ કરવા લાગ્યા. પણ રણછોડભાઈએ કહ્યું:

'હું પૈસા ખર્ચવામાં માનું છું. પણ શીરા પાછળ તો પાઈયે નહિ ખર્ચું. તમે કહેતા હો તો બારમામાં જેટલું ખર્ચ થાય તેના પર પાંચસો ઉમેરી હું ગામના સારા કામમાં ખર્ચવા તૈયાર છું.'

ત્યારે તો કોઈએ વાત કાને ન ધરી. રણછોડભાઈ તો મુંબઈ ચાલ્યા ગયા. પણ ગામના જુવાનોએ કુમારશાળાનું કામ હાથ ધર્યું. રણછોડભાઈએ સારી મદદ કરી. ગામે પણ ઉઘરાણું કર્યું અને ગામમાં શાળાનું મકાન બંધાયું પણ ખરું.

એ કુમારશાળાનો ઉદ્ઘાટન સમારંભ યોજ્યો હતો. રણછોડભાઈ આ પ્રસંગે મુંબઈથી આવ્યા હતા. જિલ્લાની જાણીતી વ્યક્તિઓ અને કાર્યકરો પણ ગામમાં પધાર્યાં હતા. આ પ્રસંગે રણછોડભાઈએ મહેમાનો અને શાળાના વિદ્યાર્થીઓને જમાડવાનું નક્કી કર્યું હતું. રસોઈ પણ તૈયાર થઈ ગઈ હતી. સમારંભ સારી રીતે પાર પડ્યો હતો. ઉત્સાહ પણ સારો હતો. મુખ્ય મહેમાનોને તો બીજે જવાનું હતું એટલે તે લોકો જીપમાં ચાલ્યા ગયા. થોડાક જણ રહ્યા હતા. જમવાનો વખત થયો એટલે સાદ પાડી છોકરાંને જમવાનું કહેવડાવ્યું. પણ ગામ વચ્ચે બેઠેલા પાઘડીવાળા ડોસાઓ ખુંખારીને કહેતા હતા, 'જોઈએ છીએ કે કોનાં છોકરાં ખાવા નીકળે છે!' ને ધમકી આપતા હોય તેમ બોલ્યા, 'ગામમાં રહેવું જ ભારે પડી જશે.'

ને રણછોડભાઈએ જોયું કે કોઈ છોકરાંને જમવા મોકલતાં નહોતાં. રણછોડભાઈ ડોસાઓ પાસે ગયા. તેમને પૂછ્યું:

'કાકા! છોકરાંને કેમ ના પાડો છો?'

'અમે ક્યાં ના પાડીએ છીએ!'

'પણ તમે ધમકી આપો પછી કોણ નીકળે!'

આવી વાતચીતમાંથી મુદ્દાની વાત નીકળી ગઈ. એક તડાક ભડાક કરનાર પંચાતિયાએ કહી દીધું:

'તારી માની પાછળ ગામને જમાડે તો જ છોકરાં ખાવા આવશે.'

'પણ કાકા એ તો જૂની વાત થઈ. અને હું મરણ પાછળના બારમામાં માનતો નથી. એ વાત યાદ કરવાનો શો અર્થ.'

'તારી માને તો ગામના લુંદા ખાવા મેંઠા લાગ્યા'તા. ખવરાવતાં ચ્યમ ચૂક આવે છે! માએ જલમભર

ગામનો શીરો ખાધો છે તો ગામ એની પાછળ શું કરવા નાં ખાય!'

આ સાંભળી રણછોડભાઈને ઘણું દુ:ખ થયું. એ મરણ પાછળનો 'શીરો' તો કઈ રીતે કરી શકે. તેમણે ગામના પંચાતિયાઓ આગળ ઘણી કાકલુદી કરી. વિનવણી કરી. સમજાવટ કરી...પણ એ લોકો એકના બે ન થયા. એમને તો તૈયાર રસોઈ બગડવા દેવી હતી, તેમ આ લાગ આવ્યો છે તો સીધો થશે એમ ગણી રણછોડભાઈનું નાક દબાવતા હતા.

રણછોડને માઠું લાગ્યું. એ ગામ પ્રત્યેની ફરજ સમજી શાળામાં મદદ કરી. આ ખર્ચ પણ કરવા તૈયાર થયા. એમના પ્રયત્નોથી જ ગામમાં જિલ્લા લોકલ બોર્ડના પ્રમુખ, ધારાસભ્ય અને બીજા નામી કાર્યકરો આવ્યા હતા. છ ગામનું નામ રોશન થાય એ માટે તે આવા પ્રયત્નો કરે છે. છતાં ગામ તો એમને જુતાં મારે છે! રણછોડભાઈનું મન ખાટું થઈ ગયું. એમણે રસોઈ ગરીબ ગરબાંને વહેંચી દીધી. ગામની બીકથી એ લોકોમાંથી પણ પૂરતા બહાર ન નીકળ્યા. એટલે વધેલ રસોઈ કૂતરાંને નાખી સાંજની ગાડીમાં એ પણ નીકળી ગયા.

રણછોડભાઈએ તેમની હૈયાવરાળ કાઢતો પત્ર મુંબઈથી મને લખ્યો. તેમણે આ બધી વાત વિગતથી લખી હતી. અંતમાં એમણે લખ્યું હતું:

'સેવકરામ! તમે જ કહો, જે ગામ આ રીતે લાત મારતું હોય એને માટે કયું કામ કરવાનું મન થાય?'

હું રણછોડભાઈને શું જવાબ આપું?

*

શંકરભાઈ મારી પાસે આવ્યા. મને કહે:

'સેવકરામ! અમારા ગામમાં ન આવો?'

'કેમ કંઈ કામ હતું?'

'એટલે તો બોલાવવા આવ્યો છું ને! જુઓને તમારી પ્રેરણાથી ગામમાં વૉટર વર્કસનું કામ શરૂ કર્યું. લોકોએ પૈસા પણ લખાવ્યા. ઉઘરાવા જઈએ છીએ તો દાદ આપતા નથી. ત્યાં વિકાસ મંડળ તરફથી કાગળ પર કાગળ આવે છે કે જો તમે આ માસની આખર સુધીમાં પૈસા નહિ ભરી જાઓ તો ચાલુ વર્ષની તમને મદદ નહિ મળે.'

'ગામે તો પૈસા ભરવાનું નક્કી કર્યું હતું. હવે કેમ ફરી જાય છે!'

'અમારા ગામડા ગામના લોકોની આ જ તકલીફ છે ને! ખરી વખતે ગાડાને ઘોંચમાં નાખે.'

હું અગાઉ એ ગામમાં જઈ આવ્યો હતો. ગામલોકની અને લોકલબોર્ડની મદદથી શાળાનું મકાન થયું હતું. તેની પાછળ શંકરભાઈએ સારી જહેમત ઉઠાવી હતી. આ વૉટર વર્કસનું કામ પણ તેમના લીધે જ ઊભું થયું હતું. ગામલોકો પૈસા ન આપે તો કામ કેમ થાય! એટલે જો સમજાવટથી પતતું હોય તો જવું સારું. એમ સમજી બીજે દિવસે સવારે એસ. ટી.માં એમને ગામ ગયો.

ગામના આગેવાનોને મળ્યો. કેટલાકને તો હું સારી રીતે ઓળખતો હતો. એ લોકો ના પાડે એવું જ મને આશ્ચર્ય હતું. એટલે મેં ધીમેથી વાત ઉપાડી.

'ભાઈ તમે આવા સારા કામમાં કેમ ના પાડો છો?'

'સેવકરામ! સારા કામમાં કોઈ ના પાડે ખરું?'

'તો પછી વૉટર વર્કસનો ફાળો કેમ કરી આપતા નથી!'

'ફાળો કરીને અમારે પૈસા કોને સોંપવા?'

'કેમ કોને સોંપવા?'

'તમે વૉટર વર્કસ બાંધવાની જવાબદારી લ્યો છો?'

એક જણે અકળાઈને કહ્યું, 'અમારે કંઈ ગાયને દોહી કૂતરીને પાવું નથી.'

'હું કંઈ સમજ્યો નહિ.'

'જ્યાં સુધી તમે શંકરલાલની વાતો સાચી માનો છો ત્યાં સુધી તમે આ વાતો નહિ સમજો.' એક જણાએ મોં પર ચોપડાવી.

લોકોના ઉશ્કેરાટ પરથી હું સમજી ગયો કે જરૂર મામલો ગંભીર છે. એટલે મેં એ વાત એ વખતે



પન્નાલાલ પટેલ

# વશે-કુવશે

લેખકને મન પોતાનું સર્જન પોતાના બાળક જેટલું જ વહાલું હોય છે. એ સર્જન વખતની મનોવ્યથા જાણી શકાય ત્યારે એ સર્જન વાંચવામાં કોઈ જુદી જ લહેજત મળે. શ્રી પન્નાલાલ પટેલની નવી નવલકથા 'નવું લોહી' પ્રગટ થાય છે તેની અહીં આપેલી પ્રસ્તાવના એટલે જ વાચકોને ગમશે, અને નવલકથા વાંચવા તો જરૂર પ્રેરશે જ......

આ 'નવું લોહી' શરૂ કર્યું ત્યારે ને ત્યાર પછી પણ નેપથ્યમાં તો આવું જ હતું: એના કણે કણમાં ત્યાગની ભાવના ભરવી, તો પેલી રગો (નાડિયો) પણ ભાતભાતના ભોગની—ફનાગીરીની બનાવવી. માનવતાનો મસાલો લઈ માંસ બનાવવું તો સંયમનો સૂર પાડી એનું હાડકું કરવું. ને આ બધું પછી અહિંસાની ચામડીમાં મઢી સતની ચાખડિયે ચડાવી પરાર્થે—બલકે લોકાર્થે જીવન જીવતું કરી દેવું!—ને એટલે જ તો સુધાકરને,—'ચડ જાઓ બેટા શૂળી પે,' એ રીતે નહિ પણ ગળથૂથીમાં જ સેવાભાવ ગળાવી દીધો હતો—બલકે એના લોહીમાં જ વણી લીધો હતો!...

પણ પછી જેમ જેમ આગળ વધતો ગયો તેમ તેમ —જે રીતે વારતામાં (પિતા-પુત્ર વચ્ચે) બને છે, લગભગ એ જ રીતે સર્જનની પ્રક્રિયામાંય બનતું ગયું: વારતાના અલ્લડ નાયકે ખૂદ એના સર્જક સામે જ જાણે બંડાઈ કરવી શરૂ કરી. એને, કાચ સરખાં નિર્મળ કોઈ પાણી દેખાડું તો એ વળી તળિયાનાં પાણીની વાત કરે. અરે, ઊંડે ઊંડે હાથ નાખી, કચરો ને કાદવ કાઢી, પાણીને બદલે જળપાત્રની સમગ્રપણે જ વાત એણે કરવા માંડી...

ને મારે પછી થાકીને એને ઠેકાણે લાવવો પડ્યો.— એના પોતાનામાં જ હળવેકથી કાદવ મારે દેખાડવો પડ્યો!

મને હતું કે આ રીતે એ શરમાઈ જશે ને 'પ્રાણુમાંથી પાંગરેલું માનવ જીવન તો આમ જ હોય!' એમ સમજી જઈ જન સાધારણની શક્તિ પ્રમાણે જ પોતેય વિચારશે ને એ રીતનાં જ પછી કામ ને વાતો કરશે. ને એમ છેવટ જતાંય હું એને મારી રીતે વાળી લઈ, વીણાથી લગન કરાવી, આખુંય સહજીવન આ ગામગાળાને દાનમાં આપી દેવરાવીશ. પણ આ જુવાન તો સાચે જ જુવાન નીકળ્યો!

મેં એને ખાનગીમાં ઘણો ઘણો સમજાવ્યો: અરે તું

---

તો દાબી દીધી. ત્યાં બે દિવસ રહ્યો. શાંતિથી બધી વાત સાંભળી. ઉશ્કેરાટનું કારણ શોધ્યું. તો જાણવા મળ્યું કે શાળાનું મકાન બંધાયું એમાં શંકરલાલે ગોલમાલ કરી છે એવો ગામને શક હતો. તેમને શક પડે એવું બીજું પણ હતું.

તેમણે એક જણના ભાગમાં ઈંટો પડાવી હતી. એ ઈંટવાડાની કિંમત સત્તરસો જેટલી હશે. શંકરલાલે સામાને ઈંટો જોઈએ છે એ ગણી ત્રણ હજારમાં એ ઈંટવાડો ખરીદી લીધેલો. આ હકીકતમાંથી શંકરલાલ પણ છટકી શકે એમ નહોતા. ત્યારથી લોકોનો વિશ્વાસ કાર્યકરોમાંથી ઊઠી ગયો હતો. સૌને એમ હતું કે એ બધા પૈસા ખાવા માટે જ આવા ધંધા કરે છે. નહિ તો વળી ઘરના રોટલા ખાઈને કોઈ પંચાત કરવા નીકળતું હશે! એથી તો લોકો ફરી ફરીને કહેતા હતા: 'સેવકરામ, તમે જવાબદારી ઉપાડતા હો તો સાંજ પડે પૈસા ભેગા કરી આપીએ.'

ઘણી સમજાવટ પછી ગામના લોકોની એક સમિતિ નીમી. એ સૌની સહી થાય તો જ પૈસા ચૂકવાય એવી શરત મૂકી. એટલે ગામને ભરોસો પડ્યો કે હવે કશી ઘાલમેલ નહિ થાય. કારણ કે સમિતિમાં એકબીજાની ગળચી પકડે એવાને મૂક્યા હતા. શંકરલાલની પેઠે ગામના પૈસા ચરી જતા હોય એમનું શું કરવું?



કે' તો તને—ગમે તે રીતેય ઘાટ બેસાડી છેલછબીલી આ સોના પરણાવું, કે' તો તને મધુરા કંઠવાળી વીણાથી લગન કરાવું. અરે તું કે'તો હોય તો તારા પિતાની મારફત—આ ગામગાળામાં કોઈ ટ્રસ્ટની મારફત મઝાનો એક આશ્રમ બંધાવું ને તારા જ હાથની નીચે પપ્પાંચ ગાઉને પંથે દવાખાનાં ખોલાવી દઉં, તો દવાખાનાંમાં શહેરની પેલી સ્ત્રી–નર્સોય બોલાવી લઉં. વળી ગામડે બાળમંદિરોની માંડણી કરાવું ને ગ્રેજ્યુએટ એવી સેવાભાવી છોકરીઓને ગામડે વસાવું. સીમેન્ટની સડકે શહેરથી તારાં આ ગામ જોડાવું ને રેલગાડીના પાટાય આ પછાત મુલકમાં પથરાવી દઉં. ને આ બધાને તારા જ પ્રયત્નને આભારી કરી ચૂંટણી વખતે એવું તો તારું, ગ્રામલોકોને હાથે જ ફૂલેકું કઢાવું કે એ જાણીને ગામડાનો પેલો ભણ્યોગણ્યો જુવાનવર્ગ જે શહેરમાં ઠસી જાય છે એની આંખ ઊઘડે ને છોભીલો બની રહે. તો બીજા જુવાનોનુંય ભારતના આ અવાવરા ક્ષેત્ર તરફ ધ્યાન દોરાય ને કામ કરવાની ઝંખના જાગે. ટૂંકામાં તારું આ આખુંય જીવન આપણાં ગ્રામભાંડુઓની પ્રગતિ માટે એવું તો ઉપકારક બનાવું કે—અરે તું બરાબરનો મને સહકાર આપે તો મેં ચીતરવા ધારેલું તારું આ ભાવનાવાદી જીવન, ભારતભરના નવલોહિયાઓ માટે એક પ્રેરક બળ બનાવી દઉં...

પણ તો ય આ એક નશીલો જુવાન એકનો બે ન થયો તે ન જ થયો. અરે ઊલટાનો એ મને શીખવવા લાગ્યો: 'તો તો પછી આ વારતાનું નામ 'નવું' નહિ પણ બહુ બહુ તો 'તાજું લોહી' એમ જ તમે રાખી શકો...કારણ નવા લોહીને નામે જ ડીંડવાણું ચાલ્યું છે, એ હકીકતમાં તો તાજું—'

ને આખર મારે, આ નવા લોહીને, એને નિજને રસ્તે જવા દેવું પડ્યું!...

પણ આ પછી જ્યારે પ્રેસ-કોપી તૈયાર કરવા વળ્યો ત્યારે ખબર પડી કે આ રીતના અંજામમાં નથી તો પેલા નવા લોહીનો વાંક કે નથી વાંક આ અફસોસ કરનારનોય! કારણ વારતાને પહેલે જ કોળિયે—કોઈ વિધિપ્રેરી હોય તેમ માખ આવતીકને ઊભી રહી હતી! પછી 'આદર્શ' આલેખવાના અરમાન રફેદફે થઈ જાય તો એમાં નવાઈ જેવું શું હતું!

છતાંય વારતાને જાહેરમાં મૂકતી વખતે મનને તો હજુય થઈ રહ્યું છે: ભાવનાનાં નાનાં મોટાં અસંખ્ય વાદ્યોમાંથી અત્યારે જ્યારે લોકસેવા કરવાનો લગભગ સરખો સૂર ઊઠી રહ્યો છે ત્યારે વિરોધી લાગે એવા કંઈક સૂર કાઢતી મારી આ ગાજરની પીપુડી—

તો બીજી બાજુ સુધાકરના પિતાની પેઠે મનની અંદર ઊંડે ઊંડે 'કંઈ કહેવાય નહિ!'—એવું પણ ખરું.

અરે વાગશે નહિ ને ચવાઈ જશે તો ય,—હું નથી ધારતો ગાજર કોઈ લોહીમાં કંઈ બગાડો કરે! બલકે કોઈ વકરેલા કે વિકારવાળા લોહીને અનુકૂળ આવી જાય તો સુધારોય કરી બેસે!

ગમે તેમ પણ આ વારતા, મનને અગોચર એવા કોઈ પ્રદેશની એવી મને ઝાંખી કરાવી જાય છે કે—

અજાણ્યા દેશોની નિત નિત નવી હેચ કરવી,
અને જોવી એમાં નિજ વતનની મૂરત નવી!
અહા આ તે શી તેં સફર સરજી જીવન તણી;
વિના માગે મૈયા!
જનેતાથી ઝાઝી જનની મુજની તું મધુરવી!



સરકારી નોકરીમાં દાખલ થવા માટે જરૂરી ગણાતી હિંદી પરીક્ષામાં જો હું બેસું તો હું તેમાં સફળ થઈ શકું નહિ. કેમકે અડધી ભાષા પણ હું પૂરેપૂરી સમજી શકતો નથી. હિંદી ભાષાના અભ્યાસ સામે કોઈને વાંધો હોઈ શકે નહિ. પણ સાહિત્યીક હિંદી શીખવાનું કામ સહેલું નથી. જો મને તે પરીક્ષા લેવાનું કહેવામાં આવે તો તેને સમજવાનું જ મારે માટે મુશ્કેલ બનશે.

—જવાહરલાલ નેહરુ



ડાહ્યાભાઈ પટેલ

# જિંદગીના રાહે

માણસની વિદ્વતા, વિચારશક્તિ, દૂરંદેશીપણું અને આર્ષદૃષ્ટિ તેને જીવનશોધન માટે પ્રેરે છે. અને તેમાંય આ વાર્તાના નાયક દેવેન્દ્ર જેવા લાગણી પ્રધાન હોય ત્યારે? સાચો વૈરાગ આવી જ કોઈ પળે જન્મતો હશે? જીવન શોધનની એક સીધી સાદી સફરમાંથી લાધેલી આફ્રિકાવાસી જાણીતા બૅરિસ્ટર–લેખકની આ વાર્તા છે......

'આહ દુખાર્ત દુનિયા! પાપ અને અધમતાથી ભરેલી.' નિરાશાએ એના અંતરને ભરી દેતા કહ્યું.

'અને ત્યાં સાગરની પેલી પારે સન્ધ્યાટાણે કેવું અલૌકિક સૌંદર્ય ખીલી ઊઠે છે! સંસારીઓનાં અંતર કેટલાં પ્રેમલ અને પવિત્ર બની જાય છે!' એના આત્મામાં આનંદની ઊર્મિ ઊઠી.

'અરે પ્રેમ અને પાવિત્ર્ય ક્યાં છે? મેં તો જોયાં છે સ્વાર્થ, અન્યાય, લોભ અને અધમતા.' મન કહેવા લાગ્યું.

'પણ આ સંગીતના ડોલનથી ભરી દેતા સરોદો, *નવોઢાના સુમધુર ઝાંઝરના ઝણકાર, વિહંગમણનાં પ્રાતઃ*કાલની તન્દ્રામાંથી ધીરેથી જગાડતાં મીઠાં મીઠાં ગીત, બાળકોની કાલી ઘેલી દૈવી, વાણી, પ્રસ્પન્દિત કરતી કાવ્યોર્મિંગાને સભર એવી માધુર્ય ઝરતી સ્વર્ગીય ગિરા! અહાહા! જગત પ્રાંગણમાં શી જામી છે ગીતોની મહેફિલ!' આત્મા પ્રફુલ્લ બની લવી રહ્યો.

'કમાલ છે. કમાલ! આત્મા તારી દૃષ્ટિ. તેં કદી પતિ–પત્ની વચ્ચે થતા કલુષિત ઝઘડા જોયા છે? ભાઈ ભાઈ વચ્ચે જામતા અધમ અને કર્કશ વાણીભર્યાં યુદ્ધ જોયાં છે? માણસના હૃદયને વીંધી નાખતાં ઝેર પાયેલાં દિલોજાન મનાતા મિત્રોના મિત્રો પ્રત્યેનાં વાક્શર જોયાં છે? પિતા–પુત્રની, માતા–પુત્રીની એક બીજાને શાપ અર્પતી અમાનુષી ભાષા સાંભળી છે?—આ બધું જુઓ અને સાંભળો તો ખબર પડે કે જગતમાં માધુર્ય નથી પણ ફક્ત કર્કશતા દુષ્ટ વાણી અને કઠોર ભાષા છે.' બુદ્ધિ બોલી ઊઠી.

'નિસ્વાર્થ અને પરોપકાર સ્વાર્પણ અને આત્મબલિદાનોથી ભરેલી વિશ્વની ગાથા છે. ધર્મ માટે, પ્રણય માટે, સિદ્ધાંત માટે, ભક્તિ માટે, સ્વાતંત્ર્ય માટે કેટકેટલા મનુષ્યોએ પ્રાણનાં, અરે સર્વસ્વનાં બલિદાન આપ્યાં છે! અન્યને માટે પ્રાણાર્પણ કરનાર શહીદો ધન્ય હો! ધન્ય હો! વિશ્વમાં તમારા જીવનદીપ ઉજ્જ્વલ છે. એના પ્રકાશથી જગતમાં પ્રકાશ પથરાયો છે.' લાગણી ગદ્ગદ કંઠે કહેવા લાગી.

'પ્રકાશ! ક્યાં છે પ્રકાશ? અંધારામાં આંટા મારતાં મનુષ્યો મને તો ગોથા ખાતાં દેખાય છે. બીજા ઉપર અકારણ આક્રમણ કરી પાશવી બળોથી ગુલામો બનાવતા દેશો ઓછા નથી! સન્તોને અને સજ્જનોને ક્રૂરતાથી મારવામાં આવતી પરંપરા હજી બંધ થઈ નથી. *આવી સ્થિતિ હોવા છતાં તમે એમ કહો છો* કે પ્રકાશ છે? અંતરના દીપકને જાણી જોઈને બુઝાવી અમે જિંદગીના રાહે પડતાં આખડતાં ચાલી રહ્યા છીએ.'

પ્રોફેસર દેવેન્દ્ર આ બધા વિચારોથી થાકી ગયો. એને સંસ્કાર ભણતર જ્ઞાન ઉપર નફરત આવી. અને અબુધ ખેડૂત તેના કરતા વધારે સુખી અને શાંતિમય જીવન ગાળતો લાગ્યો.

પણ, આથી કાંઈ એની જીવનદૃષ્ટિ એને છોડે તેમ નહોતી. ચેન નહિ પડવાથી એ ઘરમાં આમ તેમ ટહેલવા લાગ્યો. એની પત્ની હાલ કૉલેજના મિત્રો સાથે મહાબળેશ્વર ગઈ હતી. શું કરવું તે પ્રશ્ન હતો. કૉલેજમાં વેકેશન હોઈ એ નવરો હતો.

એ આમ તેમ ટહેલતો મુંબઈ નગરીના વિશાળ રસ્તાઓ ઉપર ભમવા લાગ્યો. પોતે લેખક હતો, કવિ હતો, પણ શું લખવું એ પ્રશ્ન થઈ પડ્યો. વૈવિધ્યથી ભર્યાં ભર્યાં જગતમાં એને આજે એની રૂપવંતી પત્ની વિના ચેન આવતું નહોતું. વિનોદિતાના સૌંદર્ય ઉપર એ મોહ્યો હતો. વિનોદિતાને એ પ્રાણથી પણ પ્યારી

ગણતો હતો. એના સૌંદર્ય ઉપર એ વારી ગયો હતો. આટલી બધી સુંદર પત્ની મળી એ બદલ એ પોતાની જાતને ભાગ્યવાન ગણતો હતો.

'પેલો સૂર્યકાન્ત પણ ખરો છે. મિત્ર હોવા છતાં કેટલી અદેખાઈ! સલાહ આપતો હતો કે દેવેન્દ્ર, 'અતિરૂપવંત ભાર્યા શત્રુ.' એને પોતાને પેલી કાળી કદરૂપી જયા મળી છે એટલે સ્તો. એ સ્વગત હસી પડ્યો. 'આહ જગત વિચિત્ર છે અને વિચિત્ર જગતની આ પણ વિચિત્રતા છે કે દિલોજાન દોસ્ત જ દ્વેષ કરે.'

એ એના વિચારોમાં મસ્ત બની વિનોદિતાની યાદમાં ખુશ થતો આગળ વધ્યો. અરે હું પણ ખરો છું ને! ફરતો ફરતો અહીં કોર્ટના મકાન પાસે આવી પહોંચ્યો.

હાઈકોર્ટના મકાન પાસે લોકોની ગીર્દી જામી હતી. દેવેન્દ્ર કુતૂહલવશ થઈ ત્યાં ગયો.

'અરે આટલી બધી ગીરદી શાની જામી છે?' દેવેન્દ્રે એક યુવાનને પૂછ્યું.

'તમને ખબર નથી? આજે પેલા કરોડોપતિ મારવાડી શેઠ દલીચંદનો કેસ છે.'

દલીચંદ ભારતવર્ષનો એક મોટો ધનાઢ્ય અને પ્રતિષ્ઠિત વેપારી હતો. તેણે દાન પણ કર્યા હતાં. આવા શેઠ ઉપર શાનો કેસ હશે? એમ વિચારતો દેવેન્દ્ર અદાલતમાં ગયો.

'અરે કેસ તો ચાલી ગયો પણ આજે તો ન્યાય આપવાનો છે.' એક વકીલને પૂછતાં દેવેન્દ્રને જવાબ મળ્યો. 'શેઠે તેમની ચાલતી વીમા કંપનીઓ બેંકો વગેરેમાંથી લોકોના પૈસા ઉચાપત કર્યા હતા. તે ઉપરાંત એમની સીમેન્ટની ફેક્ટરીઓનો માલ કાળા બજારમાં વેચી અઢળક નાણાં બનાવ્યાં હતાં. વળી આવકવેરો ઓછો ભરવો પડે તેટલા માટે ખોટા ચોપડા રાખ્યા હતા. આ બધા ગુના બદલ શેઠને મોટો દંડ અને બાર માસની સજા થઈ.'

દેવેન્દ્ર આ બધું સાંભળી વિચારમાં પડી ગયો. આટલાં બધાં નાણાં હોવા છતાં માણસ આટલો લોભી અને ગુનેગાર કેમ હશે? તે દેવેન્દ્રને સમજાયું નહિ. એ મારવાડી ખાઈ ખાઈને કેટલું ખાત! ભગવાને આટલા બધા પૈસા આપ્યા હોવા છતાં આટ આટલા ગુના કરીને પણ વધારે પૈસા ભેગા કરવાની વૃત્તિ છે! પ્રભુ તેં પણ આ દુનિયા બનાવી છે!' દેવેન્દ્ર સ્વગત બબડ્યો.

દેવેન્દ્ર અદાલતમાંથી બહાર નીકળતો હતો તે જ વખતે તેને પેલા શેઠના વકીલનો ભેટો થઈ ગયો.

વકીલ મુંબઈના પ્રખ્યાત ધારાશાસ્ત્રી અને નામી માણસ ગણાતા. એમની કમાણી ધીકતી હતી.

'તમને તો ખબર હશે જ કે તમારા અસીલ ગુનેગાર છે.' દેવેન્દ્રે પ્રશ્ન પૂછ્યો.

આવો વિચિત્ર પ્રશ્ન પૂછનાર વકીલને આ પહેલો જ યુવાન હતો. તેમને જવાબ આપવામાં પણ રમૂજ આવી.

'અમે વકીલો અસીલનો ગુનો જાણ્યા પછી જ બચાવ કરીએ છીએ.'

'પણ આટલા મોટા વિદ્વાનો થઈ આવા જૂઠાણાનો બચાવ કરો તે તમારી વિદ્વત્તાને લાંછનરૂપ ના લેખાય?'

'ભાઈ શું કરીએ! પેટ માટે બધું કરવું પડે છે!'

'પેટ માટે જૂઠાણું કરવાની તમારા જેવા ધીકતી કમાણીવાળા પ્રતિષ્ઠિત ધારાશાસ્ત્રીને શી જરૂર! તમારું બેન્ક બેલેન્સ કદી ઓછું થાય એમ તો લાગતું નથી.'

'અરે ભાઈ, વાત છોડી દે. બધાને તારા જેવો જ વહેમ છે પણ આ રૂ અને સોના ચાંદીના સટ્ટામાં બંગલો પણ ગીરો મૂકવો પડ્યો છે.'

'તમે સટ્ટો રમો છો?'

'દોસ્ત ટેવ પડી તે શું થાય! ટેવ મોટી ચીજ છે. દારૂડિયો જાણે છે કે દારૂ પીવો ખરાબ છે, જુગારી



જાણે છે કે જુગાર રમવો ખરાબ છે પણ શું થાય! એ નિરૂપાય છે કારણ એને ટેવ પડી છે. એ ટેવને પોષવા એ કાળાધોળા કર્યા કરે છે.' એમ કહી એ પ્રખ્યાત ધારાશાસ્ત્રી ફિક્કું ફિક્કું હસ્યા.

દેવેન્દ્ર વિચારોમાં ગરકાવ થઈ ગયો. આ મારવાડી શેઠ કરોડો હોવા છતાં ગુનાઓની પરંપરા કરી વધારે ને વધારે પૈસા ભેગા કરવા પ્રયત્ન કરે છે. એના અંતરઆત્મામાં જરા પણ રંજ પણ થતો નથી. અને આ વિદ્વાન વકીલ પૈસા માટે જુઠ્ઠા કેસ લેતાં અચકાતો નથી. દુનિયાની આ પણ વિચિત્રતા જ છે ને!

દેવેન્દ્ર થાકી ગયો. એને મુંબઈ નગરી ઉપર નફરત આવી. એની રાહ જોનાર તો કોઈ હતું પણ નહિ. થોડા દિવસ સુધી વિનોદિતા પણ ઘેર નહોતી આવવાની. એ તુરત જ બસમાં બેસી ગયો. શહેરના લોકો કરતાં ગામડાના લોકો જ સારા. આટલા લુચ્ચા તો નહિ જ હોય. થોડા દિવસ ગામડામાં રહેવાનો એણે નિરધાર કર્યો.

એ એક ગામડામાં જઈ રહ્યો. ગામડાના લોકો અનેક જાતની પૂછપરછ કરતા. તેમાં દેવેન્દ્રને ગામડાના લોકોની પ્રેમળતા લાગતી.

તે જ અરસામાં વિનોબા ભાવે ભૂદાનની ઝોળી લઈ એ ગામમાં આવી પહોંચ્યા. ગામના જમીનદાર સિવાય બીજા લોકો પાસે ખાસ જમીન હતી નહિ.

જમીનદાર જમીનનો લોભ છોડી શકે તેવો નહોતો. એને ઘણો સમજાવ્યો કે દેશ અને કાળ જુઓ. પૂજ્ય બાપુજીએ કહ્યું છે કે તમો તો આ મિલકતોના માલિક નહિ પણ ફક્ત રખેવાળ જ છો. તો સ્વેચ્છાથી આપો. પણ જમીનદાર કોઈ રીતે માન્યો જ નહિ. તે જ સમયે ગામના પૂજારી ગોપીચંદની વિધવા પત્ની જસુમતી એના હાથમાં દસ્તાવેજ લઈને વિનોબાજી પાસે આવી,

'આ મારા પૂર્વજોને વારસામાં મળેલી જમીન છે. હું વિધવા છું. મારે બાળકો નથી. આથી આ જમીન ખેડનાર કોઈ નથી. આપ તેનો સ્વીકાર કરો.' જસુમતીએ કહ્યું.

'પણ એ જમીનની આવકમાંથી તમારું ભરણપોષણ થાય છે. આ જમીન વિના તમારે બીજી કોઈ જાતની આવક છે?'

'ના મારો આધાર તો આ જમીન જ છે પણ હું આ જમીન જતાં નિશાળમાં શિક્ષિકા તરીકે કામ કરીશ. હું મેટ્રિક સુધી ભણી છું. આથી મને નોકરી જરૂર મળી જશે. માટે આ જમીન લઈ મને ઉપકૃત કરો.'

દેવેન્દ્ર જસુમતીને જોઈ રહ્યો. એ આધેડ વયની સ્ત્રીનાં નયનમાં કરુણા હતી. જગતના સર્વ જનોને સુખી કરવાની એક અભિલાષા હતી. એ વિચારી રહ્યો; ક્યાં પેલો લોભી દુષ્ટ કૃત્યો કરતો મારવાડી શેઠ અને ક્યાં આ અનાથ હોવા છતાં, નિરાધાર હોવા છતાં જસુમતી જે પોતાનું સર્વસ્વ માનવતાની ઝોળીમાં અર્પી દે છે!

દેવેન્દ્રને ગામડાના લોકો ઉપર સ્નેહ ઉત્પન્ન થયો.

બીજે દિવસે એ જે શેરીમાં રહેતો હતો ત્યાં અત્યંત કોલાહલ સાંભળી જાગી ઊઠ્યો. શેરીમાં શાની ગરબડ થાય છે એમ વિચારતો એ બહાર નીકળી જોવા લાગ્યો.

ગામડામાં ગુસ્સાના પરિણામે જે ભાષા બોલાય છે તે ભાષા લખી શકાય તેવી હોતી નથી.

શેરીમાંના બે ભાઈઓ વચ્ચે તકરાર થઈ હતી. બંને ભાઈઓની પત્નીઓ તેમના તીણા તીક્ષ્ણ સૂરથી તેમાં ઉગ્રતા લાવી રહી હતી.

'અલ્યા સોમા! તારે આ ડોસા-ડોશીને ખવડાવવું હોય તો ખવડાવજે. હું હવે એમાંથી એકેયને ખવડાવીશ નહિ.'

'રામલા! નહિ ખવડાવે તો મારે શું? ભલે ભૂખે મરી જાય. ડોસો તને કામ કરવા લાગે છે. મારા ખેતર સામું પણ કદી જોયું નથી.'

આ ડોસો શી ધાડ મારવાનો હતો તે મને કામ કરવા લાગે! એનાથી ચાલી શકાતું તો છે નહિ.'

'અલ્યા! આવું અનાડી શું કરવા બોલે છે. કાળી ચૌદશને દહાડે મેં વેલા નીચે સંતાડી રાખેલાં ગલકાં ડોસો ચોરી ગયો હતો. અને એનાં ભજીયાં તેં અને તારી બાયડીએ ખાધાં.'

પોતાના બાપને ચોર કહેનાર દીકરાને દેવેન્દ્ર જોઈ જ રહ્યો.

'તું મોટો ભજન ગાનારો ભગત થઈ ગયો છે તે જોઈ લીધો. તે દિવસે ભજન મંડળીમાંથી આવતાં રાતે મારા ખેતરમાંથી અલ્યા છાનો માનો ચાર ચોરી લાવ્યો હતો તે ભૂલી ગયો? ધૂળ પડી તારા ભજનમાં.'

આ પ્રમાણે બંને ભાઈ સામસામી ગાલીપ્રદાન કરી રહ્યા હતા તો જેઠાણી દેરાણીનું યુદ્ધ એથી પણ વધારે તુમુલ અને ઉગ્ર બન્યું હતું. નાની અને રૂપાળી દેરાણી એની જેઠાણીને જવાબ આપતાં રૂપવંતી નાગણ ડંશ ના દેતી હોય તેવી લાગતી હતી.

'રાંડ નાચણ! તું અટિયાં પટિયાં પાડીને ફરવાનું જ જાણે છે.' જેઠાણીએ સંભળાવ્યું.

'કાળુડી! તારે ઘણુંય ફરવું છે પણ તારા ડાચામાં અટિયાં પટિયાં શોભે એવાં ક્યાં છે. અને તોય હું ક્યાં તારી માફક જાત વેચતી ફરું છું. તેં તો વેશ્યાગીરી કરવામાં આ ગામમાં કાંઈ બાકી નથી રાખ્યું.'

દેવેન્દ્ર આવી ભાષાથી બહુ પરિચિત નહોતો. સ્ત્રીઓ અને તે ગામડાની—આવી ભાષા વાપરી શકે છે એ જાણી એના આશ્ચર્યનો પાર ના રહ્યો. એની કલ્પના અને ખ્યાલ જમીનદોસ્ત થઈ ગયાં.

વૃદ્ધ પતિ–પત્ની ચોકમાં બેઠાં બેઠાં નિરાશ અને હતાશ બની ગયાં. 'હેતા! આથી તો મરણ આવે તો સારું. આ છોકરાંને ઉછેરીને મોટાં કર્યાં તેનો આ બદલો આપે છે.'

વૃદ્ધા આંખો લૂછતી બોલી, 'મારે પેટે પથ્થર જન્મ્યા હોત તો તળાવના આરે કપડાં ધોવા કામ આવત. પણ આ દીકરા એમની બૈરીઓનું સાંભળી ઝઘડા કર્યાં કરે છે. છોકરા તો સારા હતા પણ એમની બૈરીઓએ ચઢાવી માર્યાં.'

'શું ધૂળ છોકરા સારા. ટુકડો રોટલો ખવડાવવા તો તૈયાર નથી.'

દેવેન્દ્ર આગળ સાંભળી ના શક્યો. તે શેરીમાંથી નીકળી ગામના તળાવના આરા ઉપર ગયો. આરા ઉપર યુવાન છોકરીઓ કપડાં ધોતી હતી. પાણીનાં શીકરોથી મેઘધનુ રચાતાં હતાં. યુવતીઓનાં વિવિધ-રંગી કપડાં હવામાં ફરફર થતાં હતાં દૃશ્ય મનોહર અને વાતાવરણ આહ્લાદક હતું.

છતાં દેવેન્દ્રનું મન તો વૃદ્ધ માતા પિતાને ખવરાવવા ના પાડતા પેલા બે યુવાનોમાં જ હતું. એને ધન-સુખલાલ ગાંધી યાદ આવ્યા. ધનસુખલાલ એના મિત્ર હતા. વૃદ્ધ માતા પિતાની સેવા કરવામાં ધન-સુખલાલ અને તેનાં પત્ની સુશીલા બંને રાત દિવસ ખડે પગે હાજર રહેતાં.

બંને વૃદ્ધ માતા–પિતાના સુખ માટે તન મન ધનથી સેવા કરતાં. ધનસુખલાલ પોતે એક વેપારી પેઢીમાં કારકુન હતો. ઘરમાં બાળકો સાથે છ માણસ હતાં. ધનસુખલાલના ટૂંકા પગારમાંથી પરાણે પૂરું થતું. છતાં ધનસુખલાલ કે એની પત્ની સુશીલાએ કદી તેનાં માત–પિતા ઉપર ઈતરાજી બતાવી નહોતી. પિતૃભાવથી નીતરતાં ધનસુખલાલ અને સુશીલા ક્યાં અને માતા–પિતાને હડધૂત કરતાં આ ગામડાનાં જેમને તેણે ભોળાં અને ભલાં મનુષ્ય માન્યાં હતાં તે ક્યાં?!

દેવન્દ્ર નિરાશ થઈ ગયો. એને જીવનનો રાહ વિચિત્ર લાગ્યો. જગતના જીવનદર્પણનું દૃશ્ય એની ધાર-ણાથી તદ્દન જુદું જ દેખાયું. એની દુઃખદ દુનિયામાં દુઃખોની પરંપરા લાગી. ગામડાનું વાતાવરણ તેને કલુષિત અને માધુર્યહીન લાગ્યું.



બીજે દિવસે ત્યાંથી ચાલ્યા જવાનો તેણે નિર્ધાર કર્યો. કાંઈ કામ નહિ હોવાથી એ એની પથારીમાં પડ્યો પડ્યો વાંચવા લાગ્યો. ચંદ્ર હજી હમણાં જ ઊગ્યો હતો. અરે આ શું ? જાણે દૂર દૂરથી ગગનમાર્ગે સ્વર્ગીય સુરાવલિની લહરો આવતી હોય એમ વાતાવરણ મીઠાં ગીતોના સૂરથી ગૂંજી ઊઠ્યું હતું.

દેવેન્દ્ર ચમક્યો. એ પથારીમાંથી ઊઠી શેરીમાં આવ્યો. 'આ કોણ ગાઈ રહ્યું છે ?'

પ્રશ્નનો જવાબ મળ્યો : 'આજે નોરતાં શરૂ થયાં આથી ગામની યુવતીઓ ગામની ભાગોળે ગરબા અને રાસ રમી રહી હતી. એમના મધુર કંઠથી ગીતની રેલ વહેતી હતી. આકાશમાં ચંદ્ર એ યૌવનઝરતી અંગનાઓનાં સૌંદર્યનાં અમી પી ખુશ થતો મીઠું મીઠું હસી રહ્યો હતો.

દેવેન્દ્ર ગામડાંની આ મંગલમયી યુવતીનાં યૌવનરંગે રંગાયલાં ગીતોની જયાફત માણી રહ્યો.

બધી સ્ત્રીઓનું સૌંદર્ય સામાન્ય લાગતું હતું પરંતુ પેલી તારિકાઓમાં ચંદ્ર સમી અનુપમ સૌંદર્યવાળી જોબનના પૂરમાં નૃત્ય કરતી મદમસ્ત મધુર સૂરે ગીત ગાતી સ્ત્રી કોણ છે ? ! એ એના મધુર કંઠથી અને અદ્દભુત સૌંદર્યથી વાતાવરણને મધુર સુંદર અને રસિક બનાવી રહી હતી.

અરે આ તો પેલી જ સ્ત્રી જે એની જેઠાણી સાથે કર્કશભાષામાં લડી રહી હતી, જે એનાં વયોવૃદ્ધ સાસુ સસરાને ખાવાનું આપવાની ના પાડતી હતી તે જ આ સ્ત્રી.

દેવેન્દ્રનું મગજ વિચારોથી થાકી ગયું. ક્યાં એ કર્કશ ભાષાથી સગાં સ્નેહીઓને દુઃખ દેતી સ્ત્રી અને ક્યાં આ મધુરતા અને સુંદરતા પ્રસરાવતી સ્ત્રી ! એક જ મનુષ્યમાં શું દેવ અને દાનવ સાથે વસતા હશે !

મનુષ્ય જીવનની સંગીતની પળો કેવી સુખદ અને અને આહ્લાદક હોય છે ! એ પળો ચાલી જતાં કેવું નિરાશાભર્યું અને નિઃરસ જીવન બાકી રહે છે ! દેવેન્દ્ર બીજે દિવસે ત્યાંથી ચાલતો થયો.

વિનોદિતા હજી ઘેર આવી નહોતી. તેને ઘર અત્યંત સૂનું લાગ્યું. વિનોદિતાની એને ઝંખના જાગી. આ પરસ્પર ભાવોથી ભરેલા જગતમાં એક વિનોદિતા એની પ્રેયસી અને પત્ની, એની અર્ધાંગના અને હૃદયેશ્વરી હતી. એના વિયોગમાં દેવેન્દ્રનું પ્રેમલ અને લાગણીમય હૃદય જલી ઊઠ્યું.

વિનોદિતાનો ફોટો લઈ તેણે છાતીસરસો ચાંપ્યો. કેટલું સૌંદર્ય, કેટલી મસ્તી, કેટલો પ્રણય, કેટલો સ્નેહ ! ફોટાને સંબોધતાં ખુશ થઈ દેવેન્દ્ર બોલી ઊઠ્યો :

'દેવી ! સત્વરે આવો. તમારા વિના હું બેચેન બની ગયો છું.' દેવેન્દ્ર સ્નેહ અને માનની દૃષ્ટિએ એની પત્નીના ફોટાને ચુમ્બન દેતાં બોલ્યો.

એણે એક કવિતા કોઈ મુશાયરામાં સાંભળી હતી તે ગાવા માંડી. કવિતાનો નાયક એની પ્રેયસીને સંબોધી કહેવા માગે છે કે મારા જીવનનું મોટામાં મોટું દર્દ તારી મારા તરફની બેદરકારીમાં છે માટે હે પ્રિય ! તું વાદળ બની ના આવે તો કાંઈ નહિ પણ જ્વાળા બનીને પણ આવ.

એ ધીરે ધીરે કવિતા ગણગણવા લાગ્યો:

વાદળ થઈ જો ના આવે તો,
જ્વાળા થઈને આવો.
પ્રેમ પીયૂષ રસ ના પાઓ તો,
સત્વર પ્રિયે જલાઓ.

પ્રલય બનો વંટોળ બનો વા બનો ભભુકતી જ્વાળા,
મુજ સ્વપનાની દુનિયા બાળો બાળો આશ કિનારા.

ફૂલ બની જો ના આવો તો,
કંટક થઈને આવો.
સુષમા સૌરભ ના અર્પો તો,
રગ રગમાં ભોંકાઓ.

મુજ મંદિરના પ્રણય ઝરુખે નિશદિન વાટડી જોતો,
ફૂલડાંને ચૂમતા ભ્રમરા નીરખી હું પલપલ રોતો.





અમૃત થઈ જો ના આવો તો,
ઝહર બનીને આવો,
અજર અમર જો ના કરો તો,
નંદિત મૃત્યુ લાવો.

કવિતા ગાયા પછી દેવેન્દ્ર એક જાતની વિચાર મૂઝં-નામાં પડ્યો. એ વિચારમાં પડી ગયો. કવિને આવો નિરાશાજનક દુઃખદ ખ્યાલ કેમ આવ્યો હશે! પ્રેયસીને શા માટે આવી રીતે એ ઝંખી રહ્યો હશે? અમૃત બનીને ના આવે તો કાંઈ નહિ પણ ઝેર બનીને આવે તો પણ કવિના–પ્રેમીના જીવનનો મોટો આનંદ છે.

આવી તે કવિતા હોય! આવી સ્ત્રીઓ હશે જે પ્રેમી પ્રત્યે તદ્દન બેદરકાર હોય!

દેવેન્દ્રને કોઈ માસિકમાં વાંચેલો મજાકભર્યો એક ટૂચકો યાદ આવ્યો. કવિનો ગંભીર દિલમાં કોતરાઈ રહેલો કવિતાનો ભાવ અને તેની સામે પેલી મજાક બંને યાદ આવતાં દેવેન્દ્રને હસવું કે રોવું તેનો ખ્યાલ ના રહ્યો.

મજાકમાં પ્રેમી પ્રેયસીને સંબોધી કહે છે, 'હે સુંદરી! હું તને મારા તન મન ધનથી પણ વધારે ચાહું છું. તારા વિના મારું જીવન શૂન્ય છે. મને એક વખત કહે કે હું તને ચાહું છું.'

પ્રેયસીએ હસતાં હસતાં કહ્યું, 'હું તને ચાહું છું એમ કહેવાથી શો ફાયદો?'

'એ મારે જોવાનું છે. તારું એ વાક્ય મારા જીવનનો શૃંગારવૈભવ બની જશે'—પ્રેમીએ જવાબ વાળ્યો.

'બસ તો હું તને ચાહું છું. જેમ હું મારા ઘરના આ મોતી (કૂતરો), શીલા (બિલાડી) અને કિરીટ (પોપટ)ને ચાહું છું.'

પ્રેયસીના જવાબથી ગુસ્સે થઈ પ્રેમી ચાલ્યો ગયો. ફરીથી પ્રેયસીના ઘર તરફ તો એ આવે જ શાનો? આ પ્રસંગ યાદ કરતાં દેવેન્દ્ર હસી પડ્યો.

એને એકલવાયું લાગ્યું. એ ઘેરથી બહાર નીકળ્યો. ચોપાટી ઉપર ફરી પાછો ફર્યો. સાંજ પડવા આવી હતી. એ જ્યાં રહેતો હતો તે માળામાં ઉપર પગથિયાં ચઢ્યો. થોડે દૂર ગરબડ થતી હતી.

'ઘેર પણ કોઈ રાહ જોનારું તો છે નહિ. ચાલ જોઉં તો ખરો કે શાની ગરબડ થાય છે' એમ વિચારતો એ પાછો ફર્યો.

'અરે આ શું!' એ વિચિત્ર દૃશ્ય જોઈ આશ્ચર્ય પામ્યો. એક યુવાન સ્ત્રી એક જુવાનિયાને ચમ્પલ મારતી હતી. સાથે સાથે એ ગુસ્સામાં આવી પેલા જુવાનને તતડાવતી હતી:

'તું એમ ના માનતો કે હું વિધવા થઈ એટલે મારા સ્વામીથી દૂર થઈ. એ મારા અંતરમાં સદા સર્વદા વિરાજમાન છે.'

પેલો યુવાન આજુબાજુ ભેગાં થયેલાં માણસોને જોઈ સસલાની માફક ગભરાઈ ગયો હતો.

'મને કહે છે કે શાન્તા! તું વિધવા થઈ એનો અર્થ એ નથી કે જિંદગી રડી રડી કાઢે. હું તને ચાહું છું. તું મારી સાથે લગન કરી લે.

'મને પહેલાં તો એમ લાગ્યું હતું આ એમનો મિત્ર હતો અને મીઠું મીઠું બોલતો હતો આથી સ્વભાવનો સારો હશે. એના મનમાં એમ કે હું વિધવા એટલે આ ભવ બગાડીશ.

'જા જા તારા જેવા લાખ આવે તો ય હું મારો મનખા દેહ ના બગાડું. મેં તો ધાર્યું હતું કે તું ઉમદા માણસ હશે પણ તારા જેવો નાલાયક માણસ મેં ના જોયો. મને અનાથ ધારી તેં તારી નજર મારી ઉપર નાખી. હું અનાથ નથી. મારો નાથ મારી સાથે જ છે. મારા અંતરમાં બેઠો છે.'

પેલી યુવાન વિધવાના શબ્દોથી જુવાનિયો ડઘાઈ ગયો. વધુમાં જાણે પેલા જુવાને ઘણો મોટો ગુનો કર્યો હોય તેમ લોકો ફિટકાર વરસાવતા હતા. ફિટકાર વરસાવનાર કોઈ પોતાના જીવનપટને જોવા માગતા



નહોતા. પારકાનાં છિદ્ર જોવાની જગતની પુરાણી ટેવ છે અને ટેવો દૂર થવી અત્યંત દુષ્કર છે.

દેવેન્દ્ર આ યુવાન વિધવાનો એના મૃતપ્રાય સ્વામી પ્રત્યેનાં ભક્તિ પ્રીત અને ભાવના જોઈ આશ્ચર્ય પામ્યો. એને કલાપીની બે લીટી યાદ આવી ગઈ:

જોડવી એક જોડીને બે કો ખંડિત થાય તો,
એવું કાં ના કરે સૌએ પ્રેમી જો કે મળે ખરો.

આવો સરસ યુવાન આ સ્ત્રી જે ભરજુવાનીમાં ધણી-વિહીન બની છે તેની સાથે લગ્ન કરવા ખુશ છે, છતાં આ વિધવા યુવતી એની સાથે લગ્ન કરવા ખુશ નથી એટલું જ નહિ પણ એના શિયળ ઉપર હાથ નાખ્યો એમ કહી એ યુવાન તરફ નફરત કરે છે. પુરાણા કાળના હિંદુ સમાજના અન્યાયી અને બેહુદા લાગતા આ આદર્શને વળગી આ સ્ત્રી પ્રણાલિકાને વળગી રહી છે કે એના સ્વર્ગસ્થ પતિ પ્રત્યે એને અલૌકિક અનહદ પ્રેમ હશે? એ પ્રશ્નનો જવાબ દેવેન્દ્રને મળ્યો નહિ.

દેવેન્દ્ર વિચારમગ્ન બની ત્યાંથી એના પોતાના ઘર ભણી ચાલ્યો.

'વિનોદિતા! કેટલી સૌંદર્યભરી. એનો દિલોજાન મિત્ર સૂર્યકાન્ત એને પરણવાનું ના કહેતો હતો. શાથી! એ પોતે તો વિનોદિતા ઉપર લટ્ટુ થઈ ફરતો હતો. અને હજીય વિનોદિતા એની તરફ જોતીય નથી છતાં કેવો ગાંડો ઘેલો થઈ મારા ઘર તરફ આંટા મારે છે!'

દેવેન્દ્ર એમ કહેતાં એના ઘરનો દાદર ચડ્યો. ઘરના આગળના ખંડમાં અજવાળું જોઈ એનું હૃદય આનંદથી નાચી ઊઠ્યું. જરૂર વિનોદિતા પાછી આવી ગઈ. એની પાસે પણ ઘરની ચાવીઓ તો હતી જ. આથી તેણે ઘર ખોલ્યું હશે. ગૃહિણી વિનાનું ઘર જ નકામું. यत्र दयिता तिष्ठति तत्र गृहं उच्यते એમ કહેનાર સંસ્કૃત કવિઓ ખરેખર વિચક્ષણ અને પ્રતિભાવાન હતા. હા વિનોદિતા વિના એનું ઘર કેટલું સૂનું હતું!

'પોતે બારીમાંથી જુએ તો ખરો કે વિનોદિતા શું કરી રહી છે.' એને એ પ્રમાણે વિચાર આવતાં દેવેન્દ્ર કાચની બારીમાંથી છુપાઈને ખંડમાં જોવા લાગ્યો.

ખંડની અંદરનું દૃશ્ય એની નજરે પડતાં જાણે એના હૃદયમાં કોઈએ ખંજર ના ભોંક્યું હોય તેમ એ ત્યાં જ થીજી ગયો.

'સૂર્યકાન્ત! પ્યારા હું તને જ ચાહતી હતી. અને ચાહું છું. આ વેદિયા રોતલ પ્રોફેસર સાથે હું જીવી શકું તેમ નથી. મને તું ગમે તેમ કરીને અહીંથી લઈ જા.'

'વિનોદિતા! પ્રોફેસર જેવો ઉમદા માણસ બીજો કોઈ નથી. એ તને પ્રાણથી પણ વધારે ચાહે છે. એ જાણે કે તું આ રીતે તેની પ્રત્યે બેવફાદાર છે તો એનું ભોળું ભલું હૃદય તૂટી જ જાય.'

'સૂર્યકાન્ત! તું પણ પ્રોફેસરની માફક વેદિયો જ છે. મારે તારું કંઈ સાંભળવું નથી. મારે તારી સાથે આવવું છે.'

દેવેન્દ્ર સૂર્યકાન્તને ચૂમીઓ ભરતી તેની સ્ખલિત વાસના-કામાર્ત પત્નીને જોઈ રહ્યો. તેને સ્વર્ગસ્થ પતિને પૂજતી જાણે હરહંમેશ સજીવ હોય એ રીતે વર્તતી પેલી વિધવા સ્ત્રી યાદ આવી. 'આહ જગતની રીત સમજાય નહિ તેવી છે. મારી પત્ની જેની ઝંખનામાં હું રાત દિવસ ઝૂરી મરૂં છું, જેના વિયોગમાં હું પ્રજળું છું તે મારાથી દૂર જવા ચાહે છે. પ્રભુ તારા સર્જનની ગહનતા માપવી અશક્ય છે.'

એના તૂટતા હૃદયમાંથી આહ નીકળી ગઈ. એ ત્યાં જ મૂર્છિત બની ધબ લઈને પડી ગયો.

વિનોદિતા અને સૂર્યકાન્ત બન્ને ચમક્યાં. બન્ને સ્વસ્થ બની ઊભાં થઈ ગયાં. બન્નેએ બારણું ખોલી બહાર જોયું. કોઈ દેખાયું નહિ.

એટલામાં દેવેન્દ્ર ઊભો થઈ ગયો. એના લમણામાં પડી

જોતાં વાગ્યું હોઈ લોહી નીતરતું હતું. એ ધીરે દાદર ઊતરવા લાગ્યો. સૂર્યકાન્તે તેને જોયો. એ દેવેન્દ્ર તરફ દોડયો. વિનોદિતા પણ એની પાછળ આવી.

'દેવેન્દ્ર ! ચાલ પાછો. માફ કર ! હું પાપી છું.'

'વિનોદિતા ! કોણ કોને માફ કરે ! સારો સંસાળ સળગે છે. ઘવાયલાં જંતુઓની માફક મનુષ્ય જાત ટળવળે છે ! ત્યાં હું એક મનુષ્યને માફ કરૂં કે ના કરૂં તેનાથી શો ફેર પડે !'

'હું તો તમારી પત્ની છું. મારી ભૂલ થાય.'

'કોણ પત્ની કોણ પતિ.? ! જેટલું મારું મારું કરે છે તેટલું વધારે દુઃખ છે.'

'તમને વાગ્યું છે. ઘેર ચાલો. આ લમણામાંથી લોહી નીકળે છે' રડતી રડતી વિનોદિતા બોલી.

'આ શરીર પણ હવે મારું રહ્યું નથી. અને હવે તો ક્યાંય દદ પણ રહ્યું નથી. લમણામાં વાગ્યું નહોતું; વાગ્યું હતું તો અહીં હૃદયમાં. એના તો વિદીર્ણ થઈ ચૂરા થઈ ગયા. હવે લાગણી, પ્રેમ સ્નેહ એ બધા તંતુ વિનાશ પામ્યા. છતાં જગતની કરુણાથી જગતની વિષમતાથી મારું સમસ્ત જીવન કારુણ્યથી ભરાય છે.'

સૂર્યકાન્ત અને વિનોદિતા બન્નેએ દેવેન્દ્રને બહુ સમજાવ્યો, બહુ કાકલુદી કરી છતાં દેવેન્દ્ર પાછો ઘેર ના ફર્યો.

ભગ્નહૃદયી ભતૃહરિએ ભેખ ધારી ગાયું હતું:

न जाने संसार. किमऽमृतमयः किं विषमयः ?

એ જ પ્રશ્ન સંન્યસ્ત ગ્રહણ કરેલા દેવેન્દ્ર—સ્વામી કૃષ્ણાનંદના હૃદયમાં વારંવાર ઊઠતો કે હે વિભો ! આ સંસાર આપે અમૃતભર્યો બનાવ્યો છે કે વિષભર્યો તે સમજાતું નથી. ખરેખર ! તારા સર્જનની ગહનતા અપાર છે.



રામાયણની વાત છે. સીતાની શોધમાં કોને મોકલવો એની ચર્ચા ચાલતી હતી. કોઈની જવા છાતી ચાલતી નહોતી. હનુમાન ચૂપ બેઠા હતા. ત્યારે જાંબુવાને કહ્યું. 'હનુમાન, તું કેમ નથી જતો ? તું તો જઈ શકે ને પાછો આવી શકે તેમ પણ છે.' ત્યારે હનુમાને કહ્યું, કે તમારા બધાના આશીર્વાદ છે અને તમને લાગે છે કે હું જઈને આવી શકું તેમ છું તો જરૂર જઈ આવીશ. છેવટે એ ગયા અને સફળ થઈને પાછા પણ આવ્યા. હનુમાનની આ શક્તિ જાંબુવાનના શબ્દોમાં છે.

ઋષિ કહે છે કે તું બ્રહ્મ છે ત્યારે હું કહું છું 'હા, હું બ્રહ્મ છું.' છોકરાને આપણે ગંદો કહીએ તો એને ખોટું લાગશે, કારણ કે ખરી રીતે એ ગંદો હોતો નથી. પણ જો એને કહીએ કે 'તું પવિત્ર, શુદ્ધ અને નિર્મળ છે, પણ તારી આંખમાં જરા ચીપડા છે તે ધોઈ આવ.' તો એ તરત જ ધોઈ આવશે. પણ આંખના મેલને કારણે આપણે એને મેલો માની બેસીએ, ઉપરનાં છોડાંને લઈને અંદરના ફળને ખરાબ કહી બેસીએ તો કેટલું ખોટું થાય ? નારિયેળ, કેરી કે સંતરૂં એના ઉપરનાં છોડાં આપણે થોડાં જ ખાઇએ છીએ ? ખાવાની વસ્તુ તો અંદર હોય છે. તેવી જ રીતે માનવ-હૃદયનું ઉપરનું પડ ઉખાડી અંદર ડોકિયું કરો. મનુષ્યના હૃદયના ગુણ એ દરવાજા છે અને દોષ એ દિવાલ છે કોઈ ઘરમાં દાખલ થવું હોય તો દરવાજેથી દાખલ થવાય, નહિ તો ક્યાંક દિવાલ સાથે માથું ભટકાય. દુનિયામાં કોઈ ઘર એવું નથી જેને દરવાજો ન હોય. અમીરના મહેલને ફુડીબંધ દરવાજા હશે તો ગરીબની ઝૂંપડીને એક તો હશે જ. માટે માનવ હૃદયમાં એના ગુણ મારફતે પ્રવેશ કરવો જોઈએ.

—વિનોબા ભાવે

'ઊર્મિ-નવરચના' અંગે કોઈપણ જાતનો પત્રવ્યવહાર કરતી વખતે કે લવાજમ મોકલતી વખતે, વ્યવસ્થામાં સુગમતા પડે તે માટે, આપના રેપર ઉપર દર મહિને આવતો આપનો ગ્રા. નં. અને આપનું પૂરું સરનામું લખવું ક્યારેય ભૂલશો નહિ.



ડૉ. શિવપ્રસાદ ત્રિવેદી

# હિદેયો નોગુચી

દાક્તરી વિદ્યાના વિકાસની શરૂઆતમાં એક પરદેશી જાપાની ગરીબ વિદ્યાર્થી અમેરિકામાં દાખલ થાય છે. ફૂટી બદામ વિનાનો એ દાક્તરીમા પારંગત થવા કમર કસે છે અને રોગશોધક તરીકે દુનિયાભરમાં નામના કાઢે છે તેવા એક વીર જાપાનીની આ રોમાંચક જીવની ઊગતી પ્રજા માટે ઉત્સાહપ્રેરક અને અનુકરણીય છે......

ગુનાશોધકોની જેમ રોગશોધકોની પણ એક સંસ્થા છે. સંતાતા છૂપાતા ગુનેગારોને જેમ ગુનાશોધકો શોધી કાઢી નશ્યતને પાત્ર ઠરાવી સમાજને સુખી બનાવે છે તેમ કેટલાયે ઉપદ્રવી રોગો થવાનાં રહસ્યભર્યાં અગમ્ય કારણો શોધી કાઢી રોગશોધકો સમાજને આરોગ્યપૂર્ણ બનાવે છે. રોગોનાં ધામ સમાં વિકટ સ્થાનોમાં એ વાસ જમાવી રોગો જાણનાર અગોચર જીવાણુઓની શોધમાં પડે છે. આ ભગીરથ કામ ઉપાડતાં કત્રચિત્ ને સૂક્ષ્માતિસૂક્ષ્મ છતાં પણ ક્રૂરમાં ક્રૂર પશુથી પણ ભયંકર અને બલવાન રોગજીવાણુના ખૂની હુમલાનો ભોગ પણ થઈ પડે છે. સમાજના ભલા ખાતર વરેલી આ શહાદત દેશભક્તિની શહીદી કરતાં જરા પણ ઊતરતી નથી.

અડધી દુનિયાનો રસ્તો કાપી પશ્ચિમ આફ્રિકા દોડી જઈ યલોફિવરના જીવાણુઓનો પીછો પકડતાં તેના જ ખૂની હુમલાનો ભોગ થઈ પડનારા રોગશોધક હિદેયો નોગુચીની વૈદકક્ષેત્રે ભવ્ય શહાદત અંકાયેલી છે. ત્રણ દાયકા સુધી તેમણે રોગજીવાણુઓનો પીછો પકડવાનું કામ ઉપાડયું. જે કોઈ પ્રદેશમાં અજ્ઞાન રોગથી મરણો થાય કે રોગચાળો ફાટી નીકળે ત્યાં ગુનેગારને પકડવા માઇક્રોસ્કોપ લઈને નોગુચી દોડી જતા. રોગો અંગેની તેમની તપાસ બળીઆથી માંડી સિફિલીસ અને પાયોરિયાથી માંડી પ્લેગ હડકવા ટ્રેકોમા સુધી વ્યાપેલી છે. થિયોબાલ્ડ સ્મિથે જીવાણુશોધનક્ષેત્રે પેશ્ચોર અને કોચ પછી એમની ગણતરી કરેલી છે. માનવજાતને રોગમાંથી ઊગારવાની નોગુચીની તમન્નાએ આફ્રિકામાં એ વીરની જેમ મૃત્યુને ભેટયા અને જગવ્યાપી અમરતાને પામ્યા.

હિદેયો નોગુચી જાપાનના ગરીબ ખેડૂતના પુત્ર હતા. પિતા કુટુમ્બ ત્યજી નાસી છૂટેલા. બાળકોનું પૂરું કરવા માતા સવારથી તે સાંજ સુધી ડાંગરનાં ખેતરોમાં મજૂરી કરતી. એક સાંજના ત્રણ વરસનો નોગુચી બહેનની ભાળમાંથી વિખૂટો પડતાં અગ્નિમાં પડયો. ડાબા હાથનો પોંચો દાઝી ગયો. એમાં ચેપ લાગ્યો. બિચારી માતાએ દીકરાની સારવારમાં કેટલીયે રાતના ઉજાગરા કર્યા. આ અકસ્માતના પરિણામે નોગુચીના નસીબમાં ખેડૂ થવાનું ના રહ્યું.

પણ નોગુચી મુશ્કેલીઓથી પાછા પડે એવા ન હતા. નિશાળમાં બેઠા ત્યારે ઘરનું લેસન કરવામાં મુશ્કેલીઓ આવી પડી. ઘરમાં દીવા કરવાની જ વ્યવસ્થા ન હતી ત્યાં વળી રાતના વાંચવાનું જ શી રીતે બની શકે ? આને પહોંચી વળવા નોગુચીએ સ્નાનાગારમાં ચૂલામાં લાકડા નાખવાની નોકરી મેળવી લીધી અને અગ્નિના પ્રકાશમાં વાંચવાનું ચાલુ રાખ્યું.

નોગુચી બુદ્ધિશાળી હતા. તેમને ભણવામાં મદદ કરવાનું કોઈને પણ મન થાય એમ હતું. સ્કૂલના પ્રિન્સીપાલ વિદ્યાર્થીની જિજ્ઞાસાવૃત્તિથી એવા તો પ્રભાવિત થયા કે એમણે ગામમાંથી નાનું ફંડ ઊઘરાવ્યું અને નોગુચીને પાસેના શહેરના સરજન પાસે મોકલાવી આપવાની વ્યવસ્થા કરી. સરજને નોગુચીની નુકશાન પામેલી આંગળીઓને સાજી કરવાનું ઓપરેશન કર્યું. નકામા હાથને નવો ઘાટ આપવા ફરતી છરીને જોઈ નોગુચીએ દાક્તર થવાનો નિર્ધાર કર્યો.

એક દિવસ નોગુચીએ સરજનની પ્રયોગશાળામાં સૂક્ષ્મદર્શકયંત્ર નીચે સ્પાયરોચિટી (*Spirochaete*) નામના વિચિત્ર ઘાટવાળા જીવાણુ જોયાં. આ એક શુભ શુકન હતા. કારણ કે ભવિષ્યમાં જીવાણુશાસ્ત્રી ( Bacteriologist ) બન્યા અને એ જ જીવાણુના

ખોરાક, સંવર્ધન, એમની ઉપદ્રવી અને નિરૂપદ્રવી જાતો વગેરેના સંશોધનમાં એમનું જીવન વીત્યું.

સરજન અને સ્કૂલના પ્રિન્સિપાલની સહાયથી નોગુચી મેડિકલ સ્કૂલમાં દાખલ થયા અને દાક્તર બન્યા બાદ યેકોહોમાં બંદર ઉપર કવારનટાઈન અફસરની નોકરી સ્વીકારી. એક દિવસ દાક્તર નોગુચીએ એક તાવલા ચીની મુસાફરને બંદર ઉપર રોકી લીધો. મુસાફરને વેળ ધાલી હતી અને તે પ્લેગની ગાંઠ હોવાનું નોગુચીએ ધારી લીધું. ગાંઠમાંના પ્રવાહીના ટપકાને સૂક્ષ્મદર્શકયંત્ર નીચે તપાસી નોગુચીએ પોતાની શંકા વ્યાજબી ઠેરવી. દશકાઓની શાંતિ બાદ ચીનના કિનારે પ્લેગની મહામારી ફાટી નીકળી હતી અને નોગુચીની દીર્ઘદૃષ્ટિ જ્ઞાન અને ચાતુર્યના પ્રતાપે જાપાનમાં એનો પ્રવેશ અટકી પડયો.

નોગુચીની ઉમ્મર ચોવીસ વર્ષની હતી અને અમેરિકા જઈ વધુ અભ્યાસ કરવાની એમની દૃઢ ઇચ્છા હતી. પેન્સિલ્વાનિયા યુનિવર્સિટીના પ્રો. ડૉકટર સિમન ફ્લેકસનરને ટોકિયોમાં મળ્યાનું યાદ આવતું હતું. તેમની મદદ મળી રહેવાની તેમની ધારણા હતી. મિત્ર પાસેથી પાંચસો રૂપિયા ઊછીના લઈ તેમણે અમેરિકા ભણી પ્રયાણ કર્યું.

૧૯૦૦ માં જ્યારે નોગુચી અમેરિકા પહોંચ્યા ત્યારે તેમની પાસે ફૂટી બદામ પણ ન હતી. નવાસવા આવેલા જાપાની માટે સંશોધનની કોઈ તક ન હતી. કંટાળી જઈ નોગુચી આપઘાત કરવાની અણી ઉપર હતા પણ આ અરસામાં ડૉ. ફ્લેકસનરે એમને થોડા પગારની નોકરી શોધી આપી. સર્પના ઝેરનો અભ્યાસ કરવાનો હતો. નોગુચી રેટલ જાતના સાપનું મોઢું ફાડી ઝેરની ગ્રંથિને દબાવતા અને એમાંથી ટપકતા ઝેરને કાચની શીશીમાં એકઠું કરતા. એમના આ કામની એટલી તો પ્રશંસા થઈ કે ડેન્માર્કના કોપનહેગનમાં વસતા ડૉ. થોરવાલ્ડ મેડસન સાથે કામ કરવા માટે કાર્નેગી શિષ્યવૃત્તિ એમના ફાળે આવી. બન્નેએ એકઠા મળી રેટલ સર્પના ઝેરના ઉતાર માટે રસી બનાવી.

વૈદકીય સંશોધન માટે જોન–ડી–રોકફેલરે વીસ હજાર ડોલરનું દાન કર્યું. ૧૯૦૧માં ફ્લેકસનરના અધ્યક્ષ-પણા નીચે ન્યૂ યોર્કમાં રોકફેલર ઈન્સ્ટીટ્યુટ ઑવ મેડિકલ રિસર્ચની સ્થાપના થઈ. પશ્ચિમ ગોળાર્ધમાં ખ્યાતનામ બનનારા રોગોના સંશોધન કેન્દ્રમાં નોગુચીને સ્થાન મળી ગયું.

સ્પાયરોચીટી વર્ગના જીવાણુઓના સંશોધનમાં નોગુચીનું ધ્યાન વિશેષ પરોવાયું હતું. સિફિલીસથી પીડાતા રોગીના ચામડીના ધારામાંથી જર્મન વિજ્ઞાની શાઉદીને ગોળ આંટાવાળું ફિકકું જીવાણુ શોધ્યું હતું. આ સ્પાયરોચીટી કુટુમ્બનું હતું. નોગુચીને ગૂંચવાડો થયો કે સિફિલીસ રોગ પેદા કરનારા આ જીવાણુ છે કે તે આ રોગમાં વધારેનું હૂમલાખોર છે?

આ શોધવા તેમણે સ્પાયરોચીટીને ઊછેરી પ્રાણીઓને ચેપી બનાવવાં જોઈએ. સ્પાયરોચીટીને ઉછેરવાં સહેલાં ન હતાં. તેમને થોડી ગરમી મળે, સૂકવવામાં આવે કે રોગના સ્થાનમાંથી ખસેડવામાં આવે તો તરત મરી જાય એવાં તે અતિશય નાજુક છે. શરીરની બહાર એમને જીવતાં રાખવામાં કોઈ પણ જીવાણુશાસ્ત્રી સફળ નહોતો નીવડયો.

નોગુચીએ આવાં સ્પાયરોચીટીને ઊછેરવા ટેસટયુબ હવા વિનાની બનાવી, ટેસટયુબમાં પ્રાણીના માંસનો ટુકડો રાખ્યો પણ ફત્તેહ ના મળી. પણ નોગુચી પાછા ના પડ્યા. તેમણે સ્પાયરોચીટીને ઊછેરવા હજારો ટ્યુબો તૈયાર કરી. ઘણી ખરી ટ્યુબો નકામી નીવડી. માત્ર છમાં જ તે જીવતાં રહ્યાં! નોગુચીની વરસોની એકધારી મહેનત ફળી. તેમણે ઈન્જેક્શન દ્વારા આ જીવાણુઓને સસલાંના શરીરમાં પ્રવેશ કરાવ્યો અને વાહ! સસલાને સિફિલીસ રોગનાં ચાંદાં થઈ આવ્યાં. સિફિલીસ રોગ થવાનું કારણ સૈકાઓ થયાં રહસ્યપૂર્ણ રહ્યું હતું; પણ હવે તે નોગુચીની શોધખોળથી ખુલ્લું થયું. આ શોધખોળને સંસ્કૃતિ ઉપર પુષ્કળ અસરો ઉપજાવનારી તરીકે એક પ્રસિદ્ધ વિજ્ઞાનીએ બિરદાવી છે.



હવે નોગુચી માનસિક અસ્વસ્થતાના સંશોધનમાં પડ્યા. દાક્તરોનું માનવું હતું કે સિફિલીસ રોગને લીધે પેરેસીસ (મગજનો બગાડો) થઈ આવે છે પણ આ રોગ આણનાર સ્પાયરોચીટી જીવાણુ મગજ કે કરોડરજ્જુમાં પ્રવેશે છે તે કોઈ સાબિત નહોતું કરી શક્યું. પેરેસીસથી મરણ પામેલા રોગીઓનાં મગજ મેળવવા નોગુચીએ ગાંડાઓની હોસ્પિટલો અને કબરસ્તાનમાં કહેવડાવ્યું. મગજને સખત બનાવવાની રીત એમણે શોધી કે જેથી એની કાગળ જેવી પાતળી કાતરીઓ ઊતારી શકાય. આખા દિવસના કામકાજથી પરવારી રાતના તે મગજની કાતરીઓનું નિરીક્ષણ કરવા લાગ્યા, રોજના બસ્સો કાતરીઓ જોવાનો કાર્યક્રમ રાખ્યો. ખાવાના ટેબલ ઉપર જ સૂક્ષ્મદર્શકયંત્ર પડી રહેતું. ઊંઘ ઊડાડવા ચા અને લાંબી સિગારેટોના ધૂમ્રપાનનો આશરો લઈ રાતોની રાતો તેમણે મગજની બસ્સો કાતરીઓ જોવામાં ગાળી.

ઉનાળાની એક મધરાતે તેમણે મગજના તંતુઓના જાળામાં દૃષ્ટિ નાખી. આવેશભર્યા તે કૂદી ઊઠ્યા. ઝાંખો દેખાતો સ્પાયરોચીટી તંતુઓમાં લપટાઈ પડ્યો હતો. અગાઉ કદી કોઈએ તેને માનવમગજમાં લપટાઈ પડેલો જોયો ન હતો. નોગુચીની શોધે નક્કી કર્યું કે પેરેસીસ એ મગજનો સિફિલીસ છે. એ જમાનામાં યુરોપ અને અમેરિકાની ગાંડાઓની હોસ્પિટલના ૧૫ થી ૩૦ ટકા ખાટલાઓ પેરેસીસથી પીડાતા રોગીઓથી ઊભરાતા હતા.

નોગુચીની કામગીરી ઉપર કીર્તિનો કળશ ઢળ્યો. રાજાઓ અને પ્રમુખોએ તેમને નવાજ્યા. માદરેવતન જાપાનમાં તે દેશવીર તરીકે પંકાયા. જાપાનના સમ્રાટે તેમને જાપાનીસ અકાદમીનું રાજવી પારિતોષિક એનાયત કર્યું. આ માન સ્વીકારવા એકવારનો ગરીબ અને એક હાથે ઠૂંઠો ગામડીઓ માતાની સાથે ૧૯૧૫માં પહેલી અને છેલ્લીવાર દેશમાં પાછો ફર્યો. આ વખતેય પણ એમને સફર માટે ઉછીના પૈસા લેવા પડ્યા હતા.

ન્યૂ યોર્કમાં પાછા ફરી પાછા તે પ્રયોગમાં ડૂબી ગયા. અડતાલીસ કલાક પર્યંત પ્રયોગશાળામાં રહેવું એમના માટે સાધારણ હતું. તેમણે લખ્યું છે કે, 'ખાધા અને પીધાના કામ સિવાય એક માત્ર કામ પ્રયોગનું છે.' ઘણીવાર તો એમને ખાવાનો પણ વખત નહોતો મળતો.

અમેરિકાના લોકોને પીડતો ભીષણ રોગ યલોફિવર હતો. રોકફેલર ફાઉન્ડેશને ૧૯૧૮માં નોગુચીને આ રોગના જીવાણુંઓ શોધવા ઈક્વેડોર મોકલ્યા. મેજર વોલ્ટર રીડ અને એમના સાથીઓએ ૧૯૦૦માં ક્યુબામાં શોધ્યું હતું કે યલોફિવરને ફેલાવનાર મચ્છરો છે. પણ મચ્છરો દ્વારા કયા જીવાણુઓ રોગ આણે છે તે શોધાયા વિના રોગ ઉપર વિજય શક્ય નહોતો. નોગુચીએ છ અઠવાડિયામાં યલોફિવરના લોહીમાં નવા પ્રકારના સ્પાયરોચીટી—લેપ્ટોસ્પાયરા—જીવાણુઓ શોધ્યાં.

લેપ્ટોસ્પીયસના મૃતદેહમાંથી બનાવેલી રસીવતી બ્રાઝીલ પેરુ અને મેક્સિકોના વીસ હજાર લોકોને રોગ સામે રક્ષણ આપ્યું. પણ આ રસી સામે આફ્રિકાના ગોલ્ડકોસ્ટમાંથી વિવાદાત્મક નોંધો આવી કે યલોફિવરના રોગીના લોહીમાં લેપ્ટોસ્પાયરા નથી હોતાં. શંકા નિવારવા નોગુચી આફ્રિકા ઊપડ્યા.

ત્યાંની ભીષણ ગરમીમાં નોગુચીએ સખત કામ ઉપાડ્યું. ત્યાંના વતની મદદગારો નોગુચીને રાતના પ્રયોગશાળામાં બેઠેલા જોઈને જાય તે સવારના આઠ વાગે કામ ઉપર આવે ત્યારે પણ તેમને ત્યાં જ બેઠેલા જોતા. નોગુચીએ પાંચસો વાંદરાંને રોગી બનાવ્યાં હતાં. શોધખોળની કેડી હાથ લાગી હતી પણ ૧૯૨૮ ના મે માસમાં ઠંડી વાઈને તાવ આવતાં તે પથારીવશ બન્યા. યલોફિવરે તેમને પટકી પાડ્યા હતા. નવ દિવસની માંદગી બાદ એકાવન વર્ષની વયે તે મૃત્યુ પામ્યા. માનવીને પીડતા ઉગ્ર રોગોના ઉત્પાદક જીવાણુઓનો એમણે વર્ષો સુધી પીછો પકડ્યો અને છેવટે એ જ સંગ્રામમાં એમણે પોતાનો જીવ દીધો.

**લીલા ટી. ઘારપુરે**

# મઠિયાં

બાળમાનસનું અચ્છું આલેખન કરતાં ઊર્મિના વાચકોને જાણીતાં લેખિકા-બહેન આ વખતે બાળમાનસનો એક અનેરો પ્રસંગ રજૂ કરે છે. બાળકનું મન કેવું ઊંડું ઊંડું સંવેદન અનુભવે છે અને તેને બધું કેવું સરસ રીતે યાદ રહે છે તે આ પ્રસંગમાં જે સરળતાથી ચીતરાયું છે તે ખરેખર અદ્‌ભુત છે.....

હા, એ મઠિયાંભરેલી થાળી મને ખૂબ યાદ આવે છે. મારી સામે દેખાય છે ને મારાં પેલાં કાકીયે મારી સામે ખડાં થઈ જાય છે. ધોળી સાડીમાં વીંટાયેલો નાનો શો દેહ. હાથમાં રૂમાલથી ઢાંકેલી થાળી લઈ આવે છે. રસોડામાં પેસે છે. 'ઇલિ, આમ આવ.' કાકીનો અવાજ સાંભળી હું દોડતી કાકી પાસે જઉં છું. કાકી મને જોઈ હરખાય છે થાળી પરથી રૂમાલ ઉઠાવી લે છે. ને હું મઠિયાથી ભરેલી થાળી જોઉં છું. માંહેનું એક એક મઠિયું સો સો વાતો કહેવા પાસે બોલાવે છે. તે નાનકડાં ફૂલેલાં મઠિયાં! અહિંયાં તો પાતળાં પાપડ જેવાં મઠિયાં વણાય છે. ને તે તળતાં ફૂલે નહિ. પણ અમારા ગામના રિવાજ પ્રમાણે કાકી નાનાં નાનાં ને ફૂલે એવાં જ મઠિયાં બનાવતાં. તે જેટલી વાર બનાવતાં તેટલી વાર થાળી ભરીને મારા માટે લાવતાં. મને બોલાવી પાસે બેસાડી... 'ખાવા હોય તેટલાં ખા' કહેતાં...

તેઓ ખાલી હાથે કદી આવતાં જ નહિ. ને જતાં ત્યારે મારી બાને મને તેમને ત્યાં સાથે લાવવાનું ચોક્કસ કહી જતાં...આમ જ એક દિવસ મને મારી બા કાકીને ત્યાં તેડી ગઈ. ગામને એક છેડે કાકીનું ઘર. ને બીજે છેડે અમારું ઘર. એટલે ખૂબ ચાલીને અમે કાકીને ત્યાં ગયાં. હા...શ કરીને બેઠાં. કાકી મારી પાસે આવી બેઠાં, વાંસે હાથ ફેરવ્યો. ને મારી બા સાથે વાતે વળગ્યાં. એટલામાં નટુ (કાકીનો દીકરો) ત્યાંથી પસાર થતો હતો. તેને બોલાવી કાકીએ કહ્યું...'અલ્યા નટુ, આ ઇલિ માટે પેલા માટલામાંથી મઠિયાં લાવ.' આ સાંભળી નટુ બોલ્યો... 'ના, એને માટે તો હું ઘૂઘરા લાવીશ. ઘૂઘરા ખવડાવોને.' ને મારી સામે જોઈ મને ચીડવવા માટે ઉમેર્યું: 'ઇલિને તો ઘૂઘરા બહુ ભાવે છે બા...' આ સાંભળી હું રડવા જેવી થઈ ગઈ. રખેને આ વાઘજી મને ઘૂઘરા ખવડાવી દેશે. કાકી સામે મેં દયામણે ચહેરે જોયું. કાકીએ વહાલથી નટુને કહ્યું...'નટુ આમ શું કરે છે? રડાવનો નહિ ઇલિને. એનને રડાવાય કે?'

---

હવે આપણે જાણીએ છીએ કે યલોફિવર અંગેની નોગુચીની ધારણા ખોટી હતી. તે લેપ્ટોસ્પાયરાથી થતો નથી પણ વાયરસથી થાય છે. વાયરસો તો જીવાણુઓથી પણ સૂક્ષ્મ હોય છે અને તેમને સાધારણ સૂક્ષ્મદર્શક યંત્ર દ્વારા જોઈ શકાતાં નથી. નોગુચીના મૃત્યુ સમયે વાયરસને જોવા માટે ખાસ પ્રકારનું સૂક્ષ્મદર્શક અસ્તિત્વમાં ન હતું. તેમણે શોધેલું લેપ્ટોસ્પાયરા એ સ્પાયરોચીટીનો જુદો પ્રકાર હતો. એનાથી કમળો થતો હતો. નોગુચીના મૃત્યુ બાદ રોકફેલર ફાઉન્ડેશને યલોફિવરનાં વાયરસ શોધ્યાં અને એની રસી પણ બનાવી કે જેનાથી બીજા વિશ્વયુદ્ધ વખતે લાખો સૈનિકોને રક્ષણ આપી શકાયું. પણ આ તાવનો કરુણ ભોગ બનનાર બુદ્ધિશાળી નોગુચી હતા. નોગુચી જો કે આ વિશેષણથી ચીડાયા હોત. કારણ કે એમણે કહ્યું છે કે 'બુદ્ધિમત્તા જેવું કશું નથી. તે છે ફક્ત સખત કામ. બીજા કરતાં ત્રણ ચાર કે પાંચગણું વધારે સખત કામ કરવું તે બુદ્ધિમત્તા છે. માનવીની સેવામાં પ્રાણ આપનાર સંતો અને શૂરવીરોની હારમાળા છે. આ જમાનામાં એમાં વિજ્ઞાનવીરોનો ઉમેરો થયો છે. દુનિયાના સુખ અને આરોગ્ય માટે તે ભયંકર જોખમોમાં ઝંપલાવે છે. કદિક આ સંગ્રામમાં એના જાન જોખમાય છે. કુરબાનીના ઇતિહાસમાં એનું નામ અમર થાય છે.





જીવરામ જોષી

# ૪૭ દિવસના અપવાસ

[ શ્રી યુવાનસિંહ ચક્રવર્તી સુરતમાં શિક્ષક છે. એટલું જ નહિ પણ સંસ્કારી વ્યક્તિ તરીકે સુરતની. સંસ્કારી પ્રવૃત્તિઓમાં આગેવાનીભર્યો ભાગ લેતા રહે છે. તેમની અને આ લેખના લખનાર શ્રી જીવરામ જોષી વચ્ચે વિચારકની દૃષ્ટિનો નિકટ સંબંધ છે. તેમણે જીવનને સ્પર્શતી ઘણી વાતોને ચકાસી છે. એમાંનો એક શાસ્ત્રીય પ્રયોગ ૪૭ દિવસના અપવાસની કથા અહીં આપીએ છીએ. આરોગ્યની વૈદકીય દૃષ્ટિએ તથા ધાર્મિક વ્રતની દૃષ્ટિએ અપવાસનું મૂલ્ય સમજનારાને આ ચર્ચા ઘણી ઉપયોગી બનશે. તે સાથે અપવાસના આ મહત્ત્વના વિષયનું જ્ઞાન વિશેષ કરીને વૃદ્ધો અને યુવાનોને અતિ ઉપયોગી છે. સાથે ચિંતનની એક જીવનસ્પર્શી ઝલક. —સંપાદક ]

'હાથમાં લાકડી, તેને ટેકે ડગમગતો દેહ, મોં પર ઘડપણના ભારની વેદના અને જીવનની લાંબી ને દુઃખભરી યાત્રાની થકાવટ લઈને જીવવું, એના કરતાં તો સ્વેચ્છાએ મરી જવું એ ઉત્તમ છે.'

યુવાનસિંહ ચક્રવર્તી અને હું શિયાળાની એક પ્રાતઃ વેળાએ તાપીને કિનારે બેસીને ઉપરની વાત કાઢી બેઠા.

યુવાનસિંહ એકાકી, તેવો જ હું જીવનદર્શનની અમારી અભિલાષા પણ એક સરખી. તાલાવેલી પણ એવી જ. જીવવું તો મસ્તીમાં ને મરવું તો પણ મસ્તીમાં... આ અમારી ધગશ.

મેં કહ્યું : હું તો ઘરડો થવાનો જ નથી. થઈશ તે દહાડે સાનંદ મૃત્યુને વરીશ.

યુવાનસિંહ કહે : એવો આપઘાત ઉચિત તો ન ગણાય. તેથી આપણે જીવનથી કંટાળીને મરવા જેવું ગણાય.

મેં કહ્યું : મરવાનું કોઈ પ્રાણીને ગમે નહિ. નથી ગમતું માટે જ મરણને એક ભયંકર વસ્તુ બનાવી દીધી છે. જેને મરણ અપ્રિય લાગે, તેણે કશા વિચાર વિના સમજી લેવું કે પોતે જીવનનો મર્મ, જીવનદર્શન કે જીવનનું રહસ્ય સમજ્યો જ નથી. ભલે પોતે મહા-પંડિત કે મોટો સંત મનાતો હોય. એ તો બધી જગતની પોલંપોલ રંગત છે.

જેને જીવનદર્શન લાધ્યું છે, તેને મન મૃત્યુ એટલે વિવાહ. થનગનતી યુવાનીની માદકતામાં ઘેઘૂર ઝૂમતો કોઈ યુવાન, એટલી જ સૌંદર્યવતી અને મનમાની કોઈ યુવતીરત્નને પરણવા બેઠો હોય એવો આનંદ ને ઉલ્લાસ જેને મૃત્યુની પળોમાં જાગે, તે ખરો જીવન-દર્શી. એ જ માણે છે, જીવનના ખરા આનંદને. બાકી

---

જ્યારે જ્યારે મઠિયાં જોઉં છું ત્યારે જાણે કાકી આવીને મને કહેતાં હોય છે : 'ઈલા, ખાઓ બેટા મઠિયાં.' ને ક્ષણભર હું બધું જ વીસરી જઉં છું. ખુશ થઈ જઉં છું. ને વિચારું છું...કાકી ! કેટલું અતુલ વહાલ મારા પર કરતાં હતાં ! મારા ગમા-અણગમાની કેવી કાળજી રાખતાં હતાં ! કાકી સગાં નહિ છતાં ! મારામાં તમને તમારી દૂર રહેલી 'હસુ' મળી. પણ હવે પછી મારે મારી કાકી ક્યાં શોધવાં ?' થોડીવારે મારી કમજોરીને હઠાવતાં મનને કહું છું... શા માટે રડે છે ? જો આ મઠિયાં. કોનું વહાલ છલ-કાય છે એમાં ! ને હું જોઉં છું કે કાકીના વહાલનો ખજાનો એક ચમકતો ખરો હીરો મારા હૃદયની તીજોરીમાં પડ્યો છે ! ને તે મારો છે. હું શા માટે શોક કરું ?







તો બધા જન્મે છે ને મરે છે, દુઃખ અને યાતનાનો ભાર વહી વહીને ત્રાસ ભોગવવા. અને કદાચ ભગવાને બે પૈસે ઘર ભર્યું પાથર્યું કીધું હશે તો મરણકાળે મહા બેચેની લઈને મરશે. એ અંત મહા દુઃખકર છે. મૃત્યુ એવો જ એક આનંદનો પ્રસંગ હું સમજતો થયો છું.

યુવાનસિંહ કહે: સ્વેચ્છાથી મૃત્યુને પસંદ કરવામાં અંતર જરા પણ ખટકતું હોય તો તે આપઘાત જ થયો ગણાય.

મેં કહ્યું: બરાબર. વિવાહના આનંદનો એ જ અર્થ. હું તો તે દિવસની રાહ જોઈશ. મને લાગશે કે હવે ઘડપણ આવ્યું અને દેહ નબળો બન્યો, ત્યારે એક કંકોત્રી છપાવીશ. સૌને નિમંત્રીશ. મધુરાં પેય અને મીઠાં પક્વાનોથી સૌને પ્રસન્ન કરીશ. પછી હું ઝેરનો એક ઘૂંટ પીશ. પ્રેમથી સૌની સાથે વાતો કરીને છેવટની વિદાય માગીશ. બીજો ઘૂંટ પીને અભાન શી દશા કરીશ. ત્યારે જગતની આ સૌંદર્યમયી છટાને છેલ્લા નમસ્તે કરીશ. એ અબોલ પણ સ્થિતપ્રજ્ઞ ઝાડઝૂંડને 'જાઉં છું' કહીશ. આ યોગમાં લય બનીને મદહાવત ઢળેલી ધરતીને કહીશ, હુંય તમારા ભેગો રહેવા આવું છું. અનંત કાળથી વહેતા આ અનેકરૂપી વાયુને કહીશ, જોજો હવે મારા વેગને. અને ત્રીજો ઘૂંટ પીને શાંત થઈ જઈશ. કહેતો જઈશ કે અહીંથી જ વાજતે ગાજતે મને કોઈ નદીને કિનારે લઈ જજો. ચંદનનાં લાકડાંમાં મને બાળજો. મને ચંદન પ્રિય છે. આ મારા મરણનો કાર્યક્રમ.

યુવાનસિંહ હસીને સાધુવાદી હાંસી કરે છે: આપ મૂએ, ફિર ડૂબ ગઈ દુનિયા. પછી કોઈ ચંદનથી બાળે કે ખાડામાં નાખે.

'ના' હું એકદમ બોલી ઊઠ્યો. આ ભાવના રોગિષ્ટ માનસની છે. સંસાર અસાર છે એમ માનનારા નિરર્થકવાદી મૂરખાઓની એ ભાવના છે. હું તો માનું છું કે આ જગતની એકેએક વસ્તુ મહા આનંદનો સાગર છે અને પ્રકૃતિની એકેએક રચના આનંદ અને સુખભરપૂર સાધનો છે.

વળી યુવાનસિંહ હસ્યા: અને વિષ્ટા, મળમૂત્ર?

'ઓહો!' મેં કહ્યું: એના સ્વાદને કોઈ ભોગવી શકે તો તે ધન્ય. ઈશ્વરને પામી ગયો.

યુવાનસિંહ કહે: તમે ચાખ્યો છે કે એ સ્વાદ?

મેં કહ્યું: પ્રયત્ન તો કર્યો પણ દુર્ભાગી કે એની સુમધુર વાસ જ અનુભવી શક્યો. આરોગવાનો સમય સાંપડ્યો નહિ.

આ ચર્ચા આગળ ચાલી. પણ અહીં બંધ કરીશું. મળમૂત્ર પણ ભોજનના મધુરા સ્વાદરૂપે ખાઈ શકાય છે. અને એ એક સાધના છે.

મેં કહ્યું: ઉત્તમ ભોગ ભોગવીને મરવું અને ઉત્તમ રીતે અંત સુધી ઉત્તમ વસ્તુઓ ભોગવતા જવું. તેથી જ આર્ય પુરુષોએ મૃતદેહને બાળવાની રીત નક્કી કરી છે. નહિ તો જંગલીની પેઠે ખાડો ગાળીને દાટી દેતે.

આમ ઘડપણ ભોગવવાનો વારો ન આવે એવા જીવનની ચર્ચા ઉપર અમે ચડી ગયા. એમાં ઘણી ઘણી વાતો વિચારી.

કાયાકલ્પથી ઘડપણ જતું રહે, એ વાત મોહક લાગી. યૌવન ટકી રહે અને લાંબુ જીવવું એ કેમ ના ગમે! મેં કહ્યું: કાયાકલ્પનો એક પ્રયોગ મારી પાસે છે.

યુવાનસિંહ કહે: પૂ. માલવીયજીએ કાયાકલ્પ કરેલો. ઊલટા માંદા થયા હતા. કદાચ તેને લીધે જ જીવન પર્યંત અશક્ત બની રહ્યા.

મેં કહ્યું: આપણો પ્રયોગ એવો નથી. એ વિષયના સિદ્ધ પુરુષે મને એ પ્રયોગ આપ્યો છે. પણ એટલી સગવડ મળે નહિ અને કંઈ બને નહિ. સફળતાની એમાં મને શ્રદ્ધા બેસે છે.

તાપીને સામે પાર, રાંદેરને માર્ગે, પુલથી થોડે દૂર એક બાવાજી આશ્રમ બાંધીને રહ્યા હતા. એમનું આયુ ૧૦૫ વરસનું હતું. તેમની સાથે પરિચય થયો.



હું અને યુવાનસિંહ નિત્ય પ્રાતઃકાળે ત્યાં જઈએ. શિયાળાની કડકડતી ઠંડીમાં તાપીનાં જળમાં ધૂબકા મારી મારીને, ઓટ કે ભરતીના પ્રવાહમાં તરવાની મોજ માણીએ. સૂર્યોદય થતાં નીકળીએ. સૂર્યનાં પ્રથમ કિરણોના તાપમાં ભીનો દેહ સૂકવીએ. લૂછવાની રીત નહોતી રાખી.

વરસતા વરસાદમાં, ઉનાળામાં, થીજવતી ઠંડીમાં અમારો આ કાર્યક્રમ ચાલુ રહેતો. કિનારે બેસતા ને અનેક ચર્ચાઓ ચાલતી. એમાં ઘડપણ ન આવે, અને આવે તો નીરોગી યૌવન સમું તે રહે. એવા પ્રકારની વિચારણા લાંબો કાળ ચાલી.

એક દિવસે યુવાનસિંહે કહ્યું : મેં એક અંગ્રેજી પત્રમાં, અપવાસ કરવાથી ઘડપણ જાય છે, એવું વાંચ્યું.

મેં કહ્યું : અંગ્રેજી છાપાં એટલે પ્રાણવાન ખરાં પરંતુ તેમાં આવતી બધી જ વાતો સત્ત્વવાળી હોય છે એવું ન માનવું. એમને મન તદ્દન નવું સંશોધન હોય પણ એ વાત આપણે ત્યાં હજારો વરસની જૂની બનીને કાળના થર નીચે દબાયલી પડી હોય. અપવાસ સંબંધમાં આપણા આયુર્વેદથી વધારે કોઈ નવી શોધ કરી શકે એ વાત સ્વપ્નમાંય માનવી નહિ. તેમાં અપવાસ એ ઘરડાપો દૂર કરી શકે એવું દર્શાવેલું નથી. પછી તો રામ જાણે. અનંત શાસ્ત્રો ને બહુલા વિદ્યા.

કોઈ અંગ્રેજી માસિક હતું. આરોગ્ય વિષે ઘણું જાણવા જેવું તેમાં આવતું. તેમાં અપવાસની કેટલીક ચર્ચા ચાલતી હતી. કોઈ એક લેખકે ઘડપણ દૂર કરવાના ઉપાય તરીકે અપવાસનું સૂચન કર્યું હતું. તે સાથે નિશ્ચિત અભિપ્રાય બાંધવા માટે કેટલાક પ્રયોગ જુદાં જુદાં જીવડાં ઉપર કરેલો. તેમાં અપવાસને લીધે જીવડાં યુવાવસ્થા પામ્યાં એવી સાબિતી મળેલી. એના સમર્થનમાં બીજી એક દલીલ એવી હતી કે, કેટલાંક પતંગિયા ઇયળો અમુક દિવસો ભૂખ્યાં પડી રહે છે. એને પરિણામે એમનાં વૃદ્ધ શરીરો તરુણ બની જાય છે. યુવાનસિંહ કહે : આ માનવા જેવું તો લાગે છે.

મેં કહ્યું : એક પ્રાણી ઉપર અમુક પ્રયોગ કે દવાનો પ્રભાવ કે પરિણામ અમુક આવે જ્યારે એ જ પ્રયોગ કે એ જ દવા બીજાં પ્રાણી પર એથી જુદું જ પરિણામ લાવે.

યુવાનસિંહે કહ્યું : એ વસ્તુ સાચી છે. પ્રાણીઓની પ્રકૃત્તિ ભિન્ન ભિન્ન હોય છે. એટલે એક જ દવા કે પ્રયોગ બધાંને સરખો લાગુ ન જ પડે. તેમાંય પ્રાણીઓ ઉપર કરેલા પ્રયોગો માનવ જાતિ માટે તો નકામા જ છે. પશ્ચિમના વિદ્વાનો દેડકા કે એવો પ્રાણી પર પ્રયોગો કરે અને તેનું જે પરિણામ આવે તે માણસો માટે પણ ઠીક ઠેરવી દે છે. એ વાત જરાય માની ન શકાય.

પ્રયોગશીલ અવસ્થામાં જે કંઈ બને તે ઉપરથી ચોક્કસ પરિણામ કદી બાંધી જ ન શકાય. એમાં વધઘટ થવાનો પૂરો સંભવ હોય છે. યુરોપનું વૈદકીય અને તેમાંય શરીર સંચાલનની ક્રિયાનું જ્ઞાન નવુંસવું છે. એમને જે કંઈ સૂઝે છે, તે તેમને માટે નવું હોય છે પણ સંપૂર્ણ તો નહિ જ.. ભારત દેશ માટે તે પ્રાથમિક દશાનું ગણાય. યુરોપના લોકોને એમ લાગે છે કે, પોતે મહાન અને નવી શોધ કરી.

આપણા દેશમાં મૂર્ખાઓનો એક મોટો વર્ગ બની ગયો છે. એમને અંગ્રેજીમાં લખેલું અને યુરોપ, અમેરિકાના કોઈ માણસે કહેલું દેખાય કે બસ વેદ-વાક્ય બની ગયું.

આવા કેટલાક લોકો, નેચરોપથીના નામે અને આરોગ્યના નામે યુરોપીય ધાંધલ આપણા દેશમાં ચલાવી રહ્યા છે. વસ્તુ ખોટી નથી પરંતુ એમણે જે સિદ્ધાંતો બાંધ્યા છે, તે અધૂરા છે. ખોટી નથી. છતાં અધૂરાપણું એ ખોટા કરતાંય ખોટું.

એવી જ એક ભ્રામક માન્યતા અપવાસની છે. અપવાસ દ્વારા આરોગ્ય જાળવી શકાય છે. આ એક સિદ્ધાંત બનાવીને પશ્ચિમી ડોક્ટરોના મત પ્રમાણે ગમે તે રોગમાં ને ગમે તે દશામાં અપવાસ ઠોકી

મેળાય છે. અપવાસ એ જેટલા લાભદાયક છે, એટલા જ હાનિકર છે. લાભ થવાને બદલે ઘણીવાર ઘણી મોટી હાનિ થાય છે.

અમારે અપવાસનો ચમત્કાર જોવો હતો. અપવાસથી ઘડપણની દશા ટાળી શકાય કે કેમ એ અનુભવવું હતું. કારણ કે, તો એના જેવો સહેલો ને સરળ ઉપાય બીજો એકે નહિ. ખાવાનું પણ બચે. ન હવા ન વૈદ્યની પંચાત.

એક શક્યતા દેખાતી હતી. શરીરમાં અનેક વિકારો જાગે છે ને જામે છે. ઘડપણ એ પણ એક વિકાર છે. અપવાસ કરવાથી ઘણા વિકારો બળી જાય છે. તેવી સ્થિતિમાં નવા રસો ને નવી રસક્રિયા થતાં અપવાસ પછી શરીરમાં યૌવનનો સંચાર થતો હોય તો નવાઈ નહિ.

બાળકના શરીરમાં નવું લોહી હોવાને કારણે તે સુકુમાર રહે છે. જેમ જેમ વય વધે છે, તેમ તેમ લોહી જૂનું થતું જાય છે. લોહી એ જ શરીરનાં બધાં અંગોનું પોષક છે. જેમ લોહી જૂનું થાય તેમ અંગો પણ ઘરડાં થતાં જાય. અપવાસ કરવાથી એ જૂનું લોહી સદંતર બળી જાય. ત્યારપછી બધું જ લોહી નવું બને તો શક્યતા ખરી કે શરીરનાં અંગો નવીન રૂપ ધારણ કરે. નવા લોહીમાં નવું બળ.

આ કેવળ શક્યતા–કલ્પના છે. એમાં શાસ્ત્રીયતા કશી નથી. કદાચ સાચું પણ હોય. અનુભવ્યા વિના તો કશું કહી જ ન શકાય.

યુવાનસિંહ કહે: મને એક વાત ઠીક લાગે છે. અપવાસનું મહત્ત્વ આપણાં શાસ્ત્રોમાં એટલું બધું ગાયું છે કે, અપવાસથી મોક્ષ સુદ્ધાં મળી જાય એવી લાલચ આપી છે. અપવાસમાં એવું ચમત્કારિક રહસ્ય હોવું જોઈએ. તેને લીધે જ આપણાં શાસ્ત્રોએ નિત્યના જીવનમાં એને સ્થાન આપવા સારી ધાર્મિકતા અને લાલચ મૂકી દીધાં છે.

મેં કહ્યું: બીજું તો ઠીક પરંતુ મોક્ષ તો મળે જ.

યુવાનસિંહ કહે: કેવળ અપવાસથી?

મેં કહ્યું: હા, મરે એટલે મોક્ષ જ તો! અપવાસનું છેલ્લું પરિણામ એ જ.

યુવાનસિંહ કહે: ના, ના. લાશ બનાવવા જેવું તો નથી લાગતું.

મેં કહ્યું: મનેય નથી લાગતું. પણ અપવાસ કરીને યુવાન બનવાની મારી ઇચ્છા નથી.

યુવાનસિંહ કહે: હજી આપણે ઘરડા તો નથી જ થયા.

મેં કહ્યું: તો શું થયું, પરિણામ વધારે સારું ને ઝટ આવવું જોઈએ.

યુવાનસિંહ કહે: તો હું અપવાસ કરું. પ્રયોગ કરી જોઈએ.

મેં કહ્યું: કેટલા?

યુવાનસિંહ કહે: એ નક્કી કરીએ.

અમે તો મનના માણસો. મનને રુચે તે કરનારા. મનમાં આવ્યું તે કરી નાખવાનું.

અપવાસ સંબંધી માહિતી મેળવવા માંડી. ગુજરાતીમાં તે સંબંધે બેચાર પુસ્તકો મળ્યાં. અંગ્રેજીમાં જે કંઈ મળ્યું તે એકઠું કીધું.

કેટલાક વૈદ્ય મહાશયોના અભિપ્રાય લીધા. ડૉક્ટરોની સલાહ લીધી. સૌ પોતાની સમજ પ્રમાણે ઉત્તર આપતા. કોઈ પણ વૈદ કે ડૉક્ટરે અપવાસ સંબંધે ચોક્કસ અભિપ્રાય આપ્યો નહિ. અપવાસ સંબંધી જે પુસ્તકો જોયાં, તેમાં માંદાઓ માટે પ્રયોગ રૂપે અપવાસનું મહત્ત્વ અને આચરણ લખ્યું હતું.

નીરોગી માણસે અપવાસ કરવા કે કેમ અને શું પરિણામ આવે, એ સંબંધે કશી ચોક્કસ માહિતી અમને મળી નહિ.

આયુર્વેદમાં લંઘન ઘણું ઉત્તમ ગણ્યું છે. શરીરના



દોષો શમાવવા માટે અપવાસ એક ઉપયોગી સાધન ગણવામાં આવ્યું છે. એ ઉપરાંત અમુક રોગોમાં અપવાસનું વિધાન છે. અપવાસનું આરોગ્ય ઉપર શું પરિણામ અને નીરોગી માણસ અપવાસ કરે તો શા લાભ થાય, એ કશું જોવા મળ્યું નહિ.

ધાર્મિક અપવાસમાં તો મરી જવાય તો ભલે પણ અપવાસ કરવા જ. અઠવાડિયાના સાત દિવસ. એમાં ધર્મની દૃષ્ટિએ અપવાસ કરવા બેસીએ તો કદાચ એક દિવસે બબ્બે અપવાસ સામટા કરવા પડે. એકાદશી પણ હોય. અપવાસ કરવાથી સ્વર્ગ મળે. સાથે સોમવાર હોય. એકાદશી વૈષ્ણવની. તેમાંય ગોકુળિયા ગોસાંઈની. એનો અપવાસ કરો એટલે બસ. સ્વર્ગમાં તમારી 'સીટ રીઝર્વ.' પણ શંકર ભગવાનનો સોમવાર? તે દિવસે અપવાસ કરવાથી કૈલાસમાં જવાનો પાસ મળે. એ સસ્તુ ભાડું ને સિદ્ધપુરની જાત્રા કેમ છોડાય? વળી આ રેશનીંગનો જમાનો. સાથે મોંઘવારી પણ એટલી જ. એક દિવસનું અનાજ બચે એટલે બમણો લાભ. વળી એક વાર અન્નસચીવને કહી દો કે અમે અઠવાડિયામાં એક દિવસ અપવાસ કરવાનું રાખ્યું છે તો તો છાપામાં નામ છપાવાનું. બ્લોકના પૈસા આપીને ફોટો મોકલશો તો વર્તમાનપત્રના કોઈ પાનાં પર ફોટો છપાશે.

મફતમાં સ્વર્ગ મેળવવાની આ અપવાસની સગવડ આપણા ધર્માચાર્યોએ સારી કરી આપી છે. આ ઢોંગી ધર્માચાર્યોમાંના કેટલાકને અમે મળ્યા. ભાઈ, મૂવા પછી સ્વર્ગ મળશે એ વાત અમે માની લીધી. પણ જીવતાં કશુંયે પામીએ કે નહિ?

બસ, શ્રદ્ધા રાખો.

આ એ બુદ્ધિમાનોનો ઉત્તર. આ મુર્ખરાજોએ કદી વિચાર પણ કર્યો નથી, કે જે અપવાસના આવા ગુણ ગાયા છે તેનું શાસ્ત્રીય મહત્ત્વ શું?

સરકારે રાજાઓનો નાશ કર્યો પરંતુ આપણા સમાજને અધમતાના ઊંડા ખાડામાં ધકેલી દેનાર આ ધર્માચાર્યોને ફાંસીને માંચડે કેમ લટકાવ્યા નહિ? રાજાઓ કરતાં પણ ભયંકર અપરાધી તો આ ધર્માચાર્યો છે.

સમાજનું હિત એ એમનું કર્તવ્ય. તો આપણે તેમને પૂજવા ઘટે. પરંતુ એક પ્રશ્નનો શાસ્ત્રીય ઉત્તર ન આપી શકે અને કહે કે શ્રદ્ધા રાખો. એવા મૂર્ખ આચાર્યોને હાથે સમાજનું ભયંકર અહિત જ થાય. તો એમને કેમ જીવતા રાખવા?

[વધુ આવતા અંકે]



ગાંધીજીએ કહ્યું હતું કે આ દેશનો સ્વતંત્ર માણસ સ્વાવલંબી હોવો જોઈએ. સ્વરાજ્ય મેળવવા તેમણે નાનામાં નાના માણસમાં શક્તિ પૂરી હતી. આજે નાના મોટાના ભેદભાવ વધતા જાય છે. આપણું મોઢું પૈસા તરફ વળ્યું છે. પૈસા વધે છે તેમ ગરીબાઈ વધતી જાય છે. વાસનાત્મક વૃત્તિ દિવસે દિવસે વધી રહી છે. વિનોબાજી મોઢું ફેરવવાનું કહે છે. આજે જે દોટ ચાલી છે તેને રોકવાનું કહે છે. કાર્યકરો જો ક્રિયા નહિ કરે તો એટલી ચર્ચાથી ટકી શકાશે નહિ. આજની પરિસ્થિતિને ફેરવવી હોય તો શ્રમ કરવો પડશે. માણસોને પ્રતિષ્ઠા મળે છે તે તોડવી જોઈએ.

એક ઠેકાણે નહેર ખોદાતી હતી, હું જોવા ગયો હતો. ત્યાં મેં જોયું કે નહેર ખોદનારને ૦-૬૨ મળે છે. ત્યારે હાજરી પૂરનારને રૂ. ૩ મળે છે અને નકશો દોરનારને રૂ. ૧૫ મળે છે. આવો ભેદભાવ હવે વધારે વખત નહિ નભે. આજે ઘી પકવનાર ગાંડો ગોબરીઓ ગણાય છે અને તેને વાપરનાર ડાહ્યો ગણાય છે.

—રવિશંકર વ્યાસ





# રક્તપિત્ત

જેવા ગરમ પ્રદેશમાં તેની વધુ વ્યાપક્તા છે એટલે આપણી અજ્ઞાનાવસ્થા વધુ દૂર થાય તો કેટલાંય રોગીઓ તેનો ભોગ થતાં અટકે. કેટલીક જડ માન્યતાઓ અને ઘર કરી ગયેલા રૂઢ મતમતાંતરોને સમજપૂર્વક છોડીએ અને સ્થિરતાથી વિચારીએ તો......

જેમ બધા ચેપી રોગ જંતુઓને લીધે થાય છે તેમ રક્તપિત્તનો રોગ પણ જંતુઓને લીધે જ થાય છે. આ જંતુઓનો પ્રવેશ શરીરમાં થાય તો આ રોગ થાય છે.

રક્તપિત્ત સ્પર્શજન્ય રોગ છે. રોગીની સાથે વધુ પડતો સંસર્ગ નિરોગી માણસને થાય (વારંવાર અથવા લાંબો) તો રોગી માણસમાં રહેતા જંતુઓ નિરોગી માણસના શરીરમાં પ્રવેશ કરે છે એવા દાખલાઓ છે. રોગી માણસનાં કપડાં, વાસણ, વગેરે વાપરવાથી આ રોગ થાય છે. એક જ ઘરમાં, એક જ રૂમમાં કે એક પથારીમાં સૂવાથી સામાન્ય રીતે આ રોગનો ફેલાવો થાય છે.

રક્તપિત્ત વંશપરંપરાગત રોગ નથી. રોગીનાં છોકરાંઓને જન્મથી જ માબાપ પાસેથી અળગાં કરવામાં આવે અને સ્વતંત્રપણે ઉછેરવામાં આવે તો તેમને આ રોગ થતો નથી. રક્તપિત્તનો રોગ કંઈ દેવી કોપને લીધે થતો નથી.

ચાંદી–સીફિલીસ–પરમો વગેરે રોગથી રક્તપિત્ત થાય છે, એ ખરું નથી. રક્તપિત્તનાં જંતુઓથી જ થાય છે. પણ ઉપલા બે રોગ જો હોય અને રક્તપિત્ત હોય, તો અશક્તિને કારણે રક્તપિત્તનો રોગ વધી જવાનો સંભવ રહે છે.

સફેદ કોઢ અને રક્તપિત્ત એ બે તદ્દન જુદા રોગ છે. સફેદ કોઢ એ સાંસર્ગિક સ્વરૂપનો રોગ નથી. રક્તપિત્તનાં ચાઠાં સફેદ કોઢ જેવાં સફેદ કે શુભ્ર હોતાં નથી અને સફેદ કોઢનાં ચાઠાંઓમાં બધિરપણું અને સ્પર્શશૂન્યતા હોતી નથી અને તેમાં રક્તપિત્તના જંતુઓ પણ હોતા નથી.

રક્તપિત્તનો રોગ સામાન્યપણે બે પ્રકારનો હોય છે. પહેલા પ્રકારમાં ચામડી પર આછા રંગનો કે લાલ, સપાટ કે જાડો, ગોળ કે લંબગોળ, એક કે અનેક ચાઠાં ચામડી પર જોવામાં આવે છે. શરૂઆતમાં તે ચણાની દાળ જેવાં નાનાં હોઈ પછીથી વધતાં જાય છે. આ ચાઠાં ઉપર સ્પર્શજ્ઞાન, ગરમ કે ઠંડું જાણવાની સંવેદના હોતી નથી. તેને ટાંકણી ઘોંચવાથી થતી વેદના જણાતી નથી. આગળ વધતાં જ્યારે રોગ ગંભીર સ્વરૂપ પકડે છે ત્યારે એકાદ હાથનાં કે પગનાં આંગળાંમાં બધિરપણું આવે છે. તે બધિરપણું ઉપર હાથના કે પગના ઉપલા ભાગમાં પ્રસરી જાય છે. આ પ્રમાણે એક કે બન્ને હાથ કે પગ બહેરા થઈ જવાનો પૂરેપૂરો સંભવ હોય છે. હાથપગના સ્નાયુઓ જીર્ણ થઈ જાય છે અને તે શક્તિહીન થઈ લૂલાં પડી જાય છે. આગળ જતાં હાથપગની આંગળીઓ વાંકી વળી જાય છે અને અતિ જીર્ણ થવાથી તે સર્વશઃ નષ્ટ પામે છે. કોઈ કોઈ વાર પગના તળિયામાં ઊંડા ખાડા પડે છે. આ રીતે રોગી અસહાય બને છે.

બીજા પ્રકારમાં, શરીરના જુદા જુદા ભાગમાં ચામડી પર સુવાળાં અને ચળકાટ મારતા, ચકચકતા સપાટ કે જાડાં પણ સ્પષ્ટ આછાં લાલ કે લાલ રંગનાં ચાઠાં દેખાય છે. આ જાતનાં ચાઠાં પર સ્પર્શજ્ઞાન કે ગરમ, ઠંડું જાણવાની સંવેદના અને દુઃખ સાવ ન હોય એમ જણાતું નથી. શરીર પરની ચામડી અને કાન જાડા થઈ જાય છે અને તેની પર નાની મોટી ગાંઠો ઉપસી આવે છે અને વખત જતાં આ ગાંઠો ફૂટી જાય છે. અને જખમ પડે છે. આ બે પ્રકારના રોગમાં, પહેલા પ્રકારમાં જંતુઓ, મળવાં જરી અઘરાં છે તેથી પહેલા પ્રકારને 'અસાંસર્ગિક'—નોન ઇન્ફેક્શીઅસના નામથી ઓળખવામાં આવે છે. બીજા રક્તપિત્તમાં ચામડી પર અને નાકમાં આ રોગના



જંતુઓ અસંખ્ય પ્રમાણમાં મળી આવે છે અને તે લીંટ કે થૂંકમાં મળે છે અને પરુ દ્વારા શરીરમાંથી અસંખ્ય પ્રમાણમાં બહાર આવે છે. આથી રોગનો આ બીજો પ્રકાર 'સાંસર્ગિક' ઇન્ફેકશીઅસ હોય છે. પણ પહેલા પ્રકારનું રૂપાન્તર બીજા પ્રકારમાં થવાની સંભાવના પૂરેપૂરી રહેલી છે.

કોઈ પણ પુરુષને કે સ્ત્રીને, કોઈ પણ ઉમ્મરે આ રોગ થવાની સંભાવના રહેલી છે, પણ નાનાં બાળકોને સામાન્યપણે પૂરતી શક્તિ ન હોવાને કારણે રક્તપિત્તનો ચેપ જલદી લાગે છે. અસાંસર્ગિક પ્રકારના રોગનો પણ નાનાં બાળકો ભોગ બનવાની બીક રહેલી છે. ઘરમાં મા-બાપ, ભાઈ-બહેન અને સગાં-વહાલાં કે મહેમાનોમાંથી કોઈ રોગી હોય તો રોગ ફેલાય છે. ઘર બહાર, એકાદ મિત્ર, પડોશી, સહચારી અને શાળામાં ભણતા વિદ્યાર્થીઓમાંથી કોઈ રોગી હોય તો રોગ ફેલાઈ શકે છે.

ભારતમાં સાધારણપણે પંદર લાખ રોગી છે. તેમાંના ત્રણ કે ચાર લાખ રોગી અત્યંત સાંસર્ગિક સ્વરૂપ-વાળા છે. મદ્રાસ, બંગાળ, ઓરિસ્સા અને કેટલાક ભાગમાં આ રોગનું પ્રમાણ ઘણું મોટું છે. મુંબઈ રાજ્યમાં સતારા, ખાનદેશ, વિદર્ભ જેવા વિસ્તારમાં આ રોગનું પ્રમાણ મોટું છે. વિશ્વના રોગીઓનો ચોથો ભાગ ભારતમાં છે.

ભારતનું ઉષ્ણ હવામાન, આર્થિક અને સામાજિક પરિસ્થિતિ, આ રોગ વિશેની અજ્ઞાનતા, અસ્વચ્છ રહેણીકરણી, છૂટથી રહેવાની જગ્યાનો અભાવ, નિઃસત્વ આહાર અને કંઈક વહેમભરી સમજ, વગેરે આ રોગ ફેલાવનારાં કારણો છે.

આ રોગ ઘણો જૂનો છે. આ રોગથી મૃત્યુ આવતું નથી. પહેલાં આ રોગ માટે ચાલમુગા તેલ વપરાતું હતું. પણ રોગ તેનાથી મટતો ન હતો. છેલ્લાં પંદર વર્ષોથી 'સલ્ફોન' કે ડી. ડી. એસ. આ રોગ પર અત્યન્ત ઉપયોગી દવા છે. તે યોગ્ય પ્રમાણમાં અને યોગ્ય ડૉકટરની દેખરેખ નીચે લેવામાં આવે તો રોગ ધીમે ધીમે પણ ચોક્કસ રીતે મટવાનાં ચિહ્નો દેખાય છે. રોગના આરંભમાં જો સાવચેતી લેવામાં આવે તો એક, બે વર્ષના ગાળામાં રોગી નિરોગી બને છે. રોગ વધારે પડતો વધ્યો હોય તો ખાસ કરીને સાંસર્ગિક કારણોથી બનેલો રોગી, પાંચ છ વર્ષમાં સારો થાય છે. અને પછી લાંબા વખત સુધી દવા ચાલુ રાખવી પડે છે. તેથી રોગની શરૂઆતમાં દવા કરવી આવશ્યક છે. રોગનો વહેમ પડતાં જ દાક્તરી તપાસ કરવી, તે વિશે દવા ચાલુ કરવી એ યોગ્ય છે. ડી. ડી. એસ. દવા એકદમ સસ્તી અને લેવામાં સુગમ છે.

મુંબઈમાં સર્વ રોગીઓને શરૂઆતમાં જ ઉપચારનો ફાયદો મેળવવા માટે 'એકવર્થ લેપ્રસી હોમ' કે બૃહદ મુંબઈ રક્તપિત્ત કન્ટ્રોલ સ્કીમ મારફત સ્થાપિત થયેલાં જુદાં જુદાં પાંચ કેન્દ્રોમાં બધા રોગીની, મફત તપાસણી તથા ઉપચારનો બંદોબસ્ત કરેલો છે. તેમજ મુંબઈ રાજ્યના બધા સરકારી દવાખાનાઓમાં રોગીની ઉપચાર કરવાની વ્યવસ્થા કરવામાં આવી છે. હમણાં આ રોગ માટેના સ્વતંત્ર ઉપચાર માટે સ્વતંત્ર દવાખાનાંઓનો બંદોબસ્ત થયો છે.

રોગનો ઉદ્‌ભવ તથા તેનો ફેલાવો અટકાવવા માટે આમજનતાએ, સરકાર તથા રોગ-પ્રતિબંધક સંસ્થાઓ જે કાર્ય કરે છે તેમને સહકાર આપવો જોઈએ. મુંબઈ શહેરમાં પ્રાથમિક અવસ્થાના રોગીઓને શોધી કાઢવાનું કામ 'એકવર્થ લેપ્રસી હોમ'ના ચિકિત્સાલયમાં જઈ તપાસ કરાવી, નિદાન થયા બાદ યોગ્ય ડૉકટરની દેખરેખ નીચે ઉપચાર કરાવવો જોઈએ. ઉપચાર લઈ રહેલા રોગીએ પોતાના સહવાસમાં રહેલા સર્વ કુટુમ્બીજનોની દર છ મહિને એકવાર ડૉકટરી તપાસ કરાવવી જોઈએ જેથી તેમનામાંના કોઈને રોગ થતો જણાય તો તે નિશ્ચિત કરી તરત જ ઉપચાર, પ્રથમ અવસ્થામાં જ શરૂ કરી શકાય. આ રીતે રોગ વધતો અટકે છે અને રોગી ટૂંક સમયમાં આ રોગથી છૂટકારો પામે છે અને તેથી બીજાઓને રોગ થવાની ભીતી રહેતી નથી. એકવર્થ



હોમમાં કામ કરતા આરોગ્ય અધિકારીઓ દ્વારા રોગીઓને ઘેર જઈ તેમના સંસર્ગ કે સહવાસમાં રહેતા મનુષ્યોને તપાસવાની વ્યવસ્થા કરેલી છે. તેમનો સહકાર સાધવાથી રોગ વિશે પ્રતિબંધક ઉપાયો તથા આહાર વિશે અન્ય માહિતી મળે છે.

સાંસર્ગિક રોગીએ, જો શક્ય હોય તો, આ રોગીઓ માટેના એકાદ આશ્રમમાં પોતે દાખલ થવું. પણ ભારતમાં રોગીઓની સંખ્યા મોટી હોવાથી આશ્રમમાં એકદમ જગ્યા મળતી નથી તેથી સાંસર્ગિક રોગીએ ગામમાં જુદી ઝૂંપડી બાંધી રહેવું અને શક્ય ન હોય તો ઘરમાં એક સ્વતંત્ર જગ્યામાં જુદા રહેવું અને તે માટે કપડાં, પથારી, વાસણ–કુસણ, વગેરે વસ્તુઓ જુદી રાખવી. અસાંસર્ગિક રોગીએ પણ નાનાં બાળકોને સ્પર્શ કરવાનું કાળજીપૂર્વક ટાળવું જોઈએ. રોગ થયા પછી સારા થતાં સુધી લગ્ન ન કરવું, લગ્ન થયું હોય તો રોગ સારો થતાં સુધી છોકરાં ન થાય એનું ધ્યાન રાખવું. છોકરાં હોય તો તેમનાથી જુદા રહેવું

કોઈ માણસને આ રોગ થયો છે એવું જાણી તેનો કુટુમ્બમાંથી, ગામમાંથી અને સમાજમાંથી બહિષ્કાર કરવામાં આવે છે. તેથી રોગીને, તેની આજીવિકા માટે ગામેગામ રખડવું પડે છે. તેથી તે દરેક ઠેકાણે રોગનો ફેલાવો કરતો રહે છે. તેથી ગામલોકોએ તેને ગામમાં જુદી જગા આપી, તેના ખાવા પીવાની વ્યવસ્થા કરવી જેથી તે ખેતી દ્વારા પોતાનું ભરણ-પોષણ કરી શકે અને સમાજને બોજારૂપ નહિ થઈ પડતાં રોગનો ફેલાવો પણ અટકી શકે. દરેક માણસને અન્ય સાંસર્ગિક રોગની જે બીક હોય છે તે પ્રમાણે આ રોગની હોય, એ સ્વાભાવિક છે. આ પ્રમાણે જો સંસર્ગની બીક ન હોય તો માણસ નિષ્કાળજીથી વર્તે છે અને તેથી રોગનો ફેલાવો વધારે સુગમ બને છે. રોગ થશે એ બીકે જુદો રાખવો અને તેનો તિરસ્કાર કરવો એ જુદી વસ્તુ છે. સમાજ દ્વારા પોતાનો તિરસ્કાર થવાની બીકથી રોગી પોતાનો રોગ છુપાવે છે અને રોગ વધતો જાય છે અને વધી જાય ત્યાં સુધીમાં તેના કુટુંબમાં અને સમાજમાં રોગ ફેલાતો રહે છે અને તેથી નિરોગી માણસોએ રોગીના સંસર્ગથી પોતાનો બચાવ કરવા માટે કાળજી લેવી જોઈએ. પણ રોગીનો તિરસ્કાર ન કરતાં સ્નેહભર્યું વર્તન રાખવું.

રોગીના સંસર્ગના માણસોને ડી. ડી. એસ. યોગ્ય પ્રમાણમાં આપવામાં આવે તો તેને રોગ થતો નથી અને રોગ ફેલાતો નથી. આવી રીતે નાનાં મોટાં કેટલાંય માણસો જે રોગીના સંસર્ગમાં હોય છે તેમને આ દવા આપવામાં આવે છે. આ પ્રયોગ 'એકવર્થ લેપ્રસી હોમ'માં ચાલે છે અને તેમાં સૌને સહકાર આપવા વિનંતિ છે.

[ આકાશવાણીના સૌજન્યથી ]



મુંબઈ સરકારના ગામડે ગામડે ગ્રામપંચાયત સ્થાપવાના કાયદાને (કોમ્પ્રીહેન્સીવ સ્કીમ) સાબરકાંઠા જિલ્લામાં વધુ વેગ આપવામાં આવ્યો છે. અમદાવાદ વિભાગના જિલ્લાઓમાં આનો અમલ કરવામાં સાબરકાંઠા જિલ્લો સૌ પ્રથમ આવે છે. જિલ્લામાં કુલ ૧૫૩૭ ગામો છે. જેમાંથી કુલ ૧૫૨૦ ગામોને આવરી લેતી લગભગ ૫૦૦ જેટલી ગ્રામ પંચાયતો અહીં કામ કરતી થઈ ગઈ છે. જ્યારે બાકીના ૧૭ ગામોમાં ગ્રામપંચાયતો ટૂંક મુદતમાં રચાઈ જશે, આ પંચાયતોને ૧૯૫૭–૫૮ ના વર્ષ દરમ્યાન જમીન મહેસુલના ૩૦ ટકા ગ્રાન્ટની રકમો પણ આપી દેવામાં આવી છે.

જિલ્લાની ગ્રામ પંચાયતોમાં ૧૯૪ જેટલી તો ન્યાય પંચાયતો સ્થાપવામાં આવી છે. અને તેમને પ્રથમ કક્ષાની ન્યાય સત્તાઓ આપવામાં આવી છે.



છોટાલાલ માનસિંગ કામદાર

# હથિયારો શી રીતે મોકલ્યાં ?

ભારતમાં અંગ્રેજી રાજ્યના અમલમાં જે ક્રાંતિકારી હિંદીઓ લંડનમાં રહીને તૈયારી કરતા હતા તેમના એક ડૉ ટી. એસ. એસ. રાજનના સંસ્મરણોનો આ ચોથા હપ્તાનો અનુવાદ વધુ વેધક પ્રકાશ પાડે છે. ક્રાંતિ માટે હથિયારો મોકલવાની વિગત સાથે......

ઇન્ડિયા હાઉસના અમારા નિવાસ દરમિયાન મેં એક દિવસ વી વી. એસ. આયરને કહ્યું, 'પરદેશી સત્તાનો અંત આવવો જોઈએ અને હિંદ સ્વતંત્ર થવું જોઈએ. તે હેતુ માટે આપણે ગમે તે સાધનોનો ઉપયોગ કરવો જોઈએ. અલબત્ત, શરૂઆતમાં આપણને નિષ્ફળતા મળશે. ગેરીલાયુદ્ધ જેવી યુદ્ધનીતિ-સંબંધી વાંચતા આપણે કંટાળતા નથી. બીજા દેશોએ સ્વાતંત્ર્ય કેમ પ્રાપ્ત કર્યું તે વિષે જ્ઞાન મેળવવા આપણે અવિરત યત્નો કરીએ છીએ. આપણા સાધ્યને પહોંચવા આ વસ્તુઓ આપણને કેવી રીતે સહાયભૂત થશે તેનું મને આશ્ચર્ય થાય છે. સ્વાતંત્ર્યની માત્ર વાતો કરવાનું બંધ કરીને જો કંઈક કાર્ય કરીએ તો વધારે સારું. તમને શું લાગે છે ?'

શ્રી આયરે જવાબ આપ્યો, 'તમારી વાત સાચી છે. હિંદીઓને શસ્ત્રોનો ઉપયોગ શીખવવો પડે તેમ નથી. પરંતુ સ્વદેશાભિમાન તથા સામાજિક ઐક્ય જેવાં પ્રેરક બળો આપણા દેશમાં મરી ખૂટ્યાં છે. વર્ષો થયાં પ્રેરણા પણ નથી. પરિણામે લડાયક વૃત્તિવાળા આપણા લોકોએ પરદેશીઓને મદદ કરી. તે રીતે તેઓએ પોતાના ગુજરાનનાં સાધનો મેળવ્યાં. જો કે તેઓ મજબૂત, શૂરવીર તથા હિંમતબાજ હતા, પરંતુ તેઓમાં દેશાભિમાન નહોતું.

'આ આપણો દેશ છે. તેનું ભાવિ નિર્માણ કરવાનો હક્ક આપણને હોવો જોઈએ. આપણા દેશને પાછો જીતી લેવા—જરૂર પડે તો યુદ્ધ કરીને—આપણે દરેક પ્રકારનો આત્મભોગ આપવો જોઈએ. તે એક જ રસ્તે આપણે આપણી મહત્તા સ્થાપી શકીશું. હિંદના સુપુત્રોએ તેવી પ્રતિજ્ઞા લેવી જોઈએ.' આ મારો વિચાર છે. આ સ્વતંત્ર દેશમાં રહેવાનો લાભ લઈને આપણે દરેક શસ્ત્રના ઉપયોગની તાલીમ લેવી જોઈએ. આ દેશમાં રહેનારાઓ માટે શસ્ત્રો તૈયાર કરવાની તથા તેના ઉપયોગની તાલીમ લેવાની ઘણી સગવડો છે. આપણે 'ગોળીબાર ક્લબ'ના સભ્ય થવું જોઈએ. પણ ત્યાં કાળા લોકોને દાખલ કરવામાં આવતા નથી. પાસેની ક્લબમાં મને તથા સાવરકરને દાખલ કરવાની ના કહેવામાં આવી હતી. પરંતુ અમે પ્રદર્શનમાં ખૂબ ખરચ કરીને તે શીખ્યા. આ અગવડોથી આપણી ગુલામગીરીનું સ્મરણ થયું. આમાંથી મુક્ત થવાનો એક જ રસ્તો સ્વતંત્રતા છે.'

મેં કહ્યું, 'જે ક્લબમાં તમને દાખલ કરવાની ના પાડવામાં આવી છે તેમાં દાખલ થવાને હું પ્રયત્ન કરીશ.'

બીજે દિવસે હું 'શૂટીંગ રેન્જ' માં ગયો પ્રવેશ ફી આપી અને તરત જ મેં એક કલાક સુધી ગોળીબારની તાલીમ લીધી. તે રાત્રે અમે જમવા ભેગા થયા ત્યારે મારા આ અપ્રતીમ કાર્ય માટે મેં મગરૂરી દર્શાવી.

આયરે કહ્યું, 'તમે ભાગ્યશાળી ખરા.'

સાવરકરે વચ્ચે કહ્યું, 'કેટલો સમય ભાગ્યશાળી રહો છો તે જ જોવાનું છે.'

એ દિવસ પછી મને 'શૂટીંગ રેન્જ' તરફથી મનીઓર્ડર મળ્યો. તેમાં મારા બાકી વધેલ લવાજમમાંથી એક દિવસની પ્રેક્ટીસના પૈસા કાપી લીધા હતા. સાથે પત્ર હતો કે તમને સભ્ય તરીકે દાખલ કરી શકાતા નથી. મને ખૂબ નિરાશા થઈ. મારા ભાગ્યની અદેખાઈ કરનારા મારા મિત્રો હવે મારી દયા ખાવા લાગ્યા.

પરંતુ મેં મારા યત્નો છોડી દીધા નહિ. ફોટોગ્રાફી શીખવા માટે શહેરની મ્યુનિસિપાલિટી તરફથી



સંચાલિત 'પોલિટેકનિક'માં હું દાખલ થયો. પોલિટેકનિકમાં કપડાંને ઇસ્તરી કરવા જેવાં કામ શીખવવામાં આવતાં અને તેનો હેતુ લંડનના ગરીબ મનુષ્યોને મદદ કરવાનો હોઈ તેની ફી બહુ જૂજ હતી. ફોટોગ્રાફી શીખવાની છ મહિનાની ફી તરીકે મેં અઢી શિલિંગ આપ્યા હતા. દર પખવાડિયે સાંજે પાંચથી છ, વર્ગો ચલાવવામાં આવતા અને મારો અધ્યાપક બંગાળી ફોટોગ્રાફર હતો. માત્ર મુક્ત દેશોમાં આવી સગવડ મળી શકે છે. હું પોલિટેકનિક વિદ્યાર્થી હોવાથી તે જ સંસ્થા તરફથી ચાલતા ગોળીબારના વર્ગમાં દાખલ થવાનો પણ મને હક હતો. હું ફોટોગ્રાફી કરતાં ગોળીબાર કરવાનું વધારે ઉત્સાહથી શીખ્યો.

જો કે અમને હથિયાર વાપરવાની કંઈક તાલીમ મળી, પરંતુ યુદ્ધ તથા તેના વિજ્ઞાન વિષે અમને જરાપણ જ્ઞાન નહોતું. અનુભવી લડાયક વૃત્તિવાળા માણસો યોજના કરીને યુદ્ધ ન ચલાવે તો અમારું ધારેલું સ્વાતંત્ર્ય યુદ્ધ તદ્દન નકામું થઈ પડે. લડાયક તાલીમ લેવા માટે આયરે અમારામાંથી ત્રણની પસંદગી કરી. તેમાંના એક અમારા મિત્ર તિરૂમલચારી હતા. બીજા અલીપોર કાવતરા કેસના કેદી ઉલ્લાસકર દત્તના ભાઈ હતા. અમે તેને 'છોટાદત્ત' કહેતા. ત્રીજા એક મુસ્લિમ હતા. તેનું નામ મને અત્યારે યાદ નથી.

તે સમયે (૧૯૦૯-૧૦) મોરોક્કોના મૂર લોકોએ સ્પેનિયર્ડો સામે બળવો કર્યો હતો અને અમે એવો નિર્ણય કર્યો કે યુદ્ધનો ખરેખરો અનુભવ લેવા માટે અમારા આ ત્રણ મિત્રોએ—ગમે તે પક્ષમાં—આ યુદ્ધમાં જોડાઈ જવું. અમે પૈસા ભેગા કર્યા અને તેમને બંદૂકો, ગણવેશ, તથા બાકીનું બધું આપી મોરોક્કો મોકલ્યા. છ મહિના સુધી તો તેમના કંઈ ખબર આવ્યા નહિ. પણ તેઓ પાછા આવે કે તરત જ તેમના માટે આયર પાસે યોજના તૈયાર પડી હતી. એક સાંજે અમારા એ મિત્રો પાછા આવ્યા. તેઓ વિષાદભર્યા, નબળા અને તદ્દન નંખાઈ ગયેલ લાગતા હતા. તેઓ બંદૂકો પણ મુશ્કેલીથી ઊંચકતા હતા. તેઓએ તેમના નિષ્ફળ યત્નોની વાત કરી. મૂર લોકોને કે સ્પેનિયાર્ડોને તેમની સેવાની જરૂર નહોતી. તેઓ સિપાઈ તરીકે પણ કામ કરી શકે તેમ નહોતું. કેમકે દરેક પક્ષ તેમને સામા પક્ષના જાસૂસ ગણતો હતો. તેમની નોકરી માટે ભલામણ કરનાર કોઈ અંગ્રેજ અધિકારી ત્યાં નહોતો. આ નકામા યત્નમાં અમને લગભગ ત્રણસો પાઉંડની ખોટ ગઈ.

પેરિસમાં રહ્યા તે દરમિયાન પણ આયરે હિંદમાં બંદૂકોનો મોટો જથ્થો રિવોલ્વરો તથા કારતુસો એક યા બીજી રીતે મોકલવાનો યત્ન કર્યો હતો. ઇંગ્લાંડમાં હથિયારો ખરીદવા, તેનો કબજો ધરાવવો તથા તેનો ઉપયોગ કરવો—તેના પર ખાસ પ્રતિબંધો નથી. કોઈ પણ પોસ્ટઓફિસ તમને સાડાસાત શિલિંગની પહોંચ આપશે અને તે રસીદથી તમને હથિયાર ખરીદવાનો રાખવાનો તથા તેનો ઉપયોગ કરવાનો હક મળી જાય છે.

પેરિસમાં તો આવો નામનો પ્રતિબંધ પણ નથી. ત્યાં તો ગમે તે માણસ પોતાની જરૂરિયાત મુજબ હથિયાર ખરીદી શકે છે. આયરે પોતાના મિત્રો પાસેથી પૈસા ભેગા કર્યા, તેમાંથી રિવોલ્વરો ખરીદી અને હિંદ જતા લોકો મારફત તે હિંદમાં મોકલી.

આવી એક વ્યક્તિ રામરાવ હતા. તે રંગૂનમાં ૧૯૦૭-૦૮ માં આરોગ્યખાતાના ઇન્સ્પેક્ટર હતા. તે આરોગ્યખાતાના ઉચ્ચતર અભ્યાસ માટે લંડન આવ્યા હતા. હું તેને સારી રીતે ઓળખતો હતો એટલે મેં વી. વી. એસ. આયર સાથે તેની ઓળખાણ કરાવી. લંડનમાં એક વર્ષ અભ્યાસ કર્યા બાદ રામરાવ હિંદ જવા ઊપડ્યા. મુંબઈના મિત્રોને આપવા માટે થોડી રિવોલ્વરો તથા કારતુસો પેરિસથી આયરે તેને આપી હતી. રિવોલ્વરો તથા કારતુસો રામરાવની ટ્રંકમાં—તળિયે મૂકવામાં આવ્યાં હતાં તથા જકાત અધિકારીઓને છેતરવા માટે સંભાળપૂર્વક સંતાડવામાં આવ્યા હતા. પણ આયરને



કે રામરાવને ખબર નહોતી કે ફ્રાન્સમાં તેમની પ્રવૃત્તિઓ પર બ્રિટનના ગુપ્તચરો બારીકાઈથી ધ્યાન આપી રહ્યા હતા. તેથી જ્યારે રામરાવ મુંબઈ ઊતર્યો ત્યારે તેની ટ્રંકની જડતી લેવામાં આવતાં હથિયારો મળી આવ્યાં અને તેની ધરપકડ કરવામાં આવી. ન્યાયાધીશે તેને બે વર્ષની સખત કેદની સજા કરી.

બિચારો રામરાવ ! જેણે લંડનની તાલીમ લઈ પોતાની કારકીર્દિ ઉજ્જવળ કરવાનાં સ્વપ્ન સેવ્યાં હતાં, તેણે જ્યારે હિંદના કિનારા પર પગ મૂક્યો ત્યારે તેને કેદખાનામાં પૂરવામાં આવ્યો તેથી શોક તથા નિરાશાનો પાર નહોતો. અને તેણે ગમે તે રીતે મુક્તિ મેળવવાનો નિર્ણય કર્યો.

બરાબર આ જ સમયે, નાસિકમાં જેક્સનનું ખૂન કરવા માટે રિવોલ્વર મોકલવાના આરોપસર વધારે તપાસ કરવા માટે સાવરકરને ઇંગ્લંડથી હિંદ મોકલવામાં આવ્યા. નાસિક કાવતરા કેસમાં સાવરકરને સંડોવવા માટે કોર્ટમાં એક સાક્ષીની ખાસ જરૂર હતી. રામરાવ પોતાની મુક્તિ મેળવવા ખૂબ ઇંતેજાર હતો—'સાવરકરે રિવોલ્વર ખરીદીને મને આપી હતી તેમ સાક્ષીના પિંજરામાં સોગંદ ઉપર કહેવાનું રામરાવે કબૂલ કર્યું'. આ રીતે જ નાસિક કાવતરામાં સાગ રીતનું સાબિત થઈ શકે તેમ હતું. જો કે રામરાવે સાવરકરને કદી જોયા નહોતા.

આ રીતે તે અધિકારીઓના હાથમાં રમકડું થઈ પડ્યા. અને ખોટી જુબાની આપી. સાવરકરને અદાલતમાં જન્મ દેશનિકાલની સજા કરવામાં આવી. રામરાવને મુક્તિ મળી. તેને તરત પોલીસખાતામાં નોકરી આપવામાં આવી. પણ તે લાંબો સમય જીવ્યા નહિ. ૧૯૧૮ માં તે મૃત્યુ પામ્યા.

જ્યારે અમે રંગૂનમાં ૧૯૧૩માં આવ્યા ત્યારે રામરાવે પોતાના છૂટકારાની તથા છૂપી પોલીસ ખાતામાં પોતાની નિમણૂંકની—બધી વાત મને કરી હતી. ૧૯૧૭માં લખનૌની મહાસભાની બેઠકમાં હું તેને ફરીથી મળ્યો હતો. ત્યાં તે 'પોતાના અધિકારની રૂએ હાજર હતો. મારા એ મિત્રોની હાજરીમાં તે કેવા પ્રકારની સેવા બજાવી રહેલ છે તે સંબંધી મેં તેની સમક્ષ મારું હૃદય ઠાલવ્યું, પણ તે બધું નકામું હતું.



## સાભાર પ્રાપ્તિ–સ્વીકાર

**મોરનાં ઈંડાં અને પદ્મિની :** કૃષ્ણલાલ શ્રીધરાણી. પાનાં ૧૫૨. રૂા. ૨–૫૦. **પિયો ગોરી :** કૃષ્ણલાલ શ્રીધરાણી. પાનાં ૧૭૮. રૂા. ૩–૫૦. **છંદોલય :** નિરંજન ભગત. પાનાં ૧૭૯. ૩–૫૦. **સેતાનનો સંતાપ :** મેરી કોરેલી. અનુ૦ જિતુભાઈ મહેતા. પાનાં ૩૪૦. રૂ. ૫–૫૦. **કાળ–સુંદરી :** ગુણવંતરાય આચાર્ય. પાનાં ૧૭૧. રૂા. ૨–૦૦. **કૂતરો કે કાળ :** આર્થર કોનન ડોઈલ. અનુ૦ જેઠાલાલ સોમૈયા. પાનાં ૨૮૦. રૂ. ૫–૦૦. **અમેરિકાનો અંતરંગ પરિચય :** જ્યોર્જ થેઓટોકસ. અનુ૦ નગીનદાસ હ. સંઘવી. પાનાં ૧૮૪. રૂ. ૨–૫૦.—સાતેયના પ્રકાશક : વોરા એન્ડ કંપની લિ., મુંબઈ–૨. **શ્રી ભાઈલાલભાઈ પટેલ અભિનંદન ગ્રંથ :** સં. ડાહ્યાભાઈ વી. પટેલ. પાનાં ૩૦૪. રૂ. ૫–૫૦. ચારુતર વિદ્યામંડળ, વલ્લભ વિદ્યાનગર. **ધર્મચક્રપ્રવર્તન :** ધર્માનંદ કોસંબી. સં. મુકુલભાઈ કલાર્થી. પાનાં ૬૪. રૂ. ૦–૭૫ ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ–૧૪. **વર્તમાન પત્ર કેવી રીતે તૈયાર થાય છે ? :** રવિશંકર વિ મહેતા. પાનાં ૩૨. રૂ. ૦–૪૦. **લગ્ન : છૂટાછેડા : વારસો :** ગટુભાઈ ધ્રુ. પાનાં ૩૬. રૂ. ૦–૪૦—**બાળકોને વાર્તા કેવી રીતે કહીશું ? :** મૂળશંકર મો. ભટ્ટ. પાનાં ૩૨. રૂ. ૦–૪૦. **સાચી જોડણી અઘરી નથી :** યશવંત દોશી. પાનાં ૪૦. રૂ. ૦–૪૦.—ચારેયના પ્રકાશક : પરિચય





પુસ્તિકા પ્રવૃત્તિ, ડીસા. **લાલ બાંધણી :** લે૦ પ્ર. ઈશ્વર હ. પટેલ. પાનાં ૧૮૪. રૂ. ૩-૦૦ દરિયાપુર, અમદાવાદ. **જીવન-પ્રયાગ :** વિષ્ણુદેવ સાંકળેશ્વર પંડિત. પાનાં૨૬૪. શેઠ શ્રી હરિદાસ હીરક ગ્રંથ સમિતિ, વસંત ભવન, શાહીબાગ, અમદાવાદ. **શિશુસંસ્કાર શ્રેણી ૧ થી ૫ :** રમણલાલ સોની. ચિત્રકાર રવિશંકર પંડિત. રૂ. ૩-૦૦. નવસર્જન પ્રકાશન, વડોદરા. **બ્રોકરની શ્રેષ્ઠ વાર્તાઓ :** પાનાં ૨૬૫. રૂ. ૪-૨૫. **વિશ્વસાહિત્યની વાર્તાઓ :** અનુ૦ ભોગીલાલ ગાંધી-સુભદ્રા ગાંધી. પાનાં ૩૨૪. રૂ. ૫-૫૦ . **ચેખોવની શ્રેષ્ઠ વાર્તાઓ :** અનુ૦ જયન્ત પાઠક-રમણપાઠક. પાનાં ૩૧૪. રૂ. ૫-૨૫ **પરાજીત પ્રેમ :** ભોગીલાલ ગાંધી. પાનાં ૨૩૨. રૂ. ૩-૭૫. **પલટાતો જમાનો :** ઈવાન તુર્ગનેવ. અનુ૦ સ્વપ્નસ્થ. પાનાં ૩૦૩. રૂ. ૫-૦૦—પાંચેયના પ્રકાશક : ચેતન પ્રકાશન ગૃહ, વડોદરા. **કવિ દયારામનો અક્ષરદેહ—નવલરામની જીવનકથા :** ગોવર્ધનરામ મા૦ ત્રિપાઠી. પાનાં ૯૨+૮૮ રૂ. ૩-૦૦. **સાક્ષર જીવન :** ગોવર્ધનરામ મા૦ ત્રિપાઠી. પાનાં ૨૫૪+૩૨. રૂ. ૩-૭૫. **રાસતરંગિણી :** દામોદર ખુ. બોટાદકર. પાનાં ૮૭. રૂ. ૦-૮૦. **નૂપુર :** એની સરૈયા. પાનાં ૧૪૮. રૂ. ૨-૦૦—ચારેયના પ્રકાશક : એન. એમ. ત્રિપાઠી લિ૦, મુંબઈ-૨ **શકુંતલા :** ઈશ્વર પેટલીકર. પાનાં ૩૩૧. રૂ. ૪-૫૦. **હીરાની ચમક :** રમણલાલ વ. દેસાઈ. પાનાં ૨૬૮. ૩-૭૫ **હણાતાં હીર :** શંકરભાઈ પ્ર૦ પટેલ. પાનાં ૫૪૭. રૂ. ૬-૭૫. **જીવતાં ખંડેર :** ગો૦ ની૦ દાંડેકર. અનુ૦ ગોપાળરાવ વિદ્વાંસ પાનાં ૩૯૦. રૂ. ૫-૫૦. **હું, સરલા અને મિત્ર મંડળ :** ધનસુખલાલ મહેતા. પાનાં ૩૩૦. રૂ. ૪-૫૦ **ભવસાગર :** ઈશ્વર પેટલીકર. પાનાં ૩૦૦. રૂ. ૪-૦૦ **ધરતીનો પછેડો :** દેવશંકર મહેતા. પાનાં ૩૭૮. રૂ. ૫-૦૦—સાતેયના પ્રકાશક : આર. આર. શેઠની કંપની, મુંબઈ-૨. **'મસ્ત' લવન :** 'મસ્ત.' પાનાં ૩૪૪. રૂ. ૪-૦૦. કમળાશંકર ગો૦ ભચેચ. એલિસબ્રીજ, અમદાવાદ. **અલ્લાહના બંદાઓ :** 'અંજુમ' વાલોડી. પાનાં ૩૨. રૂ. ૦-૩૭. રૂપાયતન પ્રકાશન, જૂનાગઢ. **તમે નહિ માનો :** ગોવિંદભાઈ રા૦ અમીન. પાનાં ૬૦. રૂ. ૧-૫૦ હિન્દ કિતાબ્સ લિ૦, મુંબઈ-૧. **ઉગમણો દેશ જાપાન :** દ૦ બા૦ કાલેલકર. પાનાં ૨૪૬. રૂ. ૨-૦૦. નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ. **ગાંધીજીની દક્ષિણ આફ્રિકાની લડત :** [ભા. ૪-૫] : ચંદુલાલ ભગુભાઈ દલાલ. પાનાં ૧૯૨+૧૮૯. રૂ. ૧-૦૦+૧-૨૫. ગુજરાત વિદ્યાસભા, અમદાવાદ-૧. **રૂપમતી :** ચુ૦ વ૦ શાહ. નાટ્યકાર : શશિકાન્ત નાણાવટી. પાનાં ૮૫. રૂ. ૧-૫૦. ભારત પ્રકાશન, અમદાવાદ. **બેતાજ બાદશાહ :** ચૂનીલાલ પુ૦ બારોટ. પાનાં ૧૪૮. રૂ. ૨-૦૦ **ઈસપ અને તેની વાતો :** (ભા. ૧-૨-૩) : મગનભાઈ પ્ર૦ દેસાઈ. દરેકના પાનાં ૪૮. દરેકના રૂ. ૦-૪૦. **નીતિ અને વ્યવહાર :** સં. મુકુલભાઈ કલાર્થી. પાનાં ૪૮. રૂ. ૦-૪૦. **ભગવાન ઈશુની બોધ-કથાઓ :** મુકુલભાઈ કલાર્થી. પાનાં ૪૮. રૂ. ૦-૪૦ **જંગલમાં મંગળ :** મગનભાઈ પ્ર૦ દેસાઈ. પાનાં ૩૯. રૂ. ૦-૩૫.—પાંચેયના પ્રકાશક : ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ-૧૪. **ખોરાકનાં તત્ત્વો :** બાપાલાલ ગ૦ વૈદ્ય. પાનાં ૨૪૨. રૂ. ૨-૫૦. પુસ્તકાલય સ. સ. મંડળી લિ., વડોદરા. **રાણક :** બાબુભાઈ પ્રા૦ વૈદ્ય. પાનાં ૪૦. રૂ. ૦-૫૬. ફૂલચંદ દામોદર મહેતા, રાજકોટ. **ગીતા પ્રવચનો :** વિનોબા ભાવે. પાનાં ૩૪૮. રૂ. ૧-૦૦ સર્વોદય ભૂદાન સાહિત્ય પ્રચાર સમિતિ, મુંબઈ-૭. **લીના :** અશ્વિનકુમાર વ્યાસ. પાનાં ૨૬૪. રૂ. ૪-૨૫. શ્રી લક્ષ્મી પુસ્તક ભંડાર, અમદાવાદ. **નવું લોહી :** પન્નાલાલ પટેલ. પાનાં ૩૩૨. રૂ. ૫-૦૦ **સિદ્ધાર્થ :** હરમાન હેસ. અનુ૦ નીરુ દેસાઈ. પાનાં ૧૫૨. રૂ. ૨-૫૦. **લગ્ન સૌરભ :** ભૂપત વડોદરિયા. પાનાં ૧૯૭. રૂ. ૩-૦૦.—ત્રણેયના પ્રકાશક : ભારતી સાહિત્ય સંઘ, અમદાવાદ-૧.





"સુમંગલા" એજન્સી.

# ગૃહ  મંગલા

બાળપણ કેવું સુંદર! મસ્તીભરી, આનંદી, મસ્ત જિંદગી જીવવાનો એ જ સમય. જાણે એવું જ જીવન જીવવાનું હોય તો! પણ કુદરતના ક્રમ મુજબ આપણું એમાં કંઈ જ ચાલતું નથી. વરસ પસાર થતાં જાય છે અને બાળપણનો કાળ પણ ઓસરતો જાય છે. યુવાનીનો યુગ શરૂ થાય છે. અને ધીમે ધીમે એ મસ્ત જિંદગી ગૃહસંસારમાં ધકેલી દે છે. એ બધું જ કૉલેજ જીવનના ઉંબરે ઊભેલાં યુવક યુવતીને આકર્ષે છે. જિંદગી નવેસરથી જીવવાનો ઉલ્લાસ હોય છે. ત્યારે જ સમાજની ડખલગીરી જીવનમાં ખડી થાય છે. ક્યારેક ન સમજાય તેવા વહેણ તરફ ખેંચાય છે. કોઈક વિઘ્નસંતોષી સમયને ઝડપી લે છે. અને મધદરિયે ઝૂલતા નાવને ડામાડોળ બનાવી મૂકે છે. પરંતુ એવા વિઘ્નસંતોષીથી ચેતનારા પણ હોય છે. તેમનાથી નહિ ડરતાં તેમના સકંજામાં સપડાતાં નથી. આમ જીવનને મસ્ત બનાવા પોતાનું ધાર્યું પાર પાડે છે અને જીવનના એક નવા ચીલામાં પ્રવેશવાનો આરંભ કરે છે. અને તે છે લગ્ન.

સમજી વિચારીને એમાં પડવા છતાં આપણે લગ્નને બંધન કહીએ છીએ. શું સાચે જ તે બંધન છે? હાથે કરીને સ્વીકારેલું બંધન બંધન નથી લાગતું. કુદરતી નિયમ પ્રમાણે, કુદરત પુરુષાર્થીને તેના પુરુષાર્થ સાથે લડવા પણ નથી દેતી ત્યારે જીવનમાં સંઘર્ષ જન્મે છે—નિરાશા વ્યાપે છે. દરેક વ્યકિતને પોતે ન ધાર્યા હોય તેવા સંઘર્ષમાંથી પસાર થવું પડે છે. પણ તે પણ એક કસોટી છે. કસોટીનો કાળ જેમ વધુ કસે તેમ જીવન વધુ ને વધુ કસાયેલું બને. સંઘર્ષમય બની જાય. જીવનના ગમે તેવા કાળમાં તે આમ તો કરી શકે. લગ્નને બંધન નહિ પણ બે વ્યક્તિનો—એકમેકનો જીવનમાં સહારો સમજી આનંદથી મસ્ત જીવન જીવી શકે.

અને આ મસ્તીભર્યું જીવન જીવવા માટે જે વિસંવાદો દૂર ધકેલવા પડે છે, જે અથડામણો રોકી રાખવી પડે છે, જે બાંધછોડ સહજ બનાવવી પડે છે, જે મુશ્કેલીઓને હસતે મોંએ આવકારવી પડે છે તેવું ઉદાર દિલ કરવું પડે છે. દિલની આ ઉદારતા એકાએક આવી નથી જતી. મનની મક્કમતા ખૂબ મોટો ભાગ ભજવે છે. લગ્નજીવન એ જેમ સુખની આનંદની રેલમછેલ છે તેવું જ ત્યાગ અને તપનું મહામૂલું ભોગી છે. તે ભોગ ભોગવી શકાય છે તેથી પણ વધુ ભોગ આપવા પડે છે. તપ વિનાની સિદ્ધિ જેમ લેખે



લાગતી નથી તેમ લગ્નજીવનમાં જે શુદ્ધિ કરવા તપ્તકાંચન બનવું પડે છે તેમ બન્યા વિના સાચું સુખ પણ ન જ મળે. એ સુખસમૃદ્ધિની છોળ ત્યારે જ અનુભવાય છે કે જ્યારે તેને સાચા અર્થમાં સંમાજીએ અને મેળવીએ. કોઈની શીખામણો કે સખાવતો જેમ લાંબી ન પહોંચે તેમ અંતરમાંથી ઊગ્યું ન હોય તે સાચું જીવનસાયુજ્ય પણ ન જ આપે. એટલે લગ્ન જીવનમાં જે મોટો સહારો એકમેકનો હોય છે તે જ મહામૂલો છે.

## સંયુક્ત કુટુંબનો સંતોષ

પચીસ ત્રીસ માણસના સંયુક્ત કુટુંબમાં રહેવા છતાં હમેશાં પ્રફુલ્લ વદન અને નિરાશાનો એક હરફ પણ નહિ ઉચ્ચારતાં કમળાબેનને જોઈને મન પ્રફુલ્લિત થઈ જતું. કુટુંબનાં વડીલ કમળાબેન,—નાનાં મોટાં સૌને તેમને સાચવવાનાં અને એ એક જ વ્યક્તિના પ્રભાવે આખુંય ઘર સંપથી રહેતું હતું કહેવું પડશે કે કમળાબેનનું વ્યક્તિત્ત્વ ભારે. એમનો બોલ ઉથામવાની કોઈની હિંમત નહિ.

સંયુક્ત કુટુંબ દીકરા–વહુઓ અને તેમનાંય બાળકો પણ કમળાબેન એટલે ખલાસ. તેમની પાસે કોઈ જ ચું કે ચાં ન કરી શકે. હું કમળાબેનને ઘણીવાર પૂછતી કે આટલાં બધાંને તમે એકલાં કેવી રીતે સાચવી શકો છો? જવાબમાં તે એક જ વાક્ય કહેતાં: 'બહેન, મારે કંઈ સહન નહિ કરવું પડતું હોય! થોડી બાંધછોડની વૃત્તિ રાખીએ અને જાતમહેનત કરીએ એટલે બધું જ સીધા પાટા પર ચાલે. પણ તેમાં મુખ્ય વ્યક્તિને મોટું મન રાખવું પડે. અને સાચે જ હું જોતી, તેમના ઘરની વ્યક્તિઓ પાસેથી પણ સાંભળતી કે કમળાબેન ખૂબ બહોળા દિલનાં અને વખતને અનુસરીને કામ કરનારાં હતાં. અટલાં બધાં બાળકો ઘરમાં છતાં બધાં જ વ્યવસ્થિત રીતે પોતે પોતાનું કામ કરી લેતાં. ઘરમાં જરાપણ રેઢિયાળપણું તે ચલાવી ન લેતાં અને બધાં જ સાથે હાથોહાથ કામ કરી લેતાં. એટલે ઉત્સાહથી ઘરનું દરેક કામ થતું. નાનામાં નાના કામ તરફ તેમનું ધ્યાન તો હોય જ. એટલે કોઈ કામમાં બેદરકારી તે ચલાવી ન લેતાં અને આજે પચાસ વર્ષે પણ તે પોતાની જાતે ઉત્સાહપૂર્વક કામ કરી લેતાં. આવા ભર્યા ભાદર્યા કુટુંબની વ્યવસ્થિતતા જોઈને કયારેક હું તો દિંગ જ થઈ જતી. કારણ એવાં ઘણાં કુટુંબો મેં જોયાં છે જે ઘરમાં એક કે બે બાળકો હોય એટલે ઘરની અવ્યવસ્થિતતા જણાઈ આવે. 'શું કરીએ, ગમે તેટલીવાર સાફ કરીએ પણ આ છોકરાંઓ સરખું રહેવા જ નથી દેતાં.' આવું સાંભળી સાંભળીને પણ કાન ટેવાયા હોય ત્યાં આવું સુંદર કુટુંબ જોઈને મન પ્રફુલ્લ કેમ ન બને!

કમળાબેન ક્યારેય કંટાળેલાં કે થાકેલાં તો હોય જ નહિ. ઘરની વ્યક્તિઓને તો સાચવે પણ દરેક સગાંસંબંધીની—પછી તે વહુનાં હોય કે પોતાનાં—પણ ખૂબ જ સરસ રીતે આગતા સ્વાગતા કરે.

આપણે જાણીએ છીએ કે આપણા હાથની પાંચ આંગળીઓ સરખી નથી હોતી તો પછી વ્યક્તિએ વ્યક્તિએ સ્વભાવ નિરાળા હોય તેમાં



નવાઈ જેવું છે જ નહિ અને છતાં એ બધાંની સાથે સંપીને રહેવું એ જ ખરી કળા છે. કમળાબેનના ઘરની કોઈ વ્યક્તિને સંયુક્ત કુટુંબમાં ફસાયાનો કે પોતાની સ્વતંત્રતા ખૂંચવાયાનો અસંતોષ નથી તે જ જીવનનો મોટો લહાવો છે.

કમળાબેન જેવો સુંદર સ્વભાવ દરેક બહેન કેળવે તો આજે જોવા મળતાં કેટલા બધા ઝઘડા દૂર થઈ જાય !

## સ્વભાવભિન્નતા

નીલા નાની હતી ત્યારથી જ સ્વભાવે શાંત પણ મીંઢી અને અતડી તો હતી જ નિશાળમાં પણ સહવિદ્યાર્થિનીઓ સાથે બહુ બોલે નહિ પણ બધાની તરફ તેની ઝીણવટભરી દૃષ્ટિ તો ફરતી જ હોય. કોલેજમાં પણ તેની આ દૃષ્ટિ ચાલુ જ હતી તે બરોબર પોતાની રીતે સામી વ્યક્તિને ચકાસી લેતી અને છતાંય નીલા મિત્રો વગરની તો નહોતી જ. પણ એક જ એના સ્વભાવમાં હતું કે પોતે જે પૂર્વગ્રહથી બીજાને નિહાળે તે કેમે કરીને હટાવી શકતી નહિ.

નીલાની મિત્ર શીલાની સંબંધી કમલિનીના હોંશિયારીના ગુણ નીલાએ શીલા પાસેથી સાંભળ્યા હતા. નીલા પણ ભણવામાં હોંશિયાર હતી, સાથે વ્યવહારુ પણ ખૂબ હતી. એક વખત અચાનક તે અને કમલિની પાર્ટીમાં ભેગાં થઈ ગયાં. પરસ્પર એકબીજાની ઓળખ નીકળે તે પહેલાં એક જ ટેબલ ઉપર બેઠેલી વ્યક્તિઓ સાથેની વાતચીત દરમ્યાન નીલા તો હેબતાઈ જ ગઈ. એણે જોયું કે કમલિની પોતાનો સ્વાર્થ ખૂબ સારી રીતે સાધી શકે છે. અને તે એટલી હદે કે એવે સમયે બીજી વ્યક્તિઓનો વિચાર સુદ્ધાં કરતી નથી. નીલા તો તેની સાથે ઓળખાણ જ શેની કાઢે? તે તો એકદમ વિચારમાં પડી ગઈ. શીલા જેના આટલા બધા ગુણ ગાતી હતી તેણે મારામાં તો ઉલ્ટી જ અસર ઉત્પન્ન કરી. ના ના, કમલિની ભલે હોંશિયાર રહી પણ એનો સ્વાર્થી સ્વભાવ અને સંકુચિતતા તેને ખૂબ ખૂંચ્યા. આ તો મારું તે મારું અને તારું મારું સહિયારું જેવી વાત થઈ. નીલાને કમલિની માટે એટલો બધો પૂર્વગ્રહ બંધાઈ ગયો. ફરીથી તે સામે મળે તો—અરે, મળવાનો પ્રસંગ સાંપડે તો પણ તેનાથી દૂર ભાગવું. એક જાતનો તિરસ્કાર તેના દિલમા પેદા થયો.

બીજે દિવસે તે શીલાને મળી. સ્વાભાવિક રીતે વાતચીત નીકળતાં ગઈકાલે બનેલી પાર્ટીની હકીકત તેણે સંભળાવી. શીલાને કમલિનીના સ્વાર્થી સ્વભાવની ખબર હતી પણ તેના કુટુંબ સાથે એટલા ગાઢ પરિચયમાં હતી કે તેના તે સ્વભાવનું નિરૂપણ ત્યાં ચાલી શકે તેમ નહોતું. છતાં આટલી હદ સુધી એક અજાણી વ્યક્તિ સાથેનું કમલિનીનું વર્તન સાંભળી તે પણ એક જાતના પૂર્વગ્રહથી પીડાવા લાગી. કમલિની માટેનું માન ઓછું થવા લાગ્યું. પણ શીલાના તો આખા કુટુંબ સાથે કમલિનીને ગાઢ સંબંધ હતો એટલે એને પરાણે જાળવવો રહ્યો.

જ્યારે નીલા તો એકવાર પૂર્વગ્રહથી બંધાઈ ગઈ એટલે ફરીવાર તે તેમાંથી છૂટી શકે

તેમ નહોતી. તેણે બાંધેલો અભિપ્રાય છૂટે તેમ નહોતો. જ્યારે શીલા તો વાળી વળી શકે તેમ હતી. શીલાને એમ હતું કે આવી રીતે પૂર્વગ્રહથી પીડાવું તે યોગ્ય નથી જ. આપણને ન ગમતું હોય તે રીતે તેની સાથે સંબંધ ન રાખવો. તેના સકંજામાં ન આવવું પણ એનો અર્થ એવો નથી કે તેનાથી દૂર જ ભાગવું. આ દુનિયામાં દરેક વ્યક્તિ સ્વભાવે નિરાળી જ હોય છે. આપણને બધું અનુકૂળ ન પણ આવે. ઘરની વ્યક્તિ એવી હોય તો આપણે અનુકૂળ થવું પડે છે.

## ઉતાવળિયો નિર્ણય

સુમનબેનના સ્વભાવની એવી છાપ જ પડી ગયેલી કે કોઈ તેમના વિષે સારું બોલે જ નહિ. સુમનબેન ગમે તેવાં ખરાબ હોય છતાંય તેમનામાં રહેલા સદ્દંશો એટલા બધા હતા કે તે જોઈએ—ધારીને તેનો વિચાર કરીએ તો તેમના વિષે ઉતાવળથી કરેલો નિર્ણય ખોટો જ ઠરે.

સુમનબેનના પરિચયમાં આવવાનું મારે એવી રીતે બન્યું કે તેમની નાની બેન સાથે મારે બેનપણાં થયાં. એટલે મારે સુમનબેનને ઘેર ઘણીવાર જવાનું થતું. સુમનબેનના સ્વભાવને બધાં વખોડતા એટલે મારી દૃષ્ટિ એ જ રીતની ખોજ કરવા લાગી કે લોકોને દેખાતાં સુમનબેન એવાં છે ખરાં ?

મેં ખૂબ શંશોધન કર્યા પછી મને લાગ્યું કે લોકો તો સાવ ખોટી વાત કરતાં હતાં. સુમનબેનને પહેલી જ નજરે જોતાં કોઈપણ વિચારપૂર્ણ નિર્ણય બાંધે તો તે સારો જ બાંધે એવું મને પહેલી નજરે થયેલું એટલે લોકોની વાતો માટે મને બહુ માન નહોતું રહ્યું. એટલે જ મેં મારી રીતે વિચારીને નિર્ણય લેવાનું નક્કી કરેલું.

ખૂબ નાની ઉંમરમાં પરણેલાં સુમનબેનને ત્રણ ચાર બાળકો થયાં. પંદર સોળ વરસનો મોટો પુત્ર એકાએક અવસાન પામ્યો. તેનો આઘાત સુમનબેનને સહેજે ખૂબ લાગે જ.

તેમાંય સુમનબેનના પતિનું સ્વભાવ પરિવર્તન આ પુત્રના અવસાનથી એવું થઈ ગયું કે જેને કારણે સુમનબેન લોકોમાં વગોવાતાં તેનું મૂળ કારણ મને જડી ગયું. વહેલા લગ્ને અને પતિના વર્ચસ્વ જમાવવાની વૃત્તિવાળા સ્વભાવને કારણે સુમનબેનનું વ્યક્તિત્વ સાવ દબાઈ ગયું. ઘર અને બાળકોમાંથી ઊંચાં આવી જ ન શક્યાં.

આધ્યાત્મિક સંસ્કાર નાનપણથી જ પામેલાં એટલે પરણીને આવ્યા પછી એ સંસ્કારને જરાય ઉત્તેજન જ ન મળ્યું. અને અધૂરામાં પૂરું પતિ તરફથી પણ જોઈતી લાગણી ન મળી. વ્યક્તિત્વને પણ રૂંધી દેવામાં આવ્યું. આ બધાંની અસરે સુમનબેન લોકોની નજરે વગોવાયાં. પણ ખરી રીતે તેમનો દોષ કશો નહોતો.

મોટા પુત્રના અવસાનથી જે જબ્બર આઘાત સુમનબેનને લાગ્યો તેથી પણ વધુ તેમના પતિને લાગ્યો. અને તેને કારણે પતિનું જે સ્વભાવપરિવર્તન થઈ ગયું તેની મોટી અસર સુમનબેન ઉપર પડી. અને તેમનું દબાઈ ગયેલું બધું આપોઆપ પ્રગટી ઊઠ્યું.



લોકોએ આ સ્વભાવપરિવર્તન તરત નોંધ્યું. સાચું કારણ કોઈ જાણી ન શક્યાં. પણ હવે સુમનબેનના જ્યાં ને ત્યાં વખાણ થવા લાગ્યા છે એ જોઈને મને નિરાંત થઈ. કોઈને પણ માટે જરાય વિચાર કર્યા વિનાનો ઉતાવળિયો અભિપ્રાય બાંધી લેવો એ ક્યારેય ઇચ્છવા-યોગ્ય નથી તે આ સુમનબેનના પ્રસંગથી મને જાણવા મળ્યું ત્યારે ઘણાંયને હું કહ્યા જ કરું છું કે કોઈને વિષે સારો ખોટો અભિ-પ્રાય બાંધતાં પહેલાં પૂરો વિચાર કરવો.

સુમનબેનનું પરિવર્તન પામેલું માનસ આજે એવું પ્રવૃત્તિમય બની ગયું છે કે ઘડીભર પણ સુમનબેન વિના કોઈને ચાલતું નથી. કંઈક હોય તો તેમને પૂછ્યા વિના કોઈ આગળ વધતું નથી. કોઈપણ પ્રવૃત્તિનાં શરૂ કરનાર સુમનબેન હોય એટલે એની સફળતા વિષે કોઈ બે મત ધરાવતું નથી. આવાં શક્તિશાળી સુમનબેનને લોકોએ ઓળખવામાં જે મોટી ભૂલ કરેલી તે બધાં પણ તેમની પાસે ખૂબ સહજતાથી કબૂલી લે છે.



ગાંડાની એ લાંબી વણઝાર છે ધંધુકા તાલુકાના એક ગામ હેબતપુરની. હેબતપુર નાનું સરખું ગામ છે. ધંધુકાની પૂર્વે ૨૫ માઈલના અંતરે આવેલું આ ગામ દરિયાકાંઠે વસેલું પછાત ગામ છે. ૨૦૦ જેટલા માણસોની જ માત્ર વસતિ છે. એ વસતિ રાજપૂત, કોળી પટેલ અને ભરવાડોની છે. અમદાવાદ જિલ્લાની સરહદ પરનું છેક છેવાડું આ ગામ છે. આ ગામને જોડતો એક પણ સારો રસ્તો નથી. ચોમાસામાં તો આ ગામનો બધો જ વહેવાર ખોરવાઈ જાય છે. ગામ જાણે દુનિયાથી અલગ દૂર ફેંકાઈ જાય છે.

ધંધુકા તાલુકામાં રાષ્ટ્રીય વિસ્તરણ યોજનાની શરૂઆત થઈ અને લોકોમાં નવી જાગૃતિ અને નવી ભાવના જન્મ્યાં. હેબતપુર ગામમાં શાળા ન હતી. ગામલોકોને થયું 'છોરાં બે અક્ષર ભણશે તો એમના નસીબ ઊઘડશે તો લાવો ગામમાં શાળાનું મકાન બાંધીએ,' પણ શાળાના મકાન માટે માલ–સામાન લાવવો ક્યાંથી? ગામના બધા જ લોકોએ ભેગા થઈ નિર્ણય કર્યો. 'ગામમાં નિશાળનું મકાન તો કરવું. ગામે મહેનત કરવી, પરસેવો રેડવો પણ મકાન તો કરવું જ.'

યોજના આવી અને ગામમાં શિક્ષણની ભૂખ જન્મી. તેમજ નવી દૃષ્ટિ જાગી. અને એથી ગામના લોકોમાં પુરુષાર્થ કરવાની તમન્ના પેદા થઈ. ગામે ગામથી ૨૦ માઈલ દૂર બરવાળા જઈ માલ સામાન–પથ્થર ચૂનો રેતી વગેરે લાવવાનો નિર્ધાર કર્યો. સૌ સૌનાં ગાડાં લઈ તૈયાર થયાં. અને અનેક ગાડાંની લાંબી વણઝાર 'સમુહ કૂચ' કરી દૂર બરવાળાથી ૨૦૦ ગાડાં ભરી મકાનનો સામાન લઈ આવી. ગામનાં લોકોએ પસીનો પાડવો શરૂ કર્યો સામુહિકશ્રમ આદર્યો. અને પરિણામે આ ગામમાં રૂા. ૨૦૮૭૯ના ખર્ચે એક સુંદર નિશાળનું મકાન તૈયાર થઈ ગયું. સરકારે આ શાળાના મકાન માટે રૂા. ૯૭૩૯નો ફાળો આપ્યો છે.

હેબતપુર ગામના પાદરમાં શાળાનું આ મકાન ઊભું છે, ગામલોકોના સહીઆરા શ્રમનું અને પુરુષાર્થના પ્રતીક સમું આ મકાન સૌને પ્રેરણા આપી રહે તેવું છે. આ શાળાનું મકાન તાલુકાભરમાં એક સુંદર મજબુત અને બેનમુન મકાન છે.

'રાહ્ર૭'




**સાક્ષર કથાઓ :**

[ લે. ધૂમકેતુ, પ્ર. ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ. રૂ. ૧. ]

ગુજરાતના આદ્ય સાહિત્યકારો વિષે આપણા કિશોરોમાં પ્રવર્તતું અજ્ઞાન ટાળવાના ને ગુજરાતી સાહિત્ય પ્રત્યે પ્રીતિ જગાવવાના શુભ હેતુથી શરૂ કરેલી આ ગ્રંથમાળા નવલરામ, નંદશંકર, મહીપતરામ, રણછોડભાઈ, ઉદયરામ, હરગોવિંદદાસ કાંટાવાળા ને પંડિત ભગવાનલાલ ઇંદ્રજીનાં જીવનચરિત્રને એમણે ગુજરાતી સાહિત્યના વિકાસમાં આપેલા ફાળા વિષે રસભરી હકીકતો કહી જાય છે. દરેક સાક્ષરની લાક્ષણિક તસ્વીર પણ પ્રકરણના મથાળે આપી છે. આધુનિક યુગના પ્રતિષ્ઠિત ગુજરાતી સાહિત્યકારોમાંના એક શ્રી. ધૂમકેતુ વડે એ લખાયાં છે ને આવી બીજી કથાઓ પણ લખવાની મુરાદ શ્રી. ધૂમકેતુ સેવે છે એ અભિનંદનીય છે.

આ સાક્ષર કથાઓની શરૂઆત નવલરામથી જ કેમ કરી ને નર્મદ ને દલપતરામની કથા આખી કેમ ન આલેખી એ વિષે લેખકે કાંઈ સ્પષ્ટીકરણ કર્યું નથી. માત્ર આરંભે નર્મદના નામનો ઉલ્લેખ કરીને છોડી દીધો છે. ગુજરાતી કિશોર–કિશોરીઓને સાહિત્ય વિકાસના ઇતિહાસનો સાંગોપાંગ ખ્યાલ આવે એ દૃષ્ટિએ થોડા આદ્ય સાક્ષરોની જીવન કથા રજૂ કરતું પુસ્તક પણ આપવાની જરૂર છે ખરી.

આ સાક્ષર કથાઓ માહિતી પ્રચૂર છે અને આ પ્રવૃત્તિ અભિનંદનીય જરૂર છે. બીજી વધુ સાક્ષર કથાઓ આપી લેખક ગુજરાતના વધતા જતા સાહિત્યને સમૃદ્ધતર બનાવશે તો એ એક મોટી સેવા ગણાશે.

**બિન્દી :**

[ લે. લાભુબહેન મહેતા, પ્રાપ્તિ-સ્થાન શ્રી. પ્રકાશન મંદિર, મુંબાઈ, ૧. રૂ. ૩–૫૦ ]

'શોધને અંતે' અને 'આભ અને ધરતી' નાં વાર્તાકાર શ્રી. લાભુબહેન મહેતાનો આ ત્રીજો વાર્તાસંગ્રહ ગુજરાતી વાર્તા સાહિત્યમાં એક ખાસ સંદેશો લઈને આવે છે. પાત્રોના ઊર્મિક્ષેત્રમાં પ્રવેશવાની વેધક શક્તિ—અને એનાથીય ચડિયાતી કળા એ ઊર્મિઓને એ જ વાસ્તવિક સ્વરૂપમાં રજૂ કરવાની—એમને વરેલી જ છે. 'સ્ત્રીપુરુષના સંબંધમાં, બાળક પ્રતિ રતિમાં, લોક સાથેના વ્યવહારમાં, જગત તરફ વલણમાં સ્ત્રીની વિશિષ્ટતા સ્ત્રી સમજે તેટલું પુરુષ ના સમજે. તેનાં અસલ વાસના કોડ, ઓરિયા, મૂલ્યબુદ્ધિ, મૂઝવણ, દુઃખ, યાતના વગેરે એ વધારે 'નજીકથી' પીછાની શકે છે. 'બિન્દી'ની વાર્તાઓમાં આ નારી સમાજ દેખાશે. ખાસ કરીને તેનાં સ્ત્રીપાત્રોની માનસિક પ્રક્રિયાઓનું પૃથક્કરણ આ દૃષ્ટિબિંદુથી અવલોકવા જેવું છે.' એ શ્રી. વિષ્ણુપ્રસાદ ત્રિવેદીનું પ્રવેશક–કથન અક્ષરશઃ સાચું છે. 'બિન્દી'માં સંગ્રહાયેલી પંદર વાર્તાઓ એમની વસ્તુગૂંથણી, પાત્રાલેખન, માનવીની ઉચ્ચ અને નીચ ભાવનાઓના નિરૂપણને લીધે વિશેષ ધ્યાન ખેંચે છે. બધી જ વાર્તાઓનાં પાત્રો હાલતાં ચાલતાં માનવી છે, કપોલ કલ્પિત પાત્રોમાં જીવ રેડવાનો તો એમણે જરાય પ્રયત્ન નથી કર્યો લાગતો. વાર્તા કહેવાની સ્વાભાવિક કળાને લીધે આ સઘળી વાર્તાઓ નૈસર્ગિક કથનશૈલીમાં કહેવાઈ છે. દરેક વાર્તા વાંચતી વખતે એ કોઈના મોંએથી સાંભળતાં હોવાનો ભાસ થાય છે.

પુસ્તકનું નામકરણ જે વાર્તા પરથી કરવામાં આવ્યું છે એ સંગ્રહની પ્રથમ વાર્તા આત્મકથાત્મક શૈલીમાં એક કુંવારી કોડભરી કન્યા જેવી રીતે રજૂ કરે એવી સ્વાભાવિકરીતે જ રજૂ થઈ છે. વાર્તાની નાયિકા કમળાનું ક્ષયથી પીડાતા યુવાન સાથેનું સગપણ, લગન, થોડા જ વખતમાં સાંપડેલું વૈધવ્ય અને વિધવાની



કૌટુંબિક અને સામાજિક સ્થિતિ અંગેનો તલસ્પર્શી ચિતાર વાચકના હૃદયમાં સંવેદના જગાવી જાય છે. વાર્તાને અંતે કમળાનું એના પતિના ખાસ મિત્ર મહેન્દ્રભાઈ સાથે પુનર્લગ્ન કરાવ્યું છે તેમાં લેખિકાનો સામાજિક સુધારા પ્રત્યેનો પક્ષપાત વર્તાઈ આવે છે. આપણા હિંદુ સમાજમાં સ્ત્રી હમેશાં સહન કરતી આવી છે એને ઉગારવાની વૃતિ દરેક સહૃદયી વ્યક્તિમાં હોય એ સ્વાભાવિક છે.

'પ્રેમની વિદાય' વાર્તા ભાઈ-ભાઈ વચ્ચેનો અદ્વૈત પ્રેમ અને પ્રેમની પરાકાષ્ટા ત્યાગમાં પરિણમતી બતાવીને લેખિકાએ કમાલ કરી છે. 'શાસ્ત્રીજી'માં સામાજિક ઈર્ષા ને એને લીધે વિનાશ નોતરતાં કુટુંબોનું આલેખન છે. 'બે ભાઈ'માં ઓથ વગરના બે યુવાન ભાઈઓમાંથી એક ભાઈ પરણવાની ઉંમર વટાવી જાય છે, નાનાભાઈને માગું આવે છે પણ એ પોતે નિર્ણય લઈ શકતો નથી. એને મોટાભાઈનું સુખ જોવું છે ને મોટાભાઈને નાનાનું. છેવટે બંનેની જીદમાં મોટાભાઈની જીદ જીતે છે ને નાનાભાઈનાં લગ્ન થાય છે. 'અનવર ચાચા'માં ૧૯૪૭ની આઝાદી પછી ચાલેલાં હિંદુ-મુસ્લિમ રમખાણોને લીધે એ સંપીલાં હિંદુ-મુસ્લિમ કુટુંબોમાં કોમવાદનું ઝેર કેવું પ્રસરે છે એનો ઉલ્લેખ છે.

'સુપ્રિયા'માં વૈરાગ્યની ભાવનાની જીત છે; 'બે આંખનું સ્મરણ' એ વૈધવ્યમાં ઝડપાતી એક મહત્ત્વકાંક્ષી યુવતી પોતાની બધી પ્રવૃત્તિઓને તિલાંજલી આપીને મરતા પતિને આપેલા વચનપાલન અર્થે એકાકી જિંદગી વ્યતીત કરે છે એની હૃદયવેધક કથા છે. 'વિષ્ણુપ્રિયા'માં દારૂડિયા પતિના મારથી મોતને નોતરનારી સ્ત્રીની ત્યાગકથા છે.

'દીકરો ખોયો' સંયુક્ત કુટુંબને લીધે મા તથા બેનની વધારે પડતી ડખલગીરી એ જીવોના જીવનને કેવું વિષમય બનાવી દે છે તેનું હૃદયદ્રાવક ચિત્રણ છે. 'બહેનનો ભાઈ' નાની કન્યાઓની ભાઈ માટેની ઝંખના અને અંતે ભાઈના જન્મના સમાચારથી જન્મેલા નિર્દોષ આનંદનું ભાન કરાવે છે. સંગ્રહની છેલ્લી વાર્તા 'ફૂલ વીણી લીધાં' કાશ્મીરી ભૂમિના સૃષ્ટિસૌંદર્યમાં વસતાં બે પહાડી મિત્રોના પ્રેમની જીત વર્ણવી જાય છે. આમ દરેક વાર્તા માટેનો પ્રસંગ લેખિકાએ સમાજમાંથી વીણીને સજાવીને મૂકી દીધો છે. કોઈ પણ પ્રસંગને રસિક બનાવવા માટે લેખિકાએ નથી આડંબરી ભાષા વાપરી કે પ્રસંગને કલામય બનાવવા નથી એને મારીમચડીને રજૂ કર્યો. લેખિકાની આ એક મોટી સિદ્ધિ ગણાય. પુરુષોએ ઘડેલા નીતિનિયમોનું પાલન કરતાં જીવન વ્યતીત કરવા છતાં સ્ત્રીઓને સહન કરવું પડે છે એમ લેખિકા માને છે. પણ કોઈપણ પાત્ર દ્વારા એમણે પુરુષો પ્રત્યેની નફરત વ્યક્ત નથી કરી એ લેખિકાની સંયમી ભાવના ને સમાજસુધારા પ્રત્યેની સાચી દૃષ્ટિ દર્શાવે છે.

**પરણું તો એને જ :**

[ લે. રંભાબેન ગાંધી. પ્ર. ભારતી સાહિત્ય સંઘ, અમદાવાદ, ૧. રૂ. ૩-૫૦. ]

આ અગાઉ ચાર નાટચ પુસ્તકોનાં લેખિકા-બહેનનું આ પાંચમું પુસ્તક સાત એકાંકીઓ અને ત્રણ અભ્યાસુ લેખો (સૌરાષ્ટ્રનાં લગ્ન ગીતો, વિદાય ગીતો અને લોક ગીતો) સાથે પ્રગટ થાય છે.

આ સગ્રહનાં સાતેય એકાંકીઓ શ્રી. રંભાબેનની અગાઉની હથોટીને ફરીવાર આ પુસ્તકમાં પણ વધુ કસાયેલી રીતે રજૂ કરે છે તે માટે લેખિકા અભિનંદનનાં અધિકારી બને છે. સ્ત્રીજીવનને, કુટુંબજીવનને અને ગૃહજીવનને સ્પર્શતા અનેકવિધ પ્રશ્નોને તદ્દન નવી જ દૃષ્ટિએ છતાં જે સહજતાથી સૌરાષ્ટ્રની તળપદી બોલીમાં મઢે છે તે ખરેખર સચોટ હોય છે. શૈલી અને ભાષાની મધુરતા અને વાકચોની સચોટતા જરાય પ્રયત્ન વિના વહેતી હોય તેવી સહજ લાગે છે. ક્યાંય એકાદ શબ્દ પણ પરાણે ઘૂસાડી દીધો હોય તેવી કઢંગી વાકચરચના કે શૈલી લાગતી જ નથી. તખ્તા ઉપર ભજવાતી કે રેડિયો ઉપર સંભળાતી શ્રી. રંભાબેનની નાટિકા આપણને એટલી બધી

વાસ્તવિક લાગે છે કે આપણા પોતાના જ ઘરમાં બનતી રોજની વાત જાણે ન હોય!

આપણી શાળાઓ, અવેતન નાટય સંસ્થાઓ, જાહેર સંસ્થાઓ અને રેડિયોએ નવાં નાટકો, ભજવાય તેવાં નાટકોની જે માંગ ઊભી કરી છે તેમને માટે આવાં તંદુરસ્ત છતાં વેધક નાટકો મળે તો આપણી ભાવિ પ્રજા ઉપર થતી આ નાટકોની અસરથી કંઈક નવો જ રાહ લાધે.

શ્રી. રંભાબેનની અભ્યાસુ વૃત્તિને જાહેરમાં લાવતો આ પુસ્તકનો બીજો વિભાગ છે. આ વિભાગમાં જે ત્રણ લેખ આપ્યા છે તે જોતાં આપણને લાગે જ કે લેખિકાની દૃષ્ટિ ઉપરછલ્લી નથી પણ જીવનના ઊંડાણમાં અને અભ્યાસમાં હમેશાં રત રહેનારી છે. આપણું લોકસાહિત્ય એક એવો મહાન અભ્યાસ ગ્રંથ છે કે તેના અભ્યાસમાં અને સંશોધનમાં જેટલો સમય અને શક્તિ ખરચાય તેટલાં ઓછાં. શ્રી. રંભાબેને આ દિશામાં જે પ્રયત્ન કર્યો છે તે ખરેખર સ્તુત્ય છે અને તેમને માટે અને તેમના વાચકો માટે તે લાભદાયી પણ છે.

એકાંકીઓના પુસ્તકમાં આવા અભ્યાસપૂર્ણ લેખો મૂકવાને બદલે એવા લેખોનું આખું જુદું પુસ્તક જ કર્યું હોત તો લેખિકાનો આશય વધુ બર આવત. નાટકના પુસ્તક તરીકે જાણીતા પુસ્તકમાં આવા સમૃદ્ધ લેખો હોય એવું ભાગ્યે જ કોઈને ખ્યાલમાં રહે. આશા છે કે આ પુસ્તકની બીજી આવૃત્તિ વખતે આ ત્રણ લેખોને બીજા તદ્‌વિષયક અભ્યાસ ગ્રંથમાં સંકલન કરવા જુદા તારવી લે જેથી આ લેખોની પણ મહત્તા રહે અને નાટિકાનું આગવું મહત્ત્વ પણ એટલું જ જળવાય.

**આચાર્ય શ્રી. પ્રફુલ્લચંદ્ર રાય :**

[ લે. ચૂનીલાલ પુ. બારોટ. પ્ર. ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ, ૧૪. રૂ. ૧–૫૦ ]

આપણા દેશમાં વિજ્ઞાનવીરોનો બહુ ઓછો ફાલ ઊતર્યો છે તેમાં પ્રફુલ્લચંદ્ર રાયનું ગણનાપાત્ર સ્થાન છે. એવા વિખ્યાત વૈજ્ઞાનિક અને દેશપ્રેમની અજોડ ધગશવાળા આચાર્યશ્રીનું અવિકૃત કલમે આલેખાયેલું આ જીવનચરિત્ર આપણા ચારિત્રાત્મક સાહિત્યમાં સુંદર ઉમેરો કરે છે તેમ કહેવામાં જરાય અતિશયોક્તિ નથી. આપણા એ મહાપુરુષને ઓળખવા માટે આપણે, આપણા કિશોરોએ અને ભાવિ પેઢીએ આ સુંદર પુસ્તક વસાવવું ને વાંચવું જોઈએ.

**વનવગડાં પંખી (ભાગ ૧ લો) :**

[ લે. મનુભાઈ જોધાણી, પ્ર. ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ. મૂલ્ય રૂ. ૧–૦૦ ]

આંગણાનાં પંખી અને પાદરના પંખીના બબ્બે ભાગ આપણાં બાળકોને રસ પડે એવી ભાષામાં આપ્યા પછી શ્રી. મનુભાઈ જોધાણી એવું જ સુંદર એક વધુ પુસ્તક આપે છે તે વનવગડાનાં પંખીનો આ પહેલો ભાગ. આમાં ચિલોત્રો, વૈયાં, ચાસ, પતરિંગો, લેલાં : બગબગીઆં, સારસ, કુંજ : ધઉલાં, હુડહુડ એ આઠ જાતોનો પરિચય એવી તો રસાળતી શૈલીમાં આપેલો છે કે આ વિષયને વાંચતાં કંટાળી જતાં બાળ–વાચકોને વાંચવાની સાચી મજા પડે. એ મજાની સાથે સાથે ઝીણામાં ઝીણી વિગતનું જ્ઞાન મળે જે સારામાં સારી સેવા ગણાય. બાળસાહિત્ય તો ઘણું આપણે રોજ જોઈએ છે, પણ આવી જાતનું જ્ઞાન સાથે રસ જાળવતું અને વૈજ્ઞાનિક શિક્ષણ આપતું સાહિત્ય આપણાં બાળકોને માટે જરૂરી છે. આ પુસ્તકની સીધી સાદી ભાષા સાથે પંખીને ઓળખી શકાય તેવાં સુંદર અને સાચાં ચિત્રો પાછળ પણ ઠીક ઠીક મહેનત લીધેલી વરતાય છે.

**પેટે ચાલનાર પ્રાણીઓ (ભાગ ૧ થી ૩) :**

[ લે૦ વસંત જોધાણી. પ્ર૦ બાલગોવિંદ કુબેરદાસની કંપની, અમદાવાદ. મૂલ્ય દરેકનો રૂ. ૧–૦૦ ]

શ્રી મનુભાઈ જોધાણીએ આપણને વનસ્પતિ અને પંખીનાં સરળ શૈલીમાં જે સમૃદ્ધ માહિતી આપી



તે શૈલીનું અનુકરણ કરતી તેમના પુત્ર શ્રી વસંત જોધાણીની ત્રણ ભાગમાં વહેંચાયેલી આ ત્રણે ચોપડીઓ છે. પહેલા ભાગમાં સરકબામણી, ગરોળી, કાચંડો–સડો–સાંઢો, પાટલા ઘો અને આંધળી ચાકળણ એ પાંચેયનો સચિત્ર પરિચય આવે છે. બીજામાં મગર, જળચર કાચબો, ભૂચર કાચબો, અજગર અને ધામણ જેવા એ શ્રેણીનાં બીજાં પાંચ પેટે ચાલનારાં પ્રાણીઓ આવે છે અને ત્રીજા ભાગમાં નાગ, કાળોતરો, ખડચીતળો, વેલ માળણ અને જળસાપ એ છ પેટે ચાલનારાં પ્રાણીઓનો ચિત્રો સાથે અભ્યાસુ પરિચય આવે છે. આ વિષય ખૂબ અભ્યાસ મનન અને ભ્રમણનો હોઈને લેખકે બને તેટલી જાંચ–તપાસ પછી પુસ્તકાકારે મૂકેલ છે, એટલે પુસ્તકની બહુમૂલ્યતા તો વધી જ છે. દરેક પુસ્તિકાને છેડે અઘરા શબ્દોના અર્થ આપીને એક અતિ ઉપયોગી કામ પણ કર્યું જ છે. આવાં વૈજ્ઞાનિક પુસ્તકોનો વધુમાં વધુ પ્રચાર થાય એ આપણા કિશોરો માટે ખાસ જરૂરી છે. આપણું અજ્ઞાન આવાં જ્ઞાનસમૃદ્ધ પુસ્તકોના વાચનથી દૂર તો થાય જ, પણ આવી રોચક શૈલી આપણા આ વિષયો પ્રત્યે અણગમો દર્શાવતા વાચકો માટે એક જરૂરી સામગ્રી પૂરી પાડે છે.

### શીગીશીગી : સાગરવીર :

[ અનુ૦ ઈશ્વરભાઈ પટેલ. પ્ર૦ ભારતી સાહિત્ય સંઘ, અમદાવાદ, ૧. મૂલ્ય અનુક્રમે રૂ. ૧–૨૫, ૦–૫૦. ]

જંગલનાં સાહસોની પ્રથમ અને સાગરનાં સાહસોની બીજી એમ આ બંને સાહસકથાઓ આપણા કિશોરોમાં સાહસિક થવાની પ્રેરણા પ્રેરે છે અને કિશોરોને વાંચવામાં એક પ્રકારનો રસ પણ પડે છે. આ બંને સાહસકથાઓ 'ઊર્મિ–નવરચના' માસિકમાં ચાલુ કથા રૂપે આવી ગઈ છે એટલે ઊર્મિના વાચકો તો આ બંને કથાઓનો આસ્વાદ માણી ચૂકયા છે. પુસ્તકરૂપે પ્રગટ થાય છે એટલે અન્ય બાળકો પણ તેનો પૂરતો આસ્વાદ માણી શકશે.

જર્મન સાહસિક લિયો પાકર્સની માનવભક્ષી આદિવાસી ટોળીની શોધમાં બ્રાઝીલનાં વિષુવવૃત્તીય જંગલોમાં આદરેલી સફરની પરાક્રમગાથા રજૂ કરતા શ્રી ફ્રીઝ સ્ટ્રોસે લખેલા પુસ્તક 'શીગી–શીગી' નો અનુવાદ તે જ નામથી પુસ્તકરૂપે પ્રગટ થાય છે. લિયોના મુખેથી સાંભળીને લખાયેલી આ કથા ગુજરાતીમાં પણ એટલી જ પ્રવાહી બની શકી છે. વિષુવવૃત્તીય જંગલોનાં જે દિલદ્રાવક વર્ણનો આ કથામાં આવે છે તે આપણા આજના ભીરુ કિશોરોમાં એક પ્રકારનું ઉચ્ચ સાહસ અને શૌર્ય પ્રેરે છે. આપણા કિશોરોમાં આજે જે સાહસિક વૃત્તિની ખામી, ફિલ્મી વેવલાશ અને માંદલી વાર્તાઓની ચોપડીઓનાં વાંચનથી આવેલી ભીરુતા આવાં સાહસોથી સતેજ પણ થાય છે અને બહાદુરીભરી હિંમત પણ પ્રેરે છે. શાળાઓમાં ભણતાં કિશોર–કિશોરીઓ માટે આવું મહત્ત્વનું પુસ્તક ગુજરાતીમાં ઉતારવા માટે આચાર્ય શ્રી ઈશ્વરભાઈ ખરેખર ધન્યવાદને પાત્ર ઠરે છે.

જંગલનાં સાહસોથી ભરપૂર ઉપરની કથા જેવી જ દરિયાઈ સાહસોને આવરી લેતી અને મુઠ્ઠીમાં જીવ લઈને ફરનારા સાગરવીરની આ કથા સ્ટીફન ઝ્વીગ કૃત 'મેગેલન' નામની સાહસ કથા ઉપરથી શ્રી ઈશ્વરભાઈએ ગુજરાતીમાં ઉતારી છે શ્રી ઈશ્વરભાઈ આણંદની દા. ન. હાઈસ્કૂલના આચાર્યપદે છે એટલે પોતાને ગમેલી વાર્તાનો પહેલો આસ્વાદ–પ્રયોગ પોતાનાં વિદ્યાર્થીઓ ઉપર કરે છે. એ સફળ પ્રયોગ પછી તેને અન્ય વાચકો માટે કાગળ પર ઉતારે છે. 'સાગરવીર' એટલી સરળ અને પ્રવાહી બની છે કે તેને વાંચતા જરાય વેગક્ષતિ ન થાય કે ન તો કોઈ પરદેશી ભાષાને ગુજરાતીમાં ઊતારેલી દેખાય.

ચારસો વરસ પહેલાં મસાલાના ટાપુઓની શોધમાં ૨૫૬ આદમીના કાફલા સાથે સાગર સફરે નીકળનાર સાગરવીર મેગેલન, ત્રણ વરસે કેવળ ૧૮ અધમૂઆ માણસો સાથે સર્વ પ્રથમ પૃથ્વીની પ્રદક્ષિણા કરીને જહાજ પાછું ફર્યું ત્યારે સરદાર મેગેલનનો પણ







મંગળ કળશ

ચિત્રકાર : ચન્દ્ર ત્રિવેદી

જુલાઈ ૧૯૫૮

વર્ષ ૨૯ · અંક ૪

# નવરચના

તંત્રી : ઈશ્વરલાલ મો. દવે ✿ સંપાદક : જ્યન્ત પરમાર



ભજનિક

ચિત્રકાર : મગનલાલ ત્રિવેદી

# ગુજરાતી સાહિત્યનાં સર્વશ્રેષ્ઠ પ્રકાશનો

| | | |
|---|---|---|
| પારકાં જણ્યાં : | ઉમાશંકર જોષી | ૩–૦ |
| અખાના છપ્પા : | ,, | ૩–૦ |
| વીરની વાતો ભા–૧ | તારાચંદ્ર અડાલજા | ૬–૦ |
| વીરની વાતો ભા–૨ [સચિત્ર આવૃત્તિ] | | ૬–૮ |
| વીરની વાતો ભા–૩ | ,, | ૬–૦ |
| વીરની વાતો ભા–૪ | , | ૬–૮ |
| મૂળરાજ સોલંકી : | ચુ. વ. શાહ | ૫–૦ |
| રા' ગજરાજ : | ધનશંકર ત્રિપાઠી | ૫–૪ |
| કાયર : | રાજેન્દ્ર શર્મા | ૪–૦ |
| નાના : | એમિલ ઝોલા | ૪–૦ |
| સાઇકલચોર : | લુઇજી વાર્તોલીની | ૩–૮ |
| સંન્યાસી અને સુંદરી : | યાદવેન્દ્રચંદ્ર | ૩–૮ |
| ભવની કમાણી : | પુષ્કર ચંદરવાકર | ૩–૧૨ |
| ખોવાયેલી દુનિયા : | રાહુલજી | ૪–૦ |
| ખંડિત સ્વપ્ન | શંકરલાલ વ્યાસ | ૪–૪ |
| જંગલ સમ્રાટ | કૃષ્ણપ્રસાદ ભટ્ટ | ૪–૪ |
| રસપૂંજ | રાયચુરા | ૨–૮ |
| શાપિત આત્માઓ : | ખલિલ જીબ્રાન | ૨–૦ |
| સુરતની સહેલ | બંસીલાલ વકીલ | ૨–૮ |
| મૂછમાં હસો | ભરતરામ મહેતા | ૩–૦ |
| બ્રહ્મચર્યા | રવીન્દ્રનાથ ટાગોર | ૧–૮ |
| કલાપીની પત્રધારા | સ્વ. 'કલાપી' | ૫–૦ |
| કાળા માથાનો માનવી : | ચં. જે. વ્યાસ | ૪–૦ |
| કૃષ્ણકથા | વિ. સાં. પંડિત | ૪–૦ |
| ગુજરાતી ભાષાલેખન : | કે કા. શાસ્ત્રી | ૨–૮ |
| જીવનરક્ષક જવાહીરો : | | ૩–૦ |
| સરળ જ્યોતિષ : | ચંદ્રકાન્ત ભટ્ટ | ૩–૦ |
| ભક્તિસાગર : | અભરામ ભગત | ૨–૦ |
| શ્રીદેવીગીતા : | ડા. રા. મહેતા | ૨–૦ |

બાળકો, કિશોરો અને પ્રૌઢોને અનુલક્ષીને તૈયાર કરાવેલી

## બાલ વિકાસમાળા
સેટની કિ: રૂા. ૭

| | | |
|---|---|---|
| સાચો વિજય લે : | શ્રીકાંત ત્રીવેદી | ૦–૮–૦ |
| સાચો મંત્ર | ,, | ૦–૮–૦ |
| સાગરનાં પાણી | ,, | ૦–૮–૦ |
| ચંદનની મૂર્તિ | ,, | ૦–૮–૦ |
| એકલે હાથે | ,, | ૦–૮–૦ |
| આંખનું રતન | ,, | ૦–૮–૦ |
| અમર જીવન | ,, | ૦–૮–૦ |
| વાઘનો ભેટો | ,, | ૦–૮–૦ |
| બોધક વાતો | ,, | ૦–૮–૦ |
| અજબ વાતો | ,, | ૦–૮–૦ |
| વિદ્યાનું તેજ | ,, | ૦–૮–૦ |
| સાત ભાઈ | ,, | ૦–૮–૦ |
| પુરાણની વાતો ૧–૨ | જીવરામ જોષી | ૨–૮ |
| વીર બંકા | ,, | ૧–૪ |
| ટીડો સાંઢ | ,, | ૧–૪ |
| રા'નવઘણ | ,, | ૧–૪ |
| ભોજની ચતુર સભા | ,, | ૧–૪ |
| ચોખવટથી વાત કરજો ૧-૨-૩. | દિનેશ ઠાકોર | રા |
| શ્રમણ બુદ્ધ | ચંદ્રભાઈ ભટ્ટ | ૦–૧૨ |
| શ્રમણ મહાવીર | સત્યમ્ | ૧–૪ |
| બારોટજીની બાળ વાતો | મગનલાલ બ્રહ્મભટ્ટ | ૧ |

## વીર કથાવલિ લે. ધીરજલાલ ગજજર

| | | |
|---|---|---|
| મહારાણા પ્રતાપ : | ,, | ૧–૪ |
| શિવાજી : | ,, | ૧–૪ |
| ચંદ્રગુપ્ત : | ,, | ૧–૪ |
| વીર વિક્રમ : | ,, | ૧–૪ |
| સમ્રાટ અશોક : | ,, | ૧–૪ |
| પૃથ્વીરાજ ચૌહાણ : | ,, | ૧–૮ |

નોંધ: (૧) ગુજરાતી સાહિત્યનાં તમામ જાતનાં સર્વશ્રેષ્ઠ પુસ્તકો અમારે ત્યાંથી મળી શકશે. (૨) કોઈ પણ જાતનાં પુસ્તકો ખરીદતાં પહેલાં એકવાર અવશ્ય અમારી મુલાકાત લેવા વિનંતી છે ગુજરાતી સાહિત્યનાં તમામ પુસ્તકો અમારી પાસે સ્ટોકમાં હોય છે. (૩) શાળાઓ, કોલેજો, ગ્રામ્ય પંચાયતો, પુસ્તકાલયો તેમજ વ્યાપારી ભાઈઓને વ્યાજબી કમીશનથી પુસ્તકો પૂરાં પાડીએ છીએ. અમારૂં મોટું સૂચિપત્ર મફત મંગાવો.

પ્રકાશક તથા વિક્રેતા **લક્ષ્મી પુસ્તક ભંડાર** ૬૪/૧ ગાંધીરોડ, અમદાવાદ–૧.

# ★ સાહિત્યનાં સર્વશ્રેષ્ઠ પ્રકાશનો ★

**સળંગ નવલકથાઓ**

| | |
|---|---|
| પ્રેમયાત્રા (ભગવતી કુમાર) | ૪–૫૦ |
| સ્નેહ દીપ ૧-૨ | ૫–૫૦ |
| પરણેતરનો પ્રેમ (ગુરૂદત્ત) | ૬–૦૦ |
| પ્રેયસી ૧–૨ ( ટોલ્સટોય ) | ૭–૫૦ |
| સમર્પણ ( ઇંદ્ર વસાવડા ) | ૪–૦૦ |
| ગરીબની લક્ષ્મી ( ,, ,, ) | ૨–૭૫ |
| શેષ પ્રશ્ન ( શરદ્‌બાબુ ) | ૫–૫૦ |
| ચરીત્ર હીન ( ,, ,, ) | ૬–૭૫ |
| પતિપત્ની ( નીરૂપમા દેવી ) | ૨–૫૦ |
| સોનવાનનાં સાહસો | ૪–૦૦ |
| અભિશાપ (નરેશબાબુ) | ૪–૦૦ |
| મિલન (નારાયણબાબુ) | ૩–૫૦ |
| વારસદાર (,, ,,) | ૩–૦૦ |
| પતિ મંદિર (,, ,,) | ૩–૦૦ |
| ચોખેરવાલી (ટાગોર) | ૫–૦૦ |

**: શરદાચકૃત :**

| | |
|---|---|
| અંધારી રાત ૧–૨ | ૭–૦૦ |
| સોહાગ ચૂડી ૧–૨ | ૭–૦૦ |
| મા તે મા ૧–૨ | ૧૦–૦૦ |
| રાજબા | ૫–૦૦ |
| લયલા | ૫–૦૦ |
| અમીના | ૬–૫૦ |

**: સારંગ બારોટકૃત :**

| | |
|---|---|
| આકાશ કુસુમ | ૬–૫૦ |

**: રાયચુરા કૃત :**

| | |
|---|---|
| સોમનાથની સખાતે | ૨–૫૦ |
| કુલદીપક | ૨–૫૦ |
| નર વાહન | ૪–૦૦ |
| લખેસરી | ૩–૫૦ |
| બખાઈ | ૨–૫૦ |

**: સાહસિક નવલકથાઓ :**

| | |
|---|---|
| મરજીવા | ૨–૫૦ |
| રોબીન્સન ક્રુઝો | ૨–૫૦ |
| ગુલીવરની મુસાફરી | ૨–૫૦ |
| રોબીનહુડનાં પરાક્રમો | ૨–૫૦ |
| માર્કો પોલો | ૧–૫૦ |
| ટારઝન ( વનમાનવ ) | ૨–૫૦ |
| ટારઝનનાં સાહસો | ૨–૫૦ |

**: નવી નવીં નવલિકાઓ :**
**: શાંતિ આંકડિયાકર :**

| | |
|---|---|
| સ્મિતા | ૩–૦૦ |

**: ધનસુખલાલ મહેતા :**

| | |
|---|---|
| ઘડીભર ગમ્મત | ૩–૦૦ |
| ફૂરસદના ફટાકા | ૩–૦૦ |
| ગરવી ગુજરાતણ | ૨–૭૫ |
| ખોળો ભર્યો | ૨–૭૫ |
| સર્જનને આરે | ૩–૨૫ |

**: ગુલાબદાસ બ્રોકર :**

| | |
|---|---|
| પ્રકાશનું સ્મિત | ૩–૦૦ |
| ઊભી વાટે | ૪–૦૦ |
| લતા ને બીજી વાતો | ૩–૫૦ |
| સૂર્યા | ૪–૦૦ |

**: ચુનીલાલ મડિયા :**

| | |
|---|---|
| રૂપઅરૂપ | ૩–૫૦ |
| ધૂમ્રવર્તાપુર | ૪–૫૦ |

**: પુષ્કર ચંદરવાકર :**

| | |
|---|---|
| અંતર દીપ | ૪–૦૦ |

**: સોરઠી સાહિત્ય :**

| | |
|---|---|
| સૌરાષ્ટ્રની લોકકથા | ૩-૨૫ |

**: કવિવર ટાગોર :**

| | |
|---|---|
| વરમાળા | ૪-૦૦ |
| ગિરિબાળા | ૪–૦૦ |
| વરકન્યા | ૪–૦૦ |
| હાસ્ય કૌતુક | ૪–૦૦ |
| ગુપ્ત ધન | ૪–૦૦ |
| મહામાયા | ૪–૦૦ |
| હેમન્તી | ૪-૦૦ |
| સુભા | ૨–૨૫ |
| બે બહેનો | ૨–૦૦ |

**: ગૃહ ઉપયોગી પુસ્તકો :**

| | |
|---|---|
| સાથિયા મંગળ ૧ થી ૬ | ૩-૦૦ |
| સાથિયા શૃંગાર | ૧–૦૦ |
| સાથિયા સાથી ૧–૨ | ૧–૨૫ |
| સહેલી સાથિયા પોથી | ૦–૨૫ |
| આધુનિક પાકશાસ્ત્ર | ૨–૫૦ |
| હુન્નર સાર શિક્ષક | ૨–૫૦ |
| પ્રાચીન વ્રતકથાઓ | ૧–૫૦ |

| | |
|---|---|
| વિવાહ કલ્પદ્રુમ | ૧–૫૦ |
| અષ્ટાધ્યાયીરૂદ્રી | ૧–૫૦ |
| રાસ રજની | ૩–૫૦ |

**: નવા નવા નાટય સંગ્રહ :**
**: અનંત આચાર્યકૃત :**

| | |
|---|---|
| અબીલ ગુલાલ | ૩–૦૦ |
| કરિયાવર | ૧–૦૦ |
| દોસ્ત | ૦–૫૦ |

**: ચુનીલાલ મડિયાકૃત :**

| | |
|---|---|
| નાટય મંજરી | ૩–૦૦ |

**: ધનસુખલાલ મહેતાકૃત :**

| | |
|---|---|
| રંગોત્સવ | ૩–૦૦ |

**: બળદેવ મોલીયાકૃત :**

| | |
|---|---|
| અક્ષયપાત્ર | ૧–૨૫ |
| કાંટાનાં ફૂલ | ૧–૨૫ |
| પ્રણયના પૂરમાં (વજુભાઇ) | ૧–૫૦ |

**: વિક્રમ રાજાની :**
**મનોહર વાર્તાઓ**

| | |
|---|---|
| સિંહાસન બત્રીસી | ૨–૫૦ |
| વિક્રમ ચરિત્ર | ૨–૫૦ |
| નવલખો હાર | ૨–૫૦ |
| જાદુઈ વાતો | ૨–૫૦ |
| વૈતાળ પચ્ચીસી | ૨–૫૦ |

**: અરેબીયન નાઈટ્સની :**
**વાર્તાઓનો ખજાનો**

| | |
|---|---|
| હાતમતાઈનાં પરાક્રમો | ૨–૦૦ |
| રાજાને ગમી તે રાણી | ૩–સ |
| બગદાદનો બાદશાહ | ૩–૦૦ |
| બે ઘડીની બાદશાહી | ૨–૫૦ |
| પાતાળની પદ્મણી | ૨–૫૦ |
| સુલેમાની શેતરંજી | ૩–૦૦ |
| સવાલાખનો હીરો | ૩–૦૦ |
| ભેદી રાજકુમાર | ૩–૦૦ |
| સેતાની ચરખો | ૩–૦૦ |

**: જ્યોતિષનાં પુસ્તકો :**

| | |
|---|---|
| હાથની ભાષા | ૬–૫૦ |
| ઘરનો જોષી | ૫-૨૫ |
| સરળ સામુદ્રિક | ૨–૫૦ |
| જાદુમંત્રતંત્ર પ્રકાશ | ૨–૫૦ |

**શ્રી હરિહર પુસ્તકાલય,** ટાવર રોડ, **સૂરત**

અંક ૪ જુલાઈ '૫૮
સળંગ અંક : ૩૪૦



'ઊર્મિ' : વર્ષ ૨૯
'નવરચના' : વર્ષ ૨૩

સમાજમાં સંસ્કાર અને સાહિત્ય પ્રેરતું સામયિક

## ક્રમ



## સૂચના


* લવાજમ વરસનું : સાડાસાત રૂપિયા. વિદેશમાં દશ રૂપિયા (શિ. ૧૫)
* દર માસની ૧લી તારીખે નિયમિત પ્રગટ થાય છે.
* વરસમાં એપ્રિલ, જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે.
* વી. પી. થી લવાજમ વસુલ કરવામાં જે વધારાનો ખર્ચ થાય છે એ ગ્રાહકે જ ભોગવવાનો હોય છે. એટલે, લવાજમ પૂરું થયાની નોટિસ મળે ત્યારે ગ્રા. નં. અને પૂરા સરનામા સાથે કૃપા કરીને મનીઑર્ડરથી જ લવાજમ મોકલી આપવું.
* નમૂનાનો અંક મંગાવતી વખતે ૭૫ નવા પૈસાની ટિકિટો બીડવી જરૂરી છે. મફત અંક કોઈને મોકલાતો નથી.
* દરેક જાતના પત્રવ્યવહારમાં ગ્રા. નં. લખવો ખાસ જરૂરી છે.
* અસ્વીકૃત લખાણ પાછું મેળવવા જરૂરી ટિકિટો ચોટાડેલું ને સરનામું કરેલું પરબીડિયું બીડવું જરૂરી છે. એ સિવાયનાં અસ્વીકૃત લખાણો પંદર દિવસ પછી રદ કરાય છે.
* જાહેરખબરના દર, લવાજમ મોકલવાનું, લખાણો મોકલવાનું અને બીજા દરેક જાતના પત્રવ્યવહારનું સરનામું :—

ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિ.
ફર્નાન્ડીઝ બ્રીજ : ૬૪, ગાંધીરોડ
અમદાવાદ—૧.


પ્રકાશક : ઈશ્વરલાલ મો. દવે, ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિ., ફર્નાન્ડીઝ બ્રીજ, ૬૪, ગાંધીરોડ, અમદાવાદ.
મુદ્રક : કાંતિલાલ ડાહ્યાભાઈ પટેલ, મંગલ મુદ્રણાલય, રતનપોળ, અમદાવાદ.

# નવરચના

કમલાદેવી ચટ્ટોપાધ્યાય

## મિત્ર અને સાથી

વાતોમાં સ્ત્રીઓને ભલે દેવીઓ ગણવામાં આવતી હોય, પણ વાસ્તવમાં તેમ નથી. આજે તો, સ્ત્રીઓમાં શક્તિ નથી, તેઓ આ કામ નહિ કરી શકે–તે નહિ કરી શકે એવી પંગુ તેમને માનવામાં આવે છે. પણ જ્યારે સ્ત્રીઓમાંથી ડૉકટરો, શિક્ષણશાસ્ત્રીઓ, ઈજનેરો, કલાકારો વગેરે બહાર આવશે ત્યારે જ સમાજને—પુરુષ વર્ગને—સ્ત્રીઓની સાચી શક્તિની પરખ થશે. સ્ત્રીઓ પુરુષની હરીફ થવા નથી માગતી, પુરુષ સાથે દુશ્મનાવટ તો કરવા માગતી જ નથી. અને હિંદમાં સ્ત્રીઓની પ્રગતિમાં રાજા રામમોહન રાય અને બીજા પુરુષોએ આપેલ ફાળાની પૂરી કદર કરે છે. સમાજની સમતા જળવાઈ રહે તે માટે સ્ત્રી-પુરુષ વચ્ચેનો સંબંધ ભર્તા અને દાસી તરીકેનો નહિ પણ મિત્ર અને સાથી તરીકેનો રાખવા ઇચ્છે છે.



તંત્રીઃ ઇશ્વરલાલ મો. દવે •• સંપાદકઃ જયન્ત પરમાર

પ્રો૦ 'શશીશિવમ્'

## ગતિવક્ર

વેરાન ચોપાસ પડયો ધરાપટ,
એકાકી ત્યાં આ થડ પર્ણહીન;
(ક્યારેક ફાલેલ ફૂલેલ વૃક્ષ જે
હશે,) હવાં કિંતુ બનેલ જીર્ણ
એ માત્ર ઠૂંઠૂં; કજળી ગયેલ.
ત્યાં કો લતા કોમળી વીંટળાઇને
પ્રફુલ્લતી મ્હોરતી મિષ્ટ એક,
રે દૈવ! શી આ ગતિવક્ર છેક?



'સુધાંશુ'

## તૃણ ને મેરુ

દીઠો તૃણે અવિરતઝર્યો મોદ–આનંદ મોટો
મેરુથીયે અભય ગરવો, નિજ અંબાર જોતો!
કેવાં તૃણો ધરતીસપનાં સોડમાં સ્પંદનોનાં
માણે મીઠા ઉરઉમળકા, નિત્ય ઝંકારભીના!

આકાશોની અચલ ખીણમાં શૃંગ મેરુ સમારે,
ને એના એ નિતસમીપમાં રોજ સંપર્ક સારે,
મેઘો મોટા, પવનઘમસાણો વિસામા વિહારે
મેરુ માથે, કંઈક નભનક્ષત્ર રૂહે શૃંગધારે.

મોટા ઊંચા ગગનભરતા પાદ શૂન્યે સરંતા,
ને નીચેના તૃણવત નીલા અંકુરો વાય ધીમા–
ધીમા, એને લહરસરમાં પાળ કે કો ન સીમા,
પૃથ્વીપાટે ક્ષણપ્રભ મુદા માણીને થાય જૂના.

જેમ થયાં આહીં ગગન–ઘનશૃંગો અશાંતે વિલાયા,
તૃણોર્મિનું સહજ સુખ આનંદની મિષ્ટ માયા.



'મીનપિયાસી'

## ઝાકળભીની રાત

મીઠી હૂંફાળી,
ઝાકળવાળી,
કેવી રૂપાળી રાત હતી
હૈયામાં જાગીને, હૈયે સમાતી,
કહેવી છતાંયે....ના રે કહેવાતી;

મનમાં મારા.......વાત હતી,
એવી રૂપાળી રાત હતી.

સંસારની આ કંટકવાટે,
જખમી મારા હૈયા માટે,
પાથરી જાણે આજ વિરાટે
ફૂલ સમી બીછાત હતી
એવી સુંવાળી રાત હતી.
પ્રીત વિના કૈં માનવી હૈયું,
ગીત મધુરું ગાત નહીં,
મેઘ વિયોગી ન હોત ભૂમિ તો,
ઝાકળ–બિન્દુએ નહાત નહીં,
આવી રૂપાળી રાત સહીં.
સોહે ઉષાને ચાંદલો ભાલે,
કુંકુમ લેપન સોહે કપાલે,

ઝાકળબિન્દુઓ ઝૂલતાં જાણે
કર્ણફૂલોશાં કાને કાને,
સ્વાતિ ને ચિત્રા શોભતા વ્હાણો
એવી ઉષા ભલી ભાત હતી
કેવી રૂપાળી રાત હતી!



રતિલાલ-અનિલ

## ચાંદની

સર્વ પર આવી ઢળેલી ચાંદની,
વન ને ઉપવનને મળેલી ચાંદની.

ધૂળ, રેતીમાં, સરિતા, સિંધુમાં;
સર્વ–સમભાવે ભળેલી ચાંદની.

પ્રકૃતિની ગોદમાં, એકાંતમાં,
કોઈ ઘેલાએ કળેલી ચાંદની !

નમ્રતાથી, આભમાં ઊગી છતાં
પૃથ્વી પર આવી ઢળેલી ચાંદની.

જ્યાં જવાનો માર્ગ કંઈ ખુલ્લો હતો,
હેતથી ત્યાં ત્યાં વળેલી ચાંદની.

દેવદૂતના અંગને શોભાવતી,
શ્વેત ચાદરશી ઢળેલી ચાંદની !

સાગરે હસતી, ઉછળતી જોઈ, ને
કયાંક કજળેલી, બળેલી ચાંદની !

કોઈ દુઃખિયાને હસે ઉલ્લાસ ના ?
રાતને જોઈ મળેલી ચાંદની !

પીઉં છું અંતરથી, આંખોથી અનિલ,
શુભ્ર આભેથી ગળેલી ચાંદની !



'સાલિક' પોપટીઆ

## ઝગારા ડૂબે છે

ચકચૂર તમારી આંખોમાં રંગીન તિખારા ડૂબે છે,
લાગે છે મને ત્યારે મારા હૈયાના ધખારા ડૂબે છે.

એ મારા મિલનના આનંદની અવધીનું પ્રતિબિંબ હોઈ શકે,
તવ નેણકટોરા છલકે છે, આંખોમાં ઇશારા ડૂબે છે.

એ સ્વચ્છ ગગન જાણે કે મુજ સ્વપ્નસ્થ નયનનું દર્શક છે,
અહીં સ્વપ્ન સરી રોળાયે છે ત્યાં રાતના તારા ડૂબે છે.

આ જીર્ણ બનેલી જીવનની નૌકાને સહારો કયા મળશે ?
મજધારથી કો'દી પાર કરી લાઉં તો કિનારા ડૂબે છે.

બે પ્રેમી–હૃદયની વિહ્વળતા ઝાંખે છે ગગનના તારાઓ,
ત્યાં કોઈનું હૈયું ધબકે છે અહીં શ્વાસ અમારા ડૂબે છે.

તારાય રૂદનના એ રીતે રોળાય છે કો'દી અશ્રુઓ,
જાણે કે વદન પર પુષ્પોના ઝાકળના ઝગારા ડૂબે છે.

અશ્રુના દીવાઓ પેટાવી જીથનનું ગગન અજવાળ્યું છે,
ઝબકીને સહજ છો ને 'સાલિક' કિસ્મતના સિતારા ડૂબે છે.



'રાજહંસ'

# સમયનાં ઓર-તોર

## વધુ સારા માનવી

યોજનાઓનો સાર શો ?

અચાનક નેહરુના દિલમાં સવાલ ઊઠ્યો. અને એમની નજરે માનવી દેખાયો. એ સુખી નહિ પણ સારો બને તો ખરું એવી એમને સૂઝ આવી. એમનો નિખાલસ સ્વભાવ એટલે સૂઝ્યું તેવું જણાવ્યું, અને એમની અનેક પ્રવૃત્તિઓ એટલે જણાવીને તે ઊંચું મૂક્યું.

સમાજવાદ કે સમાજવાદી ઢબ, સામ્યવાદ, મુડીવાદ કે સર્વોદય એ બધાની પદ્ધતિઓ જુદી હોય પણ સાર તો જેવો માનવી છે તે કરતાં એને સારો બનાવવો એ જ હોઈ શકે. બધા ધર્મો, નીતિનિયમો, કાનુનોનો પ્રવાહ આડો અવળો ચાલે પણ એ સર્વેનું કારણ તો માણસ છે. એને ખીલવવાનો છે. સંસ્કારો, શિરસ્તાઓ, ચીલાઓ ને રૂઢિઓનું અગર કામ હોય તો માનવીને રૂડો બનાવવાનું છે. એનામાંથી પશુત્વ કાઢી નાખી એને સારો માનવી—બલ્કે દેવ બનાવવાનો છે.

પણ વારંવાર માનવીનું સુકાન લક્ષ્ય ચૂકી જાય છે. એ ભોગ અને સુખ ભણી જોવા લાગે છે ત્યારે બળ અને છળ વાપરવા માગે છે. તાકાત વધારી સંહાર કરવાનું એને સૂઝે છે. એ અરાજકતા ફેલાવી મૂકે છે, અન્યાયો ખડકી દે છે. અને એમ કરતાં ધર્મની ગ્લાનિ ઊતરી આવે છે.

કેટલીક વાર માણસ ખોટાં નુકશાનકારક અને ઉપદ્રવી મૂલ્યોને પ્રતિષ્ઠા આપી આગળ કરી મૂકે છે અને પરિણામે ઘણો ગૂંચવાડો ઊભો થાય છે. એ ભૂલી જાય છે કે સુખનાય અધિકાર હોય છે. સુપાત્ર હોય તો દાન કે વિદ્યા આપેલી લેખે લાગે એમ જ્યાં ત્યાં નાખેલું સુખ જીરવાતું નથી, વેડફાય છે. ઘણી સંખ્યામાં માણસોને વહેલા સુખી કરવાની ધગશ ગમે એવી સાચી હોય તોયે એમ વહેંચેલું સુખ ટકતું નથી. એ સુખમાંથી માનવી છલકાય છે, ખીલતો નથી. અર્થતંત્રની મારફતે આપેલું સુખ માણસને પ્રાકૃત બનાવે છે, અને આપણી યોજનાઓ એવું સુખ પહોંચાડવા મથી રહી છે. અગર હિંદીજનો વધુ સારા માનવીઓ થવાના હોય તો એનાં કારણો જુદાં હશે, યોજનાઓ વડે આવેલી સમૃદ્ધિ નહિ હોય.

## માનવવિકાસના ધોરી માર્ગ

માનવીએ ઘણા ઉમદા ગુણો એની ભીતરમાં હતા તે વિશુદ્ધ કર્યા છે ને ખીલવ્યા છે. કરુણા અને પરોપકાર વડે એણે પરસ્પરની મૈત્રી બાંધી છે. શીલ વડે એણે વિશ્વાસ મેળવ્યો છે. સત્ય વડે એણે પ્રભાવ પાડ્યો છે. સાહસ વડે એણે માન મેળવ્યું છે. ન્યાય વડે એણે સ્થિરતા આણી છે. જ્યારે પ્રેમ વડે એણે બીજાનાં દિલ જીતી લીધાં છે. આવા ગુણો માનવીનું ખમીર ઉજાળે છે, એને સંતોષ અને સુખ પણ આપે છે.

એ ગુણોમાં જાતમહેનત અને સંયમ ભળે ત્યારે માનવીની શક્તિઓ મ્હોરી ઊઠે, ત્યારે એને યશ અને સિદ્ધિ મળે. ત્યારે એ ઈશ્વરનું નિમિત્ત બની કોઈ શુભ કાર્યનો પ્રણેતા બની રહે. એને હાથે સંશોધન અને સર્જન થવા લાગે. એવો માનવી ત્યારે ઘણાનો રાહબર બની રહે છે, અને એણે ચીંધેલા માર્ગે જતાં

ધન્યતા અનુભવી રહે છે.

એવી પરિસ્થિતિ ઊભી કરવી એ પરમ પુરુષાર્થની વાત છે. એ વાતાવરણમાં એક બે નહિ, અનેક પ્રતિભાવંતો ઊગી નીકળે છે. અવનવી બાબતોમાં જવાબદારી ઉઠાવવાની હામ આવે છે, એવી લાયકાત પણ જામે છે. જે ગુણોની માનવીએ કદર કરી મહિમાવંતા બનાવ્યા છે એનાં મૂલ્યો કેમ કરી વીસરી જવાય !

### સામા કાંઠાની વિકૃતિઓ

આપણી યોજનાઓની સમાંતરે જે પરિસ્થિતિ સર્જાઈ રહી છે એની આપણે ઉપેક્ષા કરીશું તો એ મરી જવાની નથી. ઊલટ, યોજનાઓનું થોડુંયે સાર્થક્ય વરાળ થઈને વહેલું ઊડી જવાનું છે.

આ દેશને સાનુકૂળ ના ગણાય એ રીતે શહેરોનો ફુગાવો વધી રહ્યો છે. ભાંગી તોડી કે નવું ઉપજાવીને શહેરોની જે મોટી ખુશામદ થઈ રહી છે તેય ટૂંક વખતમાં ઓછી માલુમ પડશે કારણ કે પ્રયત્નો શહેરોનો બુલંદ ફુગાવો કરવા તરફ છે. સત્તા અને ઉદ્યોગો, યંત્ર અને તંત્ર બંને હાથ મિલાવી ભેગું થાણું ત્યાં નાખે છે. એમાંથી અનેક વિપરીત સંઘર્ષો ઊભા થાય છે ને થવાના છે.

શાસનનું જાળું જેમ વધારે ગુંથાતું જાય છે એમ વધારે ગુંચાતું જાય છે. જનતાને માથે એનો બોજો વધી રહ્યો છે. શાસનકર્તાનો વર્ગ લાગવગ વધારતો ને વાપરતો જાય છે. એમને જનના કરતાં ઘણા વિશેષ અધિકારો જોઈએ છે ને મેળવે છે, ને જનતાથી જુદા પડે છે.

વસતી–વધારો ઘણી ઝડપથી આગળ ધપે છે. સંખ્યાના અભિપ્રાયને મહત્ત્વ આપી આડકતરી રીતે આપણે વસતી–વધારાનું ગૌરવ પણ લઈ રહ્યા છીએ. એના ફેલાતા ઝેરને પહોંચી વળવા જે યત્નો થાય છે તે ટૂંકા છે એટલું જ નહિ પણ વસતીના જવાબદાર વર્ગને જ ઘટાડવાનું કામ એ કરી રહ્યા છે.

એકાદ દાયકા પછી પુણ્ય પ્રવાહનીયે અછત વર્તાય તો શી નવાઈ! જ્યારે બળ સાથે લાલ રંગ આંખમાં ઝીંકાશે ને કોઈ પ્રતિકાર હાથમાં જડશે નહિ, તે વખતે આપણું તંત્ર પેલા યંત્રને તાબે થઈને રહેશે અને ગંજાવર શહેરોમાં ઘરરર ઘરરર કરતાં યંત્રો વડે જ દેશનું હૈયું ચાલતું દેખાશે.

ને પેલાં શહેરોમાંથી નીપજશે નિષ્ણાતો. એમને તુક્કા સુઝશે ને એ અખતરા કરશે. એ લાવશે ત્વરા, તાકાત, તંગી ને તમાશા. એમણે ઉપજાવેલા ઝાકઝમાળથી આપણે અંજાઈશું અને આકરા શાસનથી કચડાઈશું. ને એવાં અવનવાં આશ્ચર્ય વચ્ચે માનવી જ ભૂલાવાનો છે. આમ પ્રવૃત્તિઓ સાથે વિકૃતિઓ પણ એટલા જ જોરથી વધી રહી છે.

### ભાવિ વિકાસનું નિમિત્ત

ત્યારે શું નિરાશ બની યોજનાઓ પડતી મૂકીશું ?

આ સવાલ દેશના ભાગલા જેવો છે. કબુલ પણ ના કરાય અને ઠેલાય પણ નહિ. એના જવાબમાં દેશનું ખમીર રહેલું છે. આપણું નેતૃત્વ કયાં સુધી જઈ શકે એવો પ્રશ્ન છે.

કોઈ નવી વિભૂતિ આવે અને પેલી માનવીના ઉત્કર્ષની સનાતન પ્રવૃત્તિને હાથમાં લે ત્યારે. ત્યાં સુધી તો યોજનાઓનો પરિપાક તૈયાર કરતાં જે ઢીલ બગાડ થાય તે વેઠવાનાં અને એની સમાંતરે ઊભી થતી વિષમ પરિસ્થિતિ સમસમીને સાંખી લેવાની.

આ દર્શન નિરાશાનું નથી, વાસ્તવનું છે. સ્વાતંત્ર્યનું મૂલ્ય હજી આપણે પૂરું ચૂકવ્યું નથી. ને ત્યારે કરેલી ઘોષણાઓ પાછી ગળી ગયા છીએ. કોઈનોય દોષ જોવાની જરૂર નથી. જે કાંઈ બની રહ્યું છે એ અદ્ભુત છે એવું માની લેવાની ભૂલ ના કરીએ, તેમ ઢીલ બગાડના ભોગે પણ જે થઈ રહ્યું છે એનાથી નિરાશ કે નારાજ થઈ ના બેસીએ.

યોજનાઓ હોય કે ના હોય હિંદુસ્તાનનું પણ ભાવિ છે, અને એ ભાવિ ઊજળું છે. જગતના વિકાસ-



ક્રમમાં આ દેશને નિમિત્ત બનવાનું છે. ફરીથી હિંદુ-ધર્મ અમુક પ્રક્રિયાઓમાંથી પસાર થઈ માનવધર્મને પુલકિત કરી શકશે એમાં શંકા નથી. માનવીનુંયે ભાવિ મહાન છે. એની પછાડો આવશે તેમ એનાં ચઢાણો પણ આવશે. એવાં ચઢાણોના સમયે આ દેશ એનો ભોમિયો રહેવાનો છે. પેલા નિષ્ણાતો અને અટપટા વિજ્ઞાનના ધોરણે નહિ પણ કેવળ માનસ વિશુદ્ધિના બળે એ પ્રેરી શકશે. એવાં ચઢાણોનો ગાળો પ્રકૃતિના ક્રમાનુસાર આવ્યા કરશે. પાંચ પચીસ વર્ષની એમાં વિસાત નથી.

દુઃખ એ છે કે આપણે મહેચ્છાઓથી વેગળા જવા લાગ્યા છીએ. જોખમો ઉઠાવવાનો સ્વભાવ રહેતો નથી એ કરુણ છે. નવીનતામાં રહેલી રમણીયતાનું આકર્ષણ આપણને થતું નથી. આપણા આનંદોનું સ્વરૂપ પ્રાકૃત જ રહે તો એ કઠતું નથી. હૃદયની દુર્બળતાઓ વધારી આપણે ક્ષુદ્ર બનતા જઈએ છીએ.

ને તોયે સૈકાઓનું તપ હજુ ભસ્મ થઈ ગયું નથી. ભીતરમાં તો ઋત અને સંયમ પડેલાં જ છે. આ દેશનું હૃદય ભક્તનું છે તે મટવાનું નથી. દયાનંદ, વિવેકાનંદ, ગાંધીજી જેવા બીજા કોઈની ઘોષણા થશે ત્યારે દેશ આખો નવાં કદમ ભરવા તૈયાર જ હશે. માનવી છે તે કરતાં સારો બને એ ધ્યેય ઊંચું છે, એ સુખી બને એવી અભિલાષા કે યત્નો ગૌણ છે. શ્રેયને વેગળું રાખીને પ્રેયની પાછળ પડાય નહિ, એવા ખ્યાલ કરવા વ્યર્થ છે.

યાદ રાખવું ઘટે કે સુખી માનવી સારો થવાની વધુ તક ધરાવતો નથી. માટે દુઃખી જ રહેવું કે થવું એવો અર્થ નથી નીકળતો. પણ પ્રજાના ઘડતર સાથે આવેલું સુખ જીરવાય છે, ટકે છે.

કેવો માનવી સારો ગણાય? માનવીને એના પરિવાર ઐશ્વર્ય કે સાધન સામગ્રી વડે નહિ માપી શકાય. એને તો જુદી તુલાથી જોખવો જોઈશે. એનું શરીર કેટલું નિરોગી છે, કેટલું કસાયેલું છે, કેટલું કામઢું છે તે જોવાશે. એનું દિલ કેટલું સાફ છે, સ્વભાવ કેટલો મધુર છે, ભાવના કેટલી ઊંચી છે એ જોવાશે. એની બુદ્ધિ કેટલી સ્થિર નિઃસ્વાર્થી ને કુશાગ્ર છે તે જોવાશે. એનાં શંશોધન અને સર્જન કેટલાં સાત્વિક છે તે જોવાશે. અને એવા માનવોની પ્રાર્થનાઓ કેમ ફળે છે તે જોવાશે. આપણા ધ્યેયોમાંથીયે શું આપણે વિશ્વાસ ખોવા લાગ્યા છીએ?

### હડતાળોનો વ્યાધિ

શહેરોમાં હડતાળ પડે છે ત્યારે માણસ કેવો પરવશ ને લાચાર થઈ જાય છે. જે સુખ એણે ભોગવેલાં હોય છે તેથી એના હાથ પગ શિથિલ થઈ ગયા હોય છે અને જીવન પરાવલંબી બની ગયું હોય છે.

હડતાળને નાગરિક હક્ક ગણવામાં આવ્યો એ વાજબી છે? વાહન વ્યવહાર, સફાઈ કામ, દવાખાનાં, તાર-ટપાલ જેવી રોજની જરૂરી વ્યવસ્થા આમ વારંવાર ખોરવાઈ જાય એ સામાજિક વ્યાધિ નહિ તો બીજું શું? કામ મેળવતી વખતે શરતો નક્કી થયેલી હોય છે. પછીની પરિસ્થિતિ બગડી હોય તો અમુક વર્ગની નહિ પરંતુ બધાંને એની અસર પહોંચે છે. જે હડતાળો પાડે છે તેમને મોંઘવારીની અસર પડતી હોય તે કરતાં બીજા ગરીબોને ઘણી હાડમારી વેઠવી પડે છે.

ખૂબી એ છે કે હડતાળની ચાવી બીજાની મુશીબત વધે ત્યાં જ ફેરવવામાં આવે છે. એ ઈરાદાપૂર્વકની અનાગરિકતા છે. પણ એ સ્થિતિને આજનો સમાજ સાંખી લીધા સિવાય કશું કરી શકવાનો નથી. બહુ બહુ તો સમાધાન કરી નભાવી લેશે. એમ એકંદરે તો એને નમતું જોખવાનું જ છે.

નવો સજ્જન પુરુષ ઝઘડાનો કાયર છે. એનાથી સામનો થઈ શકવાનો નથી. માણસમાં ઉગ્રતા આવે ત્યારે એનાથી બે શબ્દો ડહાપણના કહેવાશે પણ હાથ પકડીને વારવાની તાકાત રહી નથી. તોફાનો બરદાસ કરવાની એને ટેવ પડતી જાય છે. એ ભીરુ બને છે. અને એના શાણપણ પાછળ જામતી ઉદાસીનતા બીજાનાં ગેરવર્તનને ટેકો આપી રહી છે.

એમ જ માનો ને કે શહેરી સંસ્કૃતિનું આ સ્વાભાવિક ને કરુણ દર્શન છે. ને એમાં બુદ્ધિશાળીઓ વગોવાય છે.

### વાચકોની રસવૃત્તિ

ગુજરાતીઓ વાંચવા જેવું વાંચતા ક્યારે થશે?

અને એ પ્રશ્ન દૂરનો હોય તો વંચાય એવું લખાણ ગુજરાતના લેખકો કેમ ના લખે? મહારાષ્ટ્રમાં તુકારામ અને જ્ઞાનેશ્વરે સંતસાહિત્ય તૈયાર કર્યું, બંગાળામાં ચંડીદાસ અને વિદ્યાપતિએ કર્યું, ઉત્તરમાં તુલસીદાસે કર્યું ત્યારે ઊંડે ઊંડે પ્રજામાં સાહિત્ય ફેલાયું. એણે લોકોમાં રસાસ્વાદ ઊભો કર્યો તેથી બીજા કવિઓ અને લેખકો વંચાયા અને આદર પામ્યા. આપણે ત્યાં નરસિંહ મહેતાએ કે શ્રેયસ્સાધક વર્ગે સાહિત્યનો રસ આમ જનતા સુધી પહોંચાડ્યો પણ એ ઝરણાંથી થોડી ભૂમિ રસાળ બની. નાટકોએ એ રસવૃત્તિ ડહોળી નાખી. ગોવર્ધનરામે પાંડિત્ય બતાવી લોકોને ખાળ્યા. ને તે પછી લેખકો સાહિત્યનો રસ માણી શકે તેવા થોડાને માટે લખતા રહ્યા. એ એમનો દોષ નથી પણ મર્યાદાનો છે.

રાષ્ટ્રીય આંદોલનોમાં ગાંધીજીની ભાષા સરળ અને ચોટદાર રહી ત્યારે એમનું કાર્યક્ષેત્ર એવું કઠણ હતું કે વિચાર ફેલાયા પણ આંદોલન સાથે વાંચન અટકી ગયું. એ વાંચન વિચાર ભરપૂર હતું અને એનો બોજ જનતા સહેલાઈથી ઉઠાવે એમ ન હતું. બીજાઓએ સરળ લખવા યત્ન કર્યા, પણ એ યત્ન હતા. એમનો વિષય જ મોટો હતો, વાંચનારને થકવે એવો હતો. લેખકો યત્નપૂર્વક કાંઈ પણ લખે એની મઝા નહિ, એ તો વેચાણ વધારવાની વાત થઈ. શૈલી એ વ્યક્તિને મળેલી કુદરતી બક્ષિસ છે, એને બળજબરીથી ફેરવવી ના જોઈએ.

ગુજરાતના સ્વભાવમાં શોધવું જોઈએ કે શિષ્ટ સાહિત્ય ના રુચે એવી ખામી ક્યાં છે. ધનિકો જેઓ પુસ્તકો કે માસિકો માટે નાણું ખરચ કરી શકે તે પણ ઉછીનાં વાંચવા લલચાય છે, અગર દળદાર વસ્તુ ખોળે છે. વાંચે છે તેય સાવ હળવું ફેંકી દેવા જેવું સાહિત્ય વાંચે છે. એમ પણ હોય કે આપણે જીવનને ભારેખમ બનાવી દીધું છે. એમાં નથી ઊર્મિ કે નથી રમુજ. એ ઉણપો પૂરવા લોકો આમ તેમ ધસે છે. સારું સાહિત્ય કયું તે ઓળખાવવાની રીત પણ આપણે સુધારવી જોઈએ. 'ગ્રંથ સ્વીકાર'ની ચાલુ પદ્ધતિ વાજબી નથી. પરિચયો અને અવલોકનો અપાય છે તો એમાં અવલોકનકારની પંડિતાઈ કે લેખકની કૃતિનો અભ્યાસી નિબંધ લખાય છે. લોકોની નજર વાળે કે પુસ્તકને લોકપ્રિય બનાવે એ રીતનાં લખાણ કેટલાં? જો 'સંસ્કૃતિ' કે એવું કોઈ સામયિક સારાં પુસ્તકોની યાદીઓ બહાર પાડે તો કેવું સારું! ને એમાં અભ્યાસીની વાત જુદી લખે અને વાચક વર્ગ માટે જુદી લખે તો સારું.

એ કામ ઉકેલતાં દોષવાળા સાહિત્ય સામે પ્રકોપ કરવો જોઈએ. આપણાથી નિંદા ન થાય પણ જે ખામી ભરેલું ને નુકશાનકારક છે એને તારવીને બાજુ પર હડસેલી મૂકવાનું કામ એટલું જ જરૂરનું છે. કાયદો ડરાવે તો પણ એવા કાંટા વીણીને દૂર ફેંકવા જોઈશે. તે વિના સાહિત્યનો માર્ગ લોકરુચિ કેળવવામાં ફાળો નહિ આપી શકે.

ગુજરાતી ફિલ્મ ઉતારવામાં આવી જ મુશ્કેલી છે, સારું નાટક ભજવવામાં પણ એજ નડતર છે. લોકાદર માટે કૃતિ હળવી જોઈએ એવું ગુજરાતમાં ક્યાં સુધી કહેવાશે?

### 'બહાર ખાઈ લઈશું?'

બીજા દેશોમાં કેટલાય લોકો ઘેર રસોડાં ચલાવતાં નથી. કાં તો એમને એવી ફુરસદ નથી હોતી કે પછી એટલી જગ્યા નથી મળતી. એટલે એ લોકો જમવાનું ઘરની બહાર પતાવી લે છે. ઘરમાંથી રસોડું નીકળી જાય તો ઘર સુઘડ બને; વૈતરું ટળે, અને ફુરસદ તો ભરપટ્ટે મળે.

પણ આપણે રસોડા વિનાના ઘરનો વિચાર નથી કરી



શકતા. ગૃહિણી અને રસોડું એ બંને પાટા મરતાં લગી સાથે દોડવાના. અને ગૃહિણીથી રસોડાનું કામ ના બને એવું હોય ત્યારેય બીજા અડધિયાએ એનું કામ પૂરું કરવાનું. ગમે એમ, રસોડાના અગ્નિ સળગતા રહેવા જોઈએ.

આ બંધનમાં આચારશુદ્ધિનો મહિમા રહેલો છે. ને વળી કરકસરનોય પ્રભાવ પડેલો છે. સ્ત્રીઓનું રાજ્ય રસોડામાં. એ રાજ્ય સંકેલી લેવાય તો એમનું શું થાય એ સવાલ પણ ખરો. જેટલી મળે છે એ નવરાશ લેખે નથી લાગતી તો પછી ઉમેરીને આપીએ તો એ વપરાય ક્યાં! જીવન એવું એકધારું બની ગયું છે.

પણ મોટું કારણ હોય તો બહાર જઈને ખાવું શું તે છે. આમ તો દર ત્રીજી ચોથી દુકાન ખાવા પીવાની જડે છે. પણ એ દુકાનોમાં મળતા ખોરાકથી શરીર નહિ બગડે એવી જ ખાતરી નથી થતી પછી પૌષ્ટિક ખોરાક કે સારી રીતે રંધાયેલી વાની મળશે એવી આશા તો શેની પડે! ને ઉપરની ટાપટીપ પાછળ ત્યાં સ્વચ્છતા કેટલી જળવાય છે એ તો પૂછવાનું જ નહિ!

જ્યારે જ્યારે સવાલ આવે છે કે 'બહાર ખાઈ લઈશું?' ત્યારે એ ટાળવાનું જ મન થાય છે.



પ્રો. ગોવિન્દભાઈ પટેલ

## આષાઢ

આષાઢ!
ગીત ભર્યું અંતરમાં તોયે કંઠે રાગ ન માઢ.
આષાઢ!
પે'લો મેઘ નિહાળી તારો
વેણુ મયૂરે નાખ્યું,
આવી ઢલે મોતી જેવું
આંસુ પ્રિયનું આખ્યું;
સીમ તણાં પુલકો ઊંચકાયાં મિલાપ જોતાં ગાઢ.
આષાઢ!
આભઝરૂખે સોનાવરણી
સળકી વીજની વેલી,
વારિની શતશત ધારાએ
ભીંજી ધરતી ઘેલી;
કે'તાં વાણી હારે એવો મે'ક્યો મત્ત સુહાગ.
આષાઢ!
તારા પે'લા મેઘ સરીખું
અંતર મારું આળું,
વાટ નિહાળે વાયુ કેરી
કરવા સહુ રઢિયાળું;
રાગ ભરી દે કંઠે મારે ગાવાં પર્વ અરાઢ.
આષાઢ!









'ધૂમકેતુ'

# ક્યાંય દેખાતો નથી! વિશ્વાસ!

તુમારી ખાતું કેટલી હદ સુધી તુમારીમાં સબડે છે તેને સુંદરરીતે રજૂ કરતી આ વાર્તા આપણા વાર્તાનવેશે લખી છે એ જ પૂરતું છે. બાકીનું વાર્તા આપમેળે જ બધું કહે છે......

રાતના નવ થયા હશે. ઊંઘ આવતી ન હતી, એટલે હું પડચો પડચો ચાલતી ટ્રેઈનનો અવાજ સાંભળી રહ્યો હતો. સામેની જગ્યા ઉપર એક ગૃહસ્થ જેવા માણસ હતા. આખા ડબામાં બીજું કોઈ હતું નહિ. હવે પછી વેરાન ભુખડા મૂલકમાંથી છુક છુક ગાડીને જવાનું હતું, એટલે આ પ્રથમ વર્ગના ડબામાં કોઈ આવે તેમ હતું નહિ. બીજું સ્ટેશન, રાતના લગભગ સાડાઅગિયારે આવે તેમ હતું. એટલે આરામ લેવા માટે બેઠક ઉપર જરાક લંબાવ્યું. ઉપરનો વીજળી–દીવો આંખમાં ખૂંચ્યો. સામે બેઠેલા ગૃહસ્થ પણ લંબાવવાનો વિચાર કરે તો નિરાંતે સુવાય, પણ તે કાંઈક કાગળો જોતા બેઠા હતા. મેં સહજ જ પેલા ગૃહસ્થને પૂછ્યું: 'તમે પણ દિલ્હી ગયા હતા?'

પોતાના થોકડાબંધ કાગળોમાંથી મોં ઊંચું કર્યા વિના કાંઈક કંટાળાભરેલા અવાજે એણે જવાબ વાળ્યો: 'હા ભાઈ, હું પણ દિલ્હી ગયો હતો.'

'કંઈ કામે ગયા હશો?'

એણે આ નવા પ્રશ્નની અપેક્ષા નહિ રાખી હોય, એટલે કાંઈ જવાબ વાળ્યો નહિ, પણ મારી સામે જરાક જોયું. ને પછી મને જ સવાલ પૂછ્યો: 'તમે દિલ્હીથી આવો છો?'

મેં કહ્યું: 'હા!'

'શું હતું ત્યાં?'

'એક અધિવેશન!'

'ત્યારે ભાષણો તો ઘણાં સારાં થયાં હશે! કેટલાંક સાંભળ્યાં?' તેના અવાજમાં સ્પષ્ટ રીતે થોડીક કટુતા દેખાતી હતી. મને લાગ્યું કે કોઈ દિલ્હીથી કંટાળેલો માણસ હોવો જોઈએ. દિલ્હી ગયો હશે ને પોતાનું કામ થયું નહિ હોય, એટલે વાણીમાં આ કડવાશ આવી ગઈ લાગે છે. દેશની સ્વતંત્રતા એટલે પોતાનું કામ ઝટ થાય એવું માનનારાઓ પણ ઘણા હતા. એમાંનો આ એક હોવો જોઈએ.

મેં એના ચહેરાની સામે થોડીવાર જોયું. પણ સાદી, સૌમ્ય, સજ્જનતાની છાપ, એમાંથી ઊઠતી હતી. એનો વેશ પણ અચ્છામાં અચ્છા આઈ. સી. એસ.ને પણ પાણી ભરાવે તેવો, એકદમ ઊંચી પ્રતિનો હતો. તે નખશિખ વિદેશી હોય તેમ કોટ પાટલુન નેકટાઈ બધું બરાબર ધારણ કરીને બેઠો હતો. એની પાસે પડેલી ચામડાની બેગ પણ એ જ વાત કરી રહી હતી. ફડફડ થતા ધોતિયા પોતિયામાં કે પછી હમણાં ફેશન બનેલી સુરવાલમાં, પણ ઢંગધડા વિનાના સુરણના ગાંઠલા પોટલાં ખડકચાં હોય તેમ 'ફર્સ્ટ' ક્લાસ'માં ખડકાયેલા કંઈ વેપારી શ્રીમંતોના કરતાં, આ માણસની શ્રીમંતાઈ જુદા જ પ્રકારની જણાતી હતી. દેખીતી રીતે એ કોઈક ધંધા ઉદ્યોગનો આદમી હતો. પણ એની વ્યવસ્થાશક્તિનો પરિચય એની બેસવાની ને સામાન મૂકવાની ઢબ-માંથી પણ સ્પષ્ટપણે દેખાતો હતો.

વાતમાં આગળ વધારવાના હેતુથી મેં એને કહ્યું: 'કેમ એમ બોલ્યા? ભાષણોથી બહુ થાકચા છો? આ દેશમાં જ્યાં અક્ષરજ્ઞાન નહિ જેવું છે, ને છાપાં પણ નહિ જેવાં છે, ત્યાં આવાં વારંવારનાં ભાષણો, એ સમાજ શિક્ષણનું જ કામ ન ગણાય? મારું ચાલે તો હું હમેશાં રેડિયો ઉપર પ્રધાનોનાં ભાષણો જ અપાવું. બીજા બધા પ્રોગ્રામો બંધ કરાવી દઉં.'

તે મોટેથી હસી પડચો, અને હસતો હસતો જ બોલ્યો: 'કોઈકે બરાબર કહ્યું છે કે સેતાનનો ચહેરો સેતાન જેવો હોતો નથી, એ તો સૌમ્ય, શાંત, પ્રેમભરપૂર

લાગે છે, પણ ખરો સેતાન તો દિલમાં બેઠો હોય છે, ને દોર એના હાથમાં હોય છે. તમે આ જે બોલ્યા તે કોઈક પ્રધાન પાસે બોલી કાઢશો, તો તરત તમને 'પબ્લિસીટી ઓફિસર' તરીકે નીમી કાઢશે. તમે જેલમાં જઈ આવ્યા છો? તમે આ ખાદીની ટોપી પહેરી છે, ને પેલાં તમારાં ચંપલ પણ અહિંસક જણાય છે, એટલે પૂછું છું હો!'

મેં કહ્યું: 'તમને કાંઈક કડવો અનુભવ થયો લાગે છે, એટલે પછી દૂધનો દાઝ્યો છાશ ફૂંકી ફૂંકીને પીએ એવી વાત કરો છો. આવડા મોટા અ-શિક્ષિત દેશમાં, આટલાં થોડાં વર્ષોમાં જે કંઈ થઈ શકે તેટલું થયું છે, છતાં તમારા જેવા ઘણા માણસો છે, જે કોઈ રીતે સંતોષ પામતા નથી, ને સર્જનાત્મક સૂચનાઓને બદલે વિનાશક ટીકાઓ કર્યા જ કરે છે!'

'ટીકાનો કે સંતોષ-અસંતોષનો સવાલ નથી, ભાઈ! આ તો વ્યવસ્થાનો સવાલ છે. તમે જો વ્યવસ્થા જ ન સ્થાપી શકો, તો આ બધું કેટલા દી નભશે?'

'તમે દિલ્હી શું કામ ગયા હતા?' મેં અચાનક જ પૂછ્યું.

એના મનમાં પહેલો વિચાર તો એ આવ્યો લાગ્યો કે આ સવાલનો કાંઈ જવાબ ન વાળવો. પણ પછી એણે કહ્યું: 'હું દિલ્હી મારે કામે ગયો હતો.'

'કામ થયું?'

'ના.'

'બસ, ત્યારે જુઓ, હું તમને કહું. માણસનો સ્વભાવ એટલો અહંવાદી છે કે એ પોતાને કેન્દ્ર માને છે—પૃથ્વીનું, સ્વર્ગનું, બધાનું કેન્દ્ર પોતે. જેમાં પોતે નહિ, તે કોઈ કામ, એના મનથી ઉપયોગી નહિ, સાર્થક નહિ. આપપ્રેમી માણસો, કોઈ દિવસ સંતોષાવાના નથી. પણ દેશમાં જે નવી હવા આવી ગઈ છે, આજે ગામડાં પણ જાગ્યાં છે, તે વિષે આંખ મીંચ્યે કેમ ચાલશે? તમે આંખ મીંચી રાખો, તેથી સૂર્યોદય, સૂર્યોદય ન બને એવું કાંઈ થોડું છે?'

તેને લાગ્યું હોય કે પોતે વધારે પડતી વાત કરી નાખી છે, એટલે એ કાંઈ બોલ્યો નહિ. તે વ્યવસ્થામાં, કાર્યમાં, ત્વરિતગતિમાં રસ લેનારો વ્યવહારુ માણસ જણાયો. જેને માટે કહી શકાય કે 'Common sence in uncommon degree' એટલે જેમ કાચબો પોતાની જાત સંકેલી લે, તેમ એ જાત સંકેલીને પોતાના કાગળોમાં, બોલ્યા વિના જ પાછો દૃષ્ટિ કરી ગયો, પણ હવે મને ચટપટી લાગી કે આ માણસ કાંઈક બોલે તો સારું. ને ન બોલે તો પછી સૂઈ જાય તો સારું. પણ એને હવે શી રીતે બોલાવવો એ સવાલ હતો. એ પોતાના મનમાં એમ સમજ્યો લાગ્યો કે આ કોઈ વેદિયું ઢોર છે, જેને સૂર્ય ક્યાં ઊગે છે ને ક્યાં આથમે છે, એની કાંઈ જ ખબર નથી. અને જે માત્ર દિલ્હીમાં પપૂડી વાગે, એટલે પોતાનું પપૂડું વગાડે, એવો નકલી માણસ જણાય છે. એટલે એણે પથ્થર જેવું મૌન ધારી લીધું. એના ચહેરા ઉપર પણ એ જ પથ્થર-મૌન આવી ગયું.

હમણાં એ નહિ બોલે, એમ ધારીને મેં પણ એક ચોપડી કાઢી. ચોપડીની આ ભારે સેવા ગણાય કે એ ન બોલવા માગતા માણસોને કઢંગી રીતે બોલતા અટકાવીને, તેમને શાંતિસભાના સભાસદો બનાવી શકે છે.

એમ ને એમ કોણ જાણે કેટલીવાર મૌન બેઠા રહ્યા હોત, પણ સદ્ભાગ્યે, એ જ વખતે કોઈકે બારણું ઉઘાડ્યું, ને ચાલતી ગાડીએ જ અંદર પ્રવેશ કર્યો. પણ અંદર જગ્યા ન લેતાં, ત્યાં બારણું અધખુલ્લું રાખીને જ એ બેઠો.

આગંતુક માણસ કોણ હશે, ને કેમ આમ બેઠો હશે એ જાણવાની જિજ્ઞાસા થઈ આવી. મેં એને પૂછ્યું: 'કેમ એમ બેઠા? આ બાજુ આવો ને!'

'ના ના. મારે તો બીજે સ્ટેશને જ ઊતરી જવું છે. સાહેબ ત્યાં ઊતરવાના છે!'

'કોણ છે સાહેબ?'

એણે કોઈ મોટા પ્રદેશ અધિકારીનું નામ આપ્યું.

પણ એ જ વખતે વેગમાં દોડી જતી ગાડીએ ચિત્કાર કરતી સિસોટી વગાડી, એટલે એ નામ કાંઈ બરાબર સમજાયું નહિ.

'તમે સાહેબ સાથે હશો ?' મેં પૂછ્યું.

'ના ના. હું તો રેલવેનો માણસ છું !'

'શું કામ કરો છો ?'

'આ જ' એણે પોતાના ખીસામાંથી એક કાંઈક કાચ નળી જેવું કાઢ્યું. 'મારું કામ સાહેબોના 'એરકન્ડીશન' ડબ્બાની, ઠંડી–ગરમી બરાબર જાળવવાનું છે. એ કામગીરી ઉપર છું. સાહેબ ઊતરવાના હોય તે પહેલાંથી, અંદરની ઠંડીને બહારના વાતાવરણ સાથે મેળમાં મેળવી લેવી જોઈએ !'

'પણ એટલા માટે એક માણસ રોકવો પડે ?'

'હાંસ્તો,' હવે પેલા ગૃહસ્થને કાંઈક બોલવાની ઉષ્મા આવી ગઈ. 'તે વિના અંદર બેઠેલો માણસ માંદો પડી જાય ! ને અંદર જેવો તેવો માણસ ન હોય.'

'તમારી આ જ કામગીરી ?' મેં નવાઈ પામતાં પેલાને પૂછ્યું.

'આમાં તો ઘણું ધ્યાન રાખવાનું હોય છે !'

'આ કામગીરી માટે તમને શું પગાર મળે ?'

'દોઢસો !'

'ભાડુંભથ્થું પણ હશે ?'

'અરે મારા ભાઈ !' પેલા ગૃહસ્થ વચ્ચે જ બોલી ઊઠ્યા : 'તમે વિચાર કરો. આ માણસને બૈરી હશે, છોકરાં હશે, ઘર હશે. એ બધું છોડીને આ 'એરકન્ડીશન સાહેબોની' તહેનાતમાં, આ બિચારો જીવ રખડે, ને એને એ માટે ભાડુંભથ્થું મળે, એ પણ તમને આંખમાં ખૂંચે છે ? એનું ભાડુંભથ્થું, તમારા પ્રધાનોના ભાડાભથ્થા કરતાં ક્યાંય ઓછું હશે. તમારા પ્રધાનોના પગાર ઓછા હોય છે, ભાડાંભથ્થાં વધારે હોય છે.'

'પણ પ્રધાનો માથે, સાહેબ ! ઘણી જોખમદારીઓ છે. ઘણી જવાબદારીઓ છે. તમને કાંઈક પૂર્વગ્રહ–prejudice જેવું થઈ ગયું લાગે છે. આપણા પ્રધાનો, બીજા દેશના પ્રમાણમાં ઘણું ઓછું મેળવે છે !'

તેણે કાંઈક ઉતાવળે કહ્યું : 'તમે વેદિયા માસ્તર લાગો છો. તમને રાજકારણની કાંઈ ગતાગમ નથી. પણ તમારા એ જવાબદાર પ્રધાનોની જવાબદારી આના ઉપર છે. પ્રધાનો ઠંડા રહેશે કે ગરમ રહેશે એનો આધાર આના ઉપર !' તે બોલતાં બોલતાં કટાક્ષભરેલું હસી પડ્યો, અને પછી વીંછીના આંકડાની પેઠે ઘા માર્યો: 'ગરમ પ્રધાનો તો ગોળીબાર કરાવી નાખે, માટે પ્રધાનો તો ઠંડા સારા !'

મને એનો આ ભયંકર કટાક્ષ કાંઈ ગમ્યો નહિ. પણ એને વાતમાં ખેંચવાની આ સારી તક આવી છે, એ જોઈને મેં ત્વરાથી કહ્યું : 'એ તો એવું છે સાહેબ ! તમે તમારા કોઈ ખાનગી કામે દિલ્હી જઈ આવ્યા છો. પ્રજાકલ્યાણને પ્રથમ સ્થાન આપતી, આ જનકલ્યાણ સરકારને અત્યારે આવી વાતોમાં ધ્યાન રાખવાનો વખત નહિ હોય...'

'વાહ વાહ ! વાહ વાહ ! અમારા ભવિષ્યના પ્રકાશન અધિકારી સાહેબ ! વાહ વાહ ! આપણી પાસે વાણી ભારે સિફતભરી છે. તમે ફાંસીએ ચડતા માણસને પણ કહી શકો કે, અમે તને આકાશની મુસાફરીએ મોકલીએ છીએ, ને આ ફાંસી એ તો એનું એક પ્રતીક છે. તમે શું વકીલાત કરો છો ?'

'હું ? ના ના, હું તો એક ગામડામાં પંતુજી છું !'

'ગામડામાં પંતુજી ? ને આમ દિલ્હી ગયા હતા ? ત્યાં તમારું શું કામ ?'

'ત્યારે સ્વરાજની એ જ ખૂબી છે સાહેબ !' મેં એને હવે બરાબર હરાવવાના ઉદ્દેશથી કહ્યું : 'અત્યારે નાનામાં નાનો માણસ પણ, ગૌરવભેર કહી શકે છે કે મેં રાજમહેલ જોયો છે, મને વાંસળી સારી વગાડતાં આવડે છે. એનું મૂલ્યાંકન મારા જીવનનાં પીસ્તાળીશમે વર્ષે, આપણું સ્વરાજ આવ્યું, ત્યારે



થયું. નહિતર તો ગામડાના ઢોરને સંભળાવી સંભળાવીને મારો ડૂચો નીકળી ગયો હતો. ગામડાનાં કંકુડી ને કેસરડી બહુ તો ખી ખી કરે, પણ આ બે તસુ વાંસના કકડામાં ત્રિભુવનને ડોલાવનારી મોહિની છે, એ તો દિલ્હી નગરીના લોક સમજે. શું નગરી છે!'

'રાજઘાટ ગયા હતા?' એણે અચાનક પૂછ્યું.

'હા. કેમ?'

'જૂના વખતમાં લોકો મંદિર બાંધતા, ને પછી પૂજાપાઠ શરૂ કરતા, કે જેથી મંદિરના મહંતોના રોટલા ચાલુ રહે—એમાં અને આ રાજઘાટ ઊભો કરનારી વાતમાં શું ફેર છે એ તમે કહેશો? દરેક માણસ સત્તાને ઝંખે છે. દિવસમાં દસ વખત 'બાપુજી, બાપુજી' બોલે છે. બાપુજી આમ ને બાપુજી તેમ. ને બાપુજીના એક બોલને પણ કોઈ પાળતો નથી. એ ન પાળવા માટે એમણે આ રાજઘાટ ઊભો કર્યો છે, એમ તમને નથી લાગતું? ત્યાં જઈને બાપુજીને ફૂલ ધરાવી આવે, એટલે પત્યું.'

મને થયું કે આ માણસ નખશિખ વક્ર અને કડવો જણાય છે. એની પાસે બીજો કોઈ દૃષ્ટિકોણ જ નથી. એની સાથે વાતો કરવાથી મફતની માથાકૂટ વધશે, એના કરતાં તો 'મૌનં સર્વાર્થ સાધનમ્' એટલે મેં એની સાથે બોલવાનું જ બંધ કર્યું.

મારો એ રોષભાવ ચહેરા ઉપર પણ આવી ગયેલો હોવો જોઈએ. મેં દિલ્હીમાં ઘણું સારું જોયું હતું, ને કેટલીક ભવાઈ પણ જોઈ હતી: પણ તે છતાં દેશને માંડમાંડ મળેલી આ આઝાદીને, આમ ઠંડા પ્રહારથી ઘા માર્યા કરવા, એમાં મને ભયંકર વિકૃત મનોદશાનો પડઘો ઊઠતો જણાયો, એટલે હું ચૂપ જ થઈ ગયો.

મારા રોષને એ પામી ગયો હોય તેમ મોટેથી બોલ્યો: 'ભાઈ ખોટું લાગ્યું હોય તો માફ કરજો. પણ મેં તો ત્યાં જે જોયું, એને આધારે તમને કહું છું. આપણે ગમે તે વસ્તુ કરીએ, આપણે એને આપણી રીતે બગાડી મૂકીએ, ત્યારે જ આપણને નિરાંત થાય. આપણે આ ગણતંત્ર લાવ્યા. ઘણું સારું. પણ છેક ગ્રામપંચાયતોથી માંડીને, અને ઉપરના પણ ઉપર એવા અધિકાર સુધી, કાં જ્ઞાતિવાદ, કાં ધર્મવાદ, કાં ગામવાદ, કાં પ્રાંતવાદ અને નહિતર પછી છેવટે સગાંવાદ, જેલવાદ, એ વસ્તુની જ ઘણેખરે ઠેકાણે બોલંબોલા છે. તમે આ વાત, સત્યની નજીક હોય તેમ કહી શકો, એટલે સુધી હવા બગડી ગઈ છે. આમાંનો કોઈ વાદ ન હોય, તો પછી છેવટે પક્ષવાદ. મારા પક્ષનો સારો. પણ કોઈ જગ્યાએ પ્રજાવાદ જેવી વાત નથી. દેશની અણવિકસિત સમૃદ્ધિને સમગ્ર દેશહિતના કામમાં કેમ લગાડી દેવી—એ સમૃદ્ધિ, એટલે ભૌતિક સમૃદ્ધિ, તેમજ માનવ સમૃદ્ધિ,—એ માટે કોઈને કાંઈ જ પડી હોય તેમ જણાતું નથી. બધે યંત્રવત કાગળો ખડકાતા જાય છે. મારો પોતાનો આ જાત અનુભવ છે. અને જેમ ભાતના મોટા તપેલામાંથી એક દાણો દાબી જુઓ, એટલે તમને ભાતની પકવઅપકવ સ્થિતિ સમજાઈ જાય છે, તેમ હું દિલ્હીમાં દાણો દાબી આવ્યો; અને મને ખબર પડી ગઈ કે, દેશના ખૂણેખૂણાના પ્રશ્નને, દેશવ્યાપી મહાન સર્જક ભાવનાથી જોવાની તમન્ના ક્યાંક ભાગ્યે જ જોવા મળે બાકી બધે, ઘણાખરાને પોતાનું કામ કરવું છે. પોતાની સત્તા ટકાવી રાખવી છે. પોતાનો કક્કો ખરો કરવો છે. અને વધુ દુઃખની બિના તો આ છે, આ પ્રમાણે આપણે આપણા ગણતંત્રના શાસનની પ્રણાલિકા સ્થાપી રહ્યા છીએ, કે જે પ્રણાલિકા, આમ ને આમ ચાલુ હશે, તો સડેલાં દેશી રાજ્યોના કરતાં પણ વધારે સડો, એનો દરેકે દરેક માણસ બતાવતો રહેશે. પછી એ સડો સાફ નહિ થાય. પછી તો એના રામ બોલો ભાઈ રામ હશે. બોલો, તમારે મારો અનુભવ સાંભળવો છે?'

'શું અનુભવ છે?' મેં ઉત્સાહ વિનાના અવાજે કહ્યું 'તમારો એકનો આવો રડ્યોખડ્યો અનુભવ, એ કોઈ ધોરણનું માપ ન ગણાય!'

'વાહ રે! એ ધોરણનું માપ ન ગણાય? ને દિલ્હી-

શમાં રખડતો આપણો કોઈ મુસાફર, ત્યાંના એકાદ ટેક્સીવાળાની કે એકાદ હોટેલમાલિકની કે એકાદ પોલીસની વાત કરે, તે ત્યાંની પ્રજાનું નૈતિકમાપ ગણાય ? આ તર્કવિજ્ઞાન તો અજબ છે. કાંઈ સમજમાં જ આવતું નથી !'

'દેશનો એકાદ માણુસ પોતાના વર્તનથી, દેશની પ્રજાવ્યાપી હવાનો કાંઈક પરિચય આપે છે એ ખરું. આવો કોઈ કોઈ દાખલો વાતવાતમાં માણસો ટાંકે છે—પણ ત્યાં શું કાગડા કાળા નહિ હોય ?'

'કાગડા તો બધે કાળા હોય ..' તેણે કહ્યું: 'પણ એના પ્રમાણમાં ફેર હોય છે. જ્યાં કાગડા જ વધારે દેખાય, ને હંસ ભાગ્યે જ નજરે પડે, ત્યારે એ દેશ માનવસમૃદ્ધિમાં ઘણો ઊતરી ગયો છે એમ ન કહેવાય ? મારું કહેવું આ જ છે. આપણે ત્યાં હવા જ એવી થઈ ગઈ છે કે માનવતાનું પ્રમાણ ઘણું ઘણું જ ઓછું બની ગયું છે. પણ છેવટે દેવાળાં તો આમ જ નીકળે છે નાં ? સમૃદ્ધિ ઘટતાં ઘટતાં કાંઈ ન રહે એનું નામ દેવાળું. આપણી એ દેવાળિયા સ્થિતિ ચાલુ થઈ ગઈ છે, એટલું જ મારું કહેવાનું છે. હા એટલું ખરું, મારા દિલમાં કદાચ મારા અનુભવની કડવાશ હશે, એટલે તમને જે સાડાસોળ ફૂટ ઊંચા આદમીઓ લાગે છે, મને પૂરા સાડાસોળ ઇંચ પણ લાગતા ન હોય, એ મારો દૃષ્ટિદોષ હું કબૂલી લઉં છું: પણ ત્યાર પછી પણ, મારું સત્ય તદ્દન અસત્ય બનતું નથી. હવે સાંભળો મારો અનુભવ...'

તેણે પોતાના બધા કાગળ એક બાજુ વ્યવસ્થિત મૂકી દીધા. પછી એ જરાક મારી સામે જોઈ રહ્યો. મેં એના ચહેરા ઉપર સ્વાર્થી, આપમતલબી, લુચ્ચા વેપારીની છાપ ઉપજાવવા પ્રયત્ન કર્યો, પણ તેના શાંત, આગ્રહી, ચોક્કસાઈ ભરેલા ચહેરામાંથી એ છાપ કોઈ રીતે ઊઠી શકી નહિ. હું એને સાંભળવા માટે શાંત બેઠો રહ્યો. તેણે ધીમા શાંત પણ મક્કમ અવાજે વાત શરૂ કરી. પોતાની વાત ઠસાવવાનો એનો પ્રયત્ન તો એમાં દેખાતો હતો, છતાં એ સાવ ગપ્પાંમાર હોય તેમ જણાતું ન હતું. તેણે વાત શરૂ કરી.

'આપ ક્યાંના છો ? ને શું કામ કરો છો ?'

પ્રશ્નનો જવાબ ન આપતાં તેણે પોતાની વાત જ આગળ ચલાવી.

'હું એક એવા પ્રદેશનો છું કે જ્યાં મોટામાં મોટો ઉદ્યોગ ઊનનો છે. મારી એક મિલ ચાલે છે. મેં ઠીક જમાવટ કરી છે. હું કમાણી નથી કરતો એમ નહિ કહું, પણ હું કામું છું, ને સાથે સાથે એટલા પ્રદેશમાં, અનેક માણસોને, એ ધંધાને લીધે રોજી રોટી પણ મળી રહે છે: એમાં હું કાંઈ એમના ઉપર ઉપકાર કરતો નથી, પણ મારો પોતાનો સ્વાર્થ છતાં, મારા દિલમાં એક લગની છે કે આ ઉદ્યોગ વધારે વિકસે, ને વધારે માણસો રોટી-રોજી સુખથી મેળવે.

'મારી પાસે એક નવી વાત હતી, એટલે હું દિલ્હી ગયો હતો, એ વાત આપણા દેશઉદ્યોગના વિકાસની જ હતી.

'ઇટલી વગેરે તમામ પરદેશી દેશો, જે જે ગાલીચા ગરમ કાપડ વગેરેનો ઉદ્યોગ ચલાવે છે, તે બધા આપણું ઊન મગાવે છે: કારણ કે એનો એમને ખપ છે, એ એમની જરૂરિયાત છે.

'આપણા દેશના ઊનના રૂંવાની એક ખૂબી છે. એનાં રૂંવાં પગ નીચે દબાઈ જાય, પણ એ ભાર ઉપડતાં જ, પાછાં હતાં તેવાં થઈ જાય. એ ભાર નીચે ભાંગી નહિ જાય. એ રૂવાં એવાં નરમ છે કે, લાંબો વખત આ ભાર સહન કરી શકે છે. બીજા દેશના ઊનનાં રૂવાં આના પ્રમાણમાં બરડ ગણાય, ને તેથી વહેલાં ઘસાઈ જાય. એટલે એ દેશો આપણું ઊન મગાવે છે, ગાલીચા વગેરેમાં એ વાપરે છે. મને એક વિચાર આવ્યો. આપણને મળેલ આ કુદરતીલાભનો લાભ ઉઠાવાય, તો ધંધો વધારે વિકસે ને ધંધામાં વધારે માણસો રોકાય. એટલે ઊનને બદલે જો આપણે કાંતીને એનું સૂતર મોકલીએ, તો પણ એની ખપત



રહેવાની. આપણે ત્યાંથી તદ્દન Raw Material જાય છે, તેને બદલે એક વધુ ઉદ્યોગવાળી બનાવટ ત્યાં જાય. એમને એ ખપની છે, એટલે એ બીજી ચીજ પણ લેવાના.

'પણ એ માટે તંતુઓ કાઢનારી એક વધુ મિલ ઊભી કરવી જોઈએ, તે માટે મશીનરી મગાવવી પડે. તે માટે નવું 'કેપીટલ' ઊભું કરવું પડે. એટલા માટે હું દિલ્હી ગયો હતો.'

'એટલે હવે તમે એક વધારે ઉદ્યોગ સ્થાપી, વધારે મોટા ઉદ્યોગપતિ થવાના. ને પાછા ગાળો પણ ભાંડવાના......'

'અરે! તમે સાંભળો તો ખરા. તમે 'જે જે જેલમાં ગયા, તે પ્રધાન,' એ સૂત્ર અપનાવ્યું છે, તેની જ આ બધી મોકાણ છે. પહેલાં જેમને હું મળવા ગયો તેમનો એક કડવો અનુભવ થયો. તેમના દિલમાં દેશના એક નવા ઉદ્યોગની વાતે અસર તો કરી, પણ જે પ્રાંતદ્વેષ ત્યાં બેઠો હતો, તેણે તેમના દિલમાં ઘણો ગૂંચવાડો ઊભો કર્યો લાગ્યો.

'એટલે આંહીથી ત્યાં, ને ત્યાંથી આંહીં', એમ ઠીક ટલ્લે ચડચો.

'એ તો ઠીક, આવડો મોટો દેશ છે, એટલે ઢીલ પણ થાય, ને ઘણે ઠેકાણે ફરવું પણ પડે.

'છેવટે કોથળામાંથી બલાડું નીકળે, તેમ વાત ત્યાં આવીને અટકી કે ભાઈ! આ કામ તો બહુ ઊંચા દરજ્જાનું ગણાય: માટે એ દૃષ્ટિથી વાત કરવી ઘટે. એમાં બીજા કોઈ સાધારણ આલતુફાલતુનો ગજ વાગે નહિ.

'સારું ભાઈ, બે દિવસ વધુ.' એમ કરીને ત્યાં ટાંટિયા ઘસ્યા. ત્યારે ત્યાંથી શું સવાલ મને પૂછવામાં આવ્યો, તે તમારે જાણવું છે?'

'શું? શું પૂછવામાં આવ્યું?'

'મને પૂછવામાં આવ્યું કે આમાંથી તમને કેટલો, નક્કર નફો મળે તેમ છે?'

'એમાં શું ખોટું પૂછ્યું?' મેં કાંઈક તપી જઈને કહ્યું: 'શ્રીમંતો વધારે શ્રીમંત થાય, એ આપણી રાજનીતિનો હવે પાયો જ નથી. આપણો પાયો તો આ છે, ગરીબો કેમ શ્રીમંત થાય!'

'વાહ! વાહ! મારા ભવિષ્યના અધિકારી સાહેબ! વાહ વાહ!' તે મશ્કરી કરતો બોલ્યો: 'તમને કોઈએ કેમ ક્યાંય હજી નીમ્યા નથી, એની જ મને નવાઈ લાગે છે. પણ તમે મારી પૂરી વાત તો સાંભળો.

'મેં જવાબ વાળ્યો. 'મને આમાંથી દર વર્ષે એક લાખ વધુ મળવાની આશા છે.' અને પછી મને જે કહેવામાં આવ્યું, તે સાંભળીને મારાં રૂંવાં ખડાં થઈ ગયાં. મને થઈ ગયું કે આવી વાતને સ્વીકારવી એ બરાબર નથી. પણ છેવટે તો હું રહ્યો વેપારી. મૂછ નીચી તો નીચી કરનારો. એટલે એ વાત વિષે એક પણ અક્ષર બોલ્યા વિના ચાલી નીકળ્યો, ને હવે પાછો ઘેર જાઉં છું......'

'પણ તમને શું કહેવામાં આવ્યું, હવે એ તો કહો!'

'મને કહેવામાં આવ્યું કે અમે હશું તો તમે ટકી શકશો. માટે અમારા ફંડફાળામાં રૂપિયા એક લાખ આપો. એ ફંડફાળો દેશહિત સાધવા માટેનો જ હોય છે.''

'હેં?' આશ્ચર્યચકિત થવાનો હવે મારો વારો હતો. મને તો એમ હતું કે સેવા કરનારા સેવાના બળથી જ જીતે છે. આજે એક કૌભાંડ ખુલ્લું થઈ જતું હતું— મારા જેવા વેદિયા ઢોર માટે એ ઘણું આકરું હતું. આ પક્ષોની લડાઈ એ કોઈ પ્રજાઉત્કર્ષની વિચાર-સરણીની લડાઈ નથી, પણ એ સત્તા જમાવવાની લડાઈ હોય છે. એ સત્તા જમાવનારા અસત્યનો આધાર ન લે. આનું નામ જો બહુમતી હોય, આનું નામ જો ગણતંત્ર હોય, તો ભલે, એવું આમાં કાંઈ નથી. ધરતીકંપના એક આંચકા નીચે આ તમામ રફેદફે થઈ જાય. અને ભલે પ્રજાને છેક એકડેએકથી

શરૂ કરવું પડે કે ભલે આ પ્રજાનો 'મોહે ન જો ડારો' થઈ જાય. બધું ભલે, દટાઈ જાય.

મારા મનમાં આવા અનેક નિરાશાવાદી વિચારો આવી ગયા, પણ એટલામાં પેલા ભાઈએ આગળ ચલાવ્યું : 'હું તમને કહું છું, આમ પક્ષ-પૈસા ભેગા કરીને લડવું, એ લાંચ કહેવાય કે નહિ ? જો એ લાંચ કહેવાતી હોય, તો આ લાંચથી કોણ પર છે—એવા એક જ માણસનું નામ, તમે મને આપો—માત્ર એક જ માણસ.'

મારા મનમાં એનો સવાલ અનેક સવાલો ઊભા કરી ગયો. મેં બહાર દૃષ્ટિ કરી, તો આછા ઉજાસમાં, પોતાના વેરાન નિર્જન ખેતરમાં, નિરાશ બનીને ઊભેલો એક અર્ધચીંથરિયો ભીલ જેવો ખેડૂ નજરે પડ્યો.

હું એ દૃશ્ય જોઈ જ રહ્યો. એ ને આપણા રાષ્ટ્રપતિનો એ મહાન ભવ્ય રાજમહાલય, બન્ને એકી સાથે મારી સામે આંખમાં ખડાં થઈ ગયાં.

મને થઈ ગયું, આ બે ભેગાં છે, એ જ આપણી મોટામાં મોટી ભયંકર દાંભિકતાનો ખુલ્લો એકરાર નથી ?

એ બે ભેગાં હોઈ કેમ શકે ?

મને લાગ્યું કે મને રાજકારણની કાંઈ જ ખબર નથી, ને મારું જંગલી મન, નાહકનું આમ દિલ્હીની ભવ્યતા સામે બંડ પોકારી રહ્યું છે. પણ એ જ વખતે મને સાંભર્યું કે કોઈક કહેતું હતું કે મોગલોએ મહેલો બાંધ્યે રાખ્યા, ને છેવટે એમને પોતાને માટે ઝૂંપડું પણ ન રહ્યું.

ભીખનાં શકોરાં લઈને નીકળેલા મહાન માણસો અજાણતાં આવી કોઈ ઊંડી ગર્તામાં તો ફેંકાઈ નહિ જાય ?

મન ઘણું જ વ્યગ્ર, અને અશાંત બની ગયું.

છેવટે મને લાગ્યું કે હું જંગલી છું. દેશના રાજકારણમાં કાંઈ સમજતો નથી. તદ્દન અતાર્કિક વાતો ઉઠાવું છું. મને રાજકારણની કાંઈ ખબર પડે નહિ, એટલે એ વ્યગ્રતા મફતની વધી ગઈ. મેં એ વાત જ મનમાંથી કાઢી નાખી. મનમાં થયું આપણે આપણું સંભાળોને. દેશનું સંભાળવાવાળા ઘણા સમર્થ બેઠા છે. છતાં મનમાંથી એક વાત તો કેમે જાય નહિ, વારંવાર સવાલ થાય !

આવી પક્ષની સબળતા કરવાની પૈસા-ભીખ, એ હીન વસ્તુ નહિ ગણાતી હોય ?

સુધરેલા દેશમાં શું હશે ! આપણને શી ખબર ? છેવટે મને સમજાયું કે મને મૂરખને ગણ-તંત્રમાં શી સમજણ પડે ? એટલે રામકથા કાઢીને વાંચવા મંડ્યો. પણ ત્યાં વળી રામરાજની વાત મને સતાવી રહી, એટલે છેવટે માથે ઓઢીને સૂઈ જ ગયો.

પણ હવે પેલા ગૃહસ્થ મને સૂવા દેવા માગતા ન હોય તેમ બોલ્યા :

'દેશમાંથી પૈસો જશે તે કોઈક દિવસ પાછો વળશે, સમૃદ્ધિ જશે તે પણ ક્યારેક પાછી વળશે, પણ જો વિશ્વાસ જશે, તો પછી બધું જ જશે.

'અને અત્યારે હવે એ દેખાતો નથી—વિશ્વાસ !'

મેં માથે ઓઢેલું કાઢ્યા વિના જ હોંકારો આપ્યો. પણ વાત એની સાચી જણાતી હતી. 'ક્યાંય દેખાતો ન હતો,—વિશ્વાસ.'

'પ્રાંતને પ્રાંત ઉપર નહિ. ભાષાને ભાષા ઉપર નહિ. માણસને માણસ ઉપર નહિ.

'માણસને રાજ ઉપર નહિ. રાજને માણસ ઉપર નહિ. જ્યાં કાયદા પણ આ જ કામ કરે. માણસને સિફતભરેલી રીતે છેતરતાં શિખવાડે, અને કહેવાય કાયદા !

'આ તે આનો ભયંકર અવિશ્વાસ જન્મ્યો ક્યાંથી ? શું માણસોમાં એ હતો ? પણ વિશ્વાસ જશે તો તો ખરેખર બધું જ જશે !'

મને લાગ્યું કે મારું મન, મફતના આવા ખોટા



વિચારો કરવાથી અનિદ્રાનો રોગ લાવશે. મન થયું કે નિદ્રાની ગોળી જ લઈ લઉં, પણ ત્યાં ટ્રેઈન ઊભી રહી. કોઈક બે જણા અંદર આવતા જણાયા. મને નિરાંત થઈ કે હવે કાં સૂવાનું મળશે, કાં નવી વાતમાં મન પરોવાશે. મેં માથેથી ઓઢેલું ખોલ્યા વિના જ, એમની સામે જોયું. કોઈ બે અસલ વેપારી હતા. એમના ચહેરામાં બેઠેલી આપમતલબી હવા સ્પષ્ટ દેખાતી હતી. હું આંખો મીંચી ગયો. પેલા રેલ્વેમેન ઊતરી ગયા લાગ્યા. હવે બારણું બરાબર બંધ થઈ ગયું હતું.

પેલા ગૃહસ્થ પણ જંપી ગયા જણાતા હતા. ટ્રેઈન ચાલતી થઈ. મેં નિદ્રા ખેંચવા પડખું ફેરવ્યું.

પણ હવે પેલા બે આવનારા એકબીજાના કાન કરડવા લાગ્યા. ઈચ્છા નહિ છતાં એના શબ્દો પરાણે કાનમાં ઘૂસી જતા હતા, અને જિજ્ઞાસા વધારતા હતા. એ પણ દિલ્હીથી જ આવતા જણાયા, ને એમની પાસે પણ વાત આ જ હતી. દેશમાં જાણે કેમ બીજી વાત જ ન હોય!

'ત્યાં આપણા જેવાનું કોઈ ભોજિયોય ધણી નથી. બધા પોતપોતાનું ખેંચે છે; આપણું કોણ?' એક જણો બોલ્યો. તે નિરાશાવાદી જણાયો.

'અરે બધાય આપણા...' બીજાએ તરત જવાબ વાળ્યો: 'આપણે ક્યાં રાતનો દી કરીને એમને મત નથી અપાવ્યા? પણ આપણે ભાઈ...ગામ ગયા. ને નીચેના કોઈ તો જવાબ આપે નહિ, એટલે રહી ગયું. બીજો ધક્કો થાશે. પણ તમે એક જોયું એમના વિવેકમાં, બોલવામાં, આઈએ સાંબ, બેસીએ સાંબ, એમાં ક્યાંય ખામી હતી? ફક્ત કાગળિયું કાઢવાનું કહીએ, એટલે કાં મિ. ફલાણા આવ્યા ન હોય ને કાં મિસ ફલાણાં બહાર ગયાં હોય! કાગળિયો નીકળે એમાં કાંઈ માલ નહિ. બાકી મોંએથી સાકર પીરસવામાં કોઈ પાછો પડે જ નહિ...એ તો ફક્ત કાગળિયા ઉપર ભાર મૂકો, તો કાગળિયો નીકળે, કોઈ કે આપણને નહોતું કહ્યું? એ જ વાત લાગે છે. મફતનો ધક્કો ખાધો.'

મારે બોલવું ન હતું છતાં બોલાઈ ગયું:

'કાગળિયા ઉપર ભાર એ શું'

'એ તમે ન સમજો સાહેબ!' પેલાએ જવાબ વાળ્યો. ત્યાં બીજો હસતો હસતો જ બોલ્યો: 'કામ પડે જબ દેખિયે, કિસકે મુખ પર નૂર!'

'કાગળિયા ઉપર ભાર એટલે શું એ હું તમને સમજાવું. એ ટેકનીકલ શબ્દ છે. નવી ટેકનોલોજી.'

પેલા ગૃહસ્થ હવે તૈયાર થઈ ગયા. તે જરાક બેઠા જેવા થઈ ગયા. 'એ ટેકનીકલ શબ્દ છે. ૧૮૫૭ની પેલી ચપાટી હતી, એવી આ ૧૯૫૭ની ચપાટીનો શબ્દ છે. પણ આમાં કોઈની સામે બળવો નથી કરવાનો. આ તો સર્જનાત્મક નિયોજનની યોજના છે. ભાર મૂકે તો કાગળ ન ઊડે, નહિતર કાગળ જ ઊડી જાય! એ ભાર—પેપરવેઈટ—એટલે શું ખબર છે?'

મેં ડોકું ધુણાવ્યું.

'ત્યારે નિશાળમાં ઘેટાં ચારો ઘેટાં, સાહેબ! તમે રાજકારણ સમજી રહ્યા.

'પેપરવેઈટ એટલે પૈસા; નવી નોટો. રૂપું કે સોનું. અને આ વાત એક ઠેકાણાની નહિ. ઠેકાણે ઠેકાણે પેપરવેઈટની બોલબોલા. કોઈને વેષપલટો કરી, અને નીચેથી ઉપર સુધી ગોઠવાયેલી આ સાંકળ ખેંચવાનું સૂઝે છે ખરું? એવી મફત ઉપાધિ કોણ કરે! એના કરતાં, 'રઘુપતિ રાઘવ રાજા રામ' એની ધૂન ન લગાવે? મજા તો એ ધૂનમાં છે. રાજારામની ધૂન પ્રમાણે વેષપલટો કરીને વર્તવામાં—શું મજા? અને એમ પોતે દોડે એ કાંઈ 'ડીમોક્રસી' કહેવાય?'

મને એના ભયંકર કટાક્ષ સામે બે ચાર એને સંભળાવવાની હવે તો ઈચ્છા થઈ આવી. મેં કહ્યું: 'સાહેબ! માફ કરજો. આપના જેવા કાળું જ જોનારા, દેશમાં વધી પડ્યા છે, ને દેશનું નિકંદન જ તમારા જેવા ઉશ્કેરણીવાળાએ કાઢ્યું છે!'

પણ આ વખતે એક નવી નવાઈની વાત બની. પેલા ગૃહસ્થ જવાબ આપવા જતા હતા તે પણ થંભી ગયા. એક ખૂણામાં કોઈક છોકરડા જેવો બેઠો હતો, તે ઊભો જ થઈ ગયો એ ક્યારે ડબામાં ઘૂસી ગયો હતો, તેનું ધ્યાન રહ્યું ન હતું. પણ પેલા રેલ્વેમેન ઊતર્યા ત્યારે એ ઘૂસી ગયો હોવો જોઈએ.

જુવાન, રૂપાળો હતો. જરાક ઊંચો, ગોરો, મિજાજી પણ હતો. તેણે તરત ઊભા થઈને પહેલવહેલાં તો પોતાની સિગારેટ જ સળગાવી. 'મિ...' તે ઉતાવળે આવેશમાં બોલ્યો : 'તમે ક્યાંના છો?'

'હું તો ગામડાનો છું ! મેં કહ્યું.

'ત્યાં શું કરો છો?'

'માસ્તર છું!'

'શું પગાર મળે છે?'

'એનું તમારે શું કામ છે?' મેં આવેશથી કહ્યું.

'તમે જે વાત કહેવા માગતા હો તે કહી નાખોને!'

'અરે! પણ બોલો તો ખરા! એ વાત સાથે એને સંબંધ છે.'

'મેં કહ્યું સિત્તેર, વધતા મોંઘવારી'

'છોકરાં કેટલાં?'

'છ. કેમ?'

'ઘઉંનો શું ભાવ છે?'

મને, એના સવાલો ઉપર આવતા સવાલો જોઈને એક તમાચો ચોડવાનું મન થઈ આવ્યું. કોક બહુ દોઢડાહ્યો લાગ્યો.

'તો મિ. ઘઉંનો ભાવ જ્યાં સુધી બાર પંદર હશે, અને તમે ધારો છો પેલો કારકુન, પેપરવેઈટ વિના તમારું કામ કરી શકશે? તમે કઈ દુનિયામાં વસો છો? તમારે ત્યાં ધૂળ ખવાતી હશે, દાણા નહિ ખવાતા હોય! અઢીસો રૂપરડી ઉપર ઈન્કમટેક્સ લેવાવાળા પોતાનો પગાર કેમ ઘટાડતા નથી એવો સવાલ તમારા મનમાં કોઈ દિવસ ઊઠ્યો છે ખરો? તમારા મનમાં એ હમેશાં ઊઠે છે.

'રઘુપતિ રાઘવ ભલે જાય સ્વર્ગમાં. અમારે તો દિલમાં એક જ મોટામાં મોટી આશા છે. કોઈ એવો કુદરતી મહાન ધરતીકંપ થાય કે આખો દેશ વેરાન વેરાન રેતી જેવો થઈ જાય! એ દિવસ વહેલો આવે એની સૌ પ્રાર્થના કરો ..'

'બરાબર છે, બરાબર છે,' પેલા બે વેપારી બોલ્યા.

'શું બરાબર છે? સમજ્યા વિના શું બોલબોલ કરો છો? તમારા જેવા કાળાબજારિયાએ જ...'

'જુઓ, સાહેબ! માફ કરો. ગુસ્સે થવું હોય તો આપણે સૂઈ જઈએ. બાકી એક માણસ દેશમાં એવો નહિ મળે, જે એમ ઇચ્છી રહ્યો ન હોય કે, કોઈ મહાન ધરતીકંપ થાય, આ બધું ધરતીમાં સમાઈ જાય, ફના થઈ જાય. રફેદફે થઈ જાય, આપણે પણ ધરતીમાં સમાઈ જઈએ કે આ જોવું મટે—આટલી બધી ઘોર નિરાશા જ્યાં વ્યાપી ગઈ છે એનું કાંઈક કારણ હશે ના? કોઈએ વિચાર કર્યો છે? આ નિરાશા ક્યાંથી આવી?'

'બીજે ક્યાંથી? એક બીજાના અવિશ્વાસમાંથી!' પેલા ગૃહસ્થે શરીર લંબાવતાં કહ્યું. 'ચાલો હવે સૂઈ જાઓ. તમે વાતો કરો. રાજ કરવાવાળા રાજ કરે. ભૂખે મરવાવાળા ભૂખે મરે. યોજના કરવાવાળા યોજના કરે. ને કામ કરવાવાળા કામ કરે.'

'ને ન કરવાવાળા?'

'ન કરવાવાળા લે'ર કરે!'

હાસ્યનું એક મોજું ફરી વળ્યું ને કટુ બનતી વાત ઉપર નિદ્રાનો ને અંધકારનો અંચળો પડી ગયો.

પણ ચારે તરફનો વેરાન, કંગાલ ભયંકર રીતે ગરીબ એવો દેશ—અને એક હજાર ઓરડાની પેલી દિલ્હી હોટેલ—મને દેશદ્રોહી થવાનું મન ન હતું, રાજદ્રોહી થવાની ઇચ્છા ન હતી, પણ કોણ જાણે કેમ દિલમાંથી એ ભયંકર વાત ઊગતી હતી કે સોનાના ચમચા મોંમાં લઈને જન્મેલા પ્રધાનોના આત્મા જગાડવા



દ. બા. કાલેલકર

# શાન્તિનો મારગ

માણસના મનને શાંતિ જોઈએ છે. સ્પુટનિક યુગના આ જમાનામાં આપણે શાંતિને જ અશાંતિ કરી મૂકીએ છીએ ત્યાં શાંતિની વાતો, યુદ્ધવિરામની વાતો કડવી લાગે તોય માણસજાત શાંતિને ઝંખે છે તે હિંદી 'મંગલ પ્રભાત'માંથી અનુવાદ કરીને મૂકેલો આ લેખ કહી જશે......

શ્રી રામકૃષ્ણ પરમહંસે કાલીમાતાને એમનું રહસ્ય પૂછ્યું કે 'માતા ! તમે સાચેસાચ છો કે નહિ?' માતાનું રહસ્ય સમજવા માટે એમણે રડી રડીને દિવસો વીતાવ્યા. આખરે તેમને માતાનું રહસ્ય મળી ગયું. તેમને શાન્તિ મળી. તે પહેલાં પણ કેટલાય ભક્તોએ આવી જ રીતે રહસ્ય પામવા માટે સાધના કરી હશે, પણ એકની સાધના બીજાની મદદે નથી આવતી. મારગનો કંઈક ખ્યાલ આવે છે ખરો. પણ સાધના તો દરેકે પોતાની રીતે જ કરવી પડે છે. અને કોઈની રીત પણ કામ લાગતી નથી.

યુવાન નચિકેતાએ ખુદ મૃત્યુના ઘર ઉપર જઈને જ તેની પાસેથી મૃત્યુનું રહસ્ય પૂછ્યું અને યમરાજે તેમની શ્રદ્ધા અને નિષ્ઠા જોઈને પોતાનું બધું રહસ્ય તેને સમજાવ્યું જે હજારો વરસથી દેશ—પરદેશના અસંખ્ય લોકો શ્રદ્ધાથી વાંચે છે અને તેના પર મનન કરે છે. યમરાજે કહ્યું કે શરીરના નાશની સાથે ઘણીય ચીજો ચાલી જાય છે પણ આત્મા રહે છે. અને માણસનું જેવું કરમ, જેવું એનું જ્ઞાન અને જેવી એની પ્રજ્ઞા—તે પ્રમાણે તેને નવો જન્મ મળે જ છે.

કરમ, જ્ઞાન અને પ્રજ્ઞાથી તે નવા જન્મમાં પોતાની સાધના આગળ ધપાવે જ છે. આટલું સ્પષ્ટ હોવા છતાંય દરેક વ્યક્તિને મૃત્યુનું રહસ્ય સમજવા માટે પોતાની આગવી સાધના તો કરવી જ પડે છે અને એ સાધના માટે જીવનની કિંમત આપવી પડે છે.

જમીન ઉપર જ્યારે માણસ ચાલે છે ત્યારે ધીમે ધીમે ત્યાં પગદંડી બને છે. જનાવરો કે ગાડીઓ જાય છે ત્યારે પણ ત્યાં રસ્તો બને છે. પણ જ્યારે આકાશમાં પંખી—અને હવે વિમાન—જાય છે ત્યારે તેના રસ્તાની નિશાની ક્યાંય પડતી નથી. અધ્યાત્મસાધનાનું પણ એવું જ છે. તેની પગદંડી પણ નથી પડતી: દરેકને પોતાનો રસ્તો નવી જ રીતે શોધી કાઢવો પડે છે.

મૃત્યુના રહસ્યનુંય એવું જ છે. પુરાણા કાળથી માંડીને મોરિસ મેટરલિંક અથવા બર્ટ્રાન્ડ રસેલ સુધીના બધાએ પોતપોતાની રીતે વિચાર્યું છે, તેનું સંશોધનેય કર્યું છે; પણ મૃત્યુનો ધર્મ ખૂબ સૂક્ષ્મ અને અજ્ઞેય છે.

ભારતના લોકોની શ્રદ્ધા એ વાત ઉપર અટલ છે કે મૃત્યુની સાથે જીવન પૂરું નથી થતું. મૃત્યુ પછી પણ જીવન કોઈ ને કોઈ સ્વરૂપે ચાલુ જ રહે છે. આ ચાલવાવાળા કાયમી તત્ત્વને આપણે આત્મા કહીએ છીએ.

આત્મા અચળ અને સ્થિર તત્ત્વ છે તે આપણે શા માટે માનીએ?

---

માટે, મારી જાતને હું હોમી કાઢું કે શું કરું ?

છેવટે મને લાગ્યું કે હું Coward નો Coward, કાંઈ નહિ કરી શકું. એના કરતાં એકાદ ચાનો પ્યાલો પીને ઊંઘ ઉડાડું ! અને એકાદ નાનું સ્ટેશન આવતાં 'એ ચાય' કરીને મેં બૂમ પાડી. મને લાગ્યું કે શેક્સપિયર તો એક હેમ્લેટ લખી ગયો, પણ એને ખબર નહિ હોય કે એક દેશ જ એવો હશે, જ્યાં હેમ્લેટોનાં ટોળાંના ટોળાં હશે, જ્યાં 'To be or not to be' જ ચાલ્યા કરતું હશે. કાંઈ નિશ્ચય નહિ. કોઈ નિર્ણય નહિ. વાતોનાં વડાં ચાલ્યા જ કરે. અને વાતો બધી જ ડાહી, ડાહી, ડાહી ! અને દોઢડાહી !

[ નવા વાર્તા-સંગ્રહ **મંગલદીપ**માંથી ]



એ ઈશ્વર છે, અમર છે, અજર છે. હંમેશને માટે સનાતન તત્ત્વ છે. એ અનંત છે. પણ એનો અર્થ એવો નહિ કે જેનો અંત નથી એ ગતિશીલ ન હોય. કાળ અનંત છે. પણ એ તો વહેતો જ રહે છે. કર્મનો કાનુન સર્વભૌમ છે. એટલે એને માટે આદિ કે અંત હોઈ જ ન શકે. કાર્યકારણ ભાવ તો ચાલુ જ હોય છે. એને માટે આદિ કે અન્તની આપણે કલ્પનાય કરી શકતા નથી. આ જ રીતે જીવન પણ સનાતન છે અને મૃત્યુ પણ એક એવું તત્ત્વ છે જે આગળ પાછળ બન્ને બાજુ જોઈ શકે છે. કુદરતે એટલે જ મનુષ્યને જીવનનો એક અંક પૂરો કર્યો પછી મૃત્યુનો અનુભવ કરવાની સગવડ રાખી છે.

એ જ કારણે મૃત્યુનો દુરૂપયોગ કરવો એટલે જીવન સાધનામાં મોટી આડખીલી ઊભી કરવી એમ કહી શકાય.

દુનિયા મૃત્યુથી એટલી ગભરાઈ ગઈ છે કે મૃત્યુનો પરિચય પામવા, એનું રહસ્ય સમજવા માટે જેટલું ચિન્તન–મનન જરૂરી છે તેટલું માણસજાતે કર્યું જ નથી. આ ચિન્તન–મનન સહેલું તો નથી જ. મૃત્યુનો ભય અને આકર્ષણ એ બન્ને નીકળી ગયા પછી જ માણસ આ ચિન્તનને યોગ્ય થાય છે. બુદ્ધ ભગવાને મરવાની ઇચ્છાને વિભવતૃષ્ણા કહી છે અને તેનો નિષેધ કર્યો છે.

મનુ ભગવાને મૃત્યુ તરફ તટસ્થ ભાવ રાખવાનો ઉપદેશ આપતાં કહ્યું છે કે—

नाभिनन्देत मरणम् नाभिनन्देत जीवितम् ।

પ્રાચીન અને અર્વાચીન જીવનાચાર્યોનાં વચનોનો લાભ ઊઠાવીને સ્વસ્થ ચિત્તે મરણનું રહસ્ય નચિકેતાની શ્રદ્ધાથી શોધવું જોઈએ. તે પછી જ દુનિયામાં મરણભયથી જે મહા પાપ આચરાય છે અને લડાઈરૂપી તાંડવલીલા ચાલે છે તેને શાંત કરવાનો મારગ મળશે.



મોટે ભાગે ઉનાળામાં બાળકોને આંતરડાના રોગ થાય છે. આ રોગ કોઈ વાર ઝડપથી વધી જાય છે અને જીવલેણ નીવડે છે. તે એકબીજાનો ચેપ લાગવાથી થાય છે.

આંતરડાના રોગોમાં મરડો અને ટાઇફોઇડ ખૂબ વ્યાપક અને ભયંકર છે તેમાં ઝાડા, તાવ અને નબળાઈ દેખાય છે. આ રોગના જંતુઓ ફક્ત મોઢા વાટે જ શરીરમાં પ્રવેશે છે. દાખલા તરીકે, તે ખોરાક, પાણી કે ગંદા હાથ દ્વારા આવે છે.

આંતરડાના રોગને થતા અટકાવી શકાય છે. એ માટે નીચેના કેટલાક સાદા નિયમો પાળવાની જરૂર છે :

બાળકોને દૂધ અને પાણી ઉકાળીને જ પાવાં. એમના હાથપગ બને તેટલા સ્વચ્છ રાખવા અને નખ વધવા ન દેવા.

બાળકનું ખાવાનું ખૂબ સ્વચ્છ રાખવું.

બાળકને ફળ વગેરે વસ્તુઓ સારી રીતે ધોઇને આપવી.

બાળકને નિયમિત નવરાવવું અને ચોખ્ખું રાખવું. બાળક ઘણી વાર પોતાનાં રમકડાં મોંમાં નાખે છે અને એ દ્વારા એના શરીરમાં જંતુઓ પ્રવેશે છે. આથી રમકડાં હમેશાં ચોખ્ખાં રાખવાં.

બાળકને ધવરાવતાં પહેલાં માએ પોતાના હાથ અને સ્તન ધોવાં.

માખીઓ હમેશાં ચેપનું મૂળ છે. એટલે ઘરમાંથી માખીઓનો નાશ કરવો.

આ સાદા નિયમો પાળવાથી બાળકોમાં થતા આંતરડાના રોગોને ફેલાતા અટકાવી શકાશે.

—પ્રોફેસર એ. લિબોવ (સોવિયેત દેશ)



જીવરામ જોષી

# ૪૭ દિવસના અપવાસ [૨]

[ આ લખાણ લખી રાખ્યું હતું અને એમ ને એમ પડી રહેલું. તે પાંચ સાત વરસ પછી છપાયું. પરંતુ આ લખાણના નાયક શ્રી. સુવાનસિંહ ચક્રવર્તીનું '૫૭ની સાલમાં હૃદય બંધ પડવાથી અવસાન થયું છે. તેનો ઉલ્લેખ કરતાં હું એક આઘાત અનુભવું છું. એવા જીવનનિષ્ઠ મિત્રો મળવા કઠિન છે. મને એવા થોડા મિત્રો મળ્યા છે તેમાંના સ્વ. સુવાનસિંહ મુખ્ય હતા. અમે મળતા ત્યારે ઊંડી ચર્ચામાં જ સમય ગાળતા. તે ચર્ચા જીવનદર્શનની જ હોય. તે પણ દર્શનની અભિલાષાવાળી. એમાં મતમતાંતર નહિ પણ શું સમજ્યા અને સમજવું તેનો વિચાર વિનિમય. આવો લહાવો તો આવા મિત્રો વિના મળવો અશક્ય છે. જીવન શું એવો પ્રશ્ન થયો, તે સમજવા પ્રયત્ન કરવો અને તે પ્રમાણે જીવવાની તાલાવેલી એ ભાગ્યે જ સાંપડે છે. આ સ્થળે એ સદ્‌ભાવનાશાળી મિત્રને હું પુણ્યાંજલિ અર્પું છું
—જી. જોષી ]

[ ગતાંકથી પૂરું ]

ધાર્મિક સાહિત્યમાં અપવાસનું મહત્ત્વ અતિઘણું છે. એનું રહસ્ય એવું ગૂઢ જરાય નથી. બુદ્ધિવાનો એ સમજી શકે છે. પરંતુ મૂરખાઓ ધર્મગુરુ બની બેઠા ત્યારથી એ અપવાસનું મહત્ત્વ અને ગુઢપણું એવું તો વંઠાડી મૂક્યું કે આજે ધાર્મિક અપવાસો એક પ્રકારનું અજ્ઞાન બની બેઠું છે. મહાન આચાર્યોએ અપવાસને શારીરિક અને માનસિક વિશુદ્ધિ માટે નિત્યના ક્રમમાં ગોઠવી દીધા હતા. તેમણે જોયું હતું કે આ પ્રજા ઉત્તરોત્તર વિદ્યાહીન થતી જાય છે. આહારવિહાર અનુચિત રૂપ ધરતાં જાય છે. તેવે કાળે વિદ્યાહીન પ્રજા શરીર અને માનસનું સ્વાસ્થ્ય જાળવી નહિ શકે. ભોજન એ શરીરને પોષણ આપવા માટે છે. આ ભાન હોય ત્યારે તો ભોજન કેટલું ને કેવું ખાવું તેનું યથાર્થ પાલન થાય જ. પરંતુ એ ભાન જતું રહે ત્યારે ભોજન એ સ્વાદની વસ્તુ બની જાય છે. ત્યારે જેમાં વધારે સ્વાદ પડે તે વધારે ખવાય એ રીતે એકાંગી ભોજન થઈ જવાથી અનેક પ્રકારના મળ શરીરમાં જામે. તેને કાઢવા માટે ધર્માચાર્યોએ અપવાસનું આયોજન કર્યું. ધર્માચાર્યોની આ પ્રજાહિતની ચિંતા કેટલી પુણ્યકારક છે! એમને કેમ ન પૂજીએ?

આજના ધર્માચાર્યો એથી ઊંધું લઈ બેઠા છે...એમના અનુયાયીઓની આજના ધાર્મિક કહેવાતા અપવાસોથી કેવી હાનિ થાય છે, એનું એમને ભાનેય નથી અને ચિંતા પણ નથી. અનુયાયી મરે કે જીવે, પોતાનું વર્ચસ્વ અને અનુયાયીઓની વિદ્યાહીન શ્રદ્ધાને લીધે પોતાનું રાજાશાહી સ્થાન ટકી રહેવું જોઈએ. પોતે બુદ્ધિના પાકા શત્રુ બની બેઠા છે. અપવાસ કરવાથી આકાશમાં કોઈ જગોએ સ્વર્ગ બાંધેલું છે, ત્યાં જવાય છે, એવો અશાસ્ત્રીય ભ્રમ ફેલાવી રહ્યા છે. એ વિના બીજું કંઈ પરિણામ બતાવી શકવા અસમર્થ છે. ફોજદારી કાયદાની ઘણી કલમો આ લોકોને લાગુ પાડી શકાય તેમ છે. ઠગાઈ, લોકોને ઊંધે માર્ગે દોરવા ઇત્યાદિ અનેક અપરાધમાં એમને અપરાધી ઠરાવી શકાય. આપણે અધમદશામાં મુકાઈ ગયા છીએ. આપણી સ્વાધીન સરકાર કશું વિચારતી જ નથી. ધર્મના નામને ધુત્કારી કાઢવા સિવાય આપણી રાષ્ટ્રીય સરકાર પાસે કોઈ બુદ્ધિમત્તા નથી. આજના સડેલા માનસના, જ્ઞાનહીન અને અયોગ્ય ધર્માચાર્યોને હાંકી કાઢવાને બદલે ધર્મને જ હાંકી કાઢવા આપણી રાષ્ટ્રીય સરકાર મથી રહી છે.

પ્રજાના સ્વાસ્થ્ય સાથે જેનો સંબંધ છે, એવા ધાર્મિક અપવાસો માટે સરકારે સંશોધન કરાવીને યોગ્ય સૂચના અને બોધ આપતું સાહિત્ય ઘેરઘેર પહોંચતું કરવું જોઈએ.

એય ખરું છે કે, ધર્મનાં મૂળ તત્ત્વો સમજવામાં જેટલા આજના ધર્માચાર્યો મૂર્ખ છે, તેટલા જ

આજની રાષ્ટ્રીય સરકારના પ્રધાનો અબોધ છે. તેઓ એમ માની બેઠા છે કે ધર્મ સાથે રાજકારણને કંઈ લેવાદેવા નથી. સાદી વાતથી જ આ સમજણ તૂટી પડે છે. સમાજની એકેએક વ્યક્તિના જીવન ઉપર જેનો પ્રભાવ પડતો હોય એ વાતને રાજકારણથી દૂર રખાય કેમ? અહિંસા પરમ ધર્મ છે, આ ધાર્મિક સૂત્ર હોવા છતાં તેને રાજકારણમાં કેમ ભેળવી દીધું? એને તો કાયદાથી રોકવું પડ્યું. કોઈ માણસ કોઈની હત્યા કરે તો એને ફાંસી આપી જ ન શકાય. ધર્મની એવી આજ્ઞા છે. છતાં હત્યા કરનારને ફાંસીએ લટકાવાય છે. ખરું તો એ છે કે મનુષ્યજીવન સાથે સંબંધ ધરાવતી કોઈ પણ વાત ધર્મ ગણાય છે અને તેનું નિયંત્રણ કરવું એ રાજકીય કર્તવ્ય છે એટલા માટે જ રાજકારણ છે. આપણી સરકારને માથેથી ધર્મના નામનું ભૂત ઊતરે તો કશોક હેતુ સરે.

સનાતનધર્મી આર્ય પ્રજા—હિંદુ જેવો ભ્રષ્ટ શબ્દ આપણે વાપરતા બંધ થઈએ—અપવાસનો ઉપહાસ જ કરી રહી છે. અનેક સંપ્રદાયોમાં વહેંચાયા પછી સૌ સંપ્રદાયે પોતાના જુદા જુદા અપવાસ નક્કી કરી રાખ્યા છે.

એ અપવાસ એટલે બટાકા, શકરિયાં અને એવા બીજા મળબદ્ધ કરનારા પદાર્થો પેટ ભરીભરીને ખાવાનો લહાવો. એમાં અપવાસનો શુભ હેતુ જરાય સચવાતો નથી. ધાર્મિક રીતે એવા અપવાસ કરવાની મનાઈ પણ છે. છતાં મૂર્ખાઓની મંડળી ધર્મના નામે અધાર્મિક અપવાસોને પુણ્ય ગણીને નકામું અનાજ અને શાક બગાડે છે.

જૈનોના અપવાસ શુદ્ધરૂપમાં ટકી રહ્યા છે. તેનું કારણ જૈનોનો સાધુ સમાજ છે. જૈનસાધુઓમાં નિયમપાલન ઘણું જ કડક ચાલ્યું આવે છે. તેમનું જીવન ઢોંગી બનીને રંગરાગ માણવાની હદ સુધી જઈ શકે એવી સગવડ સાધુસમાજમાં નથી. તેને લીધે ધાર્મિકપણું કંઈક ઊજળું રહી શક્યું છે. છતાં માન્યતાથી ધર્મનું પાલન કરવું અને જ્ઞાનથી ધર્મનું પાલન કરવું એ બંને છે તો સરખાં જ, છતાં બંનેનાં પરિણામ જુદાં જ આવે છે. બે જણ એકાદશીના અપવાસ કરે. એક જણ કેવળ પુણ્ય થાય એવી શ્રદ્ધાથી કરે છે અને બીજો પેટ અને મન બંનેને શાંતિ મળે છે એવા જ્ઞાનથી અપવાસ કરે છે. પહેલો ભાઈ બીજો દિવસ ક્યારે આવે ને ક્યારે ઝટ ભોજન પામે, એ ચિંતામાં જ આખો દિવસ રહે છે. એને અપવાસ એ ભાર છે. બીજો અપવાસનું સુખ અનુભવે છે.

જૈનોમાં અપવાસો લાંબા ને ટૂંકા બંને થાય છે. શ્રદ્ધા જ તેનું મૂળ હોવાને કારણે અપવાસીઓને કશો લાભ મળતો નથી. અપવાસનું કષ્ટ વેઠે છે અને એવી આશા રાખી રહે છે કે, કષ્ટ ભલે થાય, અપવાસ કરતાં મરવું પડે તો ભલે પણ તેથી સદ્‌ગતિ તો મળશે જ. આવા દુઃખ વેઠીને કરેલા અપવાસને જૈન ધર્મ જેવા અતિદયાના સમર્થક હોવા છતાં કેમ અપનાવ્યા છે, એ સમજાતું નથી. એ તો ચોખ્ખી હિંસા છે. શ્વાસમાં જંતુઓ જઈને મૃત્યુ ન પામે એની ચિંતા જૈનો રાખે છે. ફ્લો નથી ખાતા. તેમાં જીવજંતુ હોવાનો સંભવ છે.

એક જૈન મુનિમહારાજને ઘેર પધારવાનું નિમંત્રણ આપેલું. આ નિમંત્રણ કેવળ સુધારક વિચારના ભાઈબહેનોનું હતું. આભડછેટ કે ખાણીપીણીમાં એવો કોઈ ભેદ નહોતો. આવા મિલનમાં મોં મીઠાં થાય તો મન પ્રસન્ન બને છે. ખાઈને માણસ તો શું, પ્રાણીમાત્ર પ્રસન્ન થાય છે. તેથી જ આપણે ત્યાં નિયમ છે કે, બહારથી કોઈ આવે, તેને પહેલાં જમવાનું આપવું. જમે નહિ તો પાણી પાવું. પછી જ બીજી વાત. ખાય કે પીએ એટલે મન પર જામેલી ગુસ્સા કે આવેશની અવળી અસરો પીગળી જાય છે. તમારે જેની સાથે અણબનાવ હોય તેને કોઈ ને કોઈ બહાને જમાડો. બે ચાર વાર એમ કરશો કે એ ભાઈ આપોઆપ તમને બોલાવતા થઈ



જશે. અંગ્રેજો આ કળા સરસ રીતે અજમાવે છે. નવાસવાને કે પરોણાને ભોજન પર જ બોલાવે. ખાતા જાય અને વાતો કરતા જાય.

અમે નાસ્તા જેવું રાખેલું. મુનિજી પણ આભડછેટમાં માનતા નહોતા. તેમણે એક વાત મૂકી : ફળ વિના બીજું નહિ લે.

ભલે ફળ લાવીશું.

મુનિજી કહે : ફળ કાપીને મૂકશો નહિ.

કેમ ? અમે સમજ્યા કે આખાં ખાવાથી વિટામિન વધારે મળતાં હશે.

મુનિજી કહે : કાપો તો ભલે પણ પીરસતાં, અગાઉ પંદર વીસેક મિનિટથી વધારે સમય પહેલાં કાપેલાં ન હોવાં જોઈએ.

કેમ ? અમે સમજ્યા કે રોગ ઉત્પન્ન કરે તેવાં ડૉક્ટરી માન્યતાનાં 'જર્મ્સ' કિટાણું ઉત્પન્ન થઈ જતાં હશે.

મુનિજી કહે : ફળોને કાપી રાખવાથી તેમાં જીવાત પડે છે. તેથી તરત કાપીને જ ફળ ખાવાં જોઈએ.

અહીં વિટામિન કે જર્મ્સનો ડૉક્ટરીય વિચાર નહોતો. અહિંસા ધર્મની પરમ ભાવના હતી.

આવો સૂક્ષ્મ વિચાર કરીને અહિંસા પાળનારા જૈન વિદ્વાનોને એટલું જ્ઞાન નહિ હોય કે અપવાસ કરવાથી પેટમાં, આંતરડામાં અને શરીરમાં રહેતા ને ખદબદતા અનેક જીવ ભૂખથી રીબાઈને મોતને ઘાટ ઊતરશે ! આ વાત બહુ સમજાવવી પડે એવી નથી. છતાં અપવાસમાં થતી હજારો જીવની હિંસાને એમણે અણદેખી રાખીને સદ્ગતિ પામવા અપવાસનું મહત્ત્વ વધારી મૂક્યું છે.

જૈન માન્યતા પ્રમાણે અપવાસ કરતાં મૃત્યુ થાય તો સદ્ગતિ મળે છે. આ માન્યતા ખોટી છે. સદ્ગતિ ત્યારે મળે કે ઉચ્ચ કોટિનું અધ્યાત્મ જ્ઞાન હોય. જેમ જેમ અપવાસ લંબાય તેમ તેમ અપવાસ કરનારનું મન નિજાનંદની અપૂર્વતામાં વધુ ને વધુ ગરક થતું જાય. છેવટની પળોમાં તો બ્રહ્માનંદના અનુભવમાં જ પ્રાણ છોડે.

જૈન અપવાસીઓમાં મોટે ભાગે શ્રદ્ધાળુ ભાઈબહેનો હોય છે—એવી વીરલ કોટિનું અધ્યાત્મ જ્ઞાન હોવાનો સંભવ ઓછો જ છે. એવું અધ્યાત્મ જ્ઞાન વીરલ છે. જેનામાં એવું વીરલ જ્ઞાન હોય છે, તેને અપવાસના પુણ્યથી સદ્ગતિ પામવાનો લાભ મેળવી લેવા જેવી લોભી વૃત્તિ નથી હોતી. પર્વ ઉપર જે નાનામોટા અપવાસ કરે છે, તેઓ અપવાસનો આનંદ નથી જ ભોગવતાં પરંતુ મનની માન્યતાના આનંદ–આશ્વાસનને કારણે આપવાસના દુઃખને સહી શકે છે. એ તો સહજ સમજમાં આવે એવી વાત છે. દુઃખી થઈને કરાતા આવા અપવાસો સદ્ગતિ શી આપે, એ ભગવાન જાણે. જૈનો ભગવાનને માનતા નથી. તો તો ખુદા જ જાણે. કારણ કે ખુદાના બેટાઓ પણ વરસમાં રોજાનો એક મહિનો પાળે છે, એમના અપવાસ તો ફારસ–પ્રહસન જ ગણાય.

'આપસે એક સવાલ પૂછનેકી ઇજાજત ચાહતા હૂં.' એક મૌલવી સાહેબ પાસે પ્રશ્ન પૂછવાની મેં આજ્ઞા માગી.

'શૌખસે પૂછીએ.' મૌલવીજીએ પ્રસન્નતા બતાવી.

કોઈ કાફર પોતાને પ્રશ્ન પૂછે અને પોતે શરિયત પ્રમાણે સરસ ઉત્તર આપે. અને કાફર એ ઉત્તરથી ચૂપ થઈ જાય તો મહાનતા પ્રાપ્ત કર્યાનો મહા આનંદ મૌલવીઓ માણે છે. ગાઝી બન્યાનો એમને મન એ પણ એક લા'વો કાફરને પીગાળી દીધો.

મેં પૂછ્યું : રોજા રખનેસે ક્યા ફાયદા ?

મૌલવીજી બગડી બેઠા. હસતું મોં જરા કડડાઈમાં રંગાઈ ગયું : પાનને મોંમાં ચગળાવતા બોલ્યા : આપ મુઝે માફ કરેંગે. હમારે યહાં ઈસિ તરીકેકા સવાલ પૂછા નહિ જાતા.

'ક્યોં ?'

મૌલવી કહે : મેં કોઈ ડૉક્ટર યા હકીમ નહિ હું.

મેં કહ્યું : ડૉક્કટર ઔર હકીમ કુરાન શરીફકે હુકમસે રાજા રખવાતે તો મેં ઉનસે પૂછતા.

મૌલવી બોલ્યા : તો ફિર તરીકેસે પૂછીએ.

મેં કહ્યું : તરીકા કિસ તરહકા, મેં નહિ જાનતા.

મૌલવી બોલ્યા : ઈસ્લામમેં હર બાત પાબંદીસે પૂછી જાતી હે. રોજા રખનેસે ક્યા ફાયદા, એસા આપ પૂછેંગે તો વો બેઅદબી હુઈ.

'તબ કેસે પૂછેં ?'

મૌલવી કહે : પૂછિયેકિ રોજા રખનેકા ફર્માન કિસ લિયે કિયા ગયા હે ?

મેં કહ્યું : બસ, ઈતના હી ? માનવાચક ભાષામેં પૂછનેકી બાત હુઈ.

મૌલવી બોલ્યા : મજહબકી બાતેં ગૌર કરને કી હોતી હેં.

મેં કહ્યું : અચ્છા, હમ આપસે અર્જ કરતે હેં, આપ બતાઈએ કિ રોજા રખનેકા ફર્માન ક્યોં દિયા ગયા ?

મૌલવી બોલ્યા : ઇન્સાન અપને લિયે કમાતા હે ઔર અપને હી લિયે ઇસ્તિમાલ કરતા હે. એસા ભી હોના ચાહિયે કિ ખુદ ભૂખા રહે ઔર જો બચે ઉસે દુસરોંકો દે દે.

મેં કહ્યું : કોઈ બિના ભૂખા રહે હી દુસરોંકો ખીલા સકે તો રોજા રખનેકી જરૂરત હે ?

વળી મૌલવી સાહેબનું મોં બગડી ગયું.

મૌલવી બોલ્યા : ઇસ્લામી તરીકા તહજીબ (સભ્યતા) કા તરીકા હે રોજા કોઈ ડૉકટરી યા હકીમી તરીકા નહીં હે. વો ખુદાકા ફરમાન હે. ખુદાકે ફરમાનમેં કિસી બાતકી નુકતેચીની કરના બડા ભારી ગુનાહ હે.

આ ધર્મ મઝાનો. જે કંઈ કહે તે બસ માની જ લો. તેમાં કશી શંકા કે સમાધાન થાય જ નહિ. ખુદાના નામે સમાધાન થાય જ નહિ. ખુદાના નામે જે કંઈ કહેવાય તે માની જ લેવું. ન માનો તો કાફર.

મેં કહ્યું : તો રોજા ઇસ લિયે રખના ચાહિયે કી વો ખુદાકા ફરમાન હે.

મૌલવી કહે : બરાબર.

મેં કહ્યું : ઔર કોઈ ફાયદા નહિ ?

મૌલવી કહે : ખુદાકે ફરમાન કો માનના હી સબસે બડા ફાયદા હે. ઔર કાૈનસા ફાયદા ચાહિયે ?

મેં કહ્યું : ખુદાકે ફરમાનમેં કોઈ વજહ ભી તો હોના ચાહિયે ?

મૌલવી બોલ્યા : બસ, યહી તો ગેરઇસ્લામી બાત હે. કુરાને શરીફકા ફરમાન હે કિ કિસી બાતમેં શક મત કરો. ઇસ લિયે આપ યે નહીં કહ સકતે કિ ઇસ ફરમાન કે માનનેસે ફાયદા ક્યા ?

મેં કહ્યું : ફાયદા સમજે બિના કિસી બાતકો ક્યોં માનેં ?

મૌલવી કહે : ખુદાકા ફરમાન હે.

મેં કહ્યું : ઓહ ! ફરમાન માન હી લેના ચાહિયે.

બસ, ઇસ્લામના ફરમાનમાં રોજા એટલા માટે જ છે કે એ ખુદાનું ફરમાન છે. ત્યાં બુદ્ધિને કે સમજદારીને કશું સ્થાન નથી.

દિવસ આખો ભૂખે મરવું અને રાતે ઠુંસી ઠુંસીને ખાવું. એ કોઈ રીતે લાભદાયક વાત માની શકાય નહિ. પાછા આખી રાત ખાયા જ કરે.

ખુદાના ફરમાનમાં પોતાની બુદ્ધિ ચડાવવી નહિ છતાં બુદ્ધિ તો લડાવે જ છે. ખુદાના ફરમાન પ્રમાણે જ દિવસે ભૂખ્યા રહે ને રાતે ફાવે તેમ ખાય તો તો એ ફરમાન અધરું પડી જાય. ખુદાએ ડૉકટરી કે વૈદકીય દૃષ્ટિએ ખાવાપીવામાં નિયમ જાળવવાનું નથી કહ્યું છતાં થોડા ઘણા વૈદકીય નિયમો પાળે છે. ખુદાના ફરમાનમાં એટલી નાસ્તિકતા ભેળવી દીધી છે. તેથી ઘણા માંદા પડતા બચે છે. ખુદાનું ફરમાન સીધે સીધું પાળે તો તો ઘણા મુસલમાનો રોજા મહિનામાં બહિશ્તનો માર્ગ પકડે.



કુરાની અને પુરાણી બંને સરખા છે. પુરાણપંથી હિંદુઓ જેટલું અજ્ઞાન અને અંધશ્રદ્ધાથી, વિના સમજ્યે ક્રિયાકર્મ કરે છે, તેથી પણ વધારે જડબુદ્ધિથી કુરાનપંથીઓ રૂઢિઓને વળગી રહે છે.

આ બંને લોકોના અપવાસ ઉપહાસ બની ગયા છે. ખ્રિસ્તીઓ તો 'ખા, પી ને મઝા કર'ના સિદ્ધાંતમાં માને છે. એમને તો અપવાસ કે દાનપુણ્યની પંચાત જ નથી. એમના પર બેપ્ટીઝમના પાણીના બે–ચાર છાંટા પડ્યા કે સ્વર્ગનો અધિકાર મળી ગયો. પોતાની આંખમાંનું ભારોટિયું કાઢ્યા વિના જ બીજાની આંખનું તણખલું કાઢવા મથતા રહે છે.

પારસી ભાઈઓની ધાર્મિકતા કોમળ છે. એય માને છે તો ખુદાના ફરમાનને પણ એની પાછળ આરોગ્યનો સિદ્ધાંત રહેલો છે. કસ્તી–જનોઈ આપવાના પ્રસંગે ગોરજી પોતે અપવાસ કરે છે. અથવા જે કોઈ કરે તે કેવળ પ્રસંગ પુરતા જ છે. એમાં શારીરિક અને માનસિક સ્વસ્થતા જાળવવાનો જ હેતુ છે. એ રીતે પારસી ભાઈઓ પૂરા વૈદીક છે. અપવાસના નામનું તૂત એમણે ધર્મમાં ઘુસાડ્યું નથી. મૂળ તો જરથોસ્ત્ર ધર્મ વૈદિક સંસ્કૃતિનો જ એક વિભાગ છે. એમાંના સંસ્કારો સંપૂર્ણ રીતે વૈદીક છે. કાળક્રમે એમાં મુસ્લીમ પાસ બેઠો છે પણ તેનો પ્રભાવ કંઈ જ નથી.

યુવાનસિંહ કહે: આપણે બીજી પંચાત જવા દો. હું અપવાસ કરું. તે માટે તૈયારી કરીએ.

મેં કહ્યું: ભલે. પણ વિચાર વિનાનું સાહસ દુઃખદાયક થઈ પડે. અપવાસ સંબંધી પૂર્ણપણે ચોક્કસાઈ કરવી પડશે.

ઝીણવટથી અમે બધું નક્કી કર્યું. અપવાસથી શરીર પર કેવી અસર જન્મે તેનો વિચાર કરીને બધી નોંધ કરી.

સાઠ દિવસના અપવાસ કરવાનું નક્કી કર્યું: સાઠ અપવાસ નિર્વિઘ્ને પૂરા થયા પછી યોગ્ય લાગે તો આગળ લંબાવવા.

યુવાનસિંહનો વિચાર હતો કે પૂરા સો દિવસના અપવાસ રાખવા. મને એ ઠીક ન લાગ્યું.

યુવાનસિંહ કહે: એવું લાગશે તો વચ્ચેથી બંધ કરી દઈશું.

મેં કહ્યું: એ નબળાઈ ગણાય. નિર્ણય સદાય નિશ્ચયાત્મક હોવો જોઈએ. જે નિર્ણય કરીએ તે પૂરો કરવા છેલ્લી ઘડીનો પ્રયત્ન હોવો જોઈએ. નિશ્ચય એવો કરવો કે તે પૂરો થઈને આગળ વધે, વચ્ચેથી તૂટી ન પડે.

ગાજરની પીપુડી વગાડી ત્યાં સુધી વગાડવી અને ન વાગે તો ખાઈ જવી, એવી વ્યવહારુ લોકોક્તિ જેવા નિશ્ચય વ્રતપાલન કરનારાને શોભે નહિ.

આમ અમે ૬૦ દિવસના અપવાસનો નિર્ણય કીધો.



બધા ખેડૂતો જાણે છે કે જ્યાં જમીન રેતાળ હોય, અને ધરતીનું નીચેનું સખત પડ પ્રમાણમાં ઊંચું હોય ત્યાં ચાના છોડ ઊંડાં મૂળ નાખી શકતા નથી, પરિણામે ધરતીના ઊંડાણમાંથી જે પોષણ મેળવવું શક્ય હોય છે એનો લાભ પણ ચાના છોડને મળતો નથી પરિણામે પાકનો ઉતાર ઓછો આવે છે.

આ હકીકત જ્યોર્જિયાના ચા ઉગાડનારા ખેડૂતોને નડતી હતી. થોડા વખત ઉપર એમ મનાતું હતું કે દર હેકટરે (હેકટર=લગભગ અઢી એકર) ૧૦૦૦ કિલોગ્રામ ચાના પાંદડા મળે એય સારો ઉતાર છે.

પણ એથી સંતોષ ન માનતા, ખેડૂતોએ ઉપરોક્ત પ્રશ્નનો ઉકેલ શોધવા માંડ્યો. એમણે દોઢથી બે ફૂટ ઊંડે લગી જમીનને ખેડવા માંડી. એવી ખેડ માટે ખાસ પ્રકારના યાંત્રિક હળો પણ સોવિયેત ઇજનેરોએ એમને બનાવી આપ્યાં. આ યંત્ર એવું છે કે ખેડતાં ખેડતાં, એ ખેતરમાં ખાતર પૂરી આપે છે અને પાણીની નીકો પણ તૈયાર કરી આપે છે.

આવી રીતે જમીનને તૈયાર કરવાથી ચાના પાકમાં અનેકગણો વધારો થયો. પહેલાંના વખતમાં દર હેકટરે ૧૦૦૦ કિલોગ્રામ પાંદડાનો ઉતાર ઘણો સારો કહેવાતો, જ્યારે હવે તો ૨૦૦૦ કિલોગ્રામનો ઉતાર પણ કોઈને બહુ વધારે લાગતો નથી, કારણ ઘણા ખેતરો ઉપર તો હવે ૪૦૦૦ કિલોગ્રામનો ઉતાર પણ સામાન્ય બની ગયો છે.





અધ્યુક્ત કંચનરાય દેસાઈ

# પાણીકાંઠાનાં બગલાં

આપણા પાણીકાંઠાનાં બગલાંઓનો સુંદર પરિચય આપતો આ લેખ ઝીણવટ અને વિગત સરપૂર પણ છે. આપણા પંખી–વિશારદે અનેક પંખીઓ અને પ્રાણીઓનો ઝીણવટથી અભ્યાસ કરેલો છે તે તેમના દરેક લેખમાં વરતાય છે જ......

### કણુત

આ ત્યાર સુધીમાં આપણે આપણાં સામાન્ય પંખીઓ આશરે સો ઓળખ્યાં. છેવટે આપણે પાણીમાં વસવાવાળાં જળચરો જોયાં. હવે આપણે પાણીકાંઠે બેસીને પાણીમાંથી આહાર કરવાવાળાં બગલાંનો અભ્યાસ કરીએ. બગલાં ઘણી જાતનાં અને જુદી જુદી ખાસીયતવાળાં આવે છે. તેમાં સૌથી મોખરે આવતું કણુત આપણા દેશી મુરઘાને લાંબા પગ અને લાંબી ગરદન ચડાવી જોઈએ તેવડું તેનું કદ છે. કણુતનો રંગ આછો રાખોડી અને માથા ઉપર લાંબી કાળા રંગની ચોટલી અને આંખ ઉપર થઈ બોડ સુધી પહોંચતી કાળી પટ્ટી આવે છે. તેનો ચહેરો ધોળા રંગનો રહે છે. ગરદન અને છાતીના રાખોડી ધોળા રંગમાં કાળી લીટી રહે છે. પાંખો ઘેરી રાખોડી રંગની. અને જ્યારે બચ્ચાં ઉછેરવાની ઋતુમાં આવે છે ત્યારે તેની છાતી ઉપર લાંબાં પીછાં નીકળે છે. તેની આંખોનો રંગ પીળો અને ચાંચનો રંગ શીંગડીઆ રાખોડી પીળો. અથવા લીલાશ પડતો પીળો અને છેડો કાળા રંગનો હોય છે.

કણુતનો વસવાટ પાન ઉગેલા કાંઠા પછી તે નદી, સરોવર કે દરીઓ હોય. સ્વભાવે બીકણ ખરૂં. જો ગામ વચ્ચેના તળાળમાં ચરવા આવતું હોય તો તે ડર છોડી દે છે. કણુત જ્યારે આરામ કરતું હોય છે ત્યારે તેની ગરદનને લાંબી રાખી બેસતું નથી પણ અંદર ખેંચીને બેસે છે. અને જ્યારે એ પ્રમાણે બેઠું હોય ત્યારે પહેલી નજરે તેનું કદ નાનું જણાય છે. સામાન્ય રીતે તો કણુત મૂંગું પંખી છે પણ બીક લાગે ત્યારે 'ધાન્ડ' કરીને અવાજ કરે છે. અને ઊડે એટલે ખભા ઉપરના સફેદ પદમ સાફ વરતાઈ આવે છે.

કણુતની ખાસીયત ચારા માટે ઘણે દૂર ઊડીને જવાની છે અને જો નાના ખાડામાં પણ ચારાની વિપુલતા જણાઈ આવે તો ત્યાં રોકાઈ જાય છે. તે ઉપરાંત સવારના વહેલાં તે ચારાની જગ્યા ઉપર પહોંચી જાય છે. આથી તેને ઊડતાં આપણે ભાગ્યે જ જોઈ શકીએ છીએ. ઊડતી વખતે તે પોતાની ડોક બીજાં બગલાં માફક અંદર ખેંચી લઈ ઊડે છે.

કણુત અને એવાં બીજાં કેટલાંક બગલાંની પાછળ કોઈ શત્રુ પડ્યું હોય તો પોતાનો કરેલો ચારો ફેંકી દેતાં ઘણી વખત જોવામાં આવે છે. જેથી તે ભાર હલકો કરીને પોતાની ઊડવાની ગતિમાં ઝડપ વધારી શકે છે. તેમાં જો આશરો જોઈ જાય કે સીધું તેમાં આવવા માટે ઇરાદો રાખે છે. વળી તેના બીજા જાતભાઈ માફક સ્વભાવે સંતાઈને બેસવાવાળું નથી. એને તો જ્યાં જોશો ત્યાં સાફ દેખાય એમ જ બેઠું હશે. કણુત શિયાળામાં વધારે પ્રમાણમાં દરીઆકાંઠો પસંદ કરે છે. અને ભરતી થઈ જાય તે વખતે તેની બેઠક કોઈ પણ પાણી બહાર રહેતા પથરા ઉપર કે રેતીના ઊંચા કાંઠા ઉપર રહે છે. તે વખતે તેની આસપાસ બીજાં બગલાં પણ ટોળે વળી બેઠેલાં માલુમ પડે છે. કણુતનો સ્વભાવ એકાકી વસવાનો છે અને બચ્ચાં ઉછેરવાની મોસમમાં નરમાદા પાસે પાસે જોવામાં આવે છે.

આખા ભારતમાં તેઓની વસ્તી છે એટલે તેમાં આપણાં સૌરાષ્ટ્ર ગુજરાત અને કચ્છનો સમાવેશ થઈ જાય છે. કેટલાંક કાયમી વસવાટ કરવાવાળાં છે તો કેટલાંક સ્થાનિક મુસાફરી પણ કરે છે. કણુતની વસ્તી યુરોપ અને એશિયાના ઘણા દેશોમાં છે.

મેં કણુતનો માળો જોયો હોય એવું યાદ નથી આવતું પણ તેની માળો બાંધી બચ્ચાં ઉછેરવાની મોસમ મે



માસથી સપ્ટેમ્બર માસ સુધી રહે છે. બનતાં સુધી તેનો માળો એકલો જ જોવામાં આવે છે.

કણુત ચારા ઉપર હોય ત્યારે ભારે કજીઆખોર રહે છે. આ કારણને લઈ તે બીજા કણુતને પોતાની ચારાની જગ્યામાં ઘૂસવા નથી દેતું. અને જો બીજું કણુત આવી ચડે તો કજીઓ થાય છે. તેમાં બળીયો હોય તે નબળાને હાંકી કાઢે છે. જ્યારે આવો કજીઓ થાય છે ત્યારે એક બીજાં કણુત 'ઘોન્ક' 'ઘોન્ક' વારે વારે કરે છે. એવાં ઘણાં પંખીઓ છે જેઓ પોતાની ફરવાની જગ્યામાં તેની જાતનાં બીજાં પંખીને આવવા દેતાં નથી. પણ તેની જાત સિવાયનાં એવો જ ચારો કરવાવાળાં બીજાં પંખીની દરકાર જરાય કરતાં નથી. એ જ પ્રમાણે કણુત બીજાં કણુતને આવવા ન દે પણ બીજાં બીલાં હોય તો તેની તેને હરકત નથી. કણુતનો આહાર નાની માછલીઓ, દેડકાં, લેપ્યા, બધેલાં વગેરેનો છે. તેની ચરવાની પસંદગી દરીઆ કાંઠો અને મોટાં સરોવર ઉપર વધારે ઊતરે છે. જેમાં કોઈ પણ જાતની પાણીની વનસ્પતિ ઊગેલી નથી હોતી.

જ્યારે તે માછલી પકડીને ચારો કરતું હોય છે ત્યારે તે બહુ જ ધીમી ગતિએ આગળ વધે છે. તેમાં જ્યારે તે માછલીને પોતાના મારમાં જોઈ જાય એટલે પોતાની લાંબી ગરદનને આંખના પલકારામાં કાઢી તેના શિકારને ભોંકી દે છે અથવા તો ચીપીયા જેવી ચાંચમાં દબાવી દે છે.

અંગ્રેજીમાં કણુતનું નામ the grey heron છે અને Ardea cinerea (lin) એ એનું વિજ્ઞાનિક નામ છે.

### નડી

નડી કણુત કરતાં કદમાં સહેજ નાની હોય છે તેની પાતળી ગરદન અને લાલ ત્રાંબા જેવો કથ્થાઈ અને ઘેરો રાખોડી જાંબુડીઓ રંગ આ બગલાને તરત ઓળખાવી આપે છે. તેના દેહનો રંગ ઘેરો રાખોડીમાં જાંબુડીયા ઝાંય તેની પાંખો ઉપર પડે છે. તેનું ચપટું માથું અણીદાર ચાંચ કરતાં લાંબું હોય છે. તેની ગરદન ઉપર અને માથા ઉપર ત્રણ રંગના જુદા તરી આવતા ત્રણ પટ્ટા રહે છે. તે પટ્ટામાં એક સરસ સુરંગ અથવા ચેસ્ટનટ, કથ્થાઈ, કાળો અને ધોળો એ ત્રણ રંગો છે. છાતી ઉપર ચેસ્ટનટ કથ્થાઈ રંગમાં રાખોડી અને કાળાં પીંછા આવે છે. પાંખ અને પૂંછડી સલેટીયા રાખોડી હોય છે. જ્યારે તે પૂરા પરપુર્જામાં હોય ત્યારે તેના માથા ઉપર કાળી અને રાખોડી લાંબી ચોટલી રહે છે. અને છાતી ઉપર ચેસ્ટનટ અને કથ્થાઈ રંગ જોવામાં આવે છે. નાની ઉમ્મરની નડીનો રંગ તજના જેવો કથ્થાઈ હોય છે. તેની પુખ્ત ઉમ્મરમાં આંખો પીળી અથવા લીલી રહે છે. ચહેરા ઉપરની ચામડી લીલી અથવા પીળી લીલી અને પગનો રંગ લીલો અને ક્યારેક કથ્થાઈમાં રાતી બતાય એવો હોય છે. આ નડી પાન અને પાણીમાં ઊગેલી નડીના ઘેરામાં વસે છે. કે જેમાં દેહ આબાદ ગોઠવાઈ જાય છે. માત્ર પ્રકૃતિમાં પોતાની વસ્તીમાં વધારો કરવા જ નરમાદા સાથે રહે છે તે સિવાય તેનું જીવન એકાકી છે.

તેનો વસવાટ સરોવરો, નદીઓ, ઝરા, તળાવ કે જ્યાં વનસ્પતિની વિપુલતા હોય ત્યાં હોય છે. તેનો સ્વભાવ બિલકુલ ખુલ્લા બતાવવાનો નથી. તે ઉપરાંત નાના પાણી ભરેલા ખાડા કે એવાં તળાવ કે જેમાં પાનનો ઉગાવો હોય તેમાં પણ વસે છે. સામાન્ય રીતે નડીનો સ્વભાવ બીકણ નથી. કારણ કે તેનો રંગ અને ઘાટ તેના આસપાસના વાતાવરણ સાથે એકરૂપ બની જાય છે. અને તેના આવા બંધબેસતા રંગો ઉપર તે વધારે વિશ્વાસ રાખે છે. પણ તેને એક વખત તેની જગ્યામાંથી ઉડાડ્યા પછી તો તે દૂર આવેલા વૃક્ષ ઉપર કે પાનનો ઘેરો હોય તો ત્યાં આશરો લે છે. તેની ગતિ પણ શિકાર પકડતી વખતે ઘણી ધીમી રહે છે. વળી તેને પોતાના આરામ માટે પાણી વચાળ આવેલાં વૃક્ષ વધારે ગમે છે કે જ્યાં તેઓ રાત સલામતીથી પસાર કરી શકે છે. આ નડી પણ તેના નજીકના કુટુંબી માફક પોતાની ગરદન અંદર

ખેંચીને ઊડે છે. અને ઊતરતાં પહેલાં બહાર લઈ આવે છે. સામાન્ય રીતે નડી સાવ મૂંગી છે પણ ક્યારેક ઓચિંતા ઉપર જઈ ચડીએ તો ભડકીને 'ઘોન્ક' શબ્દ કરે છે.

આખા ભારતમાં તેની વસ્તી છે એટલે ગુજરાત, સૌરાષ્ટ્ર અને અને કચ્છ તેનાથી વંચિત ન હોય. જ્યાં વસે છે ત્યાં હંમેશ જોવામાં આવે છે.

તેની બચ્ચાં ઉછેરવાની મોસમ એપ્રિલથી ઓક્ટોબર માસ છે. પણ ઓગસ્ટ માસમાં તેના માળા જોવા મળે છે. મારા જોવામાં જે માળા આવ્યા છે તે પાણી વચ્ચે ઊગેલાં કાંટાવાળા વૃક્ષ ઉપર આવ્યા છે છતાં કહે છે કે ઊંચી પાનના ઘેરામાં જમીન ઉપર પણ માળા બનાવી બચ્ચાં ઉછેરે છે. વૃક્ષ ઉપર તેઓ સાંઠી-કંડાનો પોતાના કદ કરતાં નાનો માળો બનાવે છે. કેટલીક વખત આ માળો ઊંચે પણ હોય છે તો કેટલીક વખત નીચે પણ હોય છે. પણ એક વાત જરૂર જોઈએ કે તેના માળા આસપાસ લીલાડો સારા પ્રમાણમાં જોઈએ. કેટલીક વખત પાણીકાંઠાના વેલા ઉપર પણ માળા બનાવે છે. તે ત્રણથી પાંચ બીજાં બગલાં કરતાં વધારે ચળકતા ભૂરા લીલા રંગનાં ઈંડાં મૂકે છે. તેની મોસમનો આધાર વરસાદ ઉપર અવલંબે છે. નડીનો આહાર પાણીમાં થતી તમામ જીવાત માછલી દેડકાં તેનાં બચ્ચાં લેપ્ટી વગેરેનો છે. જ્યારે તે શિકાર જોઈ જાય છે ત્યારે પોતે હોય એ જ સ્થિતિમાં તે ઘણા લાંબા વખત સુધી સ્થિર થઈ જતાં જોવામાં આવે છે. એ જ માફક બગ ભગત માફક ધ્યાન ધરી શિકારને પાસે આવવા દે છે. જેવો શિકાર દાવમાં આવી ગયો કે વીજળીની ત્વરાએ તેની ઉપર ઝડપ મારી ચાંચની અણી ભરાવી દે છે અથવા તો ચાંચ વચ્ચે પકડી લે છે. જો આ પંખીને હેરાન ન કરીએ તો તે દરરોજ એ જ જગ્યાએ ચરવા આવે છે. તેને શત્રુ ઘણા એટલે તે ખાસ નજરે ચડે નહિ એમ વસે છે. કારણ કે તેની ઉડાન જ તેના શત્રુઓને તેને મારવા લલચાવે છે.

અંગ્રેજીમાં નડીને The purple heron નામ આપ્યું છે અને Ardea purpurea એ એનું વિજ્ઞાનિક નામ છે.

### લીલી બગલી

લીલી બગલીનું કદ આપણી ગામઠી મુરઘીને જરા લાંબા પગ ગોઠવ્યા હોય એટલું જણાય છે. આ બગલીના નર માદા બન્નેનો રંગ લીલાશ પડતો રાખોડી અને માથા ઉપર કાળી લાંબી ચોટલી અને એક કાળી લીટી પછી તરત જ ધોળી લીટી આંખ નીચે આવતી હોય છે. તે ઉપરાંત આંખ પાછળ ઝાંખો પીળો ડાઘ પણ બતાય છે. તેના ઉપરના ચળકતા કથ્થાઈ લીલા રંગમાં ઘેરો રાખોડી રંગ ભળેલો માલુમ પડે છે. નીચે અને બાજુમાં ધુમાડીયો રંગ રહે છે. ખભા લીલા રંગના પણ તેમાં ધોળી કોરવાળા છે. પુંછડીમાં કાળો અને રાખોડી રંગ મળી ગયેલો જણાય છે. ઊડે છે ત્યારે પાંખ કાળી દેખાય છે. લીલી બગલીની ખાસીયત હમેશાં એક જ રંગ રાખવાની છે. તે બચ્ચાં ઉછેરવાની મોસમમાં રંગ-બદલી કરતી નથી. સામાન્ય રીતે એકલી દેખાતી આ બગલી મોટાં સરોવર તળાવ નદી અને દરીઆકાંઠાની દેખાય છે. તેની ચાંચનો રંગ કાળો, પગ નારંગી રંગના પણ ક્યારેક તેમાં રતાશ જોવામાં આવે છે. અને ચહેરા ઉપરની પીંછાં વગરની ચામડીનો રંગ લીલો હોય છે.

તેની ખાસીયત બનતાં સુધી સાંજના ચારો કરવા આવવાની છે એટલે તે કંઈક અંશે નિશાચર બગલી ગણાય. સામાન્ય છે છતાં કોઈ વખત વધારે સંખ્યામાં જોવામાં નથી આવતી. છતાં દુર્લભ ન કહી શકાય. તે દિવસના ભાગમાં વેલાના જાડા ઝુંડમાં પોતાના રંગને મળતી આવતી જગ્યામાં બેસી આરામ કરે છે. અને જો તેને એ સમયે ઊડવાની ફરજ પડી હોય તો ઊંચે ન ઊડતાં પાણીની સપાટી ઉપર ઊડતી દૂર ભાગે છે. ઘાટા લીલાડા વચ્ચે તે આપણી નજરે ચડતી નથી. કારણકે તેનો રંગ વાતાવરણ સાથે એક-



૨૫ થઈ જાય છે. અને તે આપણી નજરે સૂર્યાસ્ત સમયે કે પછી તે પછીના થોડા અજવાળામાં ચડે છે. તે બહુ ધીમી ગતિએ ચાલે છે. અને મૂગી કહી શકાય એવી છે.

જૂનથી સપ્ટેમ્બર માસમાં તેના માળા દેખાય છે. તેના માળા મારા જોવામાં આવ્યા નથી પણ બીજાં બગલાંના ઈંડાં જેવા રંગના તે ઈંડાં મૂકે છે. દેડકી, મચ્છી અને બીજી પાણીની જીવાતનો તે આહાર કરે છે.

આ લીલી બગલીએ પોતાના વસવાટ માટે આખા ભારતને પસંદ કર્યો છે. તેમાં આપણા ગુજરાત સૌરાષ્ટ્ર અને કચ્છનો તો સમાવેશ થઈ જાય છે.

અંગ્રેજીમાં લીલી બગલીને The Indian little green heron કહે છે અને તે વિજ્ઞાનિક રીતે ઓળખવા માટે Butorides striatus javanicus (Horsfield) એમ કહેવામાં આવે છે.

### કાણી બગલી

કાણી બગલીનું કદ લગભગ લીલી બગલીને મળતું આવે છે. જ્યારે તેણે પોતાના શિયાળુ વાઘા સજ્યા હોય ત્યારે માથું અને ગરદન ઘેરા કથ્થાઈ અને તેમાં ઝાંખી પીળી લીટીઓ હોય છે. તેના માથા ઉપર ઘેરા રંગ જણાય છે. અને ગરદનના આગલા ભાગમાં ઝાંખો બતાય છે. દાઢી અને ગળું ધોળા રંગના હોય છે. પીઠ અને ખભા રાખોડી કથ્થાઈ તેમાં ખભા ઉપર ઝાંખી પીળાશ પડતી લીટીઓ જોવામાં આવે છે. બાકીનાં પીછાં ધોળાં પણ ઉપલી છાતીનો રંગ કથ્થાઈમાં લીટીઓ વાળો હોય છે.

જ્યારે બચ્ચાં ઉછેરવાની મોસમ આવે છે ત્યારે નર-માદા બન્ને રંગ–બદલી કરી નાખે છે જેમાં તે બંનેના માથા અને ગરદનનો રંગ આછો પીળાશ પડતો કથ્થાઈ બની જાય છે. તાલકું કથ્થાઈ, દાઢી અને ગળું ધોળા રંગના અને માથા ઉપર લાંબા ધોળા અણીદાર પીંછાંની કલગી નીકળે છે. પીઠનો રંગ ઘેરા જાંબલી અને લાંબા વાળવાળા પીંછાંના છેડા રાખોડી હોય છે અને પીળાશ પડતા કથ્થાઈ રંગની કોર થાય છે. ઉપલી છાતી રાખોડી કથ્થાઈ જેમાં પાતળી ધોળી લીટીઓ જણાય છે.

આંખ પીળી અને પોપચાં પીળાશ પડતાં લીલાં હોય છે. ચાંચ મૂળમાં ભૂરી, મધ્યમાં પીળી અને છેડે કાળા રંગની હોય છે. પગો ઝાંખા લીલા વરતાય છે. આ કાણી બગલીના પગ બીજા કેટલાંક બગલાંના પગ કરતાં સામાન્ય રીતે ટૂંકા હોય છે.

કાણી બગલી આપણું ખૂબ જ સમાન્ય બગલું છે. એટલે જ્યાં પાણી હોય પછી તે ખાડો, નીક, તળાવ, સરોવર કે નદી ઉપરાંત દરીઆકાંઠો તેને માટે અનુ-કૂળ જગ્યા છે. ગંદા પાણીથી ભરાતા ખાડાને પણ તે ધ્યાન બહાર જવા દેતી નથી. તે ગારાવાળા કાંઠે નિરાંતે બેસી રહે છે. અથવા કાંડાંબુડ પાણીમાં બેઠી હોય છે. જ્યારે બેઠી હોય છે ત્યારે પોતાની ગરદનને અંદર દબાવી દે છે અથવા તો બહુ ધીરે ધીરે ખબરદારીપૂર્વક પાણીમાં પગ ઉપાડતાં ફરતી જોવામાં આવે છે. પણ શિકારને જોઈ ગયા પછી તેની ગરદનનું વીજળીક ત્વરાએ લંબાવવું જોઈ આપણે ચકિત થઈ જઈએ છીએ. એક વખત ઝડપ માર્યા પછી તેની અણીઆળી ચાંચના મારમાંથી માછલી કે દેડકું છટકી શકતું નથી. તેની ચારો કરવાની આવી રીતથી અને ગમે તેવા પાણીમાં આહાર માટે ફરવાની રીતથી તે કોઈ દિવસ ભૂખ્યે પેટે રાતના બશીરા ઉપર જતું નથી.

તેના ઝાંખા રંગો કાંઠાની ભીની માટી અને વનસ્પતિ સાથે એવો મેળ લઈ જાય છે કે સહેજે આપણી નજર બહાર રહી જાય છે. આ પંખી સામાન્ય રીતે આપણને હળી ગયેલું જણાય છે અને એટલું બધું ધીરી જાય છે કે પરિણામે તેની ઉપર આપણી નજર ભાગ્યે જ પડે છે. કે જ્યાં સુધી આપણે પડખેથી નીકળીને તે ઊડે એ વખતે તેની પાંખોનો ધોળો ઝબકારો કંઈક જીવનવાળી વસ્તુ છે એવું થઈ જાય

ડૉ. શિવપ્રસાદ ત્રિવેદી

# શરીરનો બાંધો અને વ્યક્તિત્વ

માણસનું વ્યક્તિત્વ તેના બાહ્ય દેખાવ પરથી પણ જાણી વાંચી શકાય છે તે વિષે આપણા જાણીતા ડૉક્ટર-લેખક આ લેખમાં સુંદર વર્ણન કરે છે. આપણી માનસ-પારખુ દૃષ્ટિ આ લેખને-મહત્ત્વનો ગણશે......

**ના**કનો ઘાટ, હસ્તાક્ષર, હથેળી અને કપાળની રેખાઓ ઉપરથી જેમ વ્યક્તિના વ્યક્તિત્વ વર્તન અને આરબ્ધનાં અનુમાન દોરવામાં આવે છે તેમ શરીરના બાંધા ઉપરથી માનવીના વ્યક્તિત્વ વિશે ઘણું કહી શકાય એમ છે. શિકાગો યુનિવર્સિટીના ડૉ. વિલિયમ શેલ્ડને માનવીના શરીરનો બાંધો મનોવૃત્તિ અને વર્તનનો સંબંધ જાણવા પા સદી સુધી અભ્યાસ કર્યો છે. આમાંથી તેમણે ત્રણ પ્રકારના બાંધા તારવ્યા છે. જાડો, પાતળો અને માંસલ ( Muscular ). આમને તેમણે અનુક્રમે એન્ડોમોર્ફ એકટોમોર્ફ અને મેઝોમોર્ફ નામે ઓળખાવ્યા છે. વરસો વીતતાં શરીરમાં ગમે તેટલી ચરબી વધે કે ઘટે પણ શરીનો બાંધો બદલાતો નથી.

ગર્ભના કોષના જે ત્રણ પડો માનવ શરીરમાં વિકાસ પામે છે તેના આધારે ઉપરનાં ત્રણ નામાભિધાન કરવામાં આવ્યાં છે. કોષનું અંદરનું પડ જે અન્નમાર્ગમાં વિકાસ પામે છે તેને એન્ડોડર્મ કહેવામાં આવે છે એટલે એન્ડોમોર્ફ વ્યક્તિ ગોળાકાર હોઈ એ મુખ્યત્વે ખાવામાં ઊંઘવામાં અને મુશ્કેલીથી આઘા રહેવામાં રાચે છે. તેઓ સંસારિક વસ્તુ-સ્વાગ્યંત્રવાદી અને વ્યવહારકુશળ હોય છે. સ્વભાવે રાંક, ક્રોધ પછી તરત શાંત પડનારા હોય છે. આદર્શને ખાસ વળગી રહેનારા નથી હોતા. સમા પ્રમાણે વર્તનારા અને પરિચય માટે સરળ હોય છે. મેઝોડર્મમાંથી હાડપિંજર અને રૂધિરાભિસરણનાં અવયવો બને છે; અને મેઝોમોર્ફ વ્યક્તિ ત્રિકોણાકાર ઘાટની હોઈ નાની ઉમ્મરે લોહીના ઊંચા દબાણનો ભોગ બને છે. એકટોડર્મ ચામડી વાળ અને જ્ઞાનતંતુઓમાં વિકાસ પામે છે. એકટોમોર્ફ વ્યક્તિ પાતળી લાંબા વાળવાળી અને અતિશય તંગ હોય છે. કૃશ અને માંસલ વ્યક્તિઓ ઊંચી હોય છે. તેઓ એક ઘાના બે કકડા કરનારા અને આદર્શવાદી,

---

છે. પોતાના આ રીતે બેઠા રહેવામાં તેને ખલેલ પડે અને ચીડાઈને જ્યારે તે ઊડે છે ત્યારે કર્કશ 'ક્રોક' શબ્દનો ઉચ્ચાર કરે છે. તેનું કાણી બગ્લી નામ એ ઉપરથી પડ્યું લાગે છે કે તે આપણી નજર બહાર સહેજે રહી જાય છે. ઘણી વખત દરિયાકાંઠે ઊગેલા તમ્મરના ઝુંડમાં તેની મોટી સંખ્યા આરામ કરતી જોવામાં આવે છે. પણ તેની પોતાની વસાહત બનાવી બચ્ચાં ઉછેરતી નથી. એ તો બીજાં બગલાની વસાહતમાં સાથે રહી માળા બનાવી બચ્ચાં ઉછેર કરે છે તેમાં તેઓ બહુ છૂટાછવાયા માળા બાંધે છે. આ બગ્લીની બચ્ચાં ઉછેરવાની મોસમ મેથી સપ્ટેમ્બર માસ સુધી હોય છે પણ વરસાદ આવ્યા પછી જુલાઈ ઓગસ્ટમાં તેના માળા વધારે પ્રમાણમાં જોવામાં આવે છે. તે સાંઠીકડાંનો આછો માળો વૃક્ષના બેલાખામાં બનાવે છે. આ સાંઠીકડાં આપણને આડાં અવળાં ગોઠવી દીધેલાં લાગે છે.

તેના માળા જમીનથી દશ ફૂટથી માંડી ત્રીસ ફૂટ સુધીની ઊંચાઈએ જોવામાં આવે છે અને તેના બચ્ચાં ચાલવા જેટલી ઉમ્મરનાં થાય છે એટલે ડાળીઓ ઉપર પડતાં આખડતાં ચાલવા લાગે છે. તેઓ ચારથી છ બન્ને છેડે અણીવાળાં લીલાં ભૂરા રંગના ઈંડાં મૂકે છે.

અંગ્રેજીમાં કાણી બગ્લીને The paddy bird અથવા The pond heron કહે છે અને વિજ્ઞાનિક નામ તરીકે ઓળખવા માટે Ardeola grayi (syke) કહેવાય છે.





વિચારમાં મક્કમ શક્તિશાળી અને ખંતીલા હોય છે. તાર્કિક, બીજી દુનિયાના, મોટાભાગે વેરાગીવૃત્તિના ધીરગંભીર પણ મનના આળા અને વેરભાવ રાખનારા હોય છે.

શરીરના ઘાટ મૂળમુદ્દા ચાલ અને વર્તનવિશેષના આધારે આપણે વ્યક્તિનાં ચારિત્ર્ય અને સ્વભાવનું અનુમાન કરીએ છીએ પણ શરીરના બાંધા અનુસાર વ્યક્તિના વ્યક્તિત્વને પણ માપી શકાય છે. વૈદકીય ક્ષેત્રમાં બાંધા અનુસાર થનારા રોગોનું અનુમાન કરી શકાય છે તો માનસિક રોગોના નિદાનમાં ઘણો પ્રકાશ મળે છે.

બાંધા અનુસાર લક્ષણોનો કોઠો અહીં રજૂ કર્યો છે. ચકાસી જુઓ કે તમે કઈ પંક્તિમાં આવો છો! અગર તમારા મિત્રોને તમે કઈ હરોળમાં ગોઠવશો.

માંસલ કે મેઝોમોર્ફ: સાહસિક, શક્તિવાન, શ્રમી, પુરુષાર્થી, લડાઈ માટે હિંમતબાજ, બિનસંકોચી અવાજ અને પ્રૌઢ દેખાવ.

એન્ડોમોર્ફ કે સ્થૂળકાય: હલનચલન અને ઊઠવા બેસવામાં અશાયેશભર્યો, શારીરિક સુખપ્રિય, સભ્યતા પ્રિય, મળતાવડો સ્વભાવ, સહિષ્ણુતા, પ્રસન્નચિત્ત અને આચારમાં શિથિલતા.

એકટોમોર્ફ કે કૃશકાય: હલનચલન અને અંગસ્થિતિમાં (pusture) અંકુશ, એકાંતપ્રિય, મજબૂત મનવાળાં છતાં આશંકમાન, આત્મજ્ઞાની, ચહેરા અને આંખોનું સભાન હલનચલન, સામાજિક જીવન પરત્વે અપસંદગી, ધીમો અને દબાયેલો અવાજ, દેખાવ અને વર્તનમાં યુવાવસ્થા યોગ્ય નિષ્ઠા.

જર્મન દાક્તર વિલ્હાર્ટ શ્લેગેલે વીસ વર્ષના ગાળામાં દસ હજાર માણસો તપાસીને શરીરનો બાંધો અને સ્વભાવના સંબંધને વ્યાજબી ઠેરવ્યો છે અને તે વૈજ્ઞાનિક હકીકત હોવાનું રજૂ કર્યું છે. તેમણે શરીરના બાંધા અનુસાર બે પ્રકારના વર્ણવ્યા છે. નબળા (Alhenic) અને સબળા (athletic) પછી ભલેને માનવી જાડો કે પાતળો ઊંચો કે નીચો હોય. વળી બીજી એક વર્ગણી મર્દાના (andromorphic) અને ઝનાના (Gynaecomorphic)ની છે. આ સ્ત્રી અને પુરુષ બન્નેને લાગુ પડે છે. ઘણા માણસો મિશ્રીત પ્રકારના હોય છે.

નબળા–સબળા ઓળખવા માટે હાથના પોંચાનો ઘેરાવો જોવાનો છે. ડાબા હાથના પહોળા કરેલા પોંચાની અંગુઠા સિવાયની ચાર આંગળીઓના મૂળ આગળથી માપ લેવાનું છે. આઠ કે સાડઆઠ ઇંચનું માપ એ સબળાનું માપ છે. આઠ ઇંચ અંદરનું નબળાનું માપ છે. આ બન્ને વચ્ચેનું માપ એ વચગાળાની સ્થિતિ દર્શાવે છે. સ્ત્રીઓ માટે આ આંકડા એક ઇંચ ઓછા ગણવા. મર્દાના–ઝનાનાની વર્ગણીમાં બસ્તિપ્રદેશના નીચલા દ્વારનું માપ ધ્યાનમાં લેવાનું છે. મર્દાનામાં મધ્યરેખાનું માપ ત્રણ ઇંચ હોય તો ઝનાનામાં સાડાચાર ઇંચ. મર્દાના પુરુષને બસ્તિપ્રદેશનું દ્વાર સાંકડું હોય છે તો ઝનાના પુરુષને પહોળું. સ્ત્રીઓ મોટા ભાગે ઝનાના સ્ત્રીઓ હોય છે પણ જેનો બસ્તિપ્રદેશ સાંકડો હોય તે મર્દાના સ્ત્રી લેખાય છે.

આ શારીરિક હકીકતો મુજબ બન્ને જાતિમાં સ્વભાવનું ધોરણ રહે છે. બીજાં શારીરિક લક્ષણોથી આ હકીકતો ઢંકાઈ જવા સંભવ છે. 'મર્દાના નબળો' માણસ પાતળો હોય છે જ્યારે 'ઝનાના નબળો' જાડો હોઈ પહેલવાન જેવો દેખાય છે છતાં વસ્તુતઃ એવું કશું નથી હોતું. 'મર્દાના સબળો' પુરુષ પ્રૌઢત્વે સૌંદર્યનો નમુનો હોય છે પણ 'ઝનાના સબળો' બલિષ્ઠ અને પહોળા હાથવાળો હોવા છતાંય ઓછો સૌંદર્યવાન હોય છે. સ્ત્રીઓમાં સૌંદર્યનો આધાર વિવિધ બાબતો ઉપર છે. મર્દાના અને ઝનાના પ્રકારની વયમાં વચગાળાનો પ્રકાર છે. એમનામાં વચગાળાના ગુણ જોવા મળે છે. જાતિ અનુસાર વ્યક્તિત્વ તારવવાની રીત ખોટી છે કારણ કે જાતિ તો ફક્ત પ્રજનન વ્યાપારોનું જ જ્ઞાન આપે છે.





સબળા બાંધાની વ્યક્તિ ગતિશીલ તરવરતી હોય છે જ્યારે નબળા બાંધાની વ્યક્તિ વધારે એદીહુ હોય છે. ઉશ્કેરાટભર્યાં વાતાવરણમાંય સબળી વ્યક્તિ શાંત રહી શકે છે જ્યારે નબળી વ્યક્તિ તરત મિજાજ ગુમાવે છે. બોજા હેઠળ સબળી વ્યક્તિ ટકી શકે છે જ્યારે નબળી વ્યક્તિ થાકી જાય છે. બન્ને જાતિમાં મર્દાના પ્રકાર નેતા થવા સરજાયેલો છે અને ધાર્યું કામ પાર પાડવા મળે છે. જ્યારે બન્ને જાતિમાં ઝનાના પ્રકાર સમા પ્રમાણે વર્તનાર અને આજ્ઞાંકિત રહે છે. મર્દાના ધ્યેય આદર્શ કે વિષયને લક્ષ્યમાં રાખી કામ કાજ કરે છે જ્યારે ઝનાના બીજાને પડખે રહી પરાવલંબી જીવન ગુજારે છે. મર્દાના પોતાની સિદ્ધિઓથી 'રાજ્ય કરે છે' અને પોતાને ગમતા માણસો પાસેથી કદરની ઇચ્છા રાખે છે. ઝનાના 'નખરાવેડાથી' સિદ્ધિઓ મેળવે છે. ઝનાના મળતાવડા હોય છે જ્યારે મર્દાના બીજાઓને એક હાથ વેગળા રાખે છે. ને એકાંગી રહે છે. વળી તે તાર્કિક, સારા વિચારક અને મનને વળગી રહેનારા છે. તદુપરાંત તે ખંતીલા અને વિશ્વાસુ હોય છે જ્યારે લાગણીઓ વચ્ચે અથડાતાં અસ્થિર 'ઝનાના' વ્યક્તિઓ આ ગુણો વિષે ગપ્પાં પણ મારી શકે એમ નથી. તેમના ભાગીદારો પાસેથી સ્વીકારતા હોવા છતાંય તેમને આદર્શો અને સિદ્ધાંતોની ઓછી દરકાર હોય છે. તેઓ અનુયાયી થવા સરજાયેલી છે અને તેમના મર્દાના ઉપરીની બહુધા ચાહના મેળવે છે.

લગ્નમાં બે વિરુદ્ધધર્મી વ્યક્તિઓની જોડી જુગતે જામે છે. બન્ને મર્દાનાનું ગાડું ડગુ મગુ ચાલે છે. તેમની બન્નેની 'રાજ કરવાની વૃત્તિ' ઘર્ષણ જમાવે છે. બન્ને ઝનાના જોડી એક બીજામાં જોઇતી નેતાગીરી નહીં મળવાથી નિરાશા પામે છે. મર્દાના પુરુષ અને ઝનાના સ્ત્રીનું જોડું આદર્શ છે પણ ઝનાના પુરુષ અને મર્દાના સ્ત્રીના જોડામાં પત્નીનું ચલણ અને પતિ કહ્યાગરો કંથ જોવામાં આવે છે.



આપણી શાળામાં વિજ્ઞાનના પહેલા પાઠો ભણાવતી વખતે આપણા શિક્ષકો પાસેથી આપણે સૌ શીખેલા કે પદાર્થના ત્રણ સ્વરૂપ હોય છે: ઘન, પ્રવાહી અને વાયુ.

ગઈકાલ સુધી આ વાત સાચી હતી. હવેથી આપણાં બાળકો એમ શીખશે કે પદાર્થનું ચોથું અને સૌથી અગત્યનું સ્વરૂપ છે પ્લાઝમા. આ અગત્યની શોધ સોવિયેત વૈજ્ઞાનિકોએ તાજેતરમાં જ કરી છે.

હમણાં ઠેર-ઠેર ટયુબ-લાઇટો આવવા માંડી છે. એમાં વચ્ચે અત્યંત આછા સ્વરૂપે પદાર્થ અસ્તિત્વ ધરાવે છે: એ સ્વરૂપને સોવિયેત વૈજ્ઞાનિકોએ પ્લાઝમા નામ આપ્યું છે.

આકાશમાં વીજળી થાય ત્યારે વીજળીરૂપે ઝબકતો પદાર્થ જે સ્વરૂપમાં હોય છે એનું નામ પ્લાઝમા. આપણા સમગ્ર આકાશમંડળમાં મોટા ભાગનો પદાર્થ આ પ્લાઝમા સ્વરૂપે જ છે. બાકીનો થોડો જ પદાર્થ ઘન, પ્રવાહી અથવા વાયુ સ્વરૂપે છે.

સૂર્ય વગેરે જે ખગોળશાસ્ત્રીની ભાષામાં તારાઓ તરીકે ઓળખાય છે તે આ બધા પ્લાઝમાના બનેલા છે. માત્ર અપવાદ રૂપે જ ક્યાંક ક્યાંક રખડતા અપ્રકાશિત પદાર્થો (જેમકે બધા ગ્રહો અને ઉપગ્રહો) જ ઘન-પ્રવાહી-કે વાયુ સ્વરૂપ ધરાવતા હોય છે. એટલે કે વિશ્વમાં આ સ્વરૂપ અપવાદરૂપ જ છે.

આ પ્લાઝમાના સ્વરૂપ અંગે તથા એના ગુણધર્મો અંગે સોવિયેત વૈજ્ઞાનિક ખૂબ સંશોધન કરી રહ્યા છે.



'સેવકરામ'

# આપણું રાજ્ય

આપણા દેશમાં આપણું રાજ્ય એ સૂત્રથી પ્રજાના મોટા ભાગને સંતોષવાને બદલે અસંતોષ મળ્યો છે તે તો આપણાં ગામડાંઓમાં જઈએ ત્યારે જ સમજાય. ગ્રામમાનસનું અચ્છું આલેખન કરતા શ્રી 'સેવકરામ'ના લેખો એટલે જ વધુ ને વધુ વાચકોમાં પ્રિય થવા લાગ્યા છે......

સ્ટેશને ઊતરી એસ. ટી.ની બસમાં જવાનું હતું. પણ ગાડી 'લેટ' થઈ અને એસ. ટી. ઊપડી ગઈ. મારા જેવાં દસ–બાર મુસાફરો રખડી ગયાં. કેટલાંક તો છૈયાં છોકરાંવાળાં હતાં. આ ગરમીના દિવસમાં એ જાય પણ ક્યાં? હવે તો એ બસ છેક સાંજના મળે. એટલે ફરજિયાત રીતે સૌએ અહીં પડ્યા રહેવું પડે એમ હતું. જે નજીકના ગામના હતા એમણે તો ચાલતી પકડી. પણ સરસામાનવાળા શું કરે!

હું વિચારમાં પડી ગયો. હવે શું કરવું?

એસ. ટી. વાળા ગાડીનો ટાઈમ કેમ નહિ સાચવતા હોય! ગામડે જતી એસ. ટી.ને ઓછું ગામડે કોઈ 'કનકશન' મેળવાનું હોય છે! ગાડીનાં પેસેન્જર લેવા કોઈક દિવસ અડધો કલાક 'લેટ' થયા તોયે શું ખોટું?

આ લોકો સ્ટેશન પર પડ્યાં રહેશે. ચાપાણી અને નાસ્તામાં કે ખાવાપીવામાં રૂપિયો રોડો ખર્ચી નાખશે. હેરાન થશે એ નફામાં. એના કરતાં થોડીક રાહ જોઈ હોય તો!

હું એસ. ટી. ની ઑફિસમાં ગયો. ઑફિસ જેવું તો કંઈ નહોતું પણ એક કારકુન જેવા ભાઈ બેઠેલા હતા. બીજી એક બે બસો બીજે ગામ જવાની હતી એની નોંધ કરતા હતા. મેં તેમની આગળ ઊપડી ગયેલી બસની વાત કરી. રખડી પડેલાઓની મુશ્કેલીઓની વાત કરી. મારી વાત એના કાનેથી તેના અંતર સુધી પહોંચે તે પહેલાં તો એણે કહ્યું:

'ગાડી લેટ થાય એમાં અમે શું કરીએ! અમે બસ વહેલી ઉપાડી હોય તો કહો? અમારે તો ટાઈમ સાચવવો જોઈએ ને!'

'પણ બસ કોના માટે દોડે છે. પેસેન્જરોના માટે કે પછી બસ ટેમ સાચવવા માટે?'

'અમે પેસેન્જરને ન લીધા હોય તો કહો! પેસેન્જર ન હોય તો શું અમે શોધવા જઈએ?'

'ના, શોધવા ન જઈએ, પણ રાહ જોઈએ. તમે તો રોજ જુઓ છો કે ગાડીમાંથી દસ પંદર, પેસેન્જરો રોજ મળે છે. પછી એ જાણો છો છતાં તમે કેમ બસ ઊપાડી દીધી?'

'અમારે તો ટાઈમસર બસ ઉપાડવી જ પડે. નહિ તો અમારા પર રીપોર્ટ થાય.' ને મારી દલીલોથી કંટાળ્યો હોય તેમ કંડકટરના પત્રક પર સહી કરતાં કરતાં બબડ્યો, 'ગાડીનાં પેસેન્જર લેવા રહીએ તો નોકરી જાય સમજ્યા...અમારે તો ટાઈમ એટલે ટાઈમ...'

હું આ ભાઈને શું કહું! તેમ એ કાયદાની બાબતમાં ખોટો છે એમ પણ કેમ કહું! સરકારી તંત્રો જડ છે. ત્યાં માણસાઈની રીતે કશાયનો ખ્યાલ કરવામાં આવતો નથી. એસ ટી. ઊપડવાનો ટાઈમ સાડાદસનો રાખ્યો છે તે ગાડીના પેસેન્જરોના ખ્યાલથી જ રાખ્યો છે. પણ ગાડીનાં પેસેન્જરો લઈને ગાડી ઉપાડવી એવું લખ્યું નથી એનું શું? એટલે ગાડી આવી હોય કે ન આવી હોય, પણ સાડાદસ થાય એટલે બસ ઉપાડી દેવાની જ!

મેં એ ભાઈ પાસેથી કંપ્લેઈન બૂક માગી. એમણે કચવાતા મને આપી. મેં એમાં બાકીનાં પેસેન્જર લેવાનું નમ્ર સૂચન કર્યું. સૂચન કર્યું...પણ એનો અમલ થાય ત્યારે ને! કોણ જાણે કેમ પણ આવાં સૂચનો સત્તાવાળાના કાન સુધી કેમ પહોંચતાં નહિ હોય! મારે જે ગામ જવાનું હતું તે ત્રણ માઈલ દૂર હતું. મને થયું હું તો ફક્કડ આદમી છું. પાસે એક થેલો છે એટલું જ, તો લાવને ચાલી નાખું. એને માટે

કંઈ ચાર પાંચ કલાક બગાડાય! અને બંદાએ તો પેદલ શરૂ કરી.

પણ શો તડકો છે! માથે રૂમાલ નાખ્યો હતો છતાં માથું લ્હાય લ્હાય થઈ ગયું હતું. પગમાં ચંપલ હતાં છતાં ગરમ થયેલી ધરતી દઝાડી રહી હતી. હજી તો અગીઆર–સાડા અગીઆર થયા હતા. પણ બપોરે, એક બે વાગે કેવી લૂ વરસતી હશે!

આવા તડકામાં કેટલાંક ખેતરોમાં ખેડૂતો કપાસની સાંઠીઓ ખોદતા હતા. કોઈક ગરીક ગરબાં લાકડાં એકઠાં કરતાં હતાં. જેને પેટનો ખાડો પૂરવો છે એ તડકાનો વિચાર કરવા રહે તો કેમ ચાલે!

ગામડામાં ગરીબાઈ કેવી છે, લોકોની હાલાકીઓ કેવી છે તેનો સાચો ખ્યાલ મેળવવો હોય તો જીપગાડીમાં ફરે તેને સાચો ખ્યાલ ન આવે. લોકોની વચ્ચે, લોકોની રીતે જીવો તો જ સમજાય કે ગરીબો માટે રૂપિયો એ ગાડાના પૈડા જેવો છે! ગરીબ માટે તડકો કે ટાઢ, વરસાદ કે લૂ બધું સરખું છે. દરિદ્રનારાયણનો ઉદ્ધાર કરવા પ્રધાનપદું કરતા આપણા 'સેવકો' આવો ખ્યાલ કરે તો કેવું સારું!

*

ગામની સીમમાં થઈને રસ્તો નીકળતો હતો. કેટલાંક ખેતરો કપાઈ ગયાં હતાં. માપણી થઈ ગયેલી, રસ્તો પણ થઈ ગયો છતાં સરકારે એ જમીનનું વળતર ખેડૂતોને આપ્યું નહોતું. વાત આટલેથી અટકી નહોતી. જે ખેતર વચ્ચે રસ્તો થયો હતો, જે જમીન ખેડાતી નહોતી તેનો પણ વેરો આ ખેડૂતો પાસેથી વસુલ થતો હતો. એ ગામના બેહાલ ખેડૂત ભાઈઓ મારી પાસે આવ્યા.

'સેવકરામ! આ તે કંઈ ન્યાય છે? બબ્બે વર્ષથી અરજીઓ કરીએ છીએ, બૂમો મારીએ છીએ છતાં અમારું તો કોઈ સાંભળતું નથી.

'તમે તો કહ્યા કરો છો કે હવે આપણું રાજ્ય આવ્યું છે. આપણું રાજ્ય આવું હોય! જે જમીન ખેડાતી નથી, જેમાં વાવેતર થતું નથી એનો વેરો અમારે ભરવાનો!

'પેલા ભાઈ વોટ માગવા આવ્યા ત્યારે કહેતા હતા કે હું ખટપટ કરી તમારી જમીનના પૈસા અપાવીશ. એ વાતને પણ બે વરસ થવા આવ્યાં. ક્યાં છે અમારી જમીનના પૈસા!

'અરે સોનાની લગડી જેવી જમીન વચ્ચેથી રસ્તો કાઢયો અને પાઈ તો કોઈ પરખાવતું નથી. ઉપરથી વેરાની દક્ષિણા માગે છે.'

'સેવકરામ! હવે તો ભાઈસા'બ અમે કંટાળ્યા છીએ. તમે આ વાત હાથમાં લ્યો ત્યારે! અમારા ખેડૂતનું તો કોઈ સાંભળે એમ લાગતું નથી.'

ખેડૂતો તંગ આવી ગયા હતા. એક જણ તો આવેશમાં આવી તેની રીતે સરકારને ભાંડવા લાગ્યો. હું એમની અકળામણ સમજી શકતો હતો. ખેડૂતોની કેવી ઉપેક્ષા થઈ રહી છે એ પણ એમની વચ્ચે રહેવાથી બરાબર જાણું છું. પણ અકળાયે શું વળે! મેં એમની વાત સત્તાવાળાઓના કાને પહોંચાડવાનું વચન આપ્યું. એમને સમજાવ્યા અને ટાઢા પાડયા.

એ પછી પંદરેક દિવસમાં રાજ્યના પ્રધાનનો પ્રવાસ આ તાલુકામાં ગોઠવાયો હતો એવા સમાચાર મળ્યા. પ્રધાન સાહેબ તો દિવસમાં આખો જિલ્લો ફળી વળે. આ તાલુકામાંથી પસાર થવાના હતા એમ કહીએ તો ચાલે. ઊભા પ્રવાસમાં એ લોકોની તકલીફોનો ખ્યાલ કેવી રીતે મેળવી લેતા હશે એ તો એ જાણે! પણ મેં એમની મુલાકાત લેવાનું નક્કી કર્યું.

એ આવવાના હતા તે દિવસે હું તાલુકાના ગામે ગયો. સવારે નવેક વાગે પ્રધાન સાહેબનો રસાલો આવ્યો. હું 'રસાલો' સહેતુક વાપરું છું. તેમની તહેનાતમાં છ તો મોટર ગાડીઓ હતી. એમાં બે તો પોલીસોની જીપો અને એક ટ્રક હતી. બીજી ગાડીઓમાં કોંગ્રેસી કાર્યકરો અને અમલદારો હતા. સાથે જિલ્લાના કલેક્ટર અને બીજા ઉપરી સાહેબો હતા. એમની વચ્ચે પ્રધાન સાહેબને પકડવાના હતા.



મેં જોયું કે પ્રધાન અમલદારો અને પોલીસોથી ઘેરાયેલા હતા. લોક સંપર્ક સાધવા નીકળેલા પ્રધાન સાહેબની આજુબાજુ લોકો નહિ, અમલદારો અને સાહેબો હતા. એ કિલ્લો ભેદીને ખેડૂત કઈ રીતે ફરીઆદ કરવા જઈ શકે? તેમ નિયત થયેલી જગ્યાએ રોકાણ થતું. અમુક જ વસ્તુઓ જોવાની મળતી હતી. એમાં વળી ચાપાણી કે ઠંડા પીણાંમાં વધુ વખત જતો. આમાં લોકસંપર્ક કેવો થતો હશે એ તો આપણા પ્રધાન જ કહી શકે!

મારે અમલદારો અને પ્રધાન સાહેબના ખાસ મિત્રોનો ગઢ તોડવાનો હતો. હું સરકતો જતો હતો ત્યાં પ્રધાન સાહેબની નજર મારા પર પડી. એમણે મને ઓળખ્યો એનું જરા આશ્ચર્ય થયું. એ મને જોઈને બોલ્યા, 'સેવકરામ તમે? અહીં ક્યાંથી?'

'આપને મળવા જ સ્તો.' અને સહેજ નજીક જઈને કહ્યું, 'જો આપને સમય હોય તો એક બે વાત કરવી છે.'

'હા, કહોને...'

અને મેં આ તાલુકાનાં ગામડાંની જે મુશ્કેલીઓ હતી તે કહી. પેલી જમીનનું વળતર મળ્યું નથી ને ઉપરથી વેરો ભરવો પડે છે એની વાત કરી. એ સાંભળીને પ્રધાન સાહેબને આશ્ચર્ય થયું.

'એવું બને જ નહિ!'

'તો પૂછો આ રહ્યા કલેકટર સાહેબ! બબ્બે વરસથી કાગળિયાં ફર્યા કરે છે પણ કંઈ નિકાલ આવ્યો નથી.'

મેં આટલી વાત કરી એટલે તાલુકાના ધારાસભ્ય પણ કૂદી પડ્યા. એમણે પણ કહ્યું:

'હા, સાહેબ, ખરી વાત છે.'

'તો પછી તમે આજ સુધી મારું ધ્યાન કેમ ન ખેંચ્યું!' ધારાસભ્ય શું બોલે? એ ગલ્લાં તલ્લાં કરે તે પહેલાં પ્રધાન સાહેબે કલેકટરને આનો તુરત નિકાલ કરી દેવાનો હુકમ કર્યો એમના સેક્રેટરીને આની નોંધ લેવાનું કહ્યું.

'બીજું કંઈ છે સેવકરામ!'

'સાહેબ, કહેવાનું તો ઘણું છે. પણ આપને એવી નિરાંત ક્યાં છે?'

'શું છે એ તો કહો?'

'એ તો આપ ગામડાંમાં આવો, ફરો તો સાચો ખ્યાલ આવે કે આપણા રાજ્યમાં પણ લોકોને કેવી હાલાકીઓ પડે છે.'

'સાહેબ એટલા માટે તો પ્રવાસે નીકળ્યા છે.' પેલા ધારાસભ્ય વચ્ચે બોલી ઊઠ્યા.

મને આ 'પ્રવાસ' શબ્દ ખૂંચ્યો એટલે કહ્યું:

'લોકોની ફરિયાદો જાણવી હોય એને આવા સરઘસની જરૂર નથી. આમ મોટરોમાં ફર્યે લોકસંપર્ક ન સધાય.'

'સેવકરામ! સાહેબ તમારી પેઠે પદયાત્રા કરતા ફરે તો રાજ્ય કરી રહ્યા. એમને કંઈ આ એકલો જિલ્લો સંભાળવાનો નથી.' જિલ્લાના કૉંગ્રેસના પ્રમુખ સાહેબ બોલી ઊઠ્યા.

એક જણાએ તો ઘડીઆળ સામે જોઈને યાદ દેવડાવી:

'સાહેબ,...ગામની શાળાનું ખાત મુહૂર્ત છે એનો સમય થઈ ગયો છે.'

અને પ્રધાન સાહેબ જય જય કરી જીપ કારમાં બેસી ગયા. બીજા પણ ગોઠવાઈ ગયા. અને મોટરોનું સરઘસ ધૂળ ઉડાતતું આથમણી દિશા તરફ વળ્યું. હું એ ઊડતી ધૂળ સામે તાકી રહ્યો.

આ રીતે ફરવાથી, ઉદ્‌ઘાટનો અને ખાતમુહૂર્તો કરવાથી લોક કલ્યાણ થાય ખરું! લોકોની સાચી અને વ્યાજબી ફરિયાદોનો પણ નિકાલ ન થાય તો પછી તે આપણું રાજ્ય કેમ કહેવાય! લોકોનું જો કલ્યાણ ન સધાતું હોય તો એ કલ્યાણ રાજ્ય કઈ રીતે કહેવાય! પ્રધાન સાહેબ આ રીતે મોટરમાં એક દિવસમાં આખો જિલ્લો ફરી વળ્યા. એમાં એમના હસ્તે બે ખાતમુહૂર્તો થયાં, ત્રણ ઉદ્‌ઘાટનો થયાં અને એક કૉંગ્રેસી કાર્યકરોની સભા થઈ. આમાં પેલી મહત્ત્વની વાત—





લોકસંપર્ક—કેટલી સધાઈ એ તો આપણા સેવાભાવી પ્રધાન જ જાણે!

પણ હા, ત્રીજા દિવસે મેં છાપામાં આ પ્રવાસનું જે વિગતવાર વર્ણન વાંચ્યું એ જોઈને તો હું ઘડીભર અવાક બની ગયો. એમાં પ્રધાન સાહેબ ખેડૂતોને મળ્યા, ગામડાંમાં ઘૂમ્યા તેની વિગત હતી. તાલુકાના ધારાસભ્યોએ ખેડૂતોનો કેસ રજૂ કર્યો અને ખેડૂતોને કેવું માર્ગદર્શન આપ્યું એની વિગત હતી. આ પ્રવાસે લોકોને પ્રોત્સાહિત કર્યાં છે અને જિલ્લામાં ઉત્સાહનું વાતાવરણ પ્રગટ્યું છે એનાં ગુણગાન હતાં.

કેવી કરુણતા! બિચારાં ગામડાં અને પેલા બિચારા ખેડૂતો...એ એમના પ્રધાનને જોવા પામતાં નથી.... પણ એમના નામે કેવાં પ્રશસ્તિભૂનો ગવાય છે! ત્યારે મારા અંતરમાંથી નિશ્વાસ નીકળી ગયો: આ છે આપણું રાજ્ય!

*

'સેવકરામ! તમારે અમારી સાથે આવવું પડશે.'

'અરે અરજીઓ તો કરી કરીને થાક્યા. ક્યાં આ સાંભળે છે.'

'કલેક્ટર સાહેબની ઑફિસે પણ ધક્કા ખાઈને પગ ફરી ગયા. પણ એ લોકો તો આ ઑફિસથી પેલી ઑફિસમાં ધક્કા ખવરાવે છે.'

એક ગામના બે ભાઈઓ મને તેડવા આવ્યા હતા. એમણે ગામના વોટરવર્ક્સના પૈસા ભર્યા હતા. દોઢ વર્ષથી સાત હજાર ભરેલા હતા. પણ સરકારની મદદ મળી નહોતી કે કામ શરૂ થતું નહોતું. ગામમાં પાણીનું ભારે દુઃખ હતું. એક તો કૂવાનું પાણી મોળુ હતું. પાછું ઉનાળામાં તો તળિયું પણ ઉઘાડું થઈ જતું હતું. એટલે બોરીંગ મૂકી વોટરવર્ક્સ કરવું એ શરતે ગામે સાત હજાર રૂપિયા સરકારને ભર્યા હતા.

આ લોકો વિકાસ મંડળમાં ધક્કા ખાઈ આવ્યા. લોકલ બોર્ડમાં ધક્કા ખાઈ આવ્યા. પણ કંઈ વળ્યું નહોતું. પૈસા ભર્યા છે, હવે કામ શરૂ કરો એવી અરજીઓ કરતા પણ કંઈ જવાબ મળતો નહોતો. એટલે એ લોકો થાકીને મારી પાસે આવ્યા હતા.

'સેવકરામ! તમે અમારા ગામમાં આવીને જુઓ તો ખબર પડે કે આ ઉનાળાના દિવસોમાં પાણી વગર અમારી કેવી દશા થાય છે!'

'અરે પાણી ગંધાઈ ઊઠ્યું છે. બપોરે તો તળિયું દેખાય છે. પાણીનો છાંટો રહેતો નથી.'

'આ બોરીંગ મૂકાઈ જાય તો ગામને મીઠું અને પૂરતું પાણી મળે. વચ્ચે મામલતદાર સાહેબ આવ્યા હતા. એમના કહેવાથી તો અમે સાત હજાર ભેગા કરીને ભર્યા પણ હવે કોઈ સાંભળતું નથી.'

મેં એમની અરજીઓ જોઈ. પૈસા ભર્યાનું ચલણ જોયું.

'તમારા ગામના લોકલ બોર્ડના સભ્યોને પકડોને!'

'એમનેયે મળ્યા. એણેયે થાય એટલાં તો જતાં કર્યાં. પણ આ આ રાજ્યમાં લાગવગ વગર કાંઈ થાય છે.'

'જુઓને સેવકરામ! તમને સાચી વાત કહી દઉં. અમારા ગામે ગઈ ચૂંટણીમાં મહાગુજરાતને વોટ આપેલા. એટલે આ કૉંગ્રેસવાળા અમને હેરાન કરે છે.'

'કૉંગ્રેસવાળા શું કરવા હેરાન કરે!'

'અરે કૉંગ્રેસના એક આગેવાને મોઢેમોઢ કહ્યું ને કે જેને વોટ આલ્યા એની પાસે જાઓને!'

'જુઓ આ રાજ્ય ચાલે છે! જે ગામ કૉંગ્રેસને વોટ આપે એનું કામ થાય, ન આપે એ ધક્કા ખાય!'

આ ભાઈઓ અકળામણ કાઢી રહ્યા હતા. એ કહે છે એવું તો ન હોય! કંઈ કૉંગ્રેસવાળા આવો ભેદ રાખે ખરા! કોઈ સ્થાનિક કાર્યકર કદાચ એવું કરે, પણ કંઈ રાજ્ય એવો અન્યાય ચાલવા દે!

અને મેં એમની ફરિયાદ હાથમાં લીધી. હું એમની સાથે એમના ગામ ગયો. પાણીની તકલીફ સાચી લાગી. હું લોકલ બોર્ડના પ્રમુખને મળ્યો. એમણે જણાવ્યું કે એમણે ભલામણ તો ક્યારનીયે કરી છે. મંજૂર થાય ત્યારે ને!



કૃષ્ણ ચંદ્ર

# સ્ત્રી કદીયે ભૂલતી નથી

ઉર્દૂના ખ્યાતનામ વાર્તાકારની આ રોમાંચક વાર્તામાં જે વેગ, પ્રવાહ અને જોશ ભરેલ છે તે ખરેખર વાંચનારના રુંવેરુંવાં ખડાં કરી દે છે. શ્રી **ઓમપ્રકાશ ખન્નાએ** ગુજરાતીમાં ઉતારેલી આ વાર્તા આપણી માંદલી વાર્તાઓથી જુદી તરી આવે છે...

ગાડીના ડબ્બાનું બારણું ઉઘાડી જ્યારે તે અંદર દાખલ થયો ત્યારે તેની ચાલવાની ઢબ ઉપરથી મને લાગ્યું કે તે લશ્કરમાં રહી ચૂકેલો છે. તેનું વ્યક્તિત્વ દમામદાર હતું; અને ઊંચાઈ પૂરા ૭ ફૂટની હતી. સ્વચ્છ લાલ રંગ, ઉજ્જવળ અને તેજસ્વી દાઢી, તેણે કાળા મરીના રંગનો ગરમ 'સૂટ' પહેર્યો હતો, અને માથા પર ઘેરા લીલા રંગનો ફેંટો ખેંચીને બાંધ્યો હતો. ડબ્બામાંના પ્રકાશમાં તેના ફેંટાના વળમાં અબરખના કણો ચમકતા હતા. સીધા સપ્રમાણ ડગ ભરતો તે મારી આગળ આવી અટકી ગયો અને પછી વાંકા વળીને મારી બાજુની સીટ પરનો નંબર વાંચ્યો અને હાશ, કરતો તેના પર બેસી ગયો. તેના ભારથી સીટ પાછળ સરકી ગઈ. નિરાંતનો ઊંડો શ્વાસ લેતાં તેણે મારી સામે જોઈ કહ્યું,

'પાછળ સરકતી આ સીટો બહુ જ સરસ છે.' હમણાં જ સળગાવેલી સિગારેટને મેં એશટ્રેમાં ઓલવી નાખી. એ વૃદ્ધ શીખે મારી સામે જોયું અને સ્મિત કરતાં કહ્યું :

'આભાર. તમાકુનો ધુમાડો મને જરાય ગમતો નથી.'

તે સ્મિત કરી ઊઠયો ત્યારે મને તેના દાંત ખૂબ જ ગમ્યા. એકદમ સફેદ અને મજબૂત દાંત, એક બીજા સાથે બંધ બેસતાં અને સપ્રમાણ. તે વૃદ્ધ સેનાનીની આયુ સિત્તેર વર્ષથી ઓછી નહીં જ હોય પણ તેની મોટી એવી ઊંડી શ્યામ આંખોમાં યુવાનીની ચમક ડોકાતી હતી. આ ઉમ્મરે પણ તે અસાધારણપણે સ્વસ્થ જણાતો હતો અને એટલે નિઃશંક હતું કે યુવાનીમાં તે અધિક સુંદર અને આકર્ષક લાગતો હશે. પણ અત્યારે જો મને તેનું કંઈ ના ગમ્યું હોય તો તે હતાં તેના ગાલ પર પડેલા ઘાનાં ચિહ્નો! તેના ગાલની જમણી તેમજ ડાબી બાજુએ ઘાનાં ત્રણ ચાર મોટાં એવાં ચિહ્નો રહી ગયાં હતાં. જમણા ગાલ પર ઘા વડે એક ક્રોસ જેવું બની ગયું હતું, ડાબા ગાલ પર અંગ્રેજીમાં વી (V) જેવું બની ગયું હતું. પોતાની ટાઈની ગાંઠ ઠીક કરવા તેણે હાથ ઊંચો કર્યો ત્યારે મેં જોયું કે તેની હથેળીઓની પાછળ પણ વીસેક નાના નાના ઘાનાં ચિહ્નો હતાં— જાણે કોઈએ ધારદાર ચપ્પુ વડે તેના હાથનો છુંદો કરવાનો પ્રયત્ન કર્યો હતો!

યુદ્ધ! મેં મનોમન વિચાર્યું. પહેલા વિશ્વયુદ્ધમાં કોણ જાણે કયા મોરચા પર તેની આ દશા થઈ હશે! એટલું સારું છે કે આ રૂપાળા માનવીનો હાથ

---

પણ કામ કેમ મંજૂર થતું નથી! પેલા ગામવાળા કહે : 'અમને હેરાન કરવા અંદરખાનેથી કામ મંજૂર થવા દેતા નથી.'

આમાં કેટલું તથ્ય છે એ તો કોંગ્રેસીઓ જ જાણે. પણ મને તો આ લોકોની તકલીફ દૂર થાય એમાં રસ છે. એટલે જિલ્લા વિકાસ મંડળના ઉપપ્રમુખને મળ્યો. તેમણે આ બાબતમાં ઘટતું કરવાનું વચન આપ્યું છે. હવે તો કામ થાય ત્યારે ખરું.

પણ મેં એ ગામને એકઠું કર્યું. કૂવામાંથી કચરો કાઢવાનું કામ ગામનું છે. ગામ આટલું કરે તોયે પાણીની થોડી રાહત થાય. થોડા દિવસ ગામના કૂવેથી પાણી ભરવાનું ગોઠવી કૂવામાંથી કીચડ કાઢવાનું કામ શરૂ કરાવ્યું છે. પણ ગામલોકોની પેલી બોરીંગની માગણી ક્યારે સંતોષાશે!



કે પગ કપાઈ નથી ગયો નહીંતર તે કેટલો બેહૂદો લાગત !

આ વિષય પર વધુ વખત વિચારવાનો સમય મને મળ્યો જ નહીં. રેસ્ટોરન્ટ કારના નોકરે આવીને કહ્યું કે અમારે બધાએ હવે જમી લેવું જોઈએ. કારણ કે રેસ્ટોરન્ટ દસ વાગે બંધ થઈ જાય છે.

હું ઊભો થઈ ગયો. મારી સાથે તે વૃદ્ધ શીખ પણ ઊભો થઈ ગયો. તેણે હસતાં હસતાં કહ્યું, 'ઘેરથી જો કે હું આઠ વાગે જમીને જ નીકળ્યો હતો પણ અત્યારે ફરીથી ભૂખ અનુભવી રહ્યો છું.'

મેં કહ્યું, 'અને હું એટલા માટે મોડું જમી રહ્યો છું કે મને હજુ સુધી ભૂખ જ નથી લાગી.'

અમે બન્ને ડાઈનીંગ કારમાં જઈ ગોઠવાઈ ગયા. રેસ્ટોરન્ટના નોકરો સિવાય ત્યાં કોઈયે નહોતું. ફક્ત એક ખૂણામાં મેજ આગળ એક યુવાન યુગલ બેઠું બેઠું કોફી પી રહ્યું હતું, અને રહી રહીને બારી બહાર પૂનમના ચાંદાને નીરખ્યા કરતું હતું. યુવતીનો એક હાથ યુવાનના હાથમાં ગોઠવાયેલો હતો અને વારે વારે તે તેને દબાવ્યા કરતો હતો. હાથ દબાતાં જ મુખ પર મધુરું સ્મિત છવાઈ જતું હતું. મને લાગ્યું કે યુવાનના હાથમાં કોઈક એવી ચાંપ હતી જેને દબાવવાથી વીજળીના પ્રકાશ માફક તે સ્મિત પ્રકાશિત થઈ ઊઠતું હતું. યુવતીના વાળ કલાત્મક રીતે કપાયેલા હતા અને તે પોતે મનમોહક રૂપાળી અને નટખટ લાગતી હતી. દેખાવ પરથી તે ભારતીય ક્રિશ્ચીયન લાગતી હતી. અને તેમાં યુરોપીયન લોહી પણ ભળેલું હતું. યુવક સંપૂર્ણપણે ભારતીય લાગતો હતો. શ્યામળો મહાષ્ટ્રીયન બેઠી દડીનો પણ શક્તિશાળી અને કસાયેલો. ગાઢા ભીના ચમકતા વાળ અને પહોળાં જડબા પર રોજ બરોજ કરેલી 'શેવ'ની નીલીમા હતી. માથાના વાળ પણ તાજા જ કપાવેલા લાગતા હતા; જાણે આજે જ કપાવીને આવ્યો હતો. તેનાં કપડાં સફેદ દૂધ જેવાં હતાં અને તેના અંગેઅંગમાંથી હૃષ્ટપુષ્ટ કામનાઓ સાકાર થતી હતી.

યુવતીનો એક હાથ તેણે પોતાના હાથમાં સમાવી દીધેલો હતો. તેને તે વારે વારે એવી રીતે દબાવી દેતો હતો કે જાણે તેમાં વીજળીનો કરન્ટ પસાર કરી દેવા માગતો હતો. બીજા હાથે તે યુવતીની વાદળી સાડીના પાલવને ચોળ્યા કરતો હતો. તેની નાની એવી ચમકતી શ્યામ આંખો યુવતીને એવી રીતે તાકતી હતી કે જાણે તે યુવતી, યુવતી નહોતી પણ 'મટન'ની ડીશ હતી !

મારા ફિક્કા ગાલને થપથપાવતાં મેં કહ્યું : 'પ્રેમનો તંદુરસ્તી સાથે કેટલો ગાઢ સંબંધ છે?'

વૃદ્ધ શીખે કશોય જવાબ ના આપ્યો કારણ કે ખાણું અમારી સમક્ષ હાજર થઈ ચૂક્યું હતું અને તે એકદમ તન્મય થઈ જમવામાં લીન થઈ ગયો હતો. અમે જમતા હતા તે દરમિયાન તે યુગલ કોફી પીને અને બીલનાં નાણાં ચૂકવીને બહાર નીકળી ગયું હતું. જતાં જતાં એક વાર ફરીથી તે સોહામણું સ્મિત યુવતીના હોઠ પર આવી બેઠું. મને તે યુવતીનું સ્મિત, તેનો સ્મિત કરવાનો ઢંગ ખૂબ જ ગમી ગયાં. જ્યારે તે યુવાન તરફ દૃષ્ટિ નાખતી ત્યારે તેની આંખોમાં કેટલી બધી ચાહના અને સમર્પણ ઝલકી જતાં હતાં ! કદીક કદીક તો સ્ત્રી એક જ નજરમાં ઘણું બધું કહી નાખે છે અને પછી ખાલી વાસણ માફક જોતી જ રહી જાય છે. બસ, તે વખતે તે વધુ સુંદર પણ લાગે છે. સ્મિત કર્યા પછી તે યુવતીએ યુવકના સામે કંઈક એવી જ નજરે જોયું હતું અને પછી એકાએક કંપી જઈ તેનો હાથ પકડી લીધો હતો. યુવક તેની કમ્મરને પોતાના હાથમાં પરોવી તેને વેસ્ટીબ્યુલમાં લઈ ગયો. તેમના ગયા પછી મને રેસ્ટોરન્ટ વધુ સૂની સૂની લાગવા માંડી હતી; અને મને લાગ્યું કે બારીબહાર ઝૂલતો પૂનમનો ચાંદો જાણે તેમના માટે જ ઝૂલતો હતો. મેં હાથ લંબાવી બારીમાં પડદો પાડી દીધો.

*

મારા કાર્ય પર વૃદ્ધ શીખે હસી દીધું અને ચૂપચાપ જમતો રહ્યો. જમ્યા પછી તેણે કૉફીનો ઑર્ડર આપ્યો અને હું સિગરેટ પીવા બહાર વેસ્ટીબ્યુલમાં આવતો રહ્યો. ત્યાં એક ખૂણામાં તે યુવક પેલી યુવતીને ચૂમી રહ્યો હતો; ચાંદો યુવતીના મસ્તક પર આવી ગયો હતો અને તેની આંખમાંથી આંસુ વહેતાં હતાં. આશ્ચર્યમુગ્ધ થઈ યુવકે પૂછ્યું :

'આ આંસુ શાનાં ?'

'કંઈ નહીં; અમસ્તું જ !' યુવતી પોતાનાં આંસુ લૂછતાં બોલી અને પછી મુક્તપણે હસી પડી. તેના ચહેરા પર ફરીથી એકવારનું આકર્ષક સ્મિત આવી પથરાયું. મનમોહક પ્રણયાસક્ત સુંદર સ્મિત !

યુવકે એક વાર ફરીથી તેને ચૂમી લીધી. યુવતીના ખભા કંપી ઊઠયા. એકદમ ધ્રાસકો ખાઈ તેણે કહ્યું, 'ચાલો ડાર્લિંગ ! અંદર જઈએ, અહીં ટાઢ છે...' તેણે ચૂપચાપ પોતાની આંખોથી મારા તરફ ઈશારો કર્યો. હું બીજી બારીમાં ઊભો ઊભો બહાર પૂનમના ચાંદાને જોતો હતો. યુવકે મારી તરફ એવી રીતે જોયું. જાણે હમણાં જ મને છરો ભોંકી દેશે. પછી તેણે ધીમેથી પાછળ ફરી જઈને યુવતીની કમ્મરને પોતાના હાથમાં પરોવી દીધી; અને તેઓ વેસ્ટીબ્યુલમાંથી અંદર ડબ્બામાં ઘૂસી ગયા.

થોડીવારમાં વૃદ્ધ શીખ પણ કૉફી ગટગટાવી બહાર નીકળી આવ્યો. મેં પણ સિગરેટ પૂરી કરી હતી. અમે બન્ને પાછા ડબ્બામાં જઈ પોતપોતાની સીટ પર ગોઠવાઈ ગયા.

થોડી વાર પછી ગાર્ડે આવીને ડબ્બાની બત્તીઓ ઓલવી નાખી. પણ બહાર ચાંદની સંપૂર્ણપણે ખીલી ઊઠી હતી. તેના શીતળ ઉજ્જ્વળ પ્રકાશમાં ગાડીમાં બેઠેલા ઉતારુઓના ચહેરા શાંત અને સુપ્ત લાગતા હતા.

મેં કહ્યું, 'મને આ ચાંદનીમાં ઊંઘ આવતી નથી. પડદો પાડી દઉં ?'

'જરા ઊભા રહો,' વૃદ્ધ શીખે કહ્યું. તેનો અવાજ ધીમો પણ તપી ગયેલો હતો;

'આ પૂનમની રાત બહુ જ ભયાનક છે. મને તેની બીક લાગે છે પણ છતાંય હું ઇચ્છું છું ચંદ્રને જોયા જ કરું, હજુ થોડા વખત સુધી તેને જોયા જ કરું.'

'ચંદ્ર તો યુવાનો માટે છે. મારા–તમારા જેવાની જોવાની વસ્તુ નથી.'

મેં વ્યંગમાં હસતાં હસતાં કહ્યું.

વૃદ્ધ શીખ પણ હસ્યો. તેનો જમણો ગાલ ચાંદનીમાં હતો અને ક્રૉસનું ચિહ્ન વધુ ઊંડું ઊતરી ગયેલું દેખાતું હતું. ડાબા ગાલ પરનો V (વી) અંધકારમાં ખોવાઈ ગયો હતો.

મેં પૂછ્યું, 'શું તમારા ગાલ પરના આ ઘા યુદ્ધમાં પડયા હતા ?'

'યુદ્ધ !' વૃદ્ધ સરદારજીએ મારી સામે જોયું. મનોમન ખોવાઈ જતાં તેણે કહ્યું.

'હા, યુદ્ધ જ તો હતું !' તે અટકી અટકીને ધીમેથી બોલ્યો. મેં પૂછ્યું :

'કયું યુદ્ધ ? પહેલું વિશ્વયુદ્ધ કે તે પહેલાનું કોઈ બીજું યુદ્ધ ?'

'યુદ્ધમાં તો હું કદીયે નથી ગયો.' વૃદ્ધ શીખે ધીમેથી કહ્યું. મારું અનુમાન પાયા વગરનું સાબિત થતું હતું એટલે મારું આકર્ષણ ઓર વધી ગયું. મેં પૂછ્યું :

'તો પછી આ ઘા શાના પડયા ?'

તેણે આમતેમ નજર ફેરવી. ચાંદો પોતાની જગ્યા પર જ હતો. ડબ્બામાં પેસેંજરો પણ ક્યાંક ક્યાંક જ હતાં અને વળી જ્યાં જ્યાં હતા, ત્યાં ત્યાં પોતાની આરામ ખુરશીઓમાં પડયા પડયા ઝોકાં ખાતાં હતાં. અમારી આગળની પાંચ છ સીટો મૂકી અંધારા ખૂણામાં તે યુવક અને યુવતી પોત

સપનાં જ જોયા કરતી. તમે કદીય એવી આંખો જોઈ છે કે જે હમેશાં સપનાં જ જોયા કરતી હોય!'

'યુવાનીમાં બધી આંખો સપનાં જ જોતી હોય છે' મેં કહ્યું.

'હા, પણ દરેકનાં સપનાં જુદાં જુદાં હોય છે' વૃદ્ધે ધીમેથી કહ્યું, 'હું તો મારી પ્રીતો પર મરી ફીટયો હતો. તમે કહી શકો છો કે તેમ થવાનું કારણ એ હતું કે આ પહેલાં મારા જીવનમાં એકેય સ્ત્રી આવી નહોતી...તેની પહેલાંય નહીં અને તેની પછીય નહીં...પણ તમે પ્રીતોને જોઈ નથી, નહીંતર આવું કહેત નહીં. તે તો એક એવી સ્ત્રી હતી જેના પતિ થયા પછી પણ તેને પ્રેમ કરવાનું મન થાય. અને થયું પણ એમ જ. ગામમાં પહોંચતાં જ લશ્કરમાં જવાને બદલે જ્યારે મેં ખેડૂત થવાનું નક્કી કરી લીધું ત્યારે મારા બાપુએ મને પરણાવી દીધો અને ખેતરમાં કામ કરવા મૂકી દીધો. તમે સમજી શકો છો કે જો હું લશ્કરમાં ગયો હોત તો મારી પ્રીતોને કેવી રીતે ચાહી શકયો હોત! અત્યાર સુધીમાં ફિરંગીઓના કોઈક ને કોઈક યુદ્ધમાં, ઇટાલીમાં, ફ્રાન્સમાં, અથવા તો મેસોપોટેમિયામાં કે પછી ખૈબર ઘાટીમાં ક્યાંક ને ક્યાંક તો એ લોકોએ મને મારી જ નાખ્યો હોત, જો કે હું નથી કહેતો કે જે કંઈ થયું છે તે સારું જ થયું છે. અગર ખરાબ થયું છે.'

એકાએક તે શાંત થઈ ગયો. હું પણ શાંત જ બેઠો રહ્યો. થોડી વાર પછી તે બોલ્યો, 'ટૂંકમાં એટલું કે હું મારી પ્રીતોને અત્યધિક ચાહતો હતો અને તે પણ મને ચાહતી હતી. અમે એક દિવસ માટે પણ એક બીજાથી વિખૂટા પડ્યા નહોતા. પણ અમારા લગ્નના છ મહિના પછી એવું થયું કે મારા સસરા સખત માંદા પડ્યા. અને પ્રીતોને પિયર જવું પડ્યું. તેનો બાપ માંદો હતો એટલે હું પણ તેને કેવી રીતે રોકી શકવાનો હતો! પ્રીતો જતી રહી. પરંતુ તેના ગયા પછી મારું મન ક્યાંય ચોંટતું નહીં. જેમ તેમ કરીને ત્રણ દિવસ તો મેં વિતાવી દીધા પણ ચોથે દિવસે મેં ઘોડી પર જીન કસ્યું અને સાસરે જવા રવાના થઈ ગયો. ચૈક ઝુમરા અમારા ગામડેથી ત્રીસ ગાઉ પર આવેલું હતું, પણ મારી ઘોડી પાણીદાર હતી. દિવસ નમતાંમાં તો હું ત્યાં પહોંચી ગયો. ત્યાં ગયો ત્યારે ખબર પડી કે મારા સસરા હવે પહેલાં કરતાં વધુ સ્વસ્થ હતા. જો કે મને તો તે તદ્દન સાજા નરવા જ લાગ્યા હતા. મારા સાસુસસરા મને જોઈ ખૂબ જ ખુશ થયાં. જ્યારે તેમને ખબર પડી કે હું સસરાના ક્ષેમકુશળ પૂછવા આવ્યો હતો તો તેઓ મારી સહાનુભૂતિ પર ખૂબ જ પ્રસન્ન થયા.

સતત ત્રીસ ગાઉની મુસાફરી કરવાથી હું થાકી ગયો હતો, એટલે જલ્દીથી વાળુ પતાવી હું સૂઈ ગયો. મને ખાતરી હતી કે અત્યારે સૂઈ જઈશ તો છેક સવારે જ જાગીશ. મેં પ્રીતોને કહી દીધું કે મને સવારમાં ચોક્કસ જગાડજે. હું સવારે ઘોડી પર બેસી ફરવા જઈશ, ક્યાંક એવું ના બને કે તડકો ચડી આવે ત્યાં સુધી હું ઊંઘતો જ રહી જાઉં. પણ થયું એવું કે ત્રીજા પહોરે જ મારી આંખ ઊઘડી ગઈ અને મને એ જોઈને આશ્ચર્ય થયું કે મારી પ્રીતો મારી પથારીમાં નહોતી. દૂર ઓરડીના છેડેથી ધીમેથી બારણું ઊઘડવાનો અને બંધ થવાનો અવાજ આવ્યો અને મને એક છાયા જેવું બહાર સરકી જતું લાગ્યું. હું આંખ ચોળી બેઠો થઈ ગયો.

વાહ ગુરૂ! આ શું થાય છે? વિચાર કરીને આખરે હું પથારીમાં ઊભો થઈ ગયો. ઓશીકા હેઠળથી કિરપાણ કાઢી મેં તેને કમર પર લટકાવી લીધી અને ધીમેથી બારણું ખોલી બહાર નીકળી ગયો.

*

બહાર આવી જ ચાંદની રાત જામી હતી. ક્યારેક સરસ અને શમીમનાં વૃક્ષો પર બાંધેલા માળામાં ચકલીઓ ઊંઘમાં ફફડીને ચીં ચીં કરી ઊઠતી હતી પણ તેમના ચકલાઓ તેમને પોતાની ગોદમાં દબાવી લેતા હતા. ઝાકળથી મારા પગ ભીંજાઈ ગયા હતા. મારી ચારે બાજુ સરસિયાની લીલી કૂંપળો

લહેરાઈ રહી હતી; અને હું ખેતરોમાંથી મારગ કરતો કરતો મારી પ્રીતોનો પીછો કરી રહ્યો હતો.

પહેલાં મને લાગ્યું કે તે ખેતર તરફ ગઈ હશે. પણ જ્યારે તેણે પહેલું ખેતર ઓળંગી બીજું ખેતર ઓળંગ્યું અને પછી ત્રીજા ખેતરના ઢાળની સામી બાજુના નીચે તરફના સુકાયેલા નાળાને ઓળંગી ટીંબા પાછળ અદૃશ્ય થઈ ગઈ ત્યારે મને થોડુંક વિશેષ દુઃખ, ચિંતા અને આશ્ચર્ય થવા લાગ્યાં. હૃદયને જાણે એક ધક્કો લાગ્યો! હવે હું સાવધાનીથી તેનો પીછો કરવા લાગ્યો જેથી તેને ખબર ન પડે કે કોઈ તેનો પીછો કરી રહ્યું હતું. ત્રીજા ખેતરનો ઢાળ ઊતરી મેં નાળાને ઓળંગ્યું અને ટીંબા પાછળ સંતાઈ જઈ આગળ નજર નાખી.

સામે પણ સરસવનાં ખેતર હતાં. ખેતરની વચ્ચોવચ્ચ એક કૂવો હતો, કૂવાની નજીક સરસવ અને અળસીનાં વૃક્ષોનું ઝૂંડ હતું. તેની છાયામાં એક ખાટલો ઢાળેલો હતો અને ખાટલા પાસે એક કાચું મકાન હતું જેનું બારણું અધખુલ્લું હતું.

...અને મારી પત્ની, મારી પ્રીતો એક જાટ યુવક સાથે પ્રેમ કરી રહી હતી! મારી આંખોમાં લોહી ધસી આવ્યું, પણ હું એ ઝૂંડ પાછળ ચૂપચાપ ઊભોઊભો જોતો રહ્યો...તે લોકોને પ્રેમ કરતાં જોતો રહ્યો...હા, હા...મારી સગી આંખે!

થોડી વાર પછી જાટ યુવકે મારી પ્રીતોને કહ્યું, 'પ્રીતો! મને તરસ લાગી છે, અંદરથી પાણી લાવી દે.'

પોતાનું માથું તેની છાતી પરથી ઊંચકી લઈ પ્રીતોએ કહ્યું, 'બચના! શું તારી તરસ હજુય નથી છીપી?' જવાબમાં બચનાએ ફક્ત હસી દીધું. પાણી લેવા પ્રીતો અધખુલ્લા બારણામાંથી ઘરમાં જતી રહી. ખાટલા પર ઊંધા મોંએ પડ્યો પડ્યો બચનો ઉત્સુકતાવશ બારણાભણી જોતો રહ્યો.

તરત જ મેં કિરપાણ મ્યાન કાઢી: તેને બન્ને હાથે પકડી, માથાથી ઉપર ઊંચકી લઈ હતું એટલું જોર એકઠું કરી તેનો બચના પર ઘા કરી દીધો. તેના મુખમાંથી એક ધીમી ચીસ નીકળી ગઈ અને બીજી જ ક્ષણે તેનું માથું ધડથી અલગ થઈ ગયું. હું સરસવના ઝુંડ પાછળના ખેતરમાં ગુમ થઈ ગયો. ટીંબા પાછળ થઈ, નાળાને ઓળંગી સરસવના ખેતરમાંથી પસાર થતાં થોડી વાર માટે અટકી જઈ મેં મારી કિરપાણ માટી વડે સારી રીતે લૂછી નાખી જ્યારે તે ફરીથી દર્પણ માફક ચમકવા લાગી ત્યારે તેને મ્યાન કરી ઘેર આવતો રહ્યો અને ઓશીકા નીચે દબાવી ફરીથી સૂઈ ગયો.

અડધા પોણા કલાક પછી પ્રીતો ધીમેથી મારા ઓરડામાં દાખલ થઈ. હું જાગતો જ હતો પણ મેં મારી આંખો મીંચી દીધી. અને દીર્ઘ શ્વાસ લેવા લાગ્યો. પ્રીતોએ બારણું ઉઘાડી સૌ પ્રથમ તો તેણે મને એકીટશે જોયા જ કર્યું. પછી ધીમેથી મારા ઓશીકા નીચેથી કિરપાણ કાઢી અને તેને મ્યાનમાંથી કાઢી તપાસી જોઈ. તેને સંપૂર્ણપણે સ્વચ્છ જોઈ જાણે તેનો સંદેહ દૂર થઈ ગયો. પછી તે મારી પડખે આવી સૂઈ ગઈ...ચૂપચાપ...જાણે પથરો!'

વૃદ્ધ શીખ શાંત થઈ ગયો. થોડી વાર સુધી પ્રતીક્ષા કર્યા પછી મેં અતિશય વ્યગ્રતાથી પૂછ્યું, 'પછી શું થયું?'

'કશુંય ના થયું. તેનો બાપ સાજો થઈ ગયો હતો એટલે બીજે જ દિવસે તેને લઈ હું પાછો ઘેર આવતો રહ્યો; અને અમે આનંદથી રહેવા લાગ્યાં.

*

દિવસો વહી ગયા. મહિના વહી ગયા અને વર્ષો પણ વીતી ગયાં; પણ મેં તેની સાથે કદી પણ એ વાતની ચર્ચા કરી નથી, પ્રીતોએ પણ મારી આગળ કદીયે તેને કોઈ પણ પ્રકારનો સંદેહ હતો અગર કોઈ પણ જાતનું દુઃખ છે એવું પ્રગટ થવા દીધું નહોતું. હા, એક વાત મેં અવશ્ય નોંધી હતી કે આ પ્રસંગ પછી તે કદીયે પોતાના પિયર ગઈ નહોતી. મારી રજા અને માબાપના સતત આગ્રહ છતાં! ધીમે ધીમે જાણે



હું પણ એ ઘટનાને વીસરતો ગયો હતો. અમારે ઘેર હવે બાળકો રમતાં થઈ ગયાં હતાં. મારા અને પ્રીતોનાં બાળકો. બે પુત્રો અને એક પુત્રી. મારાં બાળકો બહુ જ દેખાવડાં હતાં પ્રતાપ, દિલીપ અને હરનામ કૌર. વધતાં વધતાં બાળકો પણ મોટાં થઈ ગયાં અને નિશાળે જવા લાગ્યાં. નિશાળેથી કૉલેજ જવા લાગ્યાં. જ્યારે તેઓ કૉલેજ જતાં થયાં ત્યારે એક ત્રીજા પુત્રનો જન્મ થયો—હરબંસસિંહ. હવે અમારા ભર્યાભાદર્યા ઘરમાં આનંદ હતો. આદર્શ ઘરોમાં હોય છે તેવી આરામ અને સુખની ગાઢી મિત્રતા !

એક દિવસની વાત છે. હું સાંજે ખેતરથી ઘેર પાછો આવી ગયો હતો. ઉનાળાની રજાઓ ગાળવા પ્રતાપ અને દિલીપ કૉલેજથી અહીં આવેલા હતા. એક ખુણામાં બેઠી બેઠી હરનામ કૌર ભરત ભરી રહી હતી. મારો સાત વર્ષનો પુત્ર હરબંસ લાકડાના ઘોડાને ચલાવવાનો યત્ન કરતો હતો. પ્રીતો ચૂલામાં મકાઈના રોટલા શેકી રહી હતી. ચૂલા પર હાંડીમાં સરસવની ભાજી રંધાતી હતી. તેની ખાટી સુવાસ મારી ક્ષુધાને વધારે બેચેન કરી રહી હતી. ઉતાવળે ઉતાવળે હાથ મોં ધોઈ, પાટલો ઢાળી હું પ્રીતો સામે બેસી ગયો. કિરપાણ ઉતારીને મેં પાસે મૂકી દીધી, અને બાળકો માફક વિચલિત થઈ ભાણું પીરસવા કહેવા લાગ્યો.

'પ્રીતો ! જલદી જલદી ભાણું પીરસ.'

પ્રીતોએ સૌ પ્રથમ મારું ભાણું પીરસ્યું. પછી પ્રતાપ માટે, પછી દિલીપ માટે અને પછી હરનામ માટે. સૌથી નાના હરબંસે લાડ કરતાં કહ્યું,

'ના, હું તો બા સાથે જ જમીશ.'

મેં પ્રીતોને કહ્યું; 'પ્રીતો ! તુંય બેસી જા' તેણે નાક ચડાવતાં કહ્યું, 'હું બેસી જઈશ તો તમને પીરસશે કોણ ?'

તે વખતે ચૂલાના પ્રકાશમાં તેના ગાલ તમતમી ઊઠ્યા હતા અને અટવાયેલી અલકલટ માથા ઉપરથી સરકી ગઈ હતી. મને ત્યારે તે ખૂબ જ સુંદર લાગી રહી હતી.

'બા ! મને સરસવની ભાજી આપજે'

દિલીપે પોતાની થાળી આગળ સરકાવતાં કહ્યું. પ્રીતોએ ચમચો ભરીને ભાજી દિલીપની થાળીમાં પીરસી દીધી. મેં કહ્યું, 'હરબંસની બા ! જો અત્યારે ક્યાંકથી અથાણું મળી જાય તો જમવાનો બમણો આનંદ આવે.'

'અથાણું તો અંદર અંધારિયામાં પડ્યું છે.' પ્રીતોએ અટકતાં અટકતાં કહ્યું.

'તે શું થયું ? અંદર જઈને લઈ આવ !'

પ્રીતો ઊભી થતાં બોલી, 'એકલી અંદર કેવી રીતે જાઉં ? અંદર ખૂબ જ અંધારું છે. મને બીક લાગે છે.'

'બીક લાગે છે !' અકસ્માત મારાથી બોલી જવાયું, 'અત્યારે બધાંની સામે અંદર જતાં બીક લાગે છે, પણ તે દિવસે રાત્રે ખેતર ઓળંગી એકલી જતાં બીક નહોતી લાગી ?'

મેં અચાનક જ અકડી જઈ કહી દીધું. કોણ જાણે કેવી રીતે કહી દીધું. આટલાં વરસ સુધી જે વાત મેં કદી નહોતી કહી તે વાત આજે કોણ જાણે કેવી રીતે ટોણો બની એકાએક હોઠ પરથી સરી પડી. બેઠાં બેઠાં પ્રીતોએ એક ક્ષણ માટે મને જોયા જ કર્યો. બીજી જ ક્ષણે મને લાગ્યું કે તે કિરપાણ લઈ મારા માથે ઊભી છે. પછી તે વીજળી માફક તરફડી ઊઠી. મેં મારા રક્ષણ માટે હાથ ઊંચા કરી દીધા. એક વાર, બે વાર, ત્રણ વાર ! કિરપાણ મારા ગાત્રોને ચીરતી ગઈ. મેં મારી રક્ષા માટે મારા હાથ વડે તેને રોકવાનો યત્ન કર્યો. અને બૂમ પાડી, 'પ્રીતો ! પ્રીતો ! રહેવા દે' પણ પ્રીતો એક ભૂખી વાઘણ માફક મારા પર પ્રહારો કરતી રહી. આખરે ક્રોધે ભરાઈ મેં એક ઝાટકો મારી કિરપાણ તેના હાથમાંથી ઝૂંટવી લીધી અને બન્ને હાથે કિરપાણ

ઉગામી શરીર તેમજ આત્માનું હતું એટલું જોર એકત્રિત કરી પ્રીતોના ગળા ઉપર તેનો ઘા કરી દીધો. પ્રીતોની ડોક છૂટી પડી, હરબંસના ઘોડાના પગ આગળ જઈ પડી અને ત્યાંથી ઊછળીને મ.રી થાળીમાં ઊંધી થઈ ગઈ. તેની શ્યામ અલકલટો વિખરાઈ જઈ મારી આગળ પથરાઈ ગઈ.

*

વૃદ્ધ શીખ શાંત થઈ ગયો. હું ય શાંત બેઠો રહ્યો. બારીમાં ચાંદો પણ એક ભયભીત ભૂત માફક શાંત જ ઊભો હતો. ગાડીના પેસેંજરોના ચહેરા ફિક્કા અને ઊંઘતા લાગતા હતા. જાણે તે ચહેરા નહીં પણ બહુરૂપીઓના ખેલ હતા. ખેતર ચીરતી ગાડી કોઈ અણજાણી મંઝિલ તરફ દોટ મૂકી રહી હતી, અને ચંદ્ર બારી બહાર એકાકી અને વિવશ બની ઊભો હતો. લાંબા વખતની ચુપકી બાદ વૃદ્ધ શીખે કંપતા સ્વરે કહ્યું, 'સ્ત્રી કદીયે ભૂલતી નથી. જે લોકો સ્ત્રીને ઓળખતા નથી તેઓ માને છે કે સ્ત્રીનાં સપનાં તેને સાસરે વળાવી કે ત્રણ ચાર બાળકોની માતા બનાવી, ઝૂંટવી શકાય છે. પણ તે લોકો સ્ત્રીને ઓળખતા નથી. સ્ત્રી કદીયે ભૂલતી નથી.'

વૃદ્ધ શીખ શાંત થઈ ગયો. તેણે પોતાના ગાલ પરના ક્રોસ પર હાથ ફેરવ્યો અને મૂંગો થઈ ગયો. મને લાગ્યું કે તે ક્રોસ ઊંડો ઊતરતો જાય છે...ઊંડો ઊતરતો ઊતરતો તે તેના હૃદયમાં ડૂબી ગયો છે!

ગાડીમાં એવો તો સન્નાટો છવાઈ ગયો હતો કે મને મારો શ્વાસ પણ રુંધાતો લાગ્યો. મેં મોઢું ફાડી બે ત્રણ ઊંડા શ્વાસ લીધા. પછી આકસ્મિક રીતે જ મારી દૃષ્ટિ ખૂણામાં સૂતેલા યુગલ પર પડી ગઈ. યુવકનો હાથ હજુ સુધી યુવતીના ખભે જ પડચો હતો. આંખો બન્નેની મિંચાયેલી હતી. બન્ને સૂઈ ગયાં હતાં. એકાએક યુવતીએ યુવકના ખભા પરથી માથું ઊંચકી લીધું. હળવેથી પોતાનો હાથ યુવકના હાથ નીચેથી ખસેડી લીધો. પછી તેણે યુવક તરફ જોયું. જ્યારે તેને ખાતરી થઈ ગઈ કે ખરેખર યુવક સૂતો હતો ત્યારે તેણે તેનો હાથ પોતાના ખભા પરથી ખસેડી દીધો, અને મોં ફેરવી ચંદ્ર તરફ જોયું. પછી તેણે ત્રિનયભરી આંખે જોયું કે જે પળે પળે તેના સ્મિતનો વિરોધ કરી રહી હતી. હું આશ્ચર્યમુગ્ધ થઈ જોતો જ રહ્યો. એકાએક મારા માનસમાં મને એક કિરપાણ તગતગતી લાગી, અને મેં ગભરાઈ જઈ પોપચાં બીડી દીધાં.

બીજી જ ક્ષણે મેં આંખ ઊઘાડી જોયું તો યુવતીએ બારી પર પડદો પાડી દીધો અને તેનો ચહેરો અંધારામાં લપાઈ ગયો હતો. જો કે હું તેના મુખને જોઈ શકતો નહોતો પણ મને ખાતરી હતી કે તે રડી રહી હતી!



**આ જગતમાં બે પ્રકારના સંબંધ વિશિષ્ટ પ્રકારના છે. પહેલો સંબંધ માંજાર સંબંધ છે. તેમાં બિલાડી તેનાં બચ્ચાંને ખૂબ સાચવી સાચવીને જુદે જુદે સ્થળે ફેરવે છે. બચ્ચાંને કશી ફીકર ચિંતા હોતી નથી. બધી જવાબદારી માતાની જ હોય છે. બચ્ચાંની ફીકર બિલાડીએ જ કરવાની હોય છે. ધર્મગુરુ અને તેના સંપ્રદાયમાં જોડાનારનો સંબંધ આ પ્રકારનો કહી શકાય. ધર્મગુરુ તેમની કાળજી રાખી તેમને સત્ય અને જ્ઞાનના અગોચર પ્રદેશમાં ફેરવે છે.**

**બીજો સંબંધ મર્કટ પ્રકારનો છે.**

**માતાની સાથે વળગી રહેવામાં વાંદરાના બચ્ચાને ખૂબ કાળજી લેવાની હોય છે. બચ્ચું માને બરાબર વળગ્યું ન હોય તો આપત્તિ એને શિર છે. માતા ગમે ત્યાં ગમે તેટલી ઊંચાઈએ કૂદે પણ બચ્ચું ખૂબ ચીવટથી તેને વળગી રહે છે. અહીં માતા કરતાં બચ્ચાંને વધારે સાવચેત રહેવું પડે છે. ગુરુ–શિષ્યનો સંબંધ આ પ્રકારનો હોય છે. શિષ્ય જો ગુરુને પૂરેપૂરી વફાદારીથી, ચીવટથી વળગી ન રહે તો તેને જ નુકસાન છે. ગુરુને કશી ચિંતા કરવાની રહેતી નથી. જવાબદારી શિષ્ય પર હોય છે. વાંદરાનું બચ્ચું એકવાર ચીવટથી માની છાતીએ વળગ્યા પછી જેમ ગમે તેટલી ઊંચાઈએ કૂદતાં તેને ડર લાગતો નથી. તેમ શિષ્ય પણ ગુરુને જો ચીવટપૂર્વક વળગી શકચો હોય તો ગુરુ લઈને ગમે તેટલી આધ્યાત્મિક ઝાડીઓમાં કે સત્યનાં શિખરો ઉપર તેને કૂદાવે તોયે તેને ડર લાગતો નથી.**

જ. ઠા. સુનસફ

# વેતનની સાપ્તાહિક ચુકવણી

આજની કાતીલ આર્થિક ભીંસને હળવી કરવાની અને તેથી ખાસ કરીને મધ્યમ વર્ગના નોકરીઆતોને રાહતનો અનુભવ કરાવનાર આ પદ્ધતિ વિષે અભ્યાસુ લેખ રજૂ કરી વાચકોની આ લેખકે મોટી સેવા બજાવી છે……

મધ્યમ વર્ગના કોઈ ખાનદાન કુટુંબના એક નોકરીઆત ભાઈને તેની ઓફિસના સંચાલકે એકવાર પૂછયું કે, 'આજની પાંચગણી મોંઘવારીવામાં તમે તમારા પગારમાંથી ઘરખર્ચ વગેરે કાઢતાં શું બચાવો છો ?'

જવાબ મળ્યો કે, 'માંડમાંડ થોડી ઘણી આબરૂ.'

પ્રત્યુત્તર અર્થસૂચક હતો જીવનધોરણનો પારો છેક ઊંચે ચડેલો હોય તેવા સમયમાં નિર્વાહ જેટલા મળતા વેતનમાંથી ખર્ચ કાઢતાં બાકી શું બચે ? અનાજ, બળતણ, ઘરભાડું, સંતાનોનું શિક્ષણ, કપડાં, દવાદારૂ, સરકારી તેમજ મ્યુનિસિપલ કરવેરા અને રોજીંદો શાકભાજી, પાનબીડી ઇત્યાદિનો અનિવાર્ય એવો જીવનની જરૂરીઆતોમાં થતો ખર્ચ—એ બધાનો સરવાળો આવકના આંકડા સામે મૂકીએ, તો દરેક મહિનાનું ખાધવાળું બજેટ તપાસતાં ઉપરોક્ત ભાઈનો જવાબ સેંકડો નોકરીઆત કુટુંબોમાંથી કોઈ કોઈ કે જેને પાછળ થેલીની ગરમી મળતી હશે તે સિવાય ભાગ્યે જ કોઈકને અણગમતો લાગશે, કારણ કે એ 'નગ્ન સત્ય' છે.

ઘણા એવા ટેકીલા છે કે જેમને ક્રેડીટ પર લાવવાની સૂગ છે. સઘળું રોકડેથી જ લેવું અને સગવડ ન હોય તો તે વિના મન મારીને પણ ચલાવી લેવું, પણ ઉધાર લાવીને વેપારીને ચોપડે નામ ચડવા દેવું નહીં. અને ઉઘરાણીનો તાપ લાગવા દેવો જ નહીં. પણ તેઓનો એ સિદ્ધાંત, અનિવાર્ય જરૂરીઆતોને લઈને અને જેમનાં તે પોષણ કરે છે તેઓના હતાશ હ્રદયો જોઈને, તેમજ પાછળ આર્થિક સહાય મળવાનો કોઈ ઓવારો ન હોવાથી તૂટયો, તેમની ટેક ઢીલી પડી અને તેવાઓ પણ છેવટે નમતા પલ્લામાં જ ચડી બેઠેલા છે. આ માર્ગમાં મુખ્યત્વે વચલા થરના નોકરીઆતો જ આવે છે, કેમકે તેમને મળતા માસિક વેતનમાં નિર્વાહ પુરતી સગવડ ઉપરાંત—તાત્કાલિક ઊભી થતી વધુ જરૂરીઆતોને તેમનાથી પહોંચી વળી શકાતું જ નથી—અને આ જરૂરીયાતો વિલાસી જીવન જીવવાની નહીં, પણ કુટુંબ પોષણની અને વ્યવહારિક.

આ જરૂરીયાતોને સમાધાનીથી પાર ઊતારવા અને ક્રેડીટ ઉપર આપનાર વ્યાપારી યા ધીરનારનું મન સંતોષ કરવા કે મહિના જેટલો લાંબા સમયનો વાયદો, જેને મન ત્રીસ દિવસ તે ત્રીસ વરસ જેટલા લાંબા લાગતા હોય, તેવા નાના પાયાના કે અધીરા વ્યાપારીને કે ધીરનારને રૂચિકર અને શાંતિદાયક થઈ પડે–તેવો ઉત્તમ ઉકેલ છે એક માત્ર 'વેતનની સાપ્તાહિક ચુકવણી'નો—યાને પગાર અઠવાડિક આપવાનો.

પહેલાં આપણા દેશમાં અને બીજે કેટલેક સ્થળે પણ વાર્ષિક વેતનનો રવૈયો હતો. હજીયે તે નાના કારીગરોવાળા ધંધાદારીને ત્યાં કોઈકિ કોઈકિ સ્થાને ચાલુ છે. પછીથી આ દેશમાં પાશ્ચાત્ય રૂઢિ મુજબ માસિક વેતનનો રવૈયો થયો. આથી આપણને આ પ્રસ્તાવ નવાઈ ભરેલો તેમજ હાસ્યાસ્પદ લાગે, પણ જેમ 'જરૂરીઆત એ શોધની જનની છે,' તેમ આવી કટોકટીભરી આર્થિક સંકડામણમાં 'સાપ્તાહિક વેતન'ની પણ અનિવાર્ય જરૂરીઆત સમજાશે.

મનન કરી જોતાં જરૂર લાગશે કે માસિક ચુકવણી અને સાપ્તાહિક ચુકવણી એ બન્ને જાતની ચુકવણીમાં કાંઈ પણ ખાસ વધઘટ થતી નહીં હોવા છતાં, તેની રીતમાં ચાર અઠવાડિયાં જેટલા લાંબા ગાળાના અને એક અઠવાડિયા જેટલી ટૂંકી મુદ્દતના સમયના તફાવતમાં જે રહસ્ય રહેલું છે, ત્રુટી જતો વિશ્વાસ અને વ્યવહાર સાધેલો રાખવાની જે કળા છૂપાઈ છે, તે ખરેખર રાહત બક્ષનારી હોઈ શાન્તિકાયક છે. ઈંગ્લાંડ, અમેરિકા અને બીજા કેટલાક અગ્રગણ્ય પાશ્ચાત્ય

દેશોએ તો તેને ક્યારની ચોક્કસ ખાતાંઓમાંની કારવાઈમાં અપનાવી લીધી હોઈ તેમાંથી લાભ ઊઠાવ્યો છે.

તેવા દેશોમાં Army and navy યાને લશ્કરી અને દરિયાઈ ખાતાંઓમાં કામ કરતા મનુષ્યોને એ મુજબની 'સાપ્તાહિક ચુકવણી' ઘણા વખતથી લાગુ પાડવામાં આવી છે, અને હાલમાં તો એ પ્રથા બીજાં પણ ઘણાં ખાતાંઓમાં દાખલ કરવામાં આવેલી હોવાનું જાણવા મળે છે. બીજા દેશો કે જ્યાં આર્થિક ભીંસ પ્રબળ રીતે વર્તાય છે, ત્યાં તેઓએ પણ આ રીતિ અપનાવીને તેનું અનુકરણ કરવા માડ્યું છે, અને પરિણામે રાહત અનુભવાઈ રહી છે. જેવો કાળ તેવી પાળ.

તેઓએ ઝીણવટથી કામદારોનું જીવન તપાસ્યું અને તેમણે જાણ્યું કે, માસિક વેતન મેળવનારમાંના ઘણાનાં માસિક બજેટસ તો આગલા મહિનાની છેવટની તારીખોમાં તૈયાર થાય છે. મહિનાના પહેલા એક બે અઠવાડિયાંમાં તો આગલો ભાર કાંઈક હલકો થયેલો અને પરચુરણ રોજીંદા ખર્ચમાં રાહત મળતી તેઓ અનુભવી શકે છે, પણ ત્રીજા સપ્તાહથી કંઈક કરજીયાત ખેંચ અને વાયદા શરૂ થતા હોઈ ચોથા સપ્તાહમાં તો તેઓમાં સદંતર કડકી આવેલી તેમને જણાઈ. એટલે સુધી કે કેટલાકને દવાદારૂ તથા બળતણના પણ વાખા પડે. કેલેન્ડરના પાના તરફ એ જ દૃષ્ટિ નાખી પહેલી તારીખ ક્યારે આવે તેની જ રાહ જોવાતી, અને કદાચ પહેલી ને રવિવાર આવે તો નિસાસાં પણ મૂકતા જાણ્યા. બિચારા કામદારો!

વળી ધીરનારને વાયદા કરવા પડે, તેમજ આગળનો મહિનો ખાલી ગયો હોય તો વાતચીતમાં ગરમી પણ આવી જતી અનુભવી, જે ચાહે તે દાટીરૂપે હોય, તો એ મન મારીને ચૂપ રહ્યા સિવાય દેણદારનો છૂટકો હોતો નથી. અને નવા વાયદા કરી દેણદારને સંતોષવા યત્ન કરતા કામદારોને જોવા; અને કેટલાક તો મોં માગ્યું વ્યાજ પણ લાંબેલી રકમ માટે કબૂલ કરતા જણાયા—માત્ર એક રક્ષા અને આબરુને ખાતર.

આર્થિક ભીંસમાં સપડાયેલ માનવી—કામદાર—અર્થ-પ્રાપ્તિ માટે અનેરા માર્ગો પકડી રાહત મેળવવા યત્ન કરે છે, પણ 'મુલ્લાંની દોડ મસ્જીદતક' એ કહેવતાનુસાર નસીબ બંધાઈ ગએલું હોવાથી તેને ચોમેર અંધારપટ છવાઈ ગયેલો લાગે છે. મુડીના રોકાણ વિના માત્ર પુરુષાર્થથી નવા પ્રયોગો થઈ શકતા નથી, અને કરવામાં આવે તો વધારે ઊંડા ખાડામાં પડવાનું થાય, આથી આરંભાતા નથી.

કામદારની આવી કટોકટીમાં એ કેટલાક બિનઅનુભવી ડાહ્યાઓ તેને ખર્ચમાં કાપકુપી કરવાની સલાહ આપવા નીકળી પડે છે. જેમ હિજરત કરનાર દુકાળીઆઓને નવાબજાદાએ સલાહ આપી કે 'તમે સુકલકડી કેમ છો? ખાજા કેમ ખાતા નથી?' તેના જેવું. પણ તેવી કાપકુપ શેમાં અને કેટલી હદ સુધી કરી શકાય તેનું તેમને જ્ઞાન નથી. આધ્યાત્મિક કે માનસિક શાન્તિ જ્યાં રુસણું લઈને બેઠી હોય ત્યાં જીવનનિર્વાહની અનિવાર્ય ચીજોમાં, તાત્કાલિક ખડા થતા ઉપરાઉપરી સંજોગોમાં કાપકુપ કેટલી અને કેવી રીતે થઈ શકે? માનવી આવી અનેક પળોએ ધર્મસંકટમાં મુકાઈ જાય છે; અને સમયની કટોકટી પર કોઈ મહાન તત્ત્વચિંતકની અદાથી વિચાર કરતો બેસે છે; નસીબ વધુ બદબખ્ત હોય તો ઘરમાં માંદગી કે કલેશ ઘૂસે છે, જેને પહોંચી વળવા તેને નવી હિંમત પેદા કરવી પડે છે, અને નવા રસ્તા શોધવા અહોનિશ ભેજું કસવું પડે છે. આ છે આજના કામદારની દશા!

લાઇસન્સ પદ્ધતિવાળી આજની ધીરાણ પ્રથાથી નાની રકમ પણ તેનો પડોશી તેને ધીરતાં, નાણાંની સલામતી માટે ગભરાય છે. તેમજ કુટુંબની સારી નામનાવાળો સજ્જન બહારની સંસ્થાઓની માફી કે અર્ધીમાફી જેવી સ્કીમનો લાભ લેતાં અચકાય છે. આવા અનેક પ્રકારના અંતરાયો આર્થિક ભીંસમાં કચડાતા મધ્યમ વર્ગને તો રોજીંદા થઈ પડેલા હોય છે. આવી મુશ્કેલીઓમાં રાહત અનુભવવાનો 'વેતનની સાપ્તા-

હિક ચુકવણી ' એ એક રાહત આપનાર સદ્ધર અને સુલભ પ્રયોગ છે.

આ પ્રયોગથી માસિક વેતનમાં મળતી રકમનો ચોથો હિસ્સો જે કાંઈ દર સપ્તાહે પ્રાપ્ત થાય, તેમાંથી જોઈતો ખર્ચ કરવાનો હોય છે, કટકે કટકે ઊભેલું દેવું ચૂકવવાનું હોય છે, અને ધીરનારને લાંબા વાયદા કરવાના નહીં રહેતા હોવાથી તકરાર અને અણુવિશ્વાસ મોટે ભાગે કમી થાય છે.

સાપ્તાહિક વેતનની ચુકવણીથી વળી ક્રેડીટ યાને શાખ પણ વટથી સચવાય છે. નાણું ઝડપથી ફરતું રહે છે, તેમજ Hard cash યાને રોકડ નાણાના અભાવે ખાસ જરૂરી ચીજોની ખરીદી માટે મોં ફાડી દિવસોના દિવસો સુધી બેસી રહેવું પડતું નથી, પણ ટૂંક સમયમાં જ તેની ખરીદી કરી લાભ ઉઠાવી શકાય છે. અને આ રાહતો નાનીસૂની નથી.

ઘણાં કહેશે કે તો તો દર સપ્તાહે પગાર બીલ (pay-sheet) બનાવવાની કડાકુટ ઊભી થાય, માણસો પણ અઠવાડિયા આગમચની જ નોટીસ આપીને છૂટા થઈ જાય અને જબરો ફેરફાર કરવો પડે જે ખાતાંઓએ આ પદ્ધતિ અપનાવી હોય તેવાઓનો અનુભવ આ બાબતમાં ઘણો કામ લાગે. તેઓ કેટલી આસાનાથી આ પદ્ધતિએ ચાલી રહ્યા છે, તે તેઓ જ જણાવશે. હંગામી નોકરો કદાચ નહીં ફાવે તો છૂટા થઈ જાય, પણ સેંકડોને મળતી રાહત માટે આવી થોડી તકલીફ મામુલી જ લેખી શકાય. કાયમી નોકરો માટે તો છૂટા થવાનો પ્રશ્ન જ ઉપસ્થિત થતો નથી અને પછી તો જેવું ખાતાનું કામદારો પ્રત્યે વર્તન, તેવા સંજોગો ત્યાં જોવા મળે. આથી દર સપ્તાહે થોડી તકલીફ વેઠવાનું દરગુજર કરીને પણ આ પ્રથા અમલમાં મૂકવી ઘટે, કેમકે જનતાનું હિત આવા કટોકટીના કપરા સંજોગોમાં જ તેમાં સમાયેલું છે, અને સરકાર પ્રજાની રક્ષક હોવાથી તેણે પહેલ કરવી રહી.

અઠવાડિક વેતન લેનાર કામદાર તેના ખાતાથી બેપરવા રહી કામગીરી છોડી બીજે જોડાશે એવો સંદેહ જ અસ્થાને છે. Rolling stone gathers no mass યાને ગબડતો પથ્થર લીલમાં લપટાઈ શકતો નથી એટલે કે બધેબધ રવડનાર એક સ્થાનના ફાયદા મેળવી શકતો નથી કે તેના લાભો ઊઠાવી શકતો નથી, એ કહેવત, અવારનવાર ખાતા બદલાતા નોકરીઆતને જરૂર સમજાશે. આથી આ સાપ્તાહિક વેતનની વહેંચણીના ફાયદા તેમાં રહેલી તકલીફની તુલના કરતાં ઘણી રીતે વધી જાય છે, આથી જ આ પ્રથા અપનાવી તેનો લાભ આવા બારીક આર્થિક ભીંસના સમયમાં ઊઠાવવા જેવો છે. કંઈ નહીં તો અખતરા રૂપે આ પ્રથા દાખલ કરી, આર્થિક કટોકટીના સમય સુધી ચાલુ રાખવાથી તેની ઉત્તમતાનો ખ્યાલ આવવા સાથે લાભ મળશે જ.

માત્ર અમુક રીત પ્રત્યે સૂગ ધરાવવાથી કે તેને અવ્યવહારૂ ઠેરવવાથી કે તેને હાસ્યાસ્પદ ગણી કાઢવાથી તેમાં રહેલો સત્યતા કે તેની ઉત્તમતા ઓછી થતી નથી. પદ્ધતિનો અમલ કરવામાં આવે તો લાભ મળે. ' સાપ્તાહિક વેતનની ચુકવણી ' એ આધુનિક આર્થિક ભીંસમાં ખાસ કરીને કામદાર વર્ગને મોટી રાહત બક્ષનારો પ્રથા છે, જેને અપનાવી લેવા માટે શંકાઓ ઊભી કરવી, એ છતી દવાએ દરદીને વધારે રીબાતી હાલતમાં બેદરકારીથી રાખી મૂકવા સમાન છે એની કયો સુજ્ઞ જન ના પાડી શકે ?



રાજસ્થાનમાં ભિલવાડા ખાતે અબરખનાં ગરમીરોધક ચોસલાં બનાવવાનું કારખાનું થોડાક જ દિવસ અગાઉ શરૂ કરવામાં આવ્યું છે. આ કારખાનું ભારતનું આ પ્રકારનું પહેલું કારખાનું છે. અને એમાં કાચી સામગ્રી તરીકે, અન્યત્ર નિરૂપયોગી એવા અબરખના ભંગારનો ઉપયોગ કરવામાં આવે છે. અત્યારે રોજના ૩૦૦૦ ચોસલાં (બ્રિક્સ) બનાવી શકાય છે અને ચાલુ વર્ષની આખર સુધીમાં ઉત્પાદન ૬૦૦૦ સુધી પહોંચવાની ધારણા છે. આ કારખાનાને લીધે દેશનાં વિદેશી હુંડિયામણ સાધનોની બચત થશે.

ઈશ્વરભાઈ પટેલ

# દયાની દેવી

આ અગાઉ બે ચાલુ સાહસ કથાઓ અને અનેક લેખોથી ઊર્મિના વાચકોને જાણીતા થયેલા આણંદની દા. ન. હાઈસ્કૂલના આચાર્ય શ્રી ઈશ્વરભાઈ એવી જ પ્રેરક નવી કથા અંગ્રેજી ઉપરથી ગુજરાતીમાં ઉતારવી શરૂ કરે છે જેનો પહેલો હપ્તો અહીં મૂકયો છે. 'શીશી શીશી' અને 'સાગરવીર' એ બન્ને સાહસકથાઓ હતી, અહીં રજૂ થતી કથા સાચી માનવતાની છે...

સન ૧૯૪૧ની પાનખર ઋતુ વીતતી હતી. બીજા વિશ્વયુદ્ધની નોબતો ગાજતી હતી ને જાપાની ધાડાં ચીન આખાને ગળી જવા તળે ઉપર થઈ રહ્યાં હતાં ત્યારે ચીન દેશના સિયાન શહેરની એક મિશનરી હૉસ્પિતાલને દરવાજે, અજાણ્યા ખેડૂતો એક બેભાન પરદેશી દરદીને લઈ આવ્યા ને જાણે એ કાષ્ટપૂતળી કે વસ્ત્રઢીંગલી હોય એમ, ઔપચારિક વિધિ સિવાય, બળદ-ગાડીમાંથી એને દરવાજે ઢાલવી વિદાય થઈ ગયા !

મિશન હૉસ્પિતાલના વડા દાક્તરે એને તપાસી તો એના સૂકલકડી, પોષણવિહીન શરીર પર બંદૂકની ગોળીના એક તાજા ઘાનો ઉઝરડો હતો. એના શરીરના અંતર્ભાગમાં ભારે ઈજા પહોંચેલી હતી, એના એક ફેફસા પર ન્યુમોનિયાની અસર સ્પષ્ટ વરતાતી હતી અને એના શરીરમાં, તે જમાનામાં ભયંકર ગણાતો ટાયફસ તાવ ઘર ઘાલી બેઠો હતો. એનો તાવ માપ્યો તો પારાશીશી ૧૦૫° પર પહોંચી અને આ બેભાનાવસ્થામાં એ સતત લવરી કરતી હતી.

એ મૃત્યુના આરે પહોંચી ગઈ હતી તે વિશે તો ડાક્ટરના મનમાં કશો સંદેહ ન રહ્યો પણ એના મનમાં જે ગડભાંજ પેઠી અને જેણે એને સચિંત બનાવ્યો તે વાત તો એ હતી કે આ વામનાંગી ગોરી બાઈ છે કોણ ને રહેવાસી કયાંની ?

પંદર દિવસ એ જ પથારીમાં વીત્યા તો ય પેલી બાઈ હજુ એની એ જ માનસિક અસ્વસ્થતામાં બબડયા કરતી હતી. હવે તો સ્પષ્ટ લાગતું હતું કે જમદેવની ઓસરીમાં અંતીમ મૃત્યુદ્વાર ખોલવાની રાહ જોતી, એ ખડી હતી. એ જ અરસામાં જાપાનીઓએ સિયાન પર બંબવર્ષા આદરી. ભયંકર ચીચીયારી સાથે નીચે ગરતા એ. બોંબની અને પરિણામતઃ ધૂળ ઊડતી ઓરડીની સાથે જ, દાક્તરે જોયું તો ગળી જતું પેલું દરદીનું શરીર સખત આંચકા અનુભવતું. એક વખત એવા ઠંડા હીમ જેવા શરીર પર પરસેવો પરસેવો થઈ ગયો, એના ચહેરા પર દુઃખની છાયા ફરી વળી, અને એના હોઠમાંથી ધીમો અવાજ સરી પડયો, 'મારાં બાળકો કયાં છે ? આ જાપાનીઓ એમને મારી નાખશે !'

જરા વારમાં તો એ ચીસ નાખી ઊઠી અને એકાએક એક અસંસ્કૃત ગણાતી ચીની બોલીમાં બબડવા લાગી. પાસે ઊભેલા કોઈએ જણાવ્યું કે આ બોલી તો દૂર દૂરના ઉત્તરના જંગલી પહાડી પ્રદેશોની છે. પેલા દાક્તરસાહેબ નીચા નમી એના કાનમાં આસ્તેથી વારંવાર કહેવા લાગ્યા, 'બહેન, બીશો નહીં, ગભરાશો નહીં.' ત્યાં તો પેલી લવરી અદૃશ્ય થઈ ગઈ અને એના ચહેરા પર એક આછું સ્મિત ફરકી રહ્યું. જાણે એ ડાકટરને ના કહેતી હોય, 'હેં, બીવાની વાત કહી ? બીવાની ?'

એની તો ફીકર કરવા જેવી જ નથી. બીક તો ભાગ્યે જ એની નજદીક ફરકતી. પેલાં રશિયન પાઈનવૃક્ષોની હાર વચ્ચે બરફમાં એ સૂતી ત્યારે બીકે એને કયાં પજવી 'તી કે વ્લાડીવોસ્ટોકમાં પેલો પરદેશી હોટલરૂમમાં એને બદદાનતથી ઘેરી વળ્યો ત્યારે બીક એની નજદીક કયાં ફરકી હતી ? અને પેલા ચીની કેદખાનામાં, પેલો ગાંડો કેદી, લોહી નીગળતી કુહાડી લઈ એની સામે ધસી આવ્યો ત્યારેય બીક તો એનાથી દૂર જ રહી હતી ને ? અને પેલા કબરઘરમાં, ચારેકોર જાપાની ગોળીઓની વર્ષારમઝટ જામી ત્યારેય બીક કયાં એને સ્પર્શી હતી કે આજે એ બીવે...!



પેલા ડાકટરનો આગ્રહભર્યો અવાજ એના કાનમાં ગૂંજતો રહ્યો, 'તમારું નામ?...અને વતન?' આમ તો સૌ કોઈ એને આર્ઈ–વેહ–ડેહ–'સદ્‌ગુણી પુત્રી' —સદ્‌ગુણા, તરીકે પહેચાનતું પણ જે આ લોકો ખોજતા હતા તે એનું ચાઈનીઝ નામ નહીં પણ અંગ્રેજી નામ.

એને એમ લાગ્યું કે આ કેવો વિચિત્ર સવાલ! સૌ કોઈ એને 'સદ્‌ગુણા' કહી બોલાવતા! ત્યાં તો એની સ્મૃતિ સાંકળ ખખડી અને સ્મૃતિ પરંપરા ચાલી! એનું મૂળ નામ વડીગ્લેડીઝ ઇલવર્ડ. લંડનની એ વતની. આમ તો એ હતી એક ઘરદાસી —એક અતિ સામાન્ય કિંકર. અને નહોતી એ ઝાઝું ભણેલી. એટલે તો એને ચીનમાં પાદરી થવાની ઇચ્છા થઈ ત્યારે મીશનની પરીક્ષામાં એ નાપાસ થઈ અને એમણે એને ઇંગ્લેન્ડમાં જ રહેવા જણાવ્યું. એની ઉમ્મરેય ત્યારે તો માત્ર છવીસ, પણ એ ઉમ્મરે એણે એક ભીષ્મ નિશ્ચય કર્યો—આપમેળે ચીન જવાનો ને ત્યાં પ્રભુ ઇસુખ્રિસ્તનાં પ્રેમકિરણો રેલાવવાનો.

આ નિશ્ચયનો અર્થ એ થયો કે લંડનથી ચીનની અતિલાંબી મુસાફરીનો ખર્ચ પોતે વેઠવાનો. એનો દરમાયો તો સાવ નજીવો હતો તેમાંથી આટલી રકમ કેમ બચાવવી એય એક કોયડો હતો.

ત્યારે સુવિખ્યાત સાહસિક સર ફ્રાન્સિસ યંગહસબન્ડને ત્યાં દાસીકામ કરતી હતી. ચીનના ભાડાની રકમ જાણી એ સાવ હતાશ થઈ અને પોતાની ઓરડીના ખાટલામાં બેસી પડી. આસ્તેથી એણે પોતાનું બાઈબલ ઊઠાવ્યું અને ટેબલ પર ગોઠવ્યું. પછી એણે પોતાનું પાકીટ ખોલ્યું ને હતા એટલા પૈસા ઠાલવી દીધા તો એમાંથી બે અઢી પેન્સના ત્રણ સિક્કા ટપકી પડ્યા!

એણે એ સિક્કા પેલા બાઇબલ પર મૂક્યા ને એને ગળે ડૂમો ભરાઈ આવ્યો!—ચીન કેટલું દૂર હતું તેની કલ્પના આવતાં જ એના શરીરે કંપારી વછૂટી. પણ પોતાની જરૂરિયાતની પાકી સભાનતાસહ એનો અંતર્યામી બોલી ઊઠ્યો, 'હે પ્રભુ! આ મારું બાઇબિલ, આ મારી મૂડી ને આ હું પોતે! સર્વસ્વ ભગવદ્ ચરણે ધરું છું! ઠીક લાગે તે ઉપયોગાર્થે!'

ત્યાં એને યાદ આવ્યો, પ્રાસપોર્ટ ને પેસેન્જર એજન્ટના વયે પહોંચેલા કારકુન સાથેનો પ્રથમ મેળાપ. અને એના હોઠ મરકી રહ્યા! આખી જિંદગી એ ભાઈએ પરદેશની મુસાફરી અંગે અનેક જણને સલાહ આપેલી પણ આ બાઈના જેવી ગાંડી માગણી કરનાર તો એને કોઈ ભેટેલું જ નહીં. એણે બિચારે જીભનો કૂચો થઈ જાય એટલી વાર સમજાવ્યું કે ચીન પહોંચવાનો સૌથી ટૂંકો રસ્તો એ ટ્રાન્સ સાઇબીરિયન રેલ્વે મારફતે રશિયા પાર ટ્રિન્ટસીન પહોંચવાનો અને એનું ભાડું સુડતાલીસ પાઉન્ડ, દસ શિલિંગ. પણ રશિયા ને ચીન વચ્ચે ચાલતી તંગદિલી અને અવિધિસરના યુદ્ધને કારણે એ રસ્તે જવું એ સાવ અશક્ય હતું. ત્યારે એ બાઈ બોલી ઊઠી: 'એ મૂર્ખાઇભરેલા યુદ્ધને ને મારે શી લેવાદેવા? એ સસ્તામાં સસ્તો પંથ છે ને? બસ મને એથી વિશેષ કંઈ પડી નથી. જુઓ મારી તમે નોંધ લો અને આ ત્રણ પાઉન્ડ મારી પાસે રોકડા છે તે જમે કરી દો. બાકીની રકમ હું જેમ જેમ કમાતી જઈશ તેમ તેમ હર સપ્તાહ દેતી જઈશ.'

ખૂબ સાવચેતીપૂર્વક શબ્દ પસંદગી કરતો એ અનુભવી કલાર્ક બોલ્યો, 'જુઓ, અમારા ગ્રાહકો સામે છેડે મૃતપ્રાય પહોંચે તે અમને પસંદ નથી.'

'અરે, એવી બીક ન રાખશો. એ લોકો મને જરાય ઇજા નહીં કરે.' તે બોલી ઊઠી, 'હું તો એક બાઈ માણસ છું. અને જુઓને હું જરૂરી પૈસા કમાઈ રહીશ ત્યાં સુધીમાં તો કદાચ યુદ્ધ બંધ પણ પડી જશે.'

પેલો કલાર્ક તો એને ટીકી ટીકીને જોઈ રહ્યો અને અંતે હાર સ્વીકારી, પેલા ત્રણ પાઉન્ડ ગણવા લાગ્યો.

ખૂબી તો એ રહી કે આમ સાવ અકિંચન દશામાં

ને ચીની ભાષાથી બિલકુલ અજ્ઞાન એવી એ, એ દેશમાં પહોંચી શું કરશે. તેની એને પોતાનેય ગતાગમ નહોતી. એટલે એણે નક્કી કર્યું. કે એક પાદરી તરીકે ઉપદેશ આપવાની ટેવ તો પાડી જ દેવી ઘટે.

એની હંમેશની સ્વાભાવિક સરળતા સહ એ તો ફાજલ સમય મળે ત્યારે લંડન શહેરના હાઇડપાર્કમાં પહોંચી જતી અને સાબુના એક ખોખા પર ઊભી રહી, સાથેસાથ હસતા ને ટીખળ કરતા જનસમુદાયને ઉપદેશ આપ્યા કરતી. સાંજ પડયે થાકયા પાકયા ઘરભણી ડગ માંડતા લંડનવાસીઓને, પાંચ ફૂટ ઊંચી ને બાણું શેર વજનની, કાળા પોશાકમાં સજ્જ થયેલી આ છોકરી ઘરને બદલે પ્રભુ તરફ ડગ માંડવા કહેતી ત્યારે સાચે જ આશ્ચર્ય થતું.

એવામાં એનું નસીબદ્વાર ખૂલ્યું. એની એક મિત્રે એને વાત કરી કે તોંતેર વરસની એક શ્રીમતી લોસન ચીનમાં પાદરી તરીકે કામ કરતી હતી અને થોડા વખત પર એનો પત્ર હતો કે એ કોઈ જુવાન બહેનની તાલાશમાં છે જે એના કામની વારસદાર બને.

આ વાત સાંભળતાં જ ગ્લેડીઝનું મોં સાશ્ચર્ય ખૂલી ગયું ને એ બોલી ઊઠી, 'હું જઈશ, હું જઈશ.'

એણે તરત શ્રીમતી લોસનને પત્ર લખી દીધો કે પોતે ચીન આવવા ને એનું કામ ઉપાડી લેવા રાજી છે.

હવે તો ટિકિટના પૈસા બચાવવા એ અનિવાર્ય થઈ પડયું. ઘરમાં સર્વ પ્રકારનું કામ કરવા એ રાજી હતી પણ કેટલું પ્રાપ્ત થાય એટલે એણે તો બધી કામદાતામંડળીઓ પર અક્ષરશઃ દરોડા પાડી જણાવ્યું કે એ રજાના દિવસે, વરામાં, સમૂહભોજનમાં કે રાત્રેય કામ કરવા રાજી છે.

અત્યારસુધીમાં તો પેલો ટ્રાવેલ એજન્ટનો કલાર્ક પણ મિત્ર થઈ ગયો હતો. હરેક શુક્રવારે સાંજે અચૂક ટપકી પડતી આ બાઈને તે ઓળખી ગયો હતો ને એના ઉત્સાહને એ પારખી ચૂકયો હતો એટલે એન આગમન સાથે જ એ પેન્સના સિક્કા ગણવા લાગ જતો ને આ પેન્સસિક્કા પેલા ૪૭ પૌંડ ખાતે જમા કરી દેતો.

એવામાં એક દિવસ સવારે રંગીન નવા સ્ટેમ્પવાળુ ચીની પરબીડિયું ટપાલી ગ્લેડીઝને આપી ગયો વાંચતાં માલૂમ પડયું કે એ ટિન્ટસીન આપમેળે પહોંચી જાય તો ત્યાંના ભોમિયા એને શ્રીમતી લોસન જયાં હશે ત્યાં પહોંચાડી દેશે.

ત્યારે એ કેવી ઉશ્કેરાટભર્યા આનંદથી નાચી ઊઠેલી. બસ હવે તો જલદી જલદી પાસપોર્ટ તૈયાર કરાવી ટિકિટના પૈસા ચૂકવી દઉં. એટલે ઉપડી જવાય. મિત્રોને તો એ કહેવા લાગી, 'હું ચીન જાઉં છું, હવે હું ચીન જાઉં છું.'

તે સમયના આનંદની સ્મૃતિના પ્રતિબિંબરૂપે એ હોસ્પિટલની પથારીમાં એ મોટેથી હસી પડી ને ઊઠીને બોલવા યત્ન કરવા લાગી.

પાસે ઊભેલી ચીની પરિચારિકા બોલી, 'એનું છટકી ગયું છે, આ મરવા પડેલીનું છટકી ગયું છે.'

એની સ્મૃતિ રીલ આગળ ચાલી. અઢાર ઑકટોબર ૧૯૩૦ ના રોજ ગ્લેડીઝના સાહસ પ્રવાસના શ્રીગણેશ મંડાયા ને લિવરપુલ સ્ટ્રીટ સ્ટેશનના પ્લેટફોર્મ પર એ સામાનસહ આવી પહોંચી. આટલે દૂરના પ્રવાસ માટેની એની તૈયારી સાવ મામૂલી ગણાય. ગાડી ઊપડતી વખતે એના હાથમાં રોકડી રકમ હતી નવ પેન્સની ને ચોરની બીકે એના બોડીસના અંદરના ભાગમાં સિવેલો હતો એક બે પાઉન્ડનો ટ્રાવેલર ચેક. એના એક પુરાણા ફરના ડગલાનો એણે કામળો બનાવ્યો હતો અને એના બે હાથમાં હતી બે સૂટકેસ. એક સૂટકેસમાં કપડાં હતાં જયારે બીજીમાં માંસ ટુકડા, માછલી, શેકેલા વટાણા, બિસ્કીટ, બીફ, કોફી, ચા, ઉકાળેલાં ઇંડાં, અને એક સ્પીરીટ સ્ટવ. એક કીટલી અને નાની કઢાઈ. એની પેટીના હેન્ડલે, રંગબેરંગી કાગળ સહિત દોરીથી લટકાવેલાં હતાં



એક પછી એક ગાડીઓ એને યુરોપખંડની આરપાર, જર્મની, પોલેન્ડ, રશિયા ને સાઇબીરિયા વટાવી, દસ દિવસમાં લઈ ગઈ ત્યાં સુધી તે પોતાના કોટ કામળામાં વીંટાઈ, ડબ્બાને એક ખૂણે ટૂંટિયું વળી બેસી રહી. અગીઆરમે દિવસે એને સૌ પ્રથમ ભયસંચાર થયો કારણ કે એના ડબ્બામાંથી નાગરિકો વિદાય લેવા લાગ્યા ને સૈનિકો ભરાવા માંડ્યા. એ 'ચિતા' પહોંચી ત્યારે ડબ્બામાં એના સિવાય કોઈ નાગરિક નહોતો. એને ઊતરી જવા ગાર્ડે ઘણી સમજાવી પણ એણે મચક આપી નહીં ને સિપાઈઓથી ખીચોખીચ ભરાયેલી એ ગાડી અંતર કાપવા લાગી. થોડા કલાક બાદ એક નાના સ્ટેશને ગાડી અટકી ને એક પછી એક બધા સિપાઈ એને ખાલી કરી ગયા ત્યારે ગ્લેડીઝ એ એકમાત્ર ઉતારુ એ ડબ્બામાં રહી.

એવામાં ઠંડા, થીજેલા પવન પર વહી આવ્યો એક ભયજનક અવાજ. એણે એ કદી સાંભળ્યો નહોતો પણ એ પામી ગઈ કે એ તોપબંદૂકનો અવાજ છે. દૂર દૂર આ તોપના ઝબકારે આકાશ પ્રકાશિત થતું દેખાયું.

હવે પેલા વયોવૃદ્ધ કલાર્કની વાતનું સત્ય તેને સમજાયું અને ચહેરા પર શરમના શેરડા સહ એણે પોતાની વખરી એકત્રિત કરી. એવામાં ગાર્ડ આવી પહોંચ્યો ને એણે પરભાષા જાણનાર આ બાઈને ઈશારાથી મહાપરાણે સમજાવ્યું કે 'ચિતા' પાછા જવું એ એક જ સહીસલામતીનો માર્ગ એને સારુ મોકળો છે.

પરિણામે એ અંધાર રાત્રિએ રેલને પાટે પાટે નીકળી પડી. સાઇબીરિયાનો ઠંડો સૂસવાટા મારતો પવન એના પગની એડીઓ ને ફરના કોટ પર પાવડર જેવો બરફ છાંટી વળતો હતો. દરેક હાથમાં સૂટકેસ લઈ ચાલતી એ બહેન, આજુબાજુનાં ઊંચા વૃક્ષો ને ગગનચુંબી ભાસતા પર્વતોની પશ્ચાદ્ભૂમિકામાં વામન સ્વરૂપ લાગતી. ઊંચે કાળું તારાજડિત આકાશ શોભતું હતું.

જ્યારે ઠંડી ને થાકથી એ ચાલી શકે તેમ રહ્યું નહીં ત્યારે એ ઠંડા પાટા પર બેસી ગઈ, સ્ટવ સળગાવ્યો અને થોડું પાણી ગરમ કરી કૉફી બનાવી. બે બિસ્કિટ ખાધાં પણ એણે કંઈ થાક ઊતરે ?

પવન ખાળવા એણે બન્ને બેગ ગોઠવી. સ્લીપર વચ્ચેની જગામાં બરફ નાખી એને સપાટ બનાવી અને પેલા ફર કોટમાં લપાઈ એ આડી પડી. રાત્રે અર્ધ ઘેનમાં શિકારે નીકળેલી વરૂટોળીની ચીસો એણે સાવ નજદીક સાંભળી.

એ જાગી ત્યારે શરીર અકડાઈ ગયેલું છતાં તાજું લાગતું હતું. દૂર પર્વતોની ટોચ પર ઉષાનાં કિરણો રંગછાંટણાં કરી રહ્યાં હતાં. એણે કૉફી બનાવી, એક ઓર બિસ્કિટ ખાધું, સામાન એકઠો કરી લીધો ને પુનઃ પાછું ઝંપલાવ્યું. મોડી રાત સુધી, છેવટના ભાગમાં તો થાક ને ઠંડીથી સાવ બેભાન થયેલી એણે મજલ કાપ્યા જ કરી. આખરે ચિતા સ્ટેશનના પ્લૅટફૉર્મ પર એ ઢગલો થઈને પડી.

વળતી સવારે તે એક બીજી ગાડીમાં ચડી બેઠી જે એને સાઈબીરિયાનાં મેદાનોમાં કૂદાવતી કૂદાવતી, પ્રશાંત સાગરના વ્લાડીવૉસ્ટૉક બંદરે પુગાડી ગઈ. અહીં સ્ટેશન પર એણે એક હોટેલની જાહેર ખબર જોઈ અને ત્યાં ગડમથલ કરતી પહોંચી ગઈ. હોટેલની ઑફિસમાં સહી કરી એ બહાર આવી એવો જ એક જાડો આદમી એની નજદીક આવ્યો ને એનો પાસપોર્ટ લઈ તપાસવા લાગ્યો. પોલીસના આદમી જેવો એ લાગતો હતો. એણે એનો પાસપોર્ટ ગજવામાં સેરવી દીધો.

વળતી સવારે એ પરસાળમાં આઘીપાછી થતી હતી ત્યાં એને અણસારો થયો કે કોઈક એની નજદીક આવ્યું છે. પાછા ફરી જોયું તો એક આકર્ષક છોકરી એના કાનમાં અંગ્રેજીમાં કહી રહી હતી: 'તું જોખમમાં છે. હમણાં ભાગી નહીં છૂટે તો જન્મારેય નહીં બને. આ લોકોને કારીગરોની ખૂબ તાણ છે એટલે એ તને મધ્ય સાઈબીરિયામાં ધકેલી દેશે ને

તારો પત્તો પછી કદીય લાગશે નહીં.'

'પણ મારો કંઈ ઇલાજ છે?' ગ્લેડીઝે કહ્યું.

'આજે મધરાતે તૈયાર થઈ બેસજે. તારા દ્વાર પર ટકોરા પડે એટલે બહાર આવજે. ત્યાં એક આદમી ઊભો હશે. એની પાછળ પાછળ ચાલી આવજે. સમજી?'

ગ્લેડીસે ડોકું હલાવ્યું અને બહાર ચાલી પેલા પોલીસ પાસે ગઈ. ખુરસી ત્રાંસી ટેકવી, એ સિગારેટના ધુમાડા કાઢતો હતો. આને જોતાં જ એણે ઘૃણાયુક્ત નજર ફેંકી.

ગ્લેડીઝે એને સીધું કહી દીધું, 'મને મારો પાસપોર્ટ વાપસ દઈ દો.'

મોંમાંથી સિગારેટ કાઢી એણે ધૂમ્રસેર નિકાળી અને બોલ્યો: 'હજુ એ મારે તપાસવાનો છે. આજે સાંજે એ લઈ આવીશ.'

વાળુથી પરવારી ગ્લેડીઝ એની ઠંડી ઓરડીમાં બેઠી હતી ત્યાં દરવાજે ટકોરા પડ્યા. પેલો પોલીસ આવ્યો હતો અને હસતો હસતો એક હાથમાં પાસપોર્ટ હલાવતો હતો. બાજી સમજી ગઈ હોય તેમ એ એકદમ કૂદીને એના હાથમાંથી પાસપોર્ટ ઝૂંટવી લઈ પાછળ ઓરડીમાં ફેંકી દીધો. પેલા આદમીના ચહેરા પરનું હાસ્ય રાક્ષસીરૂપ ધરવા લાગ્યું. બારણું ઉઘાડી નાખી એ અંદર ધસ્યો.

ગ્લેડીઝ બરાડી ઊઠી, 'અંદર આવશો મા. બહાર જાવ.'

એણે લાગલો જ જવાબ આપ્યો, 'હું આવવાનો.' અને એણે એની આંખો એના પરથી ખાટલા પર ને પાછી એના પર એવી ફેરવી કે એની બદદાનત એ પાકી પામી ગઈ.

આજ સુધી એણે સ્ત્રી માસિકોમાં આવી પિશાચી ઘડીની વાતો વાંચેલી તે એને તાજી થઈ અને એક છંછેડાયેલી બિલાડીની જેમ એ પાછે પગે કૂદતાં, કોઈ અણજાણ પ્રેરણાથી બોલી પડી, 'ઇશ્વર મારું રક્ષણ કરશે. પ્રભુ મને બચાવશે.'

પેલો આદમી એકદમ ખચકાઈ મૂંઝવણમાં પડી ગયો. પોતાની સામે સ્થિર જડાઈને ઊભેલી સદ્‌ગુણની મૂર્તિ પર એની આંખ જકડાઈ ગઈ. અચાનક એની વૃત્તિ પલટાઈ ગઈ. એણે એના પર ગાળવૃષ્ટિ કરી, ધમકીયુક્ત મુષ્ટિ ઉગામી અને થોડાં ડગલાં પાછો હઠ્યો ત્યાં ગ્લેડીઝે ફટાક દઈ દ્વાર ભીડાવી દીધું.

ઓરડીને સામે છેડે દોડી એણે પાસપોર્ટ હાથમાં લઈ ઉથાપી જોયો તો એમાં કરેલી ગરબડ જોઈ એ ધ્રૂજી ઊઠી. એનો ધંધો મિશનરીનો લખેલો હતો. ત્યાં પેલાએ સુધારી મશિનીસ્ટ (મશીન કારીગર) કરી દીધેલો.

એણે તરત જ ખાટલા નીચેથી બેગ કાઢી એને બરાબર ગોઠવી દીધી. એણે મન સાથે ઠરાવ્યું કે હવે અહીંથી ભાગવું. મધ્યરાત્રિની રાહ જોતી, ભગવાનનું નામ દેતી એ ખાટલા પર ધ્રૂજતી બેસી રહી.

મધ્યરાત્રિએ બારણા પર એવો ધીમો ટકોરો પડ્યો કે એણે એ માંડ સાંભળ્યો. એક અજાણ્યા માણસે અંધકારમાં એને ઇશારત કરી અને બારણું ઉઘાડું રાખી એ ઊભો રહ્યો. અને ગ્લેડીઝે પોતાનો સરસામાન બહાર કાઢ્યો. પરસાળ વટાવી એ બન્ને ઠંડી રાત્રે અંધારામાં અદશ્ય થઈ ગયાં અને દરિયા તરફ પહોંચ્યાં.

ધક્કા નજદીક, ખોખાના એક મોટા ઢગલાની છાયામાંથી પેલી છોકરી બહાર આવી. એને જોતાં જ ગ્લેડીઝ એના તરફ દોડી ગઈ, એટલે પેલી આંગળી ચીંધતી બોલી, 'પેલું વહાણ જોયું કે? એ સવારે જાપાન જવા ઊપડી જશે. તમારે એમાં જવું જોઈએ.'

'પણ, મારી પાસે તો દોઢિયુંય નથી.'

'પેલી પ્રકાશ આવતી ઓરડીમાં તું ડોકિયું કરીશ તો તને વહાણનો કપ્તાન મળશે. એને તું કહેજે કે હું ભારે મુશ્કેલીમાં છું અને તારે એ વહાણમાં જવું જ જોઈએ.'



'સારું, હું પ્રયત્ન કરીશ,' ગ્લેડીઝ સાશંક અવાજે બોલી, 'પણ તમે ક્યાં જશો? તમે મારે માટે આટલી તકલીફ કેમ ઉઠાવી?'

'તમે મુશ્કેલીમાં હતાં એટલે—'

'તો તમારું શું?'

'હું તો અહીં જ રહું છું. ને છું ત્યાં ઠીક જ છું'

'તમારો પાડ હું કેવી રીતે માનું? તમને શું ભેટ ધરું? મારી પાસે તો દમડીય નથી.'

'કંઈ વાંધો નહીં.'

એમના હાથે અંધારામાં હસ્તધૂનન કર્યું ને પેલી છોકરી બોલી, 'शिवा स्ते पन्थानः सन्तु।'

ગ્લેડીઝે ઝૂંપડી-દ્વાર ખોલ્યું તો સામે ગણવેશમાં સજ્જ એક જાપાનીઝ કપ્તાન બેઠેલ હતો.

'માફ કરજો' એણે ચલાવ્યું, 'આપ જ આ વહાણના કપ્તાન છો ને? હું અંગ્રેજ છું ને આ વહાણમાં મારે જવું જ જોઈએ.'

એના તરફ લાગણીભરી નજરે જોઈ સુંદર અંગ્રેજીમાં એ બોલ્યો: 'ભાડાના પૈસા તો છે ને?'

'ના' કહી ગ્લેડીઝે પોતાનો પાસપોર્ટ એને ધરી દીધો. પાસપોર્ટને ઉથલાવી જોઈ એ બોલ્યો, 'એક ઇંગ્લેન્ડવાસી મુશ્કેલીમાં છે. એમ ને? એને એમ છોડાય નહીં વારુ, તમને હું વહાણમાં લઈ જઈશ.'

છ કલાક પછી, ઉષાનાં કિરણો કિનારા પર રેલાવાં શરૂ થયાં ત્યારે વહાણ સમુદ્રનીર પર સરી રહ્યું હતું. ગ્લેડીઝે પાછળ નજર કરી તો વ્લાડીવોસ્ટોકના અણજાણ માણસોએ એને ઉગારી હતી એમનો અહેસાન એને યાદ આવ્યો ને પ્રભુનો એણે પાડ માન્યો.

[વધુ આવતે અંકે]



ખેતીમાં સહજ રીતે વ્યાયામ થઈ જાય છે. ખેતીની સેવા તો એક પ્રકારની ઉપાસના છે. રામાયણમાં એક વાર્તા આવે છે. લંકાનગરીમાં રાવણને મારીને રામજીએ હવાઈ જહાજમાં બેસી અયોધ્યા તરફ પ્રયાણ કર્યું. વિભીષણે એમને પોતાના રાજ્યાભિષેક-સમારંભમાં હાજરી આપવા થોભી જવા આગ્રહ કર્યો. પણ રામે કહ્યું કે 'મારે કાલે ને કાલે અયોધ્યા પહોંચી જવું પડશે. જો હું નિશ્ચિત સમયે નહિ પહોંચું તો કદાચ ભરત પ્રાણત્યાગ પણ કરી પાડે.' આવું કહીને રામ ઉતાવળથી હવાઈ જહાજમાં નીકળ્યા. હવાઈ જહાજ જ્યારે પંચવટી ઉપરથી પસાર થઈ રહ્યું હતું ત્યારે સીતાજી બોલી ઊઠયાં, 'હું જ્યારે અહીં રહેતી હતી ત્યારે મેં કેટલાંક વૃક્ષો ઉછેર્યાં હતાં. અત્યારે એ બિચારાંનાં કેવાં હાલહવાલ છે એ નીરખવાની મને ઇચ્છા થાય છે.' આવી દોડાદોડીની વખતે પણ હવાઈ જહાજ નીચે ઉતારવું પડયું. સીતાએ એ વૃક્ષો જોયાં તો એ તો પૂરબહારમાં ખીલી રહ્યાં હતાં. આ બધું નિરીક્ષણ કરી લીધા પછી ફરી એ લોકો અયોધ્યા તરફ ઊપડી ગયાં. હવે સીતાને આવાં આ ઝાડવાંની એટલી બધી તે શીદને ચિંતા પડી હશે? કારણ સીતા આ વૃક્ષો તરફ ઉપાસના બુદ્ધિથી નીરખતી હતી. આ સીતાજીને કારણે જ આ વૃક્ષો ખીલ્યાં, એટલું જ નહિ પણ આ વૃક્ષોને કારણે સીતાજીનો વિકાસ થયો. એનામાં વાત્સલ્યભાવ વધ્યો. આ વૃક્ષોનો એના પર કેટલો બધો ઉપકાર ચડયો?

[ દાખતંભાના પ્રવચનમાં ]

—વિનોબા ભાવે

*

મદ્રાસ ખાતેની, ચામડાને લગતા સંશોધનની કેન્દ્રીય સંસ્થામાં પોંગમ ઓઈલ અથવા સારડાઈન માછલીના તેલમાંથી ફેટલિકર્સ બનાવવાની એક નવી પ્રક્રિયા શોધી કાઢવામાં આવી છે. આ તેલ દક્ષિણ ભારતમાં વિપુલ પ્રમાણમાં મળી શકે છે.

ડેનીસ બાર્ડન્સ

# તમે ભૂતમાં માનો છો ?

શ્રી બળવંત નાયકે ગુજરાતીમાં ઉતારેલો આ લેખ વાંચનાર કોઈપણ વાચક ભૂતમાં નહિ જ માનતાં હોય. પણ એ તો ભૂતને આપણે મળ્યા નથી કે ભૂતને આપણે જોયું નથી ત્યાં સુધી. એકાદવાર ભૂતને મળવાનો રોમાંચક અનુભવ કોણ નહિ ઝંખતું હોય ?...

તમે ભૂત–પિશાચમાં માનો છો ? તમે માનો કે ન માનો પણ મેં તો એ 'વિષય'નો ઊંડો અભ્યાસ કર્યો છે. હકીકત મેળવી છે. જાત અનુભવ કર્યો છે. છેલ્લાં કેટલાં વરસોથી મેં ભૂત–પિશાચ અંગે અનેક વાત મેળવી છે અને આશ્ચર્ય પમાડે એવી વાત તો એ છે કે આવી તમામ વાત મને તદ્દન સામાન્ય માણસો પાસેથી જ મળી છે.

ચાલો ત્યારે હવે હું ભૂત સંબંધે તમારી કલ્પનામાં પણ ન આવે એવી વાત તમને જણાવું છું.

સૌથી પહેલી વાત એ છે કે તમામ પ્રકારના ભૂતની બાબતમાં ઘણું એવું સામાન્ય તત્ત્વ હોય છે. વળી આ ભૂત–પિશાચની વાતો હજારો વર્ષ જૂની પણ નથી. ભૂત સામાન્ય રીતે દેખા દેતાં હોય છે. મકાનનાં બારી બારણાં અને દિવાલ પરથી એ પસાર થતાં દેખાય છે. સામાન્ય માનવીની જેમ એ બારી બારણાં ઉઘાડે છે, માળ પર ચડવાનો અવાજ કરે છે, હસે છે, રડે છે, નાચે છે, ભયંકર કિકિયારી કરે છે, અટ્ટહાસ્ય કરે છે, બોલતું સંભળાય છે; પણ તમે અરીસામાં એનું પ્રતિબિંબ જોઈ શકશો નહિ કે રેતી અગર બરફ પરથી એ પસાર થઈ જાય પછી એનાં પગલાં જોઈ શકશો નહિ.

ભૂતના પહેરવેશ વિશે અનેક વાત સાંભળવા મળી છે. ઘોડેસ્વાર સૈનિકના ગણવેશમાં કે વૃદ્ધ પુરુષ યા સ્ત્રીના સામાન્ય પહેરવેશમાં એ દેખા દે છે એવું સાંભળ્યું છે પણ 'બેધીંગ કોસ્ટ્યુમ'માં ભૂત કદી દેખાયું હોય એવું સાંભળ્યું નથી. વળી જૂના પુરાણા કિલ્લા, જૂનાં ખખડધજ વૃક્ષો ખડક અને એકાંતવાસ વગેરે સ્થળોએ ભૂત દેખાય છે અને 'પ્રીફેબ'નાં મકાનોમાં દેખાતાં નથી એવું સાંભળ્યું હોવા છતાં 'પ્રીફેબ'નાં મકાનોમાં પણ મેં ભૂત જોયાં છે.

જેમ જુદી જુદી જાતનાં માનવી હોય છે તેમ જુદી જુદી જાતનાં ભૂત હોય છે. કેટલાંક ભૂત એવાં હોય છે કે જે અવાજ કરી પોતાની હાજરીનો ખ્યાલ આપે છે; બીજાં કેટલાંક એવાં ભૂત હોય છે જે ખૂબ ગરબડિયાં હોય છે. એમની ગરબડ જ સંભળાય છે. એ દેખાતાં નથી. ત્યારે બીજાં એવાં ભૂત હોય છે જેમને અમુક સ્થળ જ પ્રિય હોય છે. આવાં ભૂત ઘણા લોકોએ ઘણાં સ્થળે જોયાં છે. આ બધાં અપશુકનિયાળ ભૂત ગણાય છે. જ્યારે બીજાં કેટલાંક ભૂત શુકનવાળાં ગણાય છે. આવાં ભૂત આવી પડનાર મુશીબત કે આપત્તિનો ઈશારો કરે છે અને કેટલીકવાર આગાહી પણ કરે છે. અને છેલ્લે કેટલાંક એવાં ભૂત હોય છે કે જે નથી દેખાતાં કે જે નથી બોલતાં. આવાં ભૂત ખરે જ ખૂબ ખૂબ અપ્રિ[illegible] હોય છે.

હવે હું ભૂત અંગેની એક ખૂબ રોમાંચક ઘટનાન[illegible] વાત તમને કહું છું. એ ઘટનાની જાત તપાસ મા[illegible] બર્કશાયરમાં ન્યૂ બેરી નજીક આવેલ યાટેન્ડન રેક્ટરી[illegible] મારે જવું પડ્યું હતું. રેક્ટરીના આલિશાન મકાનમાં ત્યાંના રેક્ટર રેવ એ. બી. ફારમર એની પત્ની અને ત્રણ દીકરી રહેતાં હતાં. થોડા દિવસ માટે ઘરમાં મિસીસ બાર્ટન નામના એમનાં સ્નેહી મહેમાન બની એમની સાથે રહેવા આવ્યાં. રેક્ટર, એની પત્ની, એમની સૌથી નાની દીકરી અને મહેમાને [illegible] ભૂત દેખાયાની વાત મને જણાવી. ૧૯૪૯ ની ગ્રી[illegible] ઋતુમાં આ ભૂત રાત્રે નહિ, સવારે ૮–૩૦ વા[illegible] દેખાયું હતું.

મિસીસ બાર્ટન સવારે રસોડામાં દાખલ થાય ત્યાં તેણે સફેદ ફ્રોકવાળી એક આકૃતિ જોઈ. એ આકૃ[illegible]



આસપાસ કોઈ પ્રકાશ થઈ રહ્યો હતો. બારણું ઊઘડ્યું કે આકૃતિ એકદમ અદૃશ્ય થઈ ગઈ. મિસીસ ફાર્મરે જેમણે આ ભૂત બીજી વખત કોઈ બીજા સમયે જોયું ત્યારે ભૂતના એ પહેરવેશનો ખ્યાલ મેળવવા તેમણે રેફરન્સ બુકનો આધાર લઈ સાબીત કરી બતાવ્યું કે એ પહેરવેશ ૧૭૩૦ ના સમયનો હતો. આ ભૂત જાણે રસોડાની દિવાલમાંથી અદૃશ્ય થતું હોય એવું દેખાતું હતું અને ફરી પાછું દાદરા ઉપર ચડતું સંભળાયું એક નહિ, બે નહિ પણ ચાર સાક્ષીને આવો અનુભવ થયાનું મેં નોંધ્યું છે.

આગાહી! આવી પડનાર મુશીબતની આગાહી કરતા ભૂતનો દાખલો હવે લઈએ.

પ્રથમ વિશ્વયુદ્ધ વખતે કેટલાક સૈનિક ફ્રાન્સમાં એક પરતર અને ખંડિયેર મકાનમાં ઉતારો કરી પડ્યા હતા. બે સૈનિકોએ કપડાં ધોઈ મકાનમાં લટકતા વીજળીના વાયર પર કપડાં સૂકવવાનું વિચાર્યું. પોતાના મિત્રની પાછળ ઊભો રહેલો એક સૈનિક વાયર પર જેવો કપડાં લટકાવવા જાય છે ત્યાં તો કોઈ પરિચીત અવાજ એના કાને પડ્યો. બેબાકળા બની એણે આસપાસ નજર દોડાવી જોયું તો પોતાની માતાની ઝાંખી આકૃતિ એને ઇશારો કરી બોલાવી રહી હતી. આકૃતિ તરફ એ જેમ જેમ આગળ વધ્યો તેમ તેમ આકૃતિ અદૃશ્ય થતી ગઈ. આ જ વખતે એનો મિત્ર જે વાયર પર કપડાં લટકાવતો હતો તે વીજળીના આંચકા સાથે દૂર ફેંકાઈ ગયો અને તત્કાળ મરણ શરણ થયો.

અને આનાથી પણ વધુ વિચિત્ર વાત દક્ષિણ રહોડેશિયાના રોયલ એર ફોર્સના એક તોપચીએ (એર ગનરે) મને કહી હતી. બર્લિન પર આગલી રાતે કરેલા હવાઈ હુમલામાં પોતાની સાથેના વિમાનનો પાયલોટ–મિત્ર માર્યો ગયો હતો. બીજે દિવસે બોમ્બર વિમાનમાં પોતે હતો. જર્મનો તરફથી આંખને આંજી દે એવી સર્ચ લાઈટ ફેંકાઈ રહી હતી. એનો સામનો કરી ભયંકર હુમલો કરવાનો હતો. રસ્તો દેખાતો ન હતો અને વિમાન આગળ ને આગળ ધસતું હતું. પોતે મશીન–ગનનો મારો શરૂ કર્યો ત્યાં તો સામેથી સફેદ લાઈટ આવતી દેખાઈ. એની સાથે આગલે દિવસે માર્યો ગયેલા પોતાના મિત્રનો સ્પષ્ટ અવાજ સાંભળી એને ભારે આશ્ચર્ય થયું. એ અવાજ બોલતો સંભળાયો : 'સફેદ લાઈટ તરફ નહિ જતો. લીલી લાઈટ તરફ વિમાન ફેરવ' અને એ એક જ ક્ષણમાં કશા પણ વિચાર કર્યા વિના મેં બોમ્બર ફેરવ્યું. લીલી લાઈટ તરફ વાળ્યું. માર્ગ મોકળો થયો અને હુમલો સફળ બન્યો.

હવે જોઈએ ગરબડિયાં ભૂત. અવાજ કરી આ ભૂત અદૃશ્ય થઈ જાય છે. દેખાતું નથી. સામાન્ય રીતે આવાં ભૂતનો અનુભવ જિંદગીના તોફાની કાળમાંથી પસાર થતાં (એડોલેસન્ટસ) યુવક–યુવતીઓને થાય છે.

આવાં ભૂતનો બે યુવાન 'વેઈટર'ને થયેલો અનુભવ ખૂબ રોમાંચક છે. દરિયાકિનારે આવેલ એક આલીશાન હોટલમાં આ બન્ને યુવાનો 'વેઈટર'નું કામ કરતા હતા. હોટલના ભોંયતળિયે બીજા બે નોકરો જોડે એ એક રૂમમાં રહેતા હતા. રૂમમાં જૂના જમાનાના લોખંડના ચાર ખાટલા હતા. અડધી રાત થઈ અને ભયંકર અવાજ સંભળાયો. રજાઈમાંથી કોઈ બહાર માથું કાઢે નહિ. ધડાધડ ને ફટાફટ કંઈ પડવાનો અવાજ પણ સંભળાયો. એકદમ બત્તી થઈ. લોખંડના ખાટલાના પાયા ફટાફટ નીકળવા લાગ્યા. બાજુમાં પડેલાં સૂટકેસનાં બટન તૂટવા લાગ્યાં. અંદરની વસ્તુ ખાલી થતાં અવાજ થયો તે સંભળાયો પણ કશું દેખાયું નહિ. અવાજ થોડોક સમય બંધ પડ્યો હોય એવું લાગ્યું. ચારે મિત્રો એકબીજા સામે જોવા લાગ્યા. ત્યાં જ ફરી પાછો ભયંકર અવાજ થયો. પણ આ વખતે તો ખાટલાના લોઢાના સળિયા એમના શરીર પર ધમાધમ પડવા લાગ્યા. બિચારા ચારેય અધમોખરા થઈ ગયા. સવાર થતાં જ એ તો જીવ લઈને

એમ. હયાત

# વિદ્યુત્શકિતનો વિકાસ

આપણાં વિકાસકાર્યોને પ્રદેશમાં ધપાવવાની ધગશ સ્વાતંત્ર્ય પછીનાં દશ વર્ષમાં મહાન સિદ્ધિને વરી છે. આપણી વિદ્યુત્-શક્તિના વિકાસનો ખ્યાલ આ ટૂંકાવેલા અનુવાદમાંથી પણ સરળ રીતે છતાં કડીબદ્ધ મળી શકે છે... ..

આજે દેશના માત્ર બે ટકા જેટલાં જ જળ-વિદ્યુત સાધનોનો આપણે ઉપયોગ કરીએ છીએ. ભાકરા, કોયના, રીહંદ, કુન્દાહ અને શરાવતી સમી જંગી યોજનાઓ, એ કુદરતી સાધનોના બુદ્ધિપૂર્વકના વિકાસ માટે, પ્રગતિશીલ આયોજનનાં ઉદાહરણો છે.

હજી થોડાં વર્ષ પહેલાં જ જ્યારે પણ કોઈ વિદ્યુત-ઉત્પાદનની યોજનાનો વિચાર કરવામાં આવતો તો પહેલો પ્રશ્ન એ ઊભો થતો કે ઉત્પન્ન કરાતી વીજળીના ખપની માગ છે ખરી? ઘણીવાર તો પૂરતી માગના અભાવે યોજનાઓ અભરાઈએ ચડાવવી પડતી, પરન્તુ આજે પરિસ્થિતિ બદલાઈ છે. વીજળીની માગ એટલી બધી છે કે, એની અછતની પરિસ્થિતિ નિર્માણ થઈ હોય એમ લાગે છે. આજે પરિસ્થિતિ એવી છે કે, વિદ્યુતની માગના અભાવે નહિ પરન્તુ હુંડિયામણના અને નાણાંકીય સાધનોને અભાવે વિદ્યુત-ઉત્પાદનની યોજનાઓ મોકૂફ રાખવી પડે છે. આથી વિદ્યુત-વિકાસની આપણી યોજનાઓના અમલનો આધાર, એ માટેની યંત્રસામગ્રી આયાત કરવાની આપણી શક્તિ પર રહેલો છે. આથી ઓછામાં ઓછા ખર્ચે વધુમાં વધુ લાભ આપે એવી યોજનાઓના અમલ માટે જ આપણે પ્રાપ્ય વિદેશી હુંડિયામણનાં સાધનોનો શ્રેષ્ઠ ઉપયોગ કરવો જોઈએ.

આથી આગામી બે કે ત્રણ દાયકા સુધી તો, જળ-વિદ્યુત સાધનોની પ્રાપ્યતા અને તેનો પોષણક્ષમ ઉપયોગ, એ સૌથી વધુ મહત્ત્વની બાબત બની રહેશે. ૧૯૫૩ માં દેશનાં જળ-વિદ્યુત સાધનોની મોજણીનું કાર્ય હાથ ધરવામાં આવ્યું હતું અને એ માટે દેશને ૭ વિભાગમાં વહેંચી નાખવ.માં આવ્યો હતો.

(૧) પશ્ચિમ ઘાટની પશ્ચિમ તરફ વહેતી નદીઓ (૨) પશ્ચિમ ઘાટની પૂર્વ તરફ વહેતી નદીઓ (૩) મધ્ય ભારતની નદીઓ (૪) ગંગાપ્રદેશ (૫) બ્રહ્મપુત્રા ખીણ પ્રદેશ અને (૬) ભારતમાં આવેલો સિંધુ-ખીણપ્રદેશ.

આ પૈકીના પહેલા પાંચ વિભાગ માટે તૈયાર કરાયેલા અહેવાલોમાં અનુક્રમે, ૩૭ લાખ કી. વો. ની ૨૬

---

મેનેજર પાસે હાંફળાફાંફળા દોડયા. એમના કાર્ડ માગી ઊભી પૂંછડીએ હોટેલ છોડી ભાગી ગયા. અને ફરી કદી એ દિશામાં મોં બતાવ્યું નહિ.

દુનિયાના દોઢડાહ્યાઓ ભલે એમ માનતા હોય કે ભૂત-પિશાચ જેવું કશું નથી. એ તો નર્યો માનસિક ભ્રમ છે પણ હું એવું માનતો નથી. વળી ભૂતની વાત કપોલ કલ્પિત હોવાનું પણ મારા જાતઅનુભવ પછી મારા મનમાં ઊતરતી નથી. અને હું છાતી ઠોકીને કહી શકું છું કે ભૂત ખાલી પડેલાં અને એકાંતમાં આવેલાં મકાનમાં, ખંડિયેરોમાં, એકાંતમાં આવેલાં મોટાં વૃક્ષોમાં, ખડકોની બખોલમાં અને નદીની ભેખડોમાં વસે છે. વળી ભૂત તો ફક્ત કાળ રાત્રે જ દેખાય છે અથવા સ્મશાન અને દફનાવવાના સ્થળોએ જ દેખા દે છે એવું ધારવા પણ કશું વ્યાજબી કારણ નથી.

અંતમાં હું તમને એટલું જ કહીશ કે તમે ભલે નહિ માનતા હો પણ ભૂતને એકા' મળી રોમાંચક અનુભવ મેળવવામાં તો . છો ને? ખરે જ ભૂતને તમે મળ્યા નથી તમે ભૂત જોયું નથી ત્યાં સુધી જ તમે 'નથી માનતો' એવું કહેશો. એની ખાતરી છે.





પુ-શુ-તાન

# ઇલ્મકાર કાર્લ હર્ટ્ઝ

જગમશહૂર જાદુગરોનો પરિચય કરાવતા જાણીતા લેખક પુ-શુ-તાન ઉર્ફે શ્રી પુરુષોત્તમ સંઘવી અહીં એક વધુ જાદુકળાના નિષ્ણાતનો પરિચય આપે છે. જાદુ અને ઈલ્મની પણ એક કળા છે—જો તેને પૂરેપૂરી ધગશથી સ્વીકારાય તો......

જીવંત પક્ષી સહિત પાંજરૂં હવાનાં પરમાણુઓ જોડે એકરૂપ અને અદશ્ય કરી દેનાર તરીકે જાણીતા થયેલા જાદુગર કાર્લ હર્ટ્ઝનો જન્મ ૧૮૬૯ માં યુ. એસ. એ. ના સાન ફ્રાન્સીસ્કો શહેરમાં થયો હતો અને એનું મૂળ નામ લુઈસ અથવા લેઇબ્ઝિ મોરજેન્સ્ટેઈન હતું.

લુઈસની વિશિષ્ટતા એ હતી કે એ સ્વમેળે જાદુગર થયો હતો. એ સ્વયંભૂ કલાકાર હતો. કોઈનું શિક્ષણ એને સંપાદન થયું ન હતું, કોઈનું માર્ગદર્શન એને મળ્યું ન હતું. કેવળ તીવ્ર ઇચ્છાનાં પગથિયાં ચડી ચડીને એણે પોતાનું નામ જગવિખ્યાત જાદુગરોની નામાવલિમાં કોઈને પણ મૂકવાનું મન થાય એવું રોશન કર્યું હતું. એ રીતે પણ આ કલાકાર એક આદર્શ દૃષ્ટાંત છે.

મહાન જાદુગર હરમેનનો એક સળંગ પ્રયોગ એણે જોયો અને તરત જ એની કલ્પનાઓ નૃત્ય કરવા લાગી. થોડીક નવી નવી ચાલાકીઓ એને સ્વમેળે સ્ફુરી આવી. ખૂબ જ મહેનત અને મહાવરાઓથી એણે એને સિદ્ધ કરી લીધી. કેવળ અથાગ મહેનતથી જોતજોતામાં તો એ એટલો પાવરધો બની ગયો કે રંગમંચનો સંપૂર્ણ પ્રયોગ ગોઠવવાની એણે તૈયારીઓ કરી લીધી. શરૂઆતમાં જો કે એ એટલો સફળ ન થયો પણ સતત ચઢાઈ કરી કરીને છેવટે નિરાશાને એણે હરાવી દીધી. પણ ઝળહળતા જાદુગરોમાં એનું નામ પણ બોલાવા લગ્યું. પણ એ લુઈસ કે લેઇબ્ઝિ ન હતું. એ હતું ઉપનામ કાર્લ હર્ટ્ઝ. જેને એણે શિરતાજ બનાવ્યો હતો. આ અનોખા જાદુગરના એક સુંદરતમ માયાવી દશ્યનો પ્રયોગ સ્નાન તંબૂ જોવા જેવો હતો.

પડદો પાંપણો ઉઘાડે છે અને પ્રેક્ષકોની આંખો શું જૂએ છે રંગમંચ ઉપર? એક ગોળ બાજઠની મધ્યમાં ઊભા કરેલા એક માત્ર દંડ ઉપર નાનો શો કપડાંનો સ્નાન તંબૂ ઝૂલી રહ્યો છે. એની પાછળ દૂર દરિયા કિનારાનું દશ્ય છે. બાજઠને ચારે તરફ ફેરવીને, તંબૂના કપડાને ઊંચકીને બતાવવામાં આવે છે કે અંદર કોઈ કપડાં બદલતું નથી. અંદર કોઈ છે જ નહીં. એવામાં ઝબકારા સાથે જાદુગર આવે છે અને સ્નાન તંબૂના પ્રવેશનો પડદો બંધ કરે છે. પણ પલક બે પલક માટે જ. જેવો એ પડદો ફરી ઉઘાડે છે કે તરત જ સ્નાવસ્ત્રમાં સજ્જ થયેલી અને માથા ઉપર મોટી પહોળી ટોપી પહેરેલી એક સુંદર યુવતી હાથમાં મોટી લાકડી રમાડતી અંદરથી બહાર નીકળી આવે છે અને જાણે એની જ બહાર નીકળવાની રાહ જોઈ જોઈને થાક્યું ન હોય. તેમ તંબુ તરત જ ઢગલો થઈને બેસી જાય છે.

તરત જ તમાશબીનોની તાળીઓ ગડગડી ઊઠે છે. પણ થયું કેમ? આંખ જૂએ છે, મન માનતું નથી. નજરે જોયેલું સત્ય એક ક્ષણમાં મિથ્યા થઈ જાય છે। જીવતી જાગતી સ્ત્રી, માથા ઉપર આવડી મોટી ટોપી, હાથમાં લાકડી વગેરે બધું હતું નહિ તે આવ્યું ક્યાંથી? અને મઝાના ચંદરવા ઉપર રમતો ઝૂલતો તંબૂ વગેરે હતું તે બધું ગયું ક્યાં? સમજ પડતી નથી. અક્કલ કામ કરતી નથી. કેવળ વાહ વાહ થઈ જાય છે.

પ્રશ્નોની પરંપરા જગાવતી આ ચાલાકી કાર્લ હર્ટ્ઝનું મૌલિક સંશોધન છે,

અતિ તીવ્ર ઇચ્છા કરતો અને એને કંઈક મળી આવતું. એની પ્રત્યેક ચાલાકીઓ સુઘડ, દાર અને વીજળીના ઝબકારા જેવી હતી. જ પ્રેક્ષકો ઊભાં થઈ જતાં. એમનો શ્વાસ માં બેસતો. છતાંય આનંદ પામતાં! એ કેવું



nīru desāī

નીરુ દેસાઈ

# અપરિચિતનો પરિચય

વિશ્વવિખ્યાત લેખક હરમાન હેસના પુસ્તક 'સિદ્ધાર્થ'નો તે જ નામથી ગુજરાતીમાં શ્રી નીરુ દેસાઈએ અનુવાદ કર્યો છે અને ભારતી સંઘે પ્રગટ કર્યો છે. અનુવાદકે પુસ્તક માટે લખેલી અભ્યાસુ પ્રસ્તાવનાનો ઊર્મિના વાચકોને પણ લાભ મળે તે હેતુથી અહીં મૂકી છે......

વિદેશી વાઙ્મયનો વિશેષ વ્યાસંગી હોવા છતાંય ગટે, હોલ્ડરલીન, મેરીઠે રિલ્કી, થોમસ માન જેવા મહાન સર્જકોના સમકક્ષ હરમાન હેસની એકેય કૃતિનો હું સંપર્ક કેમ સાધી શક્યો નહોતો, તે અંગ્રેજીમાં અનુવાદિત થયેલી તેની સંખ્યાબંધ કૃતિઓમાંથી કેટલીક વાંચ્યા પછી મારે માટે આજે પણ એક કોયડો છે. થોમસ માનથી પણ શ્રેષ્ઠ એવો આ સર્જક, માનવજીવનની ગૂઢતમ સમસ્યાઓનો આલેખક, સાંપ્રત સમયના કલહથી દૂર નાસવાને બદલે—સરમુખત્યારશાહી બળોને વશ થવાને બદલે—સમષ્ટિના અંગભૂત વ્યક્તિત્વને પ્રાચીન ભાવપ્રતીકો દ્વારા ઉપસાવનાર, માનવતાનો અને સત્યનો નિર્ભેળ ઉપાસક એવો આ કવિ-લેખક પુસ્તકાલયમાં અનેક થોથાંઓ ઉથલાવતા છતાં દૃષ્ટિપ્રાંતથી કેમ દૂર રહ્યો હશે? વિદેશી સાહિત્યના સંખ્યાબંધ રસીયા મિત્રોમાંથી કોઈનું પણ ધ્યાન તેના તરફ કેમ નહિ ગયું હોય?

તેના વિશે થોડું કુતૂહલ જાગ્યું, ૧૯૫૦ માં 'જોન ઓ લંડન વિકલી'માં યુરોપના શ્રેષ્ઠ સર્જકોની શ્રેણીમાં તેના વિશે આવેલા એક લેખથી. એ કુતૂહલ જાગ્યું તેવું જ શમી ગયું. તેના એકાદ બે પુસ્તક માટે, ખાસ કરીને 'માજીસ્ટર લુડી'—જેને માટે ૧૯૪૬ માં તેને નોબેલ પારિતોષિક મળ્યું હતું—માટે અહીંતહીં પૃચ્છા કરી. એ શોધ અફળ જ રહી—૧૯૫૩ સુધી. એ વર્ષમાં 'સિદ્ધાર્થ' પ્રગટ થયું, અને સમયિકોમાં તેનાં સુંદર અવલોકનો જોવામાં આવ્યાં. પાછી પેલી જિજ્ઞાસા જાગૃત થઈ. મુંબઈથી 'સિદ્ધાર્થ' મેળવ્યું અને અમે બે મિત્રોએ—શ્રી સી. એલ. ઘીવાળાએ તથા મેં—લખનૌ જતી ગાડીમાં

---

આનંદ કેવો? એ વખતનું વાતાવરણ કેવું? અદ્‌ભુત! અદ્‌ભુત!

પોતાની આગવી અને મૌલિક ચાલાકીઓ માટે કાર્લ હર્ટઝ જાણીતો છે. પણ પક્ષી સાથે પાંજરું ગાયબ કરી દેવાનો પ્રયોગ પક્ષી માટે લેશ પણ હાનિકર્તા નથી એ એણે હાઉસ ઑફ કૉમન્સમાં ચૂંટી કાઢેલી સમિતિ સમક્ષ સાબિત કરી બતાવ્યું અને તરત જ એની નામના ઝળહળી ઊઠી. એ એની મહાન સિદ્ધિ હતી. ત્યાર પછી એણે જ્યાં જ્યાં પક્ષી અને પાંજરાનો પ્રયોગ કર્યો ત્યાં ત્યાં હજારોનાં ટોળાં એ જોવા ઊમટતાં હતાં.

આ સ્વયંભૂ કલાકારની ઇચ્છાશક્તિ કેટલી પ્રબળ હતી તેનો એક બીજો નમૂનો પણ જાણવા જેવો છે. પોતાના ઇલ્મના પ્રયોગો અને પ્રવાસો કરતો કરતો આ જાદુગર શાંગહાઈ આવી પહોંચ્યો છે, પણ અહીં છબી-ઘર કોઈ મળતું નથી. એક જ માત્ર મળી શકે તેવું છે. ત્યાં પણ કોઈ ચીની મંડળ લોક-નાટક ભજવી રહ્યું છે અને તે પણ છેક અઠવાડિયા લગી ચાલવાનું છે. હવે કરવું શું? હર્ટઝ વિચાર કરે છે. તરત જ વિચાર સ્ફુર્યો અને એક લાકડાનો રંગમંચ બાંધી દેવાની એણે કંન્ટ્રાક્ટરને વરદી આપી. તરત જ ચીની કારીગરોએ બમણી ઝડપથી જમીનના એક ટુકડા ઉપર રંગમંચ તૈયાર કરી દીધો! રંગમંચ સામાન્ય મૂલ્યે તૈયાર થઈ ગયો કેમકે એને માટે જરૂરી લાકડાં માત્ર ભાડે જ લેવાયાં હતાં. અને આ ઉત્સાહી જાદુગર પૂરો એક મહિનો શાંગહાઈમાં હતો તે દરમ્યાન એણે આ રંગમંચનો પૂરો લાભ ઉઠાવ્યો. અને શાંગહાઈની પ્રજાએ આ કલાકારની કળાનો!



જ પૂરું કર્યું. સ્થલાતીત અને કાલાતીત એવી અપરિતૃપ્ત અને અગમ્ય ઝંખના પણ અંતે તો ઉદાત્ત અને પવિત્ર આધ્યાત્મિક આકાંક્ષાના અંગરૂપ છે, એવી મનોભાવના અનુભવતા અમે ગાડીની અને સિદ્ધાર્થની જીવનદોર મૂંગા મૂંગા ક્યાંય સુધી નિહાળી રહ્યા. નવલકથા વિશે વિવેચન કરવાની ઇચ્છા નહોતી, કોઈ સામ્ય-વૈષમ્ય શોધવાની ઈચ્છા નહોતી. તમામ ઇચ્છાઓ વિરામ પામી હતી. આંતરમનના અપરિચિત પ્રદેશે અમે ખેંચાયા હતા.

સિદ્ધાર્થ જેણે જેણે વાંચી હશે તેમાંના ઘણાને આવો અનુભવ થયો હશે તેમ હું માનું છું. મારા મિત્રોને આવો અનુભવ થયો છે. સિદ્ધાર્થ માનવીના આંતર મનમાં પડેલાં તત્ત્વોનો પરિચય કરાવી તમને બુદ્ધિની ક્રાંતિકારી—રાજકીય કે સામાજિક સંદર્ભમાં નહિ, પરંતુ ચેતના અને સંસ્કારના સંદર્ભમાં—ભૂમિકાએ બેસાડે છે. થોમસ માને હેસની એક કૃતિ 'ડેમિયન'ની પ્રસ્તાવનામાં યોગ્ય રીતે જ લખ્યું છે 'જેણે આપણી ભાષામાંથી મૃદુ અને પવિત્ર એવાં પ્રતીકો સર્જ્યાં છે, જેણે કલામય આવિર્ભાવયુક્ત લેખો અને ગીતોનું નિર્માણ કર્યું છે, તેવા ગીતકારને, બુલબુલને જર્મનીના ઉપવનમાંથી દેશવટો દેવામાં ભારોભાર અજ્ઞાન છે તથા સંસ્કારની હાંસી છે.'

સિદ્ધાર્થ પછી હેસની જે જે કૃતિઓ પ્રાપ્ત થઈ શકી તે સર્વ વાંચીને મેં પરમ આનંદનો અનુભવ કર્યો છે. 'ગર્ટ્રુડ', 'ઇસ્ટર્ન જર્ની', 'માજીસ્ટર લુડી', 'ડેમિયન', 'સ્ટેપનવુલ્ફ'—આ વાંચીને 'ડેમિયન'માં આવે છે તેમ 'If the outside world fell in ruins one of us would be capable of building it up again, for mountain and stream, tree and leaf, root and blossom. All that is shaped by nature lies modelled in us comes from the soul whose essence is eternity, of whose essence we are ignorant, but which is revealed to us for the most part as love, force, and creative Power.' તેની પ્રતીતિ કરાવી છે.

હરમાન હેસનો જન્મ ૧૮૭૭ના જુલાઈમાં કૅલ્મ નામે નાનકડા એક સ્લાવિયન ગામમાં થયો હતો. પિતા સ્લાવ જાતિના એસ્થોનિયન બાલ્ટીક હતા. માતા ફ્રેંચ-સ્વીસ જાતિની હતી. માતાપિતા મીશનરી વ્યવસાયમાં હતાં એટલે હરમાનનો વિદ્યાભ્યાસ પણ એ દિશામાં જ થયો. પરંતુ વ્યવસાય તેણે આ ન સ્વીકાર્યો. એ પુસ્તક-વિક્રેતા અને પ્રાચીન ચિત્રોનો વેપારી બન્યો. આ કારણે તેણે ખૂબ પ્રવાસ કર્યો. તેના દાદા ભારતના તત્ત્વજ્ઞાન પર પ્રમાણ લેખાતા અને ઘરમાં ખ્રિસ્તી અને ચીની ધર્મગ્રંથો ઉપરાંત હિંદુ ધર્મગ્રંથોનું પણ પરિશીલન થતું. એ બધાંયની અસર તેના માનસપટ પર સુદૃઢ રીતે અંકાઈ રહી. હેસ પોતે જ લખે છે: 'સામાજિક પ્રશ્નોએ નહિ. પરંતુ વ્યક્તિના પ્રશ્નોએ જ મને જીવનભર આકર્ષ્યો છે, અને મને ઘડ્યો છે.' તેની વિલક્ષણ વિશેષતાના મૂળના ઘડતરમાં જ જીવનના સંવાદ માટેનો પ્રયાસ રહેલો છે. ૧૯૧૨થી એ સ્વીટ્ઝરલેંડમાં રહે છે. ૧૯૧૪-૧૮ના યુદ્ધ વેળાએ હેસની દેશવિરોધી માન્યતાઓ જર્મનીના સત્તાધીશોને ખૂંચી હતી. ૧૯૧૪માં લખાયેલાં પરંતુ એ વર્ષ પછી પ્રગટ થયેલાં કાવ્યોએ પૂરવાર કર્યું છે કે હેસની વાણી લડાઈથી ન્યારી, નિરાળી અને વિરોધી છે.

લડાઈના આરંભના દિવસોમાં પણ વિનાશ-પંથે પરવરતા આ યુદ્ધનો એણે વિરોધ કર્યો હતો. ૧૯૧૪–૧૮માં પણ જો એનું સ્થાન જર્મનીમાં ન રહ્યું હોય તો પાછળના દિવસોમાં તો ક્યાંથી જ રહે? નાઝીઓએ તેનાં પુસ્તકો પર પ્રતિબંધ મૂક્યો. તેનુ નામોચ્ચારણ પણ ગુનો ગણાવા લાગ્યું. નાઝી અંકુશ હેઠળની સાહિત્ય સંસ્થાએ તેને અ-જર્મન ઠેરવ્યો. પાર્થિવ સુખથી પર એવા આનંદનું સર્જન જેનો વ્યવસાય હતો એવા આ મહાન લેખકને જર્મન ગણાવામાં રસ પણ ન રહ્યો. આજેય તે પોત



જર્મન તરીકે ગણુતો નથી. નવા જર્મન પ્રજાસત્તાક તંત્રે તેને પોતાના નાગરિક થવા માટે આપેલા આમંત્રણનો પણ એણે નમ્ર ઈન્કાર કરી દીધો છે, અને એક વિશ્વ–નાગરિક તરીકે સ્વીટ્ઝરલેંડમાં રહીને એ સર્જનપ્રવૃત્તિ કરે છે. ૨૪ વર્ષની વયે લખેલી એક આત્મકથાત્મક નવલકથામાં એણે પોતાનો જીવનઉદ્દેશ મૂર્તિમંત કર્યો છે: We confine our personalities within much too narrow bounds; we count as composing our person only that which distnguishes us as individuals, only that which we recognized as irregular. But we are made up from entire world stock. We have accumulated in our souls all the experiences through which a human soul has ever lived......within reach of them are the possiblities of becoming human creatures but only when they feel this......A man has absolutely on other duties than this: to seek himself to grope his own way forward, no matter whither it leads. આપણે આપણું વ્યક્તિત્વ અતિ સાંકડી નેળમાં સીમીત રાખીએ છીએ. વ્યક્તિ તરીકે જેને આપણે અન્યથી ભિન્ન લેખીએ છીએ, જેને અનિયમિત તરીકે ઓળખીએ છીએ તેનું જ વ્યક્તિત્વ બનેલું છે, તેમ આપણે માનીએ છીએ. પરંતુ આપણે વિશ્વજાતિના અંગ જેવા છીએ. આત્માના તમામ અનુભવો આપણામાં સંઘરાયા છે. આની અનુભૂતિમાં જ માનવ આત્મા બનવાની શક્યતાઓ રહેલી છે. માનવીની એક માત્ર ફરજ આટલી: આગળનો પંથ જાતે જ શોધવો. પછી એ પંથ ગમે ત્યાં દોરી જતો હોય.

હેસની સર્જન–પ્રવૃત્તિમાં સત્યનિષ્ઠ પરિશોધકનો ચિરપ્રવાસ કેન્દ્રસ્થાને વિરાજે છે. ૧૯૦૪ માં પીટર કૅમેન્ઝીના કથાનકમાં આવતા પીટરના પાત્રમાં ચિરપ્રવાસીનું જે વ્યક્તિત્વ ઊપસ્યું છે તે જ મહદ્અંશે તેનાં તમામ પાત્રોનું પ્રતિબિંબ પાડી રહે છે. આ ચિરપ્રવાસી ઇન્દ્રધનુની પેલે પાર જવા મથે છે, નીલપંખીનો કેડો પકડે છે, રસ્તે આવી મળતા સુખો આનંદોને એ વર્જ્ય ગણુતો નથી અને તે પ્રાપ્ત કરીને વ્યથા અનુભવતો પાછો પ્રવાસે ઊપડે છે. આ પીટર અને નવલિકાઓમાં ડોકાતો તુલ્ય આનંદી, મોજી, તોફાની છે. આત્માની ઊર્ધ્વીકરણની ગતિનું કે એ રાહે આવતા ગુલાબકંટકોનું હજીય એને પ્રગટ સ્મરણ નથી; પરંતુ પ્રવાસની ગતિ અપરિતૃપ્ત સત્ય ઝંખનામાં પરિણમવાની છે, તેની એણે પ્રતીતિ કરાવી છે. 'Journy to East'નો મીતભાષી પટાવાળો એ પીટરનું જ અભિનવ રૂપાંતર છે. 'Unterm Rod' (૧૯૦૬) અને 'Underways' (૧૯૧૫) માં 'હું' રૂપે દેખાતો પીટર નૂતન પ્રસ્થાન આદરે છે. 'Demian' (૧૯૧૯) માં એ પ્રથમવાર પોતાની જાતને કઠોર આત્મપૃથક્કરણની સરાણે ચડાવે છે. અનંત આદિકારણ તરફ પાછા ફરવાની ઝંખના—માતાના પ્રતીકરૂપે આકાર પકડે છે. 'Klein and wagner' ની લઘુ પણ મૃદુ કથામાં શરીર અને આત્મા વચ્ચેનો સંઘર્ષ ઉગ્ર પરાકાષ્ટાએ લેખક પહોંચાડે છે. આ કથામાં નાસીપાસ થયેલો ક્લીન ડૂબીને મૃત્યુને આવકારે છે, અને એ રીતે એમાં પણ એક નવા રૂપાંતરનું દર્શન લેખક કરાવે છે.

સત્યની આવી ઝંખના હેસને ભારતની મુલાકાતે ખેંચી લાવી અને ૧૯૨૩ માં સિદ્ધાર્થની ચિંતનાત્મક અને કાવ્યમય નવલકથાનો જન્મ થયો. બુદ્ધના યુગમાં ઢાળેલી આ નવલકથાનું મુખ્ય પાત્ર સિદ્ધાર્થ એક રીતે બુદ્ધની જ પ્રતિકૃતિ છે. બુદ્ધને કરુણાનું દર્શન જે રીતે થાય છે તેથી જરા નિરાળી રીતે જીવનના તમામ આશ્રમ ધર્મો પરિપૂર્ણ કરીને, સરિતાકાંઠે માછીમારની ઝૂંપડીમાં રહેતા રહેતા સિદ્ધાર્થને પણ દર્શન સાંપડે છે. ધર્મ બીજાની

પાસેથી શીખી શકાતો નથી, એ અંતરમાંથી ઊગે છે, અંતરની અનુભૂતિ દ્વારા જ આકાર પકડે છે અને જ્યારે એ આકાર લેવા મથે છે ત્યારે જ ચિન્મય બની નિરાકાર-નિરામય થઈ રહે છે. સત્યના આ અવિષ્કારની પ્રતીતિ કરાવતાં સિદ્ધાર્થ કહે છે: 'સાચો સત્યશોધક કોઈ સાંપ્રદાયિક સિદ્ધાંત સત્કારી શકે નહીં. જેને સાચેસાચ સત્ય શોધવું છે તેણે દુષ્કર માર્ગનું પરિશીલન કરવું પડશે. અનુભવ અને યાતનાનો માર્ગ અપનાવવો પડશે.' પ્રત્યેક માનવી બુદ્ધ બની શકે છે પરંતુ બુદ્ધના અનુયાયી થઈને નહિ, સત્યના પરિવ્રાજક બનીને. ગૃહ્યસૂત્રમાં દાનવિધિમાં ઉચ્ચરાતાં વાક્યોમાં કામને સ્થાને સત્ય મૂકીને આપણે અવશ્ય કહી શકીએ:

कोऽवादीत् । कस्मावाऽदीत् ।
सत्यमवादीत् । सत्यायावादीत् ।
सत्यं वक्तृ । सत्यं श्रोतृ ।
सत्यैततत्ते ।

સત્ય જ સત્યને કહે છે. સત્ય એ જ વક્તા અને શ્રોતા છે. હે સત્ય! આ તારું જ છે.

જીવનનો ધૂંધવાતો અસંતોષ 'Steppenwolf' (૧૯૨૭)માં એક દ્વંદ્વદ્વારા પ્રગટ થાય છે. (જે અવાજને બદલે સંગીત વાંછે છે, મોજશોખને બદલે આનંદ ઇચ્છે છે, સુવર્ણને બદલે સત્ય ચાહે છે, તેને માટે આ દુનિયામાં કોઈ વતન નથી.) Narxiss and goldmund (૧૯૩૦) માં આધ્યાત્મિક અને પાર્થિવ દુનિયા વચ્ચેના વિસંવાદનું ચિત્રણ સ્વસ્થતાથી હેસે કર્યું છે. આ કથામાં એણે દર્શાવ્યું છે કે વૈરાગ્ય કે સાધુવેશ એ અમુક વ્યક્તિઓ માટે ભાગેડુપણું છે. અનિષ્ટનો-પાપનો મુકાબલો કરીને જરૂર પડે તો આપઘાત દ્વારા પણ એનો સામનો કરીને—એનો અનુભવ કરીને, અને એવા અનુભવની યાતના દ્વારા વધારે સ્વચ્છ થઈને જ સાચો મોક્ષ પ્રાપ્ત કરી શકાય છે. હેસનો આ સંદેશ તેની પરિપૂર્ણતાએ પહોંચે છે 'માજીસ્ટર લુડી'માં. આ એક નવલકથા જ નથી. એક 'ફિલોસોફીકલ રોમાન્સ' છે. ૧૯૪૫ માં પ્રગટ થયેલ આ કૃતિમાં આદર્શ જીવનની આદર્શમય તાસીર છે, પ્રથમવાર જ સૌંદર્યમય જીવનનું 'ટેસ્ટામેન્ટ'—ઈન્દ્રિય, બળ, બુદ્ધિ અને ચિત્તનો પરિસંવાદ આ કૃતિમાં નીરખવા મળે છે. બાશના પારદર્શક, સ્વચ્છ સંગીત અને ગણિત પર નિર્ભય એવી લુડીની દુનિયામાં યોગની શિસ્ત સાથેની ધ્યાનાવસ્થા છે. અગમ્યનો અનુભવ કરાવતી બીડની રમતમાં પ્રાવીણ્ય દ્વારા જે સિદ્ધિ મેળવાય છે તેમાં જીવનનું સમાધાન કોઈકને ન લાગે, સમસ્યાઓનો ઉકેલ ન જડે, પરંતુ જીવન એ અનંત સંગ્રામ છે, અસાધ્ય એવી પરાકાષ્ઠા પ્રતિની એક અનસ્ત ગતિ છે. એટલું દર્શન તો જરૂર એમાં થાય છે. લુડી એ પીટર અને સિદ્ધાર્થનો એક નવો વેશ, નવું રૂપાંતર છે.

હેસ, એક રીતે જોઈએ તો 'પ્રસન્ન ગંભીરપદા સરસ્વતી'નો ઉપાસક છે. તેની સ્વસ્થ અને સબળ લેખનશૈલી જેટલી ગંભીર છે તેટલી જ પ્રસન્ન છે. તેમાં વિચારના જેટલાં ઉડ્ડયનો છે, તેટલા કવિતાના પ્રગલ્ભ અવગાહનો છે. વિચાર અને કવિતાની આવી પ્રતિભા ઓછા યુરોપીય લેખકોમાં આજે જોવા મળે છે. અર્ધમૃત્યુ અને જડતા તરફ સરેલા આ જગતની વિચાર મૂર્છા ટાળવાની તેના જેવી શક્તિ આજના વિદ્યમાન યુરોપીય લેખકોમાંથી ભાગ્યે જ કોઈની પાસે હશે. 'સિદ્ધાર્થ' આપણા સહુમાં આવી શક્તિ પ્રેરી રહો.



નવી દિલ્હીની ભારતીય કૃષિ સંશોધન સંસ્થાના વનસ્પતિ વિષયક વિભાગે ભીંડાની કેટલીક જાતો તૈયાર કરી આ જાતો ભીંડાને લગતા એક વ્યાપક રોગ સામે પ્રતિકારશક્તિ ધરાવે છે અને એ આ રોગથી લગભગ અબાધિત છે.



અપરિચિતનો પરિચય




બસમાં સામેની સીટ ખાલી હોય તો તેના પર લહેરથી પગ લંબાવવા, રસ્તા પર ફૂટપાથ હોય તો પણ તેનો ઉપયોગ ન કરવો, બસમાં બેસવા માટે લાઈન તોડીને ઘૂસણુ-વેડા કરવા, ત્રણ વરસ ઉપરના બાળકની પણ ટિકિટ ન લેવા જેવી દિલચોરી કરવી, રસ્તા પર જ્યાં ત્યાં થૂંકવું કે કચરો નાખવો, પોલીસ ન હોય ત્યારે વાહનના નિયમો અવગણવા વગેરે આપણી નાગરિકતાને ન છાજે એવાં દૂષણો આપણી પ્રજામાં સ્વાતંત્ર્ય મેળવ્યા પછીનાં દસ વરસમાં પણ હજુ જેવાં ને તેવાં જ જોવા મળે છે. આપણી શાળા મહાશાળાઓમાં નાગરિક શાસ્ત્ર શીખવવામાં આવે છે ખરું, પણ તેને જીવનમાં ઉતારવાનું જ ન હોય તેમ પરીક્ષા માટે જ તે શીખતાં હોય તેમ વિદ્યાર્થીઓ પણ વર્તે છે. કોઈપણ સ્વમાનપ્રિય, સ્વાતંત્ર્યપ્રિય અને પ્રગતિવાંચ્છુ પ્રજા કે રાષ્ટ્ર માટે આ એક મોટું દૂષણ ગણાય.

સ્વાતંત્ર્ય મેળવ્યું ખરું, પણ તેને જીરવવાની, પચાવવાની અને ટકાવવાની આપણામાં કેટલીક લાયકાત છે તેનો આપણે ક્યારેય વિચાર જ નથી કરી શકતા. અને દલીલ કરવા ખાતર જ્યારે દલીલ કરીએ છીએ ત્યારે તો કહી પણ બેસીએ છીએ કે પ્રજાનો મોટો ભાગ સમજતો નથી ત્યાં મારા–તમારા જેવા એકાદ સુધરશે એનો શો અર્થ? પણ આમ એક પછી એક સુધરવા લાગશે; છટકબારી શોધતાં અટકશે ત્યારે જ આખી પ્રજાનું માનસ સુધરશે તે આપણે કેમ ભૂલી જતાં હોઈએ છીએ?

નાગરિક ધર્મ અને સાચી નાગરિકતા તો નાની નાની વાતમાંથી જ વિકસે છે. અને ત્યારે તેમાંથી જે ધીમું પણ મક્કમ સુપરિણામ આવે છે તે જ હરેક પ્રજાની પ્રગતિનું સાચું સોપાન ગણાય. નાગરિક હક માટે લડવાનું જેમ મન થાય છે, તેમ નાગરિકધર્મ બજાવવાનુંય મન થાય તો? આપણે બીજાને મદદ કરી શકીએ કે નહિ તેનું માપ તો તેના પરથી નીકળે છે કે આપણી જાતને આપણે કેટલા મદદરૂપ થઈએ છીએ. અને જો self-helpની વૃત્તિ આપણે કેળવીએ તો તેમાં નાગરિકતા આવી જાય, સ્વાતંત્ર્ય જીરવ્યાનો અને તેનો પ્રચાર કર્યાનો સંતોષ આવી જાય અને પ્રજાને ઊંચે લઈ જવાનો બોધપાઠ પણ આવી જાય. નાની નાની વાતને અવગણવા કરતાં નાનામાં નાની વાતને મોટી ગણતાં શીખીએ ત્યારે જ આપણી વૃત્તિ કેળવાયેલી અને ઘડાયેલી ગણાય.

## સ્વાર્થી માનસ

'આપણું માનસ ક્યારે બદલાશે? ભણેલાં ગણેલાં વિચારશીલ માણસો પણ આટલાં બધાં સ્વાર્થવૃત્તિથી પ્રેરાયેલાં અને સંકુચિત મનનાં કેમ રહેતાં હશે! મારું તો મગજ કંઈ કામ કરતું નથી. જ્યારે ને ત્યારે હું જોઉં છું તો ભણેલાંનું માનસ જ સ્વાર્થરૂપી પંજામાં વધુ અટવાયેલું હોય છે.'

નીલાને હમણાં હમણાં ભણેલાંઓ પ્રત્યે તિરસ્કાર ઉત્પન્ન થતો હતો તે તો હું જાણુતી હતી પણ આજે આવતાંવેંત જ તેનું આ ભાષણુ સાંભળી ઘડીક તો હું વિચારમાં પડી ગઈ. પણુ જે સત્ય હકીકત હતી; અને તેમાંય વળી નીલા છેલ્લા કેટલાક દિવસથી મુંઝાયેલી, વિમાસણમાં પડી ગયેલી પણુ દેખાતી હતી. પણુ અમે નિરાંતે બેસી વસ્તુસ્થિતિનો કોઈ તોડ કાઢી શકેલાં નહિ. આજે અચાનક તેને આ રીતે બોલતી જોઈ મેં જ સામો પ્રશ્ન કર્યો: 'પણુ હકીકત શું છે, આટલી બધી ગૂંચવાયેલી કેમ જણાય છે? મહેશ સાથે કંઈ ગરમાગરમ ચર્ચા કરીને આવી છે કે શું?'

નીલા આજે પોતાનું દિલ ખોલવા જ આવી હતી એટલે તુરત વાત શરૂ કરી: મને સ્વપ્ને પણુ ખ્યાલ નહિ કે પુરુષો આટલા બધા સ્વાર્થી હોતા હશે. આટલા વખતના સંબંધ પછી ધીરે રહીને મમરો મૂકયો. મહેશની એવી માન્યતા હતી કે મારા બાપુજી તેને ભવિષ્યમાં વેપાર કરવા માટે પૈસાની મદદ કરશે. મારી સાથે એ બાબત ચર્ચા કરી ત્યારે જ મેં એને ચોખ્ખું કહેલું કે એ રીતે કોઈ પણુ પિતા પાસે માગણી કરવી તે સારું નથી. જો કેળવાયેલી વ્યક્તિનું પણુ આ જાતનું માનસ રહેશે તો પછી સામાજિક સુધારા કરવાની બધી વાતો કયાં જઈને અટકશે. મારો પિત્તો તો ખૂબ ઉછળી રહ્યો હતો પરંતુ એટલો બધો કાબુ રાખીને મેં શાંતિથી વાત કરી. આપણે માટે ભવિષ્યમાં આવું વિચારવું તે પણુ યોગ્ય નથી. અને મહેશે તો મને હસી કાઢી: 'તું ન સમજે આવી બાબતમાં. પૈસા વગર તો આપણે ધારેલું ડગ પણુ ભરી નહિ શકીએ. ઘરમાંથી મળી રહેતું હોય તો બીજા ઉપર મદાર પણુ ન બાંધવો પડે ને!' આવી બધી મહેશની દલીલોને મેં તોડી પાડવા પ્રયત્ન કર્યો એટલે એ દિવસે વાત અધૂરેથી અટકી પડી.

ગઈકાલે તે અને બાપુજી નિરાંતે બેઠા હતા. ત્યારે એણે લાગ શોધીને બાપુજીને સીધું જ પૂછ્યું કે 'તમે મને વેપાર કરવા માટે કેટલા પૈસાની મદદ કરી શકશો?' બાપુજી તો ડઘાઈ જ ગયા. થોડી ચર્ચા બાદ એમણે સંભળાવી દીધું કે 'હું મારી દીકરીને પૈસાના તોલે વેચવા નથી માગતો. તમે જો એ વૃત્તિથી મારી પાસે આવ્યા હો તો તે ભૂલી જજો. હું કોઈપણુ જાતની બાંયધરી આપવા માગતો પણુ નથી'

રાત્રે બાપુજીએ બોલાવી મને આ હકીકત કહી ત્યારે તુરત જ મેં બાપુજીને કહી દીધું: 'બાપુજી, આ સંબંધ આપણુને પાલવશે નહિ. તમે ના જ પાડી દો!'

નીલા અને મહેશનું નક્કી થયાને આજે દશેક મહિના થઈ ગયા. બન્ને સાથે હરતાં, ફરતાં,



એકબીજાના વિચારોની આપલે કરતાં, બન્ને ભણેલાં હતાં. નીલા સામાજિક દૃષ્ટિએ દૂષણ ગણાતા એકેય સુધારાને વળગી રહેવા માગતી નહોતી. તેને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો કે તેના જ કિસ્સામાં સુધારક તરીકે આગળ વધવું પડશે. બીજી જ્ઞાતિઓની માફક એની જ્ઞાતિમાં કોઈ લેવડદેવડનો રિવાજ નહોતો. પિતા પોતાની શક્તિ મુજબ દીકરીને આપે. નીલાના પિતાનું ઘર સુખી હતું એટલે એને બીજી કોઈ જ ચિંતા નહોતી છતાં એને મહેશના સ્વાર્થી માનસ નીચે આવવું પડ્યું અને એ સંબંધ તોડવા તૈયાર થઈ ગઈ.

કોઈપણ કન્યાની આ પ્રકારની સ્થિતિ થાય ત્યારે તેને માટે સમાજમાં ખૂબ મુશ્કેલી થઈ પડે છે. પુરુષો તો એક નહિ તો બીજી, અને કન્યાની માને ગરજ ઘણી એટલે કોઈ એવું બધી જ શરતો મંજૂર કરીને પણ મળી રહે છે. ખરેખર, ખૂબ દુઃખ થાય છે આપણા ભણેલા આ માનસ ઉપર. ક્યાંસુધી આવા સ્વાર્થી માનસને પોષવામાં આવશે! નીલાની માફક બેધડક બની જો દરેક કન્યા પોતાના ભવિષ્યની જરાપણ ચિંતા કર્યા વગર આવી માગણીને તુચ્છકારી કાઢશે તો જ આવી બલામાંથી છૂટી શકાશે.

## બાળકેળવણીનાં કારખાનાં

હજુ તો અઠવાડિયુંય નથી થયું ત્યાં તાજી જ બાલમંદિરમાં જવા લાગેલી ઉલ્કા બોલી ઊઠી કે મારે બાલમંદિરમાં જવું નથી. એવા જ બીજા બાલમંદિરમાં તાજી જ દાખલ થયેલી પ્રેરણા પણ ત્યાં જ જવાનો વિરોધ કરી રહી ત્યારે એ બન્ને બાળાઓના માનસને સમજવા હું તૈયાર થઈ.

પ્રેરણા ત્રણેક વરસની હતી. ઉલ્કા પણ એવડી જ હતી. બંને અમારા સંબંધીઓની પુત્રીઓ હતી. ઉલ્કા ચબરાક અને હોંશિયાર હતી. આપણા પદ્ધતિસરના અને શહેરના આગેવાન ગણાતા બાલમંદિરમાં તેને મૂકી ત્યારે મને તો ઉલ્કાના ભાવિની ઉજ્જવળતા દેખાઈ. પણ પહેલું અઠવાડિયું પૂરું થયું ત્યાં તો ત્યાં જવાનો જ વિરોધ કરવા લાગી એટલે મારી જિજ્ઞાસા વધુ વિચારે ચડી. ઉલ્કા સાથે હું વાતે વળગી. ધીમે ધીમે બાલમંદિરની વાતો કઢાવી. પોતે ધીમે ધીમે દૂધ પીવા ટેવાયેલી એટલે બાલમંદિરમાં તેના શિક્ષક જલદી દૂધ પીવા ધમકાવતા. શરૂ શરૂમાં નવું લાગે એટલે ત્રણેક વરસના બાળકને સહેજે ઘર સાંભરે એટલે શિક્ષક તેને ઓરડીમાં પૂરી દેવા જેવી ધમકી આપતા. આગળ પડતા બાલમંદિરનાં શિક્ષકોમાં બાળમાનસને સમજવા જરાય પ્રયત્ન ન કરતા આવા શિક્ષકો તરફ ઘૃણા જ થાય ને? ઉપરના દેખાવથી અને ભપકાથી અંજાઈને આપણે બાળકોને હોંશે હોંશે ત્યાં મૂકીએ, બીજાને પણ ભલામણ કરીએ અને તેનું શૈક્ષણિક મૂલ્ય આવું અનુભવીએ ત્યારે?

પ્રેરણાનો પણ બાલમંદિરમાં નહિ જવાનો વિરોધ હું કળી ગઈ. વાતમાંથી વાત કાઢતાં જણાયું કે આટલી ત્રણ વરસની ઉમ્મરમાં ક્યારેય માટલામાંથી હાથે પાણી લઈને પીધેલું ન હોવા છતાં પ્રેરણાને તેના શિક્ષક હાથે પાણી લઈ પીવા જે હુકમ કરતા એથી

પ્રેરણા ઢંઘાઈ જ ગઈ. બાળમાનસને સમજવાનો જરાય પ્રયત્ન ના કરતાં આવાં મોભાવાળા ગણાતાં બાલમંદિરોના શિક્ષકો પણ આવાં અણઘડ હોય તો પછી બીજાં બાળકેળવણી કેન્દ્રોનો તો વિચાર જ કેમ કરી શકાય? બાળશિક્ષણ અને બાળમાનસના મોટાં મોટાં ભૂણગાં ફૂંકતા આપણાં કેળવણીકારો પોતાની સંસ્થાઓમાં તેનો કેવો અને કેટલો અમલ થાય છે તે તરફ આમ સાવ બેદરકાર રહે તે કેમ પાલવે?

બાળકો તરફ વ્યક્તિગત ધ્યાન અપાય છે તેવી જાહેરાત કરીને મોટી સંખ્યામાં બાળકોને આકર્ષે છે ખરા, પણ બાળકોનાં વાલીઓ બાળકોમાં વધુ રસ નથી લેતાં એટલે બે ચાર વરસના એ બાળ શિક્ષણમાંથી આગળ વધીને બાળક શાળામાં પહોંચે છે એટલે વાલીઓ નિરાંત અનુભવે છે. પણ જે બાળમાનસ પર શરૂની કેળવણીની સુંદર છાપ પડવી જોઈએ તે ઉપરના ઉલ્કા ને પ્રેરણાના દાખલાથી નથી પડતી તેનો કોઈ વિચાર કરશે ખરું?

## ભીંસમાંથી ઉગારો

આજે પણ એવાં કેટલાંય કુટુંબોમાં 'સ્ત્રીને ભણવાની શી જરૂર છે, એને ક્યાં કમાવા જવું છે?' વગેરે વાતો ચર્ચાતી હોય છે અને પરિણામે ફરજિયાત કેળવણીના જમાનામાં પણ અભણ બેનોની સંખ્યા ઘણી જોવામાં આવે છે. કુટુંબ ઉપર આવી પડેલી આફતને કારણે જ્યારે ખરી જરૂરિયાત હોય છે ત્યારે તે જ બહેન પોતે મનમાં ને મનમાં સંતાપે છે અને પોતાને ન ભણાવનાર વડીલોને દોષિત ગણે છે. આજે એવી કેટલીય પ્રૌઢ બહેનોને પોતાનાં નાનાં બાળકોને લઈને પણ અભ્યાસ કરવો પડે છે.

નાનકડું મઝાનું કુટુંબ હતું. પિતા નોકરી કરતા હતા. અને રોટલા ભેગાં બધાં થતાં હતાં. જીવનમાં વેપાર કમાઈ જવાની કે બીજી લાલચ હતી નહિ. જેટલું હતું તેટલામાં સંતોષ માનતાં હતાં. માતા સવિતાબેન ગુજરાતી ત્રણેક ચોપડી ભણેલાં હતાં. ત્રણ બાળકો હતાં. મોટામાં મોટું છ વર્ષનું.

અત્યાર સુધી ગાડું ચાલતું હતું. ત્યાં રસ્તામાં ગાબડું પડયું. અણધારેલી આફત આવી. સવિતાબેનના પતિની તબિયત બગડી, થયું કે માંદગી છે. થોડા વખતમાં સાજા થઈ જશે. એટલે પાછું ઘર પાટા પર ચાલશે. દરમિયાન થોડું દેવું પણ કરવું પડયું.

ઘરની આર્થિક ભીંસની અસર માંદગીને બીછાને પડેલા નંદશંકરને સારા પ્રમાણમાં રહેવા લાગી. બાળકોની અને પત્નીની ચિંતાને કારણે ધીમે ધીમે મગજના જ્ઞાનતંતુઓ નબળા પડવા લાગ્યા અને આમ માનસિક રીતે તેઓ ઘસાવા લાગ્યા. સવિતાબેનની સમજાવટની કંઈ અસર થઈ નહિ અને માનસિક ચિંતાઓના બોજાએ તેમને વિચિત્ર પરિસ્થિતિમાં મૂકી દીધા. પોતે પોતાના હાથમાં ન રહ્યા અને મનની નબળાઈને કારણે છેવટે ગાંડાની હોસ્પિટલમાં મૂકયા સિવાય બીજો રસ્તો જ રહ્યો નહિ.

ઘરની જવાબદારી સવિતાબેનને માથે આવી પડી. માતા બીજું કરી પણ શું શકે? હિંમત રાખી આગળ ભણીને નોકરી કરવાનું સ્વીકાર્યું.

अ.म.रा



# ગ્રંથસમીક્ષા

ગોરજ :

['લે. મકરન્દ દવે; પ્રકા. ભારતી સાહિત્ય સંઘ, અમદાવાદ; મૂલ્ય અઢી રૂપિયા ]

ગોધૂલિ સમયનું કાવ્યમય દેશી નામ 'ગોરજ' ધારણ કરીને આવતો આ કાવ્યસંગ્રહ એમાંના 'દિન વહ્યા જાય' એ કાવ્યમાં જેમનો આત્મપરિચય મળે છે એવા એના જુવાન કવિ શ્રી. મકરંદ દવેને 'કવિતાનો કેફ' ચડેલા અને અનોખી પ્રતિભા અને બાની લઈને ગુજરાત સમક્ષ ઉપસ્થિત થતા સાચા કવિ સિદ્ધ કરે છે. સંગ્રહની અને કવિની ખરી વિશિષ્ટતા એમાંનાં અધ્યાત્મ–કાવ્યો દ્વારા મૂર્ત થાય છે. આને સંબોધતાં—પ્રાર્થતાં અને 'માટી મહીં અમૃત–ચુંબનોની' પિપાસા ગાતાં પહેલાં ચાર કાવ્યો, સંગ્રહના પાછલા ભાગનાં 'હરિની વાતો', 'પરમ સગાઈ', 'ચલો આપણે દેશ', 'રામ રટણ', 'પંખી આંધળું', 'કેડો રે દેખાડો', 'પ્રથવીનો પોકાર', 'અનોખાં ઇંધણાં', 'હુકમનું પાનું', 'ગોરજ ટાણે' અને એવાં બીજાંય ભક્તિપ્યાલો પીધેલ ભજનિકનાં ભાવ–વાણીનો લલકાર સંભળાવતાં કાવ્યો, તેમજ આ બે છેડા વચ્ચે પણ ચમકતાં 'ફોરાં', 'વાટ જોઉં છું', 'દરવેશ', 'સહજધારા', 'સુરતાની વાત', 'અસંભવ ચરણે', 'પ્રાણ પિયાસી', 'સપનાં સપનાં', 'અમરત વરસો' જેવાં ઘણાં કાવ્યો આ સ્પષ્ટ બતાવી આપે છે કે કવિનું અંતરંગ મરમી બનવાને માગે છે. આ કાવ્યો *અત્યારની રૂખ જોઈને લખાયેલાં નથી લાગતાં*, પણ કવિના સાચા હૃદયરંગે રંગાઈને નીકળ્યાં છે એવી એની સચ્ચાઈની પ્રતીતિ એ ભરપટ્ટે કરાવે છે. હરિની 'હમેશાં વાગતી અશ્રુત બંસીનો એકાદ બોલ' કે 'હદને સીમાડે ઊડતી અનહદની એકાદ તેજરેણુ' સંગ્રહમાં ઝિલાયેલ દેખાય તો 'લખ્યું સાર્થક' માનનાર કવિએ હરિનો એકાદ બંસીબોલ કે અનહદની એકાદ તેજરેણુ નહિ, ઘણા બોલ ને ઘણી તેજરેણુ

---

પણ એટલો સમય પસાર કરવો કેવી રીતે? સવિતાબેનની મુંઝવણનો પાર નથી. એવી પરિસ્થિતિમાં મૂકાઈ ગયાં કે કોઈની પાસે પણ આંખમાંથી દડદડ આંસુ ખરી પડે. અંતે પોતાના ભાઈઓની અને બીજા સંબંધીઓની હુંફને કારણે શાળાંત થવાનું સ્વીકાર્યું.

પ્રૌઢા બહેનોના ચાલતા શાળાંત વર્ગમાં સવિતાબેન પોતાના નાના બાળકને લઈને અભ્યાસ કરી રહ્યાં છે. સાથે સાથે સીવણનો કોર્સ પણ કરે છે. પોતાના ભાવિ જીવન માટે આ ઉંમરે તેમને માથે આવી પડેલી આફતને પહોંચી વળવા પ્રયત્નશીલ રહે છે.

આજે તો આવાં કેટલાંય સવિતાબહેનો જોવામાં આવે છે. ભવિષ્યમાં આવાં બહેનો ઉત્પન્ન ન થાય તેની જવાબદારી અત્યારથી જ દરેક માબાપ લેશે તો કેટલીય બહેનો આ જાતની ભીંસમાંથી જરૂર ઊગરી જશે, અને ભાવિ માટે રડતી નહિ હોય.



ઝીલી પોતાની અંતર ગુહામાંથી કવિતારૂપે પ્રતિશબ્દિત કરી છે.

એમની કાવ્યસિદ્ધિ એ જ પ્રમાણમાં પ્રગટ થાય છે એમનો પ્રકૃતિગાનમાં. 'આસોનો તડકો', 'પરોઢ', 'આભને ચરિયાણે', 'ચટ્ટાન પર ચાંદની', 'ચંદ કેસરિયો', 'ઝાકળ વરસી', 'કળાકાર વૈશાખી', 'પ્રથમ મેઘ', 'નિખિલ ગગનમાં', 'આભના વણ ઝારા' ને 'શ્રાવણ છલકે' જેવાં વાક્યો શ્રી મકરંદ દવેની કવિસહજ સૌંદર્યદૃષ્ટિ અને પ્રકૃતિકવનની પ્રશસ્ય ફાવટના જીવતા નમૂના છે. સંગ્રહ કેટલાંક પ્રસંગકાવ્યો પણ દેખાડે છે, જેવાં કે 'કળાકારને માનપત્ર' અને 'મુદ્દામાલ' બંને કારુણ્યગર્ભ કટાક્ષ કાવ્યો છે. એ બંને કાવ્ય કવિનું જનસ્વભાવનું નિરીક્ષણ અને નિરૂપણ દેખાડે છે તેવું જ 'એ નિવૃત્ત અમલદારો', 'એ જ સમજાતું નથી', 'શેઠાણીની નિરાધારી' ને 'પત્નીનું શિક્ષણ' એ કાવ્યો પણ દેખાડે છે. કવિના વાસ્તવદર્શનની પણ એ સાક્ષી પૂરે છે. વાસ્તવ ચિત્રણની દૃષ્ટિએ જો કે વધુ નોંધપાત્ર કાવ્યો ગણાય 'શિકારી', 'જુમખો પખાલી' અને 'વધામણી' નો પૂર્વાર્ધ. કવિની વતન-ભક્તિ સોરઠને 'દુનિયામાં દૂજો નહિ' કહી સાત સુંદર સોરઠામાં બિરદાવે છે તો ગ્રામદેવતા શા પાળિયાની કવિતા ગ્રામવાણીના લહેકા સાથે ગાય છે.

પણ કવિનાં અધ્યાત્મવિષયક અને પ્રકૃતિવિષયક કાવ્યો પછી સહૃદયોને વિશેષ આકર્ષશે એમની સંવેદનશીલતા તથા ચિંતનશીલતા વ્યક્ત કરતાં કાવ્યો. પ્રતીકના કુશલ ઉપયોગથી ચમકતું 'ચિત્રાની ચાલ', આધુનિક સંસ્કૃતિએ જન્માવેલ સંવેદન અને કાલગ્રસ્ત પુરાણી સંસ્કૃતિમાંથી જ ફરી નવવસંત પ્રગટવાની એ કવિની આશા કે શ્રદ્ધા પ્રગટ કરતું 'સુવર્ણ ફળ', કવિનું મૃત્યુચિંતન રજૂ કરતું 'શિકારી', 'માનવનો મૃત્યુલેખ', 'ભૂતકાળ', 'કળાકારને', 'તૃપ્તિ', 'બ્રાહ્મણ પીપળો', 'અમારી જિંદગી' જેવાં કાવ્યો આવાં છે. પદ્યમાં વિચારમુક્તકો રજૂ કરતી 'ચાંદરડાં' તથા 'બિંદી' શીર્ષકો તળેની સામગ્રી પણ કવિની આ વિશિષ્ટતા બતાવે છે. 'આવ્યા!', 'આંખ સામે રાખીએ', 'ધૂળમાં સ્વર્ગ', 'દુનિયા', 'રાખના મહાલો', 'વરસાદ પછી' જેવાં મુક્તકો ખરેખર આકર્ષક છે. વિશ્વયુદ્ધે જગાડેલી કવિની સંવેદના ગાતું 'માફ કરો' કાવ્ય પણ નોંધપાત્ર ગણાવું ઘટે.

'એ દેશની ખાજો દયા', 'મહાકાળની માગણી', 'તેજનો અસવાર' અને 'શું જાયું' એ ચાર કાવ્યો અનુવાદો છે. એમાં પહેલાં બે વિદેશી અને પછીનાં બે ભારતીય કાવ્યોના અનુવાદ છે. આ દેશની પરિસ્થિતિના કવિના ખ્યાલની ભૂમિકા આગલાં બેઉ કાવ્યને છે એટલે ભાવમાં ઉત્કટતા તથા વાણીમાં બળ એમાં આવ્યાં છે.

શ્રી. મકરંદ દવેનું પદ્યકૌશલ સંગ્રહનાં કાવ્યો સારા પ્રમાણમાં બતાવી રહે છે. છંદોબદ્ધ, મુક્ત પ્રવાહી અને ગેય એમ બધા પ્રકારની પદ્યરચના બડી આસાનીથી કામ કરી જાણે છે, અને 'મોતને શું જિંદગી પતી રહી' અને 'જિંદગી ચાલી જમાનાની પવન પીઠે ચડી' જેવી પંક્તિઓ લલકારનાર સારા ગઝલકાર પણ છે. એમની પાસે કલ્પનાબળ ઘણું છે, જે એમના કેટલાક નવીન ને સુભગ અલંકારો વાટે વ્યક્ત થાય છે. 'અમારી જિંદગી' ના પૂર્વાર્ધમાંના ત્રણ સાદૃશ્યવાચક અલંકારોની આકર્ષકતાનેય ઝાંખી પાડે એવી 'આભને ચરિયાણે' માંની રૂપકોની ઝડી છે. આભને ચરિયાણ, સૂર્યને ભાભો, ચંદ્રને આહીરછોરો, દિવસને ગોધણ, રાતને નવચંદરી ભેંસ, આથમણીને ગમાણ, કિરણને તણખલાં, અને બીજને અધર કહી નિરૂપતી એમાંની કવિ–કલ્પના મનોહર છે. એવી જ મનોહર અને કાવ્યમય છે 'અમાસ'માંની રાત્રિને અભિસારિકા, અમાસને એનો તારકફૂલગૂંથ્યો અંબોડલો, આકાશગંગાને એની વેણી, અને પૃથ્વીને એ અભિસારિકાની વેણીમાંથી ખરી પડેલું ફૂલ કહી ગાતી કલ્પના પણ. કવિને રૂપક અલંકાર કેવો ફાવે છે એ આ બતાવે છે. ભૂતકાળને



અજગર, અને દિવસને સસલાં, રાત્રિને ઘુટ્ટાધારી હરિણ અને વર્ષોને વૃષભ કહી નિરૂપતા 'ભૂતકાળ' કાવ્યોમાંય કવિનો રૂપક–શોખ અને કલ્પના વિલાસ એવા જ ઝળકે છે. પ્રકૃતિકાવ્યોમાં કવિની ચિત્રો ઊભાં કરનારી વર્ણનકલાનું હૃદ્ય દર્શન થાય છે. આ બધા સાથે અભિવ્યક્તિનુંય નોખાપણું આ કવિની વિશિષ્ટતા છે. શિષ્ટ ભાષા જેટલો જ સૌરાષ્ટ્રની લોકવાણીનો પણ સ્વ. મેઘાણીની યાદ આપતી આસાનીથી અને કુશળતાથી એ વિનિયોગ કરી જાણે છે. એમની કાવ્યભાષામાં નવીનતાની તાઝપ અનેક સ્થળે કળાય છે.

શ્રી. મકરંદ દવેને સૌરાષ્ટ્રના પ્રથમ હરોળના પ્રતિભાશાળી નવોદિત કવિની પ્રતિષ્ઠા અપાવતો આ કાવ્યસંગ્રહ કાવ્યરસિકોના ઉમંગભર્યા સત્કારનો અધિકારી છે.

**શ્રદ્ધા :**

[ લે. દેવજી રા. મોઢા; પ્રકા. કવિ પોતે; પ્રાપ્તિસ્થાન એચર મેઘજી એન્ડ સન્સ, રાજકોટ; મૂલ્ય બે રૂપિયા. ]

શ્રી. દેવજી મોઢા હમણાંના નવા કાવ્યસાધક નથી, વર્ષોથી એ શાન્ત ખૂણે પોતાની રીતે કાવ્યની સાધના કરી રહેલા છે. એનું પહેલું ફળ સાત વરસ પર પ્રગટ થયેલ 'પ્રયાણ' નામક કાવ્યસંગ્રહ હતો. ૧૦૮ કાવ્યોનો આ સંગ્રહ તેનું બીજું ફળ છે. સંગ્રહનું નામ અન્વર્થક છે. કવિના આગલા સંગ્રહ 'પ્રયાણ'માં પૌરુષ, યુયુત્સા, પુરુષાર્થ, સાહસ, આશાવાદના ભાવ સવિશેષ ગવાયા હતા, આ સંગ્રહ શ્રદ્ધાને ગાય છે.

સંગ્રહમાંથી પરખાતું–પકડાતું શ્રી. મોઢાનું કવિ તરીકેનું વ્યક્તિત્વ ગમી જાય તેવું છે. એમની પ્રકૃતિ ઊર્મિપ્રધાન કવિ કરતાં ચિંતનશીલ કવિની વિશેષ છે. એમની કાવ્યશૈલી સ્વસ્થ–શાંત છે. એમની વાણી શુચિ–સરલ છે, પણ અનુત્કટ નથી. એમની જીવનદૃષ્ટિ માંગલ્યાભિમુખ છે. એમને મુક્તિ કર્મની યુક્તિમાં લાગે છે. ફરજોના ફંગોળિયા ન થાય એમ એ માને છે. વાસ્તવ દુનિયાય એમને જીવવા–માણવા જેવી લાગે છે. દુનિયામાં પ્રેમપરબોની સ્થાપના એમને ઇષ્ટ લાગે છે. 'ભીતર વળશો ક્યારે,' 'જાવું છે ઘેર,' 'સરગા દેશ' જેવાં કાવ્યો કવિના માહ્યલાના રસ વિષયની સુખદ પિછાન આપે છે. 'બાપુ તારાં' અને 'કમાલ કારીગર'માં ઈશ્વરને જે સંબોધન છે તેમાં એના રચનારની આસ્તિકતા ઝબકે છે. 'મલોખાંનો મહેલ' જેવું જૂના ભકત કવિઓની શૈલીનું વૈરાગ્યબોધક ભજન તેમજ અનુભૂતિની પ્રસન્ન વાણીરૂપ 'આનંદની હેલી' એ કાવ્ય પણ એ જ કહે છે.

'શ્રદ્ધા'ના કવિએ 'કેમ કહેવાયે' કાવ્યમાં પ્રેમની મીમાંસા કરી છે તે ભલે, પણ એમણે આ સંગ્રહમાં શૃંગાર ગાયો નથી. 'ત્રિવેણી સંગમ' અને 'કેવડી ખોટ' જેવાં કાવ્યોમાં તે કુટુંબભાવો સ્નેહાર્દ્રતાથી ગાય છે ખરા. પિતા, ભગિની, માતા, મિત્ર વગેરે માટેનાં કાવ્યોમાં એમનું હૃદયમાર્દવ છતું થાય છે. 'આરજૂ,' 'ઝંખના,' 'પ્રેમપરબ,' જેવાં કાવ્યો કવિની સંવેદનશીલતાનોય પરિચય કરાવે છે. 'પ્રલોભન' ને 'ગીત વેચવાં ગીત?' જેવી કોઈ કૃતિઓ હળવાશભરી દેખાય છે ખરી, પણ કવિ વિશેષતઃ ગંભીર છે. એમની પુરુષાર્થ–શ્રદ્ધા અને તંદુરસ્ત જીવનદૃષ્ટિ 'કેમ ત્યાં અટકી ગયા?' 'હું મીણ નથી ભણવાનો,' 'સદાય હસશું અમે,' 'સામે પાર!' 'વાગી લિયો,' અને 'દુનિયાનો નેડો' જેવાં કાવ્યોમાં સબળ રીતે અભિવ્યક્ત થાય છે. એમની ભાવનાશીલતા 'પ્રેમપરબ,' 'સદાય હસશું અમે,' 'કમાણી,' 'વિશ્વપુરુષ,' 'મનુબાળ,' 'ભાવના,' 'જો,' 'આગ જલાવો,' 'ભીતર વળશો ક્યારે?' 'ભાવના' ને 'ધ્રુવ પંક્તિ' જેવાં કાવ્યો સારી છાપ પાડે એવી પ્રગટ કરે છે. 'લીલા શી આ કાળની,' 'દ્યુત,' 'વાસ્તવિકતા,' 'પૂલ,' 'જીવન પ્રવાહ,' 'જોણું,' 'આગ–પાણી,' 'વાહ્ય તમે મ કહેતાં—' 'મારી ફળીનાં ઝાડવાં એ,' 'સાચકનાં પારખાં' 'સંજોગના ઘૂંટ' ને 'સાગરના તટ પર' જેવાં કાવ્યોમાં કવિની ચિંતનશીલતાએ સારું કામ બજાવ્યું છે.

કાવ્યપ્રકારો પરત્વે શ્રી. મોઢાએ સોનેટ, ગીત, ભજન, મુક્તક, ગઝલ એમ બધા પ્રકારો સેવ્યા છે. એમની કાવ્યભાષા સુઘડ છે અને શિષ્ટ છે. ક્યારેક ફારસી અને તળપદી લોકવાણીય એમને ખપે છે તેમ વિનિયોજવી ફાવે પણ છે. 'પ્રયાણુ'ની માફક સાગર અને સંસારની સરાઈનાં ભાવપ્રતીક આ સંગ્રહમાં પણ બે વાર એમણે યોજ્યાં છે. પ્રકૃતિસૌંદર્ય તરફ કવિ બેધ્યાન નથી એ 'દુનિયાનો નેડો' અને 'જગની જુવાની' જેવાં કાવ્યો દેખાડી આપે છે, પણ બહુધા શ્રી. મોઢાની કવિતામાં પ્રકૃતિ કવિસંવેદન કે કોઈ વિચારના અવલંબન, સાધન કે નિમિત્ત તરીકે આવે છે. 'સમાધાન' તથા આગલા વાક્યમાં આલેખેલ કાવ્યો જેવી બીજીય રચનાઓ પરથી એવી છાપ પડે છે. રસોત્કટતાનું પ્રમાણ કોઈ કવિનાં બધાં જ કાવ્યોમાં એક સરખું ન હોય, તે શ્રી. મોઢાના આ સંગ્રહનાં બધાં કાવ્યોમાંય નથી. પણ 'જગની જુવાની'માં પ્રકૃતિ–સૌંદર્યને આલેખતાં તેમ 'આનંદની હેલી'માં આંતર પ્રસન્નતાને ગાતાં શ્રી. મોઢામાંનો કવિ ખીલે છે. 'માલણ,' 'છૂંદણાં,' 'મહાકાલ વહેરાય,' 'મન મારું મુંઝાય,' 'કેમ કહેવાય,' જેવાં ગીતોમાં અને 'મલોખાંનો મહેલ' તથા 'સરગા દેશ' જેવાં કવિની અધ્યાત્મરતિએ લખાવેલાં ભજનોમાં એમનું કવિત્વ ઠીક લહેરાય છે. અન્યોક્તિ અલંકાર 'મારી ફળીનાં ઝાડવાં બે,' 'મધમાખી,' 'વાડય તમે મ કહેતાં' જેવાં કાવ્યોને રસપ્રદ બનાવે છે.

કવિતાદેવીના સ્વસ્થ પ્રકૃતિના એક વિનમ્ર સાધકની વિચાર–ભાવ અને વાણીમાં વિશદતા અને સુગમતા-વાળી કવિતાનો આ સંગ્રહ તેના પ્રકાશનને વાજબી ઠરાવે છે. સહૃદયો એને સત્કારશે, શ્રી રામપ્રસાદ બક્ષી જેવા વિદ્વાને એને ગુણદર્શી પ્રવેશકથી સત્કાર્યો છે તેમ.

### અણુપ્રીછ્યાં હેત :

[ લે. 'વિશ્વમિત્ર'; પ્રકા. આર. આર. શેઠની કં. મુંબઈ ૨; મૂલ્ય સાડાચાર રૂપિયા. ]

'વિશ્વમિત્ર' ઉપનામ તળે ઢંકાયેલા આ સામાજિક નવલકથાનાં લેખક ઉત્તર ગુજરાતના એક ગામમાં અનાજ દળવાની ઘંટી ચલાવતા અને ડીગ્રીધારી નહિ એવા પણ સાહિત્યરસિક ઉત્સાહી જુવાન છે. આ એમની પહેલી પ્રગટ થતી નવલકથા છે. એનું વસ્તુ અર્ધેક સુધી સ્વ. મેઘાણીકૃત 'વેવિશાળ' નવલકથાના પૂર્વાર્ધના વસ્તુની યાદ આપે તેવું છે, પણ પછી તે પોતાની રીતે સ્વતંત્ર ચાલે છે. ગામડાંના વાલજી અને જેઠો એ બે વેવાઈ બનેલા મિત્રોમાંથી જેઠો દુકાળમાં ગામડું છોડી મુંબઈ ગયો ને ત્યાં ફાવ્યો ને પૈસાદાર શેઠ બની ગયો. દીકરી વાલીનું વિલોચના નામ કરી તેને ભણાવનાર જેઠાલાલે વાલજીના પુત્ર કાન્તિ જોડે નાનપણમાં થયેલ તેનું લગ્ન ફોક કરવા યત્ન કર્યો. ગામડિયા કાન્તિએ શહેરમાં આ સસરાને ત્યાં આવ્યા પછી તેના દબાણથી લગ્ન ફોકનું લખાણ કરી આપ્યું પણ પછી વિલોચનાએ તથા તેના પિતાએ અભણતા માટે કરેલા પોતાના તિરસ્કારનું સાટું ખૂબ વાંચી બૌદ્ધિક કક્ષા ઊંચી બનાવી શ્રીકાન્તમાં પરિવર્તિત થઈ વાળ્યું અને વિલોચનાને આખરે પોતાની બનાવી. આવા કથાવસ્તુમાં સ્વ. રમણલાલ દેસાઈની માફક લેખકે રોમેન્ટિક પ્રણયત્રિકોણ ગોઠવ્યો છે. વિલોચનાને તેના પિતા જેની જોડે પરણાવવા માગે છે તે તારક અને આ શ્રીકાન્ત એ બે પ્રત્યેનું અને શ્રીકાન્તને ચંદ્રા અને આ વિલોચના પ્રત્યેનું ખેંચાણ થોડું પ્રણયમંથન કરાવે છે. વિલોચના અને શ્રીકાન્તને અંતરથી એક-મેકની નજીક લાવવામાં તેમજ આ પ્રણયમંથનના નિરૂપણમાં આ નવોદિત નવલકથાકાર પોતાની કસોટીમાં વિજય સાથે ઉત્તીર્ણ થયા છે. રમણલાલ શૈલીના પ્રણયત્રિકોણના રમણલાલી ઉકેલ ઉપરાંત સામ્યવાદ સંબંધી ઉભયપક્ષી ચર્ચા–વિચારણાના કથામાં થયેલા છંટકાવમાં પણ રમણલાલ દેસાઈનું અનુસરણ આ લેખકે કર્યું જણાય છે. કથા સુવાચ્ય અને વાર્તારસ આપનારી બની છે તે લેખકની વાર્તા જમાવવાની આવડત બતાવે છે.



મંગલયાત્રા :

[ લે. 'વિશ્વમિત્ર'; પ્રકા. ભારતી સાહિત્ય સંઘ, અમદાવાદ–૧; મૂલ્ય, સાડાચાર રૂપિયા. ]

ઉપરની કથાના લેખકની આ બીજી એવી જ સામાજિક નવલકથા છે. ધૂની આદર્શવાદી વકીલ ગામડામાંથી વિરમ નામના અભણ કોળી કિશોરને મુંબઈ લઈ જાય છે એ પ્રસંગને જો સ્વાભાવિક માનો તો પછી બાકીની એ વિરમના વીરેન્દ્ર–સ્વરૂપના નિર્માણની અને વકીલની પુત્રી ચંદ્રપ્રભાના તેની પ્રત્યેના પ્રેમખેંચાણની કથા રસથી વાંચી શકાશે. વકીલસાહેબની પોતાના દાક્તર–મિત્રના પુત્ર વિનય જોડે ચંદ્રપ્રભાનું સગપણ કરવાની વેતરણ જેમ ચંદ્રપ્રભાને વિનય અને વીરેન્દ્રમાંથી તેમ વીરેન્દ્રને ચંદ્રપ્રભા અને ગામડાની જમની એ બેમાંથી પસંદગી કરવામાં પ્રણયમંથન અનુભવાવે છે. વકીલ વીરેન્દ્રનું લગ્ન ચંદ્રપ્રભા સાથે કરાવી શકતા નથી અને ગામડે પાછો આવતો વીરેન્દ્ર જમનીને પરણે છે. ચંદ્રપ્રભા અપરિણીત રહી જે ઊંચનીચની દીવાલે તેના લગ્ન વીરેન્દ્ર જોડે થવા ન દીધું તેને તોડવાની સાધના કરવાની, અને વીરેન્દ્ર બાપ ને સસરાનું વેર પોતે જે રીતે શમાવ્યું તે જ રીતે ગ્રામીણ સમાજનાં દૂષણો હઠાવવા જમનીના સહકારમાં ભાવનાપૂર્વક ઝૂઝવાનો, એમ સૂચવી કથા પૂરી થાય છે.

આગલી કથા સાથે સરખાવતાં આ કથા કેટલુંક એવું સામ્ય બતાવે છે જે તેના લેખકની મર્યાદાને છતી કરે છે. બંનેના નાયકો ગામડાના છે ને શહેરમાં જઈને વિકાસ સાધે છે. બંનેના નાયકો તેમની પ્રેયસીઓનાં હૃદયને પોતાની ચોર-બદમાસોનો સામનો કરવાની પૌરુષભરી હિંમતથી તેમના ડરપોક શહેરી પ્રણયીઓ પ્રત્યેના ખેંચાણમાંથી છોડાવી પોતાને અભિમુખ કરે છે. બંનેમાં નાયિકાઓ પ્રથમ નાયકો ભણી અમૈત્રીવાળી હોય છે ને ધીમે ધીમે તેમના ભણી કૂંળા ભાવવાળી બની ખેંચાતી જઈ આખરે તેમની દૃઢાનુરાગ પ્રણયિનીઓ બને છે. બંને કથામાંના દ્વિમુખી (એટલે નાયક–નાયિકા ઉભયના) પ્રણયત્રિકોણની ભાત પણ એકસરખી છે. બંને કથાઓના નાયકોના પ્રણયપ્રતિસ્પર્ધીઓ સ્વભાવધર્મે ને વર્તને એકસરખા છે. બંને નવલકથાઓમાં લેખકે નાયકોને પ્રગતિશીલ વિચારસરણી ધરાવતા ભાવનાશાળી લોકસેવકો બનાવ્યા છે અને એને અનુષંગે સામ્યવાદ, ગાંધીવાદ, સેવા, હિંસા–અહિંસા, ઇત્યાદિની ચર્ચાઓ પણ સારા પ્રમાણમાં એમની અને અન્ય પાત્રોની વચ્ચે કરાવી છે.

રમણલાલ–શૈલીની રોમેન્ટિક ઢબની સુવાચ્ય કથાઓ સફળતાથી લખી શકતા થયેલ આ ઉત્સાહી લેખકે સંભવાસંભવવિવેક કડક રાખી વિશેષ ઉપાસના સ્વાભાવિકતાની અને વાસ્તવલક્ષિતાની કરવાની રહે છે. જે પ્રદેશમાં પોતે વસે છે ત્યાંની ભૂમિ ને તેની પ્રકૃતિની પશ્ચાદ્ભૂ પર જેના પોતે અનુભવી અને નિત્યના દ્રષ્ટા છે તે જનસમાજના વૈયક્તિક તેમજ સામાજિક પ્રશ્નોનું કથાવસ્તુ એ સમાજનાં જ વાસ્તવ માનવીઓના સ્વાભાવિક નિરૂપણ સાથે આલેખવાની દૃષ્ટિ અને કળા એ ખીલવતા જશે તો એમની પાસેથી તાઝગીવાળું મૌલિક વસ્તુ હર કથામાં આવવાનું અને આ બે નવલકથામાં દેખાય છે તેવી તેની એકવિધતા દૂર થવાની. એક જ વાક્યમાં કહેવું હોય તો આ હજુ ઘણું લખવાના હોંશીલા લેખકને કહીએ: રમણલાલ ભણી નહિ, પન્નાલાલ ભણી નજર રાખો.



# 'ભારતી'ના ચિન્તનાત્મક ગ્રંથો

| | | |
|---|---|---|
| આપણી લોક સંસ્કૃતિ | (જયમલ્લ પરમાર) | ૬.૦૦ |
| આપણાં લોકનૃત્યો | ,, | ૧.૦૦ |
| લગ્નમંગલ | (ભૂપત વડોદરિયા) | ૩.૦૦ |
| લગ્ન સૌરભ | ,, | ૩ ૦૦ |
| સ્વભાવદર્શન | (હરિદ્ર પંડિત) | ૩.૦૦ |
| જીવનદીપ | (ઈશ્વર પેટલીકર) | ૩.૦૦ |
| મહાગુજરાતનાં નીરક્ષીર | ,, | ૦.૭૫ |
| જિબ્રાનની જીવનવાણી | (ધૂમકેતુ) | ૩.૫૦ |
| ધૂપસળી | (ઈશ્વર પેટલીકર) | ૩.૫૦ |
| ગીતાહૃદય | (સાને ગુરુજી) | ૧.૫૦ |
| પરિવાર નિયોજન | (નિરામય) | ૨.૫૦ |
| દાંપત્યના પ્રશ્નો | ,, | ૨.૦૦ |
| એકાંતનું પાપ | ,, | ૨.૫૦ |
| આપણું બાંધવ રાષ્ટ્ર ચીન | | ૩.૦૦ |
| જય ઇન્ડોનેશિયા | | ૧.૫૦ |
| જો લડત આવે તો | | ૧.૦૦ |
| આપણો સાગરસૈનિક | (મહેન્દ્ર મેઘાણી) | ૩.૦૦ |
| શાહનવાઝની સંગાથે | | ૨.૦૦ |
| વક્તા કેમ થવાય ? | | ૨.૫૦ |
| કીર્તિદાને કમલના પત્રો | | ૩.૦૦ |
| પાંગરતા પ્રયોગો | | ૩.૫૦ |
| નર્મદ | (સ્વ. રા. વિ. પાઠક) | ૨.૫૦ |
| સાહિત્ય ને પ્રગતિ | | ૩.૦૦ |
| વિજ્ઞાનનાં વ્યાપક સ્વરૂપો | | ૨.૫૦ |
| ગગનને ગોખે | જયમલ્લ પરમાર · નિ. વર્મા | ૩.૫૦ |
| આકાશપોથી | ,, | ૨.૦૦ |
| ચમનલાલ વૈષ્ણવના પત્રો | | ૨.૦૦ |
| તંદુરસ્ત રહો | ભૂ. મો. દવે : શં. મો. દવે | ૩.૭૫ |
| આરોગ્ય કેમ સાચવશો ? | ,, | ૩.૦૦ |
| હઠીલાં દર્દોમાં કુદરતી ઉપચાર | ,, | ૨.૦૦ |
| દવાનો છેલ્લો ઘૂંટડો | ,, | ૨.૫૦ |
| ક્ષય અને દમમાં નૈ. ઉપચાર | ,, | ૩.૦૦ |

# 'ભારતી'નાં

## બે ઉપયોગી ગુજરાતી માસિકો

સમાજ અને સંસ્કારનું
ઘરઘરનું માસિક

: તંત્રી : સંપાદક :

**ઈશ્વરલાલ મો. દવે   જયન્ત પરમાર**

દર મહિને ત્રિરંગી મુખચિત્ર અને વર્ષનું ૧૦૦૦ પાનાનું નક્કર વાંચન.

ગુજરાતી માસિકોમાં અગ્રપદ ધરાવતી અભ્યાસુ માસિક નોંધ.

વિશિષ્ટ દૃષ્ટિની વાચનસામગ્રી.

ઢગલાબંધ ગુજરાતી માસિકોમાં આગળ તરી આવતાં આંતર્બાહ્ય રૂપરંગ.

છતાં વાર્ષિક લવાજમ ફક્ત **સાડાસાત** રૂપિયા : વિદેશમાં **દશ** રૂપિયા (શિ. ૧૫)

નિસર્ગોપચારનું એકમાત્ર
ગુજરાતી માસિક

## તંદુરસ્તી

: તંત્રીઓ :

**ડૉ. ભૂપતરાય દવે : ડૉ. શંકરલાલ દવે**

જડ ઘાલી બેઠેલા રોગોના દવા વગર સાચા ઉપાય બતાવે છે.

અનુભવસિદ્ધ પ્રયોગો દરેક અંકે રજૂ કરવામાં આવે છે.

મુંબઈની પ્રખ્યાત નિસર્ગોપચારથી રોગો મટાડતી સંસ્થા 'આરોગ્યધામ'ના નિષ્ણાત સંચાલકો એનું સંપાદન કરે છે.

છતાં વાર્ષિક લવાજમ ફક્ત **સાડાપાંચ** રૂપિયા : વિદેશમાં **આઠ** રૂપિયા (શિ. બાર)

ગ્રાહક થવા અને બીજી વિગતો
માટે લખો:–

ભારતી સાહિત્ય સંઘ [પ્રા.] લિ. · ૬૪. ગાંધીરોડ · ફર્નાન્ડીઝ બ્રીજ · અમદાવાદ, ૧



ઘોર આઈ બદરિયાં સાવનકી

ચિત્રકાર : સી. નરેન્

તંત્રીઃ ઇશ્વરલાલ મોદવે · · સંપાદકઃ જયન્ત પરમાર

# ઊર્મિ નવરચના

વર્ષ • ૨૯ : અંક • ૫

ઑગસ્ટ '૫૮ • સળંગ અંક ૩૪૧

## તમારા ઘરમાં હવે નવીન જાતની સીલબંદ બાટલી.....

# રામતીર્થ
## બ્રાહ્મી તેલ




**મોટી બાટલી : રૂા. ૪-૦૦**
**નાની બાટલી : રૂા. ૨-૦૦**
: ટપાલથી મંગવનારે :
**મોટી બાટલી : રૂા. ૬-૫૦**
**નાની બાટલી : રૂા. ૪-૦૦**
( પોસ્ટજ પેકીંગ સાથે )



SUDHIR



શ્રી રામતીર્થ યોગાશ્રમ દાદર મુંબઈ

# ★ રામતીર્થ બ્રાહ્મી તેલ ☆

## સ્પેશ્યલ નં૦ ૬ : (રજીસ્ટર્ડ) : આયુર્વેદીક દવા

* મગજના જ્ઞાનતંતુ તથા શરીરના ક્રિયાતંતુ બળવાન બનાવવામાં, માથાનો દુઃખાવો મટાડવામાં, આંખની દૃષ્ટિ તેમ જ યાદશક્તિ વધારવામાં, ગાઢ નિદ્રા લાવવામાં, ખરતા વાળ અટકાવવામાં, વાળ લાંબા, કાળા અને તેજસ્વી બનાવવામાં, શરીર પર માલીશ કરવાથી ચામડીના રોગો દૂર કરી શરીરને તાઝગી આપવામાં તથા શરીરને હૃષ્ટપુષ્ટ બનાવવામાં ફાયદાકારક અને ઉપયોગી છે.

**બધી ઋતુમાં બધાને ઉપયોગી : બધે મળે છે.**

ટપાલથી મંગાવનારાં : પૈસા મનીઓર્ડરથી મોકલો. વી. પી. પી કરતા નથી

COTY SRY-11

# ★ સાહિત્યનાં સર્વશ્રેષ્ઠ પ્રકાશનો ★

**સળંગ નવલકથાઓ**

- પ્રેમયાત્રા (ભગવતી કુમાર) ૪–૫૦
- સ્નેહ દીપ ૧–૨ ૫–૫૦
- પરણેતરનો પ્રેમ (ગુરૂદત્ત) ૬–૦૦
- પ્રેયસી ૧–૨ ( ટોલ્સટોય ) ૭–૫૦
- સમર્પણ ( ઇંદ્ર વસાવડા ) ૪–૦૦
- ગરીબની લક્ષ્મી ( ,, ,, ) ૨–૭૫
- શેષ પ્રશ્ન ( શરદ્‌બાબુ ) ૫–૫૦
- ચરીત્ર હીન ( ,, ,, ) ૬–૭૫
- પતિપત્ની ( નીરૂપમા દેવી ) ૨–૫૦
- સોનવાનનાં સાહસો ૪–૦૦
- અભિશાપ (નરેશબાબુ) ૪–૦૦
- મિલન (નારાયણબાબુ) ૩–૫૦
- વારસદાર (,, ,,) ૩–૦૦
- પતિ મંદિર (,, ,) ૩–૦૦
- ચોખેરવાલી (ટાગોર) ૫–૦૦

**: શરદચંદ્રકૃત :**

- અંધારી રાત ૧–૨ ૭–૦૦
- સોહાગ ચૂડી ૧–૨ ૭–૦૦
- મા તે મા ૧–૨ ૧૦–૦૦
- રાજબા ૫–૦૦
- લયલા ૫–૦૦
- અમીના ૬–૫૦

**: સારંગ બારોટકૃત :**

- આકાશ કુસુમ ૬–૫૦

**: રાયચુરા કૃત :**

- સોમનાથની સખાતે ૨–૫૦
- કુલદીપક ૨–૫૦
- નર વાહન ૪–૦૦
- લખેસરી ૩–૫૦
- બખાઈ ૨–૫૦

**: સાહસિક નવલકથાઓ :**

- મરજીવા ૨–૫૦
- રોબીન્સન ક્રુઝો ૨–૫૦
- ગુલીવરની મુસાફરી ૨–૫૦
- રોબીનહુડનાં પરાક્રમો ૨–૫૦
- માર્કો પોલો ૧–૫૦
- ટારઝન ( વનમાનવ ) ૨–૫૦
- ટારઝનનાં સાહસો ૨–૫૦

**: નવી નવી નવલિકાઓ :**

**: શાંતિ આંકડિયાકર :**

- સ્મિતા ૩–૦૦

**: ધનસુખલાલ મહેતા :**

- ઘડીભર ગમ્મત ૩–૦૦
- ફુરસદના ફટાકા ૩–૦૦
- ગરવી ગુજરાતણ ૨–૭૫
- ખોળો ભર્યો ૨–૭૫
- સર્જનને આરે ૩–૨૫

**: ગુલાબદાસ બ્રોકર :**

- પ્રકાશનું સ્મિત ૩–૦૦
- ઊભી વાટે ૪–૦૦
- લતા ને બીજી વાતો ૩–૫૦
- સૂર્યા ૪–૦૦

**: ચુનીલાલ મડિયા :**

- રૂપઅરૂપ ૩–૫૦
- ઘૂઘવતાંપુર ૪–૫૦

**પુષ્કર ચંદરવાકર :**

- અંતર દીપ ૪–૦૦

**: સોરઠી સાહિત્ય :**

- સૌરાષ્ટ્રની લોકકથા ૩–૨૫

**: કવિવર ટાગોર :**

- વરમાળા ૪–૦૦
- ગિરિબાળા ૪–૦૦
- વરકન્યા ૪–૦૦
- હાસ્ય કૌતુક ૪–૦૦
- ગુપ્ત ધન ૪–૦૦
- મહામાયા ૪–૦૦
- હેમન્તી ૪–૦૦
- સુભા ૨–૨૫
- બે બહેનો ૨–૦૦

**: ગૃહ ઉપયોગી પુસ્તકો :**

- સાથિયા મંજળ ૧ થી ૬ ૩–૦૦
- સાથિયા શૃંગાર ૧–૦૦
- સાથિયા સાથી ૧–૨ ૧–૨૫
- સહેલી સાથિયા પોથી ૦–૨૫
- આધુનિક પાકશાસ્ત્ર ૨–૫૦
- હુન્નર સાર શિક્ષક ૨–૫૦
- પ્રાચીન વ્રતકથાઓ ૧–૫૦
- વિવાહ કલ્પદ્રુમ ૧–૫૦
- અષ્ટાધ્યાયીરૂદ્રી ૧–૫૦
- રાસ રજની ૩–૫૦

**: નવા નવા નાટય સંગ્રહ :**

**: અનંત આચાર્યકૃત :**

- અબીલ ગુલાલ ૩–૦૦
- કરિયાવર ૧–૦૦
- દોસ્ત ૦–૫૦

**: ચુનીલાલ મડિયાકૃત :**

- નાટય મંજરી ૩–૦૦

**: ધનસુખલાલ મહેતાકૃત :**

- રંગોત્સવ ૩–૦૦

**: બળદેવ મોલીયાકૃત :**

- અક્ષયપાત્ર ૧–૨૫
- કાંટાનાં ફૂલ ૧–૨૫
- પ્રણયના પૂરમાં (વજુભાઈ) ૧–૫૦

**: વિક્રમ રાજાની : મનોહર વાર્તાઓ**

- સિંહાસન બત્રીસી ૨–૫૦
- વિક્રમ ચરિત્ર ૨–૫૦
- નવલખો હાર ૨–૫૦
- જાદુઈ વાતો ૨–૫૦
- વૈતાળ પચ્ચીસી ૨–૫૦

**: અરેબીયન નાઈટ્સની : વાર્તાઓનો ખજાનો**

- હાતમતાઈનાં પરાક્રમો ૨–૦૦
- રાજાને ગમી તે રાણી ૩–સ
- બગદાદનો બાદશાહ ૩–૦૦
- બે ઘડીની બાદશાહી ૨–૫૦
- પાતાળની પદ્મણી ૨–૫૦
- સૂલેમાની શેતરંજી ૩–૦૦
- સવાલાખનો હીરો ૩–૦૦
- ભેદી રાજકુમાર ૩–૦૦
- સેતાની ચરખો ૩–૦૦

**: જ્યોતિષનાં પુસ્તકો :**

- હાથની ભાષા ૬–૫૦
- ઘરનો જોષી ૫–૨૫
- સરળ સામુદ્રિક ૨–૫૦
- જાદુમંત્રતંત્ર પ્રકાશ ૨–૫૦

**શ્રી હરિહર પુસ્તકાલય, ટાવર રોડ, સૂરત**

## લાયબ્રેરીઓ, પ્રૌઢશિક્ષણ સંસ્થાઓ અને બાળકો માટે બાળસાહિત્યનાં ઉત્તમ પુસ્તકો

### મહાન પુરુષોનાં જીવન ચરિત્રો

નવઘડતર ગ્રંથમાળાનાં
૨૦ સચિત્ર પુસ્તકો
લેખક : રમણલાલ સોની

**સેટ ૧ લો : દશ પુસ્તકો ૫–૦૦**

(૧) અશો જરથુસ્ટ્ર અને મહંમદ પયગંબર
(૨) ભગવાન મહાવીર અને બુદ્ધ
(૩) ઇસુખ્રિસ્ત અને ભગવાનચૈતન્ય
(૪) શ્રી રામકૃષ્ણ પરમહંસ અને સ્વામી વિવેકાનંદ
(૫) રાજા રામમોહનરાય અને સ્વામી દયાનંદ
(૬) સંત તુકારામ અને એકનાથ
(૭) સંત જ્ઞાનેશ્વર અને મહારાણી અહલ્યાબાઈ
(૮) ગુરુ નાનક અને સંત કબીર
(૯) લોકમાન્ય તિલક અને દેશબંધુ દાસ
(૧૦) મહાત્મા ફૂલે અને ગુરુદેવ ટાગોર

**સેટ ૨ જો : દશ પુસ્તકો ૫–૦૦**

(૧) ચંદ્રગુપ્ત અને અશોક
(૨) સમુદ્રગુપ્ત અને સમ્રાટ હર્ષ
(૩) વનરાજ ચાવડો અને સિદ્ધરાજ જયસિંહ
(૪) પૃથ્વીરાજ ચૌહાણ અને વસ્તુપાળ તેજપાળ
(૫) નરસિંહ મહેતા અને મીરાંબાઈ
(૬) રાણો પ્રતાપ અને છત્રપતિ શિવાજી
(૭) અકબર અને શાહજહાં
(૮) નાના ફડનવીસ અને ઝાંસીની રાણી
(૯) દાદાભાઈ નવરોજી અને સાયાજીરાવ ગાયકવાડ
(૧૦) મહાત્મા ગાંધીજી અને સરદાર વલ્લભભાઈ

### શિશુભારતી ગ્રંથમાળા

દરેકની કીમત ૦–૫૦
લેખક : રમણલાલ સોની

૧ પટેલ પટલાણી
૨ દશ વાણિયા
૩ હણુચંદ અને ગણુચંદ
૪ જાદુઈ ચક્કી
૫ બાઘો અને ઉસ્તાદ
૬ હસમુખી માયા
૭ બે ડોશીઓ
૮ હવાઈ ડગલો
૯ દુભાષ ને સુભાષ
૧૦ પટપટપૂછના પરાક્રમો
૧ છબીલી બીલ્લી
૨ બગડો ને તગડો
૩ લાલો ને વાલો
૪ શેલડિયો સિપાઈ
૫ પૂનમીઓ ભગત
૬ ખૂચલો ગધેડો
૭ ધુતડ પંડિત
૮ રાજ પંડિત
૯ મોટો ને છોટો
૧૦ વીરની માતા

| | |
|---|---|
| ૧ ગલબો શિયાળ | ૧–૦૦ |
| ૨ પપૂડાની પૂંછડી | ૧–૦૦ |
| ૩ વલવો વાઘ | ૧–૦૦ |
| ૪ ગલબાની હુર…રે | ૦–૩૭ |
| ૫ વાઘમામાની પાલખી | ૦–૩૭ |
| ૬ ગા, તંબૂરા ગા | ૦–૩૭ |

૭ સવાઈ જાદુગર
૮ જુગારી રાજા ( ચંદુ )
૯ ગોદડીયો બાવો
૧૦ મિયાનું ટટ્ટુ
૧ લાડુની જાત્રા
૨ ભામટા બાપા
૩ બાબો બકરો
૪ ભાચરિયાલાલ
૫ બડેકાનની બહાદુરી
૬ મગલો મગર
૭ પારકી ગાડી પારકો બળદ
૮ નાકકટ્ટો રાજા
૯ મુછો પટેલ
૧૦ બડેમિયા

### હિતોપદેશની વાર્તા

ભાગ ૧ થી ૬ જુદા
દરેકની કીમત ૦–૫૦
શ્રી સત્યમ્ કૃત

### બાળ સાહિત્ય

| | |
|---|---|
| પંચતંત્રની વાતો (૪ પુસ્તક) | ૨–૫૦ |
| બનાવટી રાજકુમાર | ૦–૭૫ |
| બહાદુર રજપુતાણી | ૦–૭૫ |

### સંતચરિત્ર ગ્રંથમાળા

દરેકના ૦–૫૦

૧ નરસિંહ મહેતા
૨ મીરાંબાઈ
૩ ભક્ત સૂરદાસ
૪ ભક્તરાજ પ્રહલાદ
૫ ભક્તશ્રી જલારામ
૬ સંત તુલસીદાસ

કિશોર મહાભારત ૧–૨૫

### ડિટેક્ટીવ પાકા પૂંઠાની ૨૧ નવલકથાઓ

| | |
|---|---|
| લોખંડી દૈત્ય | ૩–૦૦ |
| સેતાની ભૂતાવળ | ૩–૦૦ |
| સેતાની સીતમગર | ૩–૦૦ |
| ડિટેકટીવ ચંદ્રનાથ | ૪–૦૦ |
| જાલીમોની જમાત | ૩–૦૦ |
| ઉસ્તાદ ઉઠાવગીર | ૩–૦૦ |
| નામચીન નઝીરખાન | ૩–૦૦ |
| રાતનું રમખાણ | ૩–૫૦ |
| અદ્રશ્ય કિરણ | ૩–૫૦ |
| પડછાયાના પરાક્રમો | ૨–૫૦ |
| પાગલ પ્રોફેસર | ૩–૦૦ |
| ભેદી મંડળ | ૩–૫૦ |
| જીવતું હાડપિંજર | ૨–૫૦ |
| કાછીલ કાવત્રાબાજ | ૩–૫૦ |
| ખૂન કે ચોરી ? | ૨–૫૦ |
| બહારવટીયો ભૂપત | ૨–૫૦ |
| ભયંકર સમાજ સેવીકા | ૨–૫૦ |
| કાળી કીતાબ | ૨–૫૦ |
| ઝેરી ફણીધર | ૨–૫૦ |
| શેરલોક હોમ્સનાં સાહસો | ૧–૨૫ |

અંક: ૫. ઑગસ્ટ '૫૮
સળંગ અંક: ૩૪૧
સમાજમાં સંસ્કાર અને



'ઊર્મિ': વર્ષ ૨૯
'નવરચના': વર્ષ ૨૩
સાહિત્ય પ્રેરતું સામયિક

## ક્રમ



## સૂચના


* લવાજમ વરસનું: સાડાસાત રૂપિયા. વિદેશમાં દશ રૂપિયા (શિ. ૧૫)
* દર માસની ૧લી તારીખે નિયમિત પ્રગટ થાય છે.
* વરસમાં એપ્રિલ, જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે.
* વી. પી. થી લવાજમ વસુલ કરવામાં જે વધારાનો ખર્ચ થાય છે એ ગ્રાહકે જ ભોગવવાનો હોય છે એટલે, લવાજમ પૂરું થયાની નોટિસ મળે ત્યારે ગ્રા. નં. અને પૂરા સરનામા સાથે કૃપા કરીને મનીઑર્ડરથી જ લવાજમ મોકલી આપવું.
* નમૂનાનો અંક મંગાવતી વખતે ૭૫ નવા પૈસાની ટિકિટો બીડવી જરૂરી છે. મફત અંક કોઈને મોકલાતો નથી.
* દરેક જાતના પત્રવ્યવહારમાં ગ્રા. નં. લખવો ખાસ જરૂરી છે.
* અસ્વીકૃત લખાણ પાછું મેળવવા જરૂરી ટિકિટો ચોટાડેલું ને સરનામું કરેલું પરબીડિયું બીડવું જરૂરી છે. એ સિવાયનાં અસ્વીકૃત લખાણો પંદર દિવસ પછી રદ કરાય છે.
* જાહેરખબરના દર, લવાજમ મોકલવાનું, લખાણો મોકલવાનું અને બીજા દરેક જાતના પત્રવ્યવહારનું સરનામું:—

ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિ.
ફર્નાન્ડીઝ બ્રીજ: ૬૪, ગાંધીરોડ
અમદાવાદ-૧.


પ્રકાશક: ઈશ્વરલાલ મો. દવે, ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિ., ફર્નાન્ડીઝ બ્રીજ, ૬૪, ગાંધીરોડ, અમદાવાદ.
મુદ્રક: કાંતિલાલ ડાહ્યાભાઈ પટેલ, મંગલ મુદ્રણાલય, રતનપોળ, અમદાવાદ.



# નવચેતના

જૈનેન્દ્ર કુમાર

## ઊંઘ અને રાત

લોકો ઊંઘે છે, રાત ચાલી જાય છે. મને ઊંઘ નથી આવતી. બીજાઓ પણ હશે કે જેમને ઊંઘ નહિ આવતી હોય, એ રાજા પણ હોઈ શકે છે અને રંક પણ હોઈ શકે છે. રાજા શું કે રંક શું, ઊંઘ આગળ સૌ સમાન. કોઈની ઊંઘને કોણ રોકી શકે? પોતાની ઊંઘને તો પોતે જ રોકી શકે. દુનિયામાં ભેદાભેદ છે, કાયદા-કાનૂન છે—એ બધું ગમે તેટલું હોય પણ રાત એ રાત છે. નહિ સૂએ તેઓ નથી સૂતાં પણ રાત બધાંને સુવડાવે છે. બધા ભેદ–પ્રભેદ સૂઈ જાય છે, કાયદા–કાનૂન પણ સૂઈ જાય છે. રાતમાં રાજાથી રંકની ઊંઘ નહિ ઝૂંટવી શકાય, અને રાજાની ઊંઘ રંકની ઊંઘ કરતાં મીઠી નહિ હોય. ઊંઘ બધાને સરખા સમજે છે, બધાને સરખા બનાવી દેશે.

*

તંત્રીઃ ઇશ્વરલાલ મો. દવે · · સંપાદકઃ જયન્ત પરમાર

પ્રો. હસિત બૂચ

## ભિંજાઈ ગયો !

હું અષાઢની હેલીએ આજ ભિંજાઈ ગયો !
અણજાણ રહ્યો :
હું તડકે રમતાં વાદળ નિરખી,
કેમ અરે ભરમાઈ ગયો ?
હું અષાઢની હેલીએ૦

વરસે આમ અચાનક, એને લાજશરમ તો શેની ?
હસી હસીને વળગે જે, કે રાવ કરું ક્યાં એની ?
હું હાથ ધરું આડો, પણ મારો જીવ અરે,
હરખાઈ રહ્યો !
હું અષાઢની હેલીએ૦

મારગમાં તરુમર્મર કરવા વાત ચહે છે છાની,
તળાવની પણ મને રોકવા આંખ હસે છે નાની;
હું ક્યાંય ન ધ્યાન દઉં, તોપણ અંદરથી રે,
પરખાઈ ગયો !
હું અષાઢની હેલીએ૦
અણજાણ રહ્યો;
હું વાટ નિરખતા હૈયાથી ઘર પ્રવેશતાં જ
ભિંજાઈ ગયો !
નખશિખ અરે, રંગાઈ રહ્યો !
હું અષાઢની હેલીએ૦

★

'નિશાકર'

## સુખોદ્‌ગમ

જન્મી ગરીબ ઘરમાં શિશુકાળથી હું,
આયુષ્યની અદયતા નિત મેળવું છું;
ઘૂમું ઘણું, જગતકે સબ રંગ દેખું,
મિત્રો અનેક કરતો કરવા જ જેવા.

ઉદ્વેગને હરખથી મળતો, મઠારું
ભૂલો કરી ફળતણી કડવાશ ચારુ,
માણું મનુષ્યવડવી નરવી ઉપેક્ષા;
સ્વાનુભવો પતનના કરતા તમાશા.

ને તો ય ના જગ કદી લવ તુચ્છકારું,
વા, માનવી પર નહીં મમ દોષ ઢોળું;
આનંદથી વિહરતો લવતો જવાનો;
'સંજોગમાં નવ વસે, સુખ, તો ઉરે છે.'

★

'સુધાંશુ'

## મલાજો આષાઢ—જલનો જાળવો

શરમ રાખો રે શાણાં ! આષાઢની,
અમે ઘન ચુઈએ, વીજ ! શું કહીએ જી ?
આપણો સંસાર લજ્જામય લગનનો,
બ્રહ્માંડનો મોભો સહચારે વહીએ જી !
મલાજો આષાઢ—જલનો જાળવો.

નવોઢા ! ઢળુકે ઢળુકતા મોરલા
અવનીને આસમાન આલિંગે જી !
અધીરાં ! ધીરા રે અભિસારે સંચરો,
ઘુંઘટમાં ખંજન ઘનચાપે ભીંજે જી !
મલાજો આષાઢ—જલનો જાળવો.

મારે છે વેરાગ જલ દઈ જીવવા,
તમે માથે ઝળુંબો વિલાસે જી !
અષાઢ જાશે ને સાવન સરવડે
થાશું 'હું-તું' એકમય ઉજાશે જી !
મલાજો આષાઢ—જલનો જાળવો.

★

प्रो. ગોવિન્દભાઈ પટેલ

## આવી ઋતુ તારી, મોર !

આવી ઋતુ તારી, મોર !
વાદળ જામ્યાં વ્યોમમાં પેલો બપૈયો પાડે શોર.
આવી ઋતુ તારી, મોર !

આપણો પેલો ઘડવૈયો ભાઈ,
જાણે સહુની પીડ,
આકરા થાવું અમથું, ખોટી
કરવી એને ભીડ;
રખવૈયાની આંખની કીકી ફરતી રે' ચહુકોર.
આવી ઋતુ તારી, મોર !

ભારાની જેમ ઉતારવો લળી
ઉરથી તાપનો ભાર,
વાટ વિસામે તાગવા લાંબા
આપણા ચિરવિહાર;
રતમાં આરત ઉછાળવી ને રાખવી ઝાકમઝોળ.
આવી ઋતુ તારી, મોર !

આદરો નર્તન આભલાં ભાળી,
કરી લો ઘેરા સાદ,
ઢેલ શી પેલી સીમના પૂરા
ઓસરી જાય વિષાદ;
યોગનું ટાણું ચૂકતાં તેને પેખવી બીજી પોર,
આવી ઋતુ તારી, મોર !



'શાયર'

## શ્રાવણને ઝીલવા

શ્રાવણને ઝીલવા જઈએ જુવાનિયા !
શ્રાવણને ઝીલવા જઈએ.

મારગની ધૂળની પોચી ને પારવી પીઠી ચોળતા જઈએ
સમણાંનાં ખટમીઠાં ખારેક ખટૂમડાં ચૂસી વાગોળતા જઈએ
જુવાનિયા ! શ્રાવણને ઝીલવા જઈએ.

શ્રાવણિયા છોગલે ધરતીની પ્રીતના મોલ થઈ ફોળતા જઈએ,
હૈયાના હેતની કેસરિયા કેરિયું ઘમ્મમમ ઘોળતા જઈએ
જુવાનિયા ! શ્રાવણને ઝીલવા જઈએ.

આંખેથી બોલતા ને પાંપણથી પોંખતા, વાયરે ડોલતા જઈએ,
ઊભી વાટડિયે ઊઘડતી કળિયું શા હૈયાં ખોલતા જઈએ
જુવાનિયા ! શ્રાવણને ઝીલવા જઈએ.

તડકા ને છાંયડીમાં હૈયાના હીરની ત્રેવડ ઝબોળતા જઈએ,
એકબીજાને આભધરતીની પ્રીતના ત્રાજવે તોળતા જઈએ
જુવાનિયા ! શ્રાવણને ઝીલવા જઈએ.

કેફનો ચૂનો ને કાથો જોબનનો હૈયાનું પાન લઈ દઈએ,
પીસો તો લાલ રંગ પાંગરશે પ્રીતનો આખા મલકને કહીએ
જુવાનિયા ! શ્રાવણને ઝીલવા જઈએ.

છાને ઠોલાતા ઇર્ષાળુ દુનિયાની આંખોની શૂળથી જઈએ,
હૈયાને હૈયાનો સોંપાને ભાર બેય હળવાં તે ફૂલ થઈ જઈએ
જુવાનિયા ! શ્રાવણને ઝીલવા જઈએ.

રંગાતાં રંગતા, છંટાતાં છાંટતાં, રોળાતાં રોળતા જઈએ,
નેહના નીતરેલ નીરે હૈયાની ધરતી ઢંઢોળતા જઈએ
જુવાનિયા ! શ્રાવણને ઝીલવા જઈએ.

શ્રાવણનો માસ એક જીવનના ચાસમાં એવો રસાળ કરી લઈએ,
ખૂટે ના નીર ને ખેતર સૂકાય ના વહેતાં પાતાળ કરી દઈએ
જુવાનિયા ! શ્રાવણને ઝીલવા જઈએ.








## શાંતિની ઝંખના ક્યારે પાંગરશે ?

'એટમ બૉમ્બ પડતો હોય તો ભલે વહેલો પડે.' આવી કંટાળાભરેલી અધીરતા વડે લોકોનાં મન વ્યગ્ર બન્યાં છે. જીવન—એનો હેતુ અને આનંદ બધું દૂર ખસી ગયું છે. આવતી કાલનો ભરોસો ઘટી ગયો છે અને એની ચિંતાનો પડછાયો ઘેરી વળે છે. કેટલાકને આ સ્થિતિ નિરાશાજનક લાગે, જીવનનાં મૂલ્યો ઓસરતાં દેખાય. ઘેરાતાં વાદળોમાં પ્રલયના ભણકારા વાગે. પરન્તુ, એ ખ્યાલ દુરસ્ત નથી, થાકની નિશાની છે. જેમને પ્રકૃતિનાં બળોમાં અને માનવીના ભાવિમાં વિશ્વાસ હોય તેમને આંધીઓના જોખમની વિસાત નથી. નવી સિદ્ધિ જોઈતી હોય તો મથામણ આવે એ સ્વાભાવિક છે.

આપણી નજર વાદળોની પાર ફેલાઈ રહેલાં સત્વોનાં તેજ તરફ વાળીએ. નવા વિચારો ઊગે છે અને વિશ્વમાં ઝડપથી ફેલાય છે, સ્વીકારવામાં આવે છે. એ વિચાર સ્થિર થાય તે પહેલાં એની મોટી કિંમત આપણે ચૂકવતા આવ્યા છીએ. પણ જ્યારે એ વિચાર આપણામાં ભળી જાય ત્યારે એના સૌન્દર્ય અને એની મધુરતા આગળ ચૂકવેલી કિંમતની વિસાત રહેતી નથી. ઈસ્લામ અને ખ્રિસ્તી સંપ્રદાયો તલવાર લઈને જગતમાં ઘૂમી વળ્યા અને ઘણી કાપાકાપી ચાલી. આમ હણાયેલા એ રાષ્ટ્રો હવે ઝૂંસરીમાંથી છૂટી દુનિયાની બીજી પ્રજાઓની હરોળમાં ઊભા રહેવા તત્પર દેખાય છે. સામ્યવાદ પાસે તલવાર કરતાં વધારે કરપીણ હથિયારો છે એટલે એ પણ જગતમાં ઝડપથી ફેલાશે અને માનવજાત પાસેથી કિંમત વસૂલ કરશે. પરન્તુ, એવો કાળ પૂરો થશે ત્યારે એનું પ્રાણવાન તત્ત્વ ટકી રહેશે અને એ તત્ત્વને આગળ ધકેલનારાં ભીષણ કવચો ભૂકો થઈ જશે, ભૂલાઈ જશે.

શાંતિ કાજે વધારે પડતો આગ્રહ કરતાં પહેલાં આપણે યાદ રાખવા જેવું છે કે હજુ ઘર્ષણ અનિવાર્ય હોય એવી ભૂમિકાએ માનવી ઊભો છે. નિઃશસ્ત્રરીતે સત્યને કે નવા વિચારને આગળ ધપવા માટે ચીલાઓ તો ક્યારના પડેલા છે. પણ બીજા માર્ગો ઉપરથી મન ઊઠી જાય ત્યાં સુધી ઘર્ષણો લુપ્ત થવાનાં નથી.

યુદ્ધની ભયંકરતા જોરશોરથી આપણે છતી કરી છે. અને તેમ છતાં એની સામગ્રીનો ગંજ ખડકાતો જાય છે. આસુરી શક્તિનો સંગ્રહ થયો હશે તો એના વ્યય માટે પણ પ્રબંધ થવો જોઈશે. શરીરમાં ભેગું થયેલું ઝેર ક્યાંય ફૂટી નીકળવાનું જ છે. અત્યારે શાંતિની ઝંખના થાય તો છે, પણ એ દૃઢ બની હશે તો પેલા ઝેરનો નિકાલ થઈ જાય તે પછી એ પાંગરતી દેખાશે. તે પહેલાં, ઘર્ષણ ટાળીને એને પલ્લવિત કરવાની આશા આકાશકુસુમવત્ ગણવી રહી.

## નવી શાસનપદ્ધતિમાં માનવીનું સ્થાન

સામ્યવાદનું જોર વધતું દેખાય છે તેથી એવો ભાસ ઉપજે છે કે એમાં કોઈ નવા વિચારનું તથ્યવાળું બીજ પડેલું છે. એ બીજને જગતભરમાં માર્ગ કરી આપવા કાજે પ્રકૃતિએ એની સહાયમાં ભીષણ શસ્ત્રો પણ ખડકી આપ્યાં છે. દેશદેશાંતરમાં સામ્યવાદ ફેલાતો જશે એમ કાળે કરીને એની ચોપાસ જામેલી ભીષણતા ઓસરી જશે અને માનવીને ફાળે સમુદ્રમંથનમાંથી નીકળેલા અમૃત જેવું કોઈ સત્ત્વ





સાંપડી જશે.

અને ભીંપણુતાનો આશ્રય લઈ જે પ્રજાઓ અને રાષ્ટ્રો સામ્યવાદને ઉછંગે બેઠાં છે તેમને એ ભીંપણુતા પૂરા પ્રત્યાઘાતે પાછી મળશે, છટકી શકાશે નહિ. 'ખૂનનો બદલો ખૂન' એ ન્યાય જો વ્યક્તિ માટે શોધાયો હોય તો પ્રજાઓ અને રાષ્ટ્રો માટે પણ અફર રહેશે. ઈસુએ સાફ શબ્દોમાં કહ્યું છે કે તલવારથી જીવનારા તલવારથી ઢળશે. હિટલર–મુસોલીનીએ આ વાત હમણાં જ શીખવાડી છે. જાપાને પણ શીખવાડી છે, અને ચીન–રશિયા નહિ શીખવાડે એમ માનવાનું કારણ નથી.

કાળની ઘટનાઓ આગળ માણસની ગણતરીઓ કામ લાગતી નથી. એ એનું કામ કર્યે જાય છે. પણ એની સામે માનવી છેક લાચાર નથી. એની દૃષ્ટિ, એની ઝંખના, અનિષ્ટને પડકારવાની શક્તિ, પ્રલોભનો સામેનો સંયમ, એની ન્યાયબુદ્ધિ, એની પાપભીરુતા એ મુડી એને સોંપવામાં આવી છે. એને કામે લગાડે તો એ માનવી સુધરેલો થયો. એ મરે તો યે એની સંસ્કૃતિ માનવીને તો જીવાડતી જાય.

આજે પ્રવર્તી રહેલા બહુજનમતવાદમાં આપણે દર વખતે સ્થિરબુદ્ધિવાળો નિર્ણય નથી કરી શકતા. સંખ્યા વડે માનવીનું ચિત્ત કે બુદ્ધિ માપવાની પદ્ધતિ ભૂલભરેલી છે. શહેરી સંસ્કૃતિમાં થોડા માણસોના હાથમાં અભિપ્રાયો વ્યક્ત કરવાની અને તે ઠસાવવાની તક આવી પડે છે ત્યારે દેશભરમાં બીજા વિચારને ટકવું મુશ્કેલ બને છે, હિત જળવાતું નથી.

બહુજનમતવાદનો આગ્રહ કરતાં કેટલાંક ધોરણો નીચે ઊતર્યાં છે. અને નવી રીતે પ્રાપ્ત થતી આઝાદીને મોખરે મૂકી સત્ય, ન્યાય, કરુણા શ્રદ્ધા, વાત્સલ્ય, પ્રતિજ્ઞાપાલન જેવાં મૂલ્યો શિથિલ થયાં છે. ચીનની હિંસાદ્વારા થયેલી ક્રાંતિનો તાજેતરનો સ્વીકાર થયો એટલે ઠેર ઠેર એ પ્રકાર પ્રચલિત થવા લાગ્યો છે. ઘણાં વર્ષોની મહેનતથી માણસે જે સદ્‌ગુણો ખીલવ્યા ને પ્રતિષ્ઠિત કર્યા એ કેમ જાણે વિસારે પાડવા છે!

સામ્યવાદના અંકુશ તળે જે શાસન ચાલ્યાં એમાં પ્રજા નિરોગી બની, સશક્ત પણ બની. એ પ્રદેશોમાં બુદ્ધિના ચમકારા દેખાયા ને સંશોધનો ઝડપભેર ચાલ્યાં. આમ પરિણામો આંજી નાખનારાં લાગ્યાં. પણ માનવીની જમાતને શોભા દે એવા સદ્‌ગુણો ત્યાં ઝંખવાતા દેખાયા એ કેમ ભૂલી જવાય? માનવીને એ છે તે કરતાં રૂડો બનાવે એવી જીવનવ્યવસ્થા આપણે ઇચ્છીશું. એમ નહિ બને તો એ સુખી દેખાશે ખરો, પણ વાસ્તવમાં એની કૂચ ચિંતા, થાક, ભોગ, રોગ, અસંતોષ, અશ્રદ્ધા, ભય, કે કટુતા તરફ થતી હશે. એ રસ્તે એની સમસ્યાઓ વધારે જટિલ થવાની ને માનવ કુટુંબથી એ વિખૂટો રહેવાનો. એવા રસ્તે એની શાંતિની ઝંખનાનું મૂળ ક્યાંથી ઊતરે? અને ક્યાંથી એની યુદ્ધનાબુદીવાળી ઘોષણાઓ સાકાર બને?

પહેલાં જે પ્રક્રિયાઓને યુગો લાગતા તે ધીરે ધીરે સૈકાઓની ઝડપે થવા લાગી અને હવે તો માણસની હયાતીમાં એ અવનવા બળોના ઝંઝાવાત જોતો થઈ ગયો છે. કાળની ગતિ ઝડપી બની છે. એ રીતે કે પ્રકૃતિની ઉલટસૂલટ ક્રિયાઓ વેગથી ધસી આવે છે. ને આ ગતિ વધતી જ રહેવાની છે.

મુંઝવી નાખે એવાં કૈંક દર્શનો વચ્ચે આપણે ભારતની સમૃદ્ધિ વધારવા મથીશું? કે પછી માનવ જાતનું પરમ શ્રેય હોય તે માર્ગે વળીશું? શ્રેય–પ્રેયનો સનાતન પ્રશ્ન ઇતિહાસની કટોકટીની પળે ભારતની સામે ઊભો છે.

અને એની સામે આપણે એટલા જ લાચાર બનીને ઊભા છીએ.

### દર્શનમાં ક્રાંતિ નથી

પંઢરપુરના મહારાષ્ટ્રી દેવ વિઠોબાના મંદિરમાં વિનોબાએ પ્રવેશ કર્યો ત્યારે શરત કરી કે હિંદુઓ તો આવે જ પરંતુ ઇતર કોમના ખ્રિસ્તી મુસલમાન પણ એમની સાથે આવે. એમને એવી રજા મળી એટલું જ નહિ પણ માનભર્યું નિમંત્રણ થયું. અને સર્વધર્મી



સમુદાય સાથે વિનોબા એ મંદિરમાં ગયા. કેટલાકને મન આ બનાવ હિંદુ ધર્મ વિકાસમાં ક્રાંતિકારક છે. પણ એવું નથી.

હિંદુ ધર્મની છેલ્લી ક્રાંતિ થઈ ગાંધીજીને હાથે. એના અસલી સનાતનપણાને મચડયા સિવાય ગાંધીજીએ એમાં ઉદારતા સ્થાપી દીધી. રઘુપતિ રાઘવની હારોહાર અલ્લાને પણ એમણે જોયા ને સ્થાપ્યા. એમણે જાતપાતના ભેદ ભૂલાવી દીધા. શુદ્ર વર સાથે બ્રાહ્મણ કન્યાઓનાં લગ્ન કરાવ્યાં તેમ કોમ કોમ વચ્ચે પણ લગ્નનો બાધ ના જોયો. સહુ એક પંગતે જમતા થયા. વ્યવહારમાં અર્થયુક્ત રિવાજો રાખી બીજાને રજા આપી, પ્રાર્થનામાં સર્વેને સ્થાન દીધું. અને મતમતાંતરોમાંથી જનતાને વાળી લઈ દિલની સચ્ચાઈ રાખવા આગ્રહ કર્યો. એમણે ધર્મનું ઘણું કામ કર્યું પણ ધાર્મિકતાનો ચીલો કે આશ્રય રાખ્યા વિના તેમ કર્યું. માનવીને રૂડો બનાવવા એ મથ્યા ને એમાં હિંદુ ધર્મનાં તત્ત્વો સારી રીતે વિકસાવ્યાં.

જગતમાં નવી અભિલાષાઓ અવારનવાર બહાર આવે છે. રાજકીય કક્ષાએ એક શાસન તળે જગતને લાવવાની ઇચ્છા જાહેર થઈ છે. એક ભાષા કે એક લિપિનાં સ્વપ્નાં પણ ઊગ્યાં છે અને એમાંથી આંતરરાષ્ટ્રીય ભાષાની શરૂઆત જેવું પણ થયું છે. આપણે જગત આખા માટે એક જ ધર્મની કલ્પના કરી શકીએ છીએ. કારણ કે જગતનાં માનવીઓમાં કુટુમ્બની ભાવના જમાવવી હોય તો એમને હૃદયને સ્પર્શે એવો જગત-ધર્મ પણ હોવો જોઈશે.

આવા જગત-ધર્મના પહેલા જગત-ગુરુ તે ગાંધીજી. એમનાય પુરોગામીઓ ખરા, પણ ત્યારે વિચાર સૂક્ષ્મ ને વર્તુળ નાનું. એમણે એ દિશામાં આંદોલન કે પ્રવૃત્તિ નહિ જેવી કરેલી. જ્યારે ગાંધીજીએ પ્રયોગો કર્યા, પડકાર ફેંકયા ને ઝીલ્યા, ઈતરાજી વહોરી ને વિશ્વાસ મેળવ્યો, અને છેવટે આગ્રહ કરતાં કરતાં દેહ છોડયો.

એમના લોહીની આહુતિ વડે હિંદુ ધર્મનું જડ કવચ જેવું ભેદાયું તેવું કયારેય નહિ થયું હોય. શંકરાચાર્યે બુદ્ધે કે રામકૃષ્ણે હિંદુ ધર્મને સુધાર્યો, વધાર્યો, જીવંત કર્યો, પરિપુષ્ટ કર્યો. પણ ગાંધીજીએ તો એમાં પ્રાણ રેડી એને જગત-ધર્મના પદ માટે તૈયાર કરી આપ્યો. આજે રૂઢ અર્થમાં હિંદુઓ એમના સનાતન ધર્મને જોતા. માંહોમાંહેના વિખવાદો તો મટયા જ છે. એમને બીજા ધર્મ પ્રત્યે સહિષ્ણુતા આપી એટલું જ નહિ પણ એમાં રહેલું કાવ્ય અને સત્ય, એમાં રહેલું જ્ઞાન અને વિજ્ઞાન એટલું જ આકર્ષે છે. પોતાની કે પારકી ક્રિયાઓ અને વિધિઓની કૃત્રિમતા એટલી જ ખટકે છે. વિનોબા મંદિર પ્રવેશનો શાથી આગ્રહ કરે છે એ સમજાતું નથી. એમને મૂર્તિપૂજાનો પક્ષ કરવો હોય એમ જણાતું નથી. જે લોકો એમની સાથે મંદિરોમાં જાય છે તેઓ દેવદર્શન વિના તલસતા હોય એવું જણાયું નથી. પ્રવેશ માટે નિરાશ થયેલા ભક્તો કાજે એમણે આગ્રહ કર્યો હોત.તો જુદી વાત. જેમનો સંગાથ લઈ એ મંદિરોમાં જાય છે તેમને મન તો ઈશ્વર સઘળે વસે છે. એ લોકો ફરીથી દર્શને જવા આતુર દેખાયા નથી.

ત્યારે આ જીદનો શો અર્થ! જે ભક્તો એમના દેવનાં દર્શન શ્રદ્ધાથી કરે છે તેમને સુધારવાનો આ યત્ન છે? પેલા દેવને નવા સ્વરૂપે દેખાડવાનો આ કીમિયો છે? કઈ રીતે હિંદુ ધર્મની પ્રણાલીઓ બદલાય છે? વિનોબાના મંદિર-પ્રવેશનું હિંદુ ધર્મ કાજે કયું મહત્ત્વ છે!

સરલભાવે પણ અજાણતાં વિનોબાની આ પીછેહઠ છે. ગળગળા થઈને એ મંદિરના દેવના ચરણમાં પોતાનું હૃદય વલોવી નાખે છે ત્યારે હિંદુ ધર્મની પુરાણી જડતા પુષ્ટ બને છે. પછી ભલે એમની સાથે કોઈ રડયાખડયા ખ્રિસ્તી કે, ઇસ્લામી ભાઈ ભલા હોય. પથ્થરમાં, વૃક્ષમાં, ને સ્થળમાં, પ્રાણીમાત્રમાં ને અનંત આકાશમાં, એમ સચરાચરમાં ઈશ્વરનાં દર્શન કરનાર હિંદુઓને હવે મંદિરો તરફ વાળવાની પ્રવૃત્તિની જરૂર નથી. ગાંધીએ તેમને પ્રકૃતિમાં, ભાવની વિશુદ્ધિમાં, સત્કર્મમાં, ત્યાગ ને બલિદાનમાં પ્રેમમાં ને કરુણામાં

એમ ઠેરઠેર પ્રભુને જોતાં શીખવ્યું છે. એ વિશિષ્ટતા ખીલવવાનું કામ મંદિરોની આડકથા હેઠળ અટવાય છે. વિનોબાના આ યત્નો એમના ભક્તહૃદય માટે મધુર અનુભવ ખરો, પણ હિન્દુ ધર્મના વિકાસક્રમમાં કેંક અંશે બાધક છે, સહાયક નથી.

ધર્મનું તત્ત્વ ગુફાઓમાંથી નીસરી જનસમુદાય વચ્ચે આવી લાગ્યું. એને હવે પાછું કાં ધકેલીએ!

### નવા પુરોહિતો

મજદૂરી ઝઘડાના વકીલો, સેલટેક્સના જાણકારો, ફારમ ભરી આપનારા ને એવા એઠાડુ ધંધાદારીઓ દીર્ઘસૂત્રી તંત્રના ફાલ રૂપે દેખાઈ આવે છે ત્યારે કોઈને કેમ નવાઈ નથી લાગતી? કારકુનો અને પટાવાળાની ફોજ વધતી જાય છે ત્યારે એવી દલીલ સંભળાય છે કે આ રીતે બેકારી ઘટતી હોય તો ભલે ઘટે! પણ, આ નવા ધંધાદારીઓ તો ખટપટ, લાગવગ અને પ્રજાને અટપટી ભૂલભૂલામણીમાં ખેંચી જનારો વર્ગ થયો. એમની સામેય કોઈને કાંઈ કહેવું નથી!

નવી સંસ્કૃતિમાં ઘેર ઘેર નવા પુરોહિતો પેઠા છે. કોઈ દાક્તરનું રૂપ લઈ આવે છે, તો કોઈ વકીલ બનીને પેસે છે. એમના સિવાય કોઈને ચાલતું નથી. ડગલે ને પગલે એમની સલાહ મુજબ ફી સ્ટેમ્પ ફારમ પરમીટ કે ટીકડી દવા ને ઈન્જેક્શનના પ્રયોગો ચાલુ રાખવા પડે છે. બધું વિધિપૂર્વક કરવું પડે છે.

કલેક્ટરો ને મોટા અફસરો નિવૃત્ત થઇ સરકારી કચેરીઓમાં લાગવગના અડ્ડા જમાવે છે. કામ કરાવી લેવાની કુનેહ વડે એમણે જનતા ઉપર જાદુ પાથર્યું છે. અને ખટપટી દોર છૂટો મૂકાય છે.

આ ધંધાઓ ફૂલેફાલે એથી યોજના મુજબનો વિકાસ થશે?

### પુણ્યભાવના ઉપરના બંધ

વર્ષે વર્ષે ચાતુર્માસ આવે છે, એમાં શ્રાવણ મહિનો ધાર્મિકતાનો ગંજ ખડકી આવે છે. એવો શ્રાવણ અધિક થઈને ઊભો રહે ત્યારે હિંદુઓનું પુણ્ય ઘણા વરસથી છલકાઈ જતાં તળાવો જેમ ઊભરાઈ વહી જાય છે. એની આડે બંધ બાંધવાનું પુણ્ય કાર્ય કરી લેતાં આપણે શીખ્યા નથી.

જ્યારે લોકોમાં લાગણી અને ભાવનાઓનાં પૂર ઊમટતાં હોય ત્યારે નીર યોગ્ય દિશામાં ખંતથી વાળવાનું કામ થવું જોઈએ. એ ભાવનાઓને ક્રિયાત્મક બનાવવી જોઈએ. લાગણીઓ ખીલવવી એક બાબત છે અને તેમાંથી કાર્ય નીપજાવવું એ બીજી અને જરૂરી બાબત છે. કથાઓ, વ્રતો, દર્શનો પૂજા દાન દક્ષિણાઓ, એમનું કામ ધર્મભાવના જાગૃત રાખવાનું છે. પણ જાગૃત કર્યા પછી એના થકી જીવનમાં કાંઈ નિષ્પન્ન થતું ના હોય તો જાગૃતિની માત્રા પણ ઘસાતી જવાની.

*આપણાં વ્રતોને પણ વ્યવસ્થિત કરવાની જરૂર છે.* એકટાણાં ને નકોરડામાં હવે વધારે શાસ્ત્રીય ઢબ આવવી જોઈએ અને દાકતરી સલાહ માનવી જોઈએ. વ્રતકથામાં રહેલું કાવ્ય ને શ્રદ્ધાનું બળ સાચવી એમાં જે બાલિશ ગપગોળા મૂકેલા છે તે ગબડાવી દેવા જોઈએ. આવાં પર્વોમાં સમુહો ભેગા તો થાય છે પણ સમુહ સમાગમના લાભ મળે એવો પ્રબંધ થવો જોઈએ. આવા સમુહોને લોક સંગ્રહનું કાર્ય કરનારે કાળજીથી લક્ષમાં રાખવા જોઈએ અને પ્રચાર કાજે નહિ, પણ લોકશિક્ષણની ઢબે ત્યાં ચીલાચાલુ કરવા જોઈએ.

### નવાં આરોગ્યકેન્દ્રો

ઇસ્પિતાલોમાં જે દરદીઓને સારવાર માટે ત્યાં રોકવાની જરૂર નથી હોતી તે લોકોને તપાસી દવા આપીને વિદાય કરવામાં આવે છે. એમ જેને લાંબી સારવારની જરૂર હોય કે અસાધ્ય રોગ હોય તેમને માટે નોખી ઇસ્પિતાલો ચાલુ કરવાની જરૂર છે. એથી ટૂંકા ગાળાની માવજત માટે ચાલુ ઇસ્પિતાલોમાં વધારે સગવડ થઈ શકે.

જેમાં લાંબો વખત સારવાર ચાલવાની હોય કે રોગ



અસાધ્ય હોય તેવા માટે સમાજની જવાબદારીએ તો રહે. એમાં રેઢિયાળપણું ના ચાલે. અને તે છતાં ચાલુ ઇસ્પિતાલો જેટલો ખરચ ત્યાં ના થાય, એટલું ધ્યાન પણ ના આપવું પડે. એ વિભાગમાં સંશોધન કાર્ય માટે વધારે છૂટ લઈ શકાય. ને ત્યાં દેખાતાં પરિણામો ભારે જણાય તો એની ચિંતા ઓછી રહે. ચાલુ ઇસ્પિતાલોનું દફતર આજે અકારણ બગડે છે તે અટકી જાય.

ઇસ્પિતાલોનું કામ હળવું બનાવવા બીજો માર્ગ પણ લેવો જોઈએ. રોગ ના થાય એની સમજણ આપનારાં કેન્દ્રો ખોલી જનતાની ટેવો સુધારી શકીએ. સુવાવડ માટે સ્ત્રીને દાખલ કરવામાં આવે તે પહેલાં એને તપાસી જરૂરી સૂચનાઓ ને સલાહ આપવાનો રિવાજ સારો છે. એથી એના શરીરની કેટલીક ખામીઓની ચેતવણી મળે છે ને ઇલાજ કરી વખતસર દૂર કરી શકાય છે. એમ દરદ રોકનારાં કેન્દ્રો નિભાવવાથી ઇસ્પિતાલોનું કામ ઘણું સરળ થશે. જો આવી તપાસ ચાલુ થાય તો ઘણા માણસોનું આરોગ્ય બગડતું અટકશે સ્ત્રીઓને વિશેષ લાભ થશે કારણ કે આજે એમની દેખરેખ ઓછી લેવાય છે.

હવા, પાણી ને તડકો કેમ વાપરવાં, ખોરાક કેમ રાંધવો ને ખાવો, કેમ હરવું ફરવું, કઈ ટેવો હાનિકર્તા છે, વ્યસનોથી શું નુકશાન છે. એવી ઘણી બાબતોની સમજ આવાં આરોગ્યકેન્દ્રો આપી શકે. આ જરૂરનું એટલા માટે છે કે લોકો એ સમજ ગુમાવતા જાય છે.



દેવજી ર. મોઢા

## ઓ તારક ! તારે ઇતબારે

ભર્યું ભર્યું આ વિશ્વ તથાપિ અહીં ન કો'ની વસતિ
તેજભરી પેલી ચંદા પણ દૂર મુલકમાં હસતી;
તોયે આગળ ધપવું મારે
ઓ તારક ! તારે સથવારે...

જામ્યાં અહીં ઘનઘોર તિમિર, નથી મારગ વળી કળાતો;
હિંસ્ર પશુ છૂટાં એનો ભય ટાળ્યો નહીં ટળાતો,
તોયે આગળ ધપવું મારે;
ઓ તારક ! તારે સથવારે....

આ ગાઢાં ભવવનમાં કો'દિ જવાય ચૂકી કેડો,
તો ફરી પથ પર લેવા તારક ! ક્યાં નથી તું મુજ ભેળો ?
નિત્યે આગળ ધપવું મારે
ઓ તારક ! તારે સથવારે...
ઓ તારક ! તારે ઇતબારે....



ડગલાના ખીસામાં રાખી શકાય તેટલો નાનો માત્ર ૪૫ તોલાના વજનનો રેડિયો ટેલિફોન મોસ્કોના ઇજનેર લિયોનિદ કુપિયાનોવિચે શોધી કાઢયો છે. તે વડે શહેરનો કોઈપણ નંબર જોડી શકાય છે ઉપરાંત બીજાં શહેરોના નંબરો તો ઠીક પણ બીજા દેશો સાથે પણ વાતચીત કરી શકાય છે. રેડિયો ટેલિફોનનું ડાયલ ફેરવીને તેને ચોક્કસ તરંગ સાથે તાલબદ્ધ કરવામાં આવે છે અને તેથી એ સ્વયંચાલિત રેડિયો ટેલિફોન મથક સાથે સંપર્ક સાધે અને એ મથક આપોઆપ તેને સાદા ટેલિફોન સાથે જોડી આપે છે. આવું અદ્ભુત યંત્ર કેટલું ઉપયોગી નીવડશે તેની સહેલાઈથી કલ્પના આવી શકે છે. મોટર, વહાણ, વિમાન વગેરે વાહનોમાંથી તમે ટેલિફોન કરી શકશો. ટેલિફોનનાં દોરડાં નાખવાનું કઠિન હોય ત્યાં આ યંત્ર અનિવાર્ય બની જાય છે.

ડૉ. રાજેન્દ્ર પ્રસાદ

# સામા પ્રવાહે

હમણાં જ ભરાઇ ગયેલા ભૂદાન–કાર્યકરોના સંમેલનમાં આપણા રાષ્ટ્રપતિએ વિદ્વત્તાભર્યું અને ભારતીય સંસ્કૃતિને સમજાવતું પ્રવચન આપેલું. તે પ્રવચનનો ટૂંકાવેલો અનુવાદ અહીં વાંચતી વેળા આખા પ્રવચનની સર્વવ્યાપી અસર પણ યાદ આવશે જ......

આજે દેશ–વિદેશમાં ઠેર ઠેર અંદરો-અંદર અવિશ્વાસ અને આંતર–વિગ્રહના જેવી સ્થિતિ પ્રવર્તે છે. એવું વરતાય છે, જાણે જેટલા વેગથી વિજ્ઞાન આગેકૂચ કરી રહ્યું છે, એટલા જ વેગથી આપણું નૈતિક ધોરણ નીચું ઊતરતું જાય છે. જેટલાં ભૌતિક સાધનો છે, પદાર્થો છે, જે સુખ પ્રાપ્ત કરવાની આપણી ઝંખના છે તે સઘળું, સાધનોનો ઉચિત ઉપયોગ કરવામાં આવે, તો આપણે પામી શકીએ એમ છીએ. પણ સાધનોનો ખોટી રીતનો ઉપયોગ થવાને કારણે, હકીકતમાં પરિણામ એ આવી રહ્યું છે કે ખુદ એ સાધનો જ વિનાશનું નિમિત્ત બની રહ્યાં છે. આજ દિન સુધી આપણે જેને પ્રગતિ પેખતા આવ્યા છીએ, તે વાસ્તવમાં આપણને સમૃદ્ધિ તરફ નહિ પણ વિનાશની દિશામાં ઘસડી રહી છે. સમસ્ત વિશ્વની આજે આ હાલત છે. માનવસમાજ એવા એક ખતરનાક બિંદુ પર પહોંચી ચૂક્યો છે, કે જો હવે એકાદું પણ ખોટું પગલું ભરાયું તો માનવજાતનું સંપૂર્ણ નિકંદન નીકળી જશે, પણ વળતું આપણે જો બીજી દિશામાં મોઢું ફેરવી શક્યા તો આપણે સમૃદ્ધિની દિશામાં દોટ મૂકી શકશું. જે લોકોના હાથમાં આજે વિશ્વના નેતૃત્વની લગામ છે, એ પણ આજે રસ્તો શોધવા ફાંફાં મારી રહ્યાં છે. એક રસ્તો છે સંતોનો, ધર્મપ્રવર્તકોનો. એ દિશામાં વળવાની કોશિષો પણ માનવસમાજે કરી છે, પણ માનવજાતને લલાટે આજના જેવી વિષમ પરિસ્થિતિમાંથી પસાર થવાનું ક્યારેય નથી આવ્યું.

સુખ અને શાંતિ વિષે ભારતમાં આદિ કાળથી સતત ચિંતન થતું આવ્યું છે. ભૌતિક રીતે જીવન આનંદથી ભર્યું ભર્યું રહે એવા પ્રયત્નો પણ અહીં થયા છે. તોપણ કેવળ ભૌતિક સુખને આ દેશમાં ક્યારેય પ્રાધાન્ય અપાયું નથી. અને એ જ કારણે ભયાનક ગરીબી હોવા છતાં આ દેશનાં લોકો દુઃખની બેચેની નહોતાં અનુભવતાં. માટીમાં સૂએ છે, ચીંથરાં પહેરે છે, અને તો ય પશ્ચિમનાં લોકો ભૌતિક સમૃદ્ધિમાં આળોટતાં રહીને જેટલા સુખનો અનુભવ કરે છે, એથી કમ સુખનો અનુભવ આ લોકો નથી કરતાં. ભારતનાં લોકો સુખનો અનુભવ બહારથી ઓછો કરે છે, અંદરથી વધુ. અને આ કારણે તો એ લોકો આજની ઘડી સુધી જીવતાં રહ્યાં છે. આટલી ઘોર વિપત્તિ પછી પણ ભારતનો આત્મા આજે પ્રાણથી ધબકે છે. આપણી આ થાપણને આપણે જીવતી રાખશું તો ભારતને નામશેષ કરવાની કોઈની મજાલ નથી.

સૌને સુખનાં સાધનો ન મળે એવો કાંઈ આપણો આદર્શ નથી. તે તો મળવાં જ જોઈએ. પણ કદાચ ને તે ન મળ્યાં, તો આપણે એના વિના એવા બેબાકળા ન થઈ જઈએ કે આપણે માટે જીવવું સદંતર મુશ્કેલ બની જાય. એટલા સારુ આપણે

સતત એ વાતનું ધ્યાન રાખવું પડશે કે ભૌતિક સુખસગવડોની માગની સાથે ક્યાંક આપણે કષ્ટ સહન કરવાની આપણી તાકાત તો કમજોર નથી બનાવી રહ્યા ? ઉપલક દૃષ્ટિએ તો એવું લાગશે કે ઘરવિહોણાને ઘર મળી જાય અને ભૂખ્યાને અન્ન મળી જાય તો એ સુખની જિંદગી માણશે. આમ માનવાને હરકત નથી. પરંતુ એવું પણ બને કે ખાવાનું પણ મળી જાય, મકાન પણ મળી જાય, અને છતાંય તે તો જેવો ને તેવો, અસંતોષી ને અસંતોષી રહે, તો આપણે એની ઝાઝી સેવા કરી છે એવું નહિ મનાય. આજે આપણે નીરખી રહ્યા છીએ કે જેમ જેમ સુખસગવડનાં સાધનો વધી રહ્યાં છે, તેમ તેમ લોકોમાં 'હજી પણ વધુ,' 'હજી પણ વધુ' ને માટે અસંતોષ વધી રહ્યો છે.

આ અસંતોષ આપણા જીવનની શાંતિને જ ભરખી ગયો છે, અને તે આપણને આજના આ ખતરનાક બિંદુ સુધી ઘસડી લાવ્યો છે. એટલા સારુ આપણે મધ્યમ માર્ગનો આશરો લેવો જોઈ શે. ભૂમિના દાનથી શરૂ થઈ ને પૂરેપૂરાં ગામોના દાન સુધીની આ આંદોલને ફાળ ભરી છે એ એક શુભ લક્ષણ છે. આટલી મૂલ્યવાન ગણાતી જમીન, જેને માટે દુનિયામાં ઘોર યુદ્ધો ખેલાયાં અને આજે પણ એ જોખમ ગાજે જ છે, તે લોકો પોતે થઈ ને દાન કરી દે એનાં ઉદાહરણો ઇતિહાસમાં શોધ્યાં જડે એમ નથી. આજે આપણી નરી આંખે એ બધું આપણે નીરખી રહ્યા છીએ. આઝાદી મળ્યા પછી આજે હવે દેશને પોતાનો રસ્તો પસંદ કરવાનો અવસર પ્રાપ્ત થયો છે. પણ આજે દેશ બહુ વિચિત્ર અવસ્થામાં છે. આપણે જો આપણા રાહે ન ચાલતાં દુનિયાની લતે ચડીશું તો તે આપણે માટે ઘણું ખતરનાક નીવડવાનું છે. એ વાતનો ફેંસલો કરવાની વેળા હવે આવી ચૂકી છે કે આપણા વિકાસને માટે આપણે ભૌતિક સુખ પર નજર ઠેરવવી છે કે પછી નૈતિક મૂલ્યો પર !

આપણે પણ જો કેવળ ભૌતિક સુખ પાછળ પડ્યા તો નક્કી માનજો કે આજની દુનિયાથી આપણે ઘણા પાછળ રહી જવાના છીએ. એ રસ્તે જઈશું તો આપણી સામે એક પછી એક સમસ્યાઓની હારમાળા ખડકાઈ જશે. વીજળી અને વરાળથી અસંતુષ્ટ થઈશું એટલે આપણે અણુ–પરમાણુની શક્તિની પાછળ દોડવું પડશે. અને તે રસ્તે તો વર્ષો સુધી બીજાં રાષ્ટ્રોની સરખામણીમાં નોંધપાત્ર પ્રગતિ કરવામાં આપણે ફાવવાના નથી. અને માનો કે આપણે એ સ્થિતિએ પહોંચ્યા, તો શું એ સિદ્ધિ હાંસલ કરી ચૂકેલા રાષ્ટ્રોમાં સુખ છે ખરું ? શું એ રાષ્ટ્રો શાંતિની નીંદર તાણે છે ખરાં ? આપણે આ બધા અનુભવો પર ચિંતન કરીએ અને પછી તે રીતે આપણો રાહ નક્કી કરીએ.

એ વાત સાચી છે કે આપણે આજે સામા પ્રવાહે તરવાનું છે. આ પરિસ્થિતિમાં, સંભવ છે કે સીધો મુકાબલો કરવા જેટલું સામર્થ્ય આપણામાં નયે હોય. તોપણ થોડા આમતેમ જઈ ને વિનાશની ગર્તામાં હોમાઈ જતાં આપણે આપણી જાતને જરૂર બચાવી શકીએ છીએ.



**રૈહાના તૈયબજી**

# અલ્જબ્બાર

કુ. રૈહાનાબેન એક તટસ્થ અને વિવેકપૂર્વકના વિચારક તરીકે જાણીતાં છે. તેમનું વિશાળ વાચન અને અનેક જ્ઞાની મહામાનવોનો નિકટનો સંપર્ક તેમના લખાણમાં વરતાય છે. તેવો જ એક વિચારપૂર્ણ લેખ 'મંગલ પ્રભાત'માંથી અનુવાદ કરીને અહીં મૂક્યો છે......

ઇસ્લામમાં અલ્લાહના ખાસ મહત્ત્વનાં એકસો ને એક નામ છે જેને 'અસ્માઉલ્હુસ્ના' અથવા 'સુન્દર નામ' કહે છે. આમાંનાં કેટલાંક નામ મને ખૂબ ગમી ગયાં છે જેમાંનું એક અલ્જબ્બાર છે. જબ્બારનો અર્થ મોટે ભાગે જબરજસ્તી કરવાવાળો એમ કરાય છે. હું તો પહેલેથી માનતી આવી છું કે અલ્જબ્બાર ઇસ્લામના રુદ્ર હશે. પણ હમણાં જ એક જિજ્ઞાસુ અને અનુભવી સાધક મુસ્લિમ મિત્ર પાસેથી એનો સાચો અર્થ મળ્યો છે. જબ્રનો અર્થ 'તૂટેલાં હાડકાંને સાંધનાર' એવો થાય છે. કેવો સુંદર અર્થ! દરેક તૂટેલાં હાડકાંને સાંધનાર, બગડેલું બધું સુધારનાર. જીવનની દરેક મુશ્કેલીઓને ટાળનાર—મિત્ર, મદદનીશ, પ્રેમી, પ્રીતમ, જનેતા, પિતા—જેની પ્રેમાળ ગોદમાં હમેશાં સુરક્ષિત, સંતુષ્ટ, તૃપ્ત, નિર્ભીક અને ફૂલ્યા ફાલ્યા રહી શકાય છે. કોઈ પણ હાલતમાં આપણે આપણા જીવનનું અથવા આપણા સ્વભાવનું, ચારિત્ર્યનું, દિલ દિમાગ કે કર્મનું હાડકું એવી રીતે નથી તોડી શકતાં કે દયાળુ, સર્વસંપૂર્ણ અલ્જબ્બાર તેને સાંધીને સુધારી ન શકે. કારણ કે અલ્જબ્બારની વિશેષતા એમાં પણ છે કે એ ફક્ત બગડેલું સુધારતા જ નથી, પણ સુધારીને કંઈક એવી રીતે ગોઠવી દે છે કે એ પહેલાં કરતાં વધુ મજબૂત, સુંદર, અને મહત્ત્વપૂર્ણ બની જાય છે. અલ્જબ્બારનો કેવો વિશાળ અર્થ!

આપણા જીવનમાં અલ્જબ્બારના મંત્રનો અને આરાધનાનો આશ્રય તો લઈજ શકાય છે, પણ આજના આપણા કૌટુંબિક, સામાજિક, રાષ્ટ્રીય અને આંતરરાષ્ટ્રીય જીવનમાં અલ્જબ્બારની કુશળતા અને મદદની જેટલી જરૂર છે એટલી પહેલાં ક્યારેય નહોતી. કોઈએ પૂછેલું, 'બહેન, અમારા કરતાં પહેલાંના લોકો સારાં હતાં?' મેં કહ્યું, 'હા, હું માનું છું કે હતાં. અને આ નિર્ણયનાં ત્રણ કારણો છે. પહેલું, આ કળિયુગ છે અને કળિયુગને હું તામસયુગ ગણું છું જેમાં તામસપ્રધાન જીવો અવતાર લઈને પોતાનાં તામસિક કર્મો ભોગવે છે અને તામસી જીવન પણ જીવે છે. કળિયુગને આધ્યાત્મિક બાળવર્ગ પણ ઘણીવાર હું કહી નાખું છું. બીજું આ જમાનો મુખ્યત્વે બુદ્ધિવિકાસ અને બુદ્ધિવિલાસનો છે, અને કોઈ ફિલસૂફે બુદ્ધિને અહંકારનું ઝીણામાં ઝીણું રૂપ કહ્યું છે. વિચાર કરતાં એ સાચું પણ લાગે છે. તો તો બુદ્ધિનું રાજ્ય એટલે અહંકારનું રાજ્ય; અને અહંકારનું રાજ્ય એટલે તો સેતાનને નિમંત્રણ! ત્રીજું, જો સેતાનને આવકાર મળી જાય તો આજની દુનિયા ઉપર એને એની આણ ફેલાવવામાં ખૂબ સરળતા થશે, કારણ કે વિજ્ઞાનના પ્રયોગોથી દુનિયા સાવ નાની થવા લાગી છે અને દુનિયાના કોઈ પણ ખૂણે ખાચરે થતું તુરત બધે ફેલાઈ જાય છે.'

મિત્રે કહ્યું: 'તો આનો સામનો કેવી રીતે કરાય?'

'જે રીતે બીજી કોશિશો થાય છે તેમ સંસારરૂપી હાડકું આજે ફક્ત એક જ જગ્યાએથી નથી તૂટ્યું પણ એક છેડેથી બીજા છેડા સુધી ભૂકે ભૂકા થઈ ગયા છે. જો તેને સાંધીને સમારવું હોય તો અલ્જબ્બારની અદમ્ય શક્તિ અને અમર્યાદ પ્રેમની આરાધના અને મદદથી જ થઈ શકે.'

બીજા મિત્રે કહ્યું: 'કોઈ દાખલો આપશો?'

દિલ્હીનું આજનું આપણું જ જીવન જુઓ. એક સંબંધીને ત્યાં હું એક વાર હતી. રસ્તામાં લગ્નનો એક વરઘોડો મળી ગયો. ક્યાં આપણા જૂના રાગ, ક્યાં આપણી શરણાઈ અને ઢોલ-તબલા! જ્યારે અહીં તો બેંડવાજાં ઉપર તદ્દન ઘેરો અંગ્રેજી રાગ. એનો થોડા શબ્દો મને યાદ છે— 'O my darling,



O my darling, O my darling Clementine......' અને તે પૂરું એ રીતે થાય છે કે ગરીબ ખિચારી ક્લેમંટાઈન મરી જાય છે અને 'So I kissed her—Little sister—And forgot my Clementine!' મને ખાતરી છે કે જો લગ્નવાળાને ખબર હોત કે તેમના વરઘોડામાં કઈ જાતનું ગીત શોભા આપે છે તો એ થોડા વિચારમાં પડી જાત! વિદેશના સસ્તા અને હલકા અનુકરણે ભારતીય સંસ્કૃતિનું કેવું સત્યાનાશ વાળી દીધું છે એ તો જુઓ. એક વાર મારે એક પ્રતિષ્ઠિત ખાનદાનને ત્યાં લગ્નમાં હાજર રહેવું પડ્યું. મોટો મંડપ, બનીઠનીને આવેલા ભણેલા ગણેલા લોકો હતા. મંત્રો અને વિધિ ચાલુ હતાં અને ચારે તરફ અંગ્રેજીમાં ગપસપ ચાલુ હતી—નાનાં બાળકોય ખોટે ખોટું અંગ્રેજીમાં બોલી રહ્યાં હતાં. વાજામાંય એ જ બજારૂ અંગ્રેજી રાગ. મને તો લાગ્યું કે હું કોઈ મોટા મંચ ઉપર ખેલાતા વિચિત્ર નાટકમાં ફસાઈ ગઈ છું. મને ક્યાંય આપણી સંસ્કૃતિ તો દેખાઈ જ નહિ!

સાચું પૂછો તો આ સંસ્કૃતિનો લોપ જ આપણા આખા હાડકાને તોડે છે.

મેં દાખલા નાના આપ્યા છે. આપણા જીવનના એટલા મોટા મોટા પ્રસંગો ઉપર જો આપણે આપણી સંસ્કૃતિની ગંભીરતા, ઝીણવટ અને ગૂઢ રહસ્યોનો ત્યાગ કરીએ તો આપણા જીવનના કયા ભાગે આપણી સંસ્કૃતિને ટકાવી રાખી હશે એ તો બતાવો. આ બધી વાતોથી આપણો સાંસ્કૃતિક વિનાશ ચોખ્ખો દેખાઈ આવે છે અને આપણું જીવન આજે એક તૂટેલું હાડકું છે જેને અલ્જબ્બાર જ સાંધીને સારૂં કરી શકે તેમ છે. તેમાં આપણો સહકાર હોવો જોઈએ. આપણી ભૂલોને આપણે સમજવી જોઈએ. તેને સુધારવાની ઇચ્છા દિલમાં કરવી જોઈએ. શબ્દ, કર્મ, વિચાર અને પ્રાર્થના વડે તેની વિરુદ્ધ જેહાદ ઉઠાવવી જોઈએ. અલ્જબ્બાર પહેલાં આપણું જીવન સાંધી દે તો સમાજની તૂટેલી નાડી આપોઆપ સંધાઈને સુધરી જશે.

★

ભારતમાં આજે ૨,૫૬,૦૦૦ એકર કરતાં પણ વધુ વિસ્તાર કોરીના વાવેતર તળે છે.

તાજેતરના વર્ષોમાં ભારતમાં કૉફીના ઉત્પાદનમાં સૂચક વધારો થઈ રહ્યો છે. ૧૯૫૬–૫૭માં, કૉફીનું વાર્ષિક ઉત્પાદન ૩૩,૭૫૫ ટન હતું, જે ૧૯૫૦–૫૧ના ઉત્પાદનમાં ૬૫ ટકાનો વધારો સૂચવે છે. ૧૯૫૭–૫૮માં આ ઉત્પાદન ૩૭,૦૦૦ ટન પર પહોંચવાનો સંભવ છે.

૧૯૫૬–૫૭ના કુલ ઉત્પાદનમાંથી ૧૫,૦૦૦ ટન કરતાં પણ વધુ કૉફીની પરદેશ ખાતે નિકાસ કરવામાં આવી હતી. એ જ વર્ષમાં ૭૨૫ ટન વાવવા માટેની કૉફી રશીઆને વેચવામાં આવી હતી, અને ૮૦૦ ટન કૉફી પૂર્વ જર્મનીને રાજ્ય વ્યાપાર સંસ્થા (સ્ટેટ ટ્રેડીંગ કોર્પોરેશન) દ્વારા વેચવામાં આવી હતી.

દેશમાં પણ કૉફીની વપરાશમાં વધારો જણાઈ રહ્યો છે. આ જોતાં, ગયા નવેંબરમાં કૉફીના વાવેતર માટે પ્રાપ્ય વિસ્તારની મોજણી ગયા વર્ષે પૂરી થઈ હતી.

કૉફી ઉત્પાદન વધારવા માટેની સેન્ટ્રલ કૉફી બોર્ડની પંચવર્ષીય યોજનાનો ૧૯૫૬ના ઓક્ટોબરમાં પ્રારંભ થયો હતો. બાલેહોન્નુર ખાતે આવેલા કૉફી રિસર્ચ સ્ટેશન ખાતે સોઈલ ટેસ્ટીંગ લેબોરેટરી' સ્થાપવાની ઇન્ડિયન કાઉન્સિલ ઓફ એગ્રીકલ્ચર રિસર્ચની ભલામણ બોર્ડે સ્વીકારી છે.







મગનભાઈ ગિ. પટેલ

# આપણી અનાજની સમસ્યા

એડનના વિચારક અને કુશળ પુરુષ તરીકે ખ્યાતી પામેલા શ્રી મગનભાઈ ઘણા વખત પછી પાછા ઊર્મિના વાચકો માટે એક મહત્વનો લેખ લખે છે. અત્યારના વિશ્વની તંગ પરિસ્થિતિ ઊભી થઈ તે પહેલાં, દોઢેક માસ પહેલાં લખાયેલો આ લેખ છે તેનું વાચકો ધ્યાન રાખે......

દસ વર્ષ પહેલાં આપણે સ્વાધીનતા પ્રાપ્ત કરી ત્યારે દેશમાં અનાજની તંગી પ્રવર્તતી હતી. દેશના ભાગલા પડવાથી અનાજના કોઠારરૂપ ગણાતો પંજાબનો નહેર પ્રદેશ પાકિસ્તાનને ભાગે ગયો. આથી કરીને અનાજની પરિસ્થિતિ વધુ વણસી. અછતના સંજોગોને પહોંચી વળવા માટે દર વર્ષે પચાસથી સાઠ લાખ ટન અનાજ બહારના દેશોમાંથી આયાત કરવું પડતું હતું. આવી પરિસ્થિતિ કોઈપણ રાષ્ટ્ર માટે ગંભીર ગણાય. આપણી રાષ્ટ્રિય સરકારે દેશને અનાજની બાબતમાં સ્વાવલંબી બનાવવા માટે નદીઓને નાથીને નકામાં વહી જતાં પાણીને ખેતીના કામમાં ઉપયોગમાં લેવાની કરોડો અને અબજોના ખર્ચવાળી જંગી યોજનાઓ હાથ ધરી. આપણા નિષ્ણાતોએ આપેલી માહિતી મુજબ વડા પ્રધાન જવાહરલાલ નેહરુએ તે વખતે વારંવાર જાહેર કર્યું અને રાષ્ટ્રને ખાતરી આપી કે ૧૯૫૧ પછી પરદેશોથી એક પણ રતલ અનાજ મંગાવવાની જરૂર નહિ રહે.

છેલ્લા દાયકામાં દેશમાં ઘણું ઘણું બની ગયું. ઘણી નદીઓ પર બંધ બંધાઈ ગયા. ઘણી નદીઓ પર બંધ હજુ બંધાઈ રહ્યા છે. અને રજપુતાનાની ભૂમિને રસાળ બનાવવા દુનિયામાં લાંબામાં લાંબી નહેર યોજનાનો પાયો હજી ગયે મહિને જ આપણા ગૃહપ્રધાનના હાથે નંખાયો. ઘણી પડતર જમીનને ખેડાણના ઉપયોગમાં લેવામાં આવી છે. આ બધી મોટી યોજનાઓ વિષે રેડિયો ઉપર જે જાતનો પ્રચાર થઈ રહ્યો છે, તે પ્રમાણે જો બધું વ્યવસ્થિત પાર ઊતરતું હોત તો આજે ભારત અનાજની બાબતમાં સ્વાવલંબી બની ગયું હોત, અને સમગ્ર દેશની ભૂમિ નંદનવનમાં ફેરવાઈ ગઈ હોત. પરંતુ આપણે બધા જાણીએ છીએ કે વાસ્તવિક પરિસ્થિતિ જુદી જ છે. દસ વર્ષ પછીથી પણ હજી બહારના દેશો પાસેથી અનાજ માટે આપણે ભીખ માગવી પડે છે. છેલ્લા વર્ષમાં જ દેશને ત્રીસ લાખ ટન અનાજ બહારથી મંગાવવું પડ્યું છે.

આટલા મોટા પ્રમાણમાં પરદેશથી અનાજ લાવવું પડે છે તેની બૂરી અસર આપણી પંચવર્ષીય યોજના ઉપર પડી છે. દેશની સ્ટર્લિંગ પુરાંતોનો મોટો ભાગ અનાજ પાછળ ખર્ચાઈ જતાં રાષ્ટ્રની ઉદ્યોગીકરણની યોજના માટે જોઈતી યંત્ર સામગ્રી ખરીદવામાં આપણે મુશ્કેલી અનુભવી રહ્યા છીએ. પરિણામે ઘણી યોજનાઓમાં કાપકૂપ મૂકવાની પરિસ્થિતિ ઊભી થઈ છે. ઉપરાંત અમેરિકા જેવા ધનાઢ્ય દેશો કે જેની પાસેથી અનાજ અને યંત્રસામગ્રી મેળવવા માટે આપણે મોટા પ્રમાણમાં આધાર રાખવો પડે છે તેમના તરફથી આપણી તટસ્થ પરદેશનીતિ ઉપર આડકતરું દબાણ લાવવામાં આવે છે.

કોઈપણ રાષ્ટ્રના ઘડતરના ઇતિહાસમાં દસ વર્ષનો ગાળો નાનો ન લેખાય. એક દાયકા પછીથી પણ અનાજ અંગેનો પ્રશ્ન આપણે ઉકેલી ન શકીએ તે આપણે માટે ખરેખર શરમભરેલું ગણાય. એક સામાન્ય નાગરિક તરીકે આપણા મગજમાં એક પ્રશ્ન જરૂર ઊઠે કે યોજનાઓ અને તેના પરિણામ વિષે જે માહિતી ભેગી કરવામાં આવે છે તેમાં શું ઝીણવટ-ભર્યા ઊંડા અભ્યાસની ખામી રહી જતી હશે? રાષ્ટ્રની ૮૦ ટકા કરતાં પણ વધારે વસ્તી ગામડામાં રહે છે. અને તેમનો મુખ્ય વ્યવસાય ખેતીનો છે. ગામડાના લોકોના આર્થિક પ્રશ્નો, સામાજિક રીત-રિવાજો, અને જીવન વિષેના તેમના ખ્યાલો અને દૃષ્ટિનો તલસ્પર્શી અભ્યાસ કર્યા સિવાયની કોઈપણ યોજના ઘડવામાં આવશે તો તે નિષ્ફળ જવા જ સર્જાશે.

આપણો દેશ એક ઉપખંડ જેવો વિશાળ છે અને



આપણી અનાજની સ૦ : ૨૧

તેને અંગે દરેક પ્રદેશ અને પ્રાંતની આબોહવા અને ભૌગોલિક પરિસ્થિતિ એકબીજાથી ઘણી ભિન્ન છે. ખેડાણ જમીનો તો દરેક પ્રાંતે તાલુકે અને ગામડે જુદાજુદા પ્રકારની છે. આથી કરીને ખેતી અને અનાજ વિષયક પ્રશ્નો દરેક ગામડાના જુદા જુદા હોય છે. ખેતીની લાંબા ગાળાની યોજનાઓ ગામડાનાં એકમોના પ્રશ્નો સાથે બુદ્ધિપૂર્વક સાંકળી લેવાય તો જ અનાજનો પ્રશ્ન સફળ રીતે ઉકેલી શકાય. વધુ અનાજ ઊગાડવાની યોજનાઓ દિલ્હી અને પ્રાંતોની સંસદોમાં ઘડાય છે તેને બદલે ગામડાની ધર્મશાળા, મંદિર, મહાદેવ કે મસજીદના ઓટલે આપણા મેલાઘેલા ખેડૂતોની વચ્ચે બેસીને ઘડવી જોઈએ. દરેક ગામડાની કુદરતી સાધનસંપત્તિ, પરંપરાગત ચાલી આવેલાં સાધનો, જમીનની ફળદ્રુપતા, ખાતર પાણીની સગવડતા વગેરે પ્રશ્નો દરેક ગામડાના આગવા હોય છે. અનાજ ઉગાડવા અંગેની યોજના ઘડવા માટે દરેક ગામડામાં અનુભવી ખેડૂતોની ગ્રામ સમિતિઓની રચના કરવી જોઈએ. આ સમિતિ, ગામડાના દરેક ખેતરની જમીનનો અભ્યાસ કરીને, કેવી રીતે વધુ અનાજ ઉગાડવું તે અંગેની વિગતો તૈયાર કરે અને સરકાર તેમાં કેવી રીતે સહાય કરી શકે તે માટેનાં સૂચનો પણ આ ગ્રામ સમિતિઓ તરફથી આવવાં જોઈએ. આવી રીતે પ્રજા અને રાજ્યનો સુમેળ બંધાતાં ગામડાંની પ્રજામાં સ્વતંત્ર રાષ્ટ્રના નાગરિક તરીકેનું આત્મભાન અને ઉત્સાહ પેદા થશે.

અત્યારે તલાટીઓ ચોરામાં બેસીને અનાજના પાકની આનાવારીના જે આંકડા નક્કી કરે છે તેના કરતાં આ ગ્રામ સમિતિઓ દરેક ખેડૂત પાસેથી ઉત્પન્ન થયેલા અનાજના સાચા આંકડા મેળવશે તેથી અનાજની બાબતમાં આપણે ક્યાં ઊભા છીએ તેની પાકી માહિતી મળી રહેશે. દસ વર્ષની જંગી યોજનાઓથી દરેક ગામડાના અનાજમાં કેટલો વધારો થયો છે તે અંગેની પણ સાચી વિગતો આ ગ્રામ સમિતિઓ ભેગી કરશે. ખેડૂતોનાં અત્યારનાં સાધનોમાં કેવી રીતે વધુ કાર્યક્ષમતા લાવી શકાય અને તેમના શ્રમને કેવી રીતે યોગ્ય વળાંક આપવાથી ઉત્પાદનને વધારી શકાય, તે અંગેની સલાહ સૂચના પણ આ ગ્રામસમિતિઓ પૂરી પાડશે.

ઘણી વખત આપણને કહેવામાં આવે છે કે દેશના અનાજના વાર્ષિક ઉત્પાદનમાં જો ૫ ટકાનો વધારો કરવામાં આવે તો આપણે અનાજની બાબતમાં સ્વાવલંબી બનીએ. ૫ ટકાનો વધારો કાંઈ મોટી વાત નથી. લાંબાગાળાની નદી યોજનાઓને પૂરી થતાં હજી ઘણાં વર્ષો લાગશે. આપણે ત્યાં સુધી થોભી શકીએ તેમ નથી. માટે ગ્રામ સમિતિઓ દરેક ગામડા માટે ટૂંકા ગાળાની તાત્કાલિક અમલમાં મૂકી શકાય તેવી વ્યવહારૂ યોજનાઓ ઘડી કાઢે તો ટૂંકા સમયમાં આપણે ઘણું કરી શકીએ.

ગુજરાત અને કાઠિયાવાડની ધરતીમાં કુદરતે અઢળક પાણી સંઘર્યું છે. જે ખેતરોમાં નહેરનું પાણી પહોંચતું ન હોય અથવા તો જે ખેતરોને નહેરના પાણીની સગવડતા ફક્ત ચોમાસા પૂરતી જ મળતી હોય તેવાં ખેતરોના અમુક એકરનાં એકમો નક્કી કરવાં જોઈએ. આ દરેક એકમમાં એક પાતાળકૂવો ખોદવાની યોજના હાથ ધરવી જોઈએ. વરસાદની અછત હશે ત્યારે ચોમાસુ નહેરો તદ્દન નકામી નીવડવાની છે. આવા વખતે પાતાળકૂવાના પાણીથી પાક બચાવી લેવાશે. આ દરેક કૂવા ઉપર પાણી ખેંચવા માટેનાં એન્જીનની વ્યવસ્થા સરકાર તરફથી અથવા તો સહકારી બેંકોની મદદથી ગ્રામ સમિતિઓ તરફથી થવી જોઈએ. ખેતીવાડી માટે પાણી પછી બીજો પ્રશ્ન પૂરતા ખાતરનો છે. આપણો ખેડૂત હજારો વર્ષોથી છાણિયા ખાતરનો ઉપયોગ કરતો આવ્યો છે. ખેડૂતની પાસે બળદ, ભેંસ, વગેરે જાનવર પૂરતા પ્રમાણમાં હોય તો તેને જોઈતું ખાતર મળી રહે. માટે આર્થિક દૃષ્ટિએ વધારે ઢોર રાખવાં ખેડૂતને પોસાય તે અંગેના યોગ્ય ઉપાયો સરકાર તરફથી યોજાવા જોઈએ. મુંબાઈનાં આરે કોલોની જેવાં બીજાં દૂધ કેન્દ્રો ઊભાં થતાં સરકારે અટકાવવાં જોઈએ. આરે કોલોનીની સેંકડો ભેંસોનું છાણ અત્યારે તદ્દન નકામું





જાય છે. એક બાજુ જ્યારે આપણે વધારે અનાજ ઉગાડવાના પ્રયત્નો કરી રહ્યા છીએ ત્યારે બીજી બાજુ આવી રીતે ખેતી માટે જોઈતું ખાતર વેડફાઈ રહ્યું છે. આણંદના દૂધ કેન્દ્રની યોજનાઓ દરેક પ્રાંતે વિકસાવવામાં આવે તો ખેડૂતો વધારે દૂઝણાં ઢોર રાખતા થશે. તેથી તેમની કમાણીમાં અમુક અંશે વધારો થશે. અને સાથે સાથે ખાતરમાં વધારો થતાં અનાજના ઉત્પાદનને પણ વેગ મળશે.

અત્યારે ગામડામાં, ઉકરડામાં જે રીતે ખાતર ભેગું કરવામાં આવે છે તે રીત બરાબર છે કે નહિ તે સંબંધી ઝીણવટભર્યું સંશોધન થવું જોઈએ. ખાતરનાં અમુક તત્ત્વો ગરમી અને તાપથી નષ્ટ થતાં હોય તો તે સંબંધી શું કરવું તે વિષેના વ્યવહારુ ઉપાયો ખેડૂતોના ધ્યાનમાં લાવવા જોઈએ. ઉપરાંત ચોમાસામાં અનેક જાતની વનસ્પતિ ગોચરોમાં અને રસ્તાઓની બન્ને બાજુની પડતર જમીનોમાં ઊગે છે. આ વનસ્પતિ કાપીને ઉકરડાઓમાં છાણ સાથે દાબવામાં આવે તો ખાતરમાં થોડોઘણો વધારો થાય. ગામડાની શાળાઓના વિદ્યાર્થીઓને આ કામ માટે ઉપયોગમાં લેવાય.

ગુજરાતનાં ગામડાંમાં ઘર આગળ કૂવા જાજરૂનો ઉપયોગ વધતો જાય છે. આથી કરીને મનુષ્યના મળમૂત્રનો નકામો વ્યય થઈ રહ્યો છે. આવાં જાજરૂઓ બંધ કરાવવાં જોઈએ. અને તેને બદલે ગામની ચારે બાજુ જુદાં જુદાં સ્થળોએ બેસવી શકાય તેવાં જાજરૂ ઊભાં કરવાં જોઈએ. આ જાજરૂ નીચે દોઢ ફૂટ પહોળી અને દોઢ ફૂટ ઊંડી ચણેલી નીક રાખવી અને તેમાં પડેલાં મળમૂત્ર માટીથી દાબી દેવાં. દરેક ગામડાંમાં આ રીતે અમુક પ્રમાણમાં ખાતરનો વધારો થશે.

દરેક ગામની ગોચર જમીનમાં બાવળનાં ઝાડ ઉછેરવાની યોજનાઓ ગ્રામસમિતિઓ તરફથી થવી જોઈએ. બાવળની પાલીનું ખાતર ઘણું ઉત્તમ ગણાય છે. ઉપરાંત રસ્તાની બન્ને બાજુની વાડ નીચેની માટી ઝાડવાંનાં પાંદડાં અને ભાજીપાલા સાથે ભળીને સારા ખાતરની ગરજ સારે છે. સૌરાષ્ટ્રમાં બળતણની અછતને લઈને છાણને બાળવાના ઉપયોગમાં લેવાય છે આ રીત અટકવી જોઈએ. ગ્રામસમિતિઓએ ગામડાની પંચવર્ષીય યોજનાઓ તૈયાર કરી દરેક ખેડૂતે બળતણ માટે જોઈતાં ઝાડ પાંચ વર્ષની અંદર પોતાના ખેતરમાં પૂરતા પ્રમાણમાં ઉછેરવાની ફરજ પાડવી કે જેથી આ યોજનાનો સમય વીત્યા બાદ છાણને બળતણ માટે ઉપયોગમાં લેવાની જરૂર ન રહે.

અગાઉના વખતમાં ગુજરાતમાં દરેક ગામના તળાવની બાજુમાં નાનું ધોયું (નાનકડું તળાવ) રહેતું. પહેલા વરસાદ સાથે ગામમાંથી અને ખેતરોમાંથી તણાઈ આવેલો કચરો આ ધોયામાં ઠરતો. અને ઉપરથી નીતરતું પાણી તળાવમાં જતું. પાણી સૂકાઈ ગયા બાદ ધોયામાં ઠરેલો કાંપ ખેડૂતો પોતાના ખેતરમાં ખોદી જતા. આ ધોયાં દરેક જગ્યાએ હવે પૂરાઈ ગયાં છે. ગ્રામસમિતિઓએ ખેડૂતોના સહકારથી અને તેમના શ્રમથી આવાં ધોયાં ફરીથી તૈયાર કરવાની યોજનાઓ ઘડવી જોઈએ. વધારે અનાજ ઉગાડવાની ઝુંબેશને આથી વેગ મળશે.

કુદરતે જમીનને ફળદ્રુપ બનાવવા જમીનના પેટાળમાં અસંખ્ય અળસિયાં સંઘર્યાં છે. ચોમાસું આવતાં આ અળસિયાં જમીનની સપાટી ઉપર આવી પોતાની અઘારથી જમીનને ફળદ્રુપ બનાવે છે. આ અળસિયાંનું પ્રમાણ વધારવા માટેનું સંશોધન પ્રયોગશાળામાં થવું જોઈએ. રસાયણિક ખાતરોના ઉપયોગથી આ અળસિયાં ઉપર માઠી અસર ના થાય તેવી જાતનાં ખાતરો તૈયાર થવાં જોઈએ. રસાયણિક ખાતરોથી જમીનની ફળદ્રુપતાને લાંબે ગાળે માઠી અસર નહિ પહોંચે તેની ખાતરી ખેડૂતોને કરાવવી જોઈએ. અને આ ખાતરો આર્થિક રીતે ખેડૂતોને પોસાય તે રીતે તેની કિંમત સરકારે રાખવી જોઈએ. આપણી શાળાઓ અને કોલેજોમાં ચોમાસાના વખતમાં વાવણી, નીંદણી, કાપણી, લણણી વગેરે મોસમોમાં રજાઓ પાડવી જોઈએ. અને વિદ્યાર્થીઓ ખેતરોમાં

ખેડૂતોને કામમાં મદદ કરે તે જાતની વિગતવાર યોજના ઘડી કાઢવી જોઈએ. આમ કરવાથી ઊગતી પ્રજામાં શ્રમનું મહત્ત્વ વધશે અને વિદ્યાર્થીવર્ગ ખેતીના પ્રશ્નમાં રસ ધરાવતો થશે.

ખેતીને લગતાં સંશોધનકેન્દ્રો ગામડામાં બેસવવાં જોઈએ. અત્યારના સંશોધનકેન્દ્રોમાં ખાતર પાણી વગેરેની પૂરતી જોગવાઈ કરીને નાનકડા ક્યારામાં જે રીતે અનાજ ઉગાડવામાં આવે છે તેની અસર ગામડાં સુધી પહોંચતી નથી. ગામડાંનાં ટૂંકાં સાધનો, ઓછાં ખાતર, ખેડૂતોને મળતાં બીયાં અને તેમની ખેતી કરવાની રીતરસમોને ધ્યાનમાં રાખીને તેમનાં જ ખેતરોમાં, તેમની જ મહેનતથી અને તેમની જ નજર નીચે તેમની આર્થિક સ્થિતિને પોસાય તેવા ઉપાયો અને સાધનોથી અનાજના ઉત્પાદનમાં વધારો કરવાના પ્રયોગોમાં જેટલી સફળતા સંશોધનકેન્દ્રો મેળવી શકશે તેટલે અંશે જ અનાજની અછતનો પ્રશ્ન આપણે ઉકેલી શકીશું.

વાર્ષિક ૨૫ થી ૩૦ લાખ ટનની અછતને પહોંચી વળવા ઉપરાંત દર વર્ષે ૪૫ થી ૫૦ લાખની વસ્તીના વધારા માટે પણ બીજું વધારાનું અનાજ ઉત્પન્ન કરવું પડશે. આપણી પાસે ખેડાણ જમીનો મર્યાદિત છે. ઉપરાંત ગમે તેટલી યોજનાઓ ઘડવા છતાં અનાજમાં અમુક પ્રમાણમાં જ વધારો થઈ શકશે. માટે જો વસ્તીના વધારાને નિયંત્રણમાં રાખવામાં નહિ આવે તો અનાજના પ્રશ્ન ઉપરાંત રાષ્ટ્રનાં બીજાં ઘણાં ક્ષેત્રોમાં થોડાં વર્ષોમાં ગંભીર કટોકટી ઊભી થશે. રાષ્ટ્રના નવઘડતર સાથે વસ્તીના વધારાનો પ્રશ્ન બહુ જ ગાઢ રીતે સંકળાયેલો છે. દેશના દરેક નાગરિકે આ સંબંધી ગંભીર વિચાર કરવો જોઈએ.

દુનિયામાં વધુ વિકસિત રાષ્ટ્રોની સરખામણીમાં આપણે બસો વરસ પાછળ છીએ. આપણી સાધન સંપત્તિનો ઝડપી વિકાસ સાધીને આ રાષ્ટ્રોની હરોળમાં માનભર્યું સ્થાન મેળવવા આપણે ભગીરથ પ્રયત્નો કરવા પડશે. ભૌગોલિક રીતે ભારતનું સ્થાન એશિયાના ઇતિહાસમાં અનોખું છે. આપણા દેશમાં સારા નરસા જે કાંઈ બનાવ બને છે, તેની અસર આખા એશિયા ઉપર પહોંચે છે. ભારત જ્યારે સંસ્કૃતિની ટોચે પહોંચ્યું હતું અને તેને ઘરઆંગણે સુખ અને સમૃદ્ધિ છલકાતાં હતાં ત્યારે એશિયાનાં બીજાં રાષ્ટ્રો પણ સમૃદ્ધ હતાં. પરંતુ આપણી પડતી થઈ તેની સાથે એશિયાના બીજા દેશો ઉપર પણ અંધકાર છવાઈ ગયો અને આપણી જેમ તે બધા દેશો પરદેશી હકૂમત નીચે આવી ગયા. ભારત સ્વતંત્ર થતાં આખા એશિયા ઉપર તેની અસર પહોંચી છે, અને હવે બધા દેશો ગુલામીની જંજીરો ખખેરી નાખી તેમના વિકાસ માટે પ્રવૃત્તિશિલ બન્યા છે. આપણે આપણી મુશ્કેલીઓનો સામનો જે રીતે કરીશું તેની અસર એશિયા ઉપર અવશ્ય પહોંચવાની છે.

અનાજની સમસ્યા ઉકેલવામાં આપણે આપણી બધી જ શક્તિઓને કેન્દ્રિત કરીને શ્રમ, વ્યવસ્થા અને સંગઠનનો દાખલો જગતને પૂરો પાડવાનો છે. આધ્યાત્મિક બાબતોમાં આપણે દુનિયાને આજ સુધી દોરવણી આપતા આવ્યા છીએ હવે મનુષ્ય જીવનના વિકાસમાં શ્રમનું ગૌરવ સ્થાપીને એશિયાના અર્ધ-વિકસિત દેશોને દોરવણી આપવાની નૈતિક જવાબદારી ઇતિહાસે આપણે માથે નાખી છે.



છેલ્લા ત્રણ વર્ષ દરમ્યાન હાથસાળ કાપડની નિકાસવડે મળતા વિદેશી હુંડિયામણમાં એકધારો વધારો થયો છે. ૧૯૫૩–૫૪ માં હાથસાળ કાપડની નિકાસમાંથી રૂા. ૮૨૨ લાખ જેટલી કિંમતના, અને ૧૯૫૬–૫૬માં રૂા. ૮૪૯ લાખ જેટલી કિંમતના વિદેશી હુંડિયામણની પ્રાપ્તિ થઈ હતી.





બકુલ ત્રિપાઠી

# પરીક્ષાઓ અને પરિણામો

પરીક્ષાઓ અને પરિણામોની વીતેલી મોસમ ઉપર માર્મિક શૈલીમાં પ્રહાર કરતા આપણા જાણીતા નિબંધિકાકાર એક સરસ લેખ રજૂ કરે છે. પરીક્ષા–પદ્ધતિ અને પરિણામો વિષે જે રમૂજો રજૂ કરે છે તે આપણને ખડખડાટ ન હસાવે તો ય હોઠ તો મલકે જ...

હવે પરીક્ષાર્થીઓની ચિંતાઓનો અંત આવ્યો છે. ઘણાં નસીબદાર નીકળ્યાં છે, ઘણાં કમનસીબ નીવડ્યાં છે. રોજ રોજ છાપામાં કો'કની કો'ક પરીક્ષાનાં પરિણામો આવતાં એ હવે પૂરું થવા આવ્યું. 'નંબરો'ની લેવડદેવડ પૂરી થઈ, દેવોની બાધાઓ માનવાનું—પરીક્ષકો તથા બીજા દેવોની માનતાઓ માનવાનું—નૈવેદ્ય ધરાવવાનું પૂરું થયું.

રોજ રોજ વરસતા આ બધાં પરિણામો જોઈને જીવ બાળતા મારા એક મિત્ર કહે, 'આ બધી પરીક્ષાઓ લેવાય છે ને પરિણામો અપાય છે પણ એ બધાંનો કશો જ અર્થ નથી.'

'કેમ?' મેં પૂછ્યું.

'કારણ આ બધી પરીક્ષાઓ પરીક્ષાઓ જ નથી. માત્ર જુગાર છે. હોશિયાર છોકરાંઓ રહી જાય છે અને ડોબાંઓ પણ પાસ થઈ જાય છે! આખું વરસ વાંચી વાંચીને આંખો દુખાડનારાંઓ બે માર્ક માટે ધક્કે ચડી જાય છે, જ્યારે પરીક્ષાના અઠવાડિયા પહેલાં કઈ ટેક્સ્ટબુક ચાલે છે એનીય જેમને ખબર નથી હોતી એવાંઓ પાસ થઈ જાય છે!' એક વડીલ કહેતા હતા કે આજકાલ પરીક્ષાઓમાં માર્ક આપવા માટે ખાસ નવી રીત દાખલ કરવામાં આવી છે. પરીક્ષકો પેપરો ઘેર લઈ જાય છે પછી સામે એક મોટું ટેબલ મૂકી પેપરનો થોકડો એના પર ફેંકે છે. જે વિદ્યાર્થીઓનાં પેપરો ટેબલ પર પડે છે તેમને પાસ જાહેર કરવામાં આવે છે અને જેમનાં પેપર્સ જમીન પર પડી જાય છે એ નાલાયકોને નપાસ જાહેર કરવામાં આવે છે.

અમારા પડોશમાં એક ચતુર્ભુજભાઈ હતા જેમની પરીક્ષા સાથે કુસ્તી કરવાની રીત આપણને પ્રેરણા આપે એવી હતી. પહેલવાનો જેમ કલાકોના કલાકો માલિસ કરવામાં બગાડે છે તેમ એ પણ દિવસનો લગભગ આખો સમય વાંચનની 'તૈયારી'માં ગાળતા. સવારે એ મિત્રોને ઘેર ફરી એ લોકોએ ઉતારેલી નોટો ભેગી કરતા. અને 'આ વર્ષે પેપર અઘરાં નીકળશે કે કેમ?' એ વિષય પર વિદ્વત્તાભરી ચર્ચા કરતા. બપોરે એ ઊંઘી જતા—રાતે બરાબર જાગી શકાય એ ઉદ્દેશથી સાંજે એ મનને તાજું કરવા બગીચામાં ફરવા જતા, રાતે છેલ્લા શોમાં એકાદી ફિલ્મ જોઈ આવતા, જેથી રાતના ૧૨ાા–૧ વાગ્યા સુધી જાગતા રહેવાય. પછી ઘેર જઈ વાંચવાની તૈયારી કરતા. ચોપડીઓનો ઢગલો કરી 'અડધોએક કલાક ઊંઘ લઈ તાજો થઈને વાંચવા બેસું,' કહી બે વાગ્યાનું એલાર્મ મૂકી સૂઈ જતા. બે વાગે એલાર્મ વાગતું એટલે એ તો ન ઊઠતા પણ એમની સાથે વાંચનારો મિત્ર ઊઠતો. એ ઊઠીને ચા બનાવી અઢી વાગે ચતુર્ભુજભાઈને ઊઠાડવા માંડતો.

ચતુર્ભુજભાઈને ઊઠાડવાની પણ એક ખાસ વિધિ છે. પહેલાં એમનો મિત્ર ચારપાંચ બૂમો પાડતો. પછી ઢંઢોળવાનું શરૂ થતું. ખૂબ ઢંઢોળ્યા પછી એમની ઊંઘ ઊડતી. પણ ઊંઘ ઊડતી એનો અર્થ એ નહીં કે એ જાગી જતા. માત્ર પથારીમાં બેઠા થઈ, 'સા... મહેન્દ્ર! કોઈ ઊંઘે એમાં તારા બાપનું શું જાય છે?' એમ કહીને ફરીથી પાસું ફેરવીને સૂઈ જતા. છતાંય વફાદાર મિત્ર એમનો પ્રયત્ન ચાલુ રાખતો તો અંતે અઢી ત્રણ વાગે એ ઊઠતા. બે વાગે થયેલી ચા અઢી–ત્રણ વાગે ઠંડી પડી ગઈ હોય એટલે, 'એમ કર, ચા ગરમ કરી નાખને દોસ્ત! ગરમ થાય એટલે મને તરત જ ઊઠાડજે.' એમ કહી એ ફરીથી સૂઈ જતા. ત્રણેક વાગે ઊઠી ગરમ ચા પી, મોં બો ધોઈ એ અભ્યાસનો આરંભ કરતા.

અડધાએક કલાકને અંતે એ 'આજે હવે કયો વિષય



વાંચવો ' એ નક્કી કરી નાખતા. સાડાત્રણથી ચાર સુધી એ વિષય વાંચતા પણ ખરા. પણ અડધા જ કલાકના વાચન પછી એમને યાદ આવતું કે આ વર્ષે તો લૉજીકનાં પેપર પ્રો. કરવરકર કાઢવાના છે એટલે સહેલાં જ હશે, એટલે લૉજીક બહુ વાંચવાની જરૂર નથી. ' તો કાલથી હવે હિસ્ટરી શરૂ કરીશું ,' એમ નક્કી કરી ચાર ને દસ મિનિટે ફરીથી સૂઈ જતા—તે છેક સવારે આઠ સુધી.

સવારે ઊઠી, પરવારીને એ મિત્રોને ત્યાંથી ' હિસ્ટરી 'ની નોટો ઊધરાવવા નીકળી પડતા...

આ એમનો રોજના વાંચનનો કાર્યક્રમ ! પણ આવી પ્રચંડ તૈયારીઓ છતાંય એ પાસ થઈ ગયા ત્યારે એમને જગાડનારો અને ચા બનાવી આપનારો, દિવસમાં સત્તર કલાક વાંચનાર પેલો દોસ્ત નપાસ થઈ ગયો !

આવું જ્યારે જોઈએ છીએ ત્યારે પેલા વડીલની વાત ખરી લાગ્યા વિના રહેતી નથી. આખું વર્ષ છેલ્લી બેંચે બેસી સીટીઓ વગાડનાર પાસ થઈ જાય છે જ્યારે ચાતક વર્ષાબિંદુ ઝીલે એટલી આતુરતાથી અથવા તો નવોસવો પ્રેમી પ્રિયાના શબ્દો ઝીલે (કે વાઈસેવર્સા) એટલા ઉત્સાહથી શિક્ષકના શબ્દો ઝીલનારને નસીબે, ફરીથી એના એ વર્ગમાં એના એ શિક્ષકના એના એ શબ્દો ઝીલવાનું આવે છે. પુસ્તકોનું ખૂબ પ્રેમથી વાંચન કરનાર પર પુસ્તકોને એટલો બધો પ્રેમ ઊભરાઈ જાય છે કે બીજા વર્ષેય એને એનાં એ પુસ્તકો વાંચવાં પડે છે જ્યારે પુસ્તકો જોડે માંડ પરીક્ષાનું આગલું એકાદ અઠવાડિયું સંબંધ રાખનારાઓથી પુસ્તકો એટલાં ગભરાઈ જાય છે કે ફરીથી બીજા વર્ષે એ વિદ્યાર્થીની આગળ એ ઢુંકતાં પણ નથી. વિદ્યાર્થી ઉપલા ધોરણમાં ચડી જ જાય છે.

આનું કારણ અમારા પેલા વડીલને મતે, ટેબલ પર પેપર ફેંકી જેના પેપર નીચે પડી જાય એને નપાસ ગણવાની પરીક્ષકોની ખાનગી રીત છે. જ્યારે બીજા કેટલાક વળી બધો જશ ' નશીબને ' અને ગ્રહોને આપે છે. અમારા એક શિક્ષક મિત્ર દર વર્ષે એસ. એસ. સી. ના પરિણામ આવ્યા પછી એમાં પાસ થયેલાઓનાં નામોનું એનેલીસીસ કરીને શોધી કાઢે છે કે એ વર્ષે કયું નામ નશીબદાર છે. ' આ વર્ષે નેવુ ટકા મણિલાલો પાસ થયા જ્યારે છગનલાલ નામના મોટા ભાગના ઊડી ગયા. જે જે છોકરીનું નામ સુશીલા હતું એ બધી જ લગભગ પાસ થાય છે જ્યારે શાંતાઓ બિચારી (એક સિવાય) બધી જ નાપાસ થાય છે.' એમની સ્કૂલમાં પાસ નાપાસની યાદી આવ્યા પછી એકાદ અઠવાડિયા સુધી એમનો એ જ ધંધો રહેતો.

આમ પરિણામ આવી ગયા પછી એ દર વખતે ક્યાં નામો નશીબદાર છે અને ક્યાં નામો કમનશીબ છે એ શોધી શકતા. પરીક્ષાર્થીઓના કમનશીબે એમની આ શોધ પરિણામ આવી ગયા પછી જ થતી, પહેલાં નહીં ! નહીંતર તો વિદ્યાર્થીઓ પોતાનાં નામ બદલીને નશીબદાર નામે પરીક્ષામાં બેસત.

જોશીઓ પણ અમુક રાશિ નશીબદાર છે અને અમુક નહીં એવી જાહેરાતો કરી, પરીક્ષામાં પરિણામ ગ્રહોને આધારે જ આવે છે એ જાહેર કરી આપે છે. જે આંકડાઓનો સરવાળો ત્રણ કે ત્રણથી ભાગી શકાય એવી રકમનો આવે તે પાસ થાય જ થાય એમ પણ એક મિત્ર માને છે. પણ ગયે વખતે ૧૩૫૨૭ નંબરવાળો એમનો નાનો ભાઈ નાપાસ થયો ત્યારથી એમણે એમાં સુધારો કર્યો છે,-સરવાળો માત્ર એકી આંકડાનો જ કરવો જોઈએ, બધા આંકડાનો નહીં. જો એકી આંકડાનો સરવાળો ત્રણથી ભાગી શકાય એવી રકમનો આવે તો એ પાસ થાય જ થાય એમ એ ' છાતી ઠોકીને ' કહે છે. એવો નંબર હોવા છતાં નપાસ થયેલો કો'કનો દાખલો એમને બતાવવામાં આવે છે તો એ કહે છે, ' એવા કો'ક એકસેપ્શનલ કેસીઝની વાત જુદી છે. માત્ર મોટે ભાગે તો આવા નંબરવાળા પાસ થાય જ થાય. હું છાતી ઠોકીને કહેવા તૈયાર છું. '

'વેંડછી માતાની બાધા રાખે તે કદી નાપાસ થાય જ નહીં.' 'બસ રોજ સવારે દસ વાર નમઃશિવાયનો જપ કરી જા, અને પછી તાકાત નથી કે કોઈ તને નાપાસ કરી શકે.'

'ગાયના શુકન નહોતા તો ય નીકળ્યો ત્યારથી જ મને તો ખાતરી હતી કે તું નાપાસ થવાનો છે...'

'હવે કોંગ્રેસ રાજ્ય થયા પછી બધા હરિજન વિદ્યાર્થીઓને પાસ કરવામાં આવે છે. જ્યારે બ્રાહ્મણો અને ઊંચ વર્ણના પેપર કડક તપાસવામાં આવે છે.'

પરીક્ષાનાં પરિણામો અંગે આવી અનેક 'થીયરીઝ,' રજૂ કરવામાં આવે છે. પણ એ બધાનો મધ્યવર્તી સૂર તો એક જ છે, આજકાલ પરીક્ષાઓ નસીબ પર આધાર રખાવતી થઈ ગઈ છે, પરીક્ષા તો માત્ર જુગાર બની ગઈ છે.

'આવી પરીક્ષાઓનો કંઈ અર્થ જ નથી. એ પદ્ધતિ જ કાઢી નાખવી જોઈએ' એમ આ બધાને અંતે ઘણા તારતમ્ય કાઢે છે.

મને લાગે છે પરીક્ષાઓ જુગાર જેવી થઈ ગઈ છે એટલે એ દૂર કરવી જોઈએ એ દલીલ તદ્દન વજૂદ વગરની છે. સાચું પૂછો તો પરીક્ષા જુગાર જેવી થઈ ગઈ હોય તો તો એ પદ્ધતિને જરૂર ઉત્તેજન આપવું જોઈએ. આનું એક ખાસ કારણ છે. જો પરીક્ષાનું પરિણામ વિદ્યાર્થીના વાંચનને બરાબર અનુરૂપ જ આવતું હોય તો તો તાત્કાલિક તો એમાં વિદ્યાર્થીનું ભલું થયું લાગશે પણ હકીકતમાં એથી એને નુકશાન થશે. જીવનમાં આપણાં કાર્યોનાં ફળ આવી રીતે મળતાં જ નથી. એમાંય અકસ્માતનું તત્ત્વ ઘણો મોટો ભાગ ભજવે છે.

અઢી મહિના જેલ જઈ આવેલા આઝાદી આવ્યા પછી નેતા થઈ શકે છે જ્યારે લડતમાં હાથપગ ગુમાવી બેઠેલા હજીય મિલમાં મજૂરી કર્યા કરે છે. સાહિત્યસર્જનની શક્તિ કરતાં વિવેચક–ચરણ–સેવાની બાબતમાં વધુ પ્રતિભા ધરાવનારાઓ મહાન સાહિત્યકાર બની જાય છે, જ્યારે ખરા સર્જકોનો કોઈ ભાવ નથી પૂછતું. જિંદગી છે જ આવી. એનું ખાતું આવું વિચિત્ર છે. લાયકને દુઃખ મળે છે. નાલાયકને સુખ. એટલે જ તો ભગવાન કૃષ્ણે આપણને ફળની આશા છોડીને કામ કરવાની સલાહ આપવી પડેલી ને?

પરીક્ષાનાં પરિણામો પણ કોઈ તાર્કિક પાયાને બદલે માત્ર અકસ્માતો પર, નસીબ પર જ આધાર રાખતાં થઈ ગયાં હોય તો તો એ વિદ્યાર્થીઓની આગળ જિંદગીનું સાચું ચિત્ર રજૂ કરે છે. આવી પરીક્ષાના અનુભવે ઘડાયેલો વિદ્યાર્થી જિંદગીની સાચી ફિલસૂફી મેળવી લે છે! પ્રયત્ન અને ફળને કંઈ ઝાઝો સંબંધ નથી એ મહામોંઘું જ્ઞાન પરીક્ષાની આવી (નસીબ પર, ગ્રહો પર, અકસ્માત પર આધાર રાખનારી) પદ્ધતિ દ્વારા વિદ્યાર્થીને મળી રહે છે, અને એ જ આવી પરીક્ષા–પદ્ધતિનો મોટામાં મોટો ફાયદો છે એમ અમને લાગે છે!

★

મોટાં ઝાડ બહુ ધીરેધીરે ઊગે છે અને એ માટે વૈજ્ઞાનિકોને વરસોનાં વરસો સુધી રાહ જોવી પડે છે. આથી ઝાડની નવી જાત પેદા કરવા કે તેને સુધારવા માટે એક પેઢી પૂરી પડતી નથી. પરંતુ મોસ્કોના પ્રોફેસર લિયોનિદ પ્રાવદીને આનો રસ્તો શોધી કાઢયો છે. તે સૂચવે છે કે પૂરેપૂરા વિકસેલા ઝાડની ડાળી લઈને તેની બીજા એ જ જાતના ઝાડ ઉપર કલમ કરવી. તેથી બે કે ત્રણ વર્ષમાં તેના પર ફૂલો બેસશે અને ફળો આવશે.

મોટાં ઝાડની ઘટામાં ફૂલો ૨૫ થી ૩૦ મિટર ઊંચા થતાં હોય છે અને વૈજ્ઞાનિકને પ્રયોગાત્મક નિરીક્ષણ માટે એટલે ઊંચે પહોંચવું મુશ્કેલ બને છે. એવે વખતે પ્રા. લિયોનિદની ઉપલી યુક્તિ ઘણી કામિયાબ નીવડે છે.



'સેવકરામ'

# ગામડાનું સ્વાર્થી માનસ

સ્વાર્થ તો દરેકમાં ભર્યો પડ્યો છે. પણ ગામડાંઓમાં કેવો કેવો સ્વાર્થ ભર્યો પડ્યો છે તે આ વખતના હપ્તામાં તાદૃશ્ય થાય છે. ગ્રામજનોનું માનસ સાવ નિર્દોષ પણ હોય છે તેમ એકદમ સ્વાર્થી પણ હોય છે એ તો આ પ્રસંગો જ કહે છે...

લોકોમાં એવી માન્યતા ઘર કરી બેઠી છે કે જાણે સ્વાર્થ વગર કોઈ કશું કામ ન કરે. રાજકીય પક્ષો માટે તો ગ્રામજનતા એમ માને જ છે.

'ભાઈ! લાભ વગર લાલો લોટે નહિ.'

'કંઈક ખાવાનું હશે ત્યારે જ એ એમાં ભળ્યા હશે.'

'સ્વાર્થ વગર કોઈ ઘરના રોટલા ખાઈને સેવા કરવા નીકળે એમ નથી.'

અને બન્યું છે પણ એમ જ કે રાજકારણમાં પડનારા છેલ્લા દાયકામાં 'તાલેવંત' બની ગયા છે. બધાય લીલાછમ બન્યા છે. કોઈએ કોન્ટ્રેક્ટમાં ભાગ રાખ્યો છે. કોઈએ લાયસન્સ અપાવીને ગજવાં તર કર્યાં છે. કોઈએ વેપારમાં કમાણી કરી છે. આમ આ કહેવાતા 'લોકસેવકો' માતાના પોઠિયાની પેઠે તર થયા છે.

એવાના ખ્યાલથી જ તો એક ગામમાં મને એક બે જણાએ સવાલ કર્યો:

'તે સેવકરામ, તમે ખભે ઝોળી ભરાવીને ફરો છો તે તમને કેટલો પગાર મળે છે?'

સવાલ સાંભળીને હું હસી પડ્યો. લોકોયે કેવી કલ્પના કરે છે! હું કંઈ જવાબ આપું ત્યાં બીજાએ ટાપશી પૂરી:

'તો એમનેમ તે કોઈ આંટાફેરા કરતું હશે. કામ કરે છે તે પગાર તો લે જ તો!'

અને એક આધેડ વયના ભાઈએ તો જાણે પગાર પર મહોર મારી દીધી:

'એમ કહો કે સેવકરામે તો પગાર ખાઈનેય આપણું કામ કરે છે. આવીને ખબર અંતર પૂછે છે. બીજા તો ઉપરથી હવાલદારી કરે છે.'

અને પછી તો 'સેવકરામ'નાં ગુણગાન ચાલ્યાં. આ લોકોને કઈ રીતે સમજાવું કે હું તો રહ્યો સાધુ-સંન્યાસી જેવો, પરિવ્રાજક. મારે વળી પગાર કેવો, સંસાર કેવો, ઘર કેવું! અને પગારને કરવાનો પણ શું! જેમ સાધુને ચપટી લોટ મળી રહે છે એમ મને બે ટંક ખાવાનું તો મળી રહે છે. પછી મારે બીજું જોઈએ પણ શું!'

પણ લોકો મને પગારદાર નોકર માની બેઠા એમાં એમનો પણ શો વાંક! તેમણે નિઃસ્વાર્થ સેવાનો અનુભવ ન કર્યો હોય ત્યાં શું થાય!

*

આવો જ અનુભવ એક સેવાભાવી શિક્ષકે કહી સંભળાવ્યો.

અલબત એ સરકારી શાળાના શિક્ષક છે. પગારદાર શિક્ષક છે. પણ સાચા અર્થમાં સેવાભાવી છે. એ જે ગામમાં પહેલા શિક્ષક હતા ત્યાં મેં એમનું કામ જોયેલું છે.

એ ગામમાં પ્રૌઢ શિક્ષણના વર્ગ ચલાવતા. દર મહિને વિદ્યાર્થીઓને આગળ કરી ગ્રામસફાઈ કરાવતા. ગામમાંથી અસ્પૃશ્યતાની સૂગ ઓછી થાય એ માટે લોકશિક્ષણ આપતા. જેમને રળી ખાવાનું સાધન ન હોય તેમને અંબર ચરખા પણ અપાવેલા. તેમની પ્રવૃત્તિઓને લીધે ગામમાં ઉત્સાહનું વાતાવરણ સર્જાયું હતું. ગામમાં ભણનારા પડ્યા હતા. જે હોંશિયાર વિદ્યાર્થીઓ હતા તેમને આગળ ભણવાની એ પોતે જ વ્યવસ્થા કરી આપતા. ગામનાં સાર્વજનિક કાર્યોમાં એ રસ લેતા. ગામમાં શાળાનું મકાન ન હતું. શાળા મંદિરમાં બેસતી હતી. એમના પ્રયત્નથી ગામમાં શાળાનું મકાન થયું હતું. એના ઉદ્ઘાટન પ્રસંગે હું ત્યાં ગયેલો. એવા ઉત્સાહી અને સેવાભાવી શિક્ષકની બદલી બીજે ગામ થઈ છે. એ ભેટી ગયા એટલે





મારાથી સહજ સવાલ પૂછાઈ ગયો :

'કેમ માસ્તર કેમ ચાલે છે! નવા ગામમાં ગોઠી ગયું ને!'

અને માસ્તરે સહેજ મલકાઈને કહ્યું:

'સેવકરામ! ગોઠી જવાનું તો શું...ગામડાં તો બધે એનાં એ છે. પણ આ ગામમાં જરા વિચિત્ર અનુભવ કરી રહ્યો છું.'

ને માસ્તરે મને વિગતથી વાત કહી.

ગામની શાળામાં વિદ્યાર્થીઓની સંખ્યા ઓછી છે. આ શિક્ષકભાઈએ ગામમાં ફરીને તપાસ કરી તો ઠાકરડા અને હરિજનનાં બાળકો ભણવા આવતાં નહોતાં. એ રીતે કારીગર વર્ગમાંથી પણ પૂરતી સંખ્યામાં છોકરાં ભણવા આવતાં નહોતાં. માસ્તર ફરીફરીને છોકરાંની યાદી તૈયાર કરતા હતા. તેમનાં વાલીઓને વિનવતા હતા કે છોકરાંને ભણવા મોકલો.

પણ લોકો કામના લોભમાં અને અજ્ઞાનતામાં લક્ષ આપતા નહોતા. એ લોકો મોટે ભાગે મજૂરીએ જતાં. એટલે ઘેરં છોકરાંને સાચવવા કે રમાડવા આ કિશોરોને રાખતા. કેટલાક સાથે કામે લઈ જતા. કોઈને ભણાવવાની અગત્ય સમજાતી નહોતી કે આ ઉંમર ભણવાની છે એ વાત ગળે ઊતરતી નહોતી.

માસ્તર ખૂબ આગ્રહ કરતા એટલે કેટલાકને શંકા પેઠી : 'નક્કી, માસ્તરનો આમાં સ્વાર્થ હોવો જોઈએ.'

'અરે માસ્તરને છોકરા દીઠ એક રૂપિયો આપે છે. એટલે માસ્તર વધુ પગાર લેવા છોકરાં ભેગાં કરે છે.'

'તો સ્વાર્થ વગર તે કોઈ આટલાં વાનાં કરે કે! એને ઠીક છે કે દસપંદર છોકરાં વધે તો એટલો પગાર વધે. પણ કામ ખોટી કરીને કુણ ભણવા મોકલે.'

'ભણીને યે શું કાંદા કાઢવાના હતા! આપણા નસીબમાં મજૂરી લખાઈ છે તે ઓછી ગાદી મળવાની છે!'

બસ આખા ગામમાં હવા ફેલાઈ ગઈ છે કે માસ્તર તો સ્વાર્થને લીધે, પોતાને વધુ પગાર મળે તે માટે ઘેરઘેર ફરીને છોકરાં ભેગાં કરે છે, આને લીધે કેટલાયે માણસોએ તો 'ના રે, અમારે તો કાંઈ છોકરાં ભણાવવાં નથી.'

અરે એક જણાએ માસ્તરને કહ્યું પણ ખરું,

'માસ્તર એક શરતે છોકરાને મોકલું, તમને છોકરા દીઠ રૂપિયો મળે છે એમાં આઠ આના તમે રાખો અને આઠ આના મને આપો...બોલો શરત છે કબુલ! માસ્તર અવાક બની આ ભાઈ સામે તાકી રહ્યા! એ પ્રસંગની કથની કહેતાં તેમણે મને અંતમાં કહ્યું: 'સેવકરામ! આ છે એ ગામડાનો સમાજ! અહીં તો લોખંડના ચણા ચાવવા જેવો અનુભવ થઈ રહ્યો છે. મહિના માસથી મથું છું, ત્યારે ચાર નવા છોકરાને ભણવા લાવી શક્યો છું. ગામ એટલું બધું પછાત છે કે નવી હવા જ લાગતી નથી. પણ હું હિંમત હાર્યો નથી. મને વિશ્વાસ છે કે લોકો પર નિઃસ્વાર્થ સેવાની નક્કર અસર થશે.'

આ શિક્ષકભાઈનો ઉત્સાહ જોઈ હું હરખાયો. બાકી આવો અનુભવ બીજાને થયો હોય તો, 'મારે શું? છોને લોક ખાડામાં પડતાં અને અંધારામાં અથડાતાં' કહી દૂર રહે. પણ આ સેવાભાવી શિક્ષકભાઈ 'મીશનરી સ્પીરીટ'થી કામ કરી રહ્યા છે.

જો થોડાક પણ આવા સાચકલા લોકો મળે તો જ લોકોને પણ નિઃસ્વાર્થ સેવાનો પરિચય થાય.

*

ગામડાના લોકો દરેક વાતમાં 'સ્વાર્થ' જુએ છે તેનું મુખ્ય કારણ એ દેખાયું છે કે એ લોકો સ્વાર્થપરાયણ છે. સ્વાર્થ વગર એ લોકો કંઈપણ કરવા તૈયાર નથી. આમ આખો દિવસ બેકાર બેસી રહ્યા હશે. ગામ ગપાટાં મારતા હશે પણ કોઈને એમનેમ ટેકો નહિ કરે. એકવાર મારે દવા વહેંચવા એક ગામથી બીજે ગામ જવાનું હતું. દવાપેટી લઈને મારે ફરવાનું હતું. એવામાં પગે કંઈ વાગ્યું હતું એટલે પાકતું હતું. એથી પેટી ઊંચકીને ચાલી શકાય એમ નહોતું. એટલે ગામમાં દવાઓ વહેંચી હું બીજે

ગામ જવા તૈયાર થયો. ગામ વચ્ચે પાંચ સાત જણ બેઠા હતા. તેમને સંબોધીને મેં કહ્યું,

'તમારામાંથી કોઈ આવો, આ દવાની પેટી મને પેલા ગામ પહોંચાડી આપો.'

તો મારા આશ્ચર્ય વચ્ચે કોઈ ઊભું ન થયું. એક જણ બીજાને કહે, બીજો વળી ત્રીજાને હુંસો મારે અને ત્રીજો ચોથાનું નામ દે. પણ કોઈ એમ ન કહે કે ચાલો હું તમારી સાથે આવું છું.

મેં એક બે જણને નામ દઈને કહ્યું તો એક જણે બખાડો કર્યો :

'મુખીને કહોને, ધણીએ ચોકીઆત મોકલશે.'

તો એક ડોસાએ ટોણો માર્યો,

'વેઠના વારા તો તમે કઢાવ્યા છે. નહિ તો વારા-વાળો હાકુરદો વેઠે આવત.'

'પણ આમાં વેઠની પણ શી જરૂર છે અને મુખીને પણ કહેવાની શી જરૂર છે. તમારામાંથી ગમે તે એક જણ ઊભા થાઓને! માઈલ જેટલે તો જવું છે.'

'એમ તો કયો નવરો હોય તે આવે.'

'તમે બધા નવરા જ છો ને! અત્યારે શું કામ કરો છો?'

'તો ગામ વચ્ચે બે ઘડી બેસીએ પણ નહિ?' ને મારા પર બધો રોષ કાઢતા હોય તેમ એ ભાઈએ ઊભરો ઠાલવ્યો,

'તમારે શહેરવાળાને ખુરશીમાં બેસવું, પલંગમાં લાંબા પગ કરીને પડવું છે એનું કોઈને કંઈ લાગતું નથી. ને ગામડાવાળા અત્યારે ઉનાળાના દા'ડે બે ઘડી વાતો કરવા બેઠા એમાં નજરમાં આવ્યા.'

'ભાઈ! આરામ તો કરવો જ જોઈએ. તમે ખેતીના કામમાંથી પરવાર્યા હો ત્યારે બે ઘડી આરામ કરો તેમાં કંઈ ખોટું નથી. હું તો ઇચ્છું છું કે તમને શહેરવાળા કરતાંયે વધુ સુખ સગવડ મળે. તમારી મહેનતનો તમને બદલો મળે. હું તો તમારો, શ્રમજીવીઓનો વકીલ છું. હું કંઈ શહેરવાળો નથી, તમારા જેવો જ ગામડાનો છું.'

અને એક ભાઈ મને ઓળખતા હતા તે વચ્ચે પડ્યા; 'શું ગાંડીની પેઠે ગમેતેમ લવારા કરતી હોઈશ. ઓળખતી નથી કે આ તો સેવકરામ છે. આપણા માટે એ કેટલું બધું કામ કરે છે. માણસને ઓળખીને તો બોલ.'

પછી એનો બબડાટ ચાલ્યો. તોયે પેલા ભાઈ ઠંડા ન પડ્યા. એમણે પાછું કહ્યું,

'સેવકરામ સેવકરામ કરો છો તે બધી ખબર છે. પગાર ખાય છે તે સેવા કરે જ ને! સરકારે દવા આપી છે અને ગામેગામ પહોંચાડવા પગાર આપે છે. તે ગામડે ફરે એમાં કંઈ ન્યાલ કરે છે!'

મેં જોયું કે ઘણા બધા એવી જ છાયામાં હતા કે હું સરકારનો પગારદાર 'સેવક' છું.

આ લોકો પર તે ખીજ કાઢવી કે દયા રાખવી! મારા જેવાને સરકારી નોકર કહી ધકકે ચડાવનાર આ લોકો હવાલદાર આગળ કે પોલીસ આગળ હાથ જોડે છે. ભાઈબાપા કરે છે. એ કહે તે કરવા તૈયાર થાય છે. ફોજદારસાહેબના ઘોડા માટે ઘાસનો ભારો લઈ આવે. સાહેબની આગતાસાગતા કરે...તેમનો પડ્યો બોલ ઊપાડે. પણ જે સેવક બનીને આવે તેને ઠેબે ચડાવે. શિક્ષક સેવાભાવી હોય તો એને ન ગણે. ડૉકટર સેવાપરાયણ હોય તો એનું ન સાંભળે. તો પછી મારા જેવાની તો વાત જ શાના કાને ધરે! મેં એ લોકોને બધી સાચી વાત કરી! શ્રીમંતો પાસેથી પૈસા માગી માગીને આ દવાઓ લાવ્યો છું. આ બાજુ ઓરી અછબડાનો રોગચાળો છે તેની આ દવા છે. કોલેરાનો પણ ભય છે તેમ ટાઈફૉઇડ પણ પ્રસરી રહ્યો છે એટલે ગામેગામ ફરીને આ દવા વહેંચું છું. આમાં સરકારનું કંઈ નથી. તમારું છે અને તમને પહોંચાડવા આવ્યો છું. આટલી સ્પષ્ટ વાત કરીને પછી કહ્યું, 'તો હવે તો કોઈક તો ચાલો, પાછું એ ગામ પહોંચવાનું મોડું થશે.'

પ્રો. હસિત બૂચ

# એક જ દિવસમાં

કાવ્યો, વાર્તાઓ, રૂપકોના લેખક તરીકે જાણીતા થયેલા અને વીસનગર કૉલેજના ગુજરાતીના પ્રાધ્યાપક અહીં એક સુંદર નાટિકા રજૂ કરે છે. વાંચવાની પણ મજા પડે તેવી આ નાટિકા આંખ સામે ભજવાય ત્યારે તો ઓર મજા પડે તેવી છે. ભજવવા ઇચ્છનારે લેખકની લેખિત અનુમતી મેળવવી જરૂરી છે...

## દૃશ્ય પહેલું

**સ્થળ :** વકીલ રતુભાઈના મકાનનું દિવાનખાનું. એ જ એમનો કામકાજનો ખંડ પણ છે. તેથી સોફાસેટ ઉપરાંત તેમનાં ટેબલ-ખુરશી, બીજી ચાર પાંચ સાદી ખુરશીઓ, એકાદ નાનું ગોળ મેજ, વગેરે છે. સામી ભીંતે ઘડીઆળ, કેલેન્ડર, છબીઓ છે. જમણી બાજુના ખૂણામાં પડતું દ્વાર બાકીના ઘરમાં લઈ જાય છે. વકીલનાં ટેબલ-ખુરશીની સામેની બાજુએ ગુમાસ્તાનું ઢાળિયું ટેબલ છે.

**સમય :** સવારના સાડાદસ–અગીઆરનો સુમાર.

[ પડદો ઊઘડે છે ત્યારે, ચાલીસેકની વયના ગુમાસ્તા ગોરધનભાઈ કંઈક લખી રહ્યા છે. એમણે ટોપી, લાંબી બાંયનું ખાદીનું ભગવું પહેરણ, પીળાશ પડતું જાકીટ, ધોતિયું પહેરેલ છે. કપાળમાં ગોળ મોટો ચાંલ્લો છે. મોંમાં પાનનું બીડું છે. ]

ગોરધનભાઈ : ( આળસ ઊતારતા, ઊભા થઈને ) હા...શ ! હવે પૂરું થવા આવ્યું છે ! છેલ્લો પેરો જ બાકી છે ! હમણાં વકીલસાહેબ જમીને બહાર આવશે ને પૂછશે, 'કેમ, ગોરધનદાસ ? નકલ થઈ ગઈ કે ?' ( આગળ આવતાં ) હુંય કે'વાનો, 'સાહેબ, ગોરધનદાસનું કામ અધૂરું રે', એમાં માલ શો છે ?' ( ગજવામાંથી બટવો કાઢી ચૂનો–તમાકુ મસળતાં ) આ મુકદ્દમામાં રતુભાઈ સાહેબને સારો તડાકો પડવાનો ! ઠાકોર-સાહેબ ઠીક હાથમાં આવ્યા છે ! કારભારી મનેય બક્ષિસનું કહી તો ગયા છે ! ( તમાકુ મોંમાં દાબતાં ) રજવાડાં ગયાં પછી વકીલને બિચારાને ખેંચ બહુ રે' છે ! ઠીક થયું, ઠાકોરસાહેબ ઝડપાયા ! હારતો, તે વિના અમારો ધંધોય કેમ ચાલે ? ( રસોડા તરફના ઘરના ભાગ તરફ જોઈ, સાવધાનીથી ) વકીલનાં વહુ હતાં—જયાબેન, ત્યાં લગી તો બધું ઠીક હતું ! હવે તો મોટો દીકરો વિલાયત ગયો છે, તે પૈસા જ મંગાવે છે ! ને દીકરી હંસાબેન...એમ. એ. સેકન્ડકલાસ થયાં... નોકરી કરે છે...પણ પરણવાની તો ના જ...કોઈ પસંદ જ પડતો નથી ! અરે, ઘરમાં ફોઈબા ના હોય, તો આ ઘરના ખર્ચા જ એવા, કે...... ( ટેબલ તરફ જોઈને ) હશે, ભાઈ...આપણે શું ? મોટાંની મોટાં જાણે...

(ટેબલે બેસી લખવા માંડે છે. થોડીવારે પડોશના છગનભાઈ આવે છે. વય પચાસ ઉપર, માથે કાઠિયાવાડી ફેંટો, લીંટીવાળું ખમીસ, ધોતિયું, સ્લીપર, હાથમાં લાકડી ને ભરાવદાર મૂછ.)

---

'મજૂરી આપો તો હું વળી આવું.' એકજણાએ કહ્યું. સેવાના કામમાંયે મજૂરી લેવાની ! એટલે મેં હસતાં હસતાં કહ્યું :

'તો ભાઈ મને કોણ મજૂરી આપશે ! હું ગામેગામ ફરું છું તો મારુંયે દનિયું ગણાવું જોઈએ ને !'

'તમે તો ઘરબાર વગરના રહ્યા એટલે ચાલે, અમારે પૈસા વના કેવી રીતે ચાલે !'

આવા લોકો વચ્ચે ફરવાનું થાય છે ત્યારે શ્રદ્ધાની અને લોકસેવાની પૂરી કસોટી થાય છે. આ 'સ્વાર્થ'ની વૃત્તિ કેવી રીતે નાબૂદ થાય ?





છગનભાઈ : ( આજુબાજુ નજર કરતાં ) કાં, ગોરધનદાસ ? બહુ કામમાં ? કાં, રતુભાઈ સાહેબ નથી કે શું ?

ગોરધનદાસ : (ઊંચે જોઈ) ઓહો...છગનકાકા ? વકીલસાહેબ જમવા બેઠા છે...(ઊભા થઈ) આવોને ? આવવા જ જોઈએ હવે...હમણાં જ બહારથી આવ્યા ને જમવા બેઠા...હંસાબેનની નોકરીનો આજ ઇન્ટરવ્યૂ છે ને !

છગનભાઈ : ( બેસતાં) ઠીક મારા ભાઈ...ગોરધનદાસ, તમે તો અહીં વીસ વરસથી...તમારે કે'વું જોવે વકીલસાહેબને...ભલા, છોકરી હવે પચીસની થઈ કાંઈ વિચાર કરો ! આ શું ? નોકરી...નોકરી... બસ...એ જ વાત ?

ગોરધનદાસ : કાકા......સારું મળવું જોઈએ ને ? હંસાબેન કમાય છે, તો રતુભાઈ સાહેબનેય થોડી વધુ મદદ...ને કાકા, આ નવી જગાનો તો પગાર બહુ સારો...અઢીસોથી શરૂઆત...

છગનભાઈ : સમજ્યા ઈ તો...પણ, મારા ભાઈ... ( નેપકિનથી હાથ-મોં લૂછતા વકીલ રતુભાઈ બહાર આવે છે. એમણે સફેદ લાંબી બાંયનું ખમીસ, ધોતિયું પહેરેલ છે. નવી ઢબનાં ચશ્માં, સુઘડ હોળેલા વાળ, સોહામણું મોં......આકર્ષક પ્રૌઢ ગૃહસ્થનું વ્યક્તિત્વ છે )

રતુભાઈ: અરે, છગનકાકા ? તમે ?

છગનભાઈ: (સોફા પર જગા કરતાં) હા...,કોરટમાં જવાનો ટાઈમ થયો, નહીં ? આ તો, મને વાત મળી એટલે...

રતુભાઈ : (નજીક આવતાં) વાત ? શેની ? (ગુમાસ્તા તરફ જોઈ) ગોરધનદાસ, અંદરથી પાનની તાસકી લઈ આવો ને ? ને અંદર ફોઈને કહેજો, કે છગનકાકા આવ્યા છે, તે ચા—

છગનભાઈ : રે'વા દોને ! આ ગરમીમાં...

રતુભાઈ : તો, શરબત લેજો, બસ ? ગોરધનદાસ, એમ કરો...હંસાને જ કહો...તાકામાં ઓરેન્જનો સીશો છે...એમાંથી શરબત બનાવીને લાવે...

( ગોરધનદાસ અંદર જાય છે. )

રતુભાઈ : ( બાજુમાં બેસતાં ) બોલો કાકા, કેમ તસ્દી લીધી ?

છગનભાઈ : એ તો આપણો કનુભાઈ, ખરોને ? એ વાત લાવ્યો છે...

રતુભાઈ : શી ?

છગનભાઈ : આજના ઇન્ટરવ્યૂની 'સ્તો ! તમે કોઈને મળ્યા ?

રતુભાઈ : કાલ કલબમાં મી. પંડ્યા મળેલા.. અત્યારે મી. પટેલનેય વાત તો કરી આવ્યો..... બન્ને પસંદગી સમિતિમાં છે ને ? મુંબઈથી કમિટીના પ્રમુખ બીલીમોરિયા સાહેબ બપોરની ગાડીમાં...

છગનભાઈ : તમે કહ્યું, એટલે હાંઉં ! તમારી વગ ભારે ! હંસાબેનનું નક્કી જ થઈ ગયું. માનો ને !

રતુભાઈ : અત્યારથી તો શું કે'વાય ? હા, પંડ્યા ને પટેલે સારો જવાબ આપ્યો છે ! કાકા, પદ્મા કેમીકલ વર્કસની પ્રકાશન અધિકારીની જગા છે મળે, તો ઠીક પગાર પણ...

છગનભાઈ : પણ, વકીલસાહેબ, ખરું કહું ? હવે હંસાબેન મોટાં થયાં......કોઈ એને માટે, સારું જોઈને...

રતુભાઈ : કાકા, તમે તો ઘરના છો ! કોઈ સારું મળે, તો તો—

છગનભાઈ : ઈ ખરું...ભણેલગણેલ છોકરી, એટલે સામુંય જોવું તો જોવેને ?

રતુભાઈ : ને હંસા હવે એમ. એ. થઈ છે...એનેય પૂછવું કરવું—

છગનભાઈ : હાસ્તો ઈ તો ઈમ જ હોય ને !

( અંદરથી બે શરબતના પ્યાલા ટ્રેમાં લાવતી હંસા...પચીસ વર્ષની, રતુભાઈની યુવાન પુત્રી...

ઝાંખું લીલું જ્યોર્જેટ પહેર્યું છે, મોટો અંબોડો, વાન ગોરો ને કાઠી પાતળી. પાછળ પાનની થાળી સાથે ગોરધનદાસ પણ પ્રવેશે છે.)

છગનભાઈ : કેમ, હંસાબેન ? આજ તો ઇન્ટરવ્યૂ છે ને ? હવે તો તમે મોટાં અમલદાર–

હંસા : (શરબતનો પ્યાલો ધરતાં) તમારા આશીર્વાદ છે ને, છગનકાકા ?

ગોરધનદાસ : કાકા, હંસાબેન પાસે સાંજે પેંડા માગવા પડશે...એમ. એ. સેકન્ડકલાસ છે...કોણ મળવાનું છે બીજું ?

હંસા : હશે 'રતો, બીજાય ! કંઈ આપણે એકલાં જ.

છગનભાઈ : ભલેને હોય...મારા આશીર્વાદ છે ને ? રતુભાઈ સાહેબનેય કોણ નારાજ કરવાનું છે ? આપણો કનુભાઈ કે'તો 'તો કે હંસાબેનને માટે સારો ચાન્સ છે...એમ છે વાત !

(ગોરધનદાસ પોતાના મેજ આગળ બેસી પાછું લખવું શરૂ કરે છે અને હંસા હસતે મોંએ પાછી અંદર જાય છે.)

રતુભાઈ : (ગોરધનદાસ તરફ જોઈ) કેમ, ગોરધનદાસ ? નકલ થઈ ગઈ ને ? આજ એનું કામ પડવાનું !

ગોરધનદાસ : સાહેબ, તૈયાર જ છે........હમણાં આપું...

રતુભાઈ : કાકા, કનુભાઈ કાંઈ બીજું કે'તા 'તા ? પદ્મા કેમીકલની ઓફિસમાં જ રહ્યા...તે જાણતા હશે...બીજા ઉમેદવારોમાં કોઈ...

છગનભાઈ : હું ઈ જ કે'વા આવ્યો 'તો......વાતમાં રૈ' ગ્યું ! અહીંનો તો એક જ છે........પેલો મારુતીરાવ.

રતુભાઈ : મારુતીરાવ ? પ્રકાશન અધિકારીની જગા માટે ? એ તો વ્યાયામ–મંડળ ચલાવે છે...કાકા, જુઓ તો ખરા, લોહાય.

છગનભાઈ : ને બીજો છે કોઈ આણંદ તરફનો... આમ તો નિશાળમાં માસ્તર છે, પણ કે' છે સંગીત, ચિત્ર એવું એવું સારું જાણે છે...

રતુભાઈ : હા...બસ બે જ છે ?

છગનભાઈ : ને એક કોઈ રાજકોટથી...

રતુભાઈ : રાજકોટથી ?

છગનભાઈ : નામ તો...કંઈક અઘરું છે......પણ કનુભાઈ કે'તો 'તો કે આપણાં હંસાબેનથીય વધુ ભણેલો.

રતુભાઈ : હંસાથી વધુ ? તો તો Ph. D...

છગનભાઈ : બસ...બસ...ઈ જ...(હંસા પાછળના ભાગમાં કંઈક લેવા આવીને પાછી ફરે છે, તે દરમિયાન) રાજકોટથી આવે...ઈનું નામ...હા, હા, ભગીરથ...નંદશંકર શુક્લ !

રતુભાઈ : નંદશંકર શુક્લ ? રાજકોટના ? તેમનો જ દીકરો, ભગીરથ ?

ગોરધનદાસ : સાહેબ, આપણે રાજકોટ ગયા ત્યારે—

છગનભાઈ : શું વાત ? તમે ઓળખો છો, ઈ ને ?

રતુભાઈ : હા...હંસાએ બી. એ.ની પરીક્ષા આપી ત્યારે ત્યાં અમે ગયેલાં...હંસાની મા પણ ત્યારે તો હતી...ગિરનાર જઈ અમે થોડું રાજકોટ પણ રોકાયાં...ત્યાં સામેના જ ઘરમાં—

છગનભાઈ : હા...,ઈ ઠી–ક ! ઇણે અરજીમાં લખ્યું છે, કે બે વરસથી કોઈ છાપામાં ઈ કામ કરે છે—

રતુભાઈ : એમ ! તે વખતે એમ. એ. થઈ એ ક્યાંક નોકરી તો શોધતો હતો...છોકરો તો સારો, છગનકાકા...નંદશંકરભાઈ રીટાયર્ડ માસ્તર, એટલે સ્થિતિ ઠીકઠીક...આબરૂ સારી લાગી...

છગનભાઈ : પણ આંય એનું કાંય ન વળે ! આ તો સિંહની બોડ કે'વાય ! ઈ જ કે'વા આવ્યો 'તો...તમે જરા કમીટીવાળાને મળી લેજો...

રતુભાઈ : કહ્યું તો છે...બાકી કાકા, સૌ સૌનું નસીબ–



(ઊભા થઈ) લાવો, સહેજ પટેલને વાત પાકી કરી આવું...બસ? કોર્ટમાં ત્યાંથી સીધો જ જઈશ! (ખીંટી પરનો લાંબો કાળો કોટ ને ટોપી પહેરે છે.) કેમ, ગોરધનદાસ? તમે ઘેર થઈ સીધા કોર્ટમાં જ આવો છો ને?

ગોરધનદાસ: (ઊંચું જોઈ) હા. થોડુંક જ બાકી છે, સાહેબ!

રતુભાઈ: કંઈ હરકત નહીં...તમે તમારે નિરાંતે પૂરું કરો...કેમ, છગનકાકા, ત્યારે વિદાય લઉં? આવો છો ને, તમેય?

છગનભાઈ: હા...ચાલો... (બન્ને જાય છે.)

(ગોરધનદાસ લખાણ પૂરું કરી, એક લાંબા પરબીડિયામાં તે બીડી, ઉપર કંઈક લખી રહ્યા છે ત્યાં જ–)

હંસા: (પ્રવેશતાં) ગોરધનભાઈ, પપ્પા ગયા?

ગોરધનદાસ: (કવર પોતાની ઝોળીમાં નાખતા ઊભા થઈ) હા બેન, હુંય જઉં...બેન, સાંભળ્યું ને તમે? પેલા રાજકોટના નંદશંકર શુક્લ, નહીં? આપણે ગયાં ત્યારે સામેના જ ઘરમાં—

હંસા: હા...એમનું શું?

ગોરધનદાસ: એમનો દીકરો ભગીરથ આજે ઈન્ટરવ્યૂમાં છે...છગનકાકાએ કહ્યું કે એ પીએચ. ડી. છે.—

હંસા: તો...તો, ગોરધનભાઈ ભગીરથ જ—

ગોરધનદાસ: શી વાત કરો છો? હંસાબેન, રતુભાઈ સાહેબનું કામ પાકું જ હોં! છો ને સામે મોટા.. લાટસાહેબ આવે—

હંસા: પણ મારા કરતાં વધુ લાયકાત તો ખરી જ ને?

ગોરધનદાસ: ને તમેય ક્યાં કમ છો? એમ. એ. સેકન્ડક્લાસ—તમે જોજો ને, સાંજે બધી ખબર! હું સીધો પેંડા લઈને જ—

હંસા: અરે, જોજે એવું કરતા! આપણાથી કોઈ વધુ લાયક હોય, પસંદ થાય તો ય એમાં—

ગોરધનદાસ: બોલશો જ નહીં એવું, હંસાબેન! ચાલો હું જઉં...ઈન્ટરવ્યૂ તો બપોરે છે ને? ગાડી લેતો આવું?

હંસા: ના રે...હું રીક્ષામાં જ જઈશ...છે તો ચાર વાગ્યે...પણ હું થોડી વહેલી નીકળીશ...તમે ધક્કો ન ખાતા!

(ગોરધનદાસ જાય છે...હંસા થોડીવાર એ તરફ જોઈ આજુબાજુ બધું વ્યવસ્થિત કરે છે, ત્યાં એની બેનપણી વીણા આવે છે. બેઠી દડીનું ઘઉંવર્ણું શરીર, ધીમી ચાલ, હસમુખું મોં, ચપળ નજર ને વય લગભગ હંસા જેટલી જ.)

વીણા: હંસા...Wish you good luck...... ઈન્ટરવ્યૂ બપોરે છે, ખરું?

હંસા: વીણા? આવ, આવ, બેસ ને! Thank you very much! (વીણા બેસે છે, એટલે) બાકી ...આજ હરીફાઈ તો બરાબરની...

વીણા: તારી આગળ કોઈનો ગજ નથી વાગવાનો, જોજે ને! તું અહીં જાણીતીય કેટલી? મહિલા મંડળ, સેવા સમાજ, ફ્રેન્ડઝ કલબ, કલાકેન્દ્ર...દરેકમાં તારું કંઈ ને કંઈ કામ ખરું જ...હંસા, ઈન્ટરવ્યૂમાં બીજું કોણ કોણ છે? કંઈ ખબર પડી? તું કે' છે, કે હરીફાઈ બરાબરની—

હંસા: હા...બીજા તો ઠીક, પણ એક રાજકોટના—

વીણા: કોણ છે? તું ઓળખે છે?

હંસા: મેં તને વાત નહોતી કરી? અમે રાજકોટ ગયેલાં ત્યારે—

વીણા: હા...(યાદ કરતી) એ તો તું બી.એ. થઈ તે પહેલાં!

હંસા: બસ ત્યારે જ! અમે રે'તાં'તાં એની સામેના જ ઘરમાં.

વીણા: એ જ છે? નામ તો ભૂલી ગઈ હું!

હંસા: ભગીરથ નંદશંકર શુક્લ! વીણા, એ પીએચ. ડી. છે!

વીણા : એમ? તો તો ખરો હરીફ...પણ, તું અહીંની જ...તારું કામ બધા જાણે...તારા પપ્પાની ઓળખાણ પણ ખરી...

હંસા : વીણા, ધાર કે એ—ભગીરથ પસંદ થાય!

વીણા : હું ધારું જ નહીં ને! હા, તું એને પસંદ કરે તો—

હંસા : (ધબ્બો મારતાં) લુચ્ચી, તને તો એવું એ જ સૂઝે છે! પણ વીણા તને એમ નથી લાગતું કે મારે માટે આ નોકરી—

વીણા : તું શું બોલે છે? હંસા આવી જગા તો કોઈને ન મળે...તને તો સામેથી જ લક્ષ્મી ચાંલ્લો કરવા—જોજે, ત્યાં Nervous ન રે'તી! મને તો પૂરી ખાતરી છે, કે તું જ પસંદ-થવાની!

હંસા : વીણા, એક વાત પૂછું? તું ભણીને તરત પરણી કેમ ગઈ?

વીણા : (હસીને) કેમ તે? ન પરણું? હું તો તનેય કહું છું.

હંસા : ભણવું, નોકરી લેવી, કોઈ સારું મળે એટલે પરણી જવું ને પછી નોકરીને રામ રામ...આપણું છોકરીઓનું આવું જ.

વીણા : તુંય એમ જ કરવાની છે, જોજે ને! હંસા, સ્ત્રીનો સ્વભાવ જ એવો છે...એને ઘર જ ગમે... ગરીબનું ઝૂંપડું હોય, પૂરા પૈસા ન મળે, તો ય પતિ સારો મળે, તો પછી એ ઘરને સ્વર્ગ માનીને જ—

હંસા : (વીણાનો હાથ પકડી) વીણા તું એવું બોલે છે! પાકી અનુભવી છે ને?

વીણા : ખોટું કહું છું! તું જ કહે ને, તારા હૃદયમાં.

હંસા : તું કે' છે, એવું જ છે...પણ વીણા સારો વર ન મળે ત્યાં સુધી તો બીજું કરવાનુંય શું? નોકરી ખોટીય શું છે?

વીણા : સારી છે...પણ કહું? પુરુષને ધંધા-નોકરી વિના ચેન ન પડે, તે સ્ત્રીને ઘર વિના જંપ ન થાય! આપણા સ્વભાવમાં જ એવું.

હંસા : વીણા, આ ભગીરથ—

વીણા : કોણ? આ ઇન્ટરવ્યૂમાં આવવાનો છે એ?

હંસા : હા...એ જ...રાજકોટમાં અમે એકાદ વાર એકલાં પણ મળેલાં!

વીણા : (બાથમાં હંસાને લઈ) એ-મ? ત્યારે, એમ વાત છે! મારાથીય છુપાવ્યું, ખરું? મારાં હંસાબેન. બધું ધીમે ધીમે જ—

હંસા : (બાથમાંથી છૂટતાં) ખાનગી રાખ્યું છે મેં, તારાથી? ભૂલી ગઈ, એમ કહે ને! કેમ, હું એમ. એ. થઈ ત્યારે પેલો કાગળ—

વીણા : અરે હા...હંસા એ જ આવે છે, ખરું? હવે શું કરવું? તારું તો નક્કી જેવું જ છે. તું કે' છે, એ પીએચ. ડી. છે...પણ બિચારો નકામો જ અહીં.

હંસા : એને કંઈ ખબર છે, કે અહીં બધું આગળથી જ—

વીણા : પણ તું અહીં છે, એ તો જાણે જ છે! તારા પપ્પા પર કંઈ પત્ર—

હંસા : ના...એમ તો સિદ્ધાન્તવાદી છે એ...આ તો છગનકાકાએ ખબર આપી!

વીણા : હંસા, તને ઇન્ટરવ્યૂ રૂમમાં જોશે તો...

હંસા : વીણા, કમીટી લાયકાત જોઈને જ, એને પસંદ કરે તો......

વીણા : એ થઈ રહ્યું! પસંદ તો તું જ થઈશ! એને નકામો આંટો.

હંસા : મને એ જ વિચાર આવે છે! વીણા, મારા કરતાં એની જરૂર પણ મોટી...એના બાપુજી નિવૃત્ત શિક્ષક જ છે!

વીણા : પણ એવું બધું કોણ જોવાનું છે, કમીટીમાં?

હંસા : પણ કંઈક કરવું તો જોઈએ જ...(ઊભી થઈ, આંટા મારતાં) વીણા, મારા વતી એક કામ ના કરે તું?



વીણા : ભગીરથને કંઈ શં દેશો—

હંસા : ના...એ તો કોણ જાણે ક્યાં ઊતર્યો હોય!

વીણા : હોટલમાં, કે પછી કોઈ સગું વહાલું...અરે ભૂલી હો, વહાલું તો અહીં મારી સામે જ.

હંસા : ( પાસે બેસી ચીમટી ભરી ) લુચ્ચી! તું વાત શું ખાનગી રાખીશ?

વીણા : ખાનગી વાત છે?

હંસા : ખાનગી જ ને ? જો, કમીટીના ચેરમેન મુંબઈથી આ બાર વાગ્યાની ગાડીમાં આવવાના છે... પપ્પાજી કે'તા 'તા!

વીણા : હા...તે એમનું શું છે?

હંસા : તું સાંભળ તો ખરી! એમનું નામ બીલીમોરિયા...

વીણા : હા...એ તો મને ઓળખે...એમની સાથે રોટરી ક્લબમાં એકવાર ગઈ, ત્યારે પરિચય થયેલો... બહુ નિખાલસ છે મી. બીલીમોરિયા!

હંસા : ( ખુશ થઈ ) એ...મ? તો તો બસ...તું એમને આજે જ મળ!

વીણા : એમને મળું? હું? શું કરવા?

હંસા : તું, નહીં તો તારા પતિ...બન્ને મળો ને!

વીણા : એમ કંઈ મળાય? તારે માટે તો બધું પાકું જ.

હંસા : મારે માટે નહીં...એને માટે!

વીણા : ભગીરથ શુકલ માટે? ગાંડી થઈ છે, હંસા? અમે તો એને દીઠેય જાણતાં નથી! ને એમ કંઈ, આવે કે તરત—

હંસા : હું ક્યાં એમ કહું છું? વીણા, તારે તો બીલીમોરિયા સાહેબને અહીંની હકીકત જ કે'વાની છે ને?

વીણા : હકીકત? શી?

હંસા : કે અહીં સ્થાનિક સભ્યોએ આગળથી જ બધું—વધુ લાયક કોઈ આવશે, તો ય પાછો જ—

વીણા : જા, જા...હંસા, તુંય એકદમ Headlong પ્રેમમાં—

હંસા : એકદમ નથી...હંસાને તું શું માને છે? વીણા, મારા મનમાં તો રાજકોટથી આવ્યા પછી એ જ —( ઊભી થઈ, એનો હાથ ઝાલી ઊભી કરીને ) બોલ...આટલું મારું કામ—

વીણા : કરીશ, બસ! આજ બપોરે જ...તો હવે મને વહેલી—

હંસા : ( ભેટી પડી ) મને ખાતરી જ હતી...વીણા ...તારા સિવાય, કહું પણ કોને? પણ...ફોઈબાને મળીને જ જા...ઈન્ટરવ્યૂ ચાર વાગ્યે...

વીણા : બહુ પક્કી છે તું! ભઈ, હું બધું જાણું છું! નહીં ભૂલું, બસ? ચાલ, ફોઈબાને મળી લઉં... પણ પછી મને ઈનામ—

હંસા : ઈનામ? ઈનામ તો મને—(બન્ને અંદર જઈ બેસે છે, ત્યાં જ પડદો પડે છે.)

## દશ્ય બીજું

**સ્થળ :** પદ્મા કેમીકલ વર્કસના મેનેજરની ઑફિસ, સુંદર મોટા ટેબલની સામેની બાજુએ, ભીંત તરફના ભાગમાં ચેરમેનની ભવ્ય સુંદર ખુરશી છે. ટેબલના એક ખૂણે મેનેજરની ખુરશી, તેમ ડાબી બાજુ પર બીજી બે સાદી સુંદર ખુરશીઓ છે. જમણી બાજુને અઢેલીને બીજું સાદું ટેબલ અને તેને બીજે છેડે એક હાથા વિનાની સારી ખુરશી મૂકી છે. ટેબલ પર જરૂરી સામગ્રી ઉપરાંત ભીંતે ઘડીયાળ અને કેલેન્ડર છે. પ્રમુખની ખુરશીના ઉપરના ભાગમાં ભીંતે "પદ્મા કેમીકલ વર્કસ"ના સુંદર અક્ષરોનું પાટીયું પણ છે.

**સમય :** સાંજના ચારનો સુમાર.

[ પડદો ખૂલતાં પસંદગી સમિતિના એક સભ્ય મી. પંડ્યા દેશી પોષાકમાં અને મેનેજર મી. રાવ પૂરા આંગ્લ લેબાસમાં બેઠા છે. મેનેજર કાંઈક ફાઈલ ઉથલાવી રહ્યા છે. થોડી જ વારમાં બીજા સભ્ય મી. પટેલ પ્રવેશે છે. ]

મી. પટેલ : Oh, sorry, Mr. Rao! I am a little late!

મી. રાવ : No, no, don't mind, Mr. Patel ! Please join us !

મી. પંડ્યા : પટેલસાહેબ, તમે વળી મોડા પડો કે ? હજી બીલીમોરિયાસાહેબ ક્યાં આવ્યા છે ! એય બરાબર ચારને ટકોરે જ—

મી. રાવ : પટેલસાહેબ, આ ફાઈલિ જોઈને આપો ? આપને શું લાગે છે ? એક રાજકોટના Candidate મી. શુક્લ—

મી. પંડ્યા : હા, છે તો સારો Candidate...... જોઈએ !

મી. પટેલ : મને તો મીસ વકીલની અરજી જ ઠીક લાગી...અહીંનાં જ છે, આ જિલ્લાનાં જાણીતાં ને પાછાં એમ. એ. પણ—

મી. રાવ : I think she is the daughter of-

મી. પંડ્યા : હા...રતુભાઈ વકીલની જ દીકરી... હોશિયાર છે !

મી. પટેલ : Oh, yes ! Quite smart and impressive !

(નોકર આવી સલામ કરે છે. મેનેજર તરત બહાર જાય છે...મી. પટેલ ને મી. પંડ્યા પણ એ તરફ મોં ફેરવે છે...તરત આગળ મેનેજર ને પાછળ મી. બીલીમોરિયા, ઊંચા કદાવર પ્રભાવશાળી, ગુલાબી ગોરા ને બૂશશર્ટ-પાટલૂનમાં આવે છે. મી. પટેલ-પંડ્યા ઊભા થાય છે...સામસામો હાથ મિલાવી સહુ પોતાની બેઠક લે છે )

મી. બીલીમોરિયા : ( કાંડા ઘડિયાળમાં જોઈ ) I hope I am in time !

મી. રાવ : Quite in time, sir ! Still some two minutes to go !

મી. બીલીમોરિયા : કેમ પટેલસાહેબ, મઝામાં ? પંડ્યાસાહેબ, આપની કંકોતરી મલી હોં......કેમ, બોલાવીશું Candidatesને ?

મી. રાવ : As you please sir !

મી. બીલીમોરિયા : ( ઘંટડી વગાડી, નોકર આવતાં ) મી. મારુતીરાવ બોપકરને મોકલો ! ( નોકર જતાં ) આમની એપ્લીકેશન જોઈ, મી. પંડ્યા ? થીક...બી. એ. તો છે જ...કંઈ જીમ્નેશીયમ બી ચલાવે ચ—

( શ્રી. મારુતીરાવ પ્રવેશે છે. સફેદ પાટલૂન, પારદર્શક ઝીણું મનીલા, ઊઘાડું માથું, કદાવર હાથના સ્નાયુઓ–ખભા–છાતી વગેરે મનીલામાંથી દેખાય છે. )

મી. બીલીમોરિયા : Come on, Mr, Marooti Rao...please, take seat ! હાં, પંડ્યાસાહેબ, તમે જ પૂછોને એવણને—

મી. પંડ્યા : તમે બી. એ. થયા છો, ખરું મી. મારુતીરાવ ?

મારુતી : હા જી...સાહેબ, હિન્દીમાં 'કોવિદ' પણ થયો છું !

મી. પટેલ : હિન્દીમાં કંઈ લખ્યું છે ?

મારુતી : ના સાહેબ, લખ્યું તો નથી પણ...

મી. પંડ્યા : હવે તો હિન્દીનું બહુ કામ પડે, મી. મારુતીરાવ ! લખવું જોઈએ ! તમે આગળ કંઈ ભણ્યા —

મારુતી : ના જી......પણ અહીં વ્યાયામપ્રવૃત્તિના નિયામક તરીકે—સાહેબ, કુસ્તીમાં શીલ્ડ પણ—

મી. પંડ્યા : અહીં એનું શું કામ પડવાનું, મી. મારુતીરાવ ? ( બધા હસે છે. )

મારુતી : સાહેબ, આ કંપનીની દવાઓ આરોગ્યવર્ધક...

મી. બીલીમોરિયા : બાતલાઓ સાથે કુસ્તી બી કરો કે ? ( બધા હસે છે. )

મી. પટેલ : મી. મારુતીરાવ, અમને તો વધુ ભણેલા—



મી. બીલીમોરિયા : ઠીક...મી. મારુતીરાવ......You can go!

(એ જાય છે. બીલીમોરિયાસાહેબ ઘંટડી વગાડે છે, તેથી ફરી નોકર આવી સલામ ભરે છે.)

મી. રાવ : આણંદવાલા મી. અમીનને બોલાવો! (નોકર જાય છે...મી. અમીન ખાદીનો ઝભ્ભો, ધોતીયું અને ટોપીમાં છે. વાળ વધેલા છે. ચાલ ઠાવકી છે.)

મી. રાવ : Yes Mr. Amin! Please take your seat!

મી. બીલીમોરિયા : મી. અમીન, આય તમે સરનેઇમની પાછળ આણંદવાલા કેમ લખોચ?

મી. અમીન : સાહેબ...અમારાં બે કુટુમ્બ...એક નડીઆદમાં—

મી. બીલીમોરિયા : I see! તમે તો બી. એ. બી. ટી. છો; ત્યાંની સ્કૂલમાં જ છો, ખરુંની?

મી. અમીન : હા સાહેબ, છેલ્લાં છ વરસથી આણંદમાં જ—

મી. પંડ્યા : તમે લખ્યું છે, મી. અમીન, કે તમને શાસ્ત્રીય સંગીતનો શોખ—

મી. અમીન : હા જી......સાહેબ, ચિત્રકામ પણ થોડુંઘણું—

મી. બીલીમોરિયા : Poetry બી લખોચ કે?

મી. અમીન : હા ..સાહેબ...ગરબા લખું છું...... નાનાલાલ કવિમાંથી પ્રેરણા—

મી. પંડ્યા : મી. અમીન, ભૈરવ રાગ તો સાંજે—

મી. અમીન : નહીં, સાહેબ...ભૈરવ તો મધરાતે જ હોય!

મી. પંડ્યા : Very well, Mr. Amin! પણ અહીં સંગીત–કવિતા–ચિત્રનું તો ખાસ કામ—

મી. અમીન : કેમ સાહેબ? જાહેરાતોમાં એ જાણનારે તો ઘણું—

મી. પટેલ : તમે એમ. એ. કેમ નથી કર્યું, મી. અમીન!'

મી. અમીન : સાહેબ......ટર્મ્સ તો ભરી છે...... આવતી —સાલ

મી. બીલીમોરિયા : Thank you Mr. Amin! You can go! (મી. અમીન જાય છે.)

મી. પટેલ : પંડ્યાસાહેબ, ઠીક થયું—તમે ભૈરવ ગવડાવ્યો નહીં!

મી. રાવ : (હસતાં) Absolutely bogus! He does not even know the A. B. C. of music!

મી. બીલીમોરિયા : કેમ? મી. પંડ્યા, આ વળી સું?

મી. પંડ્યા : સાહેબ, ભૈરવ સવારે ગવાય...આ સંગીતના પંડિતે કહ્યું કે ભૈરવ મધરાતે ગવાય! (બધા હસે છે.)

(મી. બીલીમોરિયા ઘંટડી વગાડે છે...નોકર આવતાં 'મીસ હંસાબેન રતુભાઈ વકીલ'નું નામ આપે છે–નોકર જાય છે.)

મી. રાવ : This seems to be a deserving candidate!

મી. બીલીમોરિયા : Let us see!

(નોકર કુ. હંસાબેનને લાવે છે.)

મી. બીલીમોરિયા : બેસો, બેસો, મીસ વકીલ!

મી. પંડ્યા : તમે તો અહીંનાં જ છો ખરું?

હંસા : મૂળ તો સાહેબ, પોરબંદર તરફનાં...પણ અહીં ઘણાં વર્ષોથી—

મી. પટેલ : તમારો એમ. એ.માં સેકન્ડક્લાસ છે, ખરું?

મી. રાવ : It seems, you are doing some public service here!

હંસા : હા, સાહેબ...અહીં મહિલા મંડળની સહમંત્રી છું...ફ્રેન્ડઝ કલબ, સેવા સમાજ ને કલાકેન્દ્રમાં પણ થોડું કામ—

મી. બીલીમોરિયા : પન, મીસ વકીલ, તમારા ફાધર પ્લીડર...તમે બી એ લાઈન કેમ નહીં લીધી? Ph. D. કરોચ્?

હંસા : ના સાહેબ...હું એમ. એ. જ છું...લેખો લખ્યા છે!

મી. બીલીમોરિયા : પન...કંઈ publicity experience?

હંસા : સાહેબ, એ તો નથી।

મી. પંડ્યા : તમે આ કામ કરી સકો ખરાં? અહીં તો લોકોનું તરત ધ્યાન જાય એ રીતે લખાણો—

હંસા : એ તો......

મી. પટેલ : Oh, don't feel nervous, Miss Vakil! મંડળોમાં કામ કરો છો, એના હેવાલો છાપામાં તો તમે જ–

હંસા : ના સાહેબ...એ તો મંત્રી જ—

મી. બીલીમોરિયા : મીસ વકીલ...આ તો જવાબદારીની post છે! તમે અહીં select થાવ, તો પાંચ વરસની–

મી. પટેલ : Would it be necessary? She already stays here!

હંસા : સાહેબ, એવું બંધન તો કેમ–

મી. બીલીમોરિયા : ને મીસ વકીલ, તમને મુંબઈની બ્રાંચમાં—

હંસા : સાહેબ. બદલી તો ન જ ફાવે મને! અહીં જ–

મી. બીલીમોરિયા : Thank you very much Miss Vakil! Yes, yon may go! (હંસા જાય છે. મી. બીલીમોરિયા ત્રાંસી આંખે બાકીના ત્રણની અસ્વસ્થતા જોતા ઘંટડી વગાડી નોકરને 'મીસ્ટર ભગીરઠ નંડસંકર સુકલને મોકલો!' કહે છે–નોકર જાય છે.)

મી. બીલીમોરિયા : She seems to be quite smart and honest!

મી. પંડ્યા : હા સાહેબ...લાયક લાગે છે!

મી. પટેલ : Quite O. K. What do you say Mr. Rao?

મી. રાવ : I think, she can do the work! (નોકર શ્રી. ભગીરથ શુક્લને અંદર લાવીને પાછો ફરે છે. ઉઘાડું માથું, ચશ્મા, સફેદ ખાદીનું આખી બાંયનું બૂશ શર્ટ, સફેદ પાટલૂન, મધ્યમ બાંધો. હસમુખું મોં અને હાથમાં ચામડાનું ચેઈનવાળું મોટું પાકિટ.)

મી. રાવ : Yes Mr. Shukla, please take the seat!

મી. પટેલ : તમે તો, મી. શુક્લ Ph. D. થયા છો ખરું?

મી. શુક્લ : હા, સાહેબ!

મી. પટેલ : પત્રકારિત્વ ફાવે છે? તમારા જેવાએ તો કૉલેજમાં.

મી. શુક્લ : અખબારમાં કામ કરતાં કરતાં Ph. D. થયો છું, સાહેબ મને પત્રકારિત્વ ફાવે છેય ખરું!

મી. પંડ્યા : તમે તો રાજકોટના છો, ખરું? આ વિભાગમાં તમારો અનુભવ.

મી. શુક્લ : સાહેબ, પત્રકારનો ધંધો એટલે માહિતી તો ખરી જ...કામ નીકળે ત્યારે ચારપાંચ વાર આ તરફ આવ્યો પણ છું!

મી. રાવ : You 've the qualifications of a professor, Mr. Shukla! We have only same dry and tedious work—(હસે છે.)

મી. બીલીમોરિયા : મી. શુક્લ, તમે અહીં આવી શકો ખરા?



મી. શુકલ, સાહેબ તંત્રીશ્રીએ કહ્યું છે કે તમારું હિત હોય તો–

મી. બીલીમોરિયા : Of course! તમે આવતા weekમાં આવી શકો ?

મી. પટેલ : મહિનાની નોટીસ આપવી પડશે ને ?

મી. પંડ્યા : પાછી પાછળથી અમારે ઉપાધિ–

મી. બીલીમોરિયા : What have you to say Mr. Shukla!

મી. પંડ્યા : સાહેબ આવી તો શકું...પણ ત્યાં મને બસ્સો મળે છે...મારા પર જ ઘરનો આધાર છે...અહીં આવું તો કંઈ વધુ—

મી. રાવ : We give two-fifty in the beginning!

મી. શુકલ : પણ અનુભવ ને લાયકાત મુજબ Higher startનું ય—

મી. પટેલ : મી. શુકલ...એ તો દસેક વર્ષનો આ લાઈનનો અનુભવ હોય...

મી. પંડ્યા : ને પરદેશ જઈ આવ્યા હોય!

મી. બીલીમોરિયા : Well two-fifty is not a small sum Mr. Shukla!

મી. શુકલ : સાહેબ, આપ કહો તેમ...પણ ત્રણસો તો–

મી. રાવ : Oh No... We get candidates in two hundred also!

મી. બીલીમોરિયા : ઠીક...મી. શુકલ...ત્રણસો પર તમે આવવા તૈયાર છો ને!

મી. શુકલ : હાં જી, સાહેબ...આપ સહુનો આભાર...

મી. બીલીમોરિયા : Alright...you can go, Mr. Shukla! You'll get the order in a day or two!

મી. શુકલ : આપનો આભારી છું, સાહેબ! (નમન) કરી જાય છે.)

મી. બીલીમોરિયા : બધાયને કહો કે તેઓ જઈ શકે છે! (નોકર જાય છે.) Well Mr. Rao send him the order to-morrow...મી. પટેલ, મી. પંડ્યા, મારા તરફથી ચાય પીને જાવ, હં! (ઊઠે છે...બીજા પણ ઊઠે છે...પડદો પડે છે.)

[આવતે અંકે પૂરું થશે]



થોડા દિવસ પહેલાં લેનિનગ્રાદના નેવ્સ્કી પ્રોસ્પેક્ટના એક ચાર રસ્તા ઉપર વ્યવહારનું આપોઆપ નિયમન કરે એવી અદ્‌ભુત બત્તીઓ મૂકવામાં આવી છે. અત્યારે જે સામાન્ય બત્તીઓ હોય છે, એના કરતાં આ બત્તીઓ જુદી જ જાતની છે, કારણ કે એમાં ખાસ જાતની સ્વયંસંચાલનની રચનાથી, વ્યવહારનું કેવી રીતે નિયમન કરવું, એનો એ બત્તીઓ જાતે નિર્ણય કરે છે. એક દિશામાંથી મોટર આવી રહી હોય, અને બીજી દિશામાંથી કોઈ વાહન ન આવતું હોય, તો તરત લીલી બત્તી થાય છે. પરંતુ જો બન્ને બાજુથી વ્યવહાર ચાલુ હોય તો બત્તીઓ થવાનો આધાર લીલી બત્તીની દિશામાં જતાં વાહનોની ગીચતા અને લાલ બત્તીઓ સામે ઊભેલાં વાહનોની સંખ્યા ઉપર રહે છે. જ્યારે બન્ને દિશામાંથી એકધારો પ્રવાહ ચાલી રહ્યો હોય, ત્યારે બન્ને બાજુનાં વાહનોનો વારો ૪૦ સેકંડે આવે છે.

અને આગના બંબાને કે એમ્બ્યુલન્સને માર્ગ આપવાનો હોય ત્યારે શું થાય ? એ સાધનોમાં જ એક ખાસ જાતની યંત્રરચના કરવામાં આવશે, જેથી એમને માટે આપોઆપ માર્ગ ખૂલી જશે.





પ્રદ્યુમ્ન કંચનરાય દેસાઈ

# દરિયાઈ બગલું અને અવાંક

પાણીકાંઠાનાં બગલાંઓ વિષે ગયા અંકમાં વાંચ્યા પછી એ જ જાતના બે વધુ પંખીઓનો પરિચય આ લેખમાંથી મળે છે. વધુ ને વધુ વાચકોને રસતરબોળ બનાવતા આ લેખોના લેખકની વિષયપારંગતતા હવે તો અજાણી નથી જ......

## દરિયાઈ બગલું

દરીઆઈ અથવા કાળા બગલાનું કદ કાણી બગલીથી મોટું ગણાય. વળી બધાં બગલાંમાં તેનો રંગ જુદો તરી આવે એવો છે. તેમાં વળી કેટલાંક સાવ ધોળાં રંગનાં પણ આવે છે. તો કેટલાંક સલેટીયા ભૂરા રંગનાં પણ આવે છે. આ રંગમાં દાઢી અને ગળું ધોળા રંગનાં હોય છે. આ બગલામાં કેટલાંક ઝાંખા ભૂરા રંગનાં પણ નજરે ચડે છે. આ રંગની બાબતમાં માન્યતા પ્રમાણે તેની ઉંમર નાની બતાવતો હોય તો વળી કેટલાંક અબલખ એટલે કાળા અને ધોળા રંગનાં પીંછાંવાળાં પણ આવે છે. આ પંખીમાં આવું રંગનું તરેહવારપણું શા સારૂ પ્રકૃતિએ બનાવ્યું છે તેને માટે કોઈ પ્રકારનું કારણ આપી શકાય એમ નથી. કોઈ વખત એક માળાની માલિક જોડીમાં એક કાળું હોય તો બીજું વળી સાવ દૂધ જેવું ધોળું હોય છે. દરીઆઈ બગલા માથે ચોટી રહે છે. છાતી અને પીઠ ઉપર વાળ જેવાં પીંછાંનો ગુચ્છો આવે છે. આ ચિહ્ન ઉપરથી તેને ઢોર અથવા ગાય-બગલાંથી જુદું તારવી શકાય છે. માથાનો અને છાતીનો શણગાર તેઓ બચ્ચાં મોટાં કરીને ઉતારી નાખે છે. ગાય-બગલાં જ્યારે પોતાનાં બચ્ચાં મોટાં કરી રહે ત્યારે તેઓ માથાનો અને પીઠનો પીળો શણગાર કાઢી નાખે છે. પછી તેઓ તદ્દન સફેદ રંગનાં બની જાય છે. આવાં સફેદ ગાય-બગલાં સફેદ દરીઆઈ બગલાં સાથે ભળી જઈ બેઠાં હોય તો તેમાંથી તેઓને જુદાં તારવવા માટે તેઓની ચાંચનું સૌથી પહેલાં નિરીક્ષણ કરવું. તેમાં ગાય-બગલાંની ચાંચ પીળા રંગની હશે અને દરીઆઈ સફેદ બગલાની ચાંચ શીંગડીયા રાખોડી અને છેડે પીળી હોય છે. પણ જ્યારે દરીઆઈ સફેદ બગલું તેના જેટલા જ કદના કિલીચીયા બગલાં ભેગું બેઠું હોય, ત્યારે તેમાં ઘણું સામ્ય નજરે ચડે છે. પણ કિલીચીયા બગલાની ચાંચનો રંગ કાળો અને ઘાટ પાતળો માલુમ પડે છે. અને પગો જોતાં બન્નેના પગો પીળા રંગના હોય છે. આ બગલાના નામ ઉપરથી સમજાઈ જાય છે કે તેઓને ચારો શોધવા માટે દરીઆના કીચડવાળા કાંઠા વધારે પસંદ હશે જેથી ભીના કીચડમાં ચાલવાથી તેના પગો ઉપર આ કીચડ ચોંટી જાય છે. આથી દરીઆઈ સફેદ બગલાંને સફેદ કિલીચીયા બગલામાંથી જુદું તારવવું મુશ્કેલ બને છે. તે ઉપરાંત આ બન્ને બગલાની ચારો કરવાની જગ્યામાં તફાવત નથી. આથી જ્યારે શાદીના વાઘા ઉતારી નાખે છે ત્યારે તે બન્ને જાતમાં ઘણું સામ્ય દેખાય છે. તેમાં દરીઆઈ સફેદ બગલાના પગ કોઈ દિવસ કાળા હોતા નથી. આંગળા અને આંખો પીળી હોય છે. તેનું નામ અંગ્રેજી પ્રમાણે દરીઆની દાંતીનું બગલું છે પણ તેને આપણે કીચડ સિવાય ભાગ્યે જ જોઈએ છીએ. ક્યારેક તેની ઈચ્છા મીઠા પાણીકાંઠે પહોંચી જવાની થાય છે.

દરીઆકિનારે ફરતાં જ્યારે ભરતી પૂરી આવી ગયેલી જોવામાં આવે છે ત્યારે આ બગલાંની ટુકડી કોઈ પાણી બહાર રહેતા પથરા કે રેતીના કિનારે ઊંચા ખડક ઉપર બેઠેલાં દેખાય છે. તેમાં ધોળાં બગલાં ઉપર તરત આંખ જાય છે. છતાં એટલું જરૂર કહી શકાય કે ધોળા રંગનાં દરીઆઈ બગલાંની સંખ્યા ભૂરા રંગના દરીઆઈ બગલાં કરતાં ઘણી થોડી માલુમ પડે છે. જ્યારે દરીઆમાં પાણી આવતું કે જતું હોય ત્યારે આ તમામ બગલાં પોતાને ચારો કરવાની જગ્યા પસંદ કરી લે છે. અને તેમાં તેનું જાતભાઈ ચરવા આવે તો 'કોક કોક' અવાજ કરી પાછળ પડી તેને ત્યાંથી ઉડાડે છૂટકો કરે છે અથવા



તો એ બગલાંની નજર એક શિકાર ઉપર પડી ગઈ હોય તો પણ 'કોક કોક' કરી પહેલું તેના ઉપર પહોંચી જવા દોડે છે.

આટલા અવાજ સિવાય બગલાંની લગભગ બધી જાત મૂગી જ હોય છે. શહેર વચ્ચે આવેલાં પીપર, પીપળા, કે આમલી ઉપર તેઓના બશીરાની વસાહત જોવામાં આવે છે અને સૂર્યાસ્ત સમયે તેની ટુકડી ઉપર ટુકડી દરીઆ બાજુથી પોતાના બશીરા તરફ ઊડી આવતી જોવામાં આવે છે. એ વખતે ઊડતાં આવતાં બગલાંનું નિરીક્ષણ કરીએ તો તેના બભા ધોળા રંગના જોવામાં આવે છે.

દરીઆઈ બગલાંનો વસવાટ આખો પશ્ચિમ કાંઠો છે એટલે તેમાં સૌરાષ્ટ્ર કચ્છ અને ગુજરાતનો સમાવેશ થઈ જાય છે. તે ઉપરાંત તેઓ ઈરાનના અખાત સુધી પથરાયેલાં છે.

તેઓ મે માસથી ઓગસ્ટ માસમાં બચ્ચાં ઉછેરવા માટે પ્રવૃત્ત હોય છે. આ બગલાં સાંઠીકડાનો આછો માળો કોઈ ઊંચા વૃક્ષ ઉપર બનાવી તેમાં ત્રણથી ચાર ભૂરા રંગનાં ઈંડાં મૂકે છે. કોઈ વખત તેઓની વસાહત તમ્મરના ઘેરા જે દરીઆકાંઠે ઊગે છે તેમાં દેખાય છે. એટલે આ બગલાં પોતાની જુદી વસાહત બનાવે છે અને બીજાં બગલાં સંગાથે માળા બાંધીને બચ્ચાંનો ઉછેર કરે છે.

લેપ્ટી, નાની માછલી, કરચલા અને એવી બીજી દરીઆઈ જીવાત આ બગલાંનો ભક્ષ છે. પેટ બરાબર ભરાયું ન હોય અને પાણી આવવાની તૈયારી હોય ત્યારે રેખડમાં તેનો શિકાર પકડવા માટેની તેની ત્વરા ખાસ ધ્યાન ઉપર આવે એવી હોય છે. તેમાંના ઘણાંની ખાસિયત નિરાંતે કાંઠે બેસી શિકાર આવવાની રાહ જોવાની છે. આ બગલાની ખોરાક શોધવા ખાસ જગ્યા દરીઆકાંઠાની રેખડ છે. કોઈક વખત આખો દરીઆકાંઠો આ બગલાંથી ભરાઈ ગયેલો માલુમ પડે છે. એ વખતે તેના જ્ઞાતિબંધુને જુવે એટલે 'કોક કોક' કરવા લાગે છે.

અંગ્રેજીમાં દરીઆઈ બગલાને The Indian Reef Heron અને Egretta Gularis ( Bosg ) એ એનું વિજ્ઞાનિક નામ છે.

## અવાંક

અવાંકનું કદ આગળ જોઈ ગયા તે કાણી બગલી કરતાં ઘણું મોટું હોય છે. તેનો સામાન્ય રંગ રાખોડી અને તાલકું કાળા રંગનું અને પાંખ ઉપરનાં કેટલાંક પીંછાંમાં તડકામાં જોતાં લીલો રંગ દેખાય છે. પાનખર ઋતુમાં તેને તાલકા નીચે પાતળાં પીંછાંનો શણગાર નીકળે છે. તેના ગાલ અને નીચલો ભાગ ધોળો અથવા પીળાશ પડતો ધોળો થાય છે. પડખાંમાં રાખોડી અને ધોળા રંગનું મિશ્રણ જોવામાં આવે છે. તેની ચાંચનો રંગ લીલાશપડતો પીળો કે કાળો હોય છે. અને પગના રંગમાં ખાસ પીળો રંગ હોય છે પણ અંદર થોડી લીલાશ માલુમ પડે છે. ત્યારે આંખોનો રંગ રાતો ચટક હોય છે.

નાની ઉંમરનાં અવાંકની ચહેરા ઉપરની ચામડીનો રંગ પીળાશપડતો લીલો હોય છે. અને પીઠનો ભાગ પીળો કથ્થાઈ અને ધોળા રંગના મિશ્રણવાળો અને છાતી ઉપર ટૂંકી પટ્ટીનું ચીતરામણ જોવામાં આવે છે. આ રંગ આપણે કાણી બગલીના શિયાળુ રંગ સાથે સરખાવી શકીએ.

અવાંકને તેનો 'અવાક 'અવાક' અવાજ કરતાં દિવસે તમે ક્યારેય નહિ સાંભળો. આ ઉપરથી સમજી શકાશે કે આ બગલું નિશાચાર છે. એટલે સૂર્યાસ્ત સમયે પોતાનો બશીરો છોડી પાણીકાંઠે ચરવા જાય છે અને સૂર્યોદય સાથે અથવા તે પહેલાં તો પાછાં પોતાના બશીરે પહોંચી જાય છે. અને દિવસના ભાગમાં કોઈ વૃક્ષ ઉપર એક પગ ઊંચો રાખી બેસી રહે છે. આ બગલાંમાં પણ નર માદાના રંગમાં તફાવત નથી હોતો.

જો તેઓને તેના બશીરા ઉપરથી ક્યારેક ઉડાડીએ તો તેઓ ચારે બાજુ તીતર ભીતર થઈ ઊડવા લાગે

છે. અને તે સમયે તેનો 'અવાંક અવાંક'નો અવાજ કરતાં રહે છે. જ્યારે આપણે તેને ઊડતાં જોઈએ ત્યારે તેની પાંખો કાંઈ ઢીલી રીતે તેઓ નથી ધમતાં. આમ વધારે વખત ગેડા ન મારતાં પાછાં તરત જ પોળાના બશીરા ઉપર ગોઠવાઈ જાય છે. સામાન્ય રીતે અવાંક બહુ સ્ફુર્તિવાળું બગલું ન કહી શકાય. આપણે તેને વધારે પ્રમાણમાં મીઠા પાણીનાં તળાવ સરોવર કે નદી વગેરે ઉપર જોયાં છે. ખાસ દરીઆકાંઠે જતાં મારા જોવામાં આવ્યાં નથી પણ દરીઆકિનારે ચરવા જાય છે એમ જાણવા મળ્યું છે.

અવાંકનો દેશ દક્ષિણ યુરોપ અને ઉત્તર આફ્રિકાથી દક્ષિણ પૂર્વ એશિયા સુધી છે. એટલે આખો ભારત અને સૌરાષ્ટ્ર કચ્છ અને ગુજરાત તેનાથી વંચિત નથી. તેના માળા શોધવાની મોસમ જૂન માસથી સપ્ટેમ્બર માસ સુધી છે. અવાંક થોડા સાંઠીકડાં આડાંઅવળાં ગોઠવીને પોતાનો ઢીલો માળો કોઈ વૃક્ષ ઉપર બનાવી તેમાં લીલા ભૂરા રંગનાં ચાર પાંચ ઇંડાં મૂકે છે. તેનાં પીંછાંમાં પાવડર હોય કે પછી એવા પ્રકારની ચીકાશ હોય છે કે તેનાં પીંછાં ઉપરથી પાણી પડી જાય છે. એટલે ભારે વરસાદમાં પણ તે બહુ ભીનાં નથી થતાં.

તેનો આહાર મુખ્યત્વે માછલી દેડકાં અને એવા પ્રકારની પાણીની જીવાતનો છે. સ્વભાવે નિશાચાર છે પણ વર્ષાનાં વાદળાંથી પ્રકાશ ઓછો થઈ ગયો હોય તો તેઓ આ ઓછા પ્રકાશનો લાભ લઈ ચરવા ઊડી નીકળે છે. અને તેનામાં એવી ખાસીયત છે કે મનગમતો આહાર મેળવવા ઘણે લાંબે સુધી ઊડતાં કંટાળતાં નથી. જ્યારે તેઓ પોતાનો શિકાર પકડવા માટે દબાઈને બેસે છે અને થોડા પાણીની અંદર પણ જાય છે.

અવાંકને અંગ્રેજીમાં The Night Heron કહે છે. અને Nycticorax N. Nycticorax (Linn) એ એનું વિજ્ઞાનિક નામ છે.



દિલ્હી પોલિટેકનિક ખાતે કરવામાં આવેલાં સંશોધન ઉપરથી જણાયું છે, કે મેંદીના પાંદડાંમાંના રંજક તત્ત્વોનો કાપડ રંગવામાં પણ ઉપયોગ કરી શકાશે. આમાંથી તૈયાર કરવામાં આવેલા રંગો સારા પ્રમાણમાં ટકાઉ હોય છે. વળી આ પ્રક્રિયા સસ્તી પણ ઘણી છે. લગભગ ૧ આનાની કિંમતનાં ૧ રતલ જેટલાં મેંદીનાં પાનમાંથી સારા જથામાં રંજક તત્ત્વ મેળવી શકાય છે.

મેંદીના પાનને પાણીમાં પલાળીને, કપડાંમાંથી ગાળીને અને ગાળેલા રસમાં થોડુંક હાઇડ્રોક્લોરિક એસેટિક એસિડ ઉમેરીને રંગ બનાવવામાં આવે છે. આ રીતે રાતા–ભૂખરાથી માંડીને ભૂખરા–પીળા સુધીના ઘણી જાતના રંગો તૈયાર કરી શકાય છે.





અંદુલાલ ભગુભાઈ દલાલ

# છેડતી

નૈતિક શિથિલતા અને ચારિત્ર્યહીનતાએ આપણી ઊગતી પ્રજાને ખૂબ આછકલી બનાવી દીધી છે. તેમાંય ફિલ્મી આંધળાં અનુકરણે તો સાવ સત્યાનાશ વાળી દીધો છે એમ કહીએ તો ચાલે. આ લેખમાં આપણા એક પીઢ વિચારક અને લેખક જે વિચારસરણી રજૂ કરે છે તે દરેક માટે વિચારણીય છે.....

આજકાલ છાપાંઓમાં છેડતીના કિસ્સાઓના સમાચાર વારંવાર આવે છે.

કોઈપણ સ્ત્રીના શરીરને—ખાસ કરીને એનાં જાતીય અંગોને એ સ્ત્રીની ઇચ્છા વિરુદ્ધ જ્યારે કોઈ પુરુષ જાણી જોઈને અડકે ત્યારે એ સ્ત્રીની છેડતી કરી એમ કહેવામાં આવે છે.

આજે સ્ત્રી પુરુષને મળવાના પ્રસંગો વારંવાર ઊભા થાય છે. જૂના જમાનામાં સ્ત્રીને કવચિત જ બહાર જવાનું થતું, અને ત્યારે સાથે કોઈ ને કોઈ હોય જ, કાં તો પુરુષ હોય અગર બીજી સ્ત્રી અગર સ્ત્રીઓ હોય. એ એકલી તો ન જ હોય. એટલે સ્ત્રીની જાહેરમાં છેડતી થવાના પ્રસંગો કવચિત જ બનતા અગર બનતા હશે તો એની વિગતો બહાર આવતી નહિ હોય.

પણ આજે સ્ત્રીને એકલી બહાર જવાના અનેક પ્રસંગો આવે છે. નિશાળે અગર કૉલેજમાં ભણવા જવાનું હોય. કોઈને મળવા જવાનું હોય. બજારમાંથી ખરીદી કરવા જવાનું હોય. શાળા, કારખાનું, દુકાન, બૅન્ક વગેરે સ્થળે નોકરી કરવા જવાનું હોય. સાબુ તેલ વગેરે બનાવનાર વતી એના વેચાણના સોદા કરવા ઘેર ઘેર જવાનું હોય. એમ અનેક કારણે સ્ત્રીને એકલું બહાર જવાનું હોય છે. વળી પુરુષો સાથે કામ પણ પાડવાનું હોય છે. શાળાના શિક્ષક અગર કૉલેજના પ્રોફેસર સાથે ચર્ચા કરવાની હોય. વિદ્યાર્થી મંડળમાં કામ કરવાનું હોય. વેપારી અગર ગ્રાહક સાથે કામ પાડવાનું હોય. આમ અનેક કારણે સ્ત્રીઓ અને પુરુષો એક બીજાના સમાગમમાં વધુ પ્રમાણમાં આવે છે.

એટલે એમ કહી શકાય ખરું કે છેડતીની અનુકૂળતા મળે એવા સંયોગો વધતા જાય છે.

પરંતુ તેથી છેડતી કરનાર ઓછો ગુનેગાર બનતો નથી.

દરેક મનુષ્યની માફક સ્ત્રીને પણ સ્વમાન હોય છે. કદાચ એનામાં વધુ પ્રમાણમાં હશે. એટલે એની છેડતી થાય ત્યારે એ સહન કરી શકે નહિ એને છેડતી કરનારને સીધો કરવા એ પોતાની ચંપલ એના ઉપર ઉગામે એમાં કાંઈ અજુગતું નથી. બલકે એ જરૂરનું છે.

પણ છેડતી કેમ થાય છે? આજ કાલ એ કેમ વધુ પ્રમાણમાં થાય છે? એનો વિચાર કરવો ઘટે છે.

પુરુષ શું પહેલાનાં કરતાં વધુ વિષયી—સ્ત્રીલોલુપ—બન્યો છે કે જેથી એ છેડતી કરવા લલચાય છે? જૂના જમાનાનો પુરુષ શું વધુ સંયમી હતો? અને હાલનો શું વધુ સ્વચ્છન્દી છે? દુર્યોધન અને રાવણ જૂના જમાનામાં શું અપવાદ રૂપે જ હતા?

કે પછી જૂના જમાનામાં છેડતી માટે અનુકૂળતા ઓછી હતી અને આજે વધુ છે તેથી છેડતીનું પ્રમાણ વધ્યું છે?

ઉપર જણાવ્યું તેમ સ્ત્રી–પુરુષને મળવાના પ્રસંગો વધતા ગયા છે એ આવી અનુકૂળતામાંની એક અનુકૂળતા ગણી શકાય ખરી. જ્યાં મળવાનું જ ન હોય ત્યાં પછી છેડતીની વાત જ ક્યાંથી હોય? હા, કોઈ બે જણને આડો સંબંધ હોય તો જુદી વાત છે. પણ તો પછી એ છેડતી ન કહેવાય. કારણ કે એમાં સ્ત્રીની સંમતિ વિના કાંઈ બને છે એમ કહેવાય નહિ.

છેડતી કોઈ પણ સમાજને લાંછનરૂપ છે. સ્ત્રી એકલી બહાર ન જઈ શકે એવી પરિસ્થિતિ સમાજને શોભા આપનારી નથી. સમાજના લાભમાં પણ નથી. છેડતીની બીકે સ્ત્રીને ઘરમાં જ ભરાઈ રહેવું પડે એનાથી સમાજનો ઉત્કર્ષ થવાનો નથી. એટલે છેડતી થતી અટકાવવાને જેટલા ઉપાયો લઈ શકાય એટલા





સમાજે—સ્ત્રીએ અને પુરુષે—લેવા જોઈએ.

છેડતી એ કાયદાની દૃષ્ટિએ ગુનો છે. એવી જ રીતે ચોરી, છેતરપીંડી, લાંચ, વેશ્યાવેડા અને એવાં બીજાં સમાજવિરોધી કૃત્યો પણ કાયદાની દૃષ્ટિએ ગુના છે, અને એવું આચરણ કરનાર કાયદા મુજબ શિક્ષાને પાત્ર બને છે.

પણ કાયદો એકલો શું કરે? સમાજના સમજપૂર્વકના સહકાર વિના કોઈ કાયદો કામયાબ નિવડી શકે નહિ. એટલે આ બધા ગુનાહિત કૃત્યોને દાબમાં રાખવા માટે સમાજે પોતે—પુરુષે અને સ્ત્રીએ—પ્રયત્ન કરવો ઘટે.

આ પ્રયત્ન નિષ્ક્રિય નહિ પણ સક્રિય હોવો જોઈએ. ચોરી ન કરવી જોઈએ એટલું કહેવું બસ નથી; પણ ચોરી કરવાની લાલચ ઉત્પન્ન ન થાય એ મુજબની રચના હોવી જોઈએ. છેતરપીંડી ન કરવી જોઈએ એટલું કહેવું બસ નથી; પણ એવું કરવાનો પ્રસંગ જ ઊભો ન થાય એવી સ્થિતિ હોવી જોઈએ. લાંચ ન લેવી જોઈએ એટલું કહેવું બસ નથી; પણ લાંચ લેવી અને આપવી પડે એવી સ્થિતિ ન હોવી જોઈએ, અને લાંચ આપનાર પણ ન હોવો જોઈએ. વેશ્યાનો ધંધો ન કરવો જોઈએ એમ કહેવું બસ નથી, પણ એ ધંધો સ્ત્રીઓને કેમ કરવો પડે છે એ વિચારવું જોઈએ, અને જે કારણે એ કરવો પડતો હોય એ કારણ નાબૂદ કરવા પ્રયત્ન કરવો જોઈએ.

તેમજ છેડતીનું. છેડતી ન કરવી જોઈએ એટલું કહેવું બસ નથી. એ કેમ થાય છે? એ કરવા માટે કયાં કયાં બળો અનુકૂળતા પેદા કરે છે? અને છેડતી કરનાર વર્ગ ઉપરાંત જેની છેડતી થાય છે એ વર્ગ પણ પૂરો નહિ તો થોડે અંશે, જાણે અજાણે, જવાબદાર છે કે નહિ એનો પણ વિચાર કરવો જોઈએ.

સ્ત્રી પુરુષના સમાગમના પ્રસંગો વધતા જાય છે એ આને માટે અનુકૂળતા પેદા કરે છે. પણ તેવા પ્રસંગો અનિવાર્ય છે અને એ હંમેશ છેડતીમાં પરિણમે છે એમ કહી શકાય નહિ.

એટલે છેવટે પ્રશ્ન એ રહે છે કે સ્ત્રી પોતે આમાં શું કરી શકે?

છેડતી કરનારને ચંપલ મારવાથી કે બીજી રીતે માર મારવાથી છેડતી અટકી જશે એમ કહી શકાય ખરૂં. કેટલેક અંશે એનાથી ધાર્યું પરિણામ આવે ખરૂં, આબરૂ જવાની બીકે પુરુષ એ કામ કરતાં અચકાશે.

પણ જે પુરુષ જાહેર માર્ગમાં છેડતી કરે છે એને શું આબરૂની બહુ પડી હોય છે? કોલેજમાંથી છૂટીને ઘર તરફ અગર છાત્રાલય તરફ જતી એકલ દોકલ છોકરીના શરીર ઉપર, પાછળથી સાયકલ ઉપર આવીને હાથ નાખીને તુરત સાયકલ દોડાવી જનાર માણસને, પોતાની આબરૂની બહુ પડી હોતી નથી. અને એને ચંપલ મારવા પકડવો પણ કેવી રીતે?

છેડતીની અનુકૂળતા કરી આપવામાં, છેડતી કરવા લલચાવવામાં, પોતાનો પણ કાંઈ હિસ્સો છે કે કેમ એ, સ્ત્રીએ વિચારવાની જરૂર છે. શરીરનાં રૂપ રંગ અને ઘાટ ઈશ્વરે જે આપ્યાં હોય તેનાથી સંતોષ ન માનતાં એમાં કૃત્રિમ રીતે વધારો કરવાની ઇચ્છા હોય તો સ્ત્રી ભલે કરે પણ એનું પ્રદર્શન કરવાની જરૂર નથી. એનું પ્રદર્શન કરવાથી, છેડતી કરવાની લાલચને ઉત્તેજન મળે છે, અને એ રીતે પોતાની જાતને જ સ્ત્રી જોખમમાં મૂકે છે એટલું એણે સમજવાની જરૂર છે.

અન્ન વસ્ત્ર અને છાપરૂં એ ત્રણ જીવનની પ્રાથમિક જરૂરિયાતો મનાય છે. બીજું કાંઈપણ મેળવતાં પહેલાં મનુષ્ય અન્ન—ખોરાક—મેળવવા પ્રયત્ન કરે છે. એના માટે કોઈ એનો દોષ કાઢતું નથી.

પણ એની થાળીમાં જ્યારે એક, બે, ત્રણ ચીજો નહિ પણ અનેક ચીજો આવીને પડે છે ત્યારે એ આ બધું ભૂખ સંતોષવા ખાતો નથી પણ એની સ્વાદેન્દ્રિય સંતોષવા ખાય છે એ સહેજે સમજાય એવી વાત છે. વિધવિધ પ્રકારનાં ભોજનથી એના પેટનો ખાડો કાંઈ વધુ સારી રીતે પુરાતો નથી.



કપડું શરીર ઢાંકવા માટે છે. તાઢ, તડકો, વરસાદ વગેરેથી બચવા માટે શરીર ઢાંકવાની જરૂર પડે છે. એક જમાનાના વલ્કલ અને ચામડાં એને માટે વપરાતાં હતાં, આજે કાપડ વપરાશમાં લેવાય છે. એનો મુખ્ય હેતુ શરીરને ઢાંકવાનો અને એનું રક્ષણ કરવાનો છે.

પણ આજે એ મૂળ હેતુ માર્યો ગયો છે. શરીર ઉપર કપડાં પહેરાય છે તે, શરીર ઢાંકવા માટે નહિ પરંતુ શરીર ઉપર એક ઉપર એક કેટલાં પહેર્યાં છે, કયા રંગનાં પહેર્યાં છે અને કઈ ભાતના પહેર્યાં છે એ બતાવવા માટે હોય એમ લાગે છે. અને કેટલીક વખતે તો શરીરનાં કયાં અંગો કેટલા પ્રમાણમાં કપડાંથી ઢંકાયા વિનાનાં રાખી શકાય છે એ બતાવવા માટે હોય છે. એટલે હેતુ, શરીર ઢાંકવાનો નથી પરંતુ જોવાની ઈંદ્રિયને પોષવાનો હોય છે.

સ્વાદેન્દ્રિય પોષવા ખાતર ખાનાર મનુષ્ય એની પોતાની જ એ ઈન્દ્રિય પોષવા માટે ખાય છે. એ ખાય છે તે બીજાના પેટમાં જતું નથી. એ ખાસ કાંઈ જાહેરમાં પણ ખાતો નથી અને બધે અગર બીજાને ખાઈ બતાવતો નથી.

પણ કપડાંની બાબતમાં સ્થિતિ જુદી છે. ઉપર જણાવ્યા મુજબ, કપડાં પહેરવાનો હેતુ આંખને તૃપ્ત કરવાનો હોય છે. એ તૃપ્તિ ફક્ત પોતાની જ આંખને મળે એવી ઇચ્છા કપડાં પહેરનારની હોય છે એમ માનીએ તો પણ ઇચ્છાએ કે અનિચ્છાએ એ તૃપ્તિ બીજાની આંખને પણ મેળવવા દેવી પડે છે. જોનારની આંખને બંધ કરી શકાતી નથી.

જીભ અને આંખો બન્ને જ્ઞાનેન્દ્રિયો છે છતાં શરીરના બધા ભાગોની માફક એનાથી કર્મ પણ થઈ શકે છે. જીભ વડે કાંઈ ખોટું બોલાય ત્યારે એનો વિરોધ થઈ શકે; જેને ઉદ્દેશીને બોલાયું હોય તે અને બીજાં સાંભળનાર પણ એનો વિરોધ કરી શકે.

પણ આંખની ક્રિયાને કેવી રીતે રોકી શકાય? એ જોનારની દૃષ્ટિ શુદ્ધ છે કે મલિન છે, એ નિર્વિકારી છે કે વિકારી છે એનો નિર્ણય કોણ કેવી રીતે કરી શકે? અને વિકારી છે એવો નિર્ણય થઈ શકે તો પણ એ દૃષ્ટિ રોકવી કેવી રીતે? એ દૃષ્ટિ પોતાના તરફ ન આકર્ષાય એવી ઇચ્છા હોય તો પણ મને કે કમને એ દૃષ્ટિપાત સહન કરવો પડે છે.

દૃષ્ટિ આકર્ષવા માટે સ્ત્રીઓનાં કપડાં બનાવનાર અને વેચનાર અવનવી તરકીબો અજમાવે છે. શરીરનાં અંગો દર્શાવતાં અને એના ઉપર પહેરેલાં કપડાં દર્શાવતાં ચિત્રો છપાવવામાં આવે છે. એનાથી આગળ વધીને, એ અંગોવાળાં પૂતળાં બનાવી એ કપડાં એને પહેરાવી લોકોની નજરે પડે એ મુજબ એનું પ્રદર્શન કરવામાં આવે છે.

એમ કરીને લોકોની દૃષ્ટિ એ તરફ ખેંચવા એ પ્રયત્ન કરે છે. એ કાંઈ બોલતો નથી. એ, એ બધું જોવા કાંઈ આહ્વાહન પણ આપતો નથી. પરંતુ આવા પ્રદર્શનથી કેવળ મૂક રીતે દૃષ્ટિ આકર્ષે છે.

એ આમ કરે છે કારણ કે એમાં એને સ્વાર્થ છે. પોતાનો માલ ખપાવવા એ આવા ઉપાય અજમાવે છે.

પણ સ્ત્રીને એ વેપારીની માફક કાંઈ પોતાનો માલ ખપાવવાનો હોતો નથી. એને એમાં કોઈ સ્વાર્થ નથી.

તો પછી એ આવું પ્રદર્શન શા માટે કરતી હશે?

ગુણ અને રૂપ એ બેની બે ખાસિયતો એક બીજાથી ઊલટા પ્રકારની છે. ગુણ ઉંમર વધતાં વધે છે; રૂપ ઉંમર વધતાં ઘટે છે. અને બીજું, ગુણ એ અંદરની વસ્તુ છે; એ ક્રિયાદ્વારા બતાવી શકાય છે અને એને જોવાની ઇચ્છા રાખનારે અંતરનો પરિચય સાધવો પડે છે. જ્યારે રૂપ બહારની વસ્તુ છે; એટલે એ બતાવી શકાય છે અને બીજા એને સહેલાઈથી જોઈ શકે છે.

એ રૂપ બીજા જુએ એવી ઇચ્છા જે સ્ત્રીમાં હોય એ જ પોતાના રૂપનું પ્રદર્શન કરે છે અને એ સ્ત્રી

ડાહ્યાભાઈ પટેલ

# વાત્સલ્ય

ધરતીને કોઈપણ ખૂણે જનેતા એ તો જનેતા જ હોય છે. વાત્સલ્યનું ઊંડું ઝરણું તો હમેશાં ચાલુ જ હોય છે. આફ્રિકાની જંગલી જાતિમાંથી ઊંચકેલી આ વાર્તા આફ્રિકાવાસી બૅરિસ્ટર-લેખકે લખી છે એટલે એમાં જે આબેહૂબપણું આવ્યું છે તે તો વાંચનારને દેખાશે જ. અને તેનું વસ્તુ તો જરૂર આકર્ષશે જ………

ટેસેરાના અંતરમાં રંજ હતો. દુઃખ હતું. એની એકની એક દીકરી ઓમરિયા ત્રણ દિવસથી એટલી પીડાતી હતી કે એનું દુઃખ ટેસેરાથી જોયું જતું નહોતું. એણે જંગલી લોકો જે કોઈ વનસ્પતિની થોડીઘણી દવા જાણતાં તે સર્વ કરી પરંતુ ઓમરિયાનું દુઃખ ઓછું થતું નહિ. એ દુઃખથી અમળાતી હતી. પેટમાં જાણે કોઈ ચીરો ના મૂકતું હોય તેમ ઓમરિયા ઘાસના ઝૂંપડામાં, જેમાં ઘાસની નાની એવી પથારી કરી હતી તેમાં સૂતી હતી.

ઓમરિયાનો બાપ નવા જ થયેલા નેશનલ પાર્કમાં નોકરીએ રહ્યો હતો. ગેમ વૉર્ડન (પાર્કનું અને તેમાં આવેલાં પ્રાણીઓનું રક્ષણ કરનાર) સાથે એક દિવસ એક હાથીના ટોળાને પાર્કમાં હાંકી લાવવામાં મદદ કરવા ગયો હતો. તેમાં એક ખીજાયેલા હાથીએ એને પકડી ચગદી નાખ્યો. એ જ ક્ષણે એ મૃત્યુ પામ્યો. આથી ટેસેરા એની દીકરી ઓમરિયા સાથે નાઈલ નદીના કિનારે બેત્રણ પડોશીઓ સાથે જંગલી પશુઓ વચ્ચે રહેતી. એ સ્થાન જ ભયંકર અને જીવનને જોખમમાં નાખનારૂં હતું. પરંતુ હજારો વરસથી એ આફ્રિકાનાં જંગલોમાં એનાં પૂર્વજો જંગલી અવસ્થામાં રહ્યાં હતાં. આજે પણ એ જ સ્થિતિમાં પ્રવર્તતી.

એ જ જંગલી હિંસક પ્રાણીઓની હૃદય ચીરતી ચીસો હજારો વરસથી ટેસેરા અને એનાં પૂર્વજોએ સાંભળી હતી. ભૂખ્યા સિંહ કે દીપડાના એના પૂર્વજો કેટલીય વખત ભોગ થઈ પડ્યા હતા. એમની પાસે એવા વિકરાળ પ્રાણીઓ સામે ઝઝૂમવા ભાલા સિવાય બીજું કોઈ હથિયાર નહોતું. ઘણી વખત ભાલો હાથમાં જ રહી જતો અને હિંસક પ્રાણી એવાં કોઈ અભાગી માનવનો કોળિયો કરી જતું.

ઓમરિયાનું દુઃખ ટેસેરાથી જોયું જતું નહોતું. કુદરત-સહજ વાત્સલ્યને લીધે જે વાત્સલ્ય પોતાના બાળક માટે સર્વસ્વ અર્પવા પ્રેરે છે તે વાત્સલ્ય ટેસેરાને અસહ્ય દુઃખ આપી રહ્યું.

એણે એનાં પડોશી જેઓ એની માફક જ જંગલી અવસ્થામાં જીવતાં હતાં તે સર્વને ઓમરિયાના દર્દનો ઉપાય પૂછ્યો પરંતુ એ અજ્ઞાન અને અબુધ મનુષ્યો શો ઉપાય બતાવે?

'જો ગુલુ શહેરના મિશનના દવાખાનામાં ઓમરિયાને

---

પોતાના રૂપમાં ન્યૂનતા હોય તો કૃત્રિમ રીતે એ ન્યૂનતા ઘટાડવા પ્રયત્ન કરે છે.

આ વલણ જો મનુષ્ય માત્રમાં હોય અને એ હોવું જો સહજ ગણાતું હોય તો પછી છેડતી માટે એકલા પુરુષનો જ વાંક શા માટે કાઢવો? જો સ્ત્રી મનુષ્ય છે તો પુરુષ મનુષ્ય નથી? આકર્ષવા માટેનાં પ્રલોભનો ધર્યાં પછી જે આકર્ષાય એ ગુનેગાર છે અને પ્રલોભન ધરનાર ગુના-રહિત છે એમ કહેવું એ, માણસને દારૂ પીવરાવી પછી કહેવું કે તું ગાંડો ન થઈશ એના જેવું છે; ચોરી કરનાર ગુનેગાર છે પણ ચોરી કરવાનું ઉત્તેજન મળે એ હેતુથી એના હાથમાં સહેલાઈથી પૈસા આવી પડે એવી રીતે કબાટ ખુલ્લું મૂકનાર ગુનેગાર નથી એના જેવું છે; લાંચ લેનાર ગુનેગાર છે પણ લાંચ વિના કામ ન થઈ શકે એવી સ્થિતિ સર્જનાર ગુનેગાર નથી એના જેવું છે; અને દારૂ પીનાર ગુનેગાર છે, પણ દારૂની દુકાન લઈને બેસનાર ગુનેગાર નથી એના જેવું છે.





લઈ જવામાં આવે તો જરૂર મટે.' એક પડોશીએ જણાવ્યું. ગુલુમાં મિશન છે. ત્યાં રોગગ્રસ્ત માણસોની દવા કરવામાં આવે છે એ બિના સર્વને વિદિત હતી. જો કે કોઈએ એ મિશન, એમાં દવા આપતા ડૉકટરો કે ગુલુ શહેર એમાંનું કાંઈ જોયું નહોતું. એમણે ગુલુ અને ત્યાં આવેલું મિશન એ વિષે સાંભળ્યું હતું. હા એક વખત એક ગોરા ગેમ-વૉર્ડન સાથે ઓમરિયાનો સ્વર્ગસ્થ પિતા ત્યાં ગયો હતો. એણે ગુલુ શહેરની, ત્યાં આવેલાં પાકાં ઈંટનાં મકાનોની, ત્યાં આવેલા મિશનની અને દવાખાનાની વાતો કરી હતી. આથી એમને બધાંને ખાતરી હતી કે ગુલુ શહેર જાહેર છે જ્યાં મોટાં—એક માળનાં ઈંટોનાં મકાનો છે, જ્યાં મિશનમાં બહુ જ દયાળુ અને પરોપકારી માણસો છે જે દુઃખીઓની દવા કરે છે.

પરંતુ બાર વરસની ઓમરિયાને લઈને જવું શી રીતે? ઓમરિયા પોતે શરીરે પણ સ્થૂળ હતી. એનો ભાર ઊંચકીને બાવન માઈલ જેટલું અંતર કાપવું એ રમત તો ના જ કહેવાય ને? વળી રસ્તો પણ ટેસેરાએ જોયો નહોતો. રસ્તામાં કેટલી નદીઓ આવતી હશે તેની એને ખબર નહોતી. નાઈલ નદીને મળનારી અનેક નાની મોટી નદીઓ અને ઝરણાં તો રસ્તામાં આવે જ.

એ બધાથી મોટો ભય જો સિંહ હાથી કે ચિત્તા રસ્તામાં મળે તો તો જાન ગુમાવવાની જ વાત. હાથીનાં ટોળે ટોળાં તો મળવાનાં જ. કારણ હાથી આજુબાજુ હરહંમેશ મળતા જ હોય છે. પણ હાથીનો ભય લાગે તેમ નહોતો. હાથી તો ટેસેરાના ઝૂંપડા નજીક પણ વારંવાર આવતા. વળી એ માંસાહારી નહિ આથી એ મનુષ્યવધ પણ કરે નહિ. આથી હાથીનો ભય રાખવા જેવું નહોતું. હા જો જંગલી ભેંસોનું ટોળું રસ્તામાં મળી ગયું તો જીવ બચાવવો મુસ્કેલ. વગર કારણે એ માણસ ઉપર હૂમલો કરનારૂં પ્રાણી. એથી તો દૂર ભાગવું જ સારૂં.

આવા વિકટ અને દુર્ગમ સંજોગોમાં ઓમરિયાને મિશન હોસ્પિટલમાં શી રીતે લઈ જવી એ ટેસેરા માટે પ્રશ્ન હતો. એ વિચારમાં પડી ગઈ. વિચાર કરવાની એને ટેવ નહોતી છતાં વિચાર કર્યા સિવાય છૂટકો નહોતો.

ઓમરિયાનું દુઃખ દેખ્યું જાય તેમ નહોતું. ટેસેરા પોતે અબળા હતી. બાર વરસની ઓમરિયાને શી રીતે ઊંચકીને ઠેઠ ગુલુ મિશન—જે લગભગ પચાસથી સાઠ માઈલ દૂર હતું ત્યાં પહોંચાડવી? ઉપરાંત ટેસેરા પોતે ઉધરસથી હરહંમેશ પીડાતી હતી. આથી શરીરે એ દૂર્બળ હતી. રસ્તામાં હિંસક સિંહ ચિત્તા જંગલી ભેંસો હાથીનાં ટોળાં કે અજગર મળે તો તેમની સામે રક્ષણ કરવાનું એની પાસે સાધન પણ શું હતું? હા એની ઝૂંપડીમાં એક ભાલો હતો. જે એ સાથે લઈ જઈ શકે.

ઘણા વિચાર પછી એણે નિશ્ચય કર્યો કે ગમેતેમ કરી ઓમરિયાને ગુલુ મિશને પહોંચાડવી. એ રાત્રિએ એ વહેલી ઊઠી. એણે ઓમરિયાને એની પીઠ ઉપર જૂની ટેવ મુજબ બાંધીને ઊંચકી. ઓમરિયા ચાલી શકે એવી સ્થિતિ તો હતી જ નહિ. આટલો ભાર લઈ એ ક્યાં સુધી જઈ શકશે? છતાં પ્રયત્ન કરી એક હાથમાં ભાલો લઈ ટેસેરા એના દૂર્બળ શરીરને ધરતી તરફ ખેંચતા ઓમરિયાના ભારને મહા પ્રયત્ન કરી ગુલુના માર્ગ ભણી વહેવા લાગી.

'બેટા! બહુ દુઃખે છે? થોડા વખતમાં આપણે મિશનના દવાખાને પહોંચી જઈશું. ધીરજ રાખ.' પરસેવે રેબઝેબ થતી ટેસેરા પેટમાં થતા અસહ્ય દુઃખથી વાંકી વળી જતી ઓમરિયાને ધીરજ આપતાં કહેતી. જંગલમાં રસ્તો પગદંડીનો હતો. એ પોતે કદી ગુલુ ગઈ નહોતી. છતાં એને ખાતરી હતી કે ગુલુ ઉત્તર અને પશ્ચિમ દિશા ભણી એ શહેર આવ્યું છે, જો પોતે મર્ચ્યુંસન ધોધવાળા મોટરો આવજા કરે છે એ ધોરી રસ્તે આવી જાય તો તો વાંધો જ ના આવે. પરંતુ એ રસ્તો લગભગ ત્રીસ માઈલ દૂર હતો. આથી એ ત્રીસ માઈલ કાપવા મુસ્કેલ હતા.



જંગલી ઝાડનાં ઝૂંડ અને કાંટાળાં ધૃંગાંમાંથી રસ્તો કાઢવો મુશ્કેલ હતો. ટેસેરાના અર્ધનગ્ન દૂર્બળ શરીરને એ ક્રૂર કાંટા એના ધ્યેયમાંથી પાછી પાડવા ઘણું દુઃખ આપી રહ્યા પણ ટેસેરા એના લોહીનીતરતા પગને એના મનના બળથી આગળ ને આગળ વધારતી ગઈ.

ફૂંફાડો મારતો ફણીધર નાગ એની પૂંછડી ઉપર પગ પડતાં પાછો વળી ટેસેરાને એનો ઝેરીલો જીવલેણ દંશ મારવા તૈયાર થઈ ગયો. ટેસેરા ગભરાઈ ગઈ. એ કૂદીને પાછી પડી. હંમેશાની ભાલો મારવાની ટેવને લીધે જ એણે નાગની ફેણ તરફ ભાલો ફેંક્યો. પરંતુ ભાલો ફેંકતી વખતે એના શરીરનું સમતોલપણું એને ગુમાવ્યું. એ ઓમરિયા સાથે જમીન ઉપર ગબડી પડી. થોડી ક્ષણ તો એને એમ લાગ્યું કે પોતે જાણે એ રીતે પડી જ રહે. પરંતુ બીજી ક્ષણે એ પ્રયત્ન કરી ઊઠી. એણે ઊઠીને જોયું તો એનો ભાલો નાગની ફેણમાં પેસી ગયો હતો. ભાલો લઈ એ આગળ ચાલી.

તાપ અસહ્ય હતો. માર્ગ મુશ્કેલીથી કપાતો હતો. પરંતુ ટેસેરાના માતૃહૃદયે એના બાળકને બચાવવાનું ભગીરથ કામ હાથમાં લીધું હતું. આથી પરિશ્રમને એ ભૂલી જતી; ભૂખ તરસ એ વેઠી લેતી. કાંટાઓના જખમને એ સહી લેતી.

એની પોતાની ભૂખતરસ એ ભલે ભૂલે પરંતુ ઓમરિયાને લાગેલી તરસનું શું? એ દુઃખી અવાજે 'પાણી પાણી' ઝંખી રહી હતી.

જેમ તેમ કરી થોડો વખત ટેસેરાએ ઓમરિયાને મનાવી પટાવી 'હમણાં પાણી આવશે', 'જો આગળ ઝરણું આવે છે' એમ કહી મન વાળ્યું. પણ જ્યારે ઓમરિયાએ પાણી માટે કલ્પાંત કરવા માંડ્યું ત્યારે ટેસેરાએ એનો ગુલુનો માર્ગ છોડી પાણીની શોધમાં આમ તેમ ભમવા માંડ્યું.

પાણી નજીકમાં જ હતું. મહા નદી નાઇલને મળતી હજારો નાની નદીઓ તથા ઝરણોમાંનું આ એક ઝરણું હતું. ઝાડની ઘટામાંથી પસાર થતું આ ઝરણું જોઈ ટેસેરાએ પણ ઘડી વિસામો ખાવાનું નક્કી કર્યું. એણે ઓમરિયાને નીચે ઉતારી. ઝાડની ઘટામાં એ 'હાશ' કરતી બેઠી. એણે મકાઈનો સાથે આણેલો બાફેલો આટો એની પોટલીમાંથી કાઢ્યો. ઓમરિયાને ખવડાવવા પ્રયત્ન કર્યો. ઓમરિયાના પેટમાં એટલું દુઃખ થતું હતું કે એણે ખાવાની ના પાડી.

બન્નેએ ધરાઈને પાણી પીધું. ટેસેરાએ એના પગને ઠંડા પાડ્યા. એના પગને પાણીમાં બોળ્યા. એને ક્યાં ખબર હતી કે હિંસક ભૂખ્યો મગર બાજુમાં જ એનું ભક્ષણ કરવા તાકી રહ્યો છે?—એ લાગ શોધી રહ્યો છે?

જેવો ટેસેરાએ પાણીમાં પગ બોળ્યો કે એ ઝડપથી સરકતો આવ્યો. ઓમરિયાની નજર મગર ઉપર પડી. એણે એની માને ચેતાવતાં 'મા મગર દોડો' એમ બૂમ પાડી. ટેસેરાએ બાજુમાં જોયું. મગર નજીકમાં જ આવી ગયો હતો. એ ઝડપથી ઊઠી. એ દોડી પણ મગરે તે પહેલાં એના પૂંછડાની થપાટ ટેસેરાના પગમાં મારી. ટેસેરા નીચે ગબડી પડી. સદ્ભાગ્યે એના હાથમાં ભાલો હતો. એ ઝડપથી ઊભી થઈ. એણે ભાલો એને પકડવા આવતા મગરના મોંમાં જોરથી લગાવ્યો. મગરના મોંમાં ભાલો વાગ્યો. એ ત્રાડ પાડી પાણીમાં ભાગ્યો. ભાલો એના મોંમાં જ હતો. મગર તરફડીયાં મારતો પાણીમાં ચાલ્યો ગયો. ટેસેરા ડરની મારી ઓમરિયાને ઊંચકી ઝડપથી ત્યાંથી દૂર ભાગી.

થોડે દૂર ગયા પછી એને પગે લહાય ઊઠવા લાગી. એના પગ ઉપર મગરના પૂંછડાની વાગેલી ઝાપોટથી લોહી નીકળતું હતું.

ધીરે ધીરે પગમાં કળતર પણ થવા લાગ્યું. ચાલવું અત્યંત મુશ્કેલ થઈ પડ્યું. છતાં એ ઘણો પ્રયત્ન કરી જેમ તેમ ધીરે ધીરે આગળ વધવા લાગી.

અંધકાર વ્યાપ્યો. રસ્તો સૂઝે તેમ નહોતું. જો કે આઠમનો ચન્દ્ર એના હોડલામાં બેસી ગગનનો વિહાર કરી રહ્યો હતો. ટેસેરાએ એક ઝાડના થડ આગળ



મુકામ કર્યો. એ ઓમરિયાને એની છાતી સરસી ચાંપી સૂઈ ગઈ. જેવી સૂઈ ગઈ કે તુરત જ તે ઊંઘી ગઈ. ઓમરિયાનો કણસવાનો અવાજ વચ્ચે વચ્ચે આવતો.

જ્યારે ટેસેરા જાગી ત્યારે પ્રભાત થઈ ગયું હતું. એણે ઊઠવા પ્રયત્ન કર્યો પરંતુ જાણે એનાં અંગે અંગ હાલવા જ ના પાડતાં હોય તેમ લાગ્યું. એના પગમાં અસહ્ય દુઃખ થવા લાગ્યું. હજી અંધારૂં હતું. પ્રયત્ન કરી એ ઊઠી. આંખો ચોળી એણે એની નજર આજુબાજુ નાખી, 'અરે આ શું?' હાથીનું ટોળું એની સામે જ ઊભું હતું. ટોળાનો નાયક એને અને ઓમરિયાને જોઈ રહ્યો હતો. જાણે વિચારતો ના હોય કે આ બન્ને માણસો એમને નુકશાન કરવા તો નહિ આવ્યા હોય ને?'

ટેસેરા એનો શ્રમ ભૂલી. એણે અથાગ પ્રયત્ન કરી ઓમરિયાને ઊંચકી. ધીરે ધીરે એ પાછલે પગલે એ હાથીના ટોળાથી દૂર જવા લાગી. હાથીનું ટોળું ટેસેરા અને ઓમરિયાને જોઈ રહ્યું. નાયકે જોયું કે આ બન્ને માનવો એમને નુકશાન કરવા નથી આવ્યાં. આથી એણે નિર્ભયતાનો ગગનભેદી સૂર કાઢ્યો. તુરત જ નાયકની આજ્ઞા અનુસાર આખું ટોળું એની પાછળ ચાલ્યું.

ટેસેરાથી માર્ગ કાપવો મુશ્કેલ થઈ પડતો હતો. સૂર્ય પણ એનાં ક્રૂર કિરણોથી એને સતાવતો હતો.

અજાણ્યો રસ્તો કાપતાં મુશ્કેલી નડતી હતી. જંગલ વિકટ અને ભયંકર હતું. સદ્‌ભાગ્યે સિંહ કે ચિત્તા જેવું હિંસક પ્રાણી મળ્યું નહોતું. નહિતર એવા પ્રાણીનો બંને કોળિયો જ થઈ જાત.

દૂર દૂર જંગલી ભેંસો જોઈ ટેસેરાના રામ રમી ગયા. એ જડ હિંસક અને હૂમલાખોર પ્રાણીનું ટોળું એના રસ્તામાં જ ઊભું હતું. એ ભેંસો ના જુએ એ રીતે ટેસેરાએ એનો રસ્તો કાપવો રહ્યો.

એ ઓમરિયા સાથે નીચી વળી. ઓમરિયાનો ભાર એણે ખૂંધા વળી કેડો ઉપર લીધો. એ ધીરે ધીરે બાજુમાંથી રસ્તો કાઢી આગળ વધી. જ્યારે ભેંસોનું ટોળું દૂર પાછળ રહ્યું ત્યારે એના જીવમાં જીવ આવ્યો.

સાંજ પહેલા એનો વિચાર ધોરી રસ્તા ઉપર પહોંચી જવાનો હતો. એ રસ્તે મર્ચ્યુંસન ધોધ જોવા જતા લોકોની મોટરકારો જતી આવતી હોવાથી હિંસક પ્રાણીઓ ત્યાં નજીક આવતાં નહિ. આથી એ રસ્તો જોખમકારક ઓછો. વળી એ રસ્તે સીધું ગુલુ મિશનમાં પહોંચી જવાય તો વાંધો ન આવે.

એણે સાંજ પહેલાં ધોરી રસ્તે પહોંચી જવા માટે જેટલી બને તેટલી ઝડપથી ચાલવા માંડ્યું. એ સાંજ પહેલા ધોરી રસ્તે પહોંચવા માટે એનાં અંગેઅંગને એણે એના મનના પ્રાબલ્યથી ચેતન આપ્યું.

એની મુરાદ બર આવી. અંધારું થતાં એણે મોટર-કારનું દૂર દૂર અજવાળું ફેલાવતું લાઈટ જોયું. પ્રથમ તો એ ગભરાઈ ગઈ. એણે જિંદગીમાં એક વખત મોટર જોઈ હતી પરંતુ મોટર દિવસે જોઈ હોઈ એને ખબર નહોતી કે મોટરને આવું લાઈટ હોય છે. તરત જ એના ધણીએ મોટરની વાત કરી હતી તે યાદ આવી. એ એક ઝાડની ઓથે સંતાઈ ગઈ. મોટર તો તરત જ પસાર થઈ ગઈ.

ટેસેરા એ ઝાડ નજીક જ બેસી ગઈ. એનાં થાકેલાં અંગે અંગ આરામ ઝંખી રહ્યાં હતાં. એ જેવી નીચે બેઠી કે એને ઝોકાં આવવા લાગ્યાં. એણે એની પીઠ ઉપરથી ઓમરિયાને ઉતારી એની ગોદમાં લીધી. ઓમરિયાના દર્દથી પીડાતા શરીરને એના બન્ને હાથે વીંટી એની ગોદમાં લઈ છાતી સરસી ચાંપી એ સૂઈ ગઈ. ઓમરિયાને પણ આરામની ખાસ જરૂર હતી. બંને મા દીકરી ધરતીની પ્રેમલ ગોદમાં ઘસઘસાટ ઊંઘી ગયાં.

પરોઢીએ ટેસેરા જાગી ઊઠી. પૂર્વ દિશામાં ઉષાએ નૃત્ય પ્રારંભ્યું હતું. એના પગની પાનીનું કુમકુમ ચોતરફ વેરાયેલું નજરે પડતું હતું. એના હાસ્યની

મધુરતાને વનવગડાનાં પંખીઓએ એમના ગાનમાં ઉતારી પુનઃ ઉચ્ચારવાનું શરૂ કર્યું હતું.

ટેસેરા પાસે ખાવાનું કાંઈ નહોતું. ઓમરિયા પણ ભૂખી હતી. ટેસેરાને હજી ત્રીસ માઈલ ચાલવાનું હતું. એટલામાં એને તાજા માંસની ગંધ આવી. કાંઈ ખાવાનું મળે એ આશામાં ઓમરિયાને ઝાડ નીચે સુવાડી જે બાજુથી ગંધ આવતી હતી તે બાજુ જોવા ગઈ. ત્યાં જે દૃશ્ય એણે જોયું તે જોઈ થોડી ક્ષણો માટે તો થીજી જ ગઈ. મરેલા હરણના શબ ઉપર સિંહણ મિજબાની ઊડાવતી હતી. ધરાયેલો સિંહ બાજુમાં જ બેઠો હતો. બે બચ્ચાં ગેલ કરતાં હતાં.

ટેસેરાની નજર જેવી ત્યાં પડી કે સિંહે એને જોઈ. ટેસેરાને જોઈ સિંહે ઘુરકવા માંડ્યું.

ટેસેરા એનો પરિશ્રમ, ભૂખ, થાક અને પરિતાપ સર્વ ભૂલી ગઈ. જાણે સાક્ષાત મૃત્યુ જ સામે આવી બેઠેલું હોય એમ એનાં અંગ થીજી ગયાં. એ હાલી ચાલી શકી નહિ. પ્રભાતનો શીતલ મંદ પવન હોવા છતાં એનાં સર્વ અંગમાંથી રેબઝેબ પરસેવો છૂટ્યો.

એજ વખતે ઓમરિયાનો 'બા ઓ બા તું ક્યાં છે ?' એમ પોકાર તેને કાને પડ્યો. ટેસેરાએ અપાર્થિવ પ્રયત્ન કર્યો. એ ધીરે ધીરે પાછલે પગલે સિંહની નજરથી દૂર ગઈ. થોડે દૂર જતાં એ દોડી. એનાં થાકેલાં અંગમાં બળ આવ્યું. એણે ઓમરિયાને ઊંચકી લીધી. એ પાછળ જોયા સિવાય ઝડપથી ચાલી.

લગભગ બે કલાક ચાલ્યા પછી જ એ વિસામો ખાવા થોભી.

ધોરી રસ્તો હોવાથી હવે જંગલી પશુઓની જગ્યાએ માણસો અવરજવર કરતાં દેખાવા લાગ્યાં. ટેસેરા ભૂખને લીધે વધારે ચાલી શકે તેમ નહોતી. એના શરીર ઉપર એક ફાટલું વસ્ત્ર હતું. ઓમરિયા પણ લગભગ નગ્ન જ હતી. આથી એના જેવાં ગરીબ અને નિષ્પ્રાણ માણસોને કોણ વિસામો આપે ?

છતાં માનવતા તો જગતમાં હતી, છે અને રહેશે જ. એક જગ્યાએ ઝાડની છાયા જોઈ વધારે ચાલી નહિ શકવાને લીધે એ બેસી ગઈ. ઓમરિયાના પેટમાં દર્દ ઉપડ્યું હતું. એ દુઃખને લીધે અમળાતી હતી. ટેસેરાથી ઓમરિયાનું દુઃખ જોયું જતું નહોતું.

એ વખતે ત્યાંથી માથા ઉપર થોડો થોડો માલ લઈ જતા મજૂરોનું ટોળું પસાર થતું હતું. જો કે ટેસેરાએ જે જગ્યા પસંદ કરી હતી અથવા આપોઆપ પસંદ થઈ હતી તે ઘણી જ સરસ હતી આથી પેલા મજૂરોએ પણ ઝાડની છાયામાં વિસામો ખાવા નિર્ધાર કર્યો.

મજૂરોએ એમની પાસે જે કંઈ ખાવાનું હતું તે કાઢ્યું : ટેસેરા અને ઓમરિયા બન્નેએ ભૂખી નજરે મજૂરોના ખોરાક તરફ જોયું, મજૂરોએ તરત જ ટેસેરા અને ઓમરિયાને ખાવા આપ્યું. જ્યારે એમણે ટેસેરાની વાત જાણી ત્યારે એમણે માર્ગદર્શન પણ કર્યું.

'જો વરસાદ હોય તો રસ્તામાં એક પૂલ હમણાં તૂટી ગયો છે તો પાણી વહી ગયા પછી જજો. નહિતર એ પાણીના પૂરમાં તણાઈ જવાય એવું છે.' ટેસેરાએ મજૂરોની સૂચના ધ્યાનમાં રાખી. મિશન વિષે પણ એને માહિતી મળી. ત્યાં જે ડૉક્ટર હતા તે ગોરા ગોરા ભૂરિયા છે. સ્વભાવે અત્યંત દયાળુ અને માયાળુ અને પરોપકારી વૃત્તિના છે.

આરામ કર્યા પછી ટેસેરાએ સાંજ સુધીમાં ગુલુ શહેરમાં પહોંચી જવાની આશાથી ઓમરિયાને ફરીથી એની ખાંધે ઉપાડી. પરંતુ જાણે એની કસોટી પૂરી ના થઈ હોય તેમ એકાએક મૂશળધાર વરસાદ તૂટી પડ્યો. ટેસેરા પોતે ઠંડીથી થરથર ધ્રૂજવા લાગી, ઓમરિયા પણ ઠંડીથી ધ્રૂજી ઊઠી.

બન્ને મા દીકરીના અંતરમાં પરિતાપનો પાર નહોતો. ઘડીભર તો બન્નેને એમ જ લાગ્યું કે આ દુઃખનો આ વિકટ મુસાફરીનો અંત આવશે કે નહિ. મુસાફરી હતી તો ત્રણ ચાર દિવસની પણ જાણે આખી નવી

જિંદગી જીવ્યાં હોય એમ બન્ને અનુભવવા લાગ્યાં. જેમતેમ કરી એ સાંજ સુધીમાં ગુલુ મિશનથી પાંચેક માઇલ સુધી પહોંચી ગઈ. પરંતુ રાત પડી ગઈ હતી. રસ્તો અજાણ્યો, અંધકાર ઘણો આથી આગળ વધવું મુશ્કેલ હતું. ટેસેરાએ બીજે દિવસે મિશનમાં જવાનું નક્કી કર્યું.

બીજે દિવસે વહેલી સવારે ઊઠીને એ મિશન ભણી ચાલી. પાંચ માઇલ કાપતાં એને વાર ન લાગી. જ્યારે એ મિશનમાં પહોંચી ત્યારે ગોરા ડૉકટર આવી ગયા હતા.

ટેસેરા પીંજરે પુરાયલા પંખીની માફક મિશનમાં આવેલા દરેક માણસને જોઈ ફફડતી હતી. ઓમરિયાના પેટમાં ઘણું દર્દ ઊપડ્યું હતું. એનાથી ચીસો પડાઈ જતી હતી.

તરત જ પેલા ગોરા ડૉકટરે ઓમરિયાને તપાસી ત્યાં આવેલી પરિચારિકાઓને બોલાવી.

ઓમરિયાને ઓપરેશન હૉલમાં લઈ જવામાં આવી. ટેસેરાનો જીવ પડીકે બંધાઈ ગયો હતો. એની દીકરીને શું થયું હશે. અહીં દવાખાનામાં શી દવા આપશે. ઓમરિયાને મટી જશે કે નહિ? આવા અનેક પ્રશ્ન એના મનમાં ઊઠ્યા. એક પરિચારિકાએ આવી એને આશ્વાસન આપ્યું.

ઓમરિયાને કલોરો-ફૉર્મ આપવામાં આવ્યું. એની ચીસો બંધ થઈ ગઈ. ટેસેરાના અંતરમા ધ્રાસકો પડ્યો. 'શું મારી દીકરી મૃત્યુ પામી હશે.' એટલામાં ઑપરેશન ખંડમાંથી એક પરિચારિકા બહાર નીકળી. એ ઝડપથી પસાર થતી હતી. ટેસેરા પાગલની માફક એની પાછળ દોડી.

'મારી ઓમરિયાને જોવા જાઉં ?' પરિચારિકા ટેસેરાની ભાષા સમજી શકી નહિ. પરિચારિકાએ ટેસેરાને શાન્તિ રાખવા કહ્યું. પરંતુ અબૂધ અને અજ્ઞાન ટેસેરા એમ સમજી કે એની દીકરી મૃત્યુ પામી. ટેસેરાનું શરીર અત્યંત પરિશ્રમને લીધે દુર્બળ બની ગયું હતું. પરિતાપથી એનું મન વ્યગ્ર બની ગયું હતું. એણે માની લીધું કે ઓમરિયા બચી શકી નથી અને આ ખ્યાલે એ બેભાન બની ગઈ.

તરત જ ટેસેરાને અંદરના ઓરડામાં ખસેડવામાં આવી. બે કલાક પછી જ્યારે એ ભાનમાં આવી ત્યારે ફક્ત એક જ વસ્તુ ઝંખતી હતી: 'મારી ઓમરિયા ક્યાં છે! એ કેમ મરી ગઈ! મને એના શબ પાસે લઈ જાવ.'

તરત જ પેલા દયાળુ ગોરા ડૉકટર એક પરિચારિકા જે ટેસરાની ભાષા જાણતી હતી તેની સાથે ટેસેરા પાસે આવ્યા. એમણે ટેસેરાને કહ્યું: 'સારું થયું કે તું તારી દીકરીને આજે લઈ આવી. એને એપેન્ડીસાઈટીસ થયું હતું. એટલે કે એનું આંતરડું વધતું હતું. જો એક દિવસ પણ મોડું થયું હોત તો એ વધેલું આંતરડું જે પાક્યું હતું તે એક બે દિવસમાં ફૂટી જાત. ફૂટી જતાં તારી દીકરી બચી શકી ના હોત. પરંતુ હવે એ બચી ગઈ છે.'

ટેસેરા બીજું તો કાંઈ ઝાઝું સમજી નહિ પરંતુ એટલું સમજી કે એની દીકરી બચી ગઈ છે. જો એક દિવસ પણ મોડું થયું હોત તો બચી શકત નહિ.

'મારી દીકરી બચી ગઈ છે, એ ક્યાં છે?' એમ કહી ટેસેરા એની પથારીમાંથી સફાળી બેઠી થઈ ગઈ. એ પરિચારિકા સાથે જ્યાં ઓમરિયાને સુવાડી હતી ત્યાં ગઈ. ઓમરિયા હજી ઘેનમાં હતી. એ ઘેનમાં જ ઊંઘતી હતી. ટેસેરાએ એની શાન્તિથી ઘસઘસાટ ઊંઘતી દીકરીને મોઢા ઉપર ચુમીઓ ભરતાં 'મારી દીકરી બેટા! ઓમરિયા જો હું આવી! જો ઊઠ.' એમ કહી ટેસેરા એને વળગવા ગઈ.

પરિચારિકાએ ટેસેરાને ધીરેથી શાન્તિ રાખવાનું કહી દૂર ખસેડી. ટેસેરા પાગલની માફક હસતી બોલતી હતી, 'મારી દીકરી બચી ગઈ. બચી ગઈ.' પરંતુ ત્રણ દિવસમાં કદીય નહિ અનુભવેલા આઘાત પ્રત્યાઘાત એનું શરીર મન હૃદય સહન કરી શક્યું નહિ. એ હસતાં હસતાં જ જમીન ઉપર ઢળી પડી. ફરીથી એ કદી ઊઠી શકી નહિ. મૃત્યુ ટાણે એના ચહેરા ઉપર માતૃવાત્સલ્યનું પવિત્ર તેજ છવાયું હતું.

*

ઈશ્વરભાઈ પટેલ

# દયાની દેવી [૨]

લંડનની એક ઘરકામ કરનારી છોકરીની સત્યકથા એલન બર્ગેસે અંગ્રેજીમાં લખેલી તેનો ગુજરાતી દેહ ગયા અંકથી શરૂ થયો છે તે આ અંકે આગળ વધે છે. તે છોકરીની મુશ્કેલીભરી જિંદગીની આ કહાણી આપણને પ્રેરણા, ધૈર્ય અને આશામાં રાચતા કરી મૂકે છે......

એક સપ્તાહ બાદ બીજા જાપાનીઝ વહાણમાં એ પશ્ચિમ તરફ હંકારી રહી હતી. જાપાનમાં એના પાસા પોબાર પડ્યા હતા. ભલા મિશનરીઓએ એની ખૂબ દેખભાળ રાખી હતી અને એની ટિકિટ બદલાવી દીધી હતી. સૂર્ય ડૂબતો હતો ને સૂર્યાસ્તના રંગો આકાશને શોભાવી રહ્યા હતા. એ રંગછાંટ મીટતા સુધી એ તાકી રહી તો પશ્ચિમમાં એને એક પ્રદેશ પર અંધકારના ઊતરતા ઓળા દૃષ્ટિગોચર થયા. એ પ્રદેશ હતો ચીનનો કાંઠો.

વળતી સવારે એ કિનારે ઊતરી ત્યારે લાંબા સમયથી જેની ઝંખના કરતી હતી એ ચીનની ભૂમિ પર એનો પગ પડતો હતો! એક રીતે એની મુસાફરીના શ્રી ગણેશ મંડાતા હતા. એ ઊતરી હતી એ મિશનવાળાઓએ એને ખબર કરી કે શ્રીમતી લોસન તો દૂર દૂરના જંગલી ને પહાડી ઉત્તર ચીનના શાન્સી પ્રાંતના યેંગચેંગ ગામમાં રહેતી હતી, અને ત્યાં પહોંચતાં અઠવાડિયાં લાગશે.

મિશને એક ખ્રિસ્તી ભોમિયો સાથે મોકલ્યો અને એ બંને ગાડીમાં પેકીંગ પહોંચ્યાં. ત્યાં ગાડી બદલી એ યુત્સે આવ્યાં ને ત્યાંથી એમની યાત્રા જૂની ખખડધજ મોટરોમાં શરૂ થઈ. પૂરા એક મહિને એ ચેત્સાઉ ચાયી પૂગ્યાં. અહીંથી એમની પ્રવાસની છેલ્લી મજલ શરૂ થઈ જે ખચ્ચર સવારીથી પૂરી કરવાની હતી. બે દિવસ પછી એક વળાંક વળતાં ખચ્ચરધારીએ ખચ્ચરને રોકી આંગળી ચીંધી, 'પેલું યેંગચેંગ.'

કન્ફ્યુશિયસ સંસ્કૃતિના અલ્પ ટાપુ સમું આ વસમું સ્થાન કુદરતી ખડકની પાશ્ચાત્ય ભૂમિના જડબામાં દાંત જેવું લાગતું હતું. એનો સમગ્ર દેખાવ પરીકથાના કિલ્લા સમ હતો અને એ કિલ્લાના કાંગરા પરથી ડોકિયાં કરતાં હતાં પેગોડા ને મંદિરનાં શિખરો.

યેંગચેંગ મિશને એ પહોંચ્યાં ત્યારે સાવ સફેદ વાળવાળી એક વૃદ્ધ બાઈ એમને મળવા આવી ને શુષ્ક રીતે બોલી, 'કોણ છો આપ?'

'હું ગ્લેડીઝ એલિવર્ડ. આપ શ્રીમતી લોસન ને!'

'હા, એ હું જ. આવો.'

શ્રીમતી લોસન પાછળ પાછળ એ ઘરમાં ગઈ. ઘરનું એકેએક બારણું મિજાગરાથી હાલી ગયેલું હતું, ભોંયતળિયા પર તૂટેલા પથ્થર પડેલા હતા, ઉપર છાપરામાં ઠેર ઠેર બાકોરાં નજરે પડતાં હતાં ને ધૂળનો તો પાર જ નહોતો.

બચાવ કરતી હોય તેમ લોસન બોલી: 'હમણાં જ ભાડે મેળવી શકી છું. આમ છે અવડ પણ સસ્તું પણ એટલું જ. સાફ કરીશું એટલે ઠીક થઈ જશે.'

એક આનંદી પક્ષીની જેમ એ, એક ઓરડીથી બીજીએ કૂદતી ફરી વળી ને પાછળ પાછળ ગ્લેડીઝ પણ. છેવટે રહેવાય એવી એક ઓરડીમાં એ પહોંચ્યાં. ત્યાં બે ખુરશી ને એક ટેબલ પડ્યાં હતાં. લોસને ચીની ભાષામાં બૂમ મારી એટલે વૃદ્ધ ચીની રસોયો યેંગ એક મોટા પ્યાલામાં લોટનું અને શાકભાજી લઈ આવ્યો. ગ્લેડીઝે દુકાળિયાની જેમ ખાધું.

ભોજન પતાવી પોતાનો સામાન લેવા ગ્લેડીઝ બહાર ગઈ, ત્યાં ચીની છોકરાંના એક ટોળાએ એને જોઈ અને ચીસો પાડતાં સૌ નાઠાં, જ્યારે બે સ્ત્રીઓએ સુકાયેલા કાદવના લોંદા લઈ એના પર ફેંક્યા.

આવકારના આ સ્વરૂપે ગ્લેડીઝ ગભરાઈ ગઈ હતી. ઘરમાં દોડી શ્રીમતી લોસનને જે થયું હતું તે કહી આવી.

શ્રીમતી લોસને ઠંડા પેટે કહ્યું, 'હું જ્યારે જ્યારે



બહાર નીકળું છું. ત્યારે મારી પણ આ જ દશા થાય છે. માથાથી પગ સુધી કાદવથી હું ઢંકાઈ જાઉં છું. આ લોકો આપણને ધિક્કારે છે કારણ કે એ આપણને પરદેશી પિશાચ ગણે છે. તારે પણ આ પરિસ્થિતિથી ટેવાઈ જવું પડશે.'

જીની લોસને પછી એની નાણાંકીય સ્થિતિ ગ્લેડીઝ સન્મુખ રજૂ કરી. એની આવક થોડી હતી. જો કે એક વરસનું ભાડું ચૂકવી દીધેલું હતું. બાજરી, ઘઉં ને શાકભાજી સાવ સસ્તાં મળતાં, એટલે આટલી નાની રકમ પણ અપૂરતી નહોતી. છતાં મુદ્દાનો સવાલ તો એ હતો કે વિરોધના આવા વંટોળમાં પોતાનું ધ્યેય હાંસલ શી રીતે કરવું?

એક દિવસ એક ખચ્ચર-વણઝાર પસાર થતી હતી ત્યારે એમને ઉકેલ દેખાયો. ગ્લેડીઝ બોલી, 'આ ખચ્ચરવાળાને આપણી વાત પહોંચે તો એ લોકો માઈલો સુધી પહોંચાડે.'

જીનીએ તરત જવાબ વાળ્યો, 'તેં સાવ સાચું નિદાન કર્યું છે. આપણે એક વિશ્રાંતિગૃહ ખોલીએ. આપણે રહીએ છીએ તે મકાન સેંકડો વરસ પહેલાં એ જ માટે બંધાયું છે છતાં મને અનાદિ સુધી આ વિચાર કેમ ન આવ્યો? આપણી પાસે જગા પૂરતી છે ને સહેજે ૫૦ માણસ રાત ગાળી શકે. આપણી પાસે રસોયો પણ છે.' આટલું બોલતાં બોલતાં તો એના હૃદયમાં ઉત્સાહનાં પૂર ઊમટ્યાં અને એણે વેગથી આગળ ચલાવ્યું, 'આ ખચ્ચરવાળાં રાત્રિ ગાળવા આવે એટલે આપણે એમને શાસ્ત્રની વાતો કરીએ, ઈશુભગવાનની વાતો કરીએ અને આ સૌ ચીનાઓ પાકા વાર્તાશોખીન હોય છે.'

ગ્લેડીઝને તો લાગ્યું કે એમનો માર્ગ મોકળો થઈ ગયો છે. એટલે એ તો ઉત્સાહપૂર્વક કામે લાગી ગઈ. છાપરું ઠીકઠાક કરી દીધું, ચોગાન સાફ બનાવી દીધું. બારીઓ સમારી લીધી, નવાં બારણાં જડી દીધાં. બાજરી, ઘઉં ને શાકભાજીઓનો મોટો જથ્થો સંગ્રહી લીધો.'

આમ વિશ્રાંતિગૃહની તૈયારી થઈ ગઈ. આપણા ગૃહનું નામ પાડીશું ને? મને એક નામ જડે છે. આપણે એને 'અષ્ટવિધસુખનું વિશ્રાંતિગૃહ' કહીએ. અહીં આવનારને સત્ય, પ્રેમ, સદ્દગુણ, નમ્રતા, સહિષ્ણુતા, નિષ્ઠા, સૌંદર્ય અને ભક્તિ તે અષ્ટવિધ સદ્દગુણ-નદીમાં અવગાહન કરવાનો મોકો મળશે.'

વિશ્રાંતિગૃહ વિધિસર ખુલ્લું જાહેર થયું ને ગ્રાહકની રાહ જોતી આ એકલડી દ્વાર પર ખડી રહી ત્યારે યેંગના રસોડામાંથી સ્વાદિષ્ટ ભોજનની મહેક સર્વત્ર પ્રસરી રહી.

વણઝારો આવી ને બીજાં વિશ્રાંતિગૃહોમાં ઠલવાઈ કિન્તુ આ પરદેશી પિશાચના ગૃહમાં ચકલુંય ફરક્યું નહીં. જીની, ગ્લેડીઝ ને યેંગની યુદ્ધસમિતિ સલાહમસવીરા કરવા બેઠી!

ગ્લેડીઝ તરફ આંગળી ચીંધતાં જીનીએ કહ્યું, 'જો, ગ્લેડીઝ તારે આ ખચ્ચરને ચોગાનમાં ખેંચી લાવવાં પડશે.'

'શું કહ્યું, ખેંચી લાવવાં પડશે?' ઊંચા સાદે ગ્લેડીઝે સવાલ કર્યો.

જીની ચીની ભાષામાં યેંગની સલાહ પૂછવા લાગી ને તેણે સંમતિસૂચક શીર્ષ હલાવ્યું.

અહીં એવો રિવાજ હતો કે ખચ્ચર વણઝાર નજરે પડતાં જ લોજવાળો મહોલ્લામાં પહોંચી આગલા ખચ્ચરના કાન પકડી એને પોતાના ગૃહની દિશામાં વાળતો એટલે દોરડાથી બંધાયેલ આખી વણઝાર પાછળ પ્રવેશતી, ગ્લેડીઝે આ ચીલે ચાલવાનું હતું. પહેલા ખચ્ચરને એ વાળી લાવે એટલે નિરાંત. આખા દિવસનાં થાક્યાં પાક્યાં ખચ્ચર એક વખત એક ગૃહમાં પ્રવેશ્યાં તે બીજે ડગ દેવાનાં નહીં તે એક મોટી આશ્વાસનવાળી વાત હતી.

આ જ્ઞાનસભર બનેલી ગ્લેડીઝ વળતે દિવસે એના ગૃહદ્વારમાં વણઝારની વાટ જોતી ખડી રહી. દૂરથી ખટાખટ ખળીઓ ખખડાવતી વણઝાર નજરે પડી કે

આ 'પાંચ ફૂટિયો ગ્લેડીઝ વાઘ' તંગ બની, શિકાર પર કૂદી પડવા તલસી રહ્યો. જેવું પહેલું ખચ્ચર દ્વાર સન્મુખ રસ્તા પર આવ્યું કે ઓચિંતી ઝડપ મારી ગ્લેડીઝે એની લગામ પકડી લીધી ને વણઝારો સભાન બને તે પહેલાં તો આખી ટુકડી ' અષ્ટસુખ વિશ્રાંતિ ગૃહ'ના પ્રાંગણમાં આવી પહોંચી.

યોજના મુજબ યેંગ ત્યાં આવી પહોંચ્યો ને તેણે સૌ જાતભાંધવોને સમજાવ્યું કે આ પરદેશી પિશાચણો ભોજન સારું આપવાની છે તે ઉપરાંત મફત વાર્તાઓ કહેશે. વાત તો હવે એ હદે પહોંચી હતી કે ખચ્ચર પાછાં વળેય નહીં ને બીજે જવાય નહિ. વળતા પ્રભાત સુધી આ બેસી પડેલી પોઠો ઊઠવાની નહિ એટલે સૌ વણઝારાએ સુખે કે દુઃખે મન મનાવ્યું. દોડતો જઈ યેંગ ઊનું ઊનું ભોજન લઈ આવ્યો ને એમની થાળીમાં પીરસ્યું. ભોજન સારું છે એમ તો સૌને કહેવું પડ્યું. પણ જ્યારે જીની ને ગ્લેડીઝ ઓરડામાં પ્રવેશ્યાં ત્યારે સૌ આઘા ભાગવા લાગ્યા.

જરાય સંકોચ કે શરમ અનુભવ્યા સિવાય સસ્મિસત જીનીએ ચલાવ્યું, 'બીવાને કાંઈ કારણ નથી. અહીં કહેવાની સૌ વાર્તાઓ વિના લવાજમ છે.' શ્રોતાઓના મુખ પર ઈંતેજારીનાં દર્શન થયાં એટલે એણે આગળ ચલાવ્યું : 'આજે હું તમને કહેવાની છું તે વાત દૂર દૂરના પેલેસ્ટાઈન નામના દેશમાં સેંકડો વર્ષ પહેલાં જન્મેલા એક જીસસ ક્રાઈસ્ટ નામના આદમીની છે.'

દર સાંજે ગ્લેડીઝ દરવાજે ખડી રહેતી ને પસાર થતી વણઝારોના પ્રથમ ખચ્ચરને કાન પકડી ખેંચી લાવતી. થોડા દિવસમાં એમના ગૃહની આબરૂ બંધાઈ અને પછી તો પોઠોની પોઠો આવી વિસામો લેતી ત્યારે ઉપર નીચે બધી ઓરડીઓ માલધારીથી ભરાઈ જતી.

ગ્લેડીઝનું ચીની ભાષાનું શિક્ષણ ઘણું ધીમું ચાલ્યું, એનો શિક્ષક યેંગ તો ઉત્સાહી હતો. એ એને રસોડામાં લઈ જતો ને ત્યાંની ચીજવસ્તુનાં ચીની નામ બોલી, ગ્લેડીઝ પાસે એને દોહરાવતો. આમ એમની શાળા દિવસો ને કલાકો ચાલતી. એણે બાઈબલની કેટલીક સુવાર્તાઓ ચીની ભાષામાં શીખી લીધી એટલે વખતોવખત જીનીને એ વાર્તાકથનમાંથી મુક્તિ આપતી. પાછળનાં વરસોમાં તો એ પાંચ વિવિધ ચીની બોલી છટાથી બોલી શકતી.

હવે ગ્લેડીઝ એની અહીંની જીવનઢબમાં બિલકુલ ગૂંથાઈ ગઈ. એની શ્રદ્ધા એક હુંફાળા કામળા જેવી હતી. આ શ્રદ્ધાએ જ એને શરૂઆતનાં વરસોમાં ઘણા કારમા અનુભવોમાંય સ્થિર રાખી.

સૌથી કપરો ને કડવો અનુભવ એને થયો શ્રીમતી લોસન સાથેનો. એક દિવસ એ બાઈ એના પર ખીજાઈ પડી અને એને અક્ષરશઃ ઘર બહાર કાઢી મૂકી. સાવ નિર્ધન દશામાં ગ્લેડીઝ ટેકચાઉના મિશને પહોંચી. ત્યાં થોડા દિવસ વીત્યા ત્યાં એક વણઝારવાળો ખબર લાવ્યો કે લોસન પડી ગઈ છે ને મૃત્યુદ્વારે ખડી છે. ગ્લેડીઝ તરત ઊપડી તો ડોસીની સ્થિતિ ભયંકર હતી. ધર્મશાળામાં ઉપલે માળથી એ કોલસામાં પડીને બેભાન થઈ ગઈ હતી. કોઈએ એનો ઘા સુદ્ધાં ધોયો નહોતો. ગ્લેડીઝે ઘણી સારવાર કરી પણ શ્રીમતી લોસન બચી શકી નહીં.

ગ્લેડીઝ યેંગચેંગ આવી પણ એની દશા સાવ લાચાર હતી, ને એ ખૂબ મુંઝાતી ઈશ્વરને પ્રાર્થના કરતી હતી કે એ કંઈ રસ્તો બતાવે. અને એને સાવ અણ-ધાર્યા સ્થાનેથી સહાય મળી.

જીનીના મૃત્યુ પછી થોડા જ દિવસે એ જ્યારે ઉપલે માળે કંઈક કામમાં ગૂંથાઈ ગઈ હતી ત્યારે એણે ચોગાનમાં ધમાલ ધમાલ મચતી સાંભળી. એણે જાળિયામાંથી ડોકિયું કર્યું તો એનો રસોયો યેંગ, ઊભી પૂંછડીએ ભાગી રહ્યો હતો અને ભાગતો ભાગતો બોલતો હતો 'મેન્ડેરીન આવે છે, મેન્ડેરીન આવે છે.'

આ મેન્ડેરીન એટલે યેંગચેંગનો સૂબો—એનો સર્વ સત્તાધીશ. એનો પ્રભાવેય જબરો ને ધાક પણ એટલી. ગ્લેડીઝે વાળ સરખા કર્યા, પોશાક સમારી લીધો ને નીચે ઊતરી તો મેન્ડેરીનનો રસાલો ચોગાનમાં આવી પહોંચ્યો હતો. ભોઈ લોક સોને મઢેલી, એવી વૈભવ-



શાળી પાલખી ઉતારતા હતા. પાલખીની ચારેકોર ટોળું વળેલા હતા, ભૂરા રેશમી ઝભ્ભામાં સજ્જ થયેલા એના કારકુનો. ને જરા આઘે ઊભો હતો અન્ય રસાલો. બધા કિંમતી રેશમી કપડાંમાં સજ્જ હતા. એક કારકુન આસ્તેથી પાલખી પાસે આવ્યો ને પડદો ઊંચો કર્યો એટલે મેન્ડેરીન બહાર આવ્યા.

એની મૂર્તિ સાચોસાચ ભવ્ય હતી. ખાસો ઊંચો ભરાવદાર બાંધો, કાળા વાળ, પીળી ચામડી, ને ઢળતી નમતી લાંબી મૂછો એના વ્યક્તિત્વને ઠીક ઓપ આપતાં હતાં. એમનો ભાતીગળ રેશમી ઝભ્ભો, ઠેઠ આંગળીઓ સુધી પહોંચતો હતો અને એના શિર પર ત્રિકોણિયા હેટ અને છોગું હતું. એના કરમાં શોભતો હતો જરકશી પંખો.

વંદન કરી ગ્લેડીઝ ટટાર થઈ ત્યાં જ બન્નેની દૃષ્ટિ મળી એટલે મેન્ડેરીન બોલ્યો, 'તમને વિદિત હશે જ કે સૈકાઓથી બહેનોના પગ બાંધવાનો રિવાજ આ પ્રાંતમાં પ્રચલિત છે.'

અંજાઈ ગયેલી ગ્લેડીઝ ધીમેથી ગણગણી, 'એમ કે?'

'હવે મધ્યસ્થ સરકારે અમને ફરમાન મોકલ્યું છે કે આ પગ બાંધવાની પ્રથા નાબૂદ થવી ઘટે. અહીં તો બધી બહેનના પગ બાંધેલા ને ટૂંકા છે એટલે મોટા પગવાળી કોઈ બહેને આ નિરીક્ષણનું કામ હાથ ધરવું ઘટે.'

ગ્લેડીઝે એના પગ તરફ દૃષ્ટિ નાખી તો ઇંગ્લેન્ડમાં તો એના કદના હિસાબે એવા જ લેખાતા પણ અહીં તો એ મોટા જ ગણાય ને!

મેન્ડેરીને પંખો હલાવતાં હલાવતાં આગળ ચલાવ્યું, 'કોઈ આદમી તો આ કરી શકે નહીં અને આ વિસ્તારમાં મોટા પગવાળી બહેન તું એકલી છો. તમારે આ કામ ઉપાડી લેવું પડશે. જરૂરી સઘળી સત્તા મારા તરફથી મળશે અને આ દિશાની પ્રગતિનો અહેવાલ રજૂ કરવો પડશે. તમારો દરમાયો હરરોજની એક માપ બાજરી અને એક ફાર્ધિંગ શાક માટે રહેશે. તારી સેવામાં એક ખચ્ચર રહેશે ને બે સિપાઈઓ તારી તહેનાત કરશે.'

ગ્લેડીઝને લાગ્યું કે આખા પ્રાંતના ઘરેઘર પહોંચવાનો આ ઉત્તમ અજોડ મોકો છે અને એનો ઉપયોગ રજા મળે તો ઉપદેશાર્થે પણ કરી શકશે. કંઈ શરત મૂકવી કે કેમ તે એને સમજાયું નહીં. એક વાત એના મનમાં સ્પષ્ટ થઈ કે મેન્ડેરીનને ના પાડી એની નારાજી વહોરવી નહીં.

આમ ગડમથલમાં પડેલી એણે સવિનય જણાવ્યું, 'જુઓને આ કામ હું સ્વીકારું તો હું જ્યાં જાઉં ત્યાં લોકોને ખ્રિસ્ત ઉપદેશ કરવાની મને છૂટ મળવી ઘટે.'

ક્ષણવાર શાંતિ છવાઈ રહી. ગ્લેડીઝને જરા મનમાં એમ પણ લાગ્યું કે એણે આ યોગ્ય માગણીની અક્ષમ્ય ભૂલ તો નથી કરી. એટલામાં મેન્ડેરીને આસ્તેથી જણાવ્યું 'તમારા ધર્મ કે એના ઉપદેશની મને લગીરે પરવા નથી. ધર્મને હું વ્યક્તિના અંતરાત્માના અવાજની વાત ગણું છું. મારે મન અગત્યની વાત તું આ કામ સ્વીકારે તે છે. કેન્દ્ર સરકાર ખૂબ ઉતાવળ કરે છે.'

ગ્લેડીઝે નીચા નમી ઉત્તર વાળ્યો, 'મેન્ડેરીન, હું આપને સહાયભૂત થવા તૈયાર છું. અને આ કામ સ્વીકારું છું.' હરેકજણે નમન કર્યું. અને વીખરાયા.

મંડળી ગઈ એટલે ખૂણામાં ભરાયેલો યેંગ બહાર આવ્યો ને ગ્લેડીઝ પ્રતિ અદબયુક્ત નજર કરતો બોલ્યો: 'તમે તો હવે મહાન થઈ ગયાં—મેન્ડેરીનનાં પાદ-નિરીક્ષક.' આમ કહી એણે નમન કર્યું. અને આસ્તેથી દૂર ખસ્યો.

સત્તાવાર 'પાદનિરીક્ષક' તરીકે એ પહેલા ગામમાં પહોંચી ત્યારનો એનો અનુભવ ગ્લેડીઝ માટે ભૂલ્યો ભુલાય તેવો ન હતો. ગામના આગેવાનોએ ગામલોકને પરબડીએ ભેગા કરી જણાવ્યું કે હવે પગ બાંધવાનું શાહી ફરમાન મુજબ કરી શકશે નહીં. એની સાથે ગયેલા સિપાઈઓએ સત્તાના પ્રતીકો તરીકે સાફ શબ્દોમાં સૌને જાણ કરી કે આ ફરમાનન ઉલ્લંઘ-

નારને જેલની કોટડી ભેગા થવું પડશે. શું કરવું તે ગ્લેડીઝને સમજ પડી નહીં પણ કંઈક કરવું ઘટે એ હિસાબે એ ત્યાંથી ખસીને નજદીકના જ ઘરમાં પેઠી. ત્રણ વરસની કાળી આંખવાળી, પગ બાંધેલી એક છોકરી મળી ગઈ હોય એમ એની માને વળગી પડી. સત્તાવાહી અવાજે ગ્લેડીઝ બોલી, 'એના પગ મુક્ત કરો.'

માતાએ બાળાને ખોળામાં લીધી ને ચપોચપ પાટા ઉખેડી નાખ્યા એટલે એનો નાનો નાજુક, ચબદાઈ ગયેલો પગ દૃષ્ટિગોચર થયો.

ઘૂંટણીએ બેસી ગ્લેડીઝે એના પગ પરથી ફુગાયેલ ચામડી કાઢી નાખી ને ધીમેથી એને માલીશ કર્યું. અચાનક પેલું બાળક ખડખડાટ હસી પડ્યું ને કહેવા લાગ્યું, 'બા, ગલીપચી થાય છે, ગલીપચી.'

શાંતિનો અંત આવ્યો ને આજુબાજુ એકત્ર થયેલી ગામવૃદ્ધાઓ વાતે વળગી પડી. વર્ષોથી પીડાતા આ દુઃખગાણું હરેક પોતપોતાની રીતે ગાવા માંડ્યાં. એક પાડોશણ બાજુમાં પહોંચી ગઈ ને શું કરવાનું છે તે કહી આવી એટલે સૌ બહેનોએ પાટા છોડી ખુલ્લા પગનાં દર્શન કરાવવા માંડ્યાં.

ગ્લેડીઝની આ મુલાકાતો પ્રત્યેક ગામમાં એક નવો જ સળવળાટ પેદા કરતી. છોકરાં એને વીંટળાઈ વળતાં ને એ જે ઘેર રાત્રિ ગાળતી ત્યાં સૌ ગામલોક ટોળે વળતાં. ગ્લેડીઝ એમને વાદળમાં વસતા પ્રજાના જીસસ ક્રાઈસ્ટ નામના એક પુત્રની વાતો સંભળાવતી. આ ભોળાંભલાં ગામડિયાંને ભાસતું કે આ જીસસ એમના જેવા જ સમાજનો કોઈ જીવ હશે. સૌને એ પ્રેરણાત્મક લાગતો અને સરકારી 'પાદપરીક્ષક' એની અનેક વાતો કહેતાં થાકતી જ નહીં.

[ ચાલુ ]



## સાભાર પ્રાપ્તિ–સ્વીકાર

**પ્રિયદર્શી અશોક** : ધૂમકેતુ. પાનાં ૩૪૨. રૂ. ૪–૫૦. **રાયરેખા** : ગુણવંતરાય આચાર્ય. પાનાં ૩૨૨+૨૨. રૂ. ૫–૦૦. **દાસી જનમ જનમની : સાથી જનમ જનમનાં** : જયભિખ્ખુ. પાનાં ૨૪૪+૧૬. રૂ. ૩–૫૦. **પ્રાયોગિક કાર્બનિક રસાયણ** : શાહ અને ત્રિવેદી. પાનાં ૨૦૮. રૂ. ૩–૨૫ —ચારેયના પ્રકાશક : ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ. **મરાઠી–ગુજરાતી શિક્ષક** : એન. જી. મહેતા પાનાં ૧૩૦. રૂ. ૧–૨૫. **ગુજરાતી–હિન્દી શિક્ષક** : એન. જી. મહેતા. પાનાં ૧૩૬. રૂ. ૧–૦૦. **હિન્દી–ગુજરાતી શિક્ષક** : એન. જી. મહેતા. પાનાં ૧૩૬. રૂ ૧–૦૦. **મરાઠી–ફ્રેંચ શિક્ષક** : એન. જી. મહેતા. પાનાં ૬૪. રૂ. ૧–૦૦. **મરાઠી–રશિયન શિક્ષક** : એન. જી. મહેતા. પાનાં ૮૨. રૂ. ૧–૦૦ —છયેના પ્રકાશક : નૈકાત્મા પ્રકાશન, પંચવટી નાશિક : **નિજાનન્દ** : લે૦ પ્ર૦ વિનોદિની નીલકંઠ. પાનાં ૧૬૬. રૂ. ૩–૦૦. ખાનપુર, અમદાવાદ. **અજવાળી રાત** : સં. ર. મ. રાવળ. પાનાં ૧૪૨. રૂ. ૪–૦૦. કુમાર કાર્યાલય, અમદાવાદ. **સોવિયેત સંઘ વિષે પ્રશ્નો અને ઉત્તરો** : પાનાં ૧૭૨. રૂ. ૦–૫૦. સોવિયેત દેશ કાર્યાલય, ૧૩૯ મેડોઝ સ્ટ્રીટ, મુંબઈ, ૧. **ગુલમોર** : લે૦ પ્ર૦ જયંત પલાણ. પાનાં ૮૦ રૂ. ૧–૫૦. પલાણ પ્રિન્ટરી, રાજકોટ. **વિક્રમોર્વશી** : અનુ. બલવંતરાય ક. ઠાકોર. પાનાં ૧૪૪. રૂ. ૧–૭૫. મહારાજા સયાજીરાવ વિશ્વવિદ્યાલય, વડોદરા. **નાટક ભજવતાં પહેલાં** : ચુનીલાલ મડિયા. પાનાં ૩૬. રૂ. ૦–૪૦. **વીજળીની કથા** : હર્ષદરાય ર. ભટ. પાનાં ૩૨. રૂ. ૦–૪૦. બન્નેના પ્રકાશક : પરિચય પુસ્તિકા પ્રવૃત્તિ : ડીસા. **ભારતનું નૃત્યશાસ્ત્ર** : શિરીષ હ. મહેતા. પાનાં ૫૭. રૂ. ૧–૨૫. સ્વર મંદિર, રાયપુર, અમદાવાદ. **ફાલ્ગુની** : ઘનશ્યામ ઠાકર. પાનાં ૧૧૨. રૂ. ૨–૨૫. વર્ષા પ્રકાશન, નડિયાદ. **નથી તર્જ** ; લે. પ્ર. પતીલ. પાનાં ૭૦. રૂ ૧–૨૫. સુભાનવાડ, અંકલેશ્વર.



અશોક હર્ષ

# કપડવણજના કર્મવીર

કપડવણજના લોકમાન્ય, મહાત્માજીના એક વખતના મંત્રી અને વિનોબાજીના શિક્ષક સ્વ૦ હરિલાલ મા. દેસાઈની છઠ્ઠી જુલાઈએ ૩૧ મી સંવત્સરી ઉજવાઈ. તે કર્મવીરનો આછો પરિચય ઊર્મિના વાચકોને મળે તે આશયથી આ લેખ અહીં મૂક્યો છે......

સ્વામી વિવેકાનંદે એક સ્થળે કહ્યું છે, 'મહેલોથી તથા ધનવૈભવના અખૂટ ભંડારથી જે સંતોષ તમને નહિ મળે તે સંતોષ તમને ઉત્તમ પુસ્તકોથી પ્રાપ્ત થશે.' બીજા પણ અનેક મહાપુરુષો દ્વારા માનવીના ઘડતર અને વિકાસમાં ઉત્તમ પુસ્તકોના મહત્ત્વ પર સારી રીતે ભાર અપાયલો છે. આપણે ત્યાં તો સદ્‌ગ્રંથોનો મહિમા પરાપૂર્વથી ચાલતો આવેલો, પરંતુ વચ્ચેના આપણા આત્મવિસ્મૃતિના કાળમાં ઇતિહાસનો જે અંધતર યુગ બેઠો એમાં અનેક રીતે પતીત અને સ્વકેન્દ્રિત બનેલો આપણો સમાજ જ્ઞાનની એ મહા પરબોનો મહિમા પણ ભૂલી બેઠો. ઓગણીસમી સદીના લગભગ ઉત્તરાર્ધથી આપણો દેશ એની સુદીર્ઘ તંદ્રામાંથી જાગ્રત થઈ ફરી પોતાનો આત્મા ખોળવા મંડયો. અને રાષ્ટ્રાત્માની એ ખોજમાં હિંદના અન્ય ભાગોની જેમ ગુજરાતને પણ જે કેટલીક માનવવિભૂતિઓ સાંપડી એમાંના એક કપડવણજના સ્વ. હરિલાલ માણેકલાલ દેસાઈ હતા.

સ્વ. હરિભાઈ જીવતા હતા ત્યારે પણ સમગ્ર ગુજરાત કદાચ તેમને ઓળખતું નહિ હોય. પરંતુ એ સેવાભાવી પ્રતિભાએ સેવા ભાવનાનો જે શાંત સોજ્જ્વલ પ્રકાશ પોતાની પાછળ મૂક્યો છે, 'સત્તાનો યુગ હવે ગયો છે અને સેવાનો યુગ બેઠો છે,' એવી આત્મપ્રતીતિપૂર્વક રચનાત્મક પ્રવૃત્તિઓ પાછળ ચંદનની જેમ પોતાની જાતને ઘસીને જે સુવાસ પોતાની પાછળ મૂકતા ગયા છે, એ પ્રકાશ અને એ સુવાસ આજે જુવાન પેઢી સમક્ષ ધરવાની જરૂર તેટલા માટે છે કે સેવાના બુરખા નીચે સત્તાનો મહારોગ આજે 'લોકસેવક'નું બિરુદ લગાડીને ફરતી જમાતમાં સારી રીતે ફાલ્યો જણાય છે. એવા 'લોકસેવકો'ને અને એથીય વિશેષ તો ભાવનાશીલ પણ ક્રિયાશૂન્ય યુવાન વર્ગને સેવાનું સાચું સ્વરૂપ ઓછેવત્તે અંશે સમજવામાં સ્વ. હરિભાઈની જીવન પ્રવૃત્તિ કંઈક અંશે સહાયક બને એમાં જ એનું સાર્થક્ય રહેલું છે.

સ્વ. હરિભાઈનો પરિચય ગાંધીજી કરતાં સુયોગ્ય રીતે બીજું કોણ આપી શકે? એટલે એમના અવસાન પ્રસંગે ગાંધીજીએ 'નવજીવન'માં લખેલી નોંધ જ અહીં આપવી ઉચિત ગણી છે:—

'ભાઈ હરિલાલ માણેકલાલ દેસાઈને 'નવજીવન'ના બધા વાંચનાર નહિ ઓળખતાં હોય. તેમનો દેહાંત થોડા જ દિવસો પહેલાં ભરૂચમાં થયો. તેઓની પાસે રહેનાર મિત્ર લખે છે કે તેમના મુખ પર છેવટ લગી આનંદના શેરડા હતા.

'ભાઈ હરિલાલે અસહકારની ચળવળ વખતે વડોદરા હાઈસ્કૂલ છોડી હતી. ત્યાં તે ફ્રેંચ શિક્ષક હતા. ત્યારથી તે મૃત્યુના સમય લગી અસહકાર ઉપરનો તેમનો વિશ્વાસ અવિચળ રહ્યો હતો. તેમણે સત્યને જેવું જોયું તેવું પાળવા યથાશક્તિ પ્રયત્ન કરેલો તેથી તેમને મેં એક સત્યાગ્રહી તરીકે ઓળખાવ્યા હતા. તેમની નમ્રતા તેમના સત્યના આગ્રહને શોભાવતી હતી. અસહયોગના આરંભકાળમાં તે થોડી મુદત મારી સાથે ફરેલા ત્યારે હું તેમની સાવધાનીથી મોહિત થયેલો. મારા ઘણા પત્રોના જવાબો તે કાળે તે જ લખતા, અને એવી બીજી રીતે મદદ કરતા. એ સહવાસ દરમિયાન હું જોઈ શક્યો હતો કે તે સત્યાગ્રહનો અને સહકારનો સૂક્ષ્મતાથી અભ્યાસ કરતા. કપડવણજમાં તેમણે કેવળ પોતાના જ પ્રયત્નથી ખાદીનું કામ શરૂ કર્યું હતું ને તે દીપાવ્યું હતું. છેલ્લાં વર્ષોમાં તે ભરૂચ કેળવણી મંડળને મદદ આપતા ને જે શીખવવાનું તેમને હાથ આવતું તે કરતા.

'સવિનય ભંગ કરવાનો કોઈ શુભ અવસર આવે તો તેમાં અચૂક ઝૂઝવાવાળા જે પુરુષોનાં નામ મેં મારી





માનસિક નોંધમાં નોંધી રાખ્યા છે; તેમાં હરિભાઈનું નામ પણ હતું. નિર્દય કાળે તે ભૂંસી નાખ્યું છે પણ સત્યાગ્રહીને તેનોયે ખેદ ન હોય, સત્યાગ્રહી સાથે જીવીને મદદ આપે છે તેટલી જ મરીને આપે છે. 'મરીને જીવવું' તે તો તેનો મહામંત્ર હોય છે.'

સ્વ. હરિભાઈને લાગેલું કે, ઊંઘતા ગામને ઢંઢોળવું હોય, યુવાનોમાં સેવાના સંસ્કાર ખીલવવા હોય, સંકુચિત માનસને વિશાળ બનાવવું હોય તો તે માટે પુસ્તકાલય એ મહત્ત્વનું સાધન છે. આ આશયે ઈ. સ. ૧૯૧૮માં એમણે કપડવણજમાં નાના પાયે પુસ્તકાલયની શરૂઆત કરી. એ વડોદરા રહેતા ત્યારે લાયબ્રેરીનો વહીવટ એમના પિતા તથા હાલના પ્રમુખ ડૉ. વાડીભાઈ બાપુભાઈ દેસાઈ કરતા. પણ એ વધુ વખત દૂર રહી ન શક્યા અને વડોદરાની નોકરી છોડી કપડવણજ સ્થાયી થયા, પુસ્તકાલયની સાથોસાથ એમણે ગ્રામ વિકાસની વિવિધ પ્રવૃત્તિ ઉપાડી, ખાદી તરફ જ્યારે સૂગ બતાવવામાં આવતી ત્યારે તેમણે રેંટિયા ફંડ ઊભું કર્યું, વનિતા ઉદ્યોગગૃહની સ્થાપના કરી, યુવાનોની તાલીમ માટે વ્યાયામશાળા ઊભી કરી, અને લોકમત કેળવવા સમાજસેવાનું ક્ષેત્ર વિસ્તારવા તથા જનતાને સામાન્ય વિષયો અને પ્રસંગોની માહિતી આપવા પ્રજામંડળની સ્થાપના અને તેની મુખ્ય પત્રિકા શરૂ કરી. 'પ્રજામંડળ પત્રિકા' માં એમનાં અંતરના રસાયણથી રસાયલા લેખોમાંથી એમની કેટલીક સહોક્તિઓ તો ચિરંજીવ સૂત્રો સમી છેઃ—

'તમારાં બાળકોને નાનપણથી શેઠાઈ શીખવશો તો મોટપણે એમનામાં મૂર્ખાઈ ઊગેલી દેખશો.'

'જે નજરે દેખાય તે જ ફળ, એવું માનવું એ ભૂલ છે. નિરાશ થાય ત્યારે એટલું યાદ રાખજે કે સત્કાર્યનો નાશ નથી.'

'સૌને માન આપજે પણ લક્ષ્મીથી લેવાતો નહિ. વિદ્યાથી અંજાતો નહિ, અને સત્તાથી બીતો નહિ. પક્ષ તો માત્ર સત્યનો, પુણ્યનો અને પરમાત્માનો જ રાખજે.'

એમની ઉપદેશ-રીતિ પણ કોઈ શાસ્ત્રકાર, ધર્માચાર્ય કે ગુરુજન સરખી નહિ પણ પ્રિયજન સરખી હતી. બહારગામ વસતા કપડવણજવાસીઓને ગામમાં રેંટિયા ફંડ દ્વારા થયેલી ખાદી વાપરવાનો આગ્રહ એમણે આ રીતે કરેલો :—

'તમારા ગામનો આઠ આનાનો એક ટુવાલ, એક ખાદીનો કકડો તમારા ઘરમાં ન હોય તે ન શોભે. એક ટુવાલ નિમિત્તે કપડવણજનું સ્મરણ તમને કોઈ કોઈ વાર થશે.'

પરંતુ આ તમામ પ્રવૃત્તિઓની સાથે તેમની મુખ્ય નેમ તો ત્યાંના પુસ્તકાલયને વિકસાવવાની રહી. પૈસા કે પુસ્તકો વિના માત્ર થોડાં વર્તમાનપત્રોથી શરૂ થયેલા એ પુસ્તકાલય માટે એમની સેવાભાવના જ મદદાકર્ષણરૂપ બની. એને દાન મળતું ગયું તેમ તેમ વધુ ને વધુ વિકાસ પામતું જઈ આજે એ 'પરી પુરુષોત્તમદાસ હરગોવિંદદાસ મહાજન લાયબ્રેરી' તરીકે ગુજરાતભરના પ્રશસ્ત પુસ્તકાલયોમાંનું એક બન્યું છે. આચાર્ય વિનોબા ભાવે અને આચાર્ય કૃપલાનીથી માંડીને દાદાસાહેબ માવળંકર અને મોરારજી દેસાઈ સુધીના લોકનેતાઓ એની મુલાકાત લઈ ચૂક્યા છે. અને યોગ્ય પ્રશંસા પણ કરી ચૂક્યા છે. અને એ પ્રશંસા એ સંસ્થાને વરી હોય તો સ્વ. હરિભાઈએ એ સંસ્થાના પાયામાં રેડેલી ભાવનાને લઈને. તેમણે એક પ્રસંગે જણાવેલું તેમ, 'મનુષ્યના હૃદયમાં સંસ્થા કંઈ ભાવના જાગૃત ન કરી શકે. તો પછી તેના જીવન મરણથી હર્ષ શોક કરવાની જરૂર મને નથી જણાતી. લોકોને વાંચન પૂરું પાડવાનું કામ તો કોઈ શેઠની દુકાન પણ કરી શકશે. ઉન્નત ભાવનાનો જન્મ સહકાર્ય સ્નેહ અને સ્વાર્થત્યાગ જે સ્થળે દેખાશે ત્યાં જ થશે. પુસ્તકો અને વર્તમાનપત્રો એ તો લાયબ્રેરીની સ્થૂળ સંપત્તિ છે. આ સંસ્થા એક પણ સદ્ભાવના જાગ્રત ન કરે તો એવા ચેતનરહિત જીવન કરતાં સંસ્થાનું મરણ હું વધારે સારું ગણીશ.'



ડૉ. કૃષ્ણલાલ શ્રીધરાણી

# સર્જન—સ્વદેશી અને સર્વદેશી

દુનિયા એટલી બધી નાની થતી ચાલી છે કે આપણે આપણી સંકુચિતતા છોડવી જ રહી. અહીં જાણીતા લેખક વિદેશગમનથી પોતાનામાં અને પોતાના સર્જનમાં આવેલી વિશાળતાને જે રીતે બિરદાવે છે તે દરેક માટે પ્રેરણાત્મક છે.........

એક પ્રશ્ન થાય છે—સર્જકે પરદેશ શા માટે જવું જોઈએ? તેથી તેની સર્જન પ્રવૃત્તિને કઈ રીતે વધુ પોષણ મળે છે?

તે પ્રશ્નનો ઉત્તર મળે છે કે સર્જનને સમૃદ્ધ કરવા માટે સર્જકે પરદેશમાં જવાની જરૂર નથી. જી. બી. શૉએ કહ્યું છે કે સર્જક ઘરમાં બેસીને આખી સૃષ્ટિને સૂક્ષ્મ નજરે નીરખી શકે છે. અલબત્ત આનો વિશેષ આધાર સર્જકની સંવેદનશીલતા ઉપર છે. સર્જક જો સમાજના પ્રવાહો આંતરપ્રવાહો અને વિરોધાભાસી પ્રવાહોની સાથે એકરૂપ થઈ શકે, તો એણે પોતાનો ઉંબરો છોડવાની જરાય જરૂર નથી. માત્ર પરદેશગમન કોઈપણ વ્યકિતને વધુ સારો સર્જક ન બનાવી શકે. પણ જો વ્યકિતમાં પોતામાં કાંઈ અંદર હોય, તે વિકાસશીલ રહેવા માટેની સતત જાગૃતિ સેવતી હોય, જો અન્યના અનુભવો અને પ્રયોગોનો તે લાભ લઈ શકતી હોય તો પરદેશગમન તેની સર્જન પ્રવૃત્તિને જરૂર પોષક નીવડી શકે, અને તો તે વધુ સારો કવિ કે નાટકકાર બની શકે પણ ખરો!

હું ગુજરાતમાંથી અમેરિકા ગયો એ પહેલાં જ ગુજરાતમાંના કેટલાક મિત્રોએ મારા સર્જનને સત્કાર્યું હતું. અઢાર વર્ષની નાનકડી વયે મારું પ્રથમ પુસ્તક પ્રગટ થયેલું. મને એક આશાસ્પદ છોડ તરીકે સ્વીકારવામાં આવેલો. અહીંના મિત્રોએ મને વખાણ્યો હતો. આને કારણે એક મનસ્વી અને આત્મકેન્દ્રિત યુવાન તરીકે હું અમેરિકા પહોંચ્યો. તેથી મને મારા લેખન માટે અતિવિશ્વાસ હતો. પણ ત્યાં મારાથી લખાયેલો પહેલો લેખ તરત પ્રગટ ન કરાઈ શકાયો. તેને પ્રસિદ્ધ કરવામાં સારો સમય ગયો. ત્યાંનું ક્ષેત્ર વિશાળ એટલે હરીફાઈ પણ વધુ તીવ્ર. મારો કહેવાનો ભાવાર્થ એ નથી કે આપણે અહીં એક ખૂણામાં છીએ, કે ગુજરાત ખૂણામાં પડ્યું છે, કે આપણી પ્રવૃત્તિઓ સંકુચિત છે. પણ હું એ કહેવા માગું છું કે અંગ્રેજી સાહિત્યની દુનિયા એ અનેકગણી વિશાળ સૃષ્ટિ છે. આ ભેદ હું જાણીબૂઝીને કરું છું. કારણ કે આમ તો પ્રત્યેક બિન્દુમાં સમષ્ટિ સમાએલી છે. પશ્ચિમમાં પ્રતિષ્ઠા પામતાં પામતાં ઘણો સમય લાગે છે, દરેક ક્ષેત્રમાં, દરેક વ્યકિતને.

આજે અમેરિકા એક એવો દેશ બની રહ્યો છે કે જેની સામે આખુંયે જગત જુએ છે. અને વિજ્ઞાન, કલા, કે સાહિત્યમાં, જગત તેની પાસેથી વિશિષ્ટ પ્રકારની અપેક્ષા રાખે છે. તેમજ દરેક મહત્ત્વાકાંક્ષીને પોતાને

---

સદ્‌ભાગ્યે સ્વ. હરિભાઈનો આધ્યાત્મિક વારસો એવા એક સજ્જનને મળ્યો છે જેઓ પણ સંસ્કાર પ્રવૃત્તિનું સતત ચિંતન અને આયોજન કરતા રહ્યા છે. એ છે હાલના એ પુસ્તકાલયના પ્રમુખ ડૉ. વાડીલાલ બાપુલાલ દેસાઈ. પુસ્તકાલયો વાંચવા માટેનાં પુસ્તકોનો સંગ્રહ કરવા માટે જ નથી હોતાં પરંતુ પ્રજાને તે દ્વારા કેવાં પુસ્તકો વાંચવાં, શા માટે વાંચવા, કેવી રીતે વાચવાં, તેની પણ કેળવણી મળવી જોઈએ.

શિષ્ટ સાહિત્યવાચન–પરીક્ષા એ આ અપેક્ષા પૂરી પાડતી એક પ્રવૃત્તિ છે જેમાં ચારિત્ર્યઘડતરમાં ઉપયોગી કે જ્ઞાનવૃદ્ધિ કરતાં અમુક પુસ્તકો પરીક્ષા માટે નક્કી કરવામાં આવે છે. તેમાં માર્ગદર્શન માટે વર્ગો ચલાવવામાં આવે છે. અને ૧૧ વર્ષના કિશોરોથી માંડી ૭૧ વર્ષનાં વૃદ્ધો સુધીનાં સ્ત્રી–પુરુષો તેમાં ભાગ લે છે.

[ 'જનસત્તા'માંથી ટૂંકાવીને ]







માટે અમેરિકામાં મોટું બજાર દેખાય છે. જો કે રશિયા તેની સાથેની સ્પર્ધામાં ઝડપથી તેની સરસાઈ કરી રહ્યું છે. પરંતુ અત્યાર સુધી અમેરિકા મોખરે રહ્યું છે. અને વળી તે દેશની ભાષા આપણને સરળ પડે છે.

પોલૅન્ડનો લેખક હોય તે પણ અમેરિકાની ભાષામાં તેની કૃતિનું ભાષાંતર કરાવવાનું ઇચ્છશે, અથવા ત્યાં વસવાટ કરવાનું ઇચ્છશે. ઘણા ભારતીઓની પણ આ મહેચ્છા હોય છે, અને આથી ત્યાં શું કલાક્ષેત્રે કે સાહિત્યક્ષેત્રે, શું રાજકારણમાં કે શું વ્યાપારમાં તીવ્ર સ્પર્ધા અનુભવવી પડે છે.

સાહિત્યક્ષેત્રે પણ આ જ અનુભવ છે. અમેરિકામાં આજે સાહિત્યનું ગદ્ય-સ્વરૂપ ખૂબ વિકસી રહ્યું છે. ઉત્તમ ગદ્યમાં જ પરદેશી સાહિત્યકૃતિના ઉત્તમ ભાષાંતરો પ્રાપ્ય બની શકે. અમેરિકામાં આજે તે પ્રવૃત્તિ પણ ચાલી રહી છે. નવલકથા, નાટક અને નિબંધો માટે આ પ્રવૃત્તિ પોષક બને છે, પણ કાવ્યમાં ભાષાંતરની પ્રવૃત્તિ કાવ્યકૃતિના પ્રાણનો સહેલાઈથી સંચાર કરી નથા શકતી તેથી એ દિશા બહુ ખીલી નથી.

રણુવગડામાં એરંડો પ્રધાન. જો સામાન્યતર ઝાંખરાઓનાં કદ સાત ફૂટ હોય તો વીસ ફૂટનો લીમડો સૌની નજરે ચડે પણ જો સામાન્યતર ઝાડવાંનું કદ વીસ ફૂટનું હોય તો ધ્યાન ખેંચવા માટે, પ્રતિષ્ઠા માટે ચાળીસ ફૂટની નાળિયેરી જોઈએ. જે પ્રજાનું સરેરાશી બૌદ્ધિક કદ નાનું, તે પ્રજાના કવિઓ અને નાટકકારોનાં કદ પણ નાનાં, સરેરાશથી બે-ચાર ફૂટ વધુ હોય એટલું જ! પણ જે પ્રજાનું સરેરાશી સાહિત્યક કદ ઊંચું, તે પ્રજાના સર્જકોનું કદ જાજરમાન. માટે તો આપણે ગૌરવ લઈએ છીએ તેવાં પુસ્તકો અંગ્રેજીમાં ભાષાંતર થતાં ફીકાં પડી જાય છે. પણ અંગ્રેજી કે રશિયન કે ફ્રેન્ચ પુસ્તકોનાં ગુજરાતી, બંગાળી કે હિંદી ભાષાંતરો પણ આપણને મુગ્ધ કરી મૂકે છે. સાહિત્યનું ક્ષેત્ર જેટલું વિશાળ અને ખેડાયેલું તેટલું કદ વધે સાહિત્યકલાનું. એટલે તો અંગ્રેજી ભાષામાં અંગ્રેજી જે દેશોની ભાષા છે તે દેશોમાં જે હિંદી સાહિત્યકારોએ નામના મેળવી છે તેઓને માટે મને સવિશેષ માન છે.

અમેરિકનો માટે એક વાત આપણે કબુલવી જોઈએ. નાતજાતના વાડા કરતાંય સાહિત્યકારોના વાડા વધુ સંકુચિત, અને મરાઠી માતાને પેટે જન્મેલા કાકા કાલેલકર ગુજરાતીના પ્રખર ગદ્યકાર બની શકે, એ વસ્તુસ્થિતિ સ્વીકારતાં '૩૦ના ગાળાના આપણા પીઢ સાહિત્યકારોને વાર લાગેલી. હવે એમની મરાઠી ઉપરની જમાવટ વિષે મહારાષ્ટ્રીયનોને શંકા થાય છે. એક ગુજરાતી બંગાળીમાં ખીલી કેમ શકે? અરે અંગ્રેજો પણ એમ માને છે કે કોઈ પરદેશી અંગ્રેજીનો નિષ્ણાત ન બની શકે—એક જોસેફ કૉનરાડના અપવાદ સિવાય. માત્ર અમેરિકી સાહિત્યે વાડો બાંધ્યો નથી. એને ચોતરે સૌ કોઈ આવીને બેસી શકે. જો શકિત હોય તો ઘણા દેશોના ખીચડામાંથી જેમ અમેરિકન પ્રજા એક સબળ પ્રજા તરીકે જન્મી છે, તેમજ ઘણી ભાષાઓના સાહિત્યકારોના ખીચડામાંથી અમેરિકન સાહિત્ય એક અનોખું વ્યકિતત્વ પ્રાપ્ત કરી ચૂકયું છે.

હું તો માનું છું કે મારી જે કંઈ નાની-સૂની સર્જનશકિત હતી, તેને પરદેશગમનથી પ્રોત્સાહન મળ્યું છે, વિચારફલક વ્યાપક બન્યો છે. શબ્દો અને ભાવનામૂર્તિઓ વધુ ચોક્કસ બન્યાં છે. અભિવ્યંજનાના નવા કીમિયા હાથ લાગ્યા છે, અને બહુ થોડું લખવાની, જે થોડું લખ્યું તેને વારંવાર લખીને સચોટ બનાવવાની અને આપણે જે કાંઈ લખીએ તે છાપનારા મળી જ રહેવાના છે એવા વિશ્વાસને કારણે ચલાવેલ મશીનવાળી બેદરકારીને નાથવાની વૃત્તિ વગેરે મને સાંપડયાં છે. મેં એક વખત ગાયેલું કે ઘરે ઊગેલા (આંબા) આભે પૂગે! પણ માનવસર્જિત ચાંદાઓની આ સદીમાં ઊખડેલ આંબાઓ પણ ઊડીને આભે પૂગે તો નવાઈ નહિ!





શશિકાન્ત ચીમનલાલ જરદોસ

# ઉર્દૂ સૂફી કવિ 'મીર'

દોઢસો વર્ષ જેમના અવસાનને થયાં તે ઉર્દૂના સૂફી કવિશ્રી 'મીર'ની શાયરીનો આછો ખ્યાલ આપણને ઉર્દૂના અભ્યાસી લેખક અહીં આપે છે. ઉર્દૂ સાહિત્યમાં તેમનું સ્થાન અમર છે એ તો આજે દોઢસો વર્ષે ઉર્દૂ સામયિકોએ ખાસ 'મીર અંક' કાઢીને સાબિત કર્યું છે........

જીવનનાં ઝેર ઘોળીને પી જનાર કવિ મીર તકી મીરની શાયરીમાં સર્વત્ર એક અપૂર્વ આહ્‌લાદક અને મીઠું દર્દ છે.

ઉર્દૂ કવિતાઓમાં સૌથી વધુ દુઃખી છતાં બેહદ સ્વાભિમાની સિદ્ધહસ્ત અને પ્રશિષ્ટ કવિ શ્રી મીર તકી 'મીર' છે. 'મીર' શબ્દનો અર્થ, સંભાવિત આગેવાન—અમીર—છે, અને 'તકી' એટલે પવિત્ર.

એમના પોતાનાજ શબ્દોમાં કહીએ તો 'મેં કેટલાયે દુઃખ અને દર્દોને ભેગાં કર્યાં ત્યારે ભદ્ર અને સંસ્કારી લોકોએ એને 'મીરનો કાવ્ય સંગ્રહ' એવું રૂપાળું નામ આપ્યું! સાહિત્ય વિવેચકોએ મારાં 'કાવ્યો'-ની પ્રશંસા કરી છે પણ ખરી રીતે મેં કોઈ કવિતા કરી નથી—માત્ર મારા ઘવાયેલા હૃદયનો આર્તનાદ વ્યક્ત કર્યો છે.'



કવિશ્રી 'મીર'

[ ચિત્ર 'આઈના'ના સૌજન્યથી ]

'દર્દો ગમ કિતને જમા કિયે તો દીવાન કિયા!'

પોતાના હૃદયને મીરે 'નિરાશાઓનો જનાઝો' કહ્યો છે તે અનેક રીતે ઉચિત છે. અને મીરનાં કાવ્યો, આજે બસો વરસ બાદ પણ શ્રોતાઓ કે વાચકોના હૃદયમાં એવી જ અનુભૂતિ ઉત્પન્ન કરે છે.

કાળી નિરાશાનું વર્ણન મીર જેવું કોઈ ઉર્દૂ કવિએ કર્યું નથી.

મીરનાં કાવ્યોમાં સચ્ચાઈનો રણકો છે. તેથી જ મીરની લોકપ્રિયતા ઉત્તરોત્તર વધતી જ રહી છે. એમાંનાં દુઃખો અને અનુભવો કલ્પિત નથી, અતિશયોક્તિભર્યાં નથી, રંગરોગાન કરેલાં કે બીજાના અપનાવેલાં ગતાનુગતિક નથી.

સાહિત્ય એ જીવનનું પ્રતિબિંબ છે, અને મીરની શાયરીમાંથી મીરના દુઃખી જીવનનું જ સ્પષ્ટ અને સુરેખ ચિત્ર નજરે પડે છે.

મહા કવિ ગાલિબે મીરની કવિતાના વૈવિધ્યને અંજલિ આપી છે કે—'જિસકા દીવાન કમ અઝ ગુલશને કશ્મીર નહીં' મીરનું જીવન અને કવન બંને સરખાં રંગીન અને આકર્ષક છે.

મીરનું કાવ્યસર્જન સરળ અને અર્થસમૃદ્ધ છે. એમાં સુંદર શબ્દોના શોભાયમાન સાથિયા નથી. મોટે ભાગે એમાં જીવનની નિષ્ઠુરતા—ગમે દૌરાં—અને તે ઓછી હોય તેમ વધારામાં, પ્રેમની નિષ્ફળતા—ગમે જાનાં—નું વેદનાભર્યું સંમિશ્રણ છે.

મીરને પોતાની પ્રતિભાનું પૂરેપૂરું ભાન હતું, અને



તેનાં અનેક સ્થળે ઉદાહરણો મળી આવે છે.

તેઓ કહે છે કે દુનિયામાં મારી કવિતાની હાક વાગે છે, હું જે બોલું છું તે સર્વત્ર પ્રમાણભૂત મનાય છે—મનાવું જ જોઈએ! કારણ કે હું અધિકારી અને જાગ્રત કવિ છું.

'સારે આલમ પર હું મંચ છાયા હુવા
મુસ્તનદ હય મેરા ફર્માયા હુવા !'

કવિશ્રીનો જન્મ ઈસ્વીસન ૧૭૦૭ માં આગ્રામાં થયેલો અને બરાબર સો વરસની ઉંમરે ૧૮૦૭ માં તેમનું મૃત્યુ થયું. તેમના વડવાઓ મૂળ 'હિજાઝ'—અરબસ્તાનથી આજીવિકા અર્થે હિંદ આવ્યા અને કેટલાંક વરસો સુધી અમદાવાદમાં પણ રહેલા.

કવિશ્રી નાનપણમાં જ અનાથ બન્યા, અને તેમના સગાંવહાલાંઓના આશ્રયથી જેમ તેમ બાળપણ વીત્યું. કવિતાના સંસ્કાર તેમને પહેલેથી જ હતા અને તેમાં ઊંડા અભ્યાસનો યોગ મળ્યો. આખરે તેમને લખનૌના કાવ્યપ્રેમી અને ઉદારતાના સાક્ષાત અવતાર સમા નવાબ આસફુદ્દૌલાનો રાજ્યાશ્રય સદ્ભાગ્યે પ્રાપ્ત થયો. પણ અત્યંત તીખો અને તેજીલો સ્વભાવ હોવાથી ત્યાં પણ તેમને ન ફાવ્યું. બીજા આશ્રયદાતાઓ તેમને મળી રહ્યા.

કવિતા ઉપરાંત મીરનાં લખેલ ફારસી વિવેચન–પુસ્તકો પણ અનેક છે.

રાજધાની દિલ્હીમાં ન ફાવવાથી, દિલ્હી છોડ્યા બાદ એક વાર લખનૌના મુશાયરામાં મીર ગયા. ત્યાં એમનો વિચિત્ર જરીપુરાણો રજવાડી પહેરવેશ, કમ્મરે બેવડ વળી ગયેલી કાયા વગેરે જોઈને લોકો હસવા લાગ્યા, અને કહેવા લાગ્યા કે ક્યા અજાયબઘરમાંથી આ મૂર્તિની અહીં પધરામણી થઈ છે! કાવ્યવાચનમાં જ્યારે મીણબત્તીની તાસક ફરતી ફરતી મીરની પાસે આવી—એટલે કે મીરનો ક્રમ આવ્યો—ત્યારે તેમણે સૌથી પહેલાં ઉપલા કટાક્ષોનો સુંદર જવાબ આપ્યો, કે મારા કંગાલ દેખાવ પરનું તમારું હસવું હમણાં જ બંધ થઈ જશે, હું સંસ્કારનગરી દિલ્હીનો ભારતપ્રસિદ્ધ અજોડ કવિ મીર છું, અને તમે, લખનૌના પ્રાકૃત ગામડિયાઓ છો!

'ક્યા બૂદો બાશ પૂછે હો પૂરબ કે સાકિનો,
મુજકો ગરીબ જાનકે હંસ હંસ પુકારકે
દિલ્હી શહર જો પેહલે થા આલમમેં આશકાર
હમ રેહને વાલે હય વોહી ઉજડે દયારકે'

મરતા સુધી મીરે પોતાનું મસ્તક પ્રભુ સિવાય બીજા કોઈ આગળ નમાવ્યું નહીં. કોઈની ખુશામદ પૈસા કે કીર્તિને ખાતર કરી નહીં. તેઓ કહેતા કે મનુષ્ય કદી પણ, પ્રભુની ઇચ્છા વિના બીજા કોઈ મનુષ્યને સહાય કરી શકતો નથી.

'મીર બંદોંસે કામ કબ નિકલા ?
માંગના હય જો કુછ ખુદાસે માંગ !'

હે પ્રભુ! તને તો બધી જ ખબર છે. મારા તકદીરમાં જ જો હું દુઃખ લખાવીને આવ્યો હોઉં તો તેમાં મારો શું વાંક?

અને તારો વાંક તો હું કાઢતો જ નથી કેમકે તારે ત્યાં કોઈ વસ્તુની કમી નથી પણ જેને જે પાત્ર હોય તેને જ તે મળી શકે.

'એક મેહરૂમ ચલે મીર હમહી દુન્યાસે
વરના આલમને ઝમાને કો દિયા ક્યા ક્યા કુછ !'

ઋતુઓની રાણી વસંતના આગમનનો સર્વત્ર ઉત્સવ ઉજવાયો, પણ મારે માટે તો દર વરસની માફક આ વસંત પણ ખાલી જ પસાર થઈ ગઈ:

'અબકે ભી દિન બહારકે યોંહી ગુઝર ગયે !!'

ધોધમાર રડી રડીને મારી બંને આંખોનાં સરોવરો સુકાઈ ગયાં અને તેમાં ક્યારની ધૂળ ઊડવા લાગી છે:

'વો દિન ગયે કિ આંખેં દરયાસ્ત બેહતીઆં થીં
સુખા પડા હય અબ તો મુદ્દતસે યે દોઆબા'

ઓ મીરની ખબર લેવા જનારાઓ! પથારી પાસે જરા ધીમેથી બોલજો! હમણાં સહેજવાર પર જ તે રડતાં રડતાં ઊંઘી ગયો છે:

'સરાને મીર કે આહિસ્તા બોલો !
અભી ટુક રોતે રોતે સો ગયા હય !'



અહોરાત્ર રડવા અને નિસાસા નાખવા સિવાય મારા નસીબમાં બીજું કંઈ જ નથી. આકાશમાં રાત્રે દેખાય છે તે ઝીણા ઝીણા તારાઓ નથી, પણ મારા નિસાસાઓએ આકાશમાં પાડેલા અસંખ્ય છેદ છે :

'તારે યે સબ નહીં મેરી આહોંસે રાતકી
સૂરાખ પડ ગયે હય તમામ આસમાનમેં'

મારા બળેલા હૃદયના ધૂમાડાને લીધે આકાશ શ્યામ થઈ ગયું—જેમ ચૂલાના ધૂમાડાથી ઘરની છત કાળી થઈ જાય છે :

'નીલા હય કયોં સિપહર તુઝે ઈલ્મબાહ હય
દૂદે જિગરસે મેરે યે છત સબસિયાહ હય'

મીરનો એક બહુ પ્રખ્યાત સૂફીવાદી શએર છે—મરણ એ તો જીવનયાત્રાના માર્ગ પરનો એક વિસામો છે. થાકને લીધે એ ઘડી ઝોકું ખાઈને, આરામ કરીને, પાછી જીવનયાત્રા ચાલુ જ રહેશે :

'મોત, એક માંદગીકા વકફા હય
યાની, આગે ચલેંગે દમ લે કર'

પ્રેમિકા પોતાના પ્રેમી ઉપર જુલમ કર્યા કરે છે એમ મેં સાંભળ્યું હતું. પણ એ સાંભળેલી વાત મારા અનુભવથી સાચી પડી. જ્યારે જ્યારે હું તેણીની ગલીમાં ગયો ત્યારે ત્યારે તેમાં મેં બે ચાર નવી કબરો ખોદાયલી જોઈ :

'કયા જુલ્મ હય ઉસ ખૂનીએ આલમકી ગલીમેં
જબ હમ ગયે દોચાર નઈ દેખી મઝારેં'

પ્રેમીઓને મારવાથી પુણ્ય મળતું હોય તો તમે જ જગતમાં સૌથી વધુ પુણ્યશાળી છો :

'મારના આશિકોંકા ગર હય સવાબ
તો હુવા હય તુમ્હેં સવાબ બહોત'

હજી તો પ્રેમની શરૂઆત છે. એટલામાં જ થાકી ગયો ?

'ઈબ્તદાયે ઈશ્ક હય રોતા હય કયા ?
આગે આગે દેખીએ હોતા હય કયા ?'

પ્રેમની દઝાડતી તપ્ત ભૂમિમાં કદી પણ આશાનું બીજ ઊગતું હશે ? તું શા માટે વ્યર્થ મહેનત કરે છે ?

'સબ્ઝ હોતી હી નહીં યે સરઝમીં
તુખ્મે ખ્વાહિશ દિલમેં તૂ બોતા હય કયા ?'

સંસારના અણુએ અણુમાં એક મહાન વિશ્વ છે. પણ અમને તેની કંઈ ખબર પડી નહીં. અમે સંસારીઓ જ્ઞાની કહેવાતા છતાં કેવળ અજ્ઞાન જ રહ્યા. પ્રભુની લીલાનો પાર પામી શકયા નહીં. અમારી પાસેની ચીજ પણ જોઈ શકયા નહીં :

'સરસરી હમ જહાન સે ગુઝરે
વરના હર જા જહાને દીગર થા'

પ્રેમ શું છે તેની વ્યાખ્યા મને ખબર નથી, તો એનું વર્ણન કેવી રીતે કરી શકાય ? પણ એવું લાગે છે કે છાતીમાં કોઈ જાણે હૃદયને મસળી રહ્યું છે :

'હમ તોરે ઇશ્કસે તો વાકિફ નહીં હયં લેકિન
સીને મેં જૈસે દિલકો કોઈ મલા કરે હય !'

હૃદય એવું જડ બની ગયું છે કે મરવાની બીક નથી અને જીવવાનો આનંદ નથી :

'મિઝાજ મેં યાસ આ ગઈ હમારે
ન મરને કા ગમ હય ન જીનેકી શાદી'

વળી,

'હુઈ હય દિલકી મેહવીયતસે યાં યકસાં ગમો ફરહત
ન માતમ મરનેકા હય મીર નય જીનેકી શાદી હય'

આશા અને આકાંક્ષા દુઃખનું કારણ છે. જીવનમાં આશા તૃષ્ણા ન હોય તો કોઈ દુઃખ ન હોય :

'જો ખ્વાહિશ ન હોતી તો કાહિશ ન હોતી'

અમારી કેવી અસ્થિર જિંદગી છે ? ઘડીમાં કેવી અને ઘડીમાં કેવી ?

'આનમેં કુછ હય આનમેં હયં કુછ
તોહફએ રોઝગાર હમ ભી હયં !'

હે બુલબુલ ! તારી પ્રેમિકા, ગુલાબની કળી, માટે તું રડવાની હવે હિંમત કરીશ નહીં ! કેમકે બાગના એક ખૂણામાં અમે પણ આવી ગયા છીએ :

'નાલે કરીઓ સમજ કે અય બુલબુલ
બાગમેં એક કિનાર હમ ભી હય'

હે મીર ! તું આમ ઘાંટા પાડીને આખી રાત રડ્યા કરશે તો તારા પડોશીઓને ઊંઘ શી રીતે આવશે ?

'જો ઈસ શોરસે મીર રોતા રહેગા
તો હમ સાયા કાહેકો સોતા રહેગા ?'

હે ભલા મિત્ર, તું ક્યાં સુધી મારું મોં ધોયા કરશે ? મારું તો આયુષ્ય બધું રડવામાં વ્યતીત થાય છે.

'મુઝે કામ રોનેસે અક્સર હય ના સેહ
તૂ કબ તક મેરે મુંહકો ધોતા રહેગા ?'

કોઈ રીતે મને ચેન પડતું નથી. કોઈ વાતમાં રસ ઉત્પન્ન થતો નથી. આવી લાગણીશૂન્યતા મને કંઈ આજની નથી—પણ જન્મ્યો ત્યારની છે :

'બે કલી બે ખુદી કુછ આજ નહીં
એક મુદ્દતસે વો મિઝાજ નહીં'

પોતાના પ્રેમના અનુભવોનું વર્ણન કરતાં કરતાં મીર કહે છે કે તારી હાજરી જેમાં ન હોય તે દરેક ઉત્સવ અને સમારંભ ફીકો છે.

'બઝમમેં જો તેરા ઝહૂર નહીં
શમ્એ રોશન કે મુંહમેં નૂર નહીં.'

કંઈ કેટલીયે વાતો અગાઉથી મનમાં ગોઠવીને હું તારી પાસે આવ્યો—પણ તારા રૂબરૂ તે બધી જ ભૂલાઈ ગઈ. જીભ જ ઊપડતી નથી !

'કિતની બાતેં બનાકે લાઉં એક
યાદ રહેતી તેરે હુઝુર નહીં'

અમે આમ કરીશું અને તેમ કરીશું, એમ ફાંકો રાખનારાઓ બધા જ જૂઠા છે. તેઓ તારી રૂબરૂમાં એવા ડધાઈ જાય છે કે હોઠ ખૂલતા નથી :

'કેહતે હયં કે યૂં કેહતે, યૂં કેહતે, જો વો આતા
સબ કેહનેકી બાતેં હયં, કુછ ભી ન કહા જાતા ! !'

અમારા જીવનની તારે ફિકર કરવાની કંઈ જ જરૂર નથી. તારા જેવી પ્રેમિકા પાસે હશે તો જીવવું તદ્દન રહેલ છે :

'ફિક મત કર હમારે જીનેકી
તેરે નઝદીક કુછ યે દૂર નહીં'

જો તું મૃત્યુ સંજીવની છે તો ફરી કોઈવાર મને જીવતો કરજે પણ હમણાં તો જીવનથી એવો ધરાઈ ગયો છું કે આજે એકવાર મરવા જ દે :

'ફિર જિયેંગે જો તુઝસા હય જાંબખ્શ,
એસા જીના હમેં ઝરૂર નહીં.'

પ્રેમ એ પણ ભક્તિનો જ એક પ્રકાર છે. ભક્તિ એ કંઈ સંતમહંત કે પેગંબરોનો ઇજારો નથી. દરેક મહાન પ્રેમી, મહાન ભક્ત છે :

'આમ હય યારકી તજલ્લી મીર
ખાસ મૂસા વ કોહે તૂર નહીં'

હે ઉપદેશક ! પ્રભુ કોઈ સ્વર્ગ જેવી અલાયદી બંધિયાર જગામાં ભરાઈ બેઠો નથી. પૃથ્વી પર, આકાશમાં, તથા ગ્રહ અને તારામાં પ્રભુજ વિવિધ સ્વરૂપે વ્યાપી રહ્યો છે :

'સમા, અઝોં ખુર્શીદ, યા માહ હય
જિધર દેખો અલ્લાહ હી અલ્લાહ હય.'

પોતાની લાચારીનું વર્ણન કરતી મીરની એક પ્રખ્યાત ગઝલ છે. મારા મનની મુરાદો બધી ઊંધી વળી ગઈ —આખરે પ્રેમની બીમારીએ મારો ભોગ લીધો :

'ઉલટી હો ગઈ સબ તદબીરેં કુછ ન દવાને કામ કિયા
દેખા ઇસ બીમારીએ દિલને આખિર કામ તમામ કિયા'

યુવાનીનો સમય રડી રડીને કાઢ્યો. ઘડપણ આવ્યું ત્યારે આંખ બંધ થઈ ગઈ. જાણે રાત્રિના ઉજાગરાવાળો કોઈ માણસ સવાર પડતાં ઊંઘી જાય.

'એહદે જવાની રો રો કાટા પીરીમેંલીં આંખે મૂંદ
યાની રાત બહોત થે જાગે સુબ્હ હુઇ આરામ કિયા'

એમ કહેવાય છે કે મનુષ્ય પોતે પોતાના ભાવિનું નિર્માણ કરી શકે છે. પણ આ ખોટી વાત છે. જે ધારે છે તે પ્રભુ પોતે જ કરે છે. મનુષ્ય પૂરેપૂરો અસહાય છે છતાં પાપકર્મ કર્યાં બદલની બદનામી ખોટી રીતે બીચારા મનુષ્યને મળે છે :

'નાહક હમ મજબૂરોં પર યે તોહમત હય મુખ્તારીકી
જો ચાહે હય આપ કરે હય હમકો અબસ બદનામ કિયા'

મારું હૃદય ભડકે બળતું લાખાગૃહ છે અને મારી આંખો હિલોળા લેતા સમુદ્ર જેવી છે. અગ્નિ અને પાણી



બંનેનાં તાંડવે મારું જીવન દુઃખી દુઃખી બનાવી મૂક્યું છે.

'એક સબ આગ એક સબ પાની
દિલો દીદા અઝીબ હય દોનોં'

મારા મિત્રો કહે છે કે આ જગતમાં દુઃખ વેઠીશું તો મરણ પછી સ્વર્ગ મળશે. આ વાત મારે ગળે ઊતરતી નથી. ભવિષ્યનું જે સ્વર્ગ અત્યારના વર્તમાન જીવનને દોઝખ જેવું ભયંકર બનાવી દે તે સ્વર્ગને હું તો નર્ક જ માનું :

'જાયે હય જી, જન્નત કે ગમમેં
એ ! ી જન્નત ગઈ જહન્નમમેં'

કેટલીક વાર મનમાં થાય છે કે રખડપટ્ટી કર્યાં કરું અને કેટલીક વાર એમ થાય છે કે ઘરના ખૂણામાં બેસીને એકાંતવાસ—ગોશાનશીની—કરું. પણ હું એવો અસહાય અને કમનસીબ છું કે એમાંથી એકેય કરી શકતો નથી :

'ગોશાગીરી અપને બસમેં હય ન હય આવારગી,
ક્યા કહેં અય મીર સાહબ, બંદગી બેચારગી ?'

પ્રેમિકા પોતાના પ્રિયતમમાં જ અનુરક્ત હોય છે. પણ અમારી પ્રિયતમા અમને કોઈ રીતે અનુકૂળ નથી. અમારા તરફ જોવાની તેને પરવા નથી—બોલવાની કે બોલાવવાની તેને પરવા નથી. છતાં જગત એમ માને છે કે અમને પણ પ્રેમિકા છે !

'નય નિગાહ, નય પયામ, નય વાદા,
હમ ભી, કેહનેકો યાર રખતે હયં'

મીરના એક શાગિર્દ 'જોશિશે' બહુ સુંદર રીતે મીરના જ વિચારો વ્યક્ત કર્યા છે :

દુનિયાએ મને શું આપી દીધું કે હું તેની ફિકર કે માથાઝીક કર્યાં કરું ?

'તઆલુકાતે જહાંકી ખબર નહીં રખતા
હઝાર શુક્ર કે મંય દર્દે સર નહીં રખતા'

દુનિયાની જેટલી ઠોકરો છે તે બધી જાણે મારે જ માટે છે અને અત્યારે હું દુઃખથી કચડાયેલો, શૂન્યમનસ્ક જેવો, નિશ્ચેષ્ટ સમો, મોત અને જીવનની વચમાં ઝોલાં ખાઉં છું :

'દરે હય જિસકો સલામત જહાં વો મંય હી હું
અજલ રસીદા, જફા દીદા, ઈઝતરાબ ઝદા !'

મીરની કવિતાનો અક્ષરે અક્ષર ઉચ્ચ છે, કેમકે મીરની કાવ્યભૂમિકા આસમાન જેટલી ઊંચી છે.

'બસકે હયં ઈસ ગઝલકે શએર બુલંદ
યે ઝમીં આસમાન હય ગોયા'

શીરીનને ખાતર સર્વસ્વ અર્પણ કરી જીવ આપનાર પ્રેમ-સમ્રાટ ફરહાદ મારો એક નાનો શો શિષ્ય હતો. મારી કબર પર માથું નમાવીને તે બોલે છે, 'જય ગુરુદેવ !'

'મેરે સંગે મઝાર પર ફરહાદ
રખકે તેશા કહે હય, યા ઉસ્તાદ !'

પ્રેમિકાના આગમનના સમાચાર મળતાં જ અમારામાં જીવ આવી જાય છે. બાકી તે સમયે અમે મૃતદેહની માફક પડી રહીએ છીએ :

'યો તો મુર્દે સે પડે રેહેતે હયં હમ
પર વો આતા હય તો આ જાતા હય જી !'

મને પ્રેમમાં થયેલ કટુ અનુભવોનું હું વર્ણન કરું તો જગતમાં કોઈ પણ વ્યક્તિ પ્રેમ કરવાની હિંમત કરે નહીં :

'ગિલામંય જિસસે કરું તેરી બેવફાઈકા
જહાં મેં નામ ન લે ફિર વો આશનાઈકા'

જગતમાં આવીને જ્યાં પણ મેં જોયું ત્યાં પ્રભુ જ દેખાયો :

'જગમેં આકર ઇધર ઉધર દેખા
તૂ હી આયા નઝર જિધર દેખા.'

નિર્ધન કંગાલ મનુષ્યને ત્યાં દીવામાં પૂરવા પૂરું તેલ ન હોય અને દીવો ઝાંખો ને ફીકો સહેજ સહેજ ટમટમ્યા કરે છે. મારું હૃદય એ પ્રકારના દીવા જેવું છે !

'શામહી સે કુછ બુઝાસા રેહતા હય
દિલ હુવા હય ચિરાગ મુફલિસકા'

પ્રેમની શરૂઆતમાં અમે આગ જેવા હતા—આજે, રાખ જેવા છીએ :

'આગ થે ઇબ્તદાયે ઇશ્ક મેં હમ
અબ જો હય ખાક ઇન્તેહા હય યે '

દિવસ અને રાત હૃદયમાં ભડકા ઊઠ્યા કરે છે. પ્રેમમાં પડવાની આ એક જ પ્રમાણભૂત સાબિતી છે :

'છાતી જલા કરે હય સોઝ દરૂં બલાસે
એક આગસી લગી હય કયા જાનિયે કે કયા હય ?'

કવિ 'શેફ્તા'એ પણ પ્રેમરોગની ચિકિત્સામાં આ જ મુખ્ય લક્ષણ ગણાવ્યું છે:

'શાયદ ઇસીકા નામ મુહબ્બત હય શેફ્તા
એક આગસી હય દિલમેં હમારે લગી હુઇ'

કવિશ્રી મીરનો સ્વભાવ બહુ જ ઉગ્ર અને ધૂની હતો તેથી તેઓ પોતાના જીવનમાં, મિત્ર સમુદાયમાં કદી પણ લોકપ્રિય ન બની શકયા એમ કહેવાય છે.

પરંતુ લોકપ્રિય ન બનવાનું એટલું જ અગત્યનું કારણ તેમના જીવનને ભરખી જતી તીવ્ર ગરીબાઈ, અને એક એકથી ચઢિયાતી અનંત મુસ્કેલીઓ પણ ગણાવી શકાય.

સ્વાભાવિક છે કે રડનારની સાથે જગત રડતું નથી અને દુ:ખી માણસ કદી લોકપ્રિય બની શકતો નથી. દુ:ખમાં પણ મીરે કદી કોઈ પાસે હાથ લંબાવ્યો નહીં. કે કોઈની ખુશામદ કરી નહીં, કે સસ્તી લોકપ્રિયતાની પરવા કરી નહીં એ વસ્તુ ક્ષમ્ય છે એટલું જ નહીં, ધન્યવાદને પાત્ર છે.

એમની કવિતા, માત્ર આલંકારિક અર્થમાં નહિ પણ સાચોસાચ 'ભગ્નહૃદયનો આર્તનાદ' છે. મહાકવિ ગાલિબે મીરના કાવ્યસંગ્રહને 'ગુલશને કશ્મીર' જેવો રંગીન વર્ણવીને અંજલિ આપી છે.

તેમના મરણને દોઢસો વરસ થયા છતાં તેમનાં કાવ્યોની લોકપ્રિયતા ઉત્તરોત્તર વધતી જ ગઈ છે, અને અનેક નવા કવિઓને માટે તે આજે પણ ઉત્તમ માર્ગદર્શન પૂરું પાડે છે. ગઝલ તત્ત્વ ઉપરાંત ઉચ્ચ પ્રકારનો સૂફીવાદ મીરનાં કાવ્યોનું એક વિશિષ્ટ અંગ છે.

જ્યાં સુધી ઉર્દુ શાયરી જગતમાં છે ત્યાં સુધી મીરનું નામ અમર રહેશે.



એપ્રિલ ૧૯૫૩માં શરૂ કરવામાં આવેલા રાષ્ટ્રવ્યાપી મેલેરિયા અંકુશ કાર્યક્રમને પરિણામે ૧૯૫૩–૫૪થી ૧૯૫૬–૫૭ સુધીનાં બે વર્ષ દરમ્યાન મેલેરિયા લાગુ પડવાના પ્રમાણમાં લગભગ ૬૬ ટકા જેટલો ઘટાડો થયો છે. ૧૯૫૩–૫૪માં મેલેરિયા લાગુ પડવાની સંખ્યા ૬૩૦ લાખની હતી પણ ૧૯૫૬–૫૭ સુધીમાં તે સંખ્યા ઘટીને ૨૧૦ લાખની થઈ હતી.

૧૯૫૬–૫૭ દરમ્યાન આ કાર્યક્રમ હેઠળ ૧૬૫.૩ લાખની અને ૧૯૫૩–૫૪માં ૧૩૭.૨ લાખની વસતિનો સમાવેશ થયો હતો. મધ્યવર્તી સરકારે આ રોગના અંકુશ પાછળ ૧૯૫૩ થી ૧૯૫૮ સુધીમાં રૂ. ૨૯૭.૩૦ લાખનો ખર્ચ કર્યો છે.

૧૯૩૫માં મેલેરિયા ઇન્સ્ટિટ્યૂટ ઑફ ઇન્ડિયાના નિયામક બ્રિગેડિયર સિન્ટને કરેલા અંદાજ મુજબ મેલેરિયાને લીધે દેશને દર વર્ષે ખેતી ઉત્પાદન અને કામના કલાકો (મેન અવર્સ)ની બાબતમાં લગભગ રૂ. ૧૦૦૦ કરોડનું નુકસાન થાય છે.



સૌરાષ્ટ્રમાં એક સ્થળે જેમણે મારી પાસે આવીને દારૂ નહિ પીવાની પ્રતિજ્ઞાઓ લીધી તે જુવાનો ઘેર જઈને તેમના કુટુંબના એક ૮૪ વર્ષના વૃદ્ધને ઘેરી વળ્યા. આ વૃદ્ધ કદી દારૂ પીતા ન હતા પણ બીડી–હોકો પીતા હતા. જુવાનો તેમને બીડી છોડી દેવા કહેતા હતા. ત્યાં હું જઈ પહોંચ્યો અને પૂછ્યું, 'અલ્યા બધા ભેગા થઇને અદાને શું કરો છો ?' તો કહે, 'એમણે અમારો દારૂ બંધ કરાવ્યો, એટલે અમે એમની બીડી બંધ કરાવીએ.' હું વચમાં પડયો પરંતુ તુરત જ એ ૮૪ વર્ષના વૃદ્ધ બોલી ઊઠયા, 'હવે ત્યારે આજથી બીડી–હોકો હરામ છે.' આમ નાનપણથી બીડી–હોકો પીવા ટેવાયેલા એ વૃદ્ધ ખેડૂતે ૮૪ વર્ષે બીડીનો ત્યાગ કર્યો.

—કવિ દુલા કાગ






અનુભવ, પીઢતા અને કંઈક પણ મેળવવાની–જાણવાની વૃત્તિ હોય તો માણસ હેરાન ન થાય. આપણને આ બધું વારસારૂપે મળેલું હોત તો કેવું સારું ? વીસ-પચીસ વરસ પહેલાંનાં આપણાં ઘરડેરાંઓ દાક્તરનું ઘર પણ જોતાં નહિ. અને છતાં મરતી વખતનું તેમનું છેવટ લગી કામ કરતું શરીર જોઈને આજની આપણી જુવાની પણ લાજી મરે. આજે આપણે જાણે અનુભવોની એરણે ટીપાતાં અટકી જ ગયાં છીએ. ઘરમાં કોઈ ઘરડું માણસ હોય ને આપણને કંઈ સલાહ–સૂચના આપે ત્યારે આપણે તેમને ધુત્કારી કાઢીએ છીએ અથવા તેમની એ લવરીને ગણકારતાં નથી. પણ જીવનની એ અનુભવવાણી આપણને મહામૂલું માર્ગદર્શન આપે છે તે આપણે અત્યારની આછકલી વિચારસરણીથી ટેવાયેલાં ભૂલી જઈએ છીએ.

સંસ્કારનો વારસો આપણે પામીએ, તેને જીવનમાં ઊતારીએ અને જાણે બધું નવું ભૂલીને જૂનું જ અંગીકારીએ એવું તો ન કહેવાય. પણ જૂનું જર્જરિત થયેલું છે તેમ સમજીને ફેંકી તો ન જ દેવાય. આપણા વિચારો અને તેની ભાષા આપણને હમેશાં આવકારે છે એ વાત સાચી. પણ એકલા વિચારો—ઘડાયા વિનાના વિચારો તો ક્યારેય પૂરેપૂરા પકવ ન જ કહેવાય.

એટલે જ અનુભવવાણી અને અનુભવીઓની સલાહ વધુમાં વધુ આવકાર્ય ગણાવી જોઈએ. આપણે કોઈની મળતી સલાહ બધી માની જ લઈએ એવું કહેવાનો આશય જરાય નથી. પણ આપણી અમર્યાદ શક્તિ અમુક મર્યાદાથી જ્યારે આગળ વધીને આપણને આંબવા પ્રયત્ન કરે ત્યારે તો તેને ટાળવા નહિ તો ય રોકવા પ્રયત્ન કરવો જ જોઈએ. વૃદ્ધજનો અને વડીલો આપણને ક્યારેય આડખીલીરૂપ નથી નીવડતાં પણ હંમેશ જરૂરી માર્ગદર્શક જ બની રહે છે. આપણે એવું માર્ગદર્શન હંમેશ પામીએ તેવી લાયકાત મેળવવા માટે ફરી પાછું સંયુક્ત કુટુંબનું મહત્ત્વ વધારવા અને તેને ટેવાવા પ્રયત્ન કરવો જોઈએ. આપણે ભણીગણીને વડીલોને ધિક્કારવાનું નહિ પણ તેમને માન આપવાનું શીખીએ તે જ સાચું ભણતર છે. તેમને મદદરૂપ થઈને આપણી નવું શીખવાની વૃત્તિ આપણને અનેકરીતે નવું નવું શીખવશે.પણ તેમની ખોડખાંપણો જ કાઢ્યા કરીશું તો એકાદ પેઢી પછી આપણું એ અનુભવનવનીત વારસાગત પ્રવાહિત રહ્યું છે તેમાંથી ક્યાંય ઊર્ધ્વગમન કરી જશે.



## જમનાબેનની જાગૃતિ

જમનાબેન પરણીને તેમના પતિ સાથે મોટા શહેરમાં ગયાં ત્યારે તેમના પતિના ઝઘડાખોર સ્વભાવે સાસુ–સસરા–નણંદ બધાંની સાથે બગાડી મૂકેલું. શહેરનો મામલો. ત્યાં તો કોઈ કોઈનું સગું નહિ કે વહાલું નહિ. અને એકાદ વરસ પછી એ એવું તો વસમું થઈ પડ્યું કે જમનાબેને બાળકને જન્મ આપ્યો તે અગાઉ છેક છેલ્લી ઘડી સુધી બધું કામ જાતે કર્યા કર્યું. તેમના પતિ તો મિજાજનાં ખાં. પાણીનું પવાલુંય તેમનાથી લઈ શકાય તેમ નહોતું તો જમનાબેનને મદદરૂપ તો થાય જ શાનાં?

જમનાબેનને દવાખાનામાં મેં જોયાં ને મારાથી તો ન રહેવાયું. ખાટલામાંથી ઊભાં તો ઠીક પણ ખાટલામાંય બેઠાં થવાની દાક્તરે ના પાડી હોવા છતાં બાળકના જન્મને આગલે દિવસે તેમના પતિ તેમને મળવા આવેલા ત્યારે ખબર પૂછવા ખાટલા પાસે આવવાને બદલે બહારથી જ દાઈ સાથે કહેવડાવ્યું કે જમનાબેન બહાર આવે! દાઈએ કહ્યું પણ ખરું કે દાક્તરે જરાય હલચલ માટે ના પાડી છે. પણ એ જંપે શાના? જમનાબેન બિચારાં પલંગમાંથી ઊઠીને જવા પણ જતાં હતાં ત્યાં મેં જ જરા ગરમ થઈને તેમના પતિને ધમકીભર્યા સ્વરે કહ્યું: 'અરે ભાઈ, ખાટલામાં સૂતાં સૂતાંય હરવાફરવાની દાક્તરે ના પાડી છે અને તમે તેમને ખાટલામાંથી ઊઠવાનું કહો છો? તમે જ અંદર આવી જાવ ને!' જમનાબેન બિચારાં એમના પતિની દયા ખાતાં બોલી ઊઠ્યા: 'બેન, એ બહુ શરમાળ છે એટલે અંદર નહિ આવે.' ન આવે તો શું જમનાબેન આવી હાલતમાં ઊઠીને બહાર જાય? તેમનાંમાં તો ઊઠવાનાંય હોશકોશ નહોતાં.

ખૂબ મહેનતને અંતે જમનાબેન પાસે તેમના પતિ અંદર આવ્યા. થોડીવાર કશીય વાતચીત કર્યા વિના બેઠા અને ઊભા થઈને ચાલતા થયા. સ્ત્રીની આવી કટોકટીભરી પરિસ્થિતિ વેળાએ એના જ પુરુષ તરફથી બે વાત પણ ન થાય કે ન કશું આશ્વાસન મળે ત્યારે તે સ્ત્રી માટે કેટલું બધું અસહ્ય થઈ પડે? તેમના ગયા પછી મેં જમનાબેનને સાંત્વન આપવા માંડ્યું ત્યારે બિચારાં રડી પડ્યાં. ઘરમાં નાનું–મોટું કોઈ હતું નહિ. તેમાંય તેમના પતિના સ્વભાવને કારણે કોઈને ઘેર બોલાવી શકાતું નહોતું. આપણે ઘણીય વાર સાંભળીએ છીએ કે ઘરમાં કર્કશા નારી હોય તો જ એ ઘરમાં બીજું કોઈ ન ટકી શકે. પણ જમનાબેને કહ્યું ત્યારે જ મને ખબર પડી કે એવા પુરુષોય હોય છે કે જેમને ટકટકારો કરવાની ટેવ જ જાણે પડી ગઈ હોય છે. કોઈ માણસ તેને ગમે જ નહિ. પોતાની પત્ની સાથેય નિરાંતે વાત ન કરી શકે તો બીજા તો શાના ગમે?

અને ભાવિ બાળકની શી દશા થશે તે વિચારે હું તો સમસમી જ રહી. સ્ત્રીનો સગર્ભાવસ્થાનો સમય ખૂબ જ સાચવવાનો સમય છે. એ જ સમયે જો તેને હડધૂત કરવામાં આવે, તેનું વાતવાતમાં અપમાન કરવામાં આવે, તેના તરફ બેદરકારી બતાવવામાં આવે, તેને માન-



સિક શાંતિ ન મળે ત્યારે તે સ્ત્રીની દશા તો કફોડી કહેવાય જ, પણ તેની અંદર આકાર લઈ રહેલા નવા જીવ માટે પણ એક મોટો કોયડો થઈ પડે છે. એ બાળક આ દુનિયામાં આવીને ક્યાં સુખ–સગવડ પામી શકવાનું હતું ?

એક જ જમનાબેન સાથેની વાતે મારું મગજ થાકી ગયું. ત્યારે જ મને થયું કે આપણા સમાજની કેટલી બધી બહેનો આવી વિકટ પરિસ્થિતિમાંથી પસાર થતી હશે અને તેમની પાસે શાંતિથી વાત કરનારું પણ કોઈ નહિ હોય ! આપણી સામાજિક અસમાનતા મિટાવવા માટે આપણું વાતાવરણ જ બદલાવું જોઈએ. કોઈને સલાહ કે ઉપદેશ આપીને સુધારી નાખવા કોઈ વિચારે એટલું જ બસ નથી. જમનાબેનમાં શક્તિ હોવા છતાં તેમના પતિએ તેમને એટલાં બધાં દબાવી દીધેલાં કે ક્યારેય તે ઊભાં જ ન થાય. પણ આમ ને આમ દબાયેલાં રહીને તો સામાજિક દ્રોહ કરી રહ્યાં છે એ જમનાબેનને ગળે ઊતર્યું ત્યારે સમજપૂર્વકનું કામ લેવા તે તૈયાર થયાં.

## ચેતનવંતાં કુટુંબો

એક દિવસ અચાનક એક સુખી મસ્ત કુટુંબ જોવાની તક મળી ગઈ. શું સુંદર અને વ્યવસ્થિત રહેણીકરણી ! કુટુંબ પણ નાનું નહોતું. આમ તો બે ભાઈઓનું ભર્યું ભાદર્યું, નાનાં મોટાં નવ બાળકોથી કિલ્લોલતું સંપીલું કુટુંબ. બે ઘડી હું નીરખી જ રહી. મારી કલ્પનાનો દોર ખેંચાવા લાગ્યો. કુટુંબની વડીલ સ્ત્રી બધો જ ઘરનો કારભાર સંભાળતી. પુરુષવર્ગને તો ઘરની બાબતમાં ક્યારેય માથું મારવું પડતું નહોતું. કદાચ ઘરમાં ક્યારે શું જોઈએ છે અને શું ચાલે છે તેની પણ તેમને ખબર નહિ હોય !

સંપ જોયો હોય તો આ દેરાણી જેઠાણીમાં. ઘરનું નાનું મોટું બધું જ કામકાજ તેઓ જાતે કરતાં. સવારમાં પાંચ વાગે ઊઠીને એક પછી એક કામ થયે જતું. કામની ઝડપ પણ એટલી જ અને શરીરે તંદુરસ્ત પણ ખરાં. માત્ર ભણેલા ઓછું. પણ પોતાનાં બાળકોને ભણાવવાની અને કેળવવાની એટલી જ તમન્ના હતી. ઘરમાં નવ બાળકો. પણ દશ વર્ષથી મોટી ઉંમરનું એક પણ નહિ. છતાં કલબલાટ નહિ અને બધાં જ વ્યવસ્થિત.

બાળકો પણ ખૂબ જ તંદુરસ્ત હતાં. ક્યારેય દવાખાનાનું નામ નથી દેવું પડ્યું. ક્યારેક સહેજ કસર જેવું લાગે તો સ્ત્રીવર્ગ ખૂબ જ સારું ડોશીવૈદું જાણતો એટલે એક જ દિવસમાં પાછાં હતાં તેવા થઈ જતાં. પાણી પણ નીચેથી ભરી લાવવાનું. ગામડાની પાણીઆરીનું દૃશ્ય હજુ નજર સમક્ષથી ખસતું નથી. નવ વર્ષની બેબી પણ નીચેથી મોટું એક બેડું પાણી ભરીને તો અદાથી ચડતી ચડતી આવે. કપડાં, વાસણ, રસોઈ અને ઘરનું બીજું નાનું મોટું કામ. તે ઉપરાંત બાળકોને માટે શું કરવું ન પડે ? પણ બધું જ વ્યવસ્થિત રીતે થતું આવે. ઘરની બંને સ્ત્રીઓ ખૂબ જ સંપીલી. ક્યારેય બોલવાપણું ન થાય. બાળકો પણ પોતાનાં જ હોય તેમ બધાં જ બાળકો સાથે સરખી રીતે વર્તે. પોતાનાપણાની ભાવના





એટલી ઊંડી રીતે પેઠેલી હતી કે પરાયાનો ભાવ સરખો પણ ઉદ્ભવતો નહિ. એક બીજાનાં બાળકને ક્યારેય ધમકાવવાં પડે તો બન્નેમાંથી એકેયને ઓછું ન આવતું.

મહેમાનગતી પણ સુંદર રીતે કરી જાણે. અમારી આગતાસ્વાગતા શું સુંદર રીતે કરી કે તેનું વર્ણન કરવું મારી કલમની બહાર છે. ગમે તેટલાં મહેમાનો આવે પણ મોં ઉપર તો તે જ ઉત્સાહ અને આનંદ હોય. આગંતુકને જોઈને ખુશખુશ થઈ જાય. કંટાળો તો તેમને ક્યારેય નહિ આવતો હોય.

જેવી ખડતલ મા તેવાં બાળકો. સૌથી નાનું બાળક ઘરમાં છ મહિનાનું હતું. ગોરટીયું ગોળમટોળ નક્કર. શરીર, શાંત અને સૌમ્ય, એકલું એકલું આનંદઘેલું રમ્યા કરે.

સુખી અને સંપીલા કુટુંબની ભાવના, ઈર્ષા કે વેરઝેરની વૃત્તિને છોડીને જો ઉત્પન્ન થાય તો આજે ઘણાંય રહેંસાઈ જતાં કુટુંબો ચેતનવંતાં અને ખુશનુમા વાતાવરણમાં નિહાળવા મળે—જેની આપણે ત્યાં ખૂબ જ જરૂર છે.

## અનુભવીનાં બોલ

એક પછી એક વાતો સાંભળતી હું તે દિવસે ખૂબ બધું જાણી શકી ત્યારે મને થયું કે આપણે વાંચીને જ્ઞાન મેળવીએ તે કરતાંય વધુ જ્ઞાન જુદાં જુદાં લોકોના સંપર્કમાં આવીને મેળવી શકીએ છીએ. અને તે સાચું પણ છે. અમારી પડોશમાં રહેતાં સંતોકમા એંસી વરસ તો વટાવી ચૂક્યાં હતાં છતાં તેમની પાસે જે જ્ઞાનનો ભંડાર ભર્યો હતો તે ક્યારેય વૃદ્ધ થયો નહોતો. મને જ્યારે જ્યારે વખત મળે ત્યારે સંતોકમા મારો જાણે વિસામો જ હતાં. મારી કેટલીય વાતો હું તેમને કહેતી ત્યારે મને મારી થયેલી ભૂલ માટે વાળી લેતાં. મને રોજ એવી એવી વાતો કરીને નવું નવું જણાવતાં કે રોજ ને રોજ હું તેમની પાસે જવા માટે જરાય કંટાળો નહોતી અનુભવતી.

એવી જ કંઈક જિજ્ઞાસા સાથે હું તે દિવસે સંતોકમા સાથે અમારાં એક બિમાર સંબંધીની ખબર કાઢવા ગયેલી. આમ તો દવાખાનામાં રાખેલાં એટલે રોગ પણ ખરેખર ચિંતાજનક હતો. પણ એ દરદી પાસે અડધો કલાક હું બેઠી અને જે જાતજાતનાં લોકો એટલા સમયમાં ત્યાં આવી ગયાં તેમાંથી મને ખૂબ જાણવાનું અને શીખવાનું મળ્યું.

માનસશાસ્ત્રીઓ તો કહે છે કે દરદી પાસે દરદની વાત જ ન કાઢવી. પણ આપણા લોકો—ભણેલાંઓ પણ હજુ માનસશાસ્ત્રનાં એ નિયમને પાળતાં લાગતાં નથી એ તો મને ત્યાંના અડધા કલાકમાં જ જણાઈ ગયું.

જે રોગની દરદીને દવાખાનામાં સારવાર અપાઈ રહી હતી તે હવે તો કાબૂમાં આવી ગયો હતો છતાં એ રોગે કેવી રીતે ઊથલો માર્યો અને તેની કેવી રીતે દાક્તરે સારવાર કરી તે આખા ઇતિહાસનું પુનરાવર્તન ત્યાં ફરી ફરી થયા જ કર્યું અને મળવા આવેલામાંથી એવા જ રોગીઓની કર્મકહાણી એક પછી એક ચાલુ થવા લાગી ત્યારે એક બાજુથી મારું માનસશાસ્ત્રીય જ્ઞાન મને અકળાવવા લાગ્યું કે આ શું ? અને બીજી તરફથી મને અનાયાસે મળતું જ્ઞાન મેળવ-



વાનો લોભ પણ લાગ્યો. મેં તો સંતોકમાને એકવાર ઊઠીને જતા રહેવાનું પણ કહ્યું. પણ મારું માનવાને એ બહુ ઓછાં તૈયાર રહેતાં. અને આવે ઠેકાણે, જ્યાં માનવીનો મેળો જામ્યો હોય ત્યાંથી તો તે જલદી ખસે જ નહિ ને! એટલે ન છૂટકે મારે રોકાવું પડ્યું.

પણ ઘેર આવીને મારી નોંધપોથી લખવા બેઠી ત્યારે એક પછી એક કેટલા બધા દાખલા મેં ટપકાવી માર્યા! સંતોકમાનો અનુભવભંડાર તે દિવસે કેવો ઉદારતાથી ખુલ્લો થઈ ગયેલો એ તો મને તે જ દિવસે પહેલીવાર સમજાયું. મારી અકળામણમાંય મને એક રીતે તો સંતોષ જ મળ્યો. કેટલીય વાતો મેં ફક્ત તર્ક કરીને અને મારા વાચનમાંથી તારવીને મારામાં મર્યાદિત કરી દીધેલી તે બધી મેં આ વિશાળ અનુભવવાણીમાંથી મેળવી ત્યારે થોડાક ફેરફારો કરવા પડ્યા.

ત્યારથી મેં નક્કી કર્યું કે અનુભવ એ જ મોટું ધન છે. માણસે મળે તેટલા અનુભવો લેવા. પણ તે અનુભવોમાં સચ્ચાઈનો રણકો તો હોવો જ જોઈએ. કોઈની બડી બડી વાતોથી અંજાઈ ને આપણે ક્યારેક એ બધું સાચું માની બેસીએ તો ઘણી વખત એ ડંફાસો જ નીકળે છે. અને ત્યારે થાય છે કે એ વાતોને વિચારવાનો કે તેને સાંભળવાનો ખોટો સમય ન બગાડ્યો હોત તો?

## સમસ્યાનો ઉકેલ

સમીર નાનો હતો ત્યારથી, સમજતો થયો ત્યારથી રોજ રાતે સૂતી વખતે રડ્યા વિના રહેતો નહિ. અમારી ઉપરના માળે તે રહેતો એટલે તેનાં બા સાથે મારે સારી એવી ઓળખાણ હતી. આજે તો સમીર ખાસ્સો મોટો છે પણ બચપણથી મારે તેની સાથે ઠીક ફાવી ગયેલું. તે વખતે એક બે દિવસ મેં રડતો સાંભળ્યો એટલે મારાથી ન રહેવાયું ને હું ત્રીજે દિવસે ઉપર ગઈ. તેને કશું જોઈતું તો નહોતું જ. પણ હું તેની બાને એક જૂની લોકવાર્તાની વાત કહેવા લાગી અને રડતા સમીરનું ધ્યાન એ વાર્તા તરફ દોરાયું. એ રડતો બંધ થઈ ગયો અને ધીમે રહીને મારી પાસે આવીને બેસી ગયો. મેં વાર્તા પૂરી કરી ને તરત એ બોલી ઊઠ્યો: 'પછી રાજાની કુંવરીનું શું થયું?'

મેં સમીરની નાડી પારખી લીધી. ત્યારથી એ રોજ રાતે રડવાનું શરૂ કરે ને હું કે તેની બા વાર્તા કહેવા લાગીએ એટલે એ સાંભળતો સાંભળતો ઊંઘી જાય. બાળકનું કલ્પનાશીલ માનસ આમ સંતોષાય છે એવો મેં ઉકેલ કાઢ્યો.

★

ચા, બીડી, પાન વગેરે વ્યસનોનું પાપ શહેરમાંથી ગામડાંઓ સુધી પહોંચ્યું છે. ચા, બીડી, દારૂ વગેરે પીનાર માત્ર ટેવના કારણે પીએ છે. એનાથી બુદ્ધિ કે શક્તિ આવતાં નથી. આજે તો કૉલેજો પાસે પણ બીડીની દુકાનો હોય છે. આજે ખેડૂત પણ બીડી પીએ છે. થોડો ડાહ્યો ખેડૂત તૈયાર બીડી પીએ છે. એનાથી ડાહ્યો ઘોળી બીડી પીએ છે. એથી વધુ ડાહ્યો જાડી બીડી ચારુટ પીએ છે. આ કઇ જાતનું ડહાપણ છે? આમાં શું ફાયદો છે? આ બધાં વ્યસનો રોજ-બરોજ ખીલતાં જાય છે અને બહેનો સુધી પણ પહોંચ્યાં છે. આપણે આ બાબતમાં શું કરવું એ વિચારવાનું છે.

—રવિશંકર મહારાજ








છે; બળવત્તર પ્રસંગોને એક પછી એક રજૂ કરી વાસવદત્તાના વ્યક્તિત્વનાં વિવિધ પાસાં છતાં કરવામાં લેખકે ગજબ કુશળતા દર્શાવી છે. બૌદ્ધ ફિલસૂફીનો પરિચય પણ ઉપગુપ્ત જેવા સંયમી ને શિષ્ટ ભિક્ષુક દ્વારા સરસ રીતે કરાવ્યો છે, વાર્તારસ વિકસાવવા માટે લેખકે ક્યાંક હકીકત સાથે છૂટ લીધી નથી એ આ નવલકથાની વિશિષ્ટતા છે; આમછતાં નવલકથાનું મથાળું—સંન્યાસી અને સુંદરી—ભ્રામક છે. ૨૧૮ પાનાંની નવલકથામાં સુંદરી—વાસવદત્તા જ પ્રાધાન્ય ભોગવે છે, પહેલાં ૧૦૭ પાનાંમાં તો વાસવદત્તાની જુદા જુદા પુરુષો સાથેની મહોબત–ગોષ્ઠિઓ ચીતરવાના કેફમાં જ લેખક મશગુલ છે, ઠેઠ ૧૦૮ મા પાને ભિક્ષુક ઉપગુપ્તને વાર્તામાં પ્રવેશ કરાવ્યો છે ને વાર્તાની માદકતા જરાક ઘટતી લાગે કે તુરત એમને પાછા ખેંચી લીધા છે ને અંતિમ પ્રકરણમાં વાસવદત્તા સુંદરી મટી જાય છે ત્યારે એનું ઉપગુપ્ત સાથે પુનર્મિલન બતાવ્યું છે. આથી સંન્યાસીના ત્યાગની સચોટ અસર વાચકના મન પર જામવાને બદલે વાસવદત્તાની વિષયલીલા જ એનું ચિત્ત વધુ પકડી રાખે છે. નવલકથાની આ મોટામાં મોટી નબળાઈ છે.

શ્રી. પંચાલે અનુવાદને પ્રવાહી બનાવવામાં ઠીક ઠીક સફળ પુરુષાર્થ કર્યો હોવા છતાં ક્યાંક ક્યાંક નબળાઈ ઘૂસી ગઈ છે. દા. ત. પા. ૯૪ પર નગરપતિનું વાક્ય—' તારા અધરોથી ગીત, હાથોથી અર્થ, નેત્રોથી ભાવ અને પગથી તાલનું સુંદર દર્શન કરી હું તો મુગ્ધ બની ગયો '...કથળેલા અનુવાદનો આદર્શ નમૂનો છે.

' આટલું કહીશ ' નામક પ્રસ્તાવનામાં અનુવાદકે પોતાનું ને મૂળ લેખકનું કથન એવું ગૂંચવી માર્યું છે કે બંનેને જુદાં પાડતાં વાચકને ઠીક ઠીક શ્રમ વેઠવો પડે. ' પાત્રચરિત્ર, ચોટદાર સંવાદો અને અસ્ખલિત વાર્તાપ્રવાહ આ કથાની વિશિષ્ટતા છે ' એ વાક્યમાં વ્યાકરણ વીસરાઈ ગયું છે.

### છેલ્લો ફાલ :

[ લે. ધનસુખલાલ મહેતા, પ્ર. આર. આર. શેઠની કંપની, મુંબાઈ, ૨. રૂ. ૪–૫૦ ]

૧૯૪૦ માં પ્રગટ થયેલા અને ગુજરાતી સાહિત્યરસિકોનો સારો આવકાર પામેલા વાર્તાસંગ્રહની આ બીજી આવૃત્તિની ૭૫૦ નકલો ગુજરાત ઉમળકાભેર વધાવશે જ. ૨૬ વાર્તામાં છેલ્લાં ૭ એકાંકી નાટકો છે. ' નરસિંહરાવ ' વિષેનું નાટક રસિક હોવા છતાં કાંઈક મેવલું લાગે છે. નાટકમાં ઉલ્લેખાયેલા ઘરજમાઈ વિષે લેખકે કોઈ જ નોંધ મૂકી નથી. નારાયણ હેમચંદ્ર સાથે સંબંધ બગડયા અંગેનો ઉલ્લેખ છે, પણ એ અંગેની વિગતો વાચકોને સમજાય એ માટે પણ નોંધ મૂકવી જરૂરી હતી.

' સ્ટેશન માસ્તર ' નાટકને લેખકે પોતે જ ' અતિ ઉચ્ચ કક્ષાનું એકાંકી ' ગણાવ્યું છે. ગુજરાતમાં એ ભજવવાની મુશ્કેલી વિષે લેખક પોતે અજ્ઞાત હોય તો તે નવાઈભર્યું.

સુરતી જીવનની રસિકતા ને હાસ્યવૃત્તિ શ્રી ધનસુખલાલનાં નાટકોમાં છલોછલ ભરેલાં છે. મુદ્રણદોષ ટાળી શકાયા હોત તો વાર્તાસંગ્રહ વધુ તેજસ્વી બનત.

### સંન્યાસી અને સુંદરી :

[ લે. યાદવેન્દ્ર શર્મા, અનુ૦ રતિલાલ ગો. પંચાલ. પ્ર. પ્રજ્ઞા પ્રકાશન મંદિર, અમદાવાદ. રૂ. ૩–૫૦ ]

હિંદી સાહિત્યના ખાસ નહીં જાણીતા એવા જુવાન નવલકથાકાર શ્રી. યાદવેન્દ્ર શર્માની આ નવલકથા હિંદી સાહિત્યકારોને પ્રિય એવા બૌદ્ધ યુગના ઇતિહાસને સ્પર્શે છે. વિખ્યાત નર્તકી વાસવદત્તાના જીવનને સ્પર્શતી આ કથા અત્યંત રસિક ને તેજસ્વી



ગુજરાતી વાચકોને આ નવલકથા હૈયે વસી જશે (માત્ર ઉપગુપ્ત વસી જશે કે વાસવદત્તા એ જ એક સમસ્યા છે) એ વિષે તો શંકા જ નથી.

**આપણાં હાલરડાં :**

[સંપાદક: રમેશ પાઠક. પ્ર. ભારતી સાહિત્ય સંઘ, અમદાવાદ. રૂ. ૧/–]

લગ્ન તેમ જ અન્ય મંગલ પ્રસંગોનાં ગીતોનું બીજી આવૃત્તિમાં પ્રવેશેલું પુસ્તક 'લગ્ન ગીતો' તથા 'ગુજરાતી સાહિત્યનાં વિરહગીતો' નામનાં પુસ્તકોના અભ્યાસુ સંપાદકનું એવું જ મહત્ત્વનું આ ત્રીજું સંપાદન 'આપણાં હાલરડાં' નામથી રજૂ થાય છે. લોકગીતો અને લોકવાર્તા જેમ આપણાં હાલરડાં પણ કંઠસ્થ સાહિત્ય તરીકે આજસુધી હજારો લોકકંઠે ગવાતાં આવ્યાં છે. તેનાં હલક, ઢાળ અને ભાવ રજૂ કરવાની ખુબીઓ અને ખામીઓ એ આપણા અભ્યાસનો વિષય હોવો જોઈએ. સ્વ. ઝવેરચંદ મેઘાણીએ એવો એક સંગ્રહ 'હાલરડાં' નામથી ગુજરાતી ભાષામાં ગ્રંથસ્થ કર્યો છે. તેવો જ આ બીજો સંગ્રહ જુદી જ રીતે સંપાદન કરીને અને જુદાં જ હાલરડાંઓથી સંગ્રહિત કરીને આપણને એક અભ્યાસપ્રિય સંપાદક આપે છે તે માટે સંપાદક અભિનંદનના અધિકારી બન્યા છે.

શ્રી. ધૂમકેતુએ આશીર્વચનમાં લખેલું છે તેમાંથી થોડુંક આ સંગ્રહ વિષે વધુ કહી જાય છે: 'કૃષ્ણ–ગોપીના સૌથી જૂના લોકકથાનકથી એમણે શરૂ કરેલ છે. ને ચાલુ રહેલ લોકઢબનાં અનેક હાલરડાંનો સંચય આપણને આપ્યો છે. આજે જ્યારે બાળકનો આ છેલ્લો વૈભવ લૂંટાઈ જવાની હવા છે, ત્યારે આ પુસ્તકાકારે પ્રગટ થયેલાં એમનાં હાલરડાં, માતૃત્વનાં એ ગીતતંતુને સજીવન રાખવાનું કામ કરી શકે એ પણ જેવું તેવું કામ ન ગણાય. કારણ કે આવતા વર્ષે કદાચ, આપણાં વણિલ હાલરડાં ખોવાઈ ગયાં હશે ને સિનેમાલયી ગીત-પંક્તિઓ પારણાના દોરી ખેંચનારી માતાના કંઠમાંથી નહિ સ્વપ્નભૂમિ સરજી શકે, કે નહિ એ નિદ્રાપરીને બોલાવી શકે. ગીતના લયમાં જ એ અશક્તિ હશે. એવે વખતે અક્ષરોમાં છપાઈને જો એના લય કે ગીત–વસ્તુ સજીવન રહી હશે, તો કોઈ ને કોઈ નારીકંઠ, એમને વારસારૂપે અભિનવરૂપ સજાવીને પણ આગળ ને આગળ સોંપવાનું કાર્ય કરવા પ્રેરાશે. આ શક્યતાને પણ, આ હાલરડાં–સંચય માટેની જરૂરિયાત ગણી શકાય.'

હાલરડાંનો જ એક લોકપ્રકાર હડુલા પણ આ સંગ્રહના એક વિભાગમાં આપેલો છે જે સંગ્રહને વધુ મહત્ત્વનો બનાવે છે. જ્ઞાતિવાર ગવાતાં ગીતોનો પણ એક આખો વિભાગ છે જેથી સંગ્રહની વૈવિધ્યતા જળવાય છે. અને શરૂમાં આપેલાં ૪૧ હાલરડાંઓ તો આપણાં દાદા–દાદીઓના વારસારૂપે દરેક ઘરમાં ઓછાવત્તા પ્રમાણમાં આજેય મરવા વાંકે જીવી રહ્યાં છે તેને પુનર્જિવીત કરવા માટે પ્રેરણા આપે તેવાં છે.

આવો મહત્ત્વનો સંગ્રહ તૈયાર કરવા માટે શ્રી. રમેશ પાઠકે ઉઠાવેલી જહેમત સર્વની સરખી પ્રશંસા માગી લે છે તે નિર્વિવાદ છે.

**સોનાપરી અને બીજાં ત્રણ બાળનાટકો :**

[લે. કૃષ્ણલાલ શ્રીધરાણી. પ્ર. વોરા એન્ડ કંપની, મુંબઈ–૨. રૂ. ૧–૫૦]

'મારે થવું છે' એ નામનું ૧૯૫૬ માં લખાયેલું નવું બાળનાટક ઉમેરાઈને લગભગ ચોવીસ વરસ પછી સુધારાવધારા સાથે પ્રગટ થતી ચાર બાળનાટિકાઓની આ નવી આવૃત્તિ આપણાં નાટક સાહિત્યમાં તો આવકાર્ય છે જ. પણ બાળકોને ભજવવાનાં નાટકોની આજે ખૂબ મોટી માગ ઊભી થઈ છે તેમાં કેટલાય વખતથી અપ્રાપ્ય બનેલાં આ બાળનાટકો સારાં એવાં પૂરક બનશે તે વિષે બે મત નથી.

આ નાટકોની પહેલી આવૃત્તિ ૧૯૩૩ માં પ્રગટ થઈ ત્યારે તેને સત્કારતા આપણા વિખ્યાત બાળ કેળવણીકાર સ્વ. ગિજુભાઈએ લખેલું ખૂબ સાર્થક છે કે, 'ગુજરાતના પ્રફુલ્લતા કવિ સામે છાબડી ધરી ઊભો રહ્યો, અને તેણે છાબડીમાં 'પીળાં પલાશ' આપ્યાં.

પણ મારી છાબડી અધૂરી રહી. મેં ફરીવાર માગ્યું, અને તેણે બીજીવાર છાબડીને ભરી—આગ્રહાસ્ય વિનોદથી. તોયે છાબડી અધૂરી રહી. એટલે મેં ત્રીજીવાર યાચ્યું, અને તેણે મોગરાની ફૂલપરીથી છાબડીને છલકાવી દીધી! બાળકો માટે મેં માગેલી અને ભાઈ કૃષ્ણલાલે આપેલી આ ભેટ આજે બાળકો પાસે જ અમે બન્ને મૂકીએ છીએ. ગુજરાતનાં બાળકો એને સત્કારશે.'

'પીળાં પલાશ,' 'બાળારાજા' અને 'સોનાપરી' એ ત્રણ નાટકોની પ્રગટ થયેલી પહેલી આવૃત્તિનો સત્કાર કરતી વેળા-સ્વ. ગિજુભાઈએ લખેલું તેમાંથી ઉપરનું ટાંક્યું છે, પણ આ નવી આવૃત્તિમાં ચોથું નાટક 'મારે થવું છે' ઉમેરાયું છે. એટલે એક વધુ બાળનાટક બાળકોને મળે છે. પહેલાં ત્રણ નાટકો તો જાણે એક સળંગ નાટકના ત્રણ અંકો જ છે એટલી સળંગસૂત્રતા સાચવે છે. બાળસ્વભાવ જે વૈવિધ્ય સાથે એકતાનતા માગે છે તે આ ત્રણ વિવિધ નાટકોમાંથી મળે છે. જ્યારે ચોથું નાટક બાળકોની વિવિધ ઇચ્છાઓને વ્યક્ત કરતું સુંદર પ્રહસન જેવું બની રહે છે. ૧૯૫૬ માં લખાયેલું છે એટલે અણુબોમ્બ સુદ્ધાં તે નાટકમાં ગુંથાઈ ગયો છે એટલે સાવ અદ્યતન લાગતું છેલ્લું નાટક પણ આગલાં ત્રણેય નાટકો સાથે આ આવૃત્તિમાં ઉચિત જ મુકાયું છે. આ ચારેય બાળનાટકો કુશળ દિગ્દર્શક બાળકો પાસે ભજવાવે ત્યારે જ તેની સાચી મઝા માણી શકાય. ભજવાતાં નાટકો વાંચવામાં ક્યારેક અડવાં લાગે છે તેમાંથી આ ચારેય નાટકો મુક્ત છે એટલી તેની બહુમૂલ્યતા વિશેષ.

## નાટ્યમંજરી :

[ લે. ચુનીલાલ મડિયા. પ્ર. શ્રી. હરિહર • પુસ્તકાલય, સૂરત. રૂ. ૩-૦૦ ]

નાટકોની વધતી જતી માગને પૂરવા માટે, અને ખાસ તો શાળાઓ તથા મહાશાળાના અભ્યાસમાં અને તેમને ભજવવામાં ઉપયોગી થઈ પડે એ દૃષ્ટિએ શ્રી ચુનીલાલ મડિયાનો બીજા નાટક-સંગ્રહોમાંથી લેખકે પોતે ચૂંટેલી કૃતિઓનો આ પ્રતિનિધિ-સંગ્રહ છે એવું લેખકે નિવેદનમાં કહ્યું છે તે ઉચિત જ છે. આજે યુનિવર્સિટીઓના અભ્યાસક્રમમાં એકાંકી નાટકોને સ્થાન મળી રહ્યું છે તે પણ નાટ્ય સાહિત્યની આપણે સમજેલી કિંમત સાબિતી છે. અવેતન રંગભૂમિ માટે પણ નાટકો અને એકાંકીઓના પ્રયોગોની એટલી જ જરૂર રહે છે. તે બધાને પહોંચી વળવા આપણા કુશળ કલમનવેશો જે સુંદર નાટકો કે એકાંકીઓ આપી રહ્યા છે તેમાં શ્રી. મડિયાનું મોખરાની હરોળમાં સ્થાન છે. 'રંગદા' નામનો નાટ્યસંગ્રહ તો ઇનામને પાત્ર પણ ઠર્યો છે જે તેમની યશકલગીમાં સારો એવો ઉમેરો કરે છે.

ખાસ કરીને શાળા-મહાશાળાના યુવાન વર્ગને લક્ષમાં રાખીને ચૂંટેલાં આ સંગ્રહનાં અગિયાર નાટકોના વિષય પણ વૈવિધ્યવંતા છે. પહેલું નાટક સમ્રાટ શ્રેણિક ભગવાન મહાવીરના જમાનામાંથી ઊંચક્યું છે તો આધુનિક યુગનાં નાટકો પણ આ સંગ્રહમાં ભારોભાર મળી આવે છે. આઝાદી જંગની, ભારત મુક્તિની ભવ્ય ગાથાને આલેખતું 'દીપનિર્વાણ' નાટક આપણા બલિદાનોની કથા કહી જાય છે તો 'ખોટનાં છોરું' આપણા ગ્રામ્ય સમાજના એક ખૂણામાં આપણને લઈ જાય છે. 'વન્સમોર' એક અચ્છું પ્રહસન બનવા સાથે સાથે લેખકની સહજ રીતે વહેતી બાનીનું અચ્છું દૃષ્ટાંત પૂરું પાડે છે.

અગિયારેય નાટકો અનેક સ્થળે ભજવાયાં છે. એટલે તેની નાટ્ય શક્તિ વિષે બે મત છે જ નહિ. એક જ સંગ્રહમાં આવાં વીણેલાં નાટકો આપવા માટે શ્રી. મડિયા અભિનંદનના અધિકારી છે.

## તેજશિખા :

[ લે. હરિપ્રસાદ કા. આચાર્ય. પ્ર. નવયુગ પુસ્તક ભંડાર, રાજકોટ. રૂા. ૨-૫૦ ]

૧૫૮ પાનામાં બાવીસ વાર્તાઓવાળો લેખકનો આ બીજો વાર્તાસંગ્રહ છે. વાર્તાઓમાં વિષય-વૈવિધ્ય છે. લેખક પાસે વાર્તા-કથનની શૈલી છે. છતાં બધી વાર્તાઓને 'વાર્તા' કહેવી કે નહિ એ પ્રશ્ન સામાન્ય વાચકનેય ઉદ્ભવે છે. વીસ-પચીસ વરસ પહેલાં




—: આપની નકલ માટે :—

પૂંઠું · દીપક પ્રિન્ટરી · અમદાવાદ



આ અંકમાં શ્રી સત્યવ્રતી ઝવેરીનો 'અંગકોર' વિષે પ્રવાસ-લેખ પ્રગટ થયો છે તેને સમજવામાં વધુ સરળતા રહે તેથી અહીં પાંચ ફોટા મૂક્યાં છે (૧) ભયંકર મુખાકૃતિઓવાળા ચોમુખી મીનારા (૨) અંગકોરના એક મંદિરનું પ્રવેશદ્વાર (૩) બહારથી વિશાળ અને ભવ્ય દેખાતું અંગકોર 'વાટ' (૪) જીવનમાં તાલબદ્ધતા સૂચવતી ત્રણ નૃત્યાંગનાઓ. (૫) 'બોલતી દિવાલો'ની પ્રતીતિ કરાવતી અંગકોરના દરવાજાની બે સુંદર પ્રતિમાઓ



SHRI YOGIRAJ UMESHCHANDRAJI



અંક ૯. સપ્ટે. '૫૮

સળંગ અંક : ૩૪૨

'ઊર્મિ' : વર્ષ ૨૯

'નવરચના' : વર્ષ ૨૩



સમાજમાં સંસ્કાર અને સાહિત્ય પ્રેરતું સામયિક

## ક્રમ



## સૂચના

* લવાજમ વરસનું : સાડાસાત રૂપિયા. વિદેશમાં દશ રૂપિયા (શિ. ૧૫)
* દર માસની ૧લી તારીખે નિયમિત પ્રગટ થાય છે.
* વરસમાં એપ્રિલ, જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે.
* વી. પી. થી લવાજમ વસુલ કરવામાં જે વધારાનો ખર્ચ થાય છે એ ગ્રાહકે જ ભોગવવાનો હોય છે એટલે, લવાજમ પૂરું થયાની નોટિસ મળે ત્યારે ગ્રા. નં. અને પૂરા સરનામા સાથે કૃપા કરીને મનીઑર્ડરથી જ લવાજમ મોકલી આપવું.
* નમૂનાનો અંક મંગાવતી વખતે ૭૫ નવા પૈસાની ટિકિટો બીડવી જરૂરી છે. મફત અંક કોઈને મોકલાતો નથી.
* દરેક જાતના પત્રવ્યવહારમાં ગ્રા. નં. લખવો ખાસ જરૂરી છે.
* અસ્વીકૃત લખાણ પાછું મેળવવા જરૂરી ટિકિટો ચોટાડેલું ને સરનામું કરેલું પરબીડિયું બીડવું જરૂરી છે. એ સિવાયનાં અસ્વીકૃત લખાણો પંદર દિવસ પછી રદ કરાય છે.
* જાહેરખબરના દર, લવાજમ મોકલવાનું, લખાણો મોકલવાનું અને બીજા દરેક જાતના પત્રવ્યવહારનું સરનામું :–

ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિ.
ફર્નાન્ડીઝ બ્રીજ : ૬૪, ગાંધીરોડ
અમદાવાદ, ૧.

પ્રકાશક : ઈશ્વરલાલ મો. દવે, ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિ., ફર્નાન્ડીઝ બ્રીજ, ૬૪, ગાંધીરોડ, અમદાવાદ.
મુદ્રક : કાંતિલાલ ડાહ્યાભાઈ પટેલ, મંગલ મુદ્રણાલય, રતનપોળ, અમદાવાદ.

કેદારનાથ

## સ્વાર્પણની ભાવના

માનવીમાં બે ભાવના—બે પ્રકારની લાગણી હસ્તી ધરાવે છે, સારી અને નરસી. માનવી આદિ કાળથી સારી ભાવનાને સતેજ કરતો રહ્યો છે. લેખક, કવિ, ચિત્રકાર, સંગીતકાર, શિલ્પી વગેરે કલાકાર માનવહૃદયમાં રહેલી સારી ભાવનાને જાગૃત કરવામાં અને એમ કરીને એને સાચો માનવી બનવામાં સહાયભૂત થઈ શકે છે. આ માટે ખરી જરૂર છે સ્વાર્પણની અર્થાત મારાપણાની ભાવનાના ત્યાગની. ત્યાગ કર્યા વગર સ્વાર્પણ કરી શકાય નહિ. મોટે ભાગે આપણું પ્રત્યેક કર્મ આત્મલક્ષી, આત્મહિતલક્ષી, હોય છે. હું કેમ સુખી થાઉં એ જ આપણું પરમલક્ષ્ય હોય છે. પણ એમાં માનવતા ઘણુંખરું ચાલી જતી હોય છે. સ્વભાવથી જ આપણને ગંદુ ગમતું નથી. તો પછી મનને મેલું શા સારુ રહેવા દેવું ? આપણા દેશમાં મહાન સંતો અને મહાપુરુષોની પરંપરા ચાલી આવે છે.

★

તંત્રી: ઇશ્વરલાલ મો. દવે · · સંપાદક: જયન્ત પરમાર

દેવજી રા. મોઢા

## જમનાજીને કેડે

જમનાજીને કેડે—
જમનાજીને કેડે, રૂપાળો ઓલ્યો કા'નુડો બંસરી છેડે !
ઘૂંટીઘૂંટી એ બંસી બજાવે ને સૂરોની વ્હેતી નદી;
ગામ અને સીમ અને વનને ભીંજાવતી જાણે ન સૂકશે કદી:
ઘરને આંગણિયે હું બેઠી છું ત્યાંય મારા કાનમહીં
અમરત રેડે !
જમનાજીને કેડે—

જમનાજીને કેડે, રૂપાળો ઓલ્યો કા'નુડો બંસરી છેડે !
વસ્તારી ઘર, એમાં વડીલોનો ડર, મારે શી રીતે
છૂટવું છાનું ?
કા'નાના મુખનું ઘેલું લાગ્યું, હું તો શોધું તે રોજ
કયું બહાનું ?
ઉઘાડું તો ભલા, કહેવુંયે કેમ કે હું ઘાયલ ઘનશ્યામ નેડે ?
જમનાજીને કેડે—

જમનાજીને કેડે, રૂપાળો ઓલ્યો કા'નુડો બંસરી છેડે !
પાણિયારે પડી ભરી પાણીની હેલ્ય દીધી ઢલવી મેં
તુલસીને ક્યારે,
પાણી ભરવાને મસે સીધી મેં દોટ મેલી જમનાજીને આરે:
રહું ખેંચાઈ: જાણે લોખંડની સોયને મોટું ચુંબક
કોઈ તેડે !
જમનાજીને કેડે—

જમનાજીને કેડે, રૂપાળો ઓલ્યો કા'નુડો બંસરી છેડે !
આડો ફરીને મારી વાટ રોકે: જાણે ઓલ્યા તે ભવનો વેરી !
આંખ અને હૈયામાં એવો વસી ગયો,
એવો હસી ગયો, એવો જવાનડો લ્હેરી,
કે વારી હું જાઉં મીઠા છેલછબીલા કેરા ઊડતા
છોગલાને છેડે !
જમનાજીને કેડે—
જમનાજીને કેડે, રૂપાળો ઓલ્યો કાનુડો બંસરી છેડે !



પ્રો. ગોવિન્દભાઈ પટેલ

## અલબેલો શ્રાવણ

આવ્યો આવ્યો અલબેલો ભીનો કા'નડ, તારો શ્રાવણ રે,
ભીંજી ભીંજી અંકોરે હૈયું, સ્ફુરે મનભાવન રે.
રાસલીલા વાદળીએ માંડી,
વીજે મુખમલકારા,
મેહુલિયે તો સ્નેહસુધા શી
રેલી જીવનધારા;
પ્રાણના જેવા મોરનાં કેવાં નર્તન સીમ સુહાવન રે !
આવ્યો આવ્યો અલબેલો ભીનો કા'નડ, તારો શ્રાવણ રે.
ઘેન તો મારાં નેનમાં બેઠાં,
સ્પંદન બેઠાં અંગે,
વૃત્તિ તો ગોવાલણ થઈને
ભાળે ફુલ્લ કદંબે;
સિંધુયે કાલિંદી કાજે કરતો આવનજાવન રે,
આવ્યો આવ્યો અલબેલો ભીનો કા'નડ તારો શ્રાવણ રે.
નયન ઢળે ત્યાં મધુવન દેખું
ચરણ તળે ગોકુળિયું,
લહર લહરમાં ફરકે કેવું
દુકુલ સમું અંતરિયું !
બંધ રહ્યાના ભવના ક્યાંયે અમીરસનાં અવ ના'વણ રે.
આવ્યો આવ્યો અલબેલો ભીનો કા'નડ, મારો શ્રાવણ રે,



'પારાશર્ય'

## જીવન

નહિ મન, નહિ કોઈયે દૈવને દોષ દેજે,
વિરલ સુખ ગણીને પ્રાપ્તનો લ્હાવ લેજે.

જીવન અતિ મધુરું, ન્યૂનતા કૈં ન તેમાં,
ઉણપ કંઈ દિસે તે છે રહી જીવવામાં.







'પતીલ'

## દુનિયાનો બની જાય

કીડાને પરો આવતાં પરવાનો બની જાય,
ઝભ્ભો અપૂર્વ રંગનો પોતાનો બની જાય;
હર બાગમાં, જલસામહીં એનીજ આણ છે,
શોભાવનાર જો કદી હોદ્દાનો બની જાય!
દેખે ન કયો આંધળો એના પ્રતાપને,
ગુલામ જેહ આપખુદ સત્તાનો બની જાય?
હુશિયારમાં હુશિયાર હવે તેજ કહાવે
જે અકલપુંઠે કોઈની દીવાનો બની જાય!
શેરી તણો રખવાળ જેની શકલ ચૂમે છે
માલિક ન કેમ સ્વર્ગના રસ્તાનો બની જાય?
પંકાઈ ગયા જેહથી હેવાન મૂઝીઓ
અંગાર ઓકતો ચૂલો હૈયાનો બની જાય:
પેદા થઈ ન કોઈનું ભલું કશું કર્યું
ને મંત્ર તો નિજ દેશની સેવાનો બની જાય!
તેનું જ નામ શોભશે ત્રિકાલમાં પતીલ,
મટી જઈ પોતાનો જે દુનિયાનો બની જાય.

★

જેઠાલાલ ત્રિવેદી

## વિનોબા ગુજરાતે પધારે

ઉદધિ! રચ તું રત્ને સાથિયા આ પ્રભાતે,
વિનયકર વિનોબા આવતા ગુજરાતે;
નવલ-સમર સેનાધ્યક્ષ થૈ સંત ભાવે
અલખ-લખની વાતે ક્રાન્તિ-સંદેશ લાવે.
મધુર મધુર વાઈ પ્રેમના માતરિશ્વા!
'જય જગત' કેરા ઘોષ લેજો વધાવી;
સુરગણુ કરજો હે પ્રેમની વૃષ્ટિ આજે,
સુભગ દિન વિનોબા ગુજરાતે પધારે.
ઉપનિષદ નવાં કૈં ગુજરાતે રચાશે,
પ્રગટ નવી ઋચાઓ સંતને મુખ થાશે,
તુજ ઘર ગુજાતી! પ્રેમનું પર્વ આજે
'જય જગત' કેરા નાદ સર્વત્ર ગાજે.
ઉઠો યજ્ઞે હોમો જટિલ ઉરના સ્વાર્થ, સમતા
બધે સ્થાપી શીખો: 'ઘટ ઘટ વિષે રામ રમતા,'
નવા મંત્રો ઝીલી સબળ બનશે ગુર્જરધરા,
વિનોબા! રેલાવો ઉર ઉર વિષે માર્દવ-ઝરા.

★

રતિલાલ-અનિલ

## નાજુક કડી

યૌવને આ જિંદગીની એ ઘડી,
એ હૃદયને જોડતી નાજુક કડી!

★

'સુધાંશુ'

## તુષ્ટિ પુષ્ટિ

ધખાવી મેં ધૂણી,
બની કો'નો ઋણી,
પરમ તપ કલ્યાણ સૃજવા,
ભવ્ય કરવા.
કંઈ રંગોનો છું,
ઉમંગોનો યે છું,
ઘટ સભર અમૃત અજરા,
રચો છ સજલા.
બધાં મારાં રશ્મિ ફરત રસઐક્યે સકલમાં,
ધવલ રવિ થૈને પ્રગટવા;
અને સૃષ્ટિ-અંબારૂપ થઈ રહું,
વૃષ્ટિ વરસું,
કરું તુષ્ટિ પુષ્ટિ,
તરપત કરું વિશ્વ તરસું.

★



'રાજહંસ'

# સમયના સૂરતાલ

### અનશનનો સંઘપ્રયોગ

અણુશસ્ત્રોની નાબુદી માટે દુનિયાભરમાં જે અવાજ ઊઠ્યો છે, એના આંદોલનમાં કેવી રીતે વેગ આવે? કેટલાય રાજપુરુષો અને વૈજ્ઞાનિકોએ ગંભીર રીતે જાહેરાતો કરી માનવજાતની સામે આવી ઊભેલા વિનાશની ચેતવણી આપી છે. અને તેમ છતાં બે મુખ્ય સત્તાઓ વચ્ચે પરસ્પર ઊભો થયેલો ભય ઘટ્યો નથી. બલકે, એ શસ્ત્રોમાં રોજ રોજ થતાં સંશોધનો વડે ભય વધતો રહે છે.. એવા ભયના વાતાવરણમાં શાંતિનું કામ પ્રગતિ કરતું હોય એમ જણાતું નથી. એના આંદોલનને વેગ આપવો હોય તો શું થઈ શકે?

કોઈ ગાંધીનિષ્ઠ સજ્જનને અનશનદ્વારા દેહત્યાગનું સૂઝે. જો ખરેખર આવતી આંધીનું દર્શન સ્પષ્ટ થયું હોય અને એથી માનવજાતને થનારી હાનિના ખ્યાલથી મનની વ્યથા એવી તીવ્ર બની હોય તો એવાઓએ આંદોલનનો ફળત્યાગ કરી પોતાની સન્મતિ મુજબ અનશન કરી છૂટવું જોઈએ. એ અંગત પ્રકાર છે.

અનશન વડે એક પુરુષ બહોળા સમુદાયના માનસમાં પલટો લાવી તો શકે. પરંતુ એ પુરુષ ખ્યાતનામ હોવો જોઈએ. એની વિચારધારાથી જગત પ્રભાવિત થયેલું હોવું જોઈએ. એના જીવનમાં આવું અનશન એ પહેલો પ્રસંગ નહિ પણ એના જીવનમાં કરેલા અનેક પડકારની એક કડી રૂપે હોવો જોઈએ. એણે જગતનો મત બદલવા ભારે પ્રયાસો અને પર્યટનો કરેલાં હોવાં જોઈએ. એ જ કાર્યને એણે જીવનનું અંતીમ ધ્યેય બનાવેલું હોવું જોઈએ. તો જ એને 'કાર્યં સાધયામિ વા દેહં પાતયામિ'નો મુદ્રાલેખ બંધબેસતો આવે. એ સિવાય અનશન વડે અણુશસ્ત્રો તોડવાની જિજ્ઞાસા રોકવી સારી.

આવું પ્રબળ વ્યક્તિત્વ ધરાવતી અને એ જ કાર્યને જીવનધ્યેય બનાવનારી માનવશક્તિ આ દેશમાં આજે હોય તો તે આપણે જાણતા નથી. પરંતુ એક વ્યક્તિના અભાવે આ પ્રયોગ સામુહિક બનાવીને ના અજમાવી શકાય? અગાઉથી સમયની મર્યાદા આંકી દેશેદેશના શાંતિપ્રિય માણસોને અનશનનું નિમંત્રણ મોકલવાનું કોઈ વિચારે તો!

તો આ યુગમાં એવા વીરલાઓ ઠેર ઠેર નીકળે એટલું તો આપણે માનીશું. ભલે એમની સંખ્યા હજારો કે લાખોની ના હોય પરન્તુ ગણનાપાત્ર વ્યક્તિઓનું સારું એવું જૂથ તો નીકળે. અને જે કાર્ય રાજપુરુષો કે વૈજ્ઞાનિકોના અવાજથી ના નીપજ્યું તે આ એકનિષ્ઠ જૂથ નીપજાવી શકે. સંઘચેતનાદ્વારા માનવકુળનું પરિવર્તન અશક્ય નથી અને આવો વિરલ પ્રયોગ એ સંઘચેતનાને નીચે ઊતારવાનો—ઝીલવાનો યોગ્ય પ્રસંગ નીવડી શકે.

### માનવશક્તિની મર્યાદા,

તો શું માનવી જે આટલો અલ્પ તે આવી મહાન સિદ્ધિ કરી શકે?

ના, માનવમાં એ શક્તિ નથી. એ પામર છે. ને તોયે એ ઈશ્વરનું નિમિત્ત બની શકે એવો તો ખરો. માનવમાં પ્રભુ પ્રગટ્યો છે એવો બીજે ક્યાંયે નથી પ્રગટ્યો. માનવ દેહમાં ઈશ્વરે વારંવાર અવતારો લીધા

છે, એ નીચે ઊતર્યો છે. એનું સત્ત્વ અહીંના અનેક માનવોએ પારખ્યું છે, ને સત્કાર્યું છે. એક જ વ્યક્તિ દ્વારા નહિ તો સમૂહ પુરુષાર્થના સ્વરૂપમાં એ ફરીથી નીચે ઊતરે એમ માની શકાય.

પણ અનશન શા માટે ?

પૂર્વે આત્મબલિદાન દ્વારા સત્ત્વો પ્રગટ થયાં છે ને એમ થતાં રહેશે. નવું પ્રગટ કરવું હોય તો માણસે એનું મૂલ્ય ચૂકવવું પડશે. પ્રગતિનો એવો નિયમ છે. બત્રીસલક્ષણાઓ હોમવા પડશે, અને જ્યારે જગત આખાના હિતનો પ્રશ્ન હોય ત્યારે આખા જગતમાં ઠેર ઠેર બત્રીસલક્ષણાઓએ હોમાવું પડશે. એવા વિશુદ્ધ નિર્દોષ અને સ્વેચ્છાપૂર્વકના બલિદાન એળે ગયાં નથી ને જશે નહિ. માણસની ભાવનામાં અપાર સામર્થ્ય ભરેલું છે. ને અનશનથી એ પ્રગટ કરી શકાય. અનશનનું આવું આંદોલન ઊઠે તો એ વાજબી ગણાશે? જે સિદ્ધ કરવું છે તે માણસ પરત્વે છે, એના હૃદય-પલટાની બાબત છે. કોઈ પહાડ ખસેડવાની કે સાગર ઉલેચવાની વાત નથી. એ રીતે પ્રકૃતિ પાસે નવી સિદ્ધિઓ માગવાને બદલે મળેલી સિદ્ધિઓ ઉપર મર્યાદા મૂકવાની વાત છે. આ રીતે આપણા હિતનો આપણે જ વિચાર કરીએ છીએ.

અનશનનો શસ્ત્રો તરીકે આ દેશમાં જ ઉપયોગ થયો છે એવું નથી. બીજા દેશોમાં પણ એ પદ્ધતિ અજમાવવામાં આવી છે. લોકહૈયા ઉપર એથી અસર નીપજી છે. જ્યાં અનધિકારી પુરુષોથી કે અયોગ્ય પ્રસંગે એનો ઉપયોગ થયો હશે ત્યાં અવગણના પણ થઈ છે. પણ જગતશાંતિ કરતાં બીજો મહત્ત્વનો પ્રસંગ કયો હોવાનો ? અને એનો માર્ગ ખુલ્લો કરવા અણુશસ્ત્રોની ભયંકરતા ટાળવી એ આવશ્યક ગણાય. ભલે મૃત્યુ સુધીના અનશન વડે જ શરૂઆત ના થાય, એમાંય ક્રમિક ભરતી આવી શકે. અનશન વડે અણુશસ્ત્રોનો વપરાશ બંધ કરાવવો એ ધ્યેય ગણાય; મરવાનો આગ્રહ ના હોય તેમ બલિદાનમાંથી છટકવાની વેતરણ પણ ના હોય. સંભવ છે કે માનવીના ભાવિનું ઉપલું પગથિયું સર કરવું હોય તો આકરું સંઘબલિદાન આવશ્યક બને.

### ધર્મ આપણને શું કહે છે ?

રૂઢિની પકડમાં સૂઈ રહેલા ને જોખમથી દૂર ભાગતા ધર્મો આવું આંદોલન ઉપાડે કે એનું સમર્થન કરે એવી આશા વ્યર્થ છે. એને આંદોલન પણ કેમ કહેવું ? એ યજ્ઞ છે, અને એમાં સ્વેચ્છાપૂર્વકનું ને સમજપૂર્વક બલિદાન ખપે છે. એ જોતાં આપણે ત્યાંના ઘી વડે થતા યજ્ઞો કેવા બાલિશ જણાય છે !

એવી બાલિશતા લગભગ બધા ધર્મો નભાવે છે. જે ધર્મમાં સત્તા અને ધનની છોળો ઊડે છે ત્યાં નર્યો ઠાઠ અને ઢોંગ ચાલે છે, ગૂઢનો અઢળક ઢોળ રેલી રહે છે. અને હાજર રહેલાઓના મોં ઉપર નરી મૂઢતા છવાઈ જાય છે. ખેર, તો યે એવું નભે છે કારણ કે એમાં પ્રાર્થનાનો થોડોય અંશ ભળેલો હોય છે.

એવા ભપકા અને ગૂઢના વાતાવરણમાંથી ધર્મનેય ઉગારવો જોઈશે. એમાંય આર્દ્ર હૃદયની સાત્વિકતા લાવવી જોઈશે. વિધિઓ અને પ્રતીકો સાવ જ નિરર્થક છે એમ નથી કહેવું પણ એ શોભારૂપ છે, સર્વ કોઈ નથી, તત્ત્વ તો નથી જ. એનો રૂઆબ વધવા માંડે ત્યારે એ બદલી શકાય, યત્નપૂર્વક બદલવાં જોઈએ. નહિ તો પ્રકૃતિનો કઠોર પ્રહાર થાય ત્યાં સુધી એમને ખેંચવા પડે, ને એ શું વાજબી ગણાય ?

અહિંસાની લડત ગાંધીજીએ શરૂ કરી તે પહેલાં ટૉલ્સ્ટૉય પાસે આ દેશના ક્રાંતિકારીઓએ પોતાનો નિર્ધાર જણાવી માર્ગદર્શન માગેલું. એના ઉત્તરમાં ટૉલ્સ્ટૉયે સુંદર સમીક્ષા કરેલી. એમણે યાદ અપાવેલું કે તમારો ધર્મ તમને શું કહે છે તે જુઓ. ધર્મ રસ્તો બતાવશે. અને રસ્તો ના બતાવે એવો ધર્મ શા ખપનો ? બસ, એ ટકોર ગાંધીજી જેવા કાજે પૂરતી હતી.



ઈશ્વર પેટલીકર

# પ્રેમની સગાઈ

સ્ત્રી-પુરુષનો પ્રેમ જાતીય આકર્ષણવાળો કહી શકાય પણ બે સજાતીય મિત્રોના પ્રેમમાં જરા પણ સ્વાર્થ ન હોય ત્યારે એ પ્રેમની મીઠાશ કેટલી બધી હોય છે ! એ જ સાચી પ્રેમ-સગાઈ કહી શકાય. અહીં મિત્ર-પ્રેમની જે સુંદર રીતે રજૂઆત થઈ છે તે આપણને લેખકની ઊંડી ચિંતનશક્તિનો ખ્યાલ આપે છે......

પ્રેમ એ પૃથ્વી પરનું અમૃત છે, છતાં એ અમૃત દુર્લભ છે. માબાપ પ્રત્યે પ્રેમ હોવો જોઈએ એમ સંસ્કાર કહે છે, છતાં એવો પ્રેમ નથી જન્મતો એમ પણ જુદા જુદા દાખલામાં અનુભવાય છે. લગ્નપ્રેમ એ જાણીતો પ્રેમ છે. છતાં એમાં પણ બધે પ્રેમ હોય છે એવું નહિ. માબાપ અને પતિ-પત્નીના સંબંધો એવા છે કે પ્રેમ હોય કે ન પણ હોય, ફક્ત એ સંબંધો જળવાઈ રહે છે. વાસણો ખખડે છે છતાં ભાંગી જતાં નથી એટલું જ. અમુકમાં સાચો પ્રેમ પણ હોય છે.

છતાં એક સંબંધ એવો છે કે એમાં પ્રેમની સગાઈ વિના બીજું કોઈ બંધન નથી, પ્રેમને લીધે જ એ બંધન-સગાઈ સર્જાય છે, અને વૃદ્ધિ પામે છે. પ્રેમ-પંખેરું ઊડી જતાં એ સગાઈનું નિર્જીવ ખોખું દેખાવ પૂરતું સંઘરી રાખવું પડતું નથી. એ સગાઈ ફોક થઈ જાય છે. સાચા પ્રેમનો કોઈ સંબંધમાં વધુ અંશ સચવાઈ રહ્યો હોય તો મૈત્રીમાં. મૈત્રી એ સાચે જ પૃથ્વી ઉપરનું એક અમૃત છે, પ્રેમની સગાઈ છે.

સોળમે વર્ષે પુત્રને પણ મિત્ર માનવો એમ શાસ્ત્ર કહે છે. છતાં માબાપ અને સંતાન વચ્ચે મૈત્રી થવી મુશ્કેલ છે. પતિ-પત્ની મિત્ર હોય તો સોનામાં સુગંધ ભળ્યા જેવું કહેવાય. પરંતુ એવું પણ દરેકના ભાગ્યમાં લખ્યું હોતું નથી. ત્યારે મનુષ્ય પૃથ્વી પર વસવા છતાં પૃથ્વી ઉપરનું અમૃતપાન કર્યા વિના રહી જાય એ પણ કરુણતા જ કહેવાય ને ? એ કરુણતા મૈત્રી-સંબંધ ટાળે છે. મૈત્રી-પ્રેમ એ એક રીતે પતિપત્ની-પ્રેમ કરતાં પણ ચડિયાતો છે એમ કહેવું હોય તો કહી શકાય. પતિપત્નીમાં વિજાતીય આકર્ષણ પણ મૈત્રીનો અમુક ભાગ ભજવે છે, જ્યારે સજાતીય મિત્રોમાં એનો અભાવ હોય છે. એટલે પતિપત્નીના ઉચ્ચ પ્રેમની વ્યાખ્યા આપવી હોય તો મૈત્રીપ્રેમ જેવો એ સ્પૃહાહીન પ્રેમ હોવો જોઈએ એમ કહી શકાય.

જે સંબંધો સ્પૃહાહીન છે તેને જ સાચી મૈત્રી કહી શકાય. બાકી તાળી મિત્રો, ધંધાદારી મિત્રો કે વ્યવહારિક મિત્રો માટે શબ્દ ભલે મૈત્રીનો વપરાય, એ દુશ્મન નથી માટે જ મિત્ર છે એટલો એમના પૂરતો અર્થ કહી શકાય. મૈત્રી જેવા પૃથ્વી પરના અમૃતપાન માટે કોઈ સંબંધ નથી. માણસ પોતાનો મિત્ર કોઈ પણ ક્ષેત્રમાંથી પસંદ કરી શકે છે. એને વ્યવહારનાં બંધન નથી, ધર્મનાં નથી, ઉંમરનાં નથી.

માબાપ મિત્ર ન બની શકે તે સમજાય, પત્ની મિત્ર ન હોય તો પણ નિભાવી લેવાય, પરંતુ જીવનમાં મનુષ્યને કોઈ બીજું પણ મિત્ર ન હોય તો એ જીવી ન શકે. જીવે તો પણ સુખ અને દુઃખ એને હૈયામાં સંઘરીને એવો બોજો વહેવો પડે કે જીવવાની મઝા ન માણી શકે. પત્ની પ્રેમિકા નથી હોતી ત્યારે પુરુષનું જીવન ખારું થઈ જાય છે તેના મૂળમાં એ પણ કારણ છે કે એને પ્રેમની હૂંફ આપે તેવો મિત્ર નથી. માણસ પ્રેમ ઝંખે છે, પછી એ પ્રેમ એને પત્ની તરફથી મળી રહે કે મિત્ર તરફથી મળી રહે. પુરુષના જેવી જ સ્ત્રીની પણ સ્થિતિ છે. છતાં પતિ પ્રેમી ન હોય અને બીજાં મિત્ર ન હોય તો પણ એનું જીવન ખારું થઈ જતું ઓછું જોવામાં આવે છે. કારણ કે સ્ત્રી માતા બનતાં પોતાનાં બાળકો સાથે પ્રેમ કરતી થઈ જાય છે. પ્રેમની એની ભૂખ એ રીતે સંતોષાય છે. પુરુષ બાળકો સાથે એવો પ્રેમી નથી બની શકતો એટલે મિત્રની એને ખાસ જરૂર રહે છે. જો એ કોઈનો મિત્ર ન બની શકતો હોય તો દોષ પણ એનો છે.

સ્ત્રીપુરુષની વચ્ચે લગ્નપ્રેમ થાય છે તેમ સજાતીય વ્યક્તિઓ વચ્ચે મૈત્રીપ્રેમ થાય છે. આવો પ્રેમ પહેલી નજરે પણ થાય છે. અને પરિચય વધતાં પણ થાય છે. મારા એક મિત્ર છે. ત્રીસમે વર્ષે અમે પ્રથમ મળતાં પ્રેમમાં પડી ગયા અને બીજા મિત્રો કરતાં જીવનમાં અમારે સાથે રહેવાનું ઓછું બન્યું છે છતાં એમની સાથેની મૈત્રી લંગોટિયા મિત્રો કરતાં સહેજ પણ ઊતરતી નથી. સજાતીય છીએ એટલે જ, બાકી અમારી પત્નીઓને અમે સામસામી શોક્ય જેવા જ થઈ પડીએ ! ઊલટું એ કારણે મિત્રપત્ની તરફથી પણ હું પ્રેમ મેળવી શક્યો છું. એને એમ પણ ખરું કે, પતિને પોતે ધરકી મુરઘી દાલ બરાબર હોઈ જે વસ્તુ ગળે ઉતારી શકતી નથી તે મિત્રને કહેવાથી એ અર્થ સરી શકશે.

આમ પહેલી નજરે પ્રેમ થાય કે લાંબા સહવાસથી થાય, પણ પછી એ પ્રેમને કેળવવો પડે છે. એમાં એક જ તત્ત્વની જરૂર છે, મૈત્રી પાછળ બીજી કોઈ સ્પૃહા ન હોવી જોઈએ. એનો અર્થ મિત્રો એકબીજાને મદદરૂપ નથી થતા એમ નહિ. મદદ માગવાનો ધર્મ મિત્રનો નથી, મદદરૂપ થવાનો ધર્મ મિત્રનો છે. મિત્ર આપોઆપ મદદ કરે જ. છતાં ન કરે તો એની શક્તિ બહારની વાત છે અગર આપણને મદદ કરવાની જરૂર ન લાગી હોય કે આપણી લાયકાત આપણે વધારે પડતી માની બેઠા હોઈએ. આવી મદદ મિત્ર કરે તો પણ એ તો સ્થૂલ વાત છે. સાચી મૈત્રી આપણને મદદ કરે છે તે તો આપણી અંદર રહેલી શક્તિને જગાડીને આપણામાં જે સુષુપ્ત શક્તિઓ છે તેને એ પોષણ આપે છે અને એ રીતે આપણી શક્તિઓને તે બહાર કાઢે છે.

પરંતુ આ રીતે જેમને મૈત્રી કેળવતાં આવડતી નથી તે મૈત્રીરૂપી અમૃતમાં સ્વાર્થનું બુંદ પાડીને તેને ઝેરનો કટોરો બનાવી દે છે. મૈત્રીનું હાથ લાગેલું અમૃત ઢોળી દે છે. પછી માણસ હવા વિના ગુંગળાય તેમ પ્રેમ વિના ગુંગળાય છે. એમાંથી કેવી કરુણના સર્જાય છે તેનો દાખલો મારી જાણમાં છે તે કહું. એક પુરુષે એની પત્નીએ આપઘાત કર્યો તેના મૂળમાં જોયું તો જણાયું કે પોતાને કોઈ અંગત મિત્ર ન હતો માટે આ પરિણામ આવ્યું. પત્ની સાથે એવો કંઈ તીવ્ર ઝઘડો ન હતો. કે આપઘાતનું છેલ્લું પરિણામ આવે પરંતુ બંને વચ્ચે જે મનદુઃખ થયું હતું તે પત્ની વ્યક્ત કરીને, પોતાની સ્થિતિ સમજાવી શકે તેવો પતિને કોઈ મિત્ર ન હતો. જો એવો કોઈ મિત્ર હોત તો જરૂર આ સ્થિતિ ન આવી હોત, એમ આત્મનિરીક્ષણ કરતાં એ પુરુષને જણાયું હતું.

માણસને દુઃખ રડવા માટે પણ મિત્રની જરૂર હોય છે. આપણે ત્યાં હજુ એવાં જીવનચરિત્ર લખાવાં બાકી છે કે મોટા પુરુષોના જીવનમાંથી મૈત્રીનું માહાત્મ્ય ટાંકી શકાય. 'મહાદેવભાઈનું પૂર્વચરિત'માં નરહરિ પરીખ અને સ્વ. મહાદેવ દેસાઈની મૈત્રી જોવા મળે છે. નરહરિભાઈ લખે છે, 'આ વખતે (કૉલેજ કાળમાં) મહાદેવ અને હું બહુ જ ગાઢ પરિચયમાં આવ્યા અને અમારો સંબંધ સગા ભાઈ કરતાં પણ અધિક થઈ ગયો.'

'૨૧ માં મહાદેવ આગ્રા જેલમાં હતા, ત્યારે બહેનનાં લગ્ન આવ્યાં. પોતે ભાઈ થઈને લગ્નમાં જઈ શકે તેમ ન હતું. ત્યારે પોતાની અવેજીમાં મિત્રને લખ્યું : 'તમે લગ્ન વખતે દિહેણ જવાનું ચૂકશો નહિ. નરહરિભાઈને મહાદેવભાઈના પિતાએ પણ એ ભાવ વ્યક્ત કરતો પત્ર લખ્યો : 'મહાદેવ જેલમાં છે તે વખતે લગ્ન કરવાં પડે છે તેનું મને પણ બહુ દુઃખ થાય છે પણ છૂટકો નથી. તમે આવશો તો મને એટલો સંતોષ થશે.' અને મહાદેવભાઈની અવેજીમાં નરહરિભાઈ ગયા.

'૨૩ માં મહાદેવભાઈના પિતા ગુજરી જાય છે. ત્યારે એ સાબરમતી આશ્રમમાં હોય છે, નરહરિભાઈ સરભણ આશ્રમમાં હોય છે. એટલે મિત્રને મહાદેવભાઈ લખે છે : 'તમારી ખોટ (ગેરહાજરી) આશ્રમમાં જ્યારે તાર (પિતાના મૃત્યુનો) આવ્યો ત્યારે જ





૩.

લાગી હતી. તમે મારી પાસે હોત તો તમને મોટાભાઈ (ત્રણ મહિને એ મોટા હતા) માની તમારા ખોળામાં માથું મૂકી રોઈ મારો ભાર હલકો કરત.' એટલે સાચી મૈત્રી તો એ કે જેના ખોળામાં માથું મૂકી રડી શકાય અને હસી પણ શકાય. એ મૈત્રી ત્યારે જ લાધે કે એને સ્વાર્થથી અભડાવી ન હોય.

કોઈ કોઈ એવા હોય છે કે જ્યાં જાય ત્યાં મિત્રો ઊભા કરી શકે છે. સુગંધિત અગરબત્તી ચોમેર સુવાસ ફેલાવે તેમ એ પુરુષો પોતાના સ્વભાવની ખુશબો ફેલાવે છે. આપણો એવો ભ્રમ છે કે મૈત્રી માટે બીજાનું કામ કરી છૂટવું જોઈએ. કામ કરી છૂટવું એ સારી વસ્તુ છે, પરંતુ જો આપણે આપણા મિત્રોની નામાવલિ જોઈશું તો એમાં એમણે આપણું કામ કર્યું છે તેને ઝાઝું સ્થાન નહિ હોય. મૈત્રી થવાનું મુખ્ય કારણ તો સમાનશીલ વ્યસનેષુ સખ્યમ દેખાશે. સ્વભાવની ખુશબો એમાં મુખ્ય દેખાશે. મારા એક મિત્ર છે. એમનામાં પોતાનું કામ કરવાની પણ આવડત નથી. પત્નીની તો એ જ ફરિયાદ છે. કે તમારા જેવા અવ્યવહારુએ તો લગ્ન કરવું જ ન જોઈએ! આમ પોતાનું કામ કરવાની અણઆવડતવાળા એ મિત્રોનું કામ કરે જ શું? છતાં એમને જે બહોળું મિત્રમંડળ છે તેટલું બીજાને મેં જાણ્યું નથી. એનું કારણ એમનો ખુશબોભર્યો સ્વભાવ અને નિસ્વાર્થતા. એનો અર્થ મિત્રોને મદદરૂપ ન થવું એવો નથી. પરંતુ એ આવડત હશે તો પણ મઝાનો સ્વભાવ અને નિસ્વાર્થતા નહિ હોય તો એ મૈત્રીથી અમૃત નહિ ઝરે.

એક ભાઈને હું ઓળખું છું. તેમનામાં બીજાને મદદરૂપ થવાની આવડત અનેકગણી છે. પોતાનું કામ હોય એટલી ચીવટથી એ સામાનું કામ કરે છે. વળી એ 'જેક ઓફ ઓલ એન્ડ માસ્ટર ઓફ નન' જેવા છે એટલે હરકોઈ કામમાં એ થોડા ઘણા મદદરૂપ થઈ પડે તેવું જ્ઞાન ધરાવે છે. આમ જ્ઞાન અને શક્તિ બંને એમનામાં છે અને રસ્તે જનારને પણ મદદ કરી છૂટે છે. આવો માણસ કેટલો બધો પ્રિય થઈ પડે? પણ સ્થિતિ સાવ ઉલટી છે. એ કોઈના પ્રિય થઈ શક્યા નથી. કારણ? એમનો સ્વભાવ દોષદર્શી છે. જેમ માખી પકવાન અને નરક બંને નજર સમક્ષ હોય તો પણ નરક ઉપર જઈને બેસવાનું પસંદ કરે છે તેમ એમનો સ્વભાવ એમના મિત્રના કે પરિચિતના દોષ ઉપર જ જઈને બેસવાનો. તેથી વધીને, ગુણમાં ક્યાં દોષ છે તે જોવા એમનો સ્વભાવ સૂક્ષ્મદર્શક કાચથી પ્રયત્ન કરે છે. ગુણનેય દોષ તરીકે જુએ ત્યારે એમને જંપ વળે છે. પરિણામે આજે ચાલીસ વર્ષની ઉંમરે એમને સ્નેહની સગાઈ તરીકે ગણાવાય તેવો એકેય મિત્ર નથી!

અમુક કિસ્સામાં સમાનશીલ વ્યસનથી ભિન્ન વ્યક્તિઓ વચ્ચે પણ મૈત્રી સંબંધ બંધાય છે. એ જોઈ ઘણાને નવાઈ પણ લાગે છે. કે ઉંટ, પાડો અને આખલાને શી રીતે મેળ બેઠો હશે! પરંતુ માણસના મનમાં વિવિધ વલણ હોય છે. જેમ સરખા સ્વભાવ પ્રત્યે પ્રીતિ થાય છે તેમ પોતાનામાં જે ન હોય તે વસ્તુ સામાનામાં જોતાં પણ એના તરફ ખેંચાણ થાય છે. સ્ત્રી પુરુષના આકર્ષણમાં કુદરતે આવી અસમાનતા મુખ્ય મૂકી છે. એ રીતે કોઈ કોઈ અસમાનતાને કારણે મૈત્રી સંબંધથી બંધાય છે. એ રીતે પોતાનામાં નથી તે મિત્રમાં જોઈ પૂરક તરીકે આનંદ અનુભવે છે. મૈત્રી સંબંધ વ્યકિતગત રૂચિ ઉપર આધાર રાખે છે.

મૈત્રી અમુક વખતે જોખમમાં પણ મૂકાય છે. મિત્રની કસોટી તે વખતે આવીને ઊભી રહે છે. મૈત્રી એ સદ્‌ગુણો ઉપર અવલંબે છે—અવલંબવી જોઈએ. એટલે મિત્ર દુર્ગુણને રસ્તે જતો હોય તો એને રોકવાનો મિત્રનો ધર્મ છે. તે વખતે એને માઠું લાગશે. મૈત્રી તૂટશે. તેવી ભીતિ રાખી જો મિત્ર મૌન સેવે તો એ મિત્રધર્મ ચૂક્યો કહેવાય. આવે વખતે મિત્ર માટે મિત્રતાનો ભોગ આપવો એ જ ખરો ભોગ છે.

પ્રદ્યુમ્ન કંચનરાય દેસાઈ

# પાણીકાંઠાનાં વધુ બગલાં

પાણીકાંઠાનાં બગલાંઓ વિષે છેલ્લા બે અંકથી આવતો તલસ્પર્શી પરિચય આ અંકે પણ આગળ વધે છે. આ લેખમાળા અનેક અભ્યાસુઓને ખૂબ જ ઉપયોગી નીવડી છે અને વધુ ને વધુ લોકપ્રિય થતી જાય છે......

## ઢોર-બગલું

ઢોર-બગલાનું કદ કાણી બગલી કરતાં જરા મોટું હોય છે. આ બગલું બહુ સામાન્ય છે. એટલે ગમે ત્યાં અને વળી સારી સંખ્યામાં જોવામાં આવે છે. તેમાં વર્ષામાં તો તે અવશ્ય નજરે ચડે છે. આ બગલાના નામ પ્રમાણે તેઓ આપણાં ઢોરનાં સાથીદાર છે. અને ખેડૂતનાં મોટાં પંખીમિત્રો છે. જ્યારે શાદીનો શણગાર ઉતારી નાખ્યો હોય ત્યારે તો આપણે અગાઉ પેલાં દરીઆઈ બગલાંમાં આવતાં સફેદ રંગના બગલાં સાથે સરખાવતાં જાણ્યું હતું કે ઢોર-બગલાં શિયાળામાં સાવ ધોળા રંગના થઈ જાય છે પણ ચોમાસાની શરૂઆત સાથે, એટલે જૂન માસથી તેઓનાં નર અને માદા બન્ને શાદીનાં વાઘાં ધારણ કરે છે ત્યારે તેનું માથું, ગરદન અને પીઠ લાંબા પીંછાંથી સજ્જ થાય છે. જેનો રંગ રાતો પીળો હોય છે. અને જે પીંછાં તેની પીઠ ઉપર ઊગે છે તે પૂંછડીની બહાર નીકળે એવાં લાંબાં ઊગે છે. ચહેરા ઉપરની ચામડીનો રંગ લીલાશપડતો પીળો હોય છે. આ બગલાં જ્યાં સુધી પુખ્ત વયે ન પહોંચે ત્યાં સુધી તેનો રંગ સફેદ રહે છે. તેની ચાંચ અને આંખ પણ પીળી રહે છે. જ્યાં આ બગલાં હોય ત્યાં તે ભાગ્યે જ એકલું જોવામાં આવે છે. તેની ખાસીયત સંઘમાં રહેવાની છે. પુખ્ત વયનાં ગાય-બગલાંની આંખનો રંગ રતાશ પડતો પીળો હોય છે. ચાંચ પીળા રંગની હોય છે પણ શાદીનાં વાઘાં હોય ત્યારે તેનો રંગ છેક રાતો થઈ જાય છે. તેની ઊડાન સામાન્ય રીતે બહુ ઉતાવળી તો ન કહેવાય. આથી જ્યારે ઊડતાં હોય છે ત્યારે આખો વખત તેને પાંખો ધમવી પડે છે.

ગાય-બગલામાં બીક બહુ જ થોડી એટલે તેને નજીક આવી ચરવાનું ગમે છે. અથવા પડખે પસાર થઈએ તો બીકનાં માર્યાં ઊડી જવાની જરાય કોશિષ કરતાં નથી. જ્યાં આગળ ઢોર બેસતાં હોય ત્યાં તેની ટુકડી પેલા ઢોરના અંગ ઉપરથી જીવાતને વીણીને ખાઈ જાય છે. પછી ઢોરની પીઠ ઉપર ચડીને બેસે પણ છે. અને ખાસ કરીને જ્યારે પાણુતીઓ રજકો કે છાસઠીઓ પાતો હોય ત્યારે તેની આમળ બહુ શાન્તિથી ચરતાં કે બેઠેલાં જોવામાં આવે છે. અથવા ભીના ખેતરમાં હળ ફેરવતા ખેડૂતની પાછળ પાછળ પણ ભાગતાં દેખાઈ આવે છે. ગાય-બગલાની ખાસીયત સવારના પોતાના બસીરા ઉપરથી ઊડીને જ્યાં ખેતર કે ગૌચર હોય ત્યાં ચોમાસામાં ઢોર બકરાં કે ઘેટાં ચરતાં હોય ત્યાં પહોંચી જાય છે અને તે બધાં પશુઓ ચાલે ત્યારે તેના પગથી ઊડતી જીવાત કે તીડડાં ચડપ

---

પરંતુ મિત્રનો દોષ એ એક વાત છે. અને વિચારભેદ એ બીજી વાત છે. દોષ નિભાવી ન લેવાય. પણ 'વિચારભેદ એ અનિવાર્ય' છે અને એની કદર કરતાં શીખવું જોઈએ. આ બે વચ્ચેની મર્યાદા ન આંકી શકનાર વિચારભેદને જે દોષ માની લે તો ખોટો વિરોધ પણ કરી બેસે. આવી રીતે ગોથું ન ખાઈ જવાય તે પણ મિત્રોએ જોવાનું રહે છે.

વિશાળ સમાજમાંથી, કોઈ જાતના બંધનથી પર, મુક્ત વાતાવરણમાં, જો કોઈ કોઈની સાથે મૈત્રીરૂપી પ્રેમસગાઈ ન બાંધી શક્યો તો એના જેવો પામર મનુષ્ય બીજો કોણ હોઈ શકે? અમૃતપાન જેણે કર્યું ન હોય તેણે જીવનમાં ગમે તે મેળવ્યું હોય તો પણ એનું હૈયું તો ખાલી જ રહ્યું કહેવાય. જ્યાં સુધી હૈયું ન ભરાયું ત્યાં સુધી પેટ ભરાયું હોય તો પણ એની કિંમત શી? મઝા શી? જન્મ્યા-જીવ્યાનું સાર્થક શું?

★



ઝડપ પકડી લે છે અને જ્યારે કોઈ તીડ ઊડી જવાનો ભય હોય એ વખતે તેની ગરદન લાંબી કરી આમથી તેમ ફેરવી એવી ઝડપ મારે કે તે તીડ પછી ચાંચમાં જ આવી જાય છે. એ રીતે આપણી મોલાત અને ઘાસને નુકસાન કરતી જીવાતને ખાઈને ઓછી કરી તેની ઉત્પત્તિ ઉપર અંકુશ રાખે છે. અને ઉનાળામાં ભેંશો માંદળામાં બેઠી હોય તો તેઓ તે ભેંશોનો પોતાના અડ્ડા તરીકે સરસ ઉપયોગ કરે છે. આ પ્રમાણે તેનામાં નીડરતા છે પણ તેની સાથે બીકણ પણ એવું જ છે. જરા કોઈ શત્રુને જોઈ જાય તો દબાવેલી ગરદનને લાંબી કરીને પશુ કે કોઈ પણ આશરાની જગ્યા હોય ત્યાં ભરાઈ જવાનું કરે છે. એ ભયમાં કદાચ માણસના પગમાં અટવાય તો પણ બનવા સંભવ છે.

ગાય-બગલાં પોતાની બચ્ચાં ઉછેરવાની વસાહત માટે શહેર ગામ વચ્ચે આવેલા લીલા ઊંચા વૃક્ષની પસંદગી કરે છે જ્યારે ગગનમાં કાળા વાંદળાં ચડી આવ્યાં હોય એ વખતે આ સફેદ બગલાંની ટુકડી તેમાંથી ઊડી જતાં એક નમુનેદાર દૃશ્ય ખડું કરે છે. આ બગલાને અણીવાળી ચાંચ છે છતાં કયારેય તેના બચાવ માટે તેનો ઉપયોગ કરતાં જોવામાં આવ્યાં નથી.

તેઓની વસ્તી આખા ભારતભરમાં છે અને ભારત બહાર તે ચીન સુધી પથરાયેલાં છે. આપણે ત્યાં તો તેઓ ઘણાં સામાન્ય છે. વર્ષામાં તેઓ માળો બાંધી બચ્ચાં ઉછેરે છે. એટલે જૂનથી સપ્ટેમ્બર માસ સુધી તેઓ સમૂહમાં માળા બાંધે છે. આ માળા સાંઠીકડાના, માંડ ઇંડાં વચ્ચે પડ્યાં રહે અને પોતે સેવી શકે એવા ગણત્રીના સાંઠીકડાના બનાવી તેમાં આછા ભૂરા રંગના ત્રણ કે ચાર ઇંડાં મૂકે છે. ઘણી વખત માળો બાંધવાનાં સાંઠીકડા ઘણે દૂરથી ચાંચમાં લઈ ઊડી આવતાં પણ જોવામાં આવે છે. જે જગ્યામાં તેની બચ્ચાં ઉછેરવાની વસાહત હોય ત્યાં તેની બીટ અથવા ચરક ઉપર વરસાદ પડવાથી એક એવા પ્રકારની દુર્ગંધ મારે છે કે તેની લાંબેથી આપણને ખબર પડે છે કે બગલાંની વસાહત આટલામાં હોવી જોઈએ. પોતાની વસાહતમાં બીજી જાતનાં બગલાં વસી માળો બનાવે છે. તેનો 'કોક' શબ્દ માત્ર માળા ઉપર સાંભળવામાં આવે છે તે સિવાય આ બગલાં મૂંગાં માનીએ તો ભૂલ કરી નહિ કહેવાય.

ચોમાસામાં થતાં ખપેડી તીડ અને અળશીયાં વગેરે જીવાતનો તેના આહારમાં ખાસ ઉપયોગ છે. પણ જો નાની માછલી, દેડકાં, કાકીડી અને ઉંદરડી મળી જાય તો તેને પેટભેગી કરવામાં જરાય હરતક નથી ગણતાં.

આવા પ્રકારનો તેનો આહાર હોવાથી આ બગલાં ખેડૂતના મિત્ર તરીકે ગણીએ તો જરા પણ ભૂલ કરી નહિ લેખાય.

ઢોર-બગલાને અંગ્રેજીમાં The Cattle Egret અને તેને જો વિજ્ઞાનિક નામથી ઓળખવું હોય તો આપણે Bubulcus ibis coromandus (Boddaert) કહેવું જોઈએ.

### મોટું સફેદ બગલું

આગળ જોઈ ગયા તે નડીના કદનું આ મોટું સફેદ બગલું સૌ બગલાંમાં મોટામાં મોટું છે. તેનો રંગ તદ્દન સફેદ રહે છે. આ બગલાને માથે ચોટી અને છાતી ઉપર લાંબાં પીંછાં રહેતાં નથી. પણ લગ્નના વાધામાં તેને માત્ર પીઠ ઉપર લાંબાં પીંછાનો શણગાર આવે છે. જે પીંછાં એટલાં લાંબાં હોય છે કે પૂંછડીની બહાર નીકળી જાય છે. તેમાં આંખો પીળા રંગની અને ચાંચ આસપાસની ચામડીનો રંગ ભુરાશ પડતો લીલો રહે છે. ચાંચ મૂળમાં પીળી અને આખી કાળા રંગની હોય છે. પગો કાળા રંગના પણ ગોઠણ અને કાંડાં ઝાંખા પીળા રંગના રહે છે.

આ બગલું સ્વભાવે સમૂહચારી નથી. એટલે એકલું રહે છે. પણ બચ્ચાં ઉછેરતી વખતે તેઓ અમુક સંખ્યામાં જરૂર ભેળાં થાય છે. તેને ખારા અને મીઠા પાણીના કાંઠાં ઉપર ખોરાક શોધવા આવેલાં જોઈ શકાશે. હવે આપણે જે બગલું જોવાના છીએ તેમાંથી આ મોટા બગલાને જુદું પાડવામાં જરા મુશ્કેલી થાય છે. પણ લગ્નની વેળામાં તરત જ ઓળખાઈ આવે

છે. નર અને માદા એક સરખાં રહે છે. આ બગલું પોતાની ન્યાતના બીજા સભ્ય સાથે કોઈ વખત ભેળું રહી શકતું નથી અથવા બેસી શકતું નથી. પણ પરન્યાતનાં બગલાં સાથે હળીમળીને ખોરાક શોધે છે. ખોરાકની વિપુલતા તે નાના ખાડામાં પણ જોઈ જાય તો વળી કયારેક પોતાની કોમના બે ત્રણ બગલાં સાથે જોવામાં આવે છે. તેની ઊડાન કબૂતને ઘણી રીતે મળતી આવે છે. અને 'ધોન્ક' જેવો અવાજ કરે છે.

આખા ભારતમાં તેની વસ્તી જોવામાં આવે છે એટલે સૌરાષ્ટ્ર, ગુજરાત અને કચ્છ તેમાં આવી જાય છે. તે ઉપરાન્ત આ બગલાં જાપાન અને ઓસ્ટ્રેલીયા સુધી વસતાં જાણવા મળ્યું છે.

તેઓનો બચ્ચાં ઉછેરવાનો વખત જૂનથી ઓકટોબર માસ છે. તેમાં તેઓ થોડાં સાંઠીકડાં વૃક્ષ ઉપર ગોઠવી અંદર બે કે ત્રણ ભુરાશ પડતાં લીલા રંગનાં ઇંડાં મૂકે છે. તેઓ બીજાં બગલાંની વસાહતમાં ભળી જઈ બચ્ચા ઉછેરતાં માલુમ પડયાં છે. વળી તેનો ખોરાક પણ બીજાં બગલાંથી જુદો નથી.

અંગ્રેજીમાં આ મોટા સફેદ બગલાંને The Eastern Large Egret કહેવામાં આવે છે. અને તેનું વિજ્ઞાનિક નામ Egretta alba modesta (J. E. Gray) રાખવામાં આવ્યું છે.

### બગલું

આ પંખી આગળ જોઈ ગયા તે, મોટા બગલાં કરતાં કદમાં નાનું જણાય છે. વળી આ બગલાને લગ્નના વાઘામાં છાતી ઉપર પીંછાંનો ગુચ્છો આવે છે. પણ જ્યારે આ ગુચ્છો લગ્ન કરી બચ્ચાં ઉછેરી લીધા પછી નીકળી જાય છે ત્યારે તેનામાં અને મોટા બગલામાં ઘણું સામ્ય આવી જાય છે. આ બગલું પણ ચોટીવિહોણું જ હોય છે. 'ધોન્ક'ને બદલે 'કર્રર્ર્રકો' એવો અવાજ કરે છે. આ અવાજ જ્યારે ભડકીને ઊડે છે ત્યારે સાંભળવામાં આવે છે. તેની આંખો અને પગો પણ આગળના મોટા બગલા જેવા હોય છે. આ બગલું પણ કોઈક વખત સમૂહમાં પાણીકાંઠે જોવામાં આવે છે. બાકી રંગમાં આ પણ તદ્દન સફેદ રહે છે. નરમાદામાં ફેર જોવામાં આવતો નથી. આ બગલાની ખાસીયત ચારો જ્યાં પુષ્કળ ત્યાં સમૂહમાં ભેળાં થવાની છે. સામાન્ય રીતે પાણીકાંઠે જોવામાં આવે છે પણ મોટા ગીલામાં ચારો હોય ત્યાં પણ ઊતરી પડે છે. અને જ્યારે ડર લાગે ત્યારે વારે વારે પોતાનો અવાજ કરી સામાને ડરાવવાની તરકીબ અજમાવે છે.

આ બગલાં ભારત ઉપરાન્ત પૂર્વમાં પણ વસે છે. આપણે ત્યાં તો તે સામાન્ય બગલું છે એટલે તેના માળા આપણને જૂનથી ઑકટોબર માસમાં જોવા મળે છે. તેનો માળો બીજાં બગલાંથી જુદો પડતો નથી અને તેઓ પણ બીજાં બગલાંની માળાની વસાહતમાં દાખલ થઈ માળો બનાવી તેમાં ભુરાશપડતાં ત્રણ કે ચાર ઇંડાં મૂકે છે. તેઓ પોતાનાં બચ્ચાંને પણ તે જ આહાર ઉપર ઊછેરે છે. તે જ આહાર પોતે કરી બચ્ચાંને પણ તે જ આહાર ઊપર મોટાં કરે છે. આ બગલું ભગત થઈને પાણીકાંઠે ચિત્રવત્ થઈ ઊભું રહે છે. અને પોતાનો શિકાર પછી તે દેડકું હોય કે નાની માછલી હોય તેને પોતે અંબાઈ શકે એટલા અંતરમાં આવવા દઈ પોતાની લાંબી ગરદન આંખના પલકારામાં લંબાવી તેને પકડી લે છે. પણ કયારેક તેને આપણે વહેતા પાણીની માછલી પાછળ પડતાં જોઈ જઈએ છીએ.

અંગ્રેજીમાં આ બગલાને The Indian Smaller Egret કહેવાય છે અને Egretta intermidia intermidia (wagler) એ એનું વિજ્ઞાનિક નામ છે.

### કીલીચિયો

કીલીચિયો ગાય-બગલાના કદનો અને તદ્દન સફેદ પંખી છે. તેને માથે ચોટી રહે છે. તેના ધોળા રંગમાં કંઈક પીળાશ વરતાય છે. તેને છાતી ઉપર લાંબાં પીછાં ઊગે છે એ જ માફક પીઠ ઉપર પણ પીંછાં



ઊગે છે. આ તેની શાદીની સજાવટ છે. પણ શાદીના વ્યવસાયમાંથી બચ્ચાં મોટાં કરીને તે આ સાચાં પીંછાંનો શણગાર ઊતારી નાખે છે. છતાં કોઈ કોઈ પીછું છાતી ઉપર દેખાઈ આવે છે. તેની આંખો પીળી, ચાંચ કાળી અને ચહેરાની ચામડીનો રંગ લીલાશપડતો પીળો રહે છે. પગ કાળા હોય છે પણ સાંધા ઉપર તે પીળા રહે છે. આપણે ઘણી વેળા તેને પાણીકાંઠે એકલો ફરતાં કે બેઠેલો જોઈએ છીએ. તો કયારેક બીજાં બગલાંના સમુહમાં પણ દેખાઈ આવે છે. કીલીચિયાની ખાસીયત જ્યારે ચારો કરવામાં મશ્ગુલ હોય ત્યારે ભારે સ્ફુર્તિવાળી માલુમ પડે છે. આ બગલામાં પણ નર-માદા રંગના તફાવત વગરનાં છે.

આ બગલું સ્વભાવે ડર વગરનું કહી શકાય. એથી આપણે તેની નજીક જઈ શકીએ છીએ. સામાન્ય રીતે તે પાણીકાંઠેથી ચારો શોધી લે છે. અને મૂંગો છે. પણ બચ્ચાં ઉછેરવા વખતે તેને જીભ આવે છે. એ વખતે ડ્રાઉં જેવો અવાજ કાઢે છે. તેને આપણે સમૂહચારી તો ન જ કહી શકીએ. પણ બચ્ચાં જુદાં જુદાં રહી ઉછેરતો નથી. કીલીચિયાને છીછરા પાણીકાંઠા અને તેમાં વહેતા પાણી કે જેમાં ઝીણી ઝીણી માછલીઓ ફરતી હોય તેને વધારે પસંદ કરે છે. અને બગભગત માફક એકધ્યાન થઈ શિકાર ઝડપી લે છે. તો કયારેક દોડતાં પાછળ પડે છે. તેના શાદીના શણગારમાં જે પીંછાં ઊગે છે તે પીંછાં સાચાં કહેવાય છે. તેનો ઉપયોગ શીરપેચમાં કરવામાં આવે છે. આ રિવાજ જૂનો થઈ ગયો. એટલે હવે ભાગ્યે જ તે જોવામાં આવે છે.

કીલીચિયો આખા ભારતભરમાં વ્યાપક પંખી છે. એ ઉપરાન્ત યુરોપ, આફ્રિકા અને દૂરપૂર્વમાં પણ તેની વસ્તી છે.

પાણી વચ્ચે ઊગેલાં વૃક્ષની માળા બાંધવા માટે પસંદગી કરી સપ્ટેમ્બર ઓકટોબરમાં સાંઠીકડાંનો ઢીલો માળો બનાવી તેમાં ત્રણ ચાર ભૂરાશપડતાં લીલાં ઇંડાં મૂકે છે.

અંગ્રેજીમાં કીલીચિયાને The Little Egret કહેવાય છે અને Egretta garzetta (Linn) એ એનું વિજ્ઞાનિક નામ છે.

## સુરંગી પાન-બગલી

સુરંગી પાન-બગલીનું કદ કાણી બગલીને મળતું આવે છે. તેનો રંગ તજ જેવો રાતો હોય છે. પડખે કાળી અને નીચે સાધારણ રાખોડી રંગ અને તાલકું પણ રાખોડી હોય છે. અને પાંખમાં પણ રાખોડી રંગ જણાય છે. જ્યારે માદાનું તાલકું કાળા રંગનું હોય છે. ગરદન વચ્ચે જે કાળી લીટી દેખાય છે તે તો નર તથા માદા બન્નેમાં જોવામાં આવે છે. પુખ્ત વયની સુરંગી પાન-બગલીની આંખનો રંગ પીળો અથવા નારંગી. ચાંચ આછા પીળા રંગની અને લગ્ન વખતે આંખ ફરતી ચામડીનો રંગ નરમાં જાંબુડિયો રાતો અને માદામાં પીળો હોય છે.

સુરંગી પાન-બગલીનો વસવાટ ઘાટી પાણીકાંઠે ઊગેલી પાનમાં હોય છે. તેનું આગમન આપણે ત્યાં ચોમાસામાં થાય છે. એટલે સ્થાનિક યાત્રિક ગણાય એવું માનવું છે. સ્વભાવે નિશાચર હોવા અંગે તેના ઘાટી પાનના બશીરામાંથી તેને જ્યાંસુધી ઊડવાની ફરજ ન પાડીએ ત્યાંસુધી તે અંદર જ ફરતી રહે છે. આ પંખી મારા જોવામાં અત્યાર સુધી કોઈ વખત આવ્યું નથી એટલે એને વિશે વધારે માહિતી આપી શકતો નથી.

ભારતથી ચીન સુધી તેનો નિવાસ છે. સૌરાષ્ટ્રમાં જવલ્લે જ વર્ષાવિહગ તરીકે આવી જાય છે. તેઓ ભીનાશવાળી પાણીમાં ઊગતી વનસ્પતિમાં જૂનથી સપ્ટેમ્બર માસમાં માળો બનાવી તેમાં ચાર પાંચ ઇંડાં મૂકે છે. તેને પાણી અડવાથી તે બધાં રંગમાં ફરી જાય છે. અને બીજાં બગલાં જે ચારો કરે છે તે ચારો આ બગલી પણ કરે છે.

સુરંગી પાન-બગલીને અંગ્રેજીમાં The Chestnut Bittern કહે છે. અને Ixobrychus Cinnamomeus (Gmelin) એ એનું વિજ્ઞાનિક નામ છે.







'વિશ્વમિત્ર'

# કરમે લખ્યાં ઈ.....

ત્રણ નવલકથાઓ લખીને જાણીતા થયેલા આ લેખક વાર્તાઓ પણ સુંદર લખી શકે છે તેનો આ વાર્તા એક સબળ પુરાવો છે. ગ્રામ્ય સમાજનું આબેહૂબ આલેખન કરવામાં શ્રી પન્નાલાલ પટેલની શૈલીને યાદ કરાવતી તેમની કલમ ખરેખર આશા ઉપજાવે છે......

એણે નાની ઉંમરે ભેખ પહેરી લીધો અને દૂર દૂર સાધુઓના મેઠમાં જઈ બેસી ગયો. આટલી નાની વીસ વરસની ઉંમરે સંસારનાં આવાં ભારે મોહ-માયા ત્યાગવા બદલ ગામલોકોએ તો ભારોભાર પેટ ભરીને એનાં વખાણ કર્યાં. એની સાત પેઢી પણ સાથોસાથ તરી જાશે એમ ખાતરીપૂર્વક કહેવા લાગ્યાં ને એની વિધવા મા રડી રડીને ભૂખી તરસી દિવસો વીતાવવા લાગી ત્યારે તો ગામલોકોના ગુસ્સાને હદ રહી નહિ. કોઈએ તો આવીને ડોસીને ઊધડી જ લીધી :

'તું તો દીકરાની મા છે કે પેલા ભવની દશ્મન ! તારા સવારથ આડે દીકરાનું કલ્યાણ થાય એય તારાથી નથી સંખાતું ! ભવોભવની પૂનાઈ જાગે એને જ આવી સારી મતિ સૂઝે ! તને તો તારશે પણ તારી સાત પેઢીનેય ઈ દીકરો તારશે ! ડોસી, શે મા ને ભગવાનનું ભજન કર્યું !'

ડોસી ભગવાનનું ભજન ન કરી શકી કે દીકરાનો આવો મહાન ત્યાગ જોઈ ખુશી પણ ન થઈ શકી ! એ તો ઝૂરી ઝૂરીને થોડા દિવસ પછી મરી જ ગઈ !

સંસાર ત્યાગીને જતાં દીકરાને રોકવા માટે માએ રોકકળ ને ઘણાં જ કાલાવાલાં કર્યાં હતાં; પણ દીકરો તો વૈરાગ્યમાં એટલો મસ્ત હતો કે 'સબ સંસારને મિથ્યા' માની બેઠો હતો ને માની આવી આર્તવાણી સાંભળી, ને માનો આવો અંધ મિથ્યા મોહ જોઈ આ સંસારી જીવની એને દયા જ આવતી હતી. તે બોલ્યો : 'મા, તું કુંણ ને હું કુંણ? સબ મિથ્યા માયા છે ! મને કોઈ નઈ રોકી શકે !'

ને દીકરો—ધનો—અહાલેક જગાવતો નીકળી પડ્યો કોઈ દૂર દૂરના પ્રદેશ ભણી.

*

---

### પરદેશી પાન-બગલી

પરદેશી પાન-બગલી અર્વાકના કદને મળતી આવે છે. તેનો રંગ પીળાશ પડતો કથ્થાઈ અને માથે કાળી ચોટી હોય છે. છાતી ઉપર કાળી લીટીઓ જણાય છે અને આંખો નીચે કાળો લીટો પડે છે. પૂંછડીમાં દશ પીંછાં અને લીટીવાળાં હોય છે. ઉપરના ભાગો કાળી ભાતવાળા અને આછા પીળા રંગની પાંખોવાળા છે. અને નીચેનો ભાગ પણ આછા પીળા અને કથ્થાઈ કાળાં ટપકાંવાળો હોય છે. આંખો ઝાંખી પીળી, ચાંચ ઘેરી લીલાશ પડતી પીળી અને છેડે કાળી, પગ લીલા રંગના અથવા ઝાંખા લીલા રહે છે. એક તો તેની ખાસીયત રાતના ચારો કરવા નીકળી અને વળી સંતા-કુકડીની રમતવાળી તે ઉપરાન્ત તેનો રંગ તેના વસવાટ સાથે બંધબેસતો થઈ જાય છે. અને બનતાં સુધી બેઠા રહેવાની ટેવવાળો એટલે તે ભાગ્યે જ જોવામાં આવે છે. નર-માદા સરખાં રહે છે.

આપણે ત્યાં તે શોધવામાં જરાય સુલભ નથી. મેં આટલા વરસના પંખી અભ્યાસમાં તેને માત્ર એક જ વખત જોઈ છે. જો તે પોતાની ઘાટી પાનનો વસવાટ છોડી ઊડે તો વરતવામાં જરાય મુશ્કેલી પડતી નથી. કારણ કે તેની ગરદન બીજાં બગલાં કરતાં ઘણી જાડી રહે છે. આપણે ત્યાં તે શિયાળુ મહેમાન તરીકે આવે છે તેમાં ગુજરાત અને કચ્છ પણ આવી જાય છે. બીજાં બગલાંનો ચારો તે આ બગલીનો ચારો. અંગ્રેજીમાં પરદેશી પાન-બગલીને The Bittern કહે છે. અને Botau S. stellearis એ એનું વિજ્ઞાનિક નામ છે.

★



પણ એ જ ધનો, એક વરસ પછી જ, પોતાના ગામની પાસેના જ ગામના ગોંદરે,—એક લીમડા નીચે આવી ઊભો રહ્યો. ભગવાં લૂગડાં, માથે જટા, ખભે ઝોળી, બધું જ એમ ને એમ છે.

તેણે ઊભા રહી ગામ ભણી લોલુપ નજર નાખી, લાંબો નિઃશ્વાસ નાખ્યો, ને હાશ કરી લીમડાની છાયામાં નીચે બેસી ગયો.

તરસ ઘણી જ લાગી હતી. સામે જ ગામ-કૂવો હતો ને પનીહારીઓ પાણી ભરતી હતી,—પણ ઊઠીને ત્યાં પાણી માગવા જવાની તેને જરાય ઈચ્છા થઈ નહિ.

મા તો ગઈ હતી તે તેણે આગળના ગામડેથી જ સાંભળ્યું હતું! મા હોત તો ઘણું જ સારું હતું—પેલા કાલાવાલા કરતી મા; રોતી કકળતી મા હોત તો! પણ નથી! મનનો ઓરતો મનમાં જ રહી ગયો! ખેર! ભગવાનની મરજી!

પણ તો ય—

પેલી આશા તો,—મહાન આશા તો હજુ ઊભી જ હતી ને!

તરસ ખૂબ જ લાગી હતી, તરસે જીવ અકળાતો હતો. પાણી પીએ તો ખૂબ જ શાંતિ થાય એમ લાગતું હતું; તો ય ઊઠીને સામેથી માગીને પાણી લાવવા કરતાં અકળાતા મનમાં ઉદ્ભવેલાં પેલાં સ્મરણોમાં જ રાચવાનું તેને વધારે ગમ્યું.

એક વરસ પહેલાંની જ આ વાત! કાંઈ લાંબા સમય પહેલાંની નથી. તો ય લાગતું હતું કે જાણે ગયા જનમમાં ન બની ગઈ હોય!

આ સ્મરણમાં તે કાંઈ અત્યારે પહેલી વાર જ રાચ્યો નથી,—છેલ્લા બે માસથી, નહિ નહિ તો ય કેટલીયે વાર! સવાર સાંજ, ને રાત, મધરાત પણ,—આમ ગણવા જઈએ તો આંકડો કેટલે પહોંચે!

પોતે એકલી માને જ છોડીને નહોતો ગયો. બીજા એક માણસને પણ છોડ્યું હતું!

તે માણસ તે પોતાની વાગ્દત્તા વહુ, સગપણ થયેલું, હજુ લગન થયેલાં નહિ લગન થવાનું હતું એ માસ પછી જ ત્યાં પોતે સંસાર છોડ્યો!

સંસાર છોડ્યા પહેલાં તેને પોતે માત્ર બે વાર મળેલો. એક વખત સગપણ થયું ત્યારે તરત, ને પછી બીજી વખત, સંસાર છોડ્યા પહેલાં એક મહિને!

આ જ ગામ પોતાની વાગ્દત્તા વહુનું—જ્યાં પોતે અત્યારે આવીને બેઠો છે! આ જ ગામમાં એ ક્યાંક બેઠી હશે,—કે...?

પહેલી વખત મળી હતી એ જોડેના ગામમાં ભરાતા મેળામાં. પોતે પણ ગયેલો. સગપણ તાજું જ થયેલું. મેળાની ભરચક ઠઠ વચ્ચેય, પોતાની સાળીઓએ તેને ખોળી કાઢેલો ને પકડી પાડેલો. પોતાના ગોઠીયા સાથે હતા તેય આ પ્રસંગ પારખીને આડાઅવળા સરી ગયેલા તે પેલી સાળીઓય એક માનવીનો હાથ પોતાના હાથમાં પરાણે પકડાવીને હસતી હસતી 'લો, આ તમારું મનેખ!' કહેતી વિદાય થઈ ગયેલી.

પકડેલો હાથ પોતે છોડી દીધો. પણ હવે તો સામા માણસે જ તે પકડી રાખ્યો. બોલી: 'હાથ પકડતાં શરમ આવે છે?'

પોતે બોલનાર સામે હવે ધારીને જોયું. એક જુવાન છોકરી, પોતાની થનાર વહુ, ભરપૂર યૌવન, નયનો કાળાં ભમ્મર ને ચકળવકળ થાતાં, તસતસતું પહેરેલું કીનખાપનું કાપડું, ને પેલો પોતાના હાથને પકડી રહેલો હાથ પણ સીધા સોટા જેવો,—

પોતે બોલ્યો: 'શરમ શાની આવે? ક્યાં પારકો માલ હતો તે!'

એ હસી પડી હતી ખિલખિલાટ. બોલી:

'એમ કે? તમારો માલ છે તાણે?' ને એ બોલી: 'અમે તો તમને ગોતી ગોતીને થાકી ગ્યા! ક્યારનાયે ગોતતાં હતાં ત્યારે હાથ આયા! તમે તો ભઈ ભારે મોંઘા!'

પોતે હસ્યો. કાંઈક બોલવું જોઈએ આના જવાબમાં.

કેવો સચોટ જવાબ આપવો તે વિચારતો હતો ત્યાં જ એ બોલી: 'તમે મને ગોતતા હતા કે!'

ને તે હસુ હસુ મોં સાથે સામે તાકી રહી.

પોતે એને ગોતતો તો નહોતો જ, એ યાદ પણ આવેલું નહિ, તો ય કહેવું પડયું હસીને કે 'હોવે, ગોતી ગોતીને હુંયે ધાંધો થઈ ગયેલો! પણ એવી રીતે હાથ લાગે તું? પરથમ તો હું તને ઓળખું જ નહિ ત્યાં?'

એ મરકી ઊઠી. બોલી: 'મને નો'તા ઓળખતા જોયે? તો અમે તમને એવી રીતે ઓળખ્યા હશે કો', જોઈએ!'

'એવી રીતે ઓળખ્યા? તું ઓળખતી હતી? કે પછી—'

'મારી કાકાની છોડી નાની બુન છે ને, એણે તમને જોયેલા તમારા જ ગામમાં! ઈ હમણાં જ સાથે નો'તી આવી? બોલતી ગઈ કે લો આ તમારું મનેખ: ઈ!'

'તો ઈ તને મેલીને જતાં કેમ રૂયાં?'

ખિલખિલાટ હસી પડી ને એ બોલી:

'એટલુંય સમજતા નથી તમે તો! ઈ ઊભાં રઈને શું કરે? કામ તો મારે જ તમારું હતું ને! એમનેય એમના ધણી નઈ આયા હોય તે—'

આ ગત થઈ ગયેલું સંસ્મરણ હજુય આગળ વધતું હતું. તરસ લાગી હતી, જીવ વધારે ને વધારે અકળાતો હતો, તો ય ઊઠીને પાણી પીવા જતાં તેનો દોર તૂટી જાય એ બીકે, ધનો ઊઠતો નહોતો. પાણી પીવાશે હમણાં, જીવ છો અકળાતો; એ અકળામણ આ મીઠા મધુરા સંસ્મરણ આગળ કાંઈ વિસાતમાં નહોતી. તે ન જ ઊઠયો. આંખો મીંચી દીધી ને—

પોતે એને રૂપિયા પાંચ કાઢીને વાપરવા આલેલા. તે ઉપરાંત બંગડીઓ એના માટે અને એની નાની બેન માટે લઈ આપી, બીજુંય ઘણું ઘણું; રૂમાલ, એક વટવો, ગળાની પારાની કંઠી...

ને પેલા ચગડોળ ઉપરની રમત! એ તે શેં ભૂલાય? નહિ જ ભૂલાય કોઈ કાળે. પણ લાગે છે કે જાણે આ ભવમાં નહિ પણ પેલા ભવમાં એ બનેલું! ને તેમાં ખોટુંય શું હતું? તે પછી તો જાણે એક આખો યુગ વહી ગયો હતો! બાર મહિના પહેલાંની જ આ વાત,—પણ એ બાર મહિના! પોતે સાવ જુદી જ સૃષ્ટિમાં જઈ પડ્યો હતો; કેટલો આઘે, કેટલી ઊંડી ખાઈમાં?

હાસ્તો! એ ચગડોળની રમત! બધાં જ ખાનાં ભર્યાં હતાં,—પોતાના જેવાં જ બધાં જોડકાં કોઈ પોતાની જેમ સગપણવાળાં કુંવારા હશે, પણ બધાં જ જોડકાં, વર-વહુ; કે છેવટે પ્રીતમાં પડી ગયેલાં.

મેળામાં ફરી ફરીને થાકયાં ત્યારે એણે જ કહેલું: 'ચગડોળમાં બેસશું?'

'બેસીએ.'

'આપણ બે એકલાં જ?'

'હાસ્તો વળી, બીજું કુંણ હોય?'

બેઠાં ને ચગડોળ ચગ્યું ત્યારે એ બોલી: 'પાવો છે કે નઈ?'

'છે ને!'

'તો પાવામાં ગાણું ગાવને, નકર મને આલો!'

'તને પાવામાં ગાતાં આવડે છે?'

'ચમ ના આવડે! લાવો!'

પાવો આલ્યો. નીચે મેળો હકડેઠઠ જામ્યો હતો. માનવમે'રામણ ઊભરાતો હતો. ચગડોળના ખાને ખાનામાંથી રાસડા, ને હડીલાના સૂર આવતા હતા. એણેય ફરતા ચગડોળે પાવામાં લલકાર્યું:

હળવો હળવો આયે અલ્યા,
હળવો હાલ્યો આય;
રઢિયાળીના રાજ
તું તો હળવો હાલ્યો આય......



સીમ સૂતી ને વગડો સૂતો,
સૂતા સંસારી જન
રઢિયાળીના રાજ
તું તો હળવો હાલ્યો આય...
હળવો હાલ્યો આય,
અલ્યા, હળવો હાલ્યો આય,
હૈયું મારું ભડકે બળતું
તું તો હાલ્યો આય......
અલ્યા, હળવો હાલ્યો આય......

પોતે સાંભળીને દિંગ થઈ ગયેલો; આવું સરસ હલકદાર ગાતી હતી! પોતે પણ એક ગાણું ગાયેલું પાવામાં!

આવું અલી, થોભજે જરા......
આવું અલી, થોભજે જરા......
આવવાની નઈ વાર......
હવે આવવાની નઈ વાર......

એ પણ બોલેલી: 'તમે તો ભારે ઊંડા લાગો છ!'

'ચમ? શાથી?' ધનાએ પૂછ્યું.

'તમેય ઓછું રૂડું નથી ગાતા કાંઈ!'

છેવટે, વીખરાતા મેળે છૂટાં પડયાં ત્યારે એ બોલેલી: 'ક્યારે મળશો હવે?'

'ક્યાં છેટું છે તારું ગામ! સેંમાડા તો બેય ભેગા થાય છે. કોક દા'ડો સેમમાં ભેટો થઈ જ જવાનો ને!

પોતાના ગામના ને એના ગામના સીમાડા ભેગા મળતા હતા અધોક ગાઉ ઉપર; ખાસ છેટું નહોતું. ચાર્ય લેવા જો એ સીમાડે આવે, ને પોતેય કોઈ કામના મસે એ બાજુ જાય તો સહેલાઈથી મળી શકાય તેવું હતું. પોતે આ બધી સમજણ પાડીને ભારે દિલે છૂટાં પડયાં. છૂટાં પડતાં પડતાંય પોતે મીઠાઈનું પડીકું બંધાવીને આપેલું.

*

પણ પછી તો તરત મળી શકાયું નહિ. મેળેથી આવ્યા પછી થોડા દિવસમાં જ તેને કોઈ ફક્કડ જોગંદર મળેલા; કેટલા ભવ્ય લાગતા હતા? કેવા વૈરાગી બાવા? પોતે તેમનાથી મોહિત જ થઈ ગયેલો! ને બાવાજી પણ ઓછા જ્ઞાની નહિ. ખરો વૈરાગ્ય હતો તેમનો! માત્ર એક લંગોટીભેર રહે, ભોંય સૂઈ રહે, ખાવામાંય જે મળે તે. જરાય સ્વાદની અભિલાષા નહિ, ને મોટી મોટી જ્ઞાનની વાતો કરે. દસ દિવસમાં જ પોતે પોતે ન રહ્યો. સાવ બદલાઈ ગયો. એ વખતથી જ વૈરાગ્યનું બીજ રોપાયું તે ઝડપથી વિકસવા માંડ્યું, ને જોત જોતામાં તો.—

આવી સ્થિતિમાં, વૈરાગ્યની તીવ્રતર થતી જતી ભાવનામાં મણિ—પોતાની વહુ—કદીય યાદ આવી નહિ. એ તો વિસારે જ પડતી જતી હતી. હવે તો કદાચ યાદ આવે તો ય મનમાં બોલી ઊઠતો: 'મિથ્યા, સબ મિથ્યા!' બાવાજીનો આ જીવનમંત્ર સતત પોતાના જીભના ટેરવે રમ્યા કરતો. ને એ ગામના સીમાડા ભણી ડોકાતો પણ નહિ.

તો ય એક વખત, છેલ્લી વખત મળી તો જવાયું જ, પોતે નહોતો ઇચ્છતો તો ય! કોણ જાણે કેમ, ન છૂટકે કામસર સીમાડા ભણી જવું પડ્યું હતું. ને એ જ દિવસે ખેતરમાં ચાર્ય લેતી મણિ મળી ગઈ. મણિ પહેલી તો રીસાણી, બોલી જ નહિ. પણ પોતેય ન બોલ્યો ને ચાલવા લાગ્યો ત્યારે ત્રાંસી નજરે જોઈ રહી હતી તે ઝડપથી ચાર્ય લેવી પડતી મૂકીને આડી આવીને ઊભી રહી. તેની આંખમાં આંસુ હતાં. ભારે સાદે તે બોલી:

'ચમ આમ કરો છો? મારો કાંઈ વાંક ગનો પડ્યો છે?'

પોતે પરાણે હસીને બોલ્યો: 'વાંક ગનો? ના રે, ના!'

'તો, આટલા દન મળ્યા નઈ ચમ?'

આનો જવાબ પોતે ન આપી શક્યો, જાણીને જ ન આપ્યો. તેણે પોતાનો હાથ ઝાલ્યો ને બોલી: 'બોલ્યા ચમ નઈ? બોલો ને!'

બોલવું પડ્યું, કહેવું પડ્યું: 'ઘણા જ કામમાં હતો—'

તે સામે ઘણીવાર તાકી રહેલી,—શું વિચારતી હશે કોણ જાણે; કદાચ તેને આ સાચું નહિ લાગ્યું હોય,

—નિસાસા સાથે તે બોલી : 'માનો ન માનો, મને તો વે'મ પડે છે!'

'વે'મ? શાનો વે'મ?'

'કદીક હું ગમતી ન હોઉં!'

પોતે આ વખતે મનમાં ને મનમાં હસેલો,—વાત સાચી હતી, પણ એ એકલી જ નહોતી ગમતી એમ નહિ, આખું જગત જ નહોતું ગમતું, આ અબુધ છોકરીને પોતે કેમ કરીને સમજાવે?

ઘડીભર બન્ને ઊભાં રહેલાં મૂંગાં મૂંગાં,—એ અકળાઈને બોલી : 'તમે તો સાવ બદલાઈ ગયા લાગો છો!'

'ના રે, ના, હોં!'

'તો બોલતા પણ ચમ નથી?'

'શું બોલું કે'!'

'ઈ બધું મારે શીખવાડવું પડશે? મેળામાં તો આવું કાંઈ શીખવાડવું પડતું નો'તું!'

'એમ કે?' પોતે હસ્યો ફિક્કુંફચ; આવું હસવું કોઈને ન ગમે. એનેય નહિ ગમ્યું હોય એમ લાગતું હતું. પોતે કહ્યું, સાવ નરાતળ જૂઠું જ: 'આજ તો શરીર સારું નથી; માથુંય જોરાવર દુઃખે છે!'

એ બોલી : 'તો બોલતા ચમ નથી! હેઠા બેહો, હું માથું દાબી દઉં!'

'આંઈ? આ વગડા વચ્ચે?'

'ચમ, શો વાંધો એમાં?'

'કોઈ જોઈ જાય તો?'

'તોય શું? થોડું કોઈ પારકા આદમીનું દાબવું છે તે?'

'હજુ તો, આપણે પયણ્યાં નથી ત્યાં સુધી તો,—'

એ હસી; ઘણું જ મીઠું કહી શકાય અત્યારે—પણ ત્યારે તો લાગેલું એ હાસ્ય માયાનો ફંદ: મનમાં મનમાં બોલવું જ પડેલું : 'સબ મિથ્યા—સબ માયા!'

હસ્યા પછી તેણે કહેલું : 'પયણ્યાં નથી તે હવે ચ્યાં વાર છે? ગણ્યા દનમાં—'

મનમાં ને મનમાં દાંત પીસીને જવાબ આપ્યો હતો : 'કદી નઈ! કદી નઈ! બંદા તો—'

માથું દાબવાનો તેનો આગ્રહ માન્યો નહિ. એ વખતે તેને કેટલું વસમું લાગેલું!

જેવાં તેવાં ખોટાં બહાનાં બતાવીને પોતે છૂટો પડ્યો. છૂટા પડતી વખતે તે બોલી, નિસાસા સાથે ને લગભગ રડતા અવાજે: 'હવે ચાણે ભેગા થાશો? જાણો છો, મેળા પછે હું આંઈ ચેટલી વખત આવી ગઈ?'

આવી જ હશે, ઘણી જ વખત; હવે કહેવાનું મન થયું કે ન આવતી કોઈ વખત; પણ આવું કહી શકાય તેમ નહોતું. કહેતાં જીભ ચાલતો નહોતો.

છૂટો પડ્યો માંડ માંડ, વાયદો જૂઠો આપીને! અરે રામ! વાયદા પ્રમાણે એ આવી જ હશે ને! આવીને રાહ જોઈ જોઈને થાકી જ હશે ને પછી નિસાસો નાખી,—

એવું જ થયું હશે જરૂર! એ પોતા ઉપર કેટલું હેત રાખતી હતી? આવી સ્ત્રીને છોડીને પોતે નાઠો હતો સાધુ થાવા,—ને રડતી-કકળતી માને છોડીને પોતે ભગવાનને શોધવા નીકળી પડ્યો હતો!

મા તો ગઈ! પણ હજુ એ તો હશે જ કદાચ; હજુ ન યે પરણી હોય! બાર જ માસ થયા છે એ વાતને, એટલી વારમાં બીજો મૂરતીઓ ન મળી શક્યો હોય કદાચ, ને રહી ગઈ હોય તો! બસ! તો તો કાંઈ સવાલ જ નહોતો. હજુ કાંઈ બગડ્યું નથી!

પોતે પાછો આવ્યો છે હવે! શા માટે પાછો આવ્યો? વૈરાગ્ય ક્યાં ગયો? ભગવાન મેળવવાની તાલાવેલી ક્યાં ઊડી ગઈ? પોતે કેટલું કેટલું ફર્યો, તોય ભગવાન તો ન મળ્યા, માયાય ન છૂટી, ઊલટાની વધી વધીને અત્યારે,—

પોતે નાઠો હતો. ઘણું રખડ્યો હતો. ભગવાં પહેર્યાં હતાં. આ બધું શા માટે કર્યું હતું? એ જ અત્યારે નહોતું સમજાતું! પેલા વૈરાગ્યે પોતાને સાવ જડ બનાવી દીધો હતો,—તે આવ્યો હતો એકાએક, પેલા



બાવાજીએ જાણે પોતાના ઉપર કામણ જ કર્યું હતું, પણ છ આઠ માસ પછી તો—

એકાએક ભાન થયેલું કે પોતે સાવ મૂર્ખામી જ કરી બેઠો છે, ને હવે જાણે પાછા ફરવાનો ક્યાંય મારગ નથી!

વૈરાગ્ય જેટલી ઝડપથી આવ્યો હતો, તેટલા જ વેગથી ક્યાંય ગાયબ થઈ ગયો.

પોતે સ્તબ્ધ થઈ ગયો. પોતે આ બધું શું કર્યું હતું? શા કાજે કર્યું હતું, મહાન વૈરાગ્ય પામીને પોતે શું મેળવવા આવ્યો હતો?

પેલી રોતી કકળતી માને શા કાજે દુભાવી હતી? ને,—

ને પેલી રૂપરૂપના કટકા જેવી છોકરી—

વૈરાગ્ય ધુમાડાના બાચકા માફક ઊડી ગયો ત્યારે અવશિષ્ટ રહ્યું તે આ હતું:

રોતી કકળતી મા,—મેળાનાં હકડેઠઠ લોક, ચગડોળની ઘુમરીઓ, પેલી જુવાનડી ને પોતે,—

જાણે કોઈ સાદ દેતું હતું—

'હળવો હળવો આયે અલ્યા,
હળવો હાલ્યો આય......
રઢિયાળીના રાજ તું તો,
હળવો હાલ્યો આય......'

અને પોતેય જાણે એના પ્રતિસાદમાં ગાવા લાગ્યો:

'આવું અલી, થોભજે જરા
આવું અલી, થોભજે જરા—
આવવાની નઈં વાર.....
હવે આવવાની નઈં વાર......'

આ ગાયા પછી તરત જ પોતાને ભાન થયેલું કે પોતે હવે ક્યાં જવાનો હતો? કોણ રાહ જોતું હતું? મણિ રાહ જોવા શાને થોભી હોય?

પણ આ પછી તો જીવનમાં રસ-જાગૃત થયો,—પ્રચંડ વેગથી જાગવા લાગ્યો. એ મધુર સ્મરણો તેના મન, હૃદય ને મગજમાં ઘુમરીઓ લેવા લાગ્યાં. દરરોજ, દર પળે તેના હૃદયમાં ધ્વનિ ઊઠતો:

'હળવો હળવો આયે અલ્યા...હળવો હાલ્યો આય...'

ને તે જવાબ આપતો—

'આવું અલી, થોભજે જરા—
આવવાની નઈં વાર......'

આ સ્મરણોમાં રમમાણ રહેવાથી થોડા દિવસ તો આનંદ મળ્યા કર્યો, પણ પછી તો—અતૃપ્તિમાંથી અસંતોષ ને પ્રચંડ લાલસા જાગ્યાં. તે એકાએક ઊભો થઈ જતો ને બોલી ઊઠતો:

'જઈશ! હું જઈશ જ!'

આટલું બોલતાં તે હાંફી જતો ને થાકીને લોથપોથ થઈ બેસી પડતો: 'પણ હશે જ નઈં ઈવડી ઈ! પયણી નઈં ગઈ હોય!'

પરણી ન ગઈ હોય તો, પોતાને ચોક્કસ ખાતરી હતી કે પોતાને જોતાં જ,—ભગવાં લૂગડાંમાં ભાળે તોય, લૂગડાં ફાડીને ફેંકી દે, ને પોતાને પકડીને લઈ જાય—મેળામાં નહોતું જોયું? કેટલું હેત હતું એનું પોતા ઉપર? ને છેલ્લી વખતે મળી ત્યારે? રોઈ નહોતી ઊઠી? પણ એ પરણી ગઈ હોય તો,—તો તો એક વખત બાવા થયેલાને બીજું આલેય કુણ?

આવી અતૃપ્તિની વેદના પછી, એક દિવસ પોતે એકાએક નિશ્ચય કર્યો. બેઠો હતો ત્યાંથી ઊભો થયો ને ચાલવા જ લાગ્યો. ને હવે તો, ઉતાવળે સાદે ગાયુંય ખરું,—

'આવું છું અલી, થોભજે જરી—
આવવાને નઈં વાર.....'

પણ હવે એ થોભી છે કે નહિ, તેની તો હવે જ ખાતરી કરવાની હતી. પોતે તેના ગામના ગોંદરે આવી બેઠો છે,—હવે તેના ઘેર જ જશે! જો કુંવારી હશે તો, આ ભગવાં લૂગડાં તરત જ ફેંકી દેશે. કદાચ, દોડી આવીને એ જ ફાડીને ફેંકી દેશે,—પણ કુંવારી રહી હોય તો! પણ અટાણ સુધી, બાર માસ સુધી બેસી રહી હશે ખરી? ન યે બેઠી હોય, ન યે થોભી હોય.

આ સંસ્મરણુના પ્રવાહમાં—વિચારમાં તે ખેંચાયે જ જતો હતો—પણ હવે અટક્યો. પાછું ભાન આવ્યું કે પોતાને તરસ લાગી છે! પાણી પીધા સિવાય જરાય ચેન નહિ પડે. તે ઊઠ્યો અને કૂવા ઉપર ગયો. માગીને પાણી પીધું ને પાછો લીમડાની છાંયા નીચે આવ્યો. ક્ષણભર વિચાર કર્યો. સાથેની ઝોળી ઊંચકીને અંદર જોયું. અંદર એક બે ધોળાં લૂગડાં સાથે લીધાં હતાં તે અંદર હતાં. તે મણિ પાસે જશે, ને એ કુંવારી હશે તો આ ધોળાં લૂગડાં જ પહેરી લેવાનાં હતાં! હવે થોડી જ વાર હતી, હમણાં થોડીવાર પછી જ—'

પણ એ કુંવારી રહી હોય તો,—નહિતર, તો—

પણ હવે થોડી જ ગણીગાંઠી વાર છે. હમણાં બધું જ નક્કી—

*

બાવો ગામમાં પેઠો ત્યારે ઘણાં લોકો ટીકી ટીકીને તેને જોવા લાગ્યાં. કોઈને નામ દઈને ઘર પૂછ્યું.

ઘર બતાવ્યું તે રસ્તે થઈ ઠેઠ મણિના ઘેર જઈ ઊભો રહ્યો.

મણિ સામે જ ઊભી હતી. એકલી હતી ને ખેતરે જવા માટે માથે ભાત ઉપાડેલું હતું. બાવાને જોઈને તે થોભી.

ધનાએ પ્રથમ ધડકતા દિલે તેના હાથ ઉપર જ જોઈ લીધું. હાથ ઉપર સાદી બંગડીઓ હતી—પરણેતરના નિશાનરૂપે ચુડલો નહોતો. ધનાનું હૃદય હર્ષથી નાચી ઊઠ્યું. કુંવારી જ રહી હતી હજુ! અત્યાર સુધી પોતે નાહકનો ફફડી મર્યો! આવવામાં નાહકની આટલી વાર કરી! બિચારી રાહ જોઈને બેઠી હશે! બસ, બધા જ પ્રશ્નો હવે ઉકલી ગયા હતા! કાંઈ બાકી નથી હવે! ઝોળી દંડો બધું જ ફેંકી દઉં છું: ક્ષણભરમાં. પણ ધનાને, આવા આનંદના વચ્ચે થોડું ટીખળ કરવાનું મન થઈ આવ્યું. તે મનમાં ને મનમાં હસ્યો ને ઠાવકું મોં રાખી 'અલખ નિરંજન'નો સાદ દીધો ને સામે ઝોળી ધરી કહ્યું: 'દે દે ઇસિમેં ભીક્ષા!' ને ધનાએ મનમાં મનમાં જ વિચાર્યું: 'હજુ એવી ને એવી જ છે ને! એવી જ મારકણી આંખો, એ જ રૂડું રૂપાળું મોઢું ને એવો જ જોબનવંતો દેહ—'

મણિ બોલી: 'મહારાજ, બીજે જાવ, મારે ભાતનું મોડું થાય છે.'

ધનો સમજ્યો કે તે પોતાને ઓળખી શકી નથી. ધનાએ હસીને કહ્યું: 'બસ કે? ન ઓળખી શકી કે?'

મણિ ચમકી ને સામે તાકી રહી,—તેનો ચહેરો તરત આકળવિકળ થઈ ઊઠ્યો. ધનો સામે તાકી રહ્યો. એ જ જોબનવંતી અલ્લડ મણિ! મેળામાં મહાલતી એ જ મણિ! ધનાની આંખમાં અતૃપ્ત લાલસા સળગી ઊઠી. પોતાનેય લાગ્યું કે પોતાનું મન કાબુ બહાર જતું હતું. મણિ બાવાના મોઢા સામે જ તાકી રહી હતી. માથે ઉપાડેલું ભાત હતું, એક હાથ ભાતને પકડી રહ્યો હતો; બીજો હાથ અદ્ધર થયો ને સાથે સાથે તેની છાતીમાં હાંફ ને આંખોમાં ભય ઊપસી આવ્યો. ધનો સમજ્યો કે તે ઓળખી ગઈ છે, ને સાચેસાચ જ તે ઓળખી ગઈ હતી. પણ થયું જુદું જ. તે ઊભી હતી ત્યાંથી બે હાથ પાછી હટી ગઈ, હાથ કંપી ઊઠ્યો ને માથે ઉપાડેલું ભાત ધડાક કરતું ભોંય પડ્યું ને તે બોલતીકને–'ઓ બાપરે, રોયાની નજર તો જુઓ! બાવો થયો તો ય–'

દોડતી, હાંફતી, પાછું વાળીને જોયા પણ વગર પાસેના કોઈના ઉઘાડા ઘરમાં પેસી ગઈ.

બાવાજી સ્તબ્ધ થઈ ઊભા રહ્યા ક્ષણભર; ને પોતાની નજર એકાએક, પોતે પહેરેલાં ભગવાં ઉપર ગઈ ને ભારે નિસાસા સાથે બબડી જવાયું:

'કયે કાળ ચોઘડીએ ચડ્યા તે! રામ રામ કરો, હવે તો! જનમભર ઊતરી રહ્યાં! કરમે લખ્યાં ઈ જાય ચ્યાં!'





સત્યવતી ઝવેરી

# અંગકોર

હિંદી ચીન અને કંબોજ વિષે આપણે ઇતિહાસમાં બહુ થોડું ભણ્યાં હોઇશું. પણ ત્યાંના હિંદુ બ્રાહ્મણ રાજાઓએ, સદીઓ પહેલાં જે સંસ્કૃતિ સ્થાપી હતી તેનો અભ્યાસુ પરિચય આ પ્રવાસલેખમાં સુંદર રીતે રજૂ થયો છે. આ લેખને સારી રીતે સમજવા આ અંકના પૂંઠાની અંદરની છબીઓ મદદરૂપ થશે......

સાહસ જ જેના જીવનની પ્રેરણા હતી, એવા ભારતવાસીઓને સમુદ્રના અસીમ વિસ્તારો પણ ડરાવી શકયા નથી. પ્રાચીન સમયથી જ હિંદે વહાણવટામાં વિખ્યાતી મેળવી હતી, અને તેથી જ સાહસિક ભારતીઓએ ભારત અને અન્ય દેશો વચ્ચે સાંસ્કૃતિક અને વ્યાપારિક સંબંધ બાંધ્યો હતો.

વિશ્વના સંસ્કૃતિવિકાસમાં, અને તેમાંયે અગ્નિએશિયાની સંસ્કૃતિ ઉન્નત કરવામાં ભારતની સંસ્કૃતિએ મહત્ત્વનો ભાગ ભજવ્યો છે. પ્રાચીન યુગમાં પૂર્ણકળાએ પહોંચેલી હિન્દની સંસ્કૃતિની સુરભિ દુનિયાના દૂર દૂરના દેશોમાં ફેલાઈ હતી.

પ્રાચીન યુગમાં અપૂર્વ રાજકીય એકતા, રાજ્યવ્યવસ્થા, આર્થિક આબાદી અને ધર્મસહિષ્ણુતાને લીધે શાંતિ અનુભવતા ભારતે સર્વાંગી વિકાસ સાધ્યો. સાહિત્ય, કળા અને વિજ્ઞાનની પ્રગતિથી પ્રાચીનયુગ સંસ્કૃતિનો સુવર્ણયુગ કહેવાયો. પ્રગતિ અને ઉદારતાની આ વિજયગાથા ભારતના સાહસિક વેપારીઓ, સાધુઓ, પંડિતો તથા રાજકુમારો બીજે દેશોમાં લઈ ગયા કેટલાકે તો ત્યાં જઈને રાજ્યો પણ સ્થાપ્યાં. વિશાળ ભારત સ્થાપવાની ભારતના વીરોની આ મહાન પ્રવૃત્તિ ખાસ કરીને અગ્નિએશિયાના દેશોમાં ઇસુની પહેલી સદીથી લગભગ પંદરમી સદી સુધી ચાલુ રહી.

આ જ અરસામાં, એટલે ઇસુની પાંચમી સદીમાં કૌડિન્ય નામના હિન્દુ બ્રાહ્મણે હિંદી ચીનમાં રાજ્ય કર્યું હતું. હિંદી ચીનમાંના આ રાજ્યની પાસે કંબોજ નામનું એક બીજું હિન્દી રાજ્ય હતું. કંબોજના હિંદુ રાજાએ યશોધરપુરમાં (હાલના અંગકોરમાં) બંધાવેલું ભવ્ય મંદિર હજી પણ ત્યાં જ ઊભું છે. ભારતના યશસ્વી અને ગૌરવપ્રદ યુગના સુપ્રસિદ્ધ પ્રતીક અંગકોરને જોવાની ઇચ્છા કયા હિન્દીને નહિ થાય?

પ્રાચીન ભારતની વિદ્યા અને કળાના પ્રતીક અંગકોરને જોવાની અમારી ઇચ્છા ઘણી જ હતી. આખરે અમારી અભિલાષા પૂર્ણ કરતો એ દિવસ આવી પહોંચ્યો અને અમે બેન્ગકોકથી કમ્બોડીયા આવી પહોંચ્યા. લીલોતરી અને ઝાડીથી ભરપૂર આ ભૂમિમાં પણ આધુનિક સગવડતાવાળી અદ્યતન હોટેલ ફ્રેન્ચોએ બાંધી છે. પહોંચ્યાં એ જ દિવસે કેટલીયે આશાઓ અને ઊર્મિઓ સાથે બસમાં બેસી અંગકોર જોવા નીકળ્યાં. હિન્દની પ્રાચીન સંસ્કૃતિનો પરિચય અહીંયા પણ થશે એ વિચાર જ પૂરતો હતો. આ સુપ્રસિદ્ધ અંગકોરના વખાણ તો કેટલાયે સાંભળ્યા છે. આજે એ નજરે જોઈશ! કયારે ત્યાં પહોંચીએ અને એ ભવ્ય ઇમારત જોઈએ!

લીલી હરિયાળી ભૂમિ વચ્ચેથી બસ પસાર થતી હતી. આ હરિયાળી ભૂમિમાં એક સૂકું પાન પણ જોવા નથી મળતું. શું એવી જ હરિયાળી અને લીલી 'ખેમર'ની સંસ્કૃતિ હશે? એ જ 'ખેમર'ની ઉન્નતિનું, શક્તિનું પ્રતીક અને એ સંસ્કૃતિની ઝાંખી કરાવતું અંગકોર કુદરતના નાશવંત નિયમોની દરકાર કર્યા વિના અડગ ઊભા રહેલા આ અંગકોરને જોવાને મન ઉમળકાથી ઊભરાતું હતું.

આ વિચારમાળા અચાનક જ તૂટી—સામે બેહદ વિશાળ અને ભવ્ય આ શું? અવાક્ દિગ્મૂઢ કરતી આ વિશાળ અને ભવ્ય કૃતિના કર્તાની વિશાળતા અને ઉદારતાની કલ્પના કરવી પણ અશકય છે.

દૂરથી દેખાતી આ વિશાળતામાં શું શું ભર્યું હશે? એ વિચાર આવતાં એક ક્ષણ માટે ભયંકરતાનો ભાસ થાય છે. પણ છતાંયે ચિત્તને મુગ્ધ કરતી એની ભવ્યતા આપણને એના તરફ ખેંચ્યે જ જાય છે. ધીરે, ધીરે, ધીમી ગતિએ પગ અનાયાસે એ તરફ જ વળે છે.





બહારથી મુગ્ધ કરતા 'વાટ'ની અંદરનો અનોખો ભંડાર જોતાં તો આપણને એક જાતની ઘેલછા જ આવરી લે છે. ભંડાર અખૂટ છે, શું જોવું અને શું ન જોવું એ મૂંઝવણ ભારે છે, પગ સ્થગિત થઈ ગયા, પણ સમય ઓછો છે. સ્વસ્થ ચિત્ત કરી આગળ વધ્યા વિના છૂટકો જ નથી. પૌરાણિક દંતકથાઓને આલેખેલી જોતાં જ આશ્ચર્ય સાથે 'ખેમર'ના લોકોએ કઈ રીતે અને કેટલે અંશે હિંદુ ધર્મને અપનાવ્યો હતો, એ જાણવાની તીવ્ર કુતૂહલવૃત્તિ જાગૃત થાય છે. ખરેખર, ગોપાળોને રક્ષણ આપવા ગોવર્ધન પર્વત ઉપાડતાં ગિરિધારી, સમુદ્રમંથન કરતા દેવ અને દાનવો, ધ્યાનસ્થ શિવજીને ચલિત કરવાનો પ્રયાસ કરતા કામદેવ અને રામ-રાવણનું તુમુલ યુદ્ધ જોતાં જ, દેવો અને દાનવોની સૃષ્ટિને સર્જન કરનાર અદૃષ્ટ પણ ભક્તિમગ્ન શિલ્પી આત્માના દર્શન થાય છે.

ફક્ત દંતકથાઓ જ નહિ પણ ચારે બાજુથી ઘેરી લેતી ભરચક કારીગરી આપણને દિંગ અને મોહિત કરે છે. ઉપર નીચે, દરવાજા પર, બારી ઉપર, સ્તંભો ઉપર, ચારેબાજુ જ્યાં નજર કરો ત્યાં ખીલી રહેલ કળીઓ, હસતાં પુષ્પો, નાના છોડવાઓ, ગાલીચા અને ફૂલવાડીઓનો ખ્યાલ આપતી દમામભરી, નીત નવીન, વિવિધતાભરી કારીગરી જોતાં જ એના શિલ્પી પ્રત્યે અનહદ માન થયા વિના રહેતું નથી. આ ફૂલવાડીની વચ્ચે, એની સુંદરતા વધારતી પુષ્પસમ કમનીય રમણીને જોતાં જ સહસા બોલી દેવાય છે, 'અહા! કેટલું મનમોહક દૃશ્ય!'

એનાથીયે આશ્ચર્યમુગ્ધ કરે એવી છે ત્યાંની નૃત્ય કરતી અપ્સરાઓ, દેવાંગનાઓ અને નર્તિકાઓની મૂર્તિઓ. યૌવનમાં મલપતી આ યુવતીઓનો સુરેખ બાંધો, ચહેરા ઉપરના અનેકવિધ ભાવો અને એમનાં આભૂષણો જોતાં જ અંગકોરના દરબારની સુકુમાર યુવતીઓનો સાક્ષાત્કાર થાય છે. આવી અનુપમ સમૃદ્ધિના સર્જક શિલ્પીઓની કલ્પનાની અવધિનો ખ્યાલ તો જ્યારે આપણે નરકમાં પોતાના પાપનું પરિણામ ભોગવતા માનવીઓના હૃદયવેધક પ્રસંગો જોઈએ ત્યારે જ આવે છે.

વિષ્ણુને અર્પિત આ મંદિરના દરેક ઘાટમાં અને એકે એક રૂપમાં ભક્તિભાવ ભર્યો ભર્યો લાગે છે. ભક્તિ અને કળાની સમૃદ્ધિથી મુગ્ધ થયેલાઓને અમારા ભોમિયાએ કહ્યું કે ખેમરની સામર્થ્ય, ધીરતા અને ભક્તિની ઝાંખી કરાવતા અજબ અને અજોડ બીજાં ઘણાંયે પ્રતીકો હજી ઊભાં છે. એ સાંભળતાં જ દરેક જણ ત્યાં જવા પગભેર થયા.

અંગકોર થોમના પ્રચંડ દરવાજા, એનાથીયે ભયંકર લાગતી એના ઉપરની મૂર્તિઓ જોતાં એમ થાય છે કે 'ખેમર'ના રાજવીઓ અને આમજનતાએ પોતાની જાહોજલાલી અને સમૃદ્ધિ લૂંટવા આવતા દુશ્મનોને પોતાની શક્તિનું પ્રમાણ આપતાં કહેવું હશે કે, 'હુમલો કરો એના પહેલાં સંભાળજો, વિચારજો, તમારો જીવ જોખમમાં છે, કારણ, રુદ્રસ્વરૂપ ધારણ કરતા દેવો પણ અમારે પક્ષે છે.' અત્યારે તો નથી એ જાહોજલાલી, નથી એ સમૃદ્ધિ, પણ દુનિયાની કલાસૃષ્ટિની સમૃદ્ધિસમાં ખંડિયેરો આજે પણ ત્યાં ઊભાં છે. એ સમૃદ્ધ ખંડિયેરોનું રક્ષણ કરતા આ ખંડિયેર બનેલા દરવાજાઓ આજે પણ અંદર પ્રવેશ કરનારને ચોંકાવે છે.

ચારે બાજુની લીલોતરીની વચ્ચે આવેલ ખંડિયેરો જોતાં જોતાં બેયોનનું મંદિર ક્યારે આવે એની ઉત્સુકતા વધતી જાય છે. સાથે સાથે દુશ્મનોમાં ઈર્ષા ઉત્પન્ન કરાવતી જાહોજલાલીમાં રાચતા ત્યાંના રહેવાસીઓનું જીવન કેવું હશે, એ વિચાર આવતાં મન કલ્પનાના ઘોડે ચડે છે. પણ એ કલ્પનાસૃષ્ટિ ઝાઝો સમય નથી ટકતી. ભયાનક મુખાકૃતિવાળા ચૌમુખી મીનારાઓ નજરે પડતાં જ બધી કલ્પનાના ભુક્કે ભુક્કા થઈ જાય છે. એક ક્ષણ માટે તો આંખો પણ મીંચાઈ ગઈ.

આ તો નિર્દય રાક્ષસોની મુખાકૃતિઓ કે પછી અપમાનિત થયેલ દેવોની ભયંકર સ્વરૂપ ધારણ કરતી મૂર્તિઓ! રાક્ષસોનું મંદિર તો ન જ હોઈ શકે. તો

પછી 'ખેમર'ના સુખશાંતિમાં જીવન વીતાવતાં લોકોના કયા ગુના ઉપર અટ્ટહાસ્ય સમું સ્મિત કરતા આ ભયંકર મુખાકૃતિઓના ચૌમુખી મિનારા અહીંયા ઊભા છે? શા માટે જાહોજલાલીમાં રાચતાં અંગકોર થોમની મધ્યમાં જ આવા ભયંકર ચૌમુખા મિનારાઓની જરૂર પડી? આ બધા ભેગા થઈ કઈ મહત્ત્વની ગૂઢ બિના ઉપર આટલી ગહન મસલત ચલાવી રહ્યા છે?

પોતાની અગત્યતા ઓછી થતાં, સર્વશક્તિમાન રાજાની સર્વોપરી સત્તાની ઈર્ષા કરતા ધર્માધિકારીઓનું તો આ કામ નહિ હોય ને? એમ તો નહિ કહેવું હોય ને કે અભિમાની રાજાઓની કહેવાતી અથાગ શક્તિને ક્ષણભરમાં નષ્ટ કરી નાખે એવી શક્તિ છે આ રુદ્ર સ્વરૂપી દેવોમાં! કે પછી મોજમજામાં પડી પોતાની અવગણના કરતા લોકોના હૃદયમાં દેવોના કોપની ધાક બેસાડવા માટે ત્યાંના ધર્માધિકારીઓએ આવા પ્રયત્નો તો નહિ કર્યાં હોય ને? અનેક પ્રશ્નો ઊઠે છે અને છતાંયે આ ગૂઢ ભયંકરતાની પાછળના રહસ્યની સમજણ નથી પડતી. ગમે તે કારણ હો, પણ આ ભયંકર મુખાકૃતિઓ જોતાં ભય સાથે ઘૃણા જ ઉપજે છે.

સર્વશક્તિમાન દેવોના ભયંકર પ્રભાવની પ્રતીતિ કરાવતા બેયોનના દરવાજા, બારીઓ અને ભીંતો ઉપરની ઝીણવટવાળી કારીગરી સુંદર અને ઉમદા છે. આશ્ચર્યજનક તો છે એ સમયનો વર્તમાન બોલતી દિવાલો. કારણ, નથી ત્યાં પુરાણ, રામાયણ કે મહાભારતની દંતકથાઓ કે નથી ત્યાં સ્વર્ગનું સુખ અને નરકની વેદનાની કર્મકથાઓ. આનાથીયે આશ્ચર્યમુગ્ધ કરે એવી છે નૃત્ય કરતી મુકુટધારી ત્યાંની લલનાઓની મૂર્તિઓ. નૃત્યની ગતિ દર્શાવતા ઝાંઝરીયાળા પગ, સુંદર વળાંક લેતી અંગુલિઓ, સુંદર મરોડવાળી ડોક ઉપર ઝૂલતા હાર અને પાતળી કમર ઉપર શોભતા મણિબદ્ધ કંદોરા અને એમનાં અંગ પ્રસંગમાંની નૃત્યની ગતિ જોતાં થાય છે કે આ તો નૃત્યકળામાં નિપુણ બનેલી અંગકોરની લલનાઓ કે પછી દૈવી અપ્સરાઓ!

બેયોનના આ મંદિરની ભયજનક પ્રચંડ મૂર્તિઓ, આમજનતાની લોકકથાઓ અને મુગ્ધ કરતી નર્તિકાઓની મૂર્તિઓની ગોઠવણી જોતાં એના પાછળ રહેલા રહસ્યનો વિચાર કરતાં કરતાં અમે અંગકોર થોમના 'મેન સ્કેવર' પર આવી પહોંચ્યા. અહીંયાની ઈમારતોની ઉમદા બાંધણી જ નહિ પણ એને સુશોભિત કરતી ઝીણી કારીગરી પણ આકર્ષક અને મોહક છે. વિલક્ષણ અને ચિત્રવિચિત્ર કારીગરી જેટલી મોહક છે તેટલી જ અહીંયાની મૂર્તિઓ ભાવભીની છે. દિવાલો ઉપરની એકધારી, અનેક જાતની કોતરણી ઘણીવાર તો ગમ્મત પડે એવી જોતાં મન ઉમળકાથી ઉભરાય છે. કોઈ કોઈ ઠેકાણે તો રતિમાત્રની પણ જગ્યા કોતર વિનાની નથી. સારીયે દિવાલો દેવ, દેવીઓના, રાક્ષસોના, હાથી–ઘોડાના સરઘસો, સવારીઓ અને લડાઈઓથી ગતિમાન થયેલી છે.

ઘણે ઠેકાણે મોટાં મોટાં ઝાડ અને ઈમારતો એવાં સંકળાઈ ગયેલાં છે કે ઈમારતો ચિત્રયુક્ત લાગે છે. એકવાર એવો પણ વિચાર આવે છે કે પહેલાં ઝાડ હતાં કે પહેલી ઈમારત હતી, કે પછી ઈમારતોને ચિત્રયુક્ત બનાવવા ઝાડ વચ્ચે વચ્ચે રાખ્યાં હશે- જગ્યા અતિરમણીય, સુંદર અને હરિયાળી લાગે છે. પણ બીજી જ ક્ષણે જેમાં પોતાનો પ્રાણ અને લાગણીઓ ભરેલી છે એ ઈમારતોની આવી અવદશા? ખરેખર, દુઃખ થાય છે— અહીંયાની સરકાર એને સાચવવા ખાસ પ્રયત્ન કરતી હોય એવું લાગતું નથી.

આટલી સદીઓને અંતે જ્યારે આપણે આ બોલતી દિવાલો જોઈએ છીએ ત્યારે લાગે છે કે જડને જીવંતરૂપ આપવાની કળા હસ્તસિદ્ધ થઈ હશે. જડ પથ્થર અને લાકડાંને જીવંત કરવા અહીંયાના કારીગરોએ ફક્ત મહેનત જ નહીં પણ પોતાના પ્રાણ, ઊર્મિઓ અને લાગણીઓ અંદર પૂરેલાં છે. કલ્પિત સ્વપ્નને સંગીત અને જીવંતરૂપ આપનાર એ અમર આત્માઓને હજાર વાર નમન.

✶





**પ્રો. હસિત બૂચ**

# એક જ દિવસમાં

આ નાટકના પહેલાં બે દૃશ્યો ગયા અંકમાં વાંચીને વાચકોની પકડ જમાવી ચૂકેલા આ એકાંકીના અંત વિષેની અનેક વાચકોની ઇંતેજારી વધી પડેલી તે આ અંકે પૂરી થશે. આવું શરૂથી તે અંત સુધી એકધારી પકડ જમાવતું એકાંકી આપવા બદલ લેખકે અનેક વાચકોના ધન્યવાદ મેળવી લીધા છે...

[ ગતાંકથી પૂરું ]

: દશ્ય ત્રીજું :

**સ્થળ :** વકીલ રતુભાઈનું પહેલા દશ્યવાળું જ દિવાનખાનું :

**સમય :** સાંજના સાડા છ-સાતનો સુમાર.

[ પડદો ખૂલે છે ત્યારે, વકીલ રતુભાઈ ડાબી બાજુની એક સોફા-ખુરશી પર આરામથી બેસી છાપું જોતા જણાય છે. એમણે અર્ધી બાંયનું મલમલનું બદન ને ધોતિયું પહેર્યું છે. ]

રતુભાઈ: (છાપું ખોળામાં રાખી, ઘડીઆળ જોતાં) હજી...હંસા ન આવી! ઈન્ટરવ્યૂ લાંબો ચાલ્યો હશે? પણ...આટલી બધી વાર? (પાછું છાપામાં મોં નાખી, કંઈક વધુ આસાયેશથી વાંચે છે.)

ગોરધનદાસ : (પ્રવેશતાં) સાહેબ... કંઈ ઈન્ટરવ્યૂના સમાચાર?

રતુભાઈ: (છાપું વાળતાં) ગોરધનદાસ? આવ્યા? શું ખબર છે?

ગોરધનદાસ : આવી ગયાં હંસાબેન?

રતુભાઈ: હેં? ખબર પડી? શું થયું?

ગોરધનદાસ : સાહેબ, હું પણ્ણા કેમીકલ વર્કસની કચેરીએ થઈને જ આવ્યો! ત્યાં તો કોઈએ કંઈ જ ન કહ્યું! કનુભાઈ પણ નહોતા!

રતુભાઈ: મેનેજર મી. રાવ નહોતા? આપણું નામ દેવું 'તું ને!

ગોરધનદાસ : રાવસાહેબ હોય તો તો સીધો જ ચાલ્યો જાત અંદર, સાહેબ! એ તો સીધા બીલીમોરિયાસાહેબ સાથે ડાકબંગલે—

રતુભાઈ: ઑફિસના પેલા ટાઈપીસ્ટ ભીડેને—

ગોરધનદાસ : એ હતા...પણ કહે 'એમનાથી કૉન્ફીડેન્શીઅલ રાખ્યું છે'! પણ...રતુભાઈસાહેબ, વાત નક્કી જ. હંસાબેન જ—

રતુભાઈ: (ઊભા થઈ જઈ) એમ? કેમ જાણ્યું?

ગોરધનદાસ : સાહેબ, મારો અંતરાત્મા કહે છે ને!

રતુભાઈ: (બેસી પડતાં) ઓહ!

ગોરધનદાસ : (ઝોળીમાંથી કાઢી બતાવતાં) સાહેબ, હું તો મારા તરફથી શેર પેંડાની આ છાબડીય—

રતુભાઈ: (ઠંડે અવાજે) પહેલાં ખબર તો આવવા દો! (ગોરધનદાસ છાબડી પાછળના એકાદ ટેબલ પર મૂકે છે અને પછી અંદર જાય છે તે દરમિયાન) તમે ગોરધનદાસ, આવા જ ઉતાવળિયા રે'વાના! જાણો છો ને, આજનો ઈન્ટરવ્યૂ જરા ભારે છે! બીજા તો ઠીક, પેલો રાજકોટનો ભગીરથ શુકલ! હા, એ છે લાયક જ...ના, પણ મી. પટેલ અને પંડ્યા છે ને?

[ પાછું છાપું હાથમાં લે છે. છગનકાકા આવે છે. એમનો વેશ પ્રથમ જેવો જ; વધારામાં માત્ર કપાળે તિલક કર્યું છે. ]

છગનભાઈ: (પ્રવેશતાં ઊભા રહી) કાં, રતુભાઈસાહેબ? કાંઈ ખબર?

રતુભાઈ: (એમને બેસાડતાં) આવો! ખબરની જ રાહ જોઉં છું! હંસા હજી ઘેર નથી આવી! કનુભાઈ આવી ગયા ઘેર? એમણે કંઈ—

છગનભાઈ: ઈ હમણાં જ આવ્યો! ઈ જાણતો હોય તો આમ ખાલી હાથે હું આવું? ઈ તો કે'તો 'તો, 'આજ બધું જ બહુ ખાનગીમાં—'

[ ગોરધનદાસ પાણી લાવે છે...બન્નેને આપે છે. ]

રતુભાઈ: (પાણી પીને પવાલું પાછું આપતાં)



છગનકાકા, બીલીમોરિયાસાહેબ જેમ તેમ ચાલવા દે એવા નથી!

ગોરધનદાસ : સાહેબ, એમની આગળ તો મી. રાવ પણ મીણ જેવા—

રતુભાઈ: થઈ જ જાયને! બીલીમોરિયા મીઠા ખરા, પણ ચોખ્ખાય એવા જ!

ગોરધનદાસ : થોડી કસર જુએ, તો ય ધૂળ જ કાઢી નાખે!

છગનભાઈ: ઈ બધું ઠીક! પણ ઈમાં આપણું શું રંધાયું? કાંઈ ખબર લાવો ને!

રતુભાઈ: ઑફિસમાં તો કોઈ કંઈ જ કહેતું નથી ખરું, ગોરધનદાસ?

ગોરધનદાસ : હા...સાહેબ...મને એમ, કે હંસાબેન ઘેર આવી ગયાં હશે!

રતુભાઈ: ઈન્ટરવ્યૂ પછી કદાચ બીજા ઉમેદવારો સાથે રેસ્ટોરાંમાં—

ગોરધનદાસ : સાહેબ, તો તપાસ કરી આવું?

છગનભાઈ: ગોરધનદાસ, પેલા પંડ્યાસાહેબના મકાને જ જાવ ને!

રતુભાઈ: હા...હા...ને એ ન મળે, તો મી. પટેલનો બંગલો સરોજિની રોડ પર જ—

છગનભાઈ: રતુભાઈસાહેબનું નામ દેજો!

ગોરધનદાસ : એમાં કહેવું નહીં પડે...છગનકાકા, હમણાં ખબર બધી વાતની! પંડ્યાસાહેબને તો હુંય ઓળખું...સાહેબ, જઉં હું?

રતુભાઈ: એમ કરો...સહેજ દૂર છે! રીક્ષા જ લઈ લેજો—

ગોરધનદાસ : સારું સાહેબ! છગનકાકા, તમે બેસજો .. હમણાં જ આવું છું!

[ગોરધનદાસ જાય છે. છગનભાઈ એમને જોઈ રહે છે. માથેથી ફેંટો બાળવીને નજીકની ખુરશીએ મૂકે છે. રતુભાઈ વકીલ ઊઠીને આમતેમ ધીમા ધીમા આંટા મારે છે.]

રતુભાઈ: છગનકાકા, મને થાય છે કે સારા ખબર હોય તો તો સામેથી જ—

છગનભાઈ: સારા જ હશે...તમે નાહક ફિકર માથે રાખો છો તો!

રતુભાઈ: (ઊભા રહી) પણ ધારો...પેલો રાજકોટનો ભગીરથ શુક્લ જ—

છગનભાઈ: ઈ વાતમાં માલ નથી! પણ કેમીકલ-વાળાનેય કાલ સવારે તમારું કામ જ પડવાનું ને?

રતુભાઈ: પણ એ Ph. D. છે! છાપાંનો અનુભવ-

છગનભાઈ: આપણો કનુભાઈ કે'તો 'તો...પહેલાં હંસાબેનને બોલાવ્યાં...ને છેલ્લે આ રાજકોટના શુકલને!

રતુભાઈ: હંસા બહાર નીકળી ત્યારે—

છગનભાઈ: કનુભાઈએ કહ્યું, બહાર આવ્યાં ત્યારેય ખુશખુશ હતાં!

રતુભાઈ: એમ? ત્યારે તો સારું જ હશે! બહુ લાગણીપ્રધાન છે એ!

છગનભાઈ: ફોઈબાને પૂછોને...કહી ગયાં હોય એમને-

રતુભાઈ: ના રે...ફોઈબા પણ રાહ જોઈ જોઈને હમણાં જ કથામાં ગયાં!

છગનભાઈ: કથામાં? અરે, હું જ મંદિરેથી આવ્યો ને! ત્યાં તો ન જોયાં—

રતુભાઈ: ફોઈબાને હજાર લફરાં...રસ્તામાં ક્યાંક બજાર કરવા રોકાણાં હોય!

છગનભાઈ: રતુભાઈસાહેબ, બૈરાં વગર ઘરનું ઠેકાણું જ ન પડે, હોં...હું તો હજી કહું છું...આ નોકરી-બોકરીનું ઠીક...હંસાબેનનું ક્યાંક સારું જોઈને-

રતુભાઈ: હા...પણ હમણાં તો આ ઈન્ટરવ્યૂની જ ફીકર—

છગનભાઈ: (ઊભા થઈ) ફીકર? શું છે તે? ને ધારો, કે હંસાબેન પસંદ ન થયાં...પેલો રાજકોટનો પસંદ થયો...તો ય તમારે શી ખોટ—

ઋતુભાઈ: ખોટ તો...હા, હંસાની એવી આશા જ તૂટી પડે ! પણ કેમીકલ વર્કસમાં પબ્લીસીટી ઑફિસરની જગા તો કાકા, સારી જ...આ અત્યારની નોકરી તો મારા ભાઈ ઠીક !

છગનભાઈ: ( બેસતાં ) તમારી ભણેલાઉંની વાતું જ નોખી !

ઋતુભાઈ: ( બેસતાં ) કાકા...આ ભગીરથ શુક્લ છોકરો તો લાયક...

છગનભાઈ: નાતે...

ઋતુભાઈ: નાત તો એક જ...હા ગોળ જુદો...જોયે ત્યારે તો દેખાવેય...

છગનભાઈ: ભલા સાહેબ...તો પછી હંસાબેનનો દાણો તો ચાંપી જોવો જુવે ને ?

ઋતુભાઈ: એ તો મને હમણાં જ સૂઝ્યું, કાકા ! પણ હા...યાદ આવ્યું...હંસા એમ. એ. માં પાસ થઈ, ત્યારે એના પર ભગીરથે કાગળ—

છગનભાઈ: ( ટટાર થતાં ) હેં ? સ્યો...વાતે કરતા નથી ?

ઋતુભાઈ: એમાં, કાકા, વાત શું કરું ? એટલા પરથી કંઈ એનું મન ખબર પડે ? ને...કાકા, સાચું કહું ? નંદશંકરભાઈના ઘરની સ્થિતિ સાવ—

છગનભાઈ: ઋતુભાઈસાહેબ, એમ જોવું તો જોવે જ...પણ હા, એ નંદશંકરનાં વહુ, આ છોકરાની મા—

ઋતુભાઈ: હા...આવ્યાં ત્યારે હંસા કે'તી 'તી, કે બહુ માયાળુ લાગ્યાં ! કાકા, આ વિચાર વહેલો આવ્યો હોત તો...

છગનભાઈ: આ તો હંસાબેન પસંદ કરે...ને પેલો—

ઋતુભાઈ: શું થાય ? આ તો ઇન્ટરવ્યૂ કહેવાય...જે લાયક લાગે—

[ ગોરધનદાસ આવે છે... ]

છગનભાઈ: આવ્યા ગોરધનદાસ ! કાં, કાંઈ સારા ખબર—

ગોરધનદાસ: પંડ્યાસાહેબ ને પટેલસાહેબ...કોઈ ન મળ્યું ! બન્ને બીલીમોરિયાસાહેબના મુકામે જ ચાપાણી માટે—

ઋતુભાઈ: ત્યારે તો ત્યાં બધું નક્કી—પણ હંસા ?

ગોરધનદાસ: એ તો ન મળ્યાં ..પણ વીણાબેન મળ્યાં !

ઋતુભાઈ: વીણાબેન ? ઠીક...હંસાની બેનપણી...કાકા, પેલા વિપુલભાઈ નહીં ? કોઓપરેટીવ બેંકના મેનેજર...

છગનભાઈ: હા...ઓળખ્યા, ઓળખ્યા !

ઋતુભાઈ: એમનાં વહુ...સ્નેહલગ્ન કર્યાં છે એઓ...

ગોરધનદાસ: એ અહીં જ આવે છે—

ઋતુભાઈ: કોણ આવે છે ? વીણાબેન ?

ગોરધનદાસ: હા...કે'તાં 'તાં કે સમાચાર બહુ જ સારા છે...હું નહોતો કે'તો, સાહેબ ! મારો અંતરાત્મા જ—

છગનભાઈ: ઋતુભાઈસાહેબ અમથા ફીકર કરતા 'તા...લ્યો, ગોરધનદાસ, મીઠું મોં કરાવો...મેં તો આશીર્વાદ આપેલા જ—

ઋતુભાઈ: કાકા...થોડી રાહ તો જોઈએ...કંઈ જાણીએ—કહીએ પછી—

છગનભાઈ: ગોરધનદાસ, તમેય હરખઘેલા જ તો ! પૂરું પૂછી લેવું જોવે ને ?

ગોરધનદાસ: કહે કે 'હું જ આવું છું !' બહુ પૂછ્યું તો કહે 'કોઈબાય ત્યાં જ છે !'

ઋતુભાઈ: કોઈબા ? ક્યાં ?

ગોરધનદાસ: વીણાબેનને ત્યાં...હંસાબેન સીધાં એમને જ ઘેર—

છગનભાઈ: હા...માણું કંઈ કળાતું નથી, ઋતુભાઈસાહેબ !

ઋતુભાઈ: ત્યાં શું કરવા ગઈ ? અહીં આપણો જીવ—

[ વીણા પ્રવેશે છે...ઋતુભાઈ ઊભા થઈ જાય છે...વીણાએ સુંદર બનારસી પાલવનું સેલું પહેર્યું છે...અંબોડે વેણી નાખી જ છે...પ્રસન્ન સ્ફૂર્તિ એની ગતિમાં છે. ]

વીણા: વકીલકાકા...સારા ખબર લાવી છું...બોલો, શું ઇનામ ?



રતુભાઈ: તું બેસ તો ખરી...આ બધો ઠઠારો શેનો છે? પહેલાં અમને ખબર તો આપ—

છગનભાઈ: રતુભાઈસાહેબ, ક્યારના અદ્ધર જીવે જ—

ગોરધનદાસ: બેન, હંસાબેન પસંદ થઈ ગયાં ને?

વીણા: (બેસતાં) પસંદ થઈ જ જાય ને? કોણ છે? મારી બેનપણી—

છગનભાઈ: લો, સાહેબ, અમથા જીવ બાળતા 'તા ને—

ગોરધનદાસ: સાહેબ, મારો અંતરાત્મા ક્યારનો કે'તો 'તો જ—

રતુભાઈ: વીણા! બધી વાત કર...ક્યારથી ઓર્ડર...

વીણા: તમે હા કહો ત્યારથી જ...

રતુભાઈ: હું કહું ત્યારથી! કૉલેજ છોડી, તો ય હજી તું તો એની એ—

ગોરધનદાસ: સાહેબ, હું તો કે'તો 'તો જ—

છગનભાઈ: તમે સાંભળો તો ખરા, ગોરધનદાસ! બેન, હંસાબેન ને ફોઈબાય તમારે ત્યાં જ છે—

વીણા: તમારે બધાયે પણ આવવાનું જ છે! આવો સારો પ્રસંગ—

રતુભાઈ: તું તો જાણે લગન આવ્યું હોય એમ—

વીણા: વકીલકાકા, તમે કેમ જાણી ગયા?

રતુભાઈ: શું? શું જાણી ગયો?

વીણા: તો તમે જાણતા જ નથી? લ્યો, બધી જ વાત કરું!

છગનભાઈ: કહોને, બેન! ઈ બીલીમોરિયાસાહેબે શું પૂછ્યું...હંસાબેને કેવા જવાબ આપ્યા... ઓર્ડર આપ્યો કે નહીં...

ગોરધનદાસ: ઑફિસમાં તો કોઈએ કંઈ કહ્યું નહીં!

વીણા: કાકા...પંડ્યા કેમીકલના પબ્લીસીટી મેનેજરની જગાએ તો ભગીરથ શુકલ—

રતુભાઈ-છગનભાઈ: (ઊભા થઈ જઈ) હેં?

ગોરધનદાસ: હોય નહીં બેન...નાહક શું કામ વકીલસાહેબને—

રતુભાઈ: (બેસી જઈ) બેન...આવી તે મશ્કરી...

છગનભાઈ: તમે તો સારા ખબર કે'તાં 'તાં...(બેસે છે.)

વીણા: (ઊભી થઈ) વકીલકાકા...તમેય શું? સારા સમાચાર જ છે...મેં કહ્યું ને, તમે હા કહો તો—

ગોરધનદાસ: વીણાબેન, હવે વાત—

વીણા: લ્યો...કહું...વકીલકાકા, એ જગા પર તો ભગીરથભાઈ જ પસંદ થયા છે..પણ—

છગનકાકા: ભગીરથભાઈ? તમે ઓળખો છો એને?

વીણા: એય મારે ત્યાં જ છે...પણ વકીલકાકા, હંસાબેને એ પહેલાં જ ભગીરથભાઈને પસંદ કરી લીધા—

રતુભાઈ: (ઊભા થઈ જઈ) હેં?

છગનભાઈ-ગોરધનદાસ: હેં?

વીણા: (બેસતાં) હા...ભગીરથભાઈને કંપનીએ ત્રણસોથી નીમ્યા...બીલીમોરિયાસાહેબ બહુ ખુશ... વકીલકાકા, તમે બેસો! તમારા આશીર્વાદ લેવા તો મને મોકલી છે...ફોઈબાનેય ગમ્યું છે!

રતુભાઈ: પણ...પણ...વીણા, આ બધું—

વીણા: આજ બપોરે જ હંસાબેને મને કહ્યું!

રતુભાઈ: હંસાએ? તને કહ્યું? શું?

છગનભાઈ: વીણાબેન, મને બહુ ગમ્યું આ...છોકરો તો સારો ને? ભણેલો તો છે જ...જગા પણ સારી મળી—

રતુભાઈ: વીણા, આ બધું કેમનું—

વીણા: વકીલકાકા...હું બપોરે શુભેચ્છા કહેવા આવેલી...

છગનભાઈ: હા...

ગોરધનદાસ: સાહેબ, તમે કોર્ટમાં ગયા ત્યારે જ—

વીણા: વાતમાં ને વાતમાં હંસાએ આ વાત કરી મને...રાજકોટથી આવી પછી એનું મન ભગીરથ-

ભાઈ માટે જ—

રતુભાઈ: હેં? મને તો કોઈ દહાડો–

છગનભાઈ: ઈ તો ઈમ જ હોય, રતુભાઈસાહેબ! (હસે છે.)

વીણા: મને કહે...અહીંની જગા માટે તો નક્કી જ થઈ ગયું છે...પણ તું જા...બીલીમોરિયાસાહેબને હકીકત કહે—

રતુભાઈ: બીલીમોરિયાસાહેબને? તું ક્યાંથી ઓળખે?

વીણા: એમની સાથે રોટરીના ડિનરમાં મળેલી એકાદવાર...મેં પહેલાં તો ના જ કહી...આવી સારી જગ્યા ..આવો પગાર—

રતુભાઈ: મૂરખ છોકરી!

છગનભાઈ: ઈ શું બોલ્યા તમે? ડાહી કહો, ડાહી... હવે તો કાંઈ સમજો!

ગોરધનદાસ: બેન, બીલીમોરિયાસાહેબ તો બહુ કડક–

વીણા: તેથી સ્તો...એમને મેં બધું કહ્યું...

છગનભાઈ: શું? શું કહ્યું? કે—

વીણા: કે અહીં તો બધું અગાઉથી નક્કી જ—

રતુભાઈ: વીણા, તેં જાતે જ—

વીણા: સારા માટે ને? હંસાએ જ કહેલું...વકીલકાકા, ભગીરથભાઈ Ph. D.!...

રતુભાઈ: (ઊભા થઈ) હં...પછી શું થયું?

વીણા: બીલીમોરિયાસાહેબે કહ્યું કે 'હું તો Merits જ જોઈશ... I have no local interests!'

છગનભાઈ: એટલે? બેન, હું અભણ છું હોં...

વીણા: કાકા, તમે ગણેલા તો લાગો છો જ...વકીલકાકા, બીલીમોરિયાસાહેબે ફાઈલ તો જોયેલી જ... કહે કે 'હું યોગ્ય હશે તે જ કરીશ!'

ગોરધનદાસ: બહુ કડક માણસ—

વીણા: સારું થયું ને? વકીલકાકા, મારે ત્યાં બધાં છે...હંસાબેન, ફોઈબા, ભગીરથભાઈ...હંસાબેન ને ભગીરથભાઈ બન્નેની ઈચ્છા—

છગનભાઈ: રતુભાઈસાહેબ, ઊઠો! ઊઠો! બેન, મારા આશીર્વાદ તો ક્યારના...ઈમાં આ જાણ્યું, તો તો બેવડા—

વીણા: વકીલકાકા, જોડી એવી આદર્શ, એવી મળતેમળતી—

છગનભાઈ: બેઉ ભણેલાં, સમજુ, ખાનદાન...

રતુભાઈ: વીણા...નંદશંકરભાઈનેય આ બાબત—

વીણા: એમની ના વળી હોય? આવી સારી કન્યા...

રતુભાઈ: તો પણ...

વીણા: ટ્રંકકૉલ કરી લીધો છે, વકીલકાકા; એમણેય આશીર્વાદ—

રતુભાઈ: હેં? ટ્રંકકૉલ પણ—

છગનભાઈ: ઈ તો ભાઈ, જવાનિયાં ભેગાં મળ્યાં, એટલે હાઉ! લ્યો, ગોરધનદાસ, હજી રાહ કોની જુઓ છો? ગળ્યાં મોં કરાવો બધાનાં...

વીણા: વકીલકાકા...તમે હજી...

રતુભાઈ: ગોરધનદાસ...પેંડા લાવ્યા છો ને? ચાલો, હમણાં તો ચાલશે...કરાવો બધાનું મોં ગળ્યું... પણ, વીણાબેનને ત્યાં તમે સીધા જ આવો... આઈસ્ક્રીમનું કરતા આવજો...

વીણા: વકીલકાકા...વકીલકાકા...આજ તો સોનાનો દિવસ...

છગનભાઈ: અરે, બેન, આ તો બહુ સારા સમાચાર...

રતુભાઈ: (ગોરધનદાસ પેંડા આપે છે, તે વીણાને આપતાં) લે...પહેલી તું જ...વીણા ..હજી ખરું ઈનામ તો બાકી હોં...ગોરધનદાસ, જલદી કરો... રીક્ષામાં જ જજો...છગનકાકા તમેય ચાલો... ટેક્સીમાં જઈએ...સગાઈ જાહેર કર્યાની વધાઈની તને વીંટી આપીશ...સમજી?

વીણા: ના...ના...વકીલકાકા...તમે હા કહી, એ જ મોટું ઈનામ...

રતુભાઈ: અરે, ચાલે કે? ચાલો...હવે જલદી



'સેવકરામ'

# અજ્ઞાનતા, જડતા કે લાચારી!

ચોમાસુ એટલે રોગની ઋતુ. કીચડ થાય, મચ્છર થાય, ચાંચડ થાય અને એમાંથી મેલેરિયા થાય. ઝાડા થાય, શરદી પણ થાય, માણસની માંદગીનું તો જાણે સમજ્યા. એમાં માણસ માંદો પડે, ઘરગથ્થુ ઉપચારોથી કે અમુક મુદત પછી પણ તે સારો થાય. પણ ગામડામાં ઢોરનો રોગચાળો શરૂ થાય છે એને પહોંચાતું નથી. આ બાજુ ઢોરનો રોગ શરૂ થયો છે. આ ઉપદ્રવમાં બેચાર દિવસની માંદગી ભોગવી ઢોર મરવા પડે છે.

શરૂમાં ઢોરને મોં આવે છે. પછી તેમાંથી કંઈ ખાઈ શકાતું નથી. મોંમાં ફીણ આવે છે. તેના પગ અને શરીર ખેંચાય છે. ખેડૂતો ચિંતામાં પડી જાય છે. શું કરવું તે કોઈને સૂઝતું નથી. હું એક ગામમાં ગયો ત્યાં આવા રોગનો ઉપદ્રવ ફેલાયો હતો. બેએક ઢોર મરી ગયાં હતાં. એટલે ખેડૂતોના જીવ તાળવે આવ્યા હતા.

અને આવે જ ને! ભેંસ કે બળદ મરે એટલે ખેડૂતને ચારસોથી પાંચસોની ચોટ. તેને ઢોર વગર ચાલે નહિ. ગરીબ ખેડૂત એવો માર કઈ રીતે સહી શકે? ઢોરને કઈ રીતે બચાવવાં એ સૂઝે નહિ. રોગ પકડાય નહિ. એટલે માતાજીનો કોપ થયો છે એમ વાતો થવા લાગી. માતાજીને રીઝવવા અણોજો પાળવાની મુખીએ જાહેરાત કરી. ત્રણ દિવસ સુધી બળદને હળે ન જોડાય. ઢોરનું છાણુ ન વળાય. ત્રણ દિવસ સુધી ઢોરને આરામ.

ગામડાંઓમાં નિરક્ષરતાને કારણે જે અજ્ઞાનતા અને અંધકાર વ્યાપે છે તેને આ લેખમાળા આબેહૂબ રજૂ કરે છે. તેને દૂર કરવાનો આપણો આશય જ્યારે વધશે અને સરકાર પણ કમર કસશે ત્યારે જ એ બધું દૂર થશે......

આરામની વાત તો સારી છે. પણ છાણુ ન વાળવાની રીતથી તો ગામમાં ગંદકી વધી પડી. મચ્છર વધી પડ્યા. ઢોરની સાથે માણસો બિમાર થાય એવી ગંદકી ગામમાં ફેલાઈ ગઈ.

મને થયું કે આમાં તો ઉલટાં ઢોર વધારે માંદાં પડશે. તેના રોગનો કંઈ ઈલાજ તો કરાવવો જોઈએ કે નહિ? એટલે હું ગામના મુખીને અને થોડાક આગેવાનોને મળ્યો.

'પણ તમે નક્કી તો કરો કે આ કયો રોગ છે?'

'સેવકરામ, આમાં કયા રોગનું નામ આપવું? માતાજીનો કોપ છે, બીજું શું?'

અને ત્યાં તો કેટલીયે વૃદ્ધ જીભો બોલવા લાગી:

'ધરમ જેવું હવે રહ્યું નહિ પછી ભગવાન શું કરે!'

'માણસની કરણી બગડી ત્યારથી આ બધું બગડવા માંડ્યું છે.'

'સો વાતની એક વાત, આપણાં પાપ આપણને નડે છે.'

'પણ રોગની દવા કરાવ્યા સિવાય કંઈ રોગ મટે? આપણે ઢોરના ડૉકટરને બોલાવીએ! તેને દેખાડીએ. આમ વહેમમાં તો ઉલટાં ઢોર ગુમાવીશું.' મેં ભારપૂર્વક કહ્યું. ત્યાં તો મને ઠપકો આપતા હોય તેમ લોકો તૂટી પડ્યા:

'અરે સેવકરામ, જોજો તમે ડૉકટરનું લાકડું ઘાલતા.

---

જઈએ...છગનકાકા, તમે ઘેર જરા કહી આવો... મોડું થાય તો...વીણા...હુંય કપડાં પહેરી લઉં... ગોરધનદાસ, જલદી કરજો, સમજ્યા?

[ત્રણે એક પછી એક જાય છે.... ]

વીણા: હાશ...પસંદગીય થઈ...ને મહોર પણ વાગી ગઈ...હંસા, હંસા, તું નસીબદાર તો ખરી...એક જ દિવસમાં બધું પાર...( બેસે છે.)

[ પડદો પડે છે ]



હવે તો બધું 'માતાજીને સોંપી દીધું છે. અણોજો પાળવાનું નક્કી કર્યા પછી ડૉકટરને બોલાવીએ તો માતાજી કોપે.'

આવી અજ્ઞાનતા હોય ત્યાં ડૉકટરની કે દવાની કે ઈંજેકશનની વાત તેમના ગળે કઈ રીતે ઉતારવી!

આ રોગ આ એક જ ગામમાં નહોતો. બાજુનાં ત્રણ ચાર ગામમાં પણ આ જ બૂમ હતી. એટલે હું ત્યાં ગયો. બધે ઢોરને મોં આવતાં હતાં. ઘાસ ખાઈ શકાતું નહોતું. એટલે હું દોડ્યો તાલુકાના ઢોરના ડૉકટર પાસે. તેમની આગળ આ રોગચાળાની વાત કરી. ઢોરને શું થાય છે એની વિગત સમજાવી. ડૉકટર માટે આ રોગ નવો નહોતો. તેમણે કહ્યું કે ચોમાસાના ઘાસમાં જીવાત હોય છે. એમાં કેટલીક ઝેરી જીવાત ઢોરના મોંમાં આવે છે ત્યારે આવું થાય છે. તેમ ચરવામાં કોઈ છોડ એવો આવ્યો હોય તોયે આમ બને. તેના માટેના ઉપચારો પણ શોધાયા છે. એ માટે ખાસ ઈંજેકશનો પણ તૈયાર કરવામાં આવ્યાં છે. ઘી પાય તોયે ઝેર ઊતરી જાય.

પછી તો એ ડૉકટરને લઈ હું ત્રણ ચાર ગામ ફર્યો. લોકો આ દવા ન કરાવે. માને નહિ. માતાજી કોપે એવું બહાનું બતાવે! જેમ તેમ કરીને લોકોને સમજાવ્યા. થોડાંક ઢોરને ઈંજેકશન અપાવ્યાં. બીજાંને દવા આપી. ડૉકટરે કેટલીક સૂચનાઓ આપી.

એમ અમે ચાર ગામમાં તો ઉપચાર કર્યો. પણ પેલા અણોજો પાળીને બેઠા હતા તે માનતા નહોતા. અણોજો પાળ્યો તોયે ત્રણ ઢોર મર્યાં. બીજાં ઢોર માંદાં હતાં. છેવટે જેમ તેમ કરીને દબાવી, સમજાવીને ઈંજેકશન આપ્યાં. દવા કરાવી ત્યારે ઢોર બેઠાં થયાં.

જે ગામડાંઓમાં આવી અજ્ઞાનતા હોય ત્યાં અંધકાર વિદારવાની કેટલી જરૂર છે! આ લોકો પાસે જ્ઞાનનો દીવડો લઈને કોણ જશે?

*

હું બેઠો બેઠો રેંટિયો કાંતતો હતો ત્યાં એક ભાઈ મારી પાસે આવ્યા. તેમની સાથે એક છોકરો હતો. નમસ્તે કરીને તે બેઠા. હું તો કાંત્યે જતો હતો. કંઈ કામ હશે તો જ આવ્યા હશે એમ માની મેં કહ્યું:

'બોલો, કંઈ કામ હતું?'

'હા, કામ તો છે જ તો. તમે એટલું કામ કરો તો અમારા આ મફતનું ભવિષ્ય સુધરી જાય.'

'શું કામ છે એ તો કહો?'

'જુઓને, અમારી ઉપાધિ. મફત આ સાલ મેટ્રિક પાસ થયો. એને માર્કસ પણ સારા આવ્યા છે. એને આગળ ભણવું છે પણ મારી પાસે પહોંચ નથી. એનું કૉલેજનું ખર્ચ હું કઈ રીતે ઉપાડી શકું?'

હું ચૂપ રહ્યો. તેમની સામે જોયા સિવાય કાંત્યે જતો હતો. એટલે તેમણે કહ્યે રાખ્યું:

'ખેતીનાં વર્ષ કેવાં આવે છે એ તો તમે જાણો છો. સેવકરામ! આવાં નબળાં વર્ષમાં કેમ પૂરું કરીએ છીએ એ તો અમારું મન જાણે છે. એમાં છોકરો લઈ મંડ્યો છે કે મારે ભણવું છે. હું તે એને કઈ રીતે ભણાવું? મહિને ને મહિને એને પાંત્રીસ ચાલીસ, તો જમવાનું ખર્ચ આવે. ફી અને ચોપડીઓ તો જુદી. એ બધાને હું ગરીબ માણસ કઈ રીતે પહોંચી શકું! એટલે એને લઈને તમારી પાસે આવ્યો છું. સેવકરામ! તમે કહો એમ કરીએ.'

હું શું કહું? આ સલાહ લેવા આવેલા ભાઈને એકવાર, એકવાર કેમ, એક વર્ષ પહેલાં જ હું સલાહ આપવા સામે પગલે ગયો હતો. ત્યારે એમણે મારી એકે વાત માની નહોતી. એમની સ્થિતિ નરમ છે એ હું જાણું છું. તદ્દન સામાન્ય સ્થિતિનાં ખેડૂત છે. કદાચ માથે દેવું પણ હશે. છતાં ગયા ઉનાળામાં તેમના આ મફતના લગ્ન પ્રસંગે જ તેમણે મોટર દોડાવી હતી. એ મોટર દોડાવવાના છે એ જાણી હું તેમને મળવા ગયેલો.

'સાંભળ્યું છે કે તમે મફતની જાન મોટરમાં લઈ જવાના છો.'



'શું કરીએ સેવકરામ, છૂટકો થાય એવું નથી.'

'કેમ છૂટકો થાય એવું નથી?'

'અમારા ભાઈઓ લઈ બેઠા છે કે સૌ મોટર દોડાવે છે તો તું યે દોડાવ. નહિ દોડાવે તો બૂરું દેખાશે'

'વેવાઈનું ગામ કેટલા માઈલ દૂર હશે?'

'હશે પાંચેક ગાઉ દૂર.'

'તો વેલ જોડીને ન જવાય! પાંચ ગાઉ જાનૈયાથી નહિ ચાલી શકાય?'

'ચાલી તો શકાયં ને! પણ આ તો મોટર જોઈને પગ ભાંગ્યા છે. સેવકરામ! એમ તો મોટર દોડવવાનો કાંઈ હરખ થાતો નથી. પણ બધું ના છૂટકે કરવું પડે છે. અમારા વેવાઈને પણ એમ છે કે વાહ વાહ દેખાય એવું કરજો.'

'મોટર દોડાવશો એટલે વાહ વાહ કહેવાશે?'

'અમારે તો બળ્યો આ ચાલ થઈ પડચો છે. બધાયે જાન મોટરમાં લઈ જાય છે એટલે હું એકલો શું કરું!'

'આપણી સ્થિતિ ન પહોંચતી હોય તો આપણે દેવું કરીને મોટર ન દોડાવવી. બધાંને કહી દેવું કે હું મોટર દોડાવવાનો નથી.'

'ભઈસાબ મારા એકલાથી તો શેં કહેવાય! એ તો બધા ભાઈઓ ના કહે તો એ કામ બને.'

મેં એ ભાઈને ઘણીયે હિંમત આપી. ઘણા સમજાવ્યા. આ ખોટું ખર્ચ છે. એટલા પૈસા તમે છોકરાને ભણાવવામાં ખર્ચો. તમે સારાં કપડાં તો પહેરી શકતા નથી, ઘી દૂધ ખાઈ શકતા નથી ને શીદને આવું ખર્ચ કરો છો? એની જરૂર પણ નથી. પણ એમનામાં ચીલો તોડવાની હિંમત ન આવી. રૂઢિ આગળ, કુટુંબીઓ આગળ એ લાચાર હતા.

મેં મફતને બોલાવીને પણ ઘણું કહેલું. મેં એને એમ પણ કહેલું કે મોટર દોડાવશો તો હું પરણવા નહિ આવું એવી હઠ લેજે. પણ એયે પાણીમાં બેસી ગયો. તેના લગનમાં મોટર દોડી. વાજતે ગાજતે તે પરણી આવ્યો. 'વાહ...વાહ...' કહેવડાવવામાં સારા એવા પૈસાનું પાણી થયું.

એ જ પિતાપુત્ર ભણવાની મદદ માગવા નીકળ્યા હતા. એ ભાઈ એમની વાત કરી રહ્યા એટલે મેં ધીમેથી પૂછ્યું:

'તમે કહો છો કે વર્ષ નબળાં આવે છે. પાસે પૈસા નથી તો પછી તે દિવસે મોટર દોડાવવાના પૈસા કયંથી આવ્યા હતા?'

'સેવકરામ! એ વાત તો કાઢશો જ નહિ. ભઈસાબ અમારે વ્યવહારમાં રહેવું પડે. માનતા હોઈએ કે ના માનતા હોઈએ તોયે એટલું તો કરવું જ પડે.'

'ઠીક, પણ એ વ્યવહાર પાછળ કેટલું ખર્ચ થયું હશે?'

'મોટરની વાત કરો છો ને? મોટરવાળાને દોઢસો ગણી આલવા પડચા.'

'એ દોઢસો તમે મફતને આપો તો એની એક વર્ષની તો ફી નીકળી જાય ને! જો તમને મોટર દોડાવવાના પૈસા મળ્યા તો ભણાવવાના કેમ મળતા નથી?'

'એયે ક્યાં મળ્યા? દેવું કરીને લેવા પડચા. મફતના લગન પેટે ચારસો વ્યાજવા ઊપાડચા ત્યારે.'

'તો પછી મફતને ભણાવવા કેમ વ્યાજવા ઊપાડતા નથી? છોકરો ભણવામાં હોંશિયાર છે. ચાર વર્ષમાં ગ્રેજ્યુએટ થશે તો એ જ વ્યાજ સાથે પૈસા ભરી દેશે. તો શીદને વ્યાજવા પૈસા લઈ એને ભણાવતા નથી?'

એ ભાઈ લાચાર થઈ ગયા. ગલ્લાં તલ્લાં કરવા લાગ્યા. શું બોલે! શું ખુલાસો કરે! અને ગામડા ગામના લોકોમાં આ જ લાચારી દેખાઈ છે! અજ્ઞાનતા અને વહેમ પાછળ ગજા ઉપરનું ખર્ચ કરશે અને પછી જિંદગીભર એવું દેવું ભરવા કાળી મજૂરી કરશે. રીતરિવાજોમાં જ આ લોકો નીચોવાઈ રહ્યા છે. કોઈ બુદ્ધિથી વિચારતા નથી કે આ તે વ્યાજબી ખર્ચ કહેવાય કે ગેરવ્યાજબી!

એનો પિતાને પડતાં મૂકી મેં મફતને પૂછ્યું :

'કેટલા ટકા માર્ક આવ્યા છે?'

'સડસઠ ટકા.'

'એમ! કઈ લાઈનમાં જવું છે?'

'સાયંસમાં.'

'તારા બાપા ન ભણાવે તો શું કરીશ?'

થોડીવાર મફતે જવાબ ન આપ્યો. મેં ફરીથી એ સવાલ કર્યો એટલે તેણે કહ્યું,

'ભણવું તો છે જ. ના ભણાવે તો પછી શું કરું? તમે એમને કંઈ કહો એ માટે તો તમારી પાસે લઈ આવ્યો છું.'

'તે દિવસે તેં મારું કહ્યું કર્યું હોત તો એટલું દેવું તો ઓછું થાત ને!' તાર તૂટી ગયો. એને સાંધતાં સાંધતાં મેં કહ્યું, 'જો મારી સલાહ છે કે તારે ભણવું. તારા માર્ક્સ સારા છે. કૉલેજમાં વધુ મહેનત કરીશ તો હજીયે માર્ક્સ સારા આવશે તો કૉલેજમાં માફી મળશે. બીજી પણ મદદ મળી રહેશે અને જો ખૂટે તો દેવું કરીને પણ લેવા. ભણીશ તો જ એ દેવું ભરવાનીયે તારામાં હિંમત આવશે. નહિ તો કદી આગળ આવી શકીશ નહિ.'

મફત બે માઈલ ચાલીને ભણવા જતો હતો. પાછી ખેતી પણ કરતો હતો. છતાં તેને આટલા સારા માર્ક્સ આવ્યા હતા. એટલે મને થયું જો આ છોકરાને ભણવાની યોગ્ય તક મળે તો જરૂર તેનું ભવિષ્ય ખીલી ઊઠે. એટલે તેને અને તેના પિતાને પ્રોત્સાહિત કર્યા. થોડીક મદદ અપાવવાની અને એક બે જગ્યાએ ભલામણ કરવાની પણ તેમને ખાત્રી આપી. એટલે મફતે ફૉર્મ ભરી દેવાનો નિર્ણય કર્યો.

એ ઊઠ્યો ત્યારે તેના પગમાં હરણના જેવો તરવરાટ અને ઉમંગ ઊછળતો હતો.

*

એક યુવાન એક સાંજના આવી ચડ્યા. તેમના ગામમાં હું અવારનવાર જતો એટલે વરસાદ, ખેતીવાડી વગેરેના સમાચાર પૂછ્યા. એ બધી વાત પતી ગઈ એટલે એ ભાઈએ મને કહ્યું :

'સેવકરામ! એક બાબતમાં તમારી સલાહ લેવા આવ્યો છું.'

'બોલો, શું વાત છે?'

'વાત એમ છે કે દસેક દિવસ પહેલાં મારી બાનું અવસાન થયું. એમની ઉંમરે સીત્તેરેક વર્ષની હશે. એ મરી ગયાં એટલે અમારા કુટુમ્બીઓએ કહ્યું કે ડોશીને સિદ્ધપુર લ્યો. મને સિદ્ધપુર લેવાનો રિવાજ ગમતો નહોતો.

'એક તો સિદ્ધપુર અમારા ગામથી પૂરા તેર ચૌદ ગાઉ થાય છે. પંદરથી વીસ ડાઘુ લેવાના. એ બધાને સિદ્ધપુર આવવાનો હરખ તો લાડુ ખાવા મળે એનો હોય છે. બાકી આવા ચોમાસાના કામના દા'ડે કુણ નીકળે! તોયે એ લોકોએ દબાણ કર્યું કે ડોશી તો ઘરડું પાન કહેવાય! એમને તો સિદ્ધપુર લેવાં જોઈએ.'

'હું ડોશીને સિદ્ધપુર લઉં, ત્યાં જઈ ડાઘુઓને લાડુ જમાડું. ખોટું ખર્ચ કરું. એ મને ઠીક લાગતું નહોતું. છતાં મારે પરાણે ખેંચાવું પડ્યું. અને મારા ઘેરથી પણ દબાણ થયું એટલે ડોશીને સિદ્ધપુર તો લીધાં.

પણ હવે બધા લઈ મંડ્યા છે કે ડોશીને સિદ્ધપુર લીધાં એટલે ડોશી પાછળ બારમું કરવું જોઈએ. મરણ પાછળ શીરો (જમણ) કરવું એ તો જંગલી રિવાજ છે. હું બારમાનો વિરોધી છું. મેં ઘસીને ના પાડી કે હું કોટી ઉપાયે બારમું તો નહિ કરું. પણ એ લોકો માનતા નથી. હવે કહે છે કે ગામનો રિવાજ છે કે જેને સિદ્ધપુર લીધાં હોય તેની પાછળ તો બારમું કરવું જ જોઈએ.

'જો હું ન કરું તો એ લોકો મારું છાશપાણી બંધ કરે છે, આ સંજોગોમાં મારે શું કરવું?'

'તમે બારમું ન કરો તો તમારો બહિષ્કાર કરે?'

'હા, આ તો અજ્ઞાન લોક છે. કહેશે દેવું કરીને પણ તું બારમું કર. મારે તો પ્રભુકૃપાથી દેવું કરવું પડે



ડૉ. શિવપ્રસાદ ત્રિવેદી

# ગર્ભાધાન

ખૂબ જ કુદરતી રીતે થતી પ્રક્રિયા વિષે પણ આપણો મોટા ભાગનો વર્ગ ખૂબ અજ્ઞાન છે ત્યારે આવા મહત્ત્વના વિષયની આવી સરળતાભરી છણાવટ કોઈ અધિકારી કલમે કરે છે ત્યારે મોટો ફાળો ગણાય છે. અહીં રજૂ થતી માહિતીઓમાં જે વિગતસભરતા ભરી છે તે દરેકને એકધારી ઉપયોગી અને પૂરેપૂરી માહિતી પૂરી પાડશે જ......

પુરુષનો શુક્રકોષ સ્ત્રીના બીજકોષમાં પ્રવેશે અને એને ફલિત કરે એ ગર્ભાધાન છે.

સ્ત્રીનો બીજકોષ ગોળાકાર અને કદમાં અતિ સૂક્ષ્મ છે. એનું કદ ૧/૨૦૦ ઇંચનું છે. આ વાક્યના છેડે મૂકેલા પૂર્ણવિરામ જેટલું એનું કદ છે. આંચળવાળાં બધાં પ્રાણીઓ વ્હેલ ઉંદર અને સ્ત્રી—દરેકનાં બીજકોષ સરખા કદનાં હોય છે. એટલાં સૂક્ષ્મ કે વીસ લાખ જેટલાં એક ચમચામાં સમાય. તે પાણી જેવા દ્રવ્યનું હોવાથી એનો કોઈ રંગ નથી. એને પાંચસો ગણું મોટું બનાવી જોઈએ તો એની રચના દૃશ્યમાન થાય છે. વચમાં કાળી દ્રાક્ષના જેવડા કદનું આસપાસના પ્રવાહી કરતાં ઘટ્ટ અને ઘેરું બીજ હોય છે. બીજમાંય વધારે ઘેરું (Dark) બિંદુ હોય છે. એમાં ચોવીસ ક્રોમોસોમો (રંગતંતુઓ) આવેલાં છે. કીડા આકારના ક્રોમોસોમ ધોળા અને કાળા પટ્ટાઓથી અંકિત હોય છે. બીજકોષમાં સૂક્ષ્મ પ્રમાણમાં સ્ટાર્ચ પ્રોટિન અને શર્કરાનો ખોરાક હોય છે. જે એના પોષણ માટે પાંચ દિવસનો ભંડાર છે. ફલિત થયા બાદ બીજકોષ ગર્ભાશયની દિવાલને વળગે છે અને પછી એમાંથી પોષણ મેળવે છે.

ક્રોમોસોમોમાં માળાના મણકાની જેમ જેને (gene) વળગેલા છે. સંખ્યા ત્રણેક હજાર જેટલી હોઈ શકે. ચોક્કસ સંખ્યા કોઈ જાણી શક્યું નથી. આ જેને અને શુક્રકોષના જેને એકઠા મળી બાળકના આંખ અને વાળનો રંગ, જાતિ, જડબાનો ઘાટ અને દેહનો ઘાટ નક્કી કરે છે.

બીજકોષ બીજગ્રંથિમાંથી આવે છે. સ્ત્રીના દેહ વિષે

---

એમ નથી. પણ આવા કુરિવાજ પાછળ હું શા માટે પાઈયે ખર્ચ કરું ?'

'એ લોકો બહિષ્કાર કરે તો તમે શું કરશો ?'

'એ જ મૂઝવણ છે ને ! એટલે તો હું તમારી પાસે આવ્યો છું. તમે આવીને ગામને ન સમજાવો ?'

અને હું એ ભાઈની સાથે બીજા દિવસે તેમના ગામ ગયો. ગામલોકોને ભેગા કરી વિગતથી વાત કરી. પણ શરૂમાં તો કોઈ માને નહિ. વાતચીતમાં કહ્યું:

'એ તો અમારો રિવાજ છે. બારસું કર્યા વગર તે કંઈ ચાલતું હશે !'

મેં એમને કહ્યું, ગામમાં નિશાળ નથી. વૉટરવર્ક્સ નથી. સારા રસ્તા નથી. એની પાછળ ખર્ચવા પાઈયે મળતી નથી. ને બારમા પાછળ નાના ગામમાં પણ પાંચથી સાત હજારનો ધુમાડો થાય છે. તો એ પૈસા જો ગામના શાળાફંડમાં એકઠી કરો તો સરકાર એટલા આપે. એમાંથી તમારી શાળા થાય. વૉટરવર્ક્સ થાય. શા માટે એનો લાભ લેતા નથી ?'

કેટલાકને પેલા ભાઈ કોરા છટકી જાય એનું દુઃખ હતું એટલે એક જણાએ કહ્યું:

'એ બારસું ન કરે તો શાળાફંડમાં પાંચસો લખાવે છે ?'

મારી પહેલાં જ એ ભાઈએ પાંચસોને બદલે સાતસો લખાવ્યા. પછી તો લોકોનો રોષ ઓછો થયો. સમસ્ત ગામ પાસે મરણ પાછળનું બારસું બંધ કરવાનો ઠરાવ કરાવ્યો.

આ એક હિંમતવાળો યુવાન નીકળ્યો. એમાં આખા ગામને નવી દિશા મળી. નવો માર્ગ મળ્યો. હવે ચારેક વર્ષમાં એ ગામમાં શાળાનું સ્વતંત્ર મકાન થશે એ નક્કી. બીજાં ગામડાં પણ આ માર્ગે ચાલે તો કેવું સારું.

★

પેઢુના પોલાણમાં બે બીજગ્રંથિઓ આવેલી છે. બદામ જેવા ઘાટની બીજગ્રંથિ દોઢ ઇંચ લાંબી હોય છે. બે બીજગ્રંથિઓમાંથી ફક્ત એકમાંથી રજોદર્શન શરૂ થયા પછી ચૌદમા દિવસે એક બીજકોષ બહાર પડે છે. સ્ત્રી જ્યારથી ઋતુમતી થાય ત્યારથી તે ઋતુ સમાપ્તિના સમય સુધી દર માસે આવું બને છે. બીજ બહાર પડ્યા પછી ચૌદમા દિવસે રજોદર્શન શરૂ થાય છે. બેમાંથી એક બીજગ્રંથિ કામ ના કરતી હોય કે શસ્ત્રક્રિયા દરમિયાન કાઢી લીધી હોય તો બાકી રહેલી એક બીજગ્રંથિ સરસ રીતે કામ ઉપાડે છે.

બીજકોષમાંથી છૂટેલું બીજકોષ પેઢુના પોલાણમાં છૂટું પડે છે. પ્રવાહીથી ધકકેલાતું તે બીજવાહક નલિકાના છૂટા છેડાના પહોળા મુખમાં પ્રવેશે છે. ગર્ભાશયના ઉપલા છેડાથી બન્ને પડખે બીજવાહક નલિકા ફંટાય છે. ચાર ઇંચ લાંબી અને એકતૃતિયાંશ ઇંચ જાડી બીજવાહક નલિકાઓ ડાબી અને જમણી બીજગ્રંથિ ઉપર આવી ગોઠવાય છે. બીજવાહક નલિકાઓ સીધી નથી હોતી પણ ગુંચળાં અને આમળાં વળેલી હોય છે. એના મુખ ઉપર આવેલા વાળની ગતિને લીધે નલિકા પણ ગતિમાન બને છે. નલિકાની તાલબદ્ધ અનુક્રમિક વધતા સંકોચનને લીધે બીજકોષ નલિકામાં આગળ વધે છે. અંધારી હુંફાળી અને સ્નિગ્ધ બીજવાહક નલિકા બીજકોષના જીવન માટે સુરક્ષિત જગા છે. નલિકાની માંસપેશીઓની ગતિ, પ્રવાહોની તાણ અને નલિકાના સૂક્ષ્માતિસૂક્ષ્મ વાળોની ગતિના આધારે બીજકોષની નલિકામાં ગતિ થાય છે. પેઢુમાં છૂટું પડ્યા પછી બાર કલાકના ગાળામાં બીજકોષ બીજવાહક નલિકાની અધવચમાં આવી પહોંચે છે. જો ગર્ભાધાન થવાનું હોય તો બીજવાહક નલિકાની મધ્યમાં બીજકોષ અને શુક્રકોષનો ભેટો થાય છે. ફલિત થયા બાદ બીજકોષ ગર્ભાશયમાં આવે છે.

બીજકોષ અને શુક્રકોષ બન્ને એકકોષી છે. પણ એમની લાક્ષણિકતાઓ નોખી છે. શુક્રકોષના માથા કરતાં બીજકોષ ચાલીસગણું મોટું છે. બીજકોષને આપમેળે ચાલવાની ગતિ નથી જ્યારે તરવરીયું શુક્રકોષ આઠ મિનિટમાં એક ઇંચનો પંથ કાપવાની ગતિ ધરાવે છે. શુક્રકોષના ઇંડાકાર માથામાં બીજ, ચોવીસ ક્રોમોસોમો અને ત્રણ હજારથી વધારે જીન્સ હોય છે. માથા પછી ડોક અને પૂંછડી આવે છે. માથા કરતાં નવગણી લાંબી પૂંછડી સદા હાલતી રહે છે. જેના પરિણામે શુક્રકોષ ગતિમાન થાય છે. શુક્રકોષ પ્રવાહીમાં બે દિવસ પર્યંત પૂરતા વેગથી તરતું રહી શકે છે. આવું સખત કામ ઉપાડનારા આટલા સાદા અને નાનકડા જીવનો સૃષ્ટિમાં બીજો જોટો નથી.

સંભોગ વખતે પુરુષના એક વીર્યસ્રાવમાં આવેલા ત્રીસથી એંસી કરોડ શુક્રકોષો સ્ત્રીની યોનીમાં જમા થાય છે. વીર્યસ્રાવ પછી મિનિટ સુધી તો શુક્રકોષો ગતિ વિનાના પડી રહે છે. મિનિટ બાદ તેમનામાં શક્તિ ઉભરાય છે અને એમની યાત્રા શરૂ થાય છે. એમને જવાનું છે ગર્ભાશયની ગ્રીવા (Cervix) ઉપર. અહીં ગર્ભાશયમાં પ્રવેશવા માટેનું સૂક્ષ્મ દ્વાર આવેલું છે.

માત્ર થોડા જ શુક્રકોષો આ મુકામ ઉપર પહોંચી શકે છે. મોટા ભાગના તો યોનીના પાછલા ભાગમાં વીર્ય પડ્યું હોય ત્યાં ગોળ તરતા કે આમતેમ ગતિ કરતા પડી રહે છે. યોનીની અમ્લતામાં લાખો નાશ પામે છે તો લાખો પોષણ વગર કે કપરા સંજોગોને લીધે મરી જાય છે. કેટલાક સશક્ત જીવતા રહે તે આગેકૂચ કર્યે રાખે છે. પણ આમાંયે ચાર કલાક જેટલો સમય વીતી જતાં તેઓ થાકી જઈ છેવટે મૃત્યુ પામે છે. યોનીના પ્રતિકૂળ વાતાવરણમાં શુક્રકોષો થોડા કલાક જીવે છે.

શુક્રકોષોને બીજકોષને ભેટવા માટે સાત ઇંચનો પ્રવાસ ખેડવાનો છે. યોનીની પેશીઓની ગડો એને પર્વતારોહણ જેવી થઈ પડે છે તો યોનીના સ્રાવો જલધોધના સામા પ્રવાહમાં તરતા રહેવા જેવા દુષ્કર થઈ પડે છે. જીવતા રહેલા થોડા શુક્રકોષો આવા અંતરાયો ઓળંગી ગર્ભાશયની ગ્રીવા સુધી આવી પહોંચે છે.



હજુયે પણ એમને લાંબો પંથ ખેડવાનો છે. ગર્ભાશયનું પોલાણ અને બીજવાહક નલિકા મળી ત્રણ ઇંચથી વધારે અંતર થાય છે. ગર્ભાશયમાં પ્રવેશેલા શુક્રકોષો-માંથી અડધા ખોટી નલિકામાં પ્રવેશે છે. એ નલિકા કે જેમાં બીજકોષ ના હોય.

બીજવાહક નલિકામાં પ્રવેશેલા શુક્રકોષોને તરત આફ્તોનો સામનો કરવાનો રહે છે. નલિકાના પ્રવાહીની ગતિ અને બીજકોષને ગર્ભાશય ભણી ધકેલતી નલિકાની માંસપેશીની ગતિ એમની વિરુદ્ધ હોવાથી શુક્રકોષોને સામા પ્રવાહે જવાનું હોય છે. નલિકાના સંકોચનને લીધે બીજકોષ પણ ગબડતું અને અથડાતું રહે છે. વળી તે નલિકાની માંસપેશીઓની ગડમાં ક્યાંય અટવાઈ પડેલું હોય છે. સેંકડો શુક્રકોષો એની પાસે કે એની આગળ ક્યાંય એની શોધમાં રખડતાં હોય છે. સૂક્ષ્મ નાજુક શુક્રકોષોમાં આટલો શ્રમ ઊઠાવવાની તાકાત શેમાં ભરી પડી હશે!

સાનુકૂળ સંજોગોમાં કોઈ શુભ પળે કરોડોમાંથી માત્ર એક વીર્યવાન શુક્રકોષ બીજકોષને ભેટવા સામર્થ્યવાન અરે, નશીબદાર નીવડે છે. બીજકોષને ભેટવું સહેલું પણ નથી. એની ઉપર આવરણનું પડ હોય છે. શુક્રકોષ હ્યાલુરોનીડેઝ નામના પાચક રસ વડે એ આવરણને ભેદે છે. આ પછી શુક્રકોષ અને બીજકોષનો ભેટો થાય છે. શુક્રકોષનું ઇંડાકાર માથું બીજકોષમાં પ્રવેશે છે. માથું પ્રવેશ્યા બાદ પૂંછડી નાશ પામે છે. બરાબર આ વખતે બીજકોષની દિવાલમાં અજાયબ ફેરફારો યોજાય છે તેથી બીજા શુક્રકોષથી તે ભેદી શકાતી નથી. બીજકોષના બીજમાં (Nucleus) શુક્રકોષનું બીજ ભળે છે. બન્ને બીજનું અદ્વૈત સધાય છે. નવું બીજ બને છે. આ થાય છે બીજકોષનું ફલિનીકરણ અગર તો ગર્ભાધાન.

આ બધી લીલા બાર કલાક જેટલા સમયમાં પૂરી થાય છે.

મહિના દરમિયાન માત્ર પાંચ જ દિવસો ગર્ભાધાન થવા માટે અત્યંત-સાનુકૂળ છે. રજોદર્શન શરૂ થતા પહેલાંના બારમાથી સોળમા દિવસો વચ્ચેનો આ સમય છે. બીજકોષ વધારેમાં વધારે ચોવીસ કલાક જીવે છે તો શુક્રકોષની લાંબામાં લાંબી જિંદગી બોંતેર કલાકની છે. ફલિત થયેલું બીજકોષ કલાકની રેતીની શીશી જેવો આકાર ધારણ કરે છે. જે ત્રીસ કલાક બાદ છૂટા પડીને બે કોષો બને છે. પચાસ કલાકે એ કોષો ફાટીને ચાર બને છે, સાઠ કલાકે ચારમાંથી આઠ બને છે. આ પ્રક્રિયા ચાલુ રહીને ત્રીજા દિવસના અંતે બત્રીસ કોષો થાય છે. પછી આમાંથી અબજો કોષો બની બાળકનો દેહ બંધાય છે.

★

શરીરમાં લોહી વધારવા માટે અત્યંત ઉપયોગી એવું વિટામિન બી-૧૨ નામનું કિંમતી પ્રજિવક હવે તળાવના કાદવમાંથી પણ બનાવી શકાશે. લેતવિયાના વૈજ્ઞાનિકોએ તળાવના તળિયે જામેલ ચીકણા કાદવમાં આ પ્રજિવકના અસ્તિત્વને શોધી કાઢ્યું છે. આ રીતે તૈયાર કરેલું વિટામિન સો ગણું સસ્તુ પડે છે.



ચલચિત્રોની ફિલ્મ વખત જતાં ઘસાઈ જાય છે ત્યારે એને ફરી છાપવાનું કામ ઘણું મુશ્કેલ અને ખર્ચાળ બને છે. પરંતુ આ સવાલને લેનિનગ્રાદના એક 'કિનેપ' નામના કારખાનાએ એક ખાસ પ્રકારનું સ્વયંચાલિત યંત્ર બનાવીને સફળતાપૂર્વક ઉકેલ્યો છે.

આ યંત્રમાં માથાના વાળ જેટલા પાતળા ધાતુના તારની ખાસ પીંછીઓ રાખવામાં આવી છે, તે ફિલ્મને સાફ કરે છે. એક ખાસ પ્રકારનું રાસાયણિક દ્રાવણ ફિલ્મ પરના ડાઘા, કચરો વગેરે સાફ કરે છે. એસીટોન અને ખાસ પ્રકારની કાચની તકતીઓ ફિલ્મને બરછટ કે ચમકતી સપાટી બનાવે છે. ફિલ્મ ક્યાંય તૂટી હોય તો યંત્ર આપોઆપ અટકી જાય છે અને તેને સાંધી લેવામાં આવે છે. યંત્રની અંદર ફિલ્મ સાફ કરવાની આ બધી ક્રિયાઓ એની મેળે થાય છે. આ યંત્ર દ્વારા કલાકે ૧૦૦૦ થી ૧૨૦૦ ફીટ ફિલ્મ નવી બનાવી શકાય છે.





સરલા જગમોહન

# પ્રતીક્ષા

એક નારીના પ્રેમ-વિશ્વાસની આ કહાણી છે એ તો આપણે માની લઈએ. પણ આ નારી ભારતીય નારી નથી ત્યારે તો ખરેખર આ વાર્તા વાંચીને મોંમાં આંગળાં જ નાખી ઊઠીએ. ભારતીય સંસ્કૃતિને વરેલી એ નારીનો પતિ ભારતનો હતો એ એક જ કારણ કેમ જાણે પૂરતું ન હોય!...

બપોરના બેએક વાગ્યા હશે. જમી પરવારીને હું આરામખુરશીમાં જરા આડી પડી હતી ત્યાં તો મારા બારણા પર કોઈકે ઘંટડી મારી. હું ઊઠું તે પહેલાં મારો નોકર બારણે દોડી ગયો અને આવીને એણે એક કવર હાથમાં મૂક્યું. કવર પરના અક્ષરો નવા હતા કે નહીં? પણ ના—બહુ જ પરિચિત હતા એ અક્ષરો. આજથી વીસેક વર્ષ પહેલાં તો તે જોતાં હું ધરાતી જ નહીં. પણ વચ્ચે વીસ વર્ષોનો ગાળો પડી ગયો હતો. એ દરમ્યાન મેં એ અક્ષરોને અને તેના લખનારને કયે દિવસે યાદ કર્યાં નથી? એક દિવસ પણ મારા પતિ આનંદની સ્મૃતિ મનમાં ન આવી હોય એવું બન્યું નથી. આ બધાં વર્ષો દરમ્યાન, સવારે બપોરે અને સાંજે, જાગતાં અને સ્વપ્નામાં મેં આનંદને યાદ કર્યા કર્યો છે એટલું જ નહીં; પણ એણે મને એક બાળકની ભેટ આપી છે તેનું પણ મેં જાળવી જાળવીને જતન કર્યું છે. અને આજે વીસ વર્ષે જેને ફરી મળવાની મેં આશા જ છોડી દીધી હતી એનો મારા પર પત્ર હતો!

એક પળ તો મારી આંખ સામે એ અક્ષરો ઝાંખા પડી ગયા. આંખની સામે આછો પડદો આવી ગયો. જાણે મેં આંખો લૂછી અને પત્ર ખોલીને વાંચવા માંડ્યો. અંદર લખ્યું હતું:

'પ્રિય એન્જેલા,

આ પત્રથી તને નવાઈ લાગશે. આ બધાં વર્ષોમાં મેં તારી કોઈ ખબર લીધી નથી અને હવે આજે હું તને યાદ કરું છું! તને ક્રોધ તો નહીં આવે ને? પણ એન્ટોનિયો અને માર્જરી અહીં આવીને મને મળ્યાં પછી હું લખ્યા વિના રહી શકતો નથી. આ વચ્ચેનાં વર્ષોમાં મેં તને કેમ યાદ ન કરી તે ન પૂછીશ. થોડા વખતમાં જ આપણે મળવાનાં છીએ. ત્યારે તને બધું કહીશ. પણ તે દરમ્યાન એક વાત માટે તો મારે તારો આભાર માનવો જ જોઈએ. તું અદ્ભુત સ્ત્રી છે, એન્જેલા! તને ભૂલી જનાર આનંદની સ્મૃતિને તેં તારા મનમાં જીવન્ત રાખી છે તે જ એક બહુ મોટી વાત છે. પણ તેમાંયે વળી આપણા પુત્ર એન્ટોનિયોને તેં ઉછેર્યો, ભણાવ્યો ગણાવ્યો અને પરણાવ્યો; એટલું જ નહીં પણ તારા પ્રેમ-પાત્ર આનંદને માટે એના મનમાં પણ તેં આદર કેળવ્યો તે તો ગજબ જ કરી નાખી. એરોડ્રોમ પર એન્ટોનિયો મને ભેટ્યો ત્યારે હું પુરુષ છું તો પણ મારા હર્ષાવેશને હું રોકી શક્યો નહીં અને મારી આંખો ભીની થઈ આવી. એન્જેલા, મેં તને અન્યાય કર્યો છે. પરંતુ તે ભૂલીને તેં તો મારે માટે સ્નેહ જ સેવ્યો છે! વચ્ચેનાં આ વીસ વર્ષોને હડસેલીને હું તને લેવા પંદર દિવસમાં રોમ આવું છું. ભારતમાં હવે તું અને એન્ટોનિયો અને માર્જરી મારી સાથે આવીને રહો. એન્ટોનિયો અને માર્જરીએ હા પાડી છે. અને તું હા પાડશે તેની તો મને ખાતરી જ છે.

તારો જ,
આનંદ.'

આ દિવસની મેં કેટલી પ્રતીક્ષા કરી હતી? પણ ખરેખર આવો પ્રસંગ આવશે એમ મેં માન્યું નહોતું. પચીસેક વર્ષ પહેલાં મારા વકીલ-પિતાના વિરોધ છતાં હું આનંદ સાથે પરણી. પાંચેક વર્ષ તો અમે રોમમાં રહી આનંદ-પ્રમોદમાં ગાળ્યાં. અને મેં એન્ટોનિયોને જન્મ પણ આપ્યો.

એન્ટોનિયોના જન્મને એકાદ વર્ષ થયું હશે. એક દિવસ સાંજે આનંદે મને એક તાર બતાવ્યો. હિન્દુસ્તાનથી એના પિતાનો એ તાર હતો. માતાની સખત માંદગીને કારણે એને ઘેર બોલાવવામાં આવ્યો હતો.



'એન્જેલા, મા માંદી છે. ગયા વિના છૂટકો નથી. હું બનશે તેટલો વહેલો પાછો આવીશ.'

આનંદની મા જ જો માંદી હતી તો મારાથી ના કેમ કરતાં પડાય? મેં કહ્યું:

'મા માંદી હોય તો જવું જ જોઈએ ને આનંદ? હું આવી શકતી હોત તો મને વધારે ગમત.'

'પણ શું કરવું, એન્જેલા? મારા પિતા તને કોઈ ઉપાયે સ્વીકારશે નહીં. થોડા વખતમાં જ હું પાછો આવી જઈશ. ત્યાં સુધી જરા સંભાળી લેજે.'

અને બીજે દિવસે તો હું અને એન્ટોનિયો આનંદને વળાવવા એરોડ્રોમ પર ગયાં. છૂટા પડતાં આનંદે એન્ટોનિયોને ચૂમી કરી. અને પછી મને પણ સ્નેહથી પાસે લઈને કહ્યું:

'મારે જવું પડે છે, એન્જેલા; પણ તેનો ઉપાય નથી. હું જલદી પાછો આવી પહોંચીશ. ત્યાં સુધી તું એન્ટોનિયોને સંભાળજે. અને તું પણ સાચવીને રહેજે. અને ..અને...મને યાદ તો કરીશ ને, એન્જેલા?'

અને હસતો હસતો આનંદ ભારત જવા ઊપડી ગયો.

ભારતથી આરંભમાં તો આનંદના પત્રો નિયમિત આવતા. બે એક મહિના સુધી તો પોતે થોડા દિવસમાં જ આવી પહોંચે છે એમ એણે લખ્યા કર્યું. આ ઉપરાંત એણે મને થોડા પૈસા પણ મોકલ્યા. પણ પછી ક્યાંક ગાબડું પડી ગયું. અઠવાડિયે ત્રણેક પત્રો આવતાં તેમાં ખાંચા પડવા લાગ્યા. અઠવાડિયે એકાદ પત્ર આવવા માંડ્યો. પછી ધીરે ધીરે અઠવાડિયું ખાલી જવા માંડ્યું, અને વખત જતાં આખો મહિનો પણ એના પત્ર વિના જવા માંડ્યો, અને તે સાથે મારા સમયને પણ ખાલીખમ કરતા ગયા. આનંદના ગયા પછી એકાદ વર્ષે એણે મને પત્રો લખવાનું સદંતર છોડી દીધું.

આનંદ આમ કેમ બદલાઈ ગયો તે તમારે જાણવું છે, ખરું ને? થોડો વખત તો હું પણ કંઈ જાણતી નહોતી. એણે મને પત્રો લખવાનું બંધ કરી દીધું પછી મારું મન કેવું આળું થઈ ગયું હશે તે તો મારે તમને નહીં કહેવું પડે ને? કોઈ સ્ત્રીના જીવનમાંથી એનો પતિ આમ અચાનક, જાણી-જણાવી શકાય તેવા કોઈ કારણ વિના અલોપ થઈ જાય તો પછી એને માટે ખાલી હૃદય સિવાય બીજું શું બાકી રહે છે? મારું હૃદય પણ ખાલી થઈ ગયું. આનંદ પર મને ઘણો ગુસ્સો ચડ્યો હતો. અને છતાં હું એને માટે પ્રેમ સિવાય બીજી કોઈ લાગણી સેવી શકતી નહોતી. આ વીસ વર્ષો દરમ્યાન હું ગુસ્સામાં હોઉં ત્યારે પણ મેં આનંદનો પ્રેમભર્યો જ વિચાર કર્યો છે. હું જાણું છું કે તમને આ વિચિત્ર લાગશે. તમે ભારતની સ્ત્રીઓ પણ આ સાંભળીને અચરજ પામી જશો તેની મને ખબર છે. પણ તમે તો જન્મોજન્મ પ્રેમ કરવાની વાત કરો છો ને? તો મેં તો આ જન્મમાં જ પ્રેમ કર્યો છે. આનંદ સાથેનું મારું જીવન એટલું સ્નેહમય અને સ્વપ્નમય હતું કે તેની સ્મૃતિ મારા મનમાંથી જતી જ નહોતી. એ મને છોડી ગયો હતો; પણ હું એને છોડી શકતી નહોતી. મારે મન અમારું લગ્નજીવન એટલું મંગળ હતું કે આનંદની ગેરહાજરીમાં પણ મારે તે ટકાવી રાખવું જોઈએ એમ મને લાગતું હતું. એનું નામ મેં મારા નામ સાથે જોડેલું હતું તે જોડેલું જ રાખ્યું. મારા મિત્રો આને ગાંડપણ કહેતા. ગાંડપણ કે ગમે તે—મેં તો મારું નામ કંઈ બદલ્યું નહીં. એટલું જ નહીં—પણ આનંદનો હું પોતે જેમ પ્રેમમય વિચાર કરતી હતી તેમ એન્ટોનિયોના મનમાં પણ મેં એને માટે માનવૃત્તિ પોષી.

આમ ને આમ સમય વીતતો ચાલ્યો. એન્ટોનિયો પચીસેક વર્ષનો થવા આવ્યો. હવે તો આનંદ જીવે છે કે નહીં તે પણ હું જાણતી નહોતી, મારા પિતાને આનંદ જતો રહ્યો છે એવી ખબર પડી એટલે એમણે મને પોતાની સાથે રહેવા બોલાવી. પણ મેં નમ્રતાથી ના પાડી. મેં કહ્યું: 'તમે મને બોલાવો છો તે બદલ આભાર પણ, પણ મારા ભવિષ્યની સાથે હું એકલી જ ફોડી લઈશ.' મારે જો પિતા પાસે

જવું હોત તો કેટલું સહેલું હતું ! પણ ના—મારા જીવનનો, એન્ટોનિયો સાથેની મારી એકલતાનો ભાર એકલે હાથે જ વહેવાનું મેં નક્કી કર્યું હતું. હું નોકરી કરતી હતી અને એન્ટોનિયોને ઉછેરતી હતી.

એક દિવસ સાંજે એન્ટોનિયોને લઈને હું થોડી ખરીદી કરવા નીકળી. રસ્તામાં આનંદના એક જૂના મિત્ર કુમાર મળી ગયા. થોડા વખત પર જ એ ભારતથી આવ્યા હતા. એણે મને પૂછ્યું :

' ઓ હો, એન્જેલા ! કેમ છો ? આ એન્ટોનિયો ? ઘણો મોટો થઈ ગયો છે ! ભણવા જાય છે ને ? કેમ ચાલે છે ?'

' મજાનું છે. તમે ક્યારે આવ્યા ? '

' ત્રણ દિવસ પર જ આવ્યો. તમને મળવાનો પ્રયત્ન કરતો જ હતો. લો સારું થયું તમે મળી ગયાં તે. મળી જ ગયાં છો તો એન્ટોનિયોને આઈસક્રીમ ખવડાવવું છે. ચાલો. '

થોડું ચાલી અમે રોમની એક ભપકાદાર હોટેલમાં ગયાં. એન્ટોનિયોને માટે આઈસક્રીમ આવ્યું અને અમે કૉફી મંગાવી.

જાણે જાણતા જ ન હોય તેમ કુમારે ધીરેથી પૂછ્યું :
' આનંદના કંઈ ખબર ? '

' હમણાં ઘણા વખતથી કંઈ સમાચાર નથી. ક્યાં છે, કોણ જાણે ! '

અને મારી લાગણી કુમાર પામી ન જાય એટલે હું બાજુ પર જોઈ ગઈ.

' તમને ખબર નથી ?' કુમારે પૂછ્યું.

' ના—શાની ? '

' એ હવે તમને ખબર લખશે જ નહીં. '

' કેમ ? શું થયું ? '

કુમારનો ચહેરો એકદમ ગંભીર થઈ ગયો. અને રેખાઓ તંગ બની ગઈ. હું ગભરાઈ. પૂછ્યું :

' એને કંઈ... '

' ના, એને કંઈ થયું નથી. જોઈએ તેવો રાતો રાણ જેવો પડ્યો છે. પણ તમે હવે એને ભૂલી જાઓ. '

' કેમ એમ કહો છો ? ' મારા અવાજમાં ભયની ધ્રુજારી હતી.

' એ હવે તમારો રહ્યો નથી. '

' કેમ એમ ? '

' એટલા માટે કહું છું કે કોઈ કે એના પર મોહિની બિછાવી દીધી છે. ભૂલમાં એ તમને ક્યારેક યાદ કરી લે છે ખરો—પણ તે યાદ કરવા પૂરતું જ. બાકી હું તો કહું છું કે તમે એને ભૂલી જાઓ અને તમારો નવો સંસાર માંડવો હોય તો માંડો. '

' તમે એમ કહેવા માગો છો કે આનંદ બીજા કોઈની સાથે રહે છે ? '

' નહિ તો બીજું શું ? '

ઘડીભર તો મને લાગ્યું કે મારા અસ્તિત્વની આખીયે ઇમારત કકડભૂસ કરતી નીચે આવી પડી હતી. પણ તરત જ મેં જાત સંભાળી લીધી. મેં કહ્યું :

' કુમાર, આ ચાર વર્ષ દરમ્યાન મેં આવી કોઈ કલ્પના નહોતી કરી એવું થોડું છે ? આનંદને એમ યોગ્ય લાગતું હોય તો ભલે એમ કરે. પણ હું કંઈ એને ભૂલવાની નથી. હું તો, આજ સુધી જેમ એને મારા અંતરમાં સંઘરી રાખ્યો છે તેમ જ રાખી મૂકીશ એને મારી પાસે આવવું હોય તો એ ખુશીથી આવી શકે છે.'

તે રાતે મારી પથારીમાં પડ્યાં પડ્યાં હું જેટલું રડી તેટલું ત્યાર પહેલાં રડી નહોતી કે પછી પણ રડી નથી. મેં શો ગુનો કર્યો હતો કે આનંદે મને આમ છોડી દીધી ? મને લાગ્યું કે મને આ અન્યાય થઈ રહ્યો હતો અને તો યે આનંદને માટે મારા મનમાં પ્રેમ સિવાય બીજો કોઈ ભાવ જાગ્યો નહીં. લોકો કહે છે કે આવે પ્રસંગે આનંદને માટે મારા મનમાં કટુતાભર્યા વિચારો જ આવવા જોઈએ—અરે, ઘૃણા પણ આવવી જોઈએ. પણ એવું કંઈ બન્યું નહિ.



મારા પ્રેમને તમારે જડ કહેવો હોય તો કહો ભલે— અને કદાચ તમે સાચા હો એવું પણ બને. પણ હું તો મારા મનની જ વાત કહી શકું.

આ પછીનાં પંદરેક વર્ષ મેં શી રીતે ગાળ્યાં તેની વિગતો નથી આપતી. આપવાની જરૂર પણ નથી. મહેનત કરી કરીને મેં એન્ટોનિયો માટે પૈસા ભેગા કર્યા અને એને ભણાવ્યો. હજુ એકાદ વર્ષ પર જ એને નોકરી મળી છે અને છ મહિના પર જ એ લગભગ પોતાની જ ઉંમરની માર્જરીને પરણી પણ લાવ્યો છે. કેવું મજાનું યુગલ છે!

એન્ટોનિયોના લગ્ન પછી બે-એક મહિને સમાચાર આવ્યા કે ભારતમાં આનંદ જે સ્ત્રીની સાથે રહેતો હતો એનું મૃત્યુ થયું છે. એ સમાચાર પણ ભારતથી કુમારે આપ્યા. એણે એમ જણાવ્યું કે આનંદની મને મળવાની ઇચ્છા તો ઘણી છે, પણ એ ક્ષોભ પામે છે. પણ આનંદે પોતે મને કંઈ જણાવ્યું નહોતું એટલે મેં પણ મૌન જ સેવ્યું.

એક દિવસ ઓચિંતાનો એન્ટોનિયો મને કહે કે માર્જરીને લઈને એ ભારત જવા માગે છે.

'બહુ સરસ! પપ્પાને મળશે ને?'

'એમને મળવા તો જવું છે ને?'

'પણ માર્જરીની ઇચ્છા છે?'

'મારા કરતાં એની ઇચ્છા વધારે છે!'

મને સાચે જ આશ્ચર્ય થયું. હું તો જાણે ઠીક કે આનંદનો સ્નેહભીનો વિચાર કરું—કારણ કે ગમે તેમ તો યે મારા જીવનનાં થોડાં વર્ષો મેં એના સ્નેહમાં ગાળ્યાં હતાં. એન્ટોનિયો પણ જાણે સમજ્યા—કે મારો દીકરો હતો અને મેં જે એને આપ્યું તે એણે ઝીલ્યું હતું. પણ આજકાલની આવેલી આ જોબન-મસ્ત માર્જરી—એને પણ એન્ટોનિયોના આ વિચિત્ર ભારતવાસી પિતાને મળવાનો આટલો ઉલ્લાસ! અરે માણસના મનની કંઈ ખબર પડે છે?

અને સાચેસાચ એન્ટોનિયો અને માર્જરી ભારત જઈને આનંદને મળ્યાં અને આનંદ પણ જાણે અમારા તરફની બેદરકારીથી ભરેલાં પોતાનાં વીસ વર્ષને ભૂલી ગયો—અને છેક બાળપણથી જાણે પોતે એન્ટોનિયોને જોયો હોય, ઉછેર્યો હોય, ભણાવ્યો હોય અને પરણાવ્યો પણ હોય તેમ પરિચિત રીતે એણે બન્નેને પોતાના સાથે લઈ લીધાં. અને પિતા-પુત્રના એ મિલનનું વર્ણન કરતો એન્ટોનિયોનો પહેલો પત્ર આવ્યો ત્યારે મને થયું કે મારી આટલાં વર્ષોની પ્રતીક્ષા કામિયાબ નીવડી. અને તે દિવસે બપોરે આનંદનો પોતાનો મારા પર પત્ર આવ્યો ત્યારે તો જાણે મને એમ જ લાગ્યું કે ગમગીનીનાં અને નિરાશાનાં અને પ્રતીક્ષાનાં એ વીસ વર્ષો મારા જીવનમાંથી હઠી જ ગયાં છે અને મારું અંતર નવોલ્લાસે છલકાઈ રહ્યું છે.

પણ......પણ......હવે મારી પાસે વધારે સમય નથી. હજુ તો મારે તૈયાર થવાનું છે. આનંદનું વિમાન આવવાને બે કલાક જ બાકી છે. આજે આનંદ મને લેવા આવી રહ્યો છે. તમે પણ મારા આ પુનર્મિલનના આનંદના ભાગીદાર થશો ને?*

* મુંબઈ આકાશવાણીના સૌજન્યથી.

★

નાનપણમાં સૌને નદી કે દરિયા કિનારે રેતીનાં ઘર બાંધવાનું ગમે છે પરંતુ ઘણાંને એ ખબર નહિ હોય કે માણસને રહેવા માટે પણ સાચાં રેતીનાં ઘર બાંધી શકાય છે.

તાજેતરમાં સોવિયેત ઈસ્ટોનિયાના પાટનગર તાલિન અને તેનાં પરાંઓમાં વધુ ને વધુ પ્રમાણમાં રેતીનાં ઘર બાંધવામાં આવ્યાં છે. રેતીની સાથે થોડાક ચૂનાનું મિશ્રણ કરી તેમાંથી સિલિકેલ્સાઈટ નામનો એક નવો પદાર્થ બનાવવામાં આવ્યો છે જે મકાનોના બાંધકામમાં ઘણો ઉપયોગી બન્યો છે. આ પદાર્થ બનાવવાની ટેકનીકલ પ્રક્રિયા જોહાનીસ હીંટ નામના એક વૈજ્ઞાનિકે શોધી કાઢી છે. આ પદાર્થ બનાવવાનું સહેલું અને સસ્તું છે.

ઈશ્વરભાઈ પટેલ

# દયાની દેવી [૩]

કોઈપણ જાતનું સેવાકાર્યનું વ્યવસ્થિત માર્ગદર્શન ન મળ્યું હોય છતાં માણસની સેવાધગશ તેને કેટકેટલી મુશ્કેલીઓમાંથી માર્ગ કાઢતા શીખવે છે એ તો આ કથાની 'સદ્દગુણા' બિરુદ પામેલી નાયિકા પાસેથી જ આપણે જાણી શકીએ તેવી પકડવાળી આ તેની જીવનકથા છે......

આમ દિવસો મહિના ને વરસો વીત્યાં અને ગ્લેડીઝને લાગ્યું કે પ્રત્યેક દિન એને સુખનાં મીઠાં ફળ બક્ષતો હતો. ઊંચા પર્વતો અને ઊંડી ખીણોમાં વસતાં આ ભલાં લોક ભૌતિકવાદથી હજુ અણસ્પર્શ્યાં હતાં અને એમના સંઘમાં ગ્લેડીઝ પ્રૌઢતા ને પુખ્તતા બન્ને પ્રાપ્ત કરતી ગઈ અને ભાવિ જીવનની નીંવ નાખતી ગઈ.

ગ્લેડીઝના યેંગચેંગ નિવાસના બીજા વરસને એક દિવસે એક સરકારી પટાવાળો દોડતો ને હાંફતો બદામી કાગળ હલાવતો આવી પહોંચ્યો ને મોટેથી બોલ્યો, 'સરકારી તેડું છે. જેલમાં બળવો ફાટી નીકળ્યો છે અને તમારે તરત જ આવવાનું છે.'

તેણે તુરત જવાબ આપ્યો, 'સારું જાવ, હું આવું છું. પણ પુરુપ-જેલમાં થયેલા તોફાનને અને મારે શું લાગે વળગે?'

ઉતાવળે ડગલે એ જેલદરવાજે પહોંચ્યાં તો ભીતરમાંથી ચીસો, બૂમબરાડા અને તોફાનના કાન ચીરી નાખે તેવા અવાજ આવતા હતા. ફિક્કા પડી ગયેલા ચિંતાથી ઘેરાયેલા ચહેરાવાળો જેલર એને દરવાજે મળ્યો.

એને જોતાં જ એ બોલી ઊઠ્યો: 'આ કેદી લોક એક બીજાને મારી નાખે છે. તમારે અંદર જઈ એમને લડતા અટકાવવા જોઈએ.'

'અરે, હું તો એક મિશનરી બાઈ છું,' ગ્લેડીઝે બચાવ કરતાં કહ્યું, 'તમે સિપાઈઓને કેમ મોકલતા નથી?'

'સિપાઈઓ બી ગયા છે. તારે જવું જ જોઈશે.'

ગ્લેડીઝનું મોઢું આ પ્રસ્તાવથી સાશ્ચર્ય ખૂલી ગયું ને એ બોલી, 'મને જવાનું કહો છો તે કંઈ ગાંડા ખાંડા તો નથી થયા ને? હું અંદર જાઉં તે મને મારી ન નાખે?'

'એ તને શી રીતે મારે? તું તો હરેકને જણાવે છે—અરે! ઉપદેશ આપે છે કે જીવંત પ્રભુ તારા હૃદયમાં બિરાજેલ છે. જો તું સત્યોપદેશ દેતી હો ને પ્રભુ જો તારું સર્વ રીતે રક્ષણ કરતો હોય તો આ હુલ્લડ તું અટકાવી શકવી જોઈએ,' સામેથી જવાબ મળ્યો.

ગ્લેડીઝ તો આ ભલા ભ્રમવાળા આદમી પ્રત્યે તાકી જ રહી. ત્યાં એને વિચાર આવ્યો, 'આ કહે છે તે સાચું જ છે. હું ઉપદેશ તો આપું જ છું કે પ્રભુ ખ્રિસ્ત મને સર્વ ઈજામાંથી બચાવે છે. આ વખતે હારી ગયા તો યેંગચેંગમાં આપણું કદી કશું ઉપજવાનું નહીં, શ્રદ્ધા ગઈ તો પુનઃપ્રાપ્તિનો અવસર ક્યાંથી મળે?'

પણ જેલમાં જવું એ ક્યાં સહેલું હતું! અંદર તો ખૂની, લૂટારા એવા દુર્જનો હુલ્લડે ભરાઈ મોત વરસાવતા હતા. અને હોંકારા વધતા હતા એટલે નરક છૂટું મૂકાયું હોય એમ ભાસતું હતું.

ગ્લેડીઝે પ્રાર્થના કરી, 'હે પ્રભુ, મને બળ આપ.' અને જેલરને કહ્યું, 'સારું, બારણું ખોલો. હું અંદર જાઉં છું.'

જેલનો તોતીંગ લોખંડ-દરવાજો ખૂલ્યો એટલે પેલા લોકોએ એને અંદર ધકેલી દ્વાર ભીડી દીધું.

ભીતરમાં એક પિશાચી યુદ્ધ ખેલાતું હતું. અહીં તહીં માનવ શરીર પડ્યાં હતાં. એક તો એની સાવ નજદીક લોહીના ખાબોચિયામાં મૃતપ્રાય થયેલ નજરે પડતું હતું.

ટોળાનો મોટો ભાગ હાથમાં લોહીનરબોળ કુહાડી વીંઝતા એક ગુનેગારને જોઈ રહ્યો હતો. એ એમના



તરફ ધસ્યો ને બધા વેરવિખેર થઈ ગયા. પેલો ફરી ધસ્યો ને ટોળું બે ભાગમાં વહેંચાઈ ગયું એટલે એણે એક જણનો પીછો પકડયો. પેલો ગ્લેડીઝની દિશામાં દોડયો ને એની પાછળથી સરકી ગયો. પેલો ખૂની હવે તો ગ્લેડીઝથી થોડાં જ કદમ દૂર હતો.

એવામાં એને પોતાને કશી સમજ પડે તે પહેલાં, તો એનાં ડગ પેલા આદમી તરફ મંડાયાં અને ભારે ગુસ્સાસહ એના મુખમાંથી શબ્દો સરી પડ્યા, 'લાવ જોઈએ એ કુહાડી. જલદી આપી દે જોઈએ.'

પેલાએ બે કદમ માંડ્યાં. ત્રણેક સેકન્ડ એની લાલઘૂમ આંખો વચ્ચેની કાળી કીકી એના તરફ ટીકી રહી અને અચાનક નરમ પડી, એ કુહાડી ધરી રહ્યો.

ગ્લેડીઝે એના હાથમાંથી કુહાડી છીનવી લઈ પોતાની બાજુએ પકડી રાખી. પચાસ જેટલા આજુબાજુ એકત્રિત થયેલ કેદીઓ તાકી રહ્યા, અને સૌ જડવત્ શું બને છે તે જોઈ રહ્યા.

તે ગર્જી ઊઠી, 'તમે બધાય અહીં આવો ને એક હરોળમાં ગોઠવાઈ જાવ.'

અતિશય આજ્ઞાધારિતા સહ બધાય ગુનેગારો લાઈનમાં ગોઠવાઈ ગયા, ક્ષણભર એ સાવ શાંતિથી એમને નિરખી રહી ત્યાં તો એની ભીતિ વરાળ થઈ ગઈ અને એનું હૃદય દયાથી ઉભરાઈ ગયું, તેની આંખમાં અશ્રુ ચમક્યાં. આ લોકની કેવી દુર્દશા! એમના ચડી ગયેલા ચહેરા સૂચવતા હતા કે એમણે દુઃખ, ભૂખ સિવાય કંઈ જોયું નથી ને પરિણામે અર્ધનગ્ન એવા એ માનવતાના અવશેષ સમા જ હતા. મેલના થર ચામડી પર જામ્યા હતા ને જૂ ને લીખનો પાર નહોતો. એ રડી પડી હોત પણ મહા મહેનતે તેણે જાત પર કાબૂ રાખ્યો.

પછી તોફાની છોકરાંને ઠપકો આપતી માની જેમ, એ બોલી, 'આટલો ઘોંઘાટ ને આટલું તોફાન! શરમ આવવી ઘટે. છતાં તમે આ બધું સાફ કરી દો અને ભવિષ્યમાં સારી રીતે વર્તવાની ખાત્રી આપો તો તમારા પર રહેમ રાખવાનું હું જેલરને સમજાવું.'

આ જ ક્ષણે એની નજર પડી, એની પાછળ ઊભેલા જેલર ને એના કર્મચારીઓ પર. દિવાલમાંના એક બાકોરા દ્વારા એમણે બધું જોયું. સાંભળ્યું હતું એટલે પરિસ્થિતિ સલામત લાગતાં જ એ સૌ અંદર આવી પહોંચ્યા હતા. અતિશય આભારવશતા સહ વંદન કરીને જેલરે કહ્યું, 'આપે અતિ સુંદર કાર્ય કર્યું છે.'

'મેં આ લોકોને વચન આપ્યું છે કે કોઈ શિક્ષાત્મક પગલાં ભરવામાં નહીં આવે,' ગ્લેડીઝે જણાવ્યું.

સંમતિસૂચક શીર્ષ હલાવતાં જેલરે અત્યુત્તર વાળ્યો, 'આનું પુનરાવર્તન નહીં થાય ત્યાં સુધી તો અમે એને ભૂલી જઈશું.'

'ઘણી ખુશીની વાત,' ગ્લેડીઝે કહ્યું અને કેદીઓ તરફ ફરી ઉમેર્યું, 'હું જાઉં છું પણ આવતી રહીશ ને તમારા માટે શક્ય તે કરતી રહીશ.'

'ઘણો આભાર,' કેદીમાંનો એક બોલી ઊઠ્યો, 'ઘણો આભાર, આઈ વેહ ડેહ.'

આઈ વેહ ડેહ એટલે શું તે એ સમયે તો એ સમજી નહીં પણ રાત્રે એણે ચેંગને પૂછ્યું ત્યારે એણે સાશ્ચર્ય જણાવ્યું કે એનો અર્થ તો 'સદ્‌ગુણા'— સદ્‌ગુણની મૂર્તિ થાય.

એના જીવનનાં બાકીનાં વરસ એ ચીનમાં રહી ત્યાં સુધી સૌ કોઈ એને આ 'સદ્‌ગુણા'ના ઉપનામથી જ ઓળખતું રહ્યું.

એ પાદનિરીક્ષક બની ત્યારથી એની અગત્ય વધી હતી પણ એણે આ હુલ્લડ શમાવ્યું એણે તો એની કીર્તિમાં અનેકગણો વધારો કરી દીધો. હવે તો મહોલ્લામાં હરતાં ફરતાં કોઈ એનું નામ દેતું નહીં કે એના પ્રત્યે ઉપેક્ષાયુક્ત વ્યવહાર કરતું નહીં. હવે તો એ પસાર થતી ત્યારે દુકાનમાં કામ કરતા વેપારીઓય એને નમન કરતા.

કેદીઓને આપેલું વચન પણ તે ભૂલી નહીં. એ દરરોજ એમની મુલાકાતે જતી, એમને આરોગ્યના

નિયમ શીખવતી, એમને માટે ખોરાક લાવતી અને એમને વાર્તાઓ વાંચી સંભળાવતી. એ કદીક કદીક ટોળમાં કહેતી કે આ એવા ભકતો છે જે હમેશાં હાજર હોવાના જ.

યેંગચેંગનિવાસના બીજા વરસથી એણે એનું 'કુટુંબ' જમાવવાનું શરૂ કર્યું. એક દિવસ એ એની સરકારી ફરજ બજાવી પર્વતોમાંથી પાછી ફરતી હતી ત્યારે યેંગચેંગની મુખ્ય શેરીમાં પગથી પર બેઠેલી એક જાડી ગંદી સ્ત્રી એણે જોઈ. એના ઘૂંટણ પર અઢેલીને બેઠેલું હતું એક માંદલું, 'પગ દોરડી ને પેટ ગાગરડી'ના નમૂનારૂપ બાળક, એક ગંદો ટુકડો એના શરીરને ઢાંકતો હતો. એના શરીર ને માથા પર સંખ્યાબંધ દૂઝતાં ગૂમડાં હતાં. એનો દેખાવ એવો હતો કે તેની જાત ઓળખવી પણ મુશ્કેલ હતી. આ દશ્ય જોઈ ગ્લેડીઝનો જીવ તળે ઉપર થઈ ગયો.

જરા કડક અવાજે એણે કહ્યું, 'બહેન, આ માંદા બાળકને લઈ, આવા આકળા તાપમાં બેસવાનો તને શો અધિકાર છે? એ મરી નહીં જાય?'

'એ મરશે તો મને જલદી બીજું પ્રાપ્ત થશે,' પેલી સ્ત્રીએ જણાવ્યું.

ગ્લેડીઝ તો તાકી જ રહી, લોહીનો વેપાર કરતાં છોકરાં વેચતાં લોક વિશે એણે સાંભળ્યું હતું.

એ સ્ત્રીના પાછળના ઉચ્ચારણે એની ધારણા યોગ્ય ઠરાવી. એણે જરા કટાક્ષમાં જણાવ્યું, 'તને ઠીક લાગતું હોય તો બે ડૉલરમાં લઈ જા.'

'મારી પાસે બે ડૉલર નથી,' એમ કહી ગ્લેડીઝે ચાલવા માંડ્યું.

એને પાછી બોલાવી પેલી સ્ત્રીએ કહ્યું, 'એ દયાના અવતાર, હું એને એક શિલિંગમાં આપીશ.'

ગ્લેડીઝ ઊભી રહી અને એની આંખમાં આંખ પરોવતી બોલી, 'મારી પાસે એક દમડીય નથી અને આને લઈને હું કરું પણ શું?'

'પણ તારે એની જરૂર છે ને? ખરું કે નહિ?'

આ વિધાનને એ પડકારતી હતી ત્યાં જ અટકી ગઈ. એને એમ થયું કે હા, એને બાળકની જરૂર હતી જ.

પેલી બાઈએ પુનઃ પૂછ્યું, 'તમે શું આપશો?'

ગ્લેડીઝે ગજવાં ફંફોળી જોયાં તો એમાંથી નવ પેન્સ નીકળ્યા. એ બતાવી એણે કહ્યું, 'હું તને આ નવ પેન્સ જ આપીશ. બીજું કંઈ નહિ.'

'એ તારી છે.' એમ કહેતાંકને પેલી બાઈ ઝડપથી સરકી ગઈ.

ગ્લેડીઝે બાળક પ્રતિ જોયું તો એની ઉંમર કળવી મુશ્કેલ હતી પણ એની ધારણા પાંચેક વરસની હતી. એણે બાળકને કહ્યું, 'ચાલ.'

બાળકને તો કશું ન સમજાતું હોય એમ ખસ્યું જ નહિ. એટલે ગ્લેડીઝ એને ઢસરડીને એના વિશ્રાંતિગૃહે લઈ ગઈ. પહોંચતાં જ એ અંધારીયા ખૂણામાં પહોંચી લપાઈ ગયું.

શરૂશરૂમાં તો એ સાવ જંગલી પ્રાણીની જેમ વરતવા લાગ્યું. કોઈનેય એ સ્પર્શવા દેતું નહિ. એને નવડાવવા, સાફ કરવા કે અન્ય હેતુ સર અડતા સૌને એ બચકારતું કે લબુરા ભરતું. એક વખત તો એ બહાર ભાગી ગયું ને ત્યાં જ ચોગાનમાં ખવાપીવા લાગ્યું. અંદર આવવાની એણે ના જ કહી. હરેકને ધિક્કારતું, જંગલી, અસ્પૃશ્ય એવું એ બાળક એક છોકરી હતું.

પણ ત્રણ અઠવાડિયાંની પ્રેમભરી જહેમતને અંતે ગ્લેડીઝે બીનેને જાદુ કર્યો. રાનવી છોકરી મૂળભૂત રીતે પરિવર્તન પામી ગઈ. ગ્લેડીઝે એનું ઉપનામ પાડ્યું, 'નાઈન પેન્સ.' હવે તો એ નાહી ધોઈ સ્વચ્છ બની, સુઘડ કપડાં પહેરતી, અને પોતે ગ્લેડીઝ સાથે રહેવા આવી છે એમ કહેતી થઈ ગઈ. ગ્લેડીઝે અપનાવેલા પાંચ બાળકમાંનું સૌ પ્રથમ તે નાઈન પેન્સ.

ગ્લેડીઝના અંતરના ઊંડાણમાં કદીક કદીક જે ઘરનું સ્મરણ થતું તેમ હવે તો આ પાંચ રમતાં કૂદતાં,



ખેલતાં કિલ્લોલતાં બાળકોના કારણે વિસરાવા લાગ્યું.

સન ૧૯૩૬ સુધીમાં તો એનું જીવન ચીન સાથે એવું સંકળાઈ ગયું કે એણે ચીની નાગરિકત્વ સ્વીકાર્યું. એથી એના કામમાં કંઈ ફેર પડ્યો નહિ. પણ એને એમ લાગવા માંડ્યું કે પોતે આ દેશની જ છે ને આ લોકોમાંની એક પણ. એ ભાવનાએ એને પાછળનાં વરસોમાં અનેક મુશ્કેલીઓ જેર કરવામાં ને એક મોટો ચીની બાળકાફલો હૈયે જડવામાં અગત્યનો ફાળો આપ્યો.

યેંગચેંગમાં કોઈને ખબર સુદ્ધાં નહોતી કે જાપાનીઝો મંચુરિયામાં સત્તા પર આવ્યા હતા અને સૈકાઓ જૂના, મોંગોલ આક્રમણખોરોના રસ્તે, દક્ષિણ તરફ આગળ વધી રહ્યા હતા. એટલે ૧૯૩૮ની વસંતઋતુની એક સવારે રૂપેરી જાપાનીઝ વિમાનો એ પર્વતો પરના આકાશમાં ઘરરાટ કરતાં આવી પહોંચ્યાં ત્યારે આ ભોળા લોકો, જેમાંના ઘણાએ કદી વિમાન જોયાં જ નહોતાં, તે મહોલ્લામાં ટોળે વળી આ સુંદર લાગતાં 'પક્ષી'ઓને જોતાં જ રહ્યાં.

ગ્લેડીઝ એ જ વખતે ચાર નવા ખ્રિસ્તીઓ અને રસોયા સહિત, મેડાની એક ઓરડીમાં ઘૂંટણિયે પડી પ્રાર્થનામાં લાગી હતી. એણે તો છેલ્લી મિનિટ સુધી વિમાન આવ્યાની વાત જાણીય નહીં ને જાણી ત્યારે તો આખી દુનિયા ધાંધલ, ગડગડાટ અને અસ્તવ્યસ્તતામાં સપડાઈ ગઈ હતી. અને સર્વત્ર અંધકાર છવાઈ ગયો હતો.

બિચારાં અણસમજુ ભોળા લોકો પેલાં વિમાન એમના ભંડારમાંથી બોંબ છૂટા કરી ફેંકવા માંડ્યા, ત્યારેય, મહોલ્લામાં એકત્રિત થઈ હાથ હલાવતા, મજાથી બૂમો પાડતાં હતાં. એક ક્ષણ પછી એ બૂમોનો આનંદ, દુઃખની ચીસોમાં પલટાઈ ગયો કારણકે આજુબાજુની દિવાલોના ટુકડા ઊડી ઊડી એમની વચ્ચે પડવા લાગ્યા. ઘા એમના શરીરમાં ઊફળાવા લાગ્યા. વિમાન પણ એટલાં નીચાં આવી બોંબ ફેંકવા લાગ્યાં કે નિશાન ચૂક્યાની કોઈ સંભાવના જ ન રહે.

આવો એક બોંબ ગ્લેડીઝના ગૃહને એક ખૂણે પડ્યો ને શાળા પરના નવ માણસોનો ખુરદો કાઢતો ગયો અને ગ્લેડીઝ વગેરે જ્યાં પ્રાર્થના કરતાં હતાં તે ઓરડી એક બાજુથી ઢળી પડી અને એ સૌ પર ધૂળ, લાકડાં, ટાઈલ્સ, ઈંટો ને કાટમાળના ઢગ થઈ ગયા. ગ્લેડીઝ ઊંધી પડી ને એની પીઠ પર પડેલો પાટડો એને ભોંયતળિયા સાથે ભીંસવા લાગ્યો. એને દુઃખતું નહોતું પણ શ્વાસ લેવામાં ભારે તકલીફ પડતી હતી. એને કાને 'પ્રભુનાં ગુણગાન ગાઓ', એવા અવાજ અથડાતા હતા અને એને મનમાં ચીડ થતી હતી કે આ લોકો એટલુંય નહીં સમજતા હોય કે હમણાં પ્રભુના ગુણગાનનો સમય નથી. હમણાં તો ગ્લેડીઝની પીઠ પરથી પાટડો ખસેડવો જોઈએ!

પોતાના શરીર પરથી કાટમાળ ખસેડવાની શરૂઆત કરવામાં જાણે કલાકો વીતી ગયા હોય એમ ગ્લેડીઝને લાગ્યું પણ આખરે એમણે બહાર કાઢી. એના શરીરે ઊઝરડા ઊઝરડા થઈ ગયા હતા, છતાં કપડાં ખંખેરી એ બેઠી થઈ ગઈ ને મરઘડાં વગેરેને ચડવામાં સહાય કરવા લાગી.

દરમિયાન સર્વત્ર ગભરાટ અને ગરબડ મચી ગયાં હતાં. ખદ્દૂકતો ખદ્દૂકતો એક જણ રસ્તા પરથી પસાર થતાં બૂમો પાડતો હતો, 'અરે, ગામની દશા તો ભયંકર થઈ ગઈ છે. એક સામટા સૌ મૃત્યુશરણ થયાં છે. જોતાંય નજર કહ્યું કરે તેમ નથી!'

વાસ્તવિકતા પારખી ગ્લેડીઝે તુરત કહ્યું, 'આપણે ત્યાં પહોંચી થાય તે કરવું જોઈએ.' એની દવાની પેટીમાં થેડો પરમેંગેનેટ પોટાસ, બોરીક પાવડર, રૂ વગેરે પ્રાથમિક ઉપચારની દવાઓ હતી. પોતાની એ ચાદર ફાડી એણે પાટા તૈયાર કર્યા અને પૂર્વદરવાજા તરફ ઊપડી.

એણે ત્યાં પહોંચી ગામના બજારનું જે દૃશ્ય જોયું તે માન્યામાં આવે તેવું નહોતું. બજાર

આખું માટીમાં મળી ગયા જેવું થઈ ગયું હતું. બંબવર્ષા સમયે લોકોની ભીડ જામેલી હતી એટલે ઠેર ઠેર મરેલાં ને મરતાં, ઘવાયેલાં અને આઘાત પામેલાં માનવીઓ નજરે પડતાં હતાં. દબાયેલાં ને ભરાયેલાં હજુ ચીસો નાખતાં હતાં.

વાતોનાં વડાં કરતા એક જૂથને ઉદ્દેશીને ગ્લેડીઝ બોલી, 'તમારા બધાની મારે જરૂર છે,' અને આ અણધાર્યા 'હુકમ'થી અચંબામાં પડેલા નાગરિકો આજ્ઞા માથે ચડાવી સૂચનાઓનો અમલ કરવા લાગ્યા. એને મોઢેથી સૂચના–પ્રવાહ છૂટવા લાગ્યો, 'જુઓ ત્યાં એક જણ દબાયેલ છે. તમે બે જણ એના પરનો કાટમાળ ખસેડી લો ને તમે ત્રણ અહીં આવો ને દોડીને ઊના પાણીની ડોલો લઈ આવો. પેલા પાંચ જણ મુખ્ય રસ્તાને ચોખ્ખો કરો જેથી અવર-જવર સરળ બને.'

આમ કામસોંપણી કરતી કરતી એ ઘા ધોવામાં પરોવાઈ તો દસ વારમાં તો ડઝન ઉપરાંતના ઘા પર એને મલમપટ્ટા કરવા પડ્યા. ઊના પાણીમાં પોટાશ પરમેંગેનેટના કણ નાખી એણે એન્ટીસેપ્ટીક તૈયાર કર્યું. ને માનવઘામાંથી માટીના રજકણને દૂર કરવા માંડ્યા.

એના ચહેરા પર કડક નિશ્ચયની રેખાઓ તરવરી ઊઠી અને ઘા ધોતી, પાટા બાંધતી એ આગળ વધવા લાગી. તેમ એનાં કપડાં લોહીના ડાઘથી રંગાવા લાગ્યાં. એણે જાત પર ઘણોય કાબૂ લાવવા મથામણ કરી છતાં કોઈ મૃત કે ઘવાયેલ બાળકને જોઈ તે રડ્યા સિવાય રહી શકી નહિ.

નમતા પહોર સુધી એણે કામ કર્યે જ રાખ્યું. ત્યાં એને ખબર પડી કે હજુ તો ધોરી માર્ગનો પોણો ભાગ પણ એ જોઈ વળી નથી. એટલે એ સીધી ગઈ મેન્ડેરીન પાસે અને એક 'રાહત સમિતિ' સ્થાપવાની વાત કરવા લાગી. મેન્ડેરીન, જેલર, ગ્લેડીઝ ને એક વેપારીની એ સમિતિ, દડ ને ડાઘાવાળાં કપડાં ને પરસેવાના રેલા સહિત યોજના ઘડવા વળગી પડી. આવી આફત તો એમણે જિંદગીમાં કદી ભાળી જ નહોતી એટલે શું કરવું તેની એમને તો ગતાગમ જ નહોતી. -પરિણામે ગ્લેડીઝે શરૂ કર્યું, 'કાટમાળ નીચે હજુ જીવતાં માણસો છે. આપણે એમને બહાર કાઢવાં જોઈએ. શક્ય હોય ત્યાંથી ખાદ્યસામગ્રી પ્રાપ્ત કરવી જોઈએ, ઉપલબ્ધ બહેનોએ ઘવાયેલાંની સારવારમાં લાગી જવું જોઈએ. સાદ પાડનારને બોલાવી આટલી જાહેરાત ગામ સમક્ષમાં કરવી ઘટે.'

મેન્ડેરીને 'હા' માં 'હા' મેળવતું ડોકું તો હલાવ્યું પણ એના ચહેરા પર ચિંતાની રેખાઓ ઊડવા લાગી. એણે જણાવ્યું, 'મારે આપને વધુ ચિંતા-યુક્ત સમાચાર આપવાના છે. આ જાપાનીઝ લોકો ચેંગચેંગ ભણી આગળ વધી રહ્યા છે ને મળતી માહિતી અનુસાર એ લોકો ખૂબ જ ક્રૂર છે.

'તો તો આપણે સમય વેડફી શકીએ નહિ.' ગ્લેડીઝે ઉમેર્યું ને તરત સૌ કામે લાગ્યાં.

સફાઈ મંડળો કામે લાગ્યાં ને રસ્તો આખો ચોખ્ખો કર્યો. ઘવાયેલાંને બુદ્ધ મંદિરમાં લઈ જવામાં આવ્યાં. ગ્લેડીઝે ત્યાં સાંજે પોટાશ પરમેન્ગેનેટના પાણીથી ધોઈ કરી, પાટાપીંડી કર્યાં. જેમને યમરાજનું તેડું નજીક લાગતું હતું તેવાંને આશ્વાસનના બે શબ્દો કહ્યા અને આમ ટમકતા તારલા ને ઝબકતા દીવાના પ્રકાશે એમણે આખી રાત આ કામકાજ ચલાવ્યું. થાકથી લોથપોથ થતા સુધી, હરેક વ્યક્તિએ, આ આફતના સમયમાં પોતાની શક્તિઓ આ રાહત કાર્યમાં કેન્દ્રિત કરી.

ઉષાનાં કીરમજી-રંગી કિરણોએ શહેર પર પ્રકાશ પાથર્યો ત્યારે એને રોકવા અહીં તહીં ધુમાડાના ગોટા હવામાં આથડતા હતા. એ હતા ધૂમાતા ઘરમાંથી ઉપર ચડતાં ધૂમ્રવાદળ. પાંચ દિવસ પછી આવી ગણવેશમાં સજ્જ જાપાનીઝ દળોએ આ સૂનકાર શહેરની ગલીઓમાં પ્રવેશ કર્યો ત્યારેય એમણે વેરેલ વિનાશાગ્નિ દહતો જ હતો!

આ આખાય વિસ્તારના લોકને હાથ લાગ્યું તે લઈ



દૂર દૂરનાં એકાકી ગામડાં અને પર્વતગુફાઓમાં પહોંચી ગયા હતા. જેલર અને કેદીઓ, ચોકિયાતો સહિત કૂચ કરી ગયા હતા. મેન્ડેરીન, પોતાના પત્ની-કાફલા સહિત દૂર દૂર જતા રહ્યા હતા ત્યારે ગ્લેડીઝ, ચાલીસેક બાળકોના સમૂહ સાથે, રક્ષણાત્મક દિવાલ-વાળા એક નાના ગામે જઈ વસી હતી. એકાદ સપ્તાહના એના વસવાટ પછી એને સમાચાર સાંપડ્યા કે જાપાનીઝો યેંગચેંગ પાર નીકળી ગયા છે ને મોટા ભાગના લોકો પણ આવવા લાગ્યા છે એટલે એ પોતે પણ પાછી ફરી.

આ જ અરસામાં કાગળના એક કટકા પર એણે ઘેર લખી મોકલ્યું, 'અહીંથી હવે હું મુક્ત થાઉં કે મારે થવું જોઈએ એવું તમે ઇચ્છશો મા, કારણ કે આ કસોટીકાળમાં અહીંથી ભાગવાની મારી લેશ પણ મરજી નથી. અહીંના સૌ લોકને હું મારા ગણું છું. પ્રભુએ મને એ સોંપ્યા છે અને પ્રભુની ઇચ્છા ને કીર્તિને ખાતર, હું એ સૌની સાથે જીવીશ કે મરીશ.'

એ ઘેર આવી તો એનો ઉતારો હતો તેમનો તેમ જ હતો. બોમ્બમારાથી તૂટેલો ભાગ ખુલ્લો, પોલો હતો. એને હવે ખાતરી થઈ કે યાત્રીઓનો ધંધો ચાલવાનો નહિ. ખચ્ચર વણઝારો અટકી ગઈ હતી, રસોયો ચેંગ અદૃશ્ય થયો હતો, શાંતિના સમયની ઘોર ખોદાઈ ગઈ હતી. ને હવે યુદ્ધનોબતો ચારેકોર ગાજતી હતી.

એના ઉતારાના ઊઘાડા છાપરા ભણી એક દી એ નજર નાખતી ઊભી હતી ત્યાં એને મેન્ડેરીનની ચિઠ્ઠી મળી. ચિઠ્ઠીમાં લખ્યું હતું કે એમણે એક મિજબાની ગોઠવી હતી. અને તેમાં ગ્લેડીઝને ખાસ આમંત્રી હતી કારણ એ કદાચ એમનો યેંગચેંગમાંનો અંતીમ ભોજન સમારંભ હશે. એ પ્રસંગે એ પોતે કાંઈક કહેવા ઇચ્છતા હતા તે ગ્લેડીઝને કાને એ પડે એ જરૂરી હતું.

ભોજનસમારંભ પ્રસંગે ગ્લેડીઝે સાશ્ચર્ય અનુભવ્યું કે એની બેઠક મેન્ડેરીનને જમણે હાથે, માનાર્હ સ્થાને યોજાઈ હતી. આવું તો કદી બન્યું નહોતું. યેંગ-ચેંગના સર્વ આગેવાનો કે ઉચ્ચ હોદ્દેદારો હાજર હતા. આજનું ભોજન આગળનાંની જેમ બત્રીસું હોવાને બદલે સાવ સાદું હતું.

ભોજનને અંતે મેન્ડેરીને ખડા થઈ ગ્લેડીઝની સેવા-ઓને બિરદાવતું ભાષણ કર્યું. ગ્લેડીઝ અહીં આવી ત્યારથી માંડી, એની ગરીબ ગુરબાં, માંદાંસાજાં, કેદી ને પીડિત એ સૌ પ્રત્યેની દયાયુક્ત વર્તણૂંકનું વર્ણન કરી, અંતે એના ધર્મ—ખ્રિસ્ત ધર્મની વાત માંડી. ગ્લેડીઝ તો આશ્ચર્યગર્તમાં ડૂબકાં મારવાની હતી ત્યાં એના તરફ ફરી એ મહાનુભાવ બોલ્યા, 'આપનો ધર્મ અંગીકાર કરવાની મારી ઇચ્છા છે, હે, દયાની દેવી, હું ખ્રિસ્તી બનવા માગું છું.'

ટેબલ આજુબાજુ બેઠેલા સૌએ એ વાતને સસ્મિત સમર્થન આપતાં શીષ-ધૂનન કર્યું. અને ભરેલા હૃદયે ગ્લેડીઝે ઊભા થઈ મહા પરાણે, આભાર, આશ્ચર્ય અને આનંદ વ્યક્ત કરતા બે શબ્દ, થડકતી જીભે, ઉચ્ચાર્યા. પોતાના ધર્મમાં આવનાર મહાનુભાવોમાં સૌથી મહાન વ્યક્તિને પોતાના ધર્મવાડામાં દાખલ કરવાનું માન આજે એને પ્રાપ્ત થતું હતું.

ફેબ્રુઆરી '૪૦ માં ગ્લેડીઝે વિચાર્યું કે જાપાનીઝ વર્ચસ્વ હેઠળના ટેલચાઉમાં જુવાન મિશનરી દંપતી ડેવીઝ સાથે રહેવા જવું. એ ત્યાં પહોંચી ત્યારે ડેવીઝ દરિયા કિનારા તરફ, એક માસ જવાની વેતરણમાં હતાં, અને એમની ગેરહાજરીમાં મિશનની દેખભાળ રાખનાર કોઈકની શોધમાં હતાં. એટલે ગ્લેડીઝનું આગમન એમનેય રાહતકારક અને આવકારયુક્ત હતું. ડેવીઝે જણાવ્યું કે જાપાનીઝોએ મિશનની તટસ્થતા આજલગી સ્વીકારી ને નિભાવી હતી.

[ ચાલુ ]



કે. વી. વેન્કટાચલમ્

# નવાં તોલ–માપ

વાણિજ્ય અને ઉદ્યોગ મંત્રાલયના સંયુક્ત સચીવની જવાબદારીભરી કામગીરી બજાવતા વિદ્વાને તૈયાર કરેલો આ લેખ નવી મેટ્રિક પદ્ધતિને આપણે પૂરેપૂરી સમજીએ એવી સરળતાથી માહિતી આપે છે. ઑક્ટોબર માસથી આ નવાં તોલ–માપ આખા દેશમાં શરૂ થવાનાં છે......

૧૯૫૭ ના જાન્યુઆરીથી રોજેરોજના હવામાનનો અહેવાલ સેન્ટીગ્રેડ ડીગ્રીમાં તથા વરસાદના પ્રમાણનો અહેવાલ મિલિમીટરના આંકડાઓમાં આપણને જાણવા મળે છે. એપ્રિલ ૧૯૫૭ માં ચલણની દશાંશ પદ્ધતિ અમલમાં આવી જેમાં રૂપિયાને ૧૬ આના, ૬૪ પૈસા અને ૧૯૨ પાઈને બદલે ૧૦૦ નવા પૈસામાં વિભક્ત કરવામાં આવ્યો છે. આ નવા ચલણની દશાંશ પદ્ધતિના પાયા પર તોલ અને માપ પણ મેટ્રિક પદ્ધતિમાં ઑક્ટોબર ૧૯૫૮ થી અમલમાં આવનાં આપણને તેમની સાથે કામ પડશે. આ બધા ફેરફારો લગભગ ૧૦ વરસના ગાળામાં અમલમાં આવનારા વિશાળ પાયા પરના સુધારાઓનાં છૂટાં છૂટાં અંગો છે. તોલ અને માપની પદ્ધતિમાં એકવાક્યતા લાવવાનો આમાં હેતુ છે.

જ્યારે આપણો દેશ નવી અર્થરચના કરવામાં રોકાયો છે અને અન્ય મોટાં કાર્યો માટે નાણાંની તાત્કાલિક આવશ્યકતા છે ત્યારે આપણે આવો ફેરફાર હમણાં શા માટે કરીએ છીએ તેનું ઘણા લોકોને આશ્ચર્ય થાય છે. અન્ય લોકો આવા સુધારાને આવશ્યક માને છે, પરંતુ વિદેશી ગણાતી મેટ્રિક પદ્ધતિને સ્થાને આપણી પોતાની ભારતીય પદ્ધતિ અપનાવીને રાષ્ટ્રીય ગૌરવ જાળવવાની ઇચ્છા વ્યક્ત કરે છે. મોટી સંખ્યાના લોકો એવો ભય સેવે છે કે મેટ્રિક પદ્ધતિનો અમલ એકાએક શરૂ કરાશે અને તેથી દેશમાં મોટી ગૂંચવણો ઊભી થશે.

ભારતભરમાં લગભગ ૧૦૦ જાતના શેર, એટલા જ પ્રકારના મણ અને મોટી સંખ્યામાં ધનમાપ હસ્તી ધરાવે છે એ સુવિદિત છે. ભારતમાં કેટલી જાતનાં વીઘાં પ્રચલિત છે તેનો અંદાજ કાઢવો મુશ્કેલ છે. આપણાં તોલ અને માપમાં આવી ગૂંચવણો સદીઓથી અસ્તિત્વમાં છે. આમાંયે સૌથી મોટી મુસીબત તો એ છે કે વજન, લંબાઈ અને ધનમાપની આ બધી પદ્ધતિઓમાં સંપૂર્ણ કહી શકાય એવી ઐક્ય પદ્ધતિ નથી. જુદી જુદી જાતનાં તોલ–માપોની મોટી સંખ્યાને પરિણામે અસંખ્ય ગેરફાયદા થાય છે. આ વિવિધતા છેતરપિંડી, કપટ અને સામાજિક દૂષણોને પંથે લઈ જાય છે. ચોક્કસ પદાર્થ કયા એકમમાં વેચાય છે તેની જાણકારી ન હોય તો વેપાર અને રોજિન્દી આપ–લેમાં પણ મુસીબત પડે છે. ઘણી વાર એક જ પદાર્થ બે, ત્રણ કે વધુ એકમો—દા. ત. પાઉન્ડ, શેર, રતલ, મદ્રાસ શેર, સ્થાનિક શેર વગેરે—ના રૂપમાં વેચાતો હોય છે. અન્ય પદાર્થો પ્રવાહી માપ તેમ જ વજન પ્રમાણે પણ વેચાતા હોય છે, જેનાં એકમો દરેક જગ્યાએ જુદી જુદી જાતનાં હોય છે. પરિણામે સામાન્યપણે એમ માનવામાં આવે છે કે વજન તથા માપની બાબતમાં વિવિધ ધોરણો ચોક્કસપણે અનિચ્છનીય છે. તોલ અને માપ માનવીની રોજિન્દી પ્રવૃત્તિમાં અસંખ્ય રીતે ઉપયોગમાં આવે છે, જેવી કે કેળવણી, વિજ્ઞાન, યંત્રવિદ્યા, ઉદ્યોગો, ખરીદી, વેચાણ વગેરે. જેવી રીતે એક જ પદ્ધતિનું નાણાંકીય ચલણ છે તેવી જ રીતે દેશભરમાં તોલ અને માપની પણ એક જ પ્રમાણિત પદ્ધતિ અમલમાં મુકાય તો શું આપણે ગણનાપાત્ર ગેરસમજ અને રોષની લાગણીમાંથી બચી ન જવા પામીએ ?

જો આવી આવશ્યકતા એક વાર સ્વીકારાઈ કે આપણે યોગ્ય પદ્ધતિ શોધવી જોઈએ. આ શોધમાં આપણે તોલ અને માપની પૂર્ણ પદ્ધતિમાં જરૂરી એવી નીચેની લાક્ષણિકતાઓ ખ્યાલમાં રાખવી જોઈએ :

૧. એ પદ્ધતિ સાદી અને વાપરવામાં અને સમજવામાં સરળ હોવી જોઈએ;



૨. એનાં બધાં એકમોનું મૂળ એક જ એકમ હોવું જોઈએ જેથી નાનાં મોટાં એકમો પરસ્પર સંબંધિત રહે અને આખી પદ્ધતિ એક અને અખંડ ગણાય;

૩. આ પદ્ધતિનાં લંબાઈ, વજન અને ઘનમાપનાં નાનાં મોટાં વિભાજનો એકસરખાં અને ઉત્તરોત્તર સરળ હોવાં જોઈએ;

૪. આ પદ્ધતિ એવી હોવી જોઈએ કે જેથી તે વ્યાપાર અને ઉદ્યોગો માટે રાષ્ટ્રીય તેમ જ આન્તર-રાષ્ટ્રીય ક્ષેત્રોમાં પણ સરળતાથી વાપરી શકાય.

ટૂંકમાં, આ પદ્ધતિ શાસ્ત્રીય, પદ્ધતિસર રીતે વિભાજિત અને આન્તરરાષ્ટ્રીય રીતે પણ સમજી શકાય એવી હોવી જોઈએ.

એકસરખી પદ્ધતિની પસંદગી કરતી વખતે સૌ પ્રથમ દેશી સાધનો તરફ સૌ પહેલાં નજર દોડે છે. કમનસીબે, આદર્શ પદ્ધતિની જરૂરિયાતોને પૂરી પાડે એવી એકેય સંપૂર્ણ પદ્ધતિ ભારતમાં નથી. વજન માટે કાયદાથી મુકરર કરેલા શેર અને પાઉન્ડનો આપણે ઉપયોગ કરીએ છીએ. દેશી શેર ૮૦ તોલાનો અને દરેક તોલો ૧૮૦ ગ્રેનનો છે. આવા ૪૦ શેરનો એક મણ થાય છે. આ શેરને ઉત્તરોત્તર અડધો કરતાં કરતાં છટાંક એટલે કે $\frac{1}{16}$ શેર અથવા ૫ તોલા સુધી આવીએ છીએ. પણ ત્યાર પછી તેનું અડધું કરતાં ૨½ તોલા, ૧¼ તોલો વગેરે એકમો આવે છે, જે વાપરવા માટે તદ્દન અગવડભરેલાં છે. કાયદેસર વ્યાખ્યા પ્રમાણે વાર ત્રણ ફૂટ અથવા ૩૬ ઈંચનો છે, જ્યારે ફર્લાંગ ૨૨૦ વારનો અને માઈલ ૮ ફર્લાંગનો થાય છે. કેન્દ્ર સરકારદ્વારા વ્યાખ્યા પામેલું કોઈ ઘનમાપ નથી. પરિણામે, કોઈ ચોક્કસ વિસ્તારમાં ચાલુ અથવા માન્ય કરાયેલું કોઈપણ માપ ઘનમાપ તરીકે પ્રચલિત હોય છે. ક્ષેત્રફળ તેમ જ કદના માપ અંગે પણ ઉપરના જેવી જ પરિસ્થિતિ છે. આનો અર્થ માત્ર એટલો જ થયો કે ભારતમાં એવી એકેય પદ્ધતિ નથી, જેને રાષ્ટ્રીય પદ્ધતિ તરીકે સ્વીકારી શકાય. ૧૮૭૬ માં જ્યારે ભારત સરકારે ભારતીય વજનો અને માપને એકસરખાં કરવાનો પ્રયત્ન કર્યો ત્યારે પણ આવી જ મુશ્કેલીનો સામનો સરકારને કરવો પડ્યો હતો. એ પ્રયત્નો છેવટે પડતા મૂકાયા હતા. આજે યે એ સ્થિતિમાં ખાસ ફેરફાર થયો નથી.

આથી પ્રચલિત દેશી પદ્ધતિઓના આધારે કોઈ નવી પદ્ધતિ અથવા આંતરરાષ્ટ્રીય ઉપયોગમાં પ્રચલિત એવી પદ્ધતિની પસંદગી કરવાનું આપણે માટે રહે છે. વિશ્વભરમાં સધાઈ રહેલી વર્તમાન યાંત્રિક અને ઔદ્યોગિક પ્રગતિને લક્ષમાં લેતાં નવી પદ્ધતિ અપનાવવાનું ખરેખર તદ્દન અશક્ય છે. આમ છતાં વારંવાર આપણી સમક્ષ મૂકવામાં આવતી દલીલોમાંની કેટલીકને આપણે ચકાસીએ. કેટલાક લોકો સૂચવે છે કે માશાને એક એકમ તરીકે લેવો જોઈએ અને ૯૬૦ માશાના વર્તમાન શેરને બદલે ૧,૦૦૦ માશાનો શેર બનાવવો જોઈએ. જેથી દશાંશની રીતે ભાગ પાડીને તેનો ઉપયોગ કરવાનું સરળ થાય. આનો અર્થ એ થશે કે આપણા ચાલુ તોલા, છટાંક, અર્ધ પાશેર, મણ વગેરેનાં કાટલાં રદ થઈ જશે. જ્યારે આપણે વારની બાબત હાથ ધરીએ ત્યારે તો આથીયે વધુ મુશ્કેલીઓનો સામનો કરવો પડે છે. જો વારના દશાંશની રીતે ભાગ કરવામાં આવે તો ફૂટ, ઈંચ વગેરે માપ ચલણમાંથી રદ થઈ જાય. જો આપણે દશાંશની રીતે તેના ભાગ કરીએ નહિ તો જે ગૂંચવણોને આપણે ટાળવા માગીએ છીએ તે ચાલુ જ રહે. હજુ વધુ ગૂંચવાડો તો એ છે કે વાર એ બ્રિટિશ એકમ છે અને તેમાં આપણે આવો ફેરફાર કરી શકીએ નહિ. ઘનમાપના એકમને લાગેવળગે છે ત્યાં સુધી એ તદ્દન અસ્પર્શ્ય જ રહ્યું છે, કારણ કે કેન્દ્ર સરકારે માન્ય કરેલું હોય એવું એકેય એકમ એમાં નથી. હાલની પદ્ધતિને બીજી રીતે અપનાવતાં આવી મુશ્કેલીઓ ઉપસ્થિત થશે. આથી આપણે અપૂર્ણ અને મર્યાદિત એવી આપણી પદ્ધતિઓમાંની એકેયને દેશમાં ઉપયોગ માટેની એકસરખી પદ્ધતિમાં પરિવર્તિત કરી શકીએ નહિ. આથી અત્યારે ચાલુ આંતરરાષ્ટ્રીય પદ્ધતિના સ્વીકારની એક માત્ર પસંદગી

આપણે માટે બાકી રહે છે. આવી બે પદ્ધતિઓ છે: ફૂટ–પાઉન્ડ અને મેટ્રિક. ફૂટ–પાઉન્ડની પદ્ધતિ બ્રિટન, અમેરિકા અને રાષ્ટ્રસમૂહના દેશોમાં અમલમાં છે. મેટ્રિક પદ્ધતિ વિશ્વનાં તમામ રાષ્ટ્રોમાં વપરાય છે. તદુપરાંત બ્રિટન, અમેરિકા અને રાષ્ટ્રસમૂહના દેશોએ કાયદા દ્વારા તેને પ્રમાણિત ઠરાવેલી છે.

ફૂટ–પાઉન્ડ પદ્ધતિનાં મુખ્ય એકમો પાઉન્ડ, વાર અને ગેલન છે. જો પાઉન્ડ એવોઈર્ડુપોઈસ હોય તો તે ૧૬ આઉંસ અથવા ૭,૦૦૦ ગ્રેઈનનો બને છે અને જો તે ટ્રોય પાઉન્ડ હોય તો ૧૨ આઉંસ અથવા ૫,૭૬૦ ગ્રેનનો હોય છે. ચૌદ એવોઈર્ડુપોઈસ પાઉન્ડનો એક સ્ટોન, ૨૮ પાઉન્ડનો ક્વાર્ટર, ૧૧૨ પાઉન્ડનો હેન્ડ્રેડવેટ અને ૨૦ હન્ડ્રેડવેટનો એક ટન બને છે. આપણે વારની વિગત તો ઉપર જોઈ ગયા છીએ. દરેક ગેલન ૪ ક્વાર્ટ્સ અથવા ૮ પિન્ટ અથવા ૩૨ ગિલ અથવા ૧૬૦ પ્રવાહી આઉંસ અથવા ૧,૨૮૦ પ્રવાહી ડ્રેક્મ અથવા ૭૬,૮૦૦ મિનિમનો બને છે. વધુ મોટાં એકમોમાં ૨ ગેલનનો એક પેક, ૪ પેકનો એક બુશેલ અને ૮ બુશેલનો એક ક્વાર્ટર બને છે. આ છેલ્લું એકમ—ક્વાર્ટર—વજનના ક્વાર્ટર સાથે કોઈ રીતે સંબંધિત નથી. અમેરિકનો જો કે ફૂટ–પાઉન્ડ પદ્ધતિનો ઉપયોગ કરે છે પણ તેમનાં માપ તદ્દન જુદાં હોય છે. દા. ત. તેમનો ટન ૨,૦૦૦ પાઉન્ડનો, હન્ડ્રેડવેટ ૧૦૦ પાઉન્ડનો અને ૧૬૦ પ્રવાહી આઉંસના ઇમ્પીરિયલ ગેલનની સરખામણીમાં તેમનો ગેલન ૧૨૮ પ્રવાહી આઉંસનો થાય છે. જો કે દેખાવમાં સરખી લાગતી હોવા છતાં બ્રિટિશ અને અમેરિકન પદ્ધતિઓને આપણે બે જુદી જુદી પદ્ધતિઓ કહી શકીએ. જો આપણે એક સર્વાંગ સમ્પૂર્ણ પદ્ધતિ અખત્યાર કરવી હોય તો આપણને જણાય છે કે ફૂટ–પાઉન્ડ પદ્ધતિ સરળ નથી, સમજવા તથા વાપરવામાં સહેલી નથી, ગણતરી કરવામાં સુગમતાભરેલી નથી અને અખંડ પણ નથી, કારણ કે વાર અને પાઉન્ડ પરસ્પર સંબંધિત નથી, તેમનાં વિભાજન પણ તદ્દન અલગઅલગ અને યાદ રાખવાં મુશ્કેલ છે. તેની તરફેણમાં એક જ હકીકત એ છે કે વ્યાપાર અને ઉદ્યોગમાં તે આન્તરરાષ્ટ્રીય રીતે જાણીતી છે.

હવે આપણે મેટ્રિક પદ્ધતિ જોઈએ. એક મૂળભૂત એકમ 'મીટર' પરથી આ નામ ઉત્પન્ન થયું છે. એક કિલોગ્રામ પાણીથી રોકાતા કદને ચોક્કસ વ્યાખ્યા હેઠળ ઘનમાપને લિટર નામથી ઓળખવામાં આવે છે. મીટર કરતાં અલગ સ્વતંત્ર રીતે વ્યાખ્યા પામેલું એકમ કિલોગ્રામ પાણીની ઘનિષ્ટતમ કક્ષાએ તેના એક ક્યુબિક ડેસીમિટર (ક્યુબિક મીટરનો હજારમો ભાગ) જેટલું છે. આમ લિટર અને ક્યુબિક ડેસીમિટર બધા વ્યવહારુ હેતુઓ માટે સરખાં છે. દરેક એકમ તેની પછીના નાના એકમથી દસગણું મોટું હોય છે. દરેક દશાંશ પગલાંને એકમની મહત્તા દર્શાવતાં ઉપસર્ગો આપવામાં આવે છે. ત્રણ મૂળભૂત એકમો મિટર, ગ્રામ અને લીટર. તેનાં મહત્તા દર્શાવતાં ૬ ઉપસર્ગો કિલોમિટર (૧,૦૦૦), હેક્ટોમિટર (૧૦૦), ડેકામિટર (૧૦), ડેસીમિટર ($\frac{૧}{૧૦}$), સેન્ટિમિટર ($\frac{૧}{૧૦૦}$) અને મિલિમિટર ($\frac{૧}{૧૦૦૦}$) વગેરે મળીને પૂરી મેટ્રિક પદ્ધતિ બની છે. આમ સંપૂર્ણ પદ્ધતિ અખત્યાર કરવાની આપણી નીતિ મેટ્રિક પદ્ધતિથી સંતોષાઈ શકે તેમ છે.

જો આપણે ભારતભરમાં માત્ર એક જ પદ્ધતિનો સ્વીકાર કરવો હોય તો એ હેતુ માટે મેટ્રિક પદ્ધતિ સૌથી વધુ બંધબેસતી છે. જો આ હકીકત સ્વીકારાય તો તેના અમલના સૌથી વધુ અનુકૂળ સમયનો પ્રશ્ન પણ વિચારી શકાશે. જ્યારે આપણને બીજાં ઘણાં કામો માટે નાણાંની અવશ્યકતા છે તેવે સમયે આપણે આ પદ્ધતિ સ્વીકારવી જોઈએ? શું ૧૦ કે ૧૫ વર્ષ બાદ આપણે તે ન સ્વીકારી શકીએ? એમ પણ દલીલ થઈ શકે કે આ એકીકરણ માટે આપણે આટલો લાંબો સમય થોભ્યા તો બીજાં ૧૦–૧૫ વર્ષોમાં વધુ ફેરફાર થઈ જશે? એનો ઉત્તર એ છે કે દેશની વર્તમાન પરિસ્થિતિમાં આ સ્વીકારથી ઘણો ફેર પડશે. બીજી પંચવર્ષીય યોજના દ્વારા ભારત ઔદ્યોગિક



ક્રાંતિને ઉંબરે ઊભેલું છે. તોલ અને માપની પદ્ધતિ ઉદ્યોગનાં યંત્રવિષયક અંગો સાથે ગાઢ રીતે સંબંધિત છે. ઔદ્યોગિકરણમાં પ્રક્રિયા વધુ ગૂંચવણભરેલી અને ખર્ચાળ બની જાય. આ જ કારણથી મોટા પાયા પર ઔદ્યોગિકરણ પામેલા બ્રિટન અને અમેરિકા તોલ અને માપની એક જ પદ્ધતિ તરીકે મેટ્રિક પદ્ધતિને અપનાવવામાં મુશ્કેલી અનુભવે છે. ભારત હજુ તો ઔદ્યોગિકરણની શરૂઆત કરી રહ્યું છે અને જો આપણે અત્યારે મેટ્રિક પદ્ધતિ નહિ અપનાવીએ તો ભવિષ્યમાં ગંભીર મુસીબતોને માર્ગે દોરી જાય તેવી જૂના જમાનાની પદ્ધતિ અનુસાર આપણે કામ કરતા હોઈશું. છેવટે, ગમે ત્યારે પણ આપણે મેટ્રિક પદ્ધતિ અપનાવવી જ પડશે. એમાં જેટલો વિલંબ થશે તેટલો જ વધુ એ ફેરફારમાં ખર્ચ સહન કરવો પડશે. મેટ્રિક પદ્ધતિના સુધારાઓ માટે આપણે ૯૦ વર્ષ સુધી રાહ જોઈ ચૂક્યાં. આ ફેરફારનો અમલ ૧૮૭૦થી કરવાનું મુકરર થયું હતું અને ભારત સરકારે એને માટે જરૂરી કાયદો પણ ઘડયો હતો. આપણે એ યાદ રાખવું જોઈએ કે બ્રિટિશ સરકારે ભારતનો વહીવટ હાથમાં લીધો ત્યારે જો તેણે દેશી કે ફૂટ–પાઉન્ડ પદ્ધતિનાં તોલ–માપને સ્થાને મેટ્રિક પદ્ધતિનો અમલ કરવાનું કર્યું હોત તો તેમ કરવાનાં સબળ કારણો હતાં. તેમ છતાં, ચોક્કસ બ્રિટિશ વ્યાપારી હિતોના વિરોધને કારણે આ સુધારો દાખલ કરી શકાયો નહિ. ૧૯૪૭માં જ્યારે ભારત સ્વતંત્ર થયું ત્યારે જ માત્ર સુધારાનો આ પ્રશ્ન ફરીથી હાથ ધરાયો. આપણે અત્યારે આ સુધારાને આંગણે ઊભા છીએ.

આપણે આથી એ જોઈ શકીશું કે આ ફેરફાર હમણાં જ થવો જોઈએ. એના ફાયદાઓ પણ અત્યારે જ મળશે. આ જ સૌથી વધુ યોગ્ય સમય છે અને આવી તક ભવિષ્યમાં ફરીને ક્યારેય મળશે નહિ.

જો આપણે એ સ્વીકારીએ કે અત્યારે ફેરફાર માટેનો સૌથી વધુ સારો સમય છે તો આપણે એ વિચારવું જોઈએ કે આ ફેરફાર એકાએક થવો જોઈએ કે થોડાં વર્ષો સુધી તેની પ્રક્રિયા ચાલુ રહે. એ સ્પષ્ટ છે કે એકાએક ફેરફાર કરવાનું અશક્ય છે. આને માટે તબક્કાવાર કાર્યક્રમની જરૂર છે અને પરિવર્તનકાળ એવો હોવો જોઈએ કે જેથી અવ્યવસ્થા વેઠયા સિવાય ફેરફાર થઈ શકે. ગણનાપાત્ર રીતે ટૂંક સમયમાં રોજિન્દા વ્યવહારમાં આ ફેરફારનો અમલ કરવાનું શક્ય છે, પરંતુ ઇજનેરી ઉદ્યોગ જેવા તંત્રવિષયક ક્ષેત્રોમાં, જો આ સુધારાને બિનજરૂરી ખર્ચાળ અને ઉત્પાદનમાં બાધક ન થવા દેવો હોય તો સહેજે ૧૦ વર્ષ લાગશે. આથી ભારત સરકારે આ સુધારા માટે ૧૦ વર્ષના સમયગાળાની જોગવાઈ રાખી છે.

ઉપર જે કહેવાયું છે તેના પરથી એ ફલિત થાય છે કે તોલ અને માપની વર્તમાન પદ્ધતિમાં ફેરફાર ઇચ્છનીય છે અને આ હેતુ માટે મેટ્રિક પદ્ધતિ સૌથી વધુ બંધબેસતી છે. તદુપરાંત ઓછામાં ઓછે ખર્ચે આ ફેરફારનો વધુમાં વધુ લાભ મેળવવા માટે, તે હમણાં જ શરૂ થાય અને આવતાં ૧૦ વર્ષોમાં પૂરો થાય એ ઇચ્છનીય છે.



અણુગર્ભની અંદર જે વિદ્યુતમય પ્રક્રિયાઓ ચાલે છે તેનું સંશોધન કરવા માટે સોવિયેત વિજ્ઞાન અકાદમીની પદાર્થ વિજ્ઞાનની સંસ્થાના વિજ્ઞાનીઓએ એક નવું સાધન બનાવ્યું છે. તેમાં ૨૦૦૦ ઉપરાંત વીજાણુ બત્તીઓ મૂકવામાં આવી છે. આ સાધન સેકન્ડના ૬૦ લાખમા ભાગની ઝડપે વિદ્યુતસ્પંદનો નોંધી શકે છે. અત્યારસુધી વપરાતાં સાધનો કરતાં આ સાધન ૧૦૦ ગણું ઝડપી છે. આથી વૈજ્ઞાનિકો અણુગર્ભનાં રહસ્યો જાણી શકશે.

**'ઊર્મિ–નવરચના'** અંગે કોઈપણ જાતનો પત્રવ્યવહાર કરતી વખતે કે લવાજમ મોકલતી વખતે, વ્યવસ્થામાં સુગમતા પડે તે માટે, આપના રેપર ઉપર દર મહિને આવતો આપનો ગ્રા. નં. અને આપનું પૂરું સરનામું લખવું ક્યારેય ભૂલશો નહિ.

પ્રો૦ ગૌરીપ્રસાદ ચુ૦ ઝાલા

# લોકમાન્યનું ગીતા-રહસ્ય

પહેલી ઑગસ્ટે રાષ્ટ્ર દર વખતે લોકમાન્ય ટિળકને પુણ્યાંજલિ આપે છે. આપણા વિદ્વાન પ્રોફેસરે આ વખતે ટિળક રચિત મહાન ગ્રંથ ગીતારહસ્યમાં લોકમાન્યે સમજાવેલા ગીતાના મર્મની સમજ આપી હતી. તેમના પ્રવચનનો કેટલોક ભાગ અહીં મૂક્યો છે...

ટિળકે ભગવદ્‌ગીતાનો પ્રથમ પરિચય પંદર સોળ વર્ષની વયે કરેલો. મૂળ સાથે પ્રાકૃત ટીકા પણ વાંચેલી પણ એ ઉંમરે ભગવદ્‌ગીતાના ગૂઢ પ્રશ્નોની કલ્પના શી આવે? પણ આરંભથી જ તેને એક વાત સમજાઈ ગઈ હતી કે પાંડવ કૌરવોનું યુદ્ધ થવાનું જ છે તે ઘડીએ અર્જુનને શોક થાય છે અને યુદ્ધમાં સગાસંબંધીઓને હણવાની એ ના પાડે છે. અર્જુન જેવા ક્ષત્રિય વીરની આ નિવૃત્તિપરાયણતા, નિર્બળતા, દૂર કરવાના આશયથી ભગવાન કૃષ્ણ તેને બોધ આપે છે. એ બોધ અર્જુનને સ્વધર્મમાં પ્રવૃત્ત કરે છે અને અંતે અર્જુન યુદ્ધ કરવા તૈયાર થાય છે. ભગવદ્‌ગીતાના સંદર્ભ અને પરિણામ જોતાં ગીતા નિવૃત્તિમાર્ગ, સંન્યાસમાર્ગનો ઉપદેશ આપે એ કેમ માની શકાય? આ એક પ્રશ્ન હૈયામાં રાખીને ટિળકે ગીતાનું વિગતવાર અધ્યયન કર્યું. પ્રાચીન ભાષ્યકારોનાં વિવરણો અને અર્થદર્શનો જોયાં પણ તે કહે છે તેમ દરેક ભાષ્યકાર પોતાના કોઈ સ્થાપિત દર્શનનું સમર્થન કરવાનો જ પ્રયત્ન કરે છે અને પરિણામે એક જ ભગવદ્‌ગીતા જુદા જુદા સંપ્રદાયોના સિદ્ધાન્તો માટે પ્રમાણ તરીકે ગણાય છે.

બધાં જ પ્રાચીન ભાષ્યકારો ભગવદ્‌ગીતાને મોક્ષશાસ્ત્ર ગણે છે અને જ્ઞાન, શક્તિ, યોગ, કર્મ, ઉપાસના, વગેરે દ્વારા ભગવદ્‌ગીતા મોક્ષની સાધના ઉપદેશે છે તેમ માને છે. ટિળક કહે છે કે ભગવદ્‌ગીતા મોક્ષનો ઉપદેશ કરે છે અને તે પામવા માટે જુદા જુદા ઉપાયો નિરુપે છે એ હકીકત છે. પણ મોક્ષદર્શન એ ભગવદ્‌ગીતાનું પ્રધાન કે મુખ્ય લક્ષ્ય નથી. ભગવદ્‌ગીતાને સમજવામાં જે મુશ્કેલી નડે છે તેનું એક કારણ એ છે કે તે પૌરાણિક પદ્ધતિએ તે તે વિષયનું નિરુપણ કરે છે, પરિણામે એક ને એક વાત બે વાર કહેવાઈ હોય કે પરસ્પર વિરોધી કે અસંગત લાગતાં વિધાનો કે નિરુપણો પણ થયાં હોય એમ લાગે છે. ટિળક કહે છે કે ગીતાનું અર્થદર્શન પૌરાણિક નહિ પણ શાસ્ત્રીય (ક્રીટિકલ) પદ્ધતિએ વિષયવાર કરીએ તો ગીતાના વિષયોનું વૈવિધ્ય, તેના નિરુપણની સ્પષ્ટતા અને સ્વીકારયોગ્યતા અને એના માર્મિક સિદ્ધાન્તની સનાતનતા સ્પષ્ટપણે સમજી શકાય.

ટિળક પોતે ગીતાના અર્થદર્શન માટે શાસ્ત્રીય પદ્ધતિ અને શાસ્ત્રીય દૃષ્ટિ સ્વીકારે છે. આ પ્રકારના ગ્રંથને સમજવા માટે તે કેટલાક નિયમો પણ આપે છે. તે કહે છે કે કેવા સંજોગોમાં કે પરિસ્થિતિમાં ગ્રંથની રચના થઈ હોય તે સંજોગો કે પરિસ્થિતિને લક્ષમાં રાખીને જ અર્થદર્શન થવું જોઈએ. બીજું, ગ્રંથકર્તાનો આશય, હેતુ શો હતો એ પણ ધ્યાનમાં રાખવું જોઈએ. ત્રીજું, કોઈ પૂર્વગ્રહ કે પક્ષપાત વિના જ મૂળનો અર્થ સમજવો જોઈએ, વગેરે. ટિળકે આ નિયમો ધ્યાનમાં રાખ્યા છે એટલું જ નહિ, પણ આજની ઐતિહાસિક અને તુલનાત્મક (હિસ્ટોરીકલ એન્ડ કમ્પેરેટિવ) પદ્ધતિ સ્વીકારીને ગીતાના શ્લોકો અને વિષયોનાં ઉપનિષદો, પુરાણો, યોગવાશિષ્ટ મહાભારત વગેરે સાથે સામ્ય કે વૈષમ્યનો અભ્યાસ કરીને, ગીતાનો અર્થ નિશ્ચિત કરવાનો પ્રયાસ કર્યો છે.

ભગવદ્‌ગીતા અને બૌદ્ધ ધર્મ, ભાગવતધર્મ, મહાભારતમાં ગીતાનું સ્થાન, ગીતાનો બ્રહ્મસૂત્ર સાથે સંબંધ, ગીતાનો કાલનિર્ણય વગેરે મહત્ત્વના પ્રશ્નોની વિસ્તારપૂર્વક ચર્ચા પણ કરી છે. આ વિવેચનોમાં પ્રતિબિમ્બિત થતી ટિળકની સૂક્ષ્મ બુદ્ધિ, તર્કશક્તિ, સારાસાર વિવેચનશક્તિ, અને વિશાળ વિદ્વત્તા આશ્ચર્યમુગ્ધ કરે તેવી છે પણ ગીતા ટિળકની દૃષ્ટિએ શાસ્ત્રીય નિરુપણયોગ્ય ગ્રન્થ માત્ર નથી. તેની દૃષ્ટિએ ગીતા જીવન માર્ગદર્શન આપનાર ગ્રન્થ છે. તેમાં નિરુપાયેલું સત્ય

સનાતન સત્ય છે. એ સત્ય દેશ અને કાળના ભેદને અનુલક્ષીને, સમયે સમયે, જુદાં જુદાં રૂપો ધારણ કરે છે. તેથી તે કહે છે કે જેમ કોઈ હીરાને ઘસી ભૂંસીને અને સરાણે ચડાવીને સંસ્કારવામાં આવે તો તે વધારે પાણીદાર અને ચમકવાળો બને છે તેમ ગીતાનું તત્ત્વદર્શન અને નીતિનો ઉપદેશ, યુગે યુગે અવનવું રૂપ ધારણ કરે છે અને એ બધા જ યુગો માટે ઉપકારક નીવડે તેવાં છે. કર્મયોગ ગીતાનો પ્રધાન ઉપદેશ છે, એ લક્ષમાં રાખીને અઢારે અધ્યાયમાં નિરુપાયેલા ભિન્ન-વિભિન્ન લાગતા વિષયોની સંગતિ અને તેના નિરુપણની એકવાક્યતા દર્શાવવાનો ટિળકે પ્રયત્ન કર્યો છે.

ત્યારે, ટિળકની દૃષ્ટિએ ભગવદ્‌ગીતા કર્મયોગ ઉપદેશે છે. આટલી વાત તો આજની કોઈપણ સંસ્કારી, શિક્ષિત વ્યક્તિ જાણે છે પણ કર્મયોગ એટલે શું? કર્મયોગને એક તરફથી મીમાંસકોના કર્મવાદ સામે અને બીજી તરફથી વેદાંતના કર્મસંન્યાસવાદ સામે પોતાનું સ્થાન જમાવવાનું હતું. એટલે કર્મયોગમાં કર્મ છે પણ પ્રાકૃત રાગદ્વેષ પ્રેરિત કર્મ નથી તેમ વૈદિક કર્મકાણ્ડના અનુષ્ઠાનમાં પણ મીમાંસકોની 'ભોગૈશ્વર્યગતિ'નું પ્રયોજન પણ નથી. બીજે પક્ષે કર્મયોગમાં સંન્યાસ છે પણ તે ઉપનિષદોમાં પુરસ્કારાયેલો પરિવ્રાજકનો કર્મસંન્યાસ નથી. કર્મયોગમાં સંન્યાસ છે તે ફલાભિસન્ધિનો, સંકલ્પના સંન્યાસ છે. કર્મ કર્યા વિના એક પણ ક્ષણ કોઈ રહી શકતું નથી અને કર્મનાં સારાંનરસાં ફળો ઉત્પન્ન થયા વિના રહેતાં નથી. અર્જુન માટે પ્રશ્ન હતો, સ્વજનોની હિંસા કરીને પાપ વહોરવાનો કે ક્ષત્રિયોચિત કર્મ ન કરવાનો. શ્રીકૃષ્ણ કર્મ અને અકર્મનો ભેદ સમજાવે છે. કર્મ પણ અકર્મ બને એટલું જ નહિ પણ ટિળક સમજાવે છે તેમ વિકર્મ અને અયોગ્ય કર્મ પણ બને. પોતાના માતા પિતા ઉપર કોઈ આક્રમણ કરે ત્યારે તેનું રક્ષણ કરવું એ કર્મ ધર્મ છે. એ વેળા જો કોઈ પુત્ર રક્ષણ માટે દોડી ન જાય તો તે અકર્મ નથી રહેતું પણ ધર્મચ્યુતિ વિકર્મ એટલે અયોગ્ય કર્મ બને છે. કર્મનાં બંધન તોડવાનો સર્વસુલભ માર્ગ છે સમત્વનો, સુખ, કે દુઃખ, લાભ કે અલાભ, જય કે અજય, સિધિ કે અસિદ્ધિ આવી ગણતરી કર્યા વિના જ માણસે કર્તવ્ય કર્મ કરવાં જોઈએ. આવું સમત્વ સિદ્ધ કરવા માટે ઇન્દ્રિયવ્યાપારમાં અનુસ્યૂત રહેતા રાગ અને દ્વેષને વશ કરવા જોઈએ. નિષ્કામભાવ કેળવાય એટલે માણસ કર્મપરાયણ રહેવા છતાં તેમાં આસક્તિ ન સેવે અને ફળ વિષે વિસ્પૃહ રહે. 'કર્મણ્યેવાધિકારસ્તેમા ફલેષુ કદાચન,મા કર્મફલહેતુર્ભૂર્માતે સ્ત્વકર્મણિ' આ પ્રસિદ્ધ શ્લોકને ટિળકે કર્મયોગની ચતુઃસૂત્રી તરીકે ગણ્યો છે. આ શ્લોકનું વિવરણ કરતાં ટિળક કહે છે કે કર્મ કરનારનો અધિકાર કર્મ ઉપર જ છે. કર્મના ફળ ઉપર નથી. એટલે ફળની આકાંક્ષા રાખ્યા વિના જ કર્મ કરવું એ માણસની ફરજ છે. માણસે ફળ મળશે એવી ઇચ્છાથી કર્મ ન કરવું જોઈએ. ફળ ન મળવાનું હોય કે તેની ઇચ્છા ન કરવાની હોય તો પછી કર્મ કરવું જ શા માટે? એ શંકાનો ઉત્તર આ શ્લોકના ચોથા પદમાં અપાયો છે કે કર્મના ફળ પ્રત્યે ઉદાસીન ન રહેવું છતાં કર્મનો ત્યાગ કરવો જોઈએ નહિ. કર્મયોગના સ્વરૂપની અને સાધનાની મીમાંસા કરતા ટિળક કહે છે કે કર્મયોગ જ્ઞાન ઉપર પ્રતિષ્ઠિત છે અને ભક્તિથી સમર્થિત થયો હોય છે. જેમ જ્ઞાનમાર્ગમાં કર્મ અને ભક્તિ ઉપકારક સાધનો છે અને જ્ઞાન કર્મભક્તિની બે પાંખો ગણાય છે. તેમ કર્મયોગમાં પણ જ્ઞાન અને અંશો ઉપકારક છે. જીવ, જગત અને પરમેશ્વરનાં સ્વરૂપ અને બંધનો સમજાય તો કર્માચરણમાં તટસ્થતા, નિષ્કામના સહેલાઈથી લાવી શકાય અથવા તો રાગ-દ્વેષથી પર થવા મથતા મનને નિરાલંબન રાખવાને બદલે પરમાત્મામાં પરોવવામાં આવે તો તેની સમતા દૃઢ થાય.

ટિળકના કર્મયોગની વિશિષ્ટતા શંકરાચાર્યના કર્મ-સંન્યાસના વાદની સાથે સરખાવતાં સ્પષ્ટ થાય છે. સિદ્ધ દશાએ પહોંચેલા પુરુષે સંન્યાસનો આશ્રય લેવો કે વ્યવહારમાં રહી કર્મયોગ આચરવો? એ ગીતામાં મુદ્દાનો પ્રશ્ન છે. ગીતાનાં વચનોને અનુકૂળ

ીને શંકરાચાર્ય કહે છે કે જીવનમુક્ત પુરુષો સંન્યાસ હણુ કરી શકે અથવા તો જનક વગેરેની પેઠે લોકસંગ્રહ માટે કર્મયોગ આચરી શકે. ટિળક કહે છે કે સિદ્ધ થયેલા યોગીએ પણ સમપ્રધાન રહીને લોકસંગ્રહ માટે કર્મ કરવાં જ જોઈએ, એ ભગવદ્‌ગીતાનો ઉપદેશ છે. સિદ્ધ દશાએ પહોંચેલો યોગી રાગદ્વેષથી અને અજ્ઞાનથી પર હોય છે અને સ્વાર્થ માટે તેણે કશું કરવાનું હોતું નથી. પણ પરમાત્માએ આ જગત રચ્યું છે, પરમાત્માની ઈચ્છાથી જ જગત માત્ર ચાલે છે. તો પરમાત્માનાં દર્શન પામેલો કોઈ પણ સિદ્ધ પુરુષ, પરમાત્માની ઈચ્છાની વિરુદ્ધ જઈને, હું કર્મ નહિ કરું, જગતના કલ્યાણમાં સહાયભૂત નહિ થાઉં એમ કેમ કહી શકે?

ભગવદ્‌ગીતામાં સર્વાંગસંપૂર્ણ આધ્યાત્મિક દર્શન અને જીવનસિદ્ધાન્તો રજૂ કરાયા છે એમ માનતા અને એ સિદ્ધાન્તોને જીવનમાં ઉતારતા કર્મયોગીની પરમાત્મામાં શ્રદ્ધા, અને ફળની અપેક્ષા વિના, સ્વકર્મપરાયણતાનાં દ્યોતક વચનો, મુંબઈ હાઈકોર્ટના બીજા મજલા ઉપર સફેદ આરસની તકતીમાં આજેય ચમક્યા કરે છે.

[ આકાશવાણીના સૌજન્યથી ]



## સાભાર પ્રાપ્તિ–સ્વીકાર

**ઘર અને નિશાળ :** એ દોમિના. પાનાં ૬૦. રૂ. ૦—૨૦. સોવિયેત દેશ કાર્યાલય, મુંબઈ, ૧. **સાહિત્યમીમાંસાના બે પ્રશ્નો :** ડોલરરાય માંકડ. પાનાં ૪૦. રૂ. ૦—૫૦. મહારાજા સયાજીરાવ વિશ્વવિદ્યાલય, વડોદરા. **હિંદનું પ્રજાકીય અર્થશાસ્ત્ર :** વિઠ્ઠલદાસ મ. કોઠારી. પાનાં ૧૯૮. રૂ. ૨—૨૫. **બાપુજીની વાતો–૧ :** સં. મુકુલભાઈ કલાર્થી. પાનાં ૪૮. રૂ. ૦—૪૦. બન્નેના પ્રકાશક : ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ, ૧૪. **સંતતિનિયમનની સરળ રીતો :** ડૉ. અનસૂયા અમીન. પાનાં ૩૪. રૂ. ૦—૪૦. **સિનેમા કેવી રીતે ઊતરે છે ?** રામુ પરમાનંદ ઠક્કર. પાનાં ૩૨. રૂ. ૦—૪૦.—બન્નેના પ્રકાશક : પરિચય પુસ્તિકા પ્રવૃત્તિ, મુંબઈ, ૧. **કીમિયાગર કબીર :** વિજયગુપ્ત મૌર્ય. પાનાં ૧૭૫. રૂ. ૩—૦૦ **હોડીમાંથી આગબોટ :** હર્ષવદન શાહ. પાનાં ૮૪. રૂ. ૧—૫૦. **વિજ્ઞાનયાત્રા :** દેવીપ્રસાદ ચટ્ટોપાધ્યાય. પાનાં ૧૨૧. રૂ. ૨—૫૦. **શયતાનના સામ્રાજ્યમાં :** દેવીપ્રસાદ ચટ્ટોપાધ્યાય. પાનાં ૧૩૯. રૂ. ૨—૫૦. **યમ સામે લડાઈ :** દેવીપ્રસાદ ચટ્ટોપાધ્યાય. પાનાં ૧૦૨. રૂ. ૧—૫૦. **પૂંછડાં અને પાંખો :** ડૉ. શિવપ્રસાદ ત્રિવેદી. પાનાં ૧૫૬. રૂ. ૩—૦૦. **પહેલું સુખ તે જાતે નર્યા :** ડૉ. શિવપ્રસાદ ત્રિવેદી. પાનાં ૯૦. રૂ. ૧—૫૦. **ગાડામાંથી મોટર :** હર્ષવદન શાહ. પાનાં ૬૦. રૂ. ૧—૦૦—આઠેયના પ્રકાશક : ચેતન પ્રકાશન ગૃહ, વડોદરા. **ચાલો નાગરિક બનીએ :** રોબર્ટ રાયનોલ્ડ. અનુ. નગીનદાસ સંઘવી. પાનાં ૧૨૮. રૂ. ૨—૦૦ **વિશ્વરાજકરણમાં લોકશાહી :** લેસ્ટર બી. પીઅર્સન. અનુ. યશવંત દોશી. પાનાં ૧૦૨. રૂ. ૧—૫૦. **ઉદારમતવાદી લોકશાહી :** મસિમો સાલવેડોરી, અનુ. નગીનદાસ સંઘવી. પાનાં ૧૦૬. રૂ. ૧—૫૦. **આર્થિક સામ્રાજ્યવાદ :** આલ્ફ્રેડ ઓબરમેન. અનુ. નવીન હિ. શાહ. પાનાં ૫૪. રૂ. ૦—૬૫. **ચંદરવો :** ચુનીલાલ મડિયા. પાનાં ૧૨૧. રૂ. ૧—૭૫. **છૂપો ખજાનો :** ગુણવંતરાય આચાર્ય. પાનાં ૧૦૫. રૂ. ૧—૨૫. **સાહિત્યમાં વિવેક :** વર્સફોલ્ડ. અનુ. નગીનદાસ પારેખ. પાનાં ૧૪૪. રૂ. ૨—૫૦. **સંત જ્ઞાનેશ્વર :** (ચિત્રવાર્તા). રૂ. ૦—૯૦. **બાપુના જીવન પ્રસંગો :** મનુબહેન ગાંધી. પાનાં ૪૮. રૂ. ૦—૬૦.—નવેયના પ્રકાશક : વોરા ઍન્ડ કંપની, મુંબઈ, ૨. **આંધી અને ઉપવાસ :** નવલભાઈ શાહ પાનાં ૩૨. રૂ. ૦–૧૨. ગાંધી મજૂર સ્મારક ટ્રસ્ટ, અમદાવાદ **વોટ બીકમ્સ ઓફ ધી સોલ આફ્ટર ડેથ :** સ્વામી શિવાનંદ. પાનાં ૨૦૮. રૂ. ૩—૦૦. યોગ વેદાન્ત ફોરેસ્ટ યુનિવર્સિટી, શિવાનંદ નગર.





જે. ડી. વીટફોકસ

# બપોરની ટૂંકી નિદ્રા

આપણા ગરમ પ્રદેશ માટે તો ખાસ જરૂરી બપોરની ટૂંકી નિદ્રાનું આપણે મહત્વ સમજવું જ જોઈએ. મૂળ અંગ્રેજી ઉપરથી **શ્રી શાંતિલાલ અ૦ જોશી**એ અનુવાદ કરેલો આ લેખ કપડવણજની શ્રી. પુ. હ. મહાજન લાયબ્રેરીએ ઊર્મિના વાચકો માટે મોકલ્યો છે...

**એ**વો એક સમય હતો કે જ્યારે બપોરની ટૂંકી નિદ્રા માત્ર બાળકોને માટે હતી. આજે જીવનમાં સફળતા પામેલા મનુષ્યનું એક લક્ષણ એ છે કે તે બપોરના ભોજન બાદ ટૂંકી ઊંઘ લે છે કે નહિ? તમો કદાચ હસશો, પણ તમે સાંભળેલા ખૂબ નામાંકિત મનુષ્યોમાંના કેટલાક આવી ટૂંકી નિદ્રા લેતા હોય છે, અને તેનું ખાસ કારણ છે.

બપોર પછીનું કામ વધુ સારી રીતે કરવાને અને સાંજને માટે સ્વસ્થ થવાને બપોરની ટૂંકી ઊંઘ એક ચોક્કસ ઉપાય છે. તમો કયાં તો એક ઉદ્યમી વેપારી હો, એક હોશિયાર ડૉકટર હો, એક ઉદાર બેંકર હો યા તો એક મજબૂત કારીગર હો, તમારે બપોરની ટૂંકી ઊંઘની જરૂર છે.

ગૃહિણીઓ અને માતાઓ થોડી ક્ષણોનો આરામ ભોગવવાને સહેલાઈથી શાંત શયનગૃહ અથવા પલંગનો આશરો લઈ શકે છે. પરંતુ ઘણી જ થોડી આમ કરે છે.

નવા બાળકની સતત તહેનાતમાં રહેવાથી કંટાળી ગયેલી માતાને આવા બપોરના આરામની સૌથી વધુ જરૂર રહે છે. પરંતુ તે ધારે છે તેવો તેને સમય મળતો નથી.

જ્યારે તેનો પતિ સાંજના ભોજનને માટે ઘેર આવે છે ત્યારે વધારેપડતા કામથી તે ઘણીવાર થાકી ગયેલી હોય છે. જ્યારે તેનું બાળક ઊંઘી જાય છે, ત્યારે બપોરના ભોજન પછીનો ટૂંકો આરામ તેને સ્ફૂર્તિ અને શક્તિ પાછી મેળવવામાં તથા તેના પતિ સાથે સાંજના ચેતનયુક્ત બનવામાં સહાય કરે છે.

હવે પુરુષોની વાત. સ્ત્રીઓની જેમ પુરુષોએ પણ બપોરની ટૂંકી નિદ્રા લેવી જોઈએ. લાંબુ જીવવાને માટે મદદરૂપ થવાને કોઈક વસ્તુની જરૂર છે. તેઓ સ્ત્રીઓ કરતાં વહેલા મૃત્યુ પામે છે.

લોહીનું વધુ દબાણ, duodenal ulcer અને coronary artery—જેવા રોગોને લીધે પુરુષોમાં મરણનું પ્રમાણ સૌથી વધુ છે. આ બધા એવા રોગો છે કે જેને માટે ડૉકટરો આરામ તથા મનોરંજન કરવાની સલાહ આપે છે. બપોરની ટૂંકી નિદ્રાથી પુરુષોને લાભ થશે.

બપોરની ટૂંકી નિદ્રા માત્ર વૃદ્ધોને જ જરૂરી નથી. ઊલટું તે આપણને વૃદ્ધ થતાં બચાવે છે. નિયમિત બપોરની ટૂંકી નિદ્રા ખરેખર આયુષ્ય વધારી શકે છે. કેટલાક નામાંકિત માણસો કે જેઓ બપોરની ટૂંકી ઊંઘ લે છે તેમના દૃષ્ટાંતો હવે આપણે જોઈએ. તેમનામાંના ઘણાને ૭૦ વર્ષથી પણ વધુ લાંબી જિંદગી જીવવામાં આવી બપોરની ટૂંકી ઊંઘ મદદરૂપ નીવડી છે. ૮૦ વર્ષના બ્રિટનના નિવૃત્ત વડા પ્રધાન વિન્સ્ટન ચર્ચિલ બપોરના આરામમાં ખૂબ માને છે. તે મોડા ઊઠે છે અને બપોરના ભોજનના સમય સુધી કામ કરે છે. પછી તે બપોરની ટૂંકી ઊંઘ લે છે. તે કબુલ કરે છે કે સાંજની તેમની ચપળતા અને સ્ફૂર્તિ તેમના નિશ્ચિંત જીવન(જેમાં બપોરની ટૂંકી ઊંઘનો સમાવેશ થાય છે) નું મોટા ભાગે પરિણામ છે.

બીજા વિશ્વયુદ્ધ દરમિયાન તેમણે જે ભારે કામ કર્યું અને લંડન પરના બૉમ્બમારા વખતે તેમણે જે રીતે તેમના રાષ્ટ્રનું નૈતિક બળ અને હિંમત ટકાવી રાખ્યાં તે માટેના તેમના યશ વિષે કોઈ ના પાડી શકે તેમ નથી. માથા પર બૉમ્બમારો થતો હોવા છતાં રાત્રે અગત્યનો નિર્ણય લેવાને માટે ફરીથી શકિત પ્રાપ્ત કરવાને દરરોજ બપોરના ચર્ચિલ તેના બૉમ્બ-પ્રુફ નિવાસસ્થાનમાં આરામ લેતા હતા.

૭૫ વર્ષના જનરલ ડગ્લાસ મૅક આર્થર 'રૅમિંગ્ટન—રૅન્ડ'ના એક બાહોશ વહીવટકર્તા છે. ભયંકર પેસિફિક યુદ્ધનાં વર્ષો દરમિયાન જ્યારે તેઓ ઑસ્ટ્રેલિયામાં હતા ત્યારે પણ અને જાપાન પર કબજો જમાવ્યો હતો તે દરમિયાન બપોરના ભોજન બાદ વર્ષો સુધી તેમણે ટૂંકી ઊંઘ લીધી છે.

તે દરરોજ સવારના દશ વાગે ઑફિસે આવતા અને બપોરના બે વાગ્યા સુધી વિચારપૂર્વક અને હોશિયારીથી કામ કરતા. પછી તે બપોરના ભોજન અને આરામ માટે બે કલાક ગાળતા અને સાત વાગ્યા સુધી કામ કરવાની તૈયારી સાથે તાજગીભર્યા અને ચેતનવંત બનીને ચાર વાગે ઑફિસે પાછા ફરતા. તેમણે મહત્ત્વના નિર્ણયો લેવામાં આખો દિવસ ગાળ્યો હોવા છતાં તેમની દરેક સાંજ હમેશાં આનંદદાયક નીવડતી, કારણ કે તેમને આરામ અને આનંદ મળતો હતો.

૭૦ વર્ષના માજી પ્રમુખ હૅરી ઍસ. ટ્રુમેન સવારમાં વહેલા ઊઠે છે અને ફરવા જાય છે. તેઓ હમેશાં ભોજન પછીના આરામ માટે સમય કાઢે છે. આવા બપોરના આરામ દરમિયાન જ પ્યુર્ટોરિકનોએ બ્લૅરહાઉસને ઘેરો ઘાલવાનો અને તેમનું ખૂન કરવાનો પ્રયાસ કર્યો હતો. નીચેના બધા ઉશ્કેરાટ તરફ બારીમાંથી નજર કરતા ઝભ્ભો પહેરેલા ટ્રુમેન બીજે માળે હતા.

'મૉડેલ ટી'ના પ્રથમ સંશોધક—નિર્માતા હેન્રી ફૉર્ડે તેમના જીવનકાળ દરમિયાન તેમના ઉદ્યોગને વિશ્વનો સૌથી મોટો મોટર ઉદ્યોગ બનાવ્યો. જ્યારે તેઓ આ કાર્ય કરતા હતા, ત્યારે તેઓ વિશ્વાસપૂર્વક તેમની ઑફિસમાં અથવા ઘેર બપોરની ટૂંકી નિદ્રા લેતા. તેઓ ૮૪ વર્ષ જીવ્યા તે આ અને બીજા આરોગ્યના નિયમોને આભારી હતું.

વીજળીની શોધ કરનાર અને રાત્રે માત્ર ચાર કલાકની ઊંઘ લેવા માટે પંકાયેલા, ટૉમસ એ. ઍડિસન, દરરોજ બપોરના 'ન્યૂ જર્સી'ની તેમની 'મેન્લોપાર્ક પ્રયોગશાળા'ના કોઈ ગુપ્ત સ્થાનમાં ચૂપકીદીથી ચાલ્યા જતા અને ઘસઘસાટ ઊંઘી જતા. એક યા બે કલાક બાદ ફરીથી તાજગી અને સ્ફૂર્તિ મેળવીને તેઓ પોતાના કામે પાછા ફરતા. તેઓ પણ ૮૪ વર્ષની પાકી ઉંમરે પહોંચ્યા હતા.

આ મહાન પુરુષોમાંના દરેકે હોશિયારી અને ચીવટથી ભારે કામ કર્યું. તેઓ મોડે સુધી કામ કરતા. પરંતુ તેઓ લાંબુ જીવ્યા. શું તેમની સિદ્ધિનું રહસ્ય બપોરની ટૂંકી ઊંઘ હશે?

ડૉક્ટરો, વેપારીઓ અને પાર્લામેન્ટના સભ્યો બપોરના આરામનો ફાયદો સમજે છે. 'હેન્રી ફૉર્ડ હૉસ્પિટલ'ના મુખ્ય ડૉક્ટર લૉરેન્સ એ. ફ્રોલીસ ઘણાં ઑપરેશનો કર્યા બાદ બપોરનું ભોજન પતાવીને, બપોર પછીના દર્દીઓની લાંબી યાદી પર નજર નાખ્યા પહેલાં, થોડી મિનિટનો આરામ કરવાને પોતાની ઑફિસમાં ચાલ્યા જાય છે.

કૅલિફૉર્નિયામાં આવેલ 'બિવર્લી હિલ્સ'ના ઉદ્યમી ડૉ. મિલો બ્રુકસે પોતાની કચેરીમાં એક બુદ્ધિયુક્ત લપસતો પલંગ શોધી કાઢ્યો છે. જ્યારે મોટેથી રોતાં બાળકો અને ચિંતાતુર માતાઓને જોઈને તેઓ કંટાળી જાય છે, ત્યારે તેઓ દ્વાર બંધ કરી દે છે, પલંગ ખેંચે છે અને દર્દીઓની વચ્ચે થોડીક ક્ષણ આરામ લે છે. તેમના બીજા દર્દીની ઉત્તમ સારવાર કરવાને માટે ફરીથી તૈયારીની લાગણી અનુભવતા તેઓ ઊઠે છે. તેમના પલંગ વિષે ટીકા કરતાં તેઓ કહે છે, 'મારી કચેરીમાં મારી પાસે તે એક ઉત્તમ ચીજ છે. તેના વિના મારે ચાલી શકે નહિ.'

દક્ષિણ અમેરિકામાં કે જ્યાં બપોરનો આરામ એ રોજનો રિવાજ છે ત્યાં તેનો ફાયદો સારી રીતે પુરવાર થયો છે. ઉત્તર અમેરિકનોની જેમ દબાણના રોગોના તેઓ ઓછા ભોગ થઈ પડે છે. યુરોપના દેશોમાં પણ, કે જ્યાં અમેરિકાની માફક અડધા કલાકના ભોજન સમયથી કોઈ વાકેફ નથી ત્યાં 'લોહીનું ભારે દબાણ' અને 'હૃદયના રોગો' ઓછા પ્રમાણમાં



બને છે. મધ્ય યુરોપના ડૉક્ટરો અમેરિકાના ડૉક્ટરો કરતાં ઘણા ઓછા હૃદય–રોગના દાખલા જુએ છે. તેઓ એમ કહે છે કે આમ હોવાનું કારણ ધીમી ગતિ, ભોજન પછી તરત જ કામનો અભાવ અને બપોરની ટૂંકી ઊંઘ છે.

કેટલાક શાળાના શિક્ષકો, ખાસ કરીને બાલમંદિર અને પહેલા ધોરણના, બપોરના ભોજન બાદ વાર્તા વાંચે છે. બીજાઓ તેમનાં બાળકોને ડેસ્ક પર માથું મૂકીને થોડીક મિનિટ આરામ કરવા દે છે. તેઓને સમજાય છે કે બપોર પછી બાળકો વધારે સારું કામ કર છે. બધાં ધોરણોનાં બાળકોને જો થોડોક આરામ આપવામાં આવે તો તે એક સારી પ્રથા નીવડશે.

ભોજન પછીનો આરામ લોકોને તાજગીભર્યા અને સ્વસ્થ બનાવવામાં, વધુ લાંબુ અને તંદુરસ્ત જીવન જીવવામાં, વધુ મજબૂત હૃદયવાળા બનાવવામાં અને દરરોજ વધારે કામ કરવાને શક્તિમાન બનાવવામાં કેવી રીતે જાદૂઈ અસર કરે છે?

ઊંઘ ખર્ચાયેલી શક્તિને પાછું લાવનાર એક મહાન સાધન છે. આરામ અને ઊંઘ દરમિયાન કુદરત તમારા મગજની બૅટરીને ફરીથી ચાર્જ કરે છે. ઊંઘ તમોને વધુ સારી રીતે વિચાર કરવામાં, વધુ જાગૃત દેખાવામાં, વધારે સાવધ બનવામાં અને વધુ જૂસ્સો મેળવવામાં મદદરૂપ બને છે.

ઊંઘ તમારા હૃદય પરનો ભાર હઠાવે છે. જ્યારે તમે આરામ લીધો હોય છે, ત્યારે તમારા હૃદયને લગભગ એટલું બધું સખ્ત કામ કરવું પડતું નથી કે જેટલું જ્યારે તમે આમતેમ ફરતા હો ત્યારે કરવું પડે છે. સ્નાયુઓને પણ તેમની શક્તિ અને સ્થિતિ-સ્થાપકતા ફરીથી પ્રાપ્ત કરવાની તક મળે છે.

ભોજન પછીનો સમય ટૂંકી ઊંઘને માટે ખાસ કરીને સારો સમય ગણાય છે. કારણ કે ખોરાક પાચનક્રિયાને માટે મગજ તરફથી જઠર તરફ લોહી ખેંચે છે. આ કારણને લીધે જમ્યા પછી તમોને સુસ્તી ભરાય છે અને ઊંઘ આવે છે. તમે પ્રયત્ન કરો તો પણ આ સમય દરમિયાન તમે એટલું બધું કામ કરી શકો નહિ. આ વિશ્રામ કે જે કુદરતે તમારા માટે સર્જ્યો છે તેનો શા માટે લાભ ન લેવો? આરામ કરો, ઝોકાં ખાવ અને તમારો ખોરાક વધારે ઝડપથી અને વધુ સારી રીતે પચી જશે. જો તમે ભોજન દરમિયાન અને પછીથી કાર્યમુક્ત થાવ તો તમને અપચો થવાનો સંભવ ઓછો રહેશે.

બપોરના ભોજન પછીનું સુથારોનું જૂથ તમોએ કદી જોયું છે? ભોજન પછી તેઓ શું કરે છે? શું તેઓ ઝડપથી પાછા કામે લાગી જાય છે અને સૂર્યની ગરમીમાં શેકાઈ જાય છે? સાચે જ નહિ. હમેશાં તમે તેમને મુખ પર હેટ ઢાંકીને, નિશ્ચિંત બનીને ઠંડી છાયાવાળા વૃક્ષ નીચે સૂતેલા જોશો. તેઓ ભોજન પછીના આરામનો સુંદર અનુભવ જાણે છે.

આથી ઉલટું, શિક્ષિત માણસો, જેવા કે બેંકના કર્મચારી, સેક્રેટરી અને વેપારીઓ હમેશાં અડધા કલાકમાં ભોજન પતાવે છે અને નોકરી પર ચડવાને ઝડપથી ઑફિસે જાય છે.

જો કે આ અમેરિકન રીત છે, છતાં તે સારી રીત નથી. તે આપણા મૃત્યુ–પ્રમાણના આંકડામાં વધારો કરે છે. જો આપણે ફક્ત તેનો અમલ કરીશું તો ભોજન પછીનો થોડો આરામ અને કાર્યમુક્તિ આપણા આયુષ્યને લંબાવશે. આપણે ભોજનનો સમય વધારવાને અને બપોરનો આરામ કરવાને માટે કદાચ ભારે ઝુંબેશ ઉપાડવી જોઈએ.



મોસ્કોની કોલસા ખાણની સંસ્થાએ હાઈ–ફ્રિક્વન્સી વિદ્યુત ક્ષુનારીની મદદથી કઠણમાં કઠણ ખડકને તોડવાનું સાધન બનાવ્યું છે. વીસથી ત્રીસ સેકન્ડમાં જ એ સખતમાં સખત કાળમીંઢ પથ્થરને તોડી નાખે છે. આ યંત્રનો ઉપયોગ કોલસાની ખાણમાં બુગદાઓ બનાવવા માટે થશે. આજે સામાન્ય ઓજારોની મદદથી બુગદા ખોદનાર ટુકડી આખા મહિનામાં જેટલું કામ કરે છે તેટલું કામ આ હાઈ–ફ્રિક્વીન્સી વિદ્યુત ક્ષુનારીવાળા સાધનથી એક દિવસમાં થઈ શકશે.

# ગૃહમંગલ

કેટલીક વ્યક્તિઓને માણસોનો જથ્થો ગમતો હોય છે જ્યારે કેટલીક વિરુદ્ધ મત ધરાવતી હોય છે. એટલે કે અમુક વ્યક્તિ સાવ એકલવાયું, શાંત જીવન, બીજા કોઈની આડી અવળી ઝાઝી લપ્પન છપ્પન નહિ એવું પસંદ કરે છે. જ્યારે કેટલીક વ્યક્તિને માણસોની અવરજવર ગમે અને નિરાંતે બેસીને તેમની સાથે વિચાર–વિનિમય કરવા ગમે. કેટલીક વ્યક્તિઓને પોતાને ત્યાં આવતા મહેમાનોને કારણે રહેતું ભર્યું ભાદર્યું ઘર અભિમાન લેવરાવે છે, 'ભોળાનો ભગવાન' એ કહેવત યાદ દેવરાવે છે અને લોકો પણ તે ઉદાર વ્યક્તિના વખાણ કરે છે.

આમ વ્યક્તિના સ્વભાવ અને આવડતના ત્રણ ભાગ પડી ગયા. પહેલો વર્ગ કે જેને જથ્થો ગમે છે તેને માટે પણ એવું તો નથી જ હોતું કે એ વ્યક્તિ ઘર સિવાયનાં બીજાં કાર્યોમાં નીરસ છે. પોતાના નાનકડા કુટુંબમાં જ પડી રહેવાનું તેને પસંદ નથી હોતું. સગાસંબંધીઓને અવારનવાર મળવાથી તેમની સાથે સામાજિક સમસ્યાઓ, દેશ-વિદેશની વાતો અને ચર્ચા કરવાથી પોતાનો દૃઢ મત કેળવી શકે છે. તે દ્વારા પોતાનું વ્યક્તિત્વ ખીલવી શકે છે. આવી ચર્ચાઓ ઘરમાં જ થઈ શકે એવું નથી હોતું. પણ કુટુંબમાં અમુક વ્યક્તિઓ રસ ધરાવતી હોય તો ખૂબ આનંદથી ચાપાણી કરતાં કરતાં જીવનનો આનંદ માણી શકે છે.

બીજો વિભાગ એકાંત સૂચવે છે. એકાંત પણ યોગ્ય છે. કેટલીક વ્યક્તિને પોતાના સિવાય બહુ બહુ તો પોતે નક્કી કરેલા અંગત મિત્રો સિવાય બીજું કોઈ આવે તે ગમે નહિ, પોતાનો સમય બરબાદ થતો લાગે. ખૂબ જ વ્યવસાયી, ચિંતકને માટે આવો સ્વભાવ જરૂરનો છે પણ તેને પણ ક્યારેક તો થોડુંક બધાંની સાથે હળવું મળવું પડે છે.

ત્રીજો વિભાગ એક એવો છે કે જે કંઈપણ મેળવવા માટે નહિ પણ કોઈકનું કંઈક પણ ખરાબ બોલવા માટે સમૂહ શોધે છે અને પોતાનું કંઈક પણ ખોટું કાર્ય કરવા એકાંત શોધે છે. સમાજને આ ભારે ખતરનાક નીવડે છે. આમાં વ્યક્તિનું પોતાનું તો બગડે જ છે પણ સમાજનુંય ભારે નુકસાન થાય છે. આ સામાજિક નુકસાન કેટલીકવાર તો એવું ખતરનાક નીવડે છે કે જાણે આવી વ્યક્તિઓને ઊભી થતાંવેંત જ ડામી દીધી હોય તો— તેવું સારું લાગે છે.



## બાળ–શિક્ષિકાની બિનઆવડત

ચેતનાબેનનો વચેટ બાબો તેમનાં ચારે બાળકોમાં મને વધુ ગમતો. તે ઉપરથી તોફાની દેખાતો પણ ચાલાક (Smart) વધુ હતો. તેનું નામ નિમીષ. ક્યારેક ક્યારેક હું એમને ત્યાં જતી ત્યારે નિમીષને ન જોઉં તો તુરત પૂછતી કે આજે નિમીષને ક્યાં મોકલી દીધો છે તે દેખાતો જ નથી ? અને ચેતનાબેન તે તોફાની છોકરાનાં અવગુણ ગાવામાંથી જ ઊંચાં ન આવતાં! ત્યારે સાચે જ કેમ પણ હું તરત જ નિમીષનું ઉપરાણું લેતી અને કહેતી કે અત્યારે તમને એ તોફાની લાગે છે, પજવે છે પરંતુ ભવિષ્યમાં તમે જ તેની પ્રશંસા કરવામાંથી થાકશો નહિ.

આજે પણ હું ગઈ ત્યારે નિમીષ નહોતો એટલે સહેજે સ્વાભાવિક રોજની ટેવ પ્રમાણે મેં પૂછ્યું: 'નિમીષ ક્યાં ગયો ?' 'બે દિવસ થયા તેને બાળમંદિરમાં મૂક્યો છે. ભઈસા'બ હું તો એના તોફાનથી થાકી, ઘેર કળ કરીને બેસતો નથી. થયું કે એ બાળ-મંદિરમાં જતો થશે તો મને એટલો વખત નિરાંત રહેશે.' ચેતનાબેન બોલ્યાં.

મને એ જ વખતે વિચાર આવ્યો અને મેં પૂછ્યું કે 'ચેતનાબેન, બાળમંદિરમાં તો તમે તેને ભલે મૂક્યો; પણ તમે તેના વાલી તરીકે જઈ ને તેની દરેક પ્રવૃત્તિ તરફ ધ્યાન આપજો.'

મારી વાત પૂરી સાંભળ્યા વગર જ મને જવાબ મળી ગયો કે 'એટલી બધી ફુરસદ વળી આ ઘરમાંથી ઊંચી આવું ત્યારે કાઢું ને!'

અમારી આખી વાતચીતને અંતે મને લાગ્યું કે ચેતનાબેને નિમીષને પોતાની સગવડ ખાતર નિશાળે મૂક્યો છે. તેમને રસ છે તેમના નિમીષમાં પણ તેની ભાંગફોડવૃત્તિ અને બીજું તોફાન તેમને પરેશાન કરી મૂકે છે. એ ભાંગફોડવૃત્તિને તે જરાપણ સંતોષવા તૈયાર નથી. એની પાસે બેસી એને રમાડવાનો એમને વખત નથી. બાળમંદિરમાં તેની પ્રગતિ કઈ જાતની છે, તે કઈ પ્રવૃત્તિમાં વધુ રસ ધરાવે છે કે એવું બીજું કંઈપણ જોવા જવાની એમને ફુરસદ નથી. તેમણે બાળ-મંદિરમાં તેને વહેલો મૂક્યો તેની સાથે મારો કોઈ જ જાતનો વાંધો નહોતો. પણ માબાપ બન્નેને પોતાના બાળકના શિક્ષણ પાછળ થોડો પણ સમય કાઢવાની ફુરસદ ન હોય તે કેવું કઢંગું ભાસે!

બાળકને બાળમંદિરમાં મોકલ્યું એટલે માબાપ ઉપરાંત તેની જવાબદારી એક ત્રીજી વ્યક્તિ ઉપર પણ આવી પડે છે. તે છે શિક્ષક. બાળકોને શીખવવા માટે તો તેમને પણ પરીક્ષા પસાર કરવી પડે છે. એ પરીક્ષામાંથી પસાર થયા પછી જાણે પરીક્ષા પૂરતું જ એ બધું શીખ-વાનું હોય અને વર્તનમાં બહુ ઓછું મૂકવાનું હોય એમ ગબડતું ગાડું એક જ ચીલે દોડ્યું જાય છે. કારણ કે તેમાં તેમનું પોતાનું કંઈ શોષાતું નથી. તેમની ધંધાકીય વૃત્તિમાં તેમને સફળતા મળે એ જ દષ્ટિએ કામ કરે છે.

નાના દેખાતા એવા કેટલાક પ્રસંગો બાળકના કુમળા મગજ ઉપર કેવી ઘેરી અસર ઉત્પન્ન કરે છે!

આપણે નિમીષની જ વાત કરીએ. બાળમંદિરનાં શિક્ષિકાબેન દશેક બાળકોને એક બાજુ બેસાડી કેટલાંક સાધનોની ઓળખ આપતાં હતાં. બધાં જ બાળકો ખૂબ રસપૂર્વક પોતાને આવડતી વસ્તુઓનાં નામ આપતા હતાં અને ન આવડતી વસ્તુ તરફ પોતાનું ધ્યાન કેંદ્રિત કરતાં હતાં. નિમીષ એ ટુકડીમાં નહોતો પણ તેને એ નવી પ્રવૃત્તિમાં રસ લાગ્યો અને એક બાજુએ બેસી ગયો. તે ખૂબ જ આનંદથી પોતાની બે આંગળીઓ મોંમાં નાખીને થતી પ્રવૃત્તિ નિહાળી રહ્યો હતો. વર્ગશિક્ષિકાની નજર તેની ઉપર પડી અને ઊભાં થઈ તેને મોં–હાથ ધોઈ આવવા કહ્યું. બાળક સાધારણ રીતે જીદ્દી તો હોય છે. નિમીષ હાથ ધોવા ન ગયો. એને બેત્રણવાર કહ્યું પણ તે માન્યો નહિ એટલે બેન ઊઠીને તેને ઢસડતો હાથ ધોવા લઈ ગયાં. અને નિમીષ એ પછી લાંબા સમય સુધી રડ્યો.

તોફાની ગણાતો નિમીષ બાળમંદિરમાં જઈ ત્યાંની પ્રવૃત્તિઓમાં રસ લેતો થયો હતો. મિનારો બનાવવો, વળી તેને તોડી નાખવો, નવાં નવાં સાધનો તરફ મન પરોવતો અને રમતોમાં ખૂબ ઉત્સાહથી ભાગ લેતો. આમ તેની વૃત્તિને સંતોષ મળતો એટલે સહેજે શાંત લાગતો. પરંતુ શિક્ષિકાબેનનું તેના પ્રત્યેનું વલણ તેની ખોડો કાઢવામાંથી ઊંચું નહોતું આવતું અને નિમીષ પોતાના સ્વાતંત્ર્ય પર પડતી તરાપને જીરવી ન શકતો. અને બેન તરફ કરડી નજરે જોતો.

મનમાં ને મનમાં મુંઝાતો નિમીષ આગળ જતાં તે શિક્ષિકાબેન તરફ કઈ જાતનું વર્તન દાખવશે તે કેમ કહી શકાય! આ જરૂર વિચારને પાત્ર તો છે જ.

## કજોડાં ક્યારે અટકશે?

માતાના પ્રેમનો ક્યારેય સ્વાદ નહિ ચાખેલી મીના રખડતી રઝળતી બાળપણ વટાવી યુવાનીના ઉંબરે આવી ઊભી હતી. એને નથી કોઈ સગુંવહાલું કે જે એને સાચી સલાહ આપે. પિતા તો જાણે માના ગુજરી ગયા પછી વૈરાગ ધારણ કરીને બેઠા હોય તેમ ન છૂટકે પુત્રીને ખાતર ઘરમાં રહેતા. રસોઈ કરવા માટે એક બાઈ રોજ આવતી. એની પાસેથી થોડુંઘણું મન થાય ત્યારે તેમ જ બીજી તેની સાથેની વાતોમાંથી મીના કંઈક શીખતી. છએક ચોપડી માંડ ભણી ત્યાં તો તેને ઉઠાડી લીધી. કારણ ભણવાનું તેને ચડતું નહિ. તેને ચોપડી વાંચવા કરતાં સહિયરોની વાતો સાંભળવાનો ઉત્સાહ વધુ હતો. અને તે સત્તર વર્ષની તો થઈ હતી. તેના સરીખી કે તેથી થોડી વધુ મોટી સહિયેરોનાં લગ્ન પણ થતાં હતાં. અને તેમની પાસેથી નવું નવું રોજ જાણવાની જિજ્ઞાસા વધતી જતી. આમ અધકચરું જાતીય જ્ઞાન તેણે મેળવેલું. બે વર્ષ પહેલાં રજોદર્શન શરૂ થયું ત્યારે પણ તેની અણસમજે તેને ઢીલી કરી નાખી હતી. જાતજાતના તર્કવિતર્ક કરતી પોતાને લાધેલા આછકલા જ્ઞાનના આધારે પ્રસંગને સહી શકી. કુદરતી થતી એ પ્રવૃત્તિને આપણા સમાજે શરમ અને સંકોચના ઓઠા તળે મૂકી દીધી છે. એટલે જ સાચું જ્ઞાન ક્યાંયથી પણ પ્રાપ્ત થઈ શકતું નથી. અને તેમાંય ઘરમાં

ન હોય માતા બહેન કે માસી. ગૃહિણીને યોગ્ય કોઈ જ વ્યવસ્થિત કાર્ય તેને ક્યાંથી આવડે !

પિતાની વૈરાગવૃત્તિ હવે ઘરમાં બીજો સમય ગાળી શકે તેમ નહોતી અને મીનાની જવાબદારી પોતાને શીર હતી. એમાંથી મુક્ત થવાના એમના પ્રયત્નો હતા. ત્યાં વળી એમને એક સુરતીયો મળી આવ્યો—ખાસો પચાસ વર્ષનો. પૈસો સારો હતો, અને વેપાર પોતીકો હતો. બાપને થયું કે ચાલો છોકરી ઠેકાણે પડી અને સુરતીયાને ઘર સાચવનારી મળી.

મીનાને પરણાવીને પિતાએ સંસારત્યાગ કર્યો. પારકું ધન પારકે ઘેર સુપ્રત કર્યું. હવે ભવિષ્યમાં કોઈપણ જાતની ચિંતા રહી નહિ એમ માની તેમના ધ્યેય પર પહોંચ્યા.

મીના પરણીને સાસરે આવી. ઘરનો કારભાર એને માથે આવી પડ્યો. કંઈ ઝાઝી આવડત નહિ અને વળી પતિપ્રેમ પણ ન મળ્યો. ઉંમર તફાવતે પતિ માટેની તેણે કરેલી કોઈ કલ્પના ફળી નહિ. પતિ ધંધાર્થે જાય અને મીનાને ઘરની બહાર જવા પણ ન મળે. પિતૃગૃહે ન માણેલી તૃપ્તિ શ્વસુરગૃહે પણ ન માણી શકી. એટલે નિરાશા વધતી ગઈ. ઘરમાં તેમ જ પતિમાં નીરસ બની ગમગીન દિવસો પસાર કરતી. અડોશી પડોશીના ઘેર જોતી એવું જરાપણ આનંદી વાતાવરણ પોતાને ઘેર એને ન લાગતું. જીવનની આવી કરુણતા પર તે ખૂબ કંટાળી.

એક દિવસ તે ઘર છોડી ભાગી ગઈ. ક્યાં જવું તે તેને સૂઝયું નહિ. નિરાશાના ઘોર અંધકારમાંથી જાણે માંડ છૂટી હોય તેમ ફરવા લાગી. તો પણ એને શાંતિ ન લાગી. હવે શું કરવું તે વિચારમાં તે અટવાઈ હતી ત્યાં એક સંબંધીનો ભેટો થઈ ગયો. તે તેને સમજાવીને પાછા તેને ઘેર લઈ ગયા. કમને તે ઘેર પાછી વળી. બીજે ક્યાંય એને આશરો નહોતો એટલે એ વખતે તો ગઈ. પણ એ એક મહિના તો માંડ પસાર કર્યા. પતિની એ જ વર્તણુક, મીનાને ઘરમાં ગોઠે નહિ. કંઈ ખાસ ભણેલી નહિ એટલે એ બાબત પણ ખૂબ પસ્તાવો તેને થવા માંડ્યો. ભણેલી હોત તો પોતાના પગ પર ઊભી રહી શકત.

અંતે તેણે ભણવાનો વિચાર કર્યો. પતિદેવને સમજાવવાનું કામ કપરું હતું. પરંતુ એક સંબંધીના સમજાવવાથી, જો એને એ રીતે ગોઠતું હોય તો તે તૈયાર થયા.

મીના આજે પણ તેના દુઃખી જીવનના પાશમાંથી છૂટી શકી નથી. હવે તો તે પગ પર ઊભી રહી શકે તેટલી સદ્ધર થઈ છે. પતિ પણ કેટલીક સમજાવટને અંતે, પોતે પણ પૂરેપૂરા કંટાળેલા હોવાથી આમ ફજેતા કરવા તેના કરતાં તો છૂટી કરી દેવી એમ માની તેને છૂટી કરવા તૈયાર થયા છે.

આવી તો કેટલીય કુમળી બાળાઓ હોમાય છે. આપણે ક્યારે જાગૃત થઈશું ? આવાં કજોડાં થતાં ક્યારે અટકશે !

## કર્કશતા ને મીઠાશ

ભાનુબહેનના કામમાં કોઈ દરમ્યાનગીરી કરે તે તો તેમને બિલકુલ ગમે જ નહિ. પોતે

એકલાં ઘરકામને પહોંચી ન વળે એટલે બીજાં પાસે કરાવવું તો પડે પણ એમનો આગ્રહ એવો કે એ કહે એ રીતે જ કામ થવું જોઈએ. અમુક કામ કરવાનું હોય એટલે કોઈપણ રીતે કરવાનું એવું પણ નહિ. એમની દીકરીઓ હોય કે વહુઓ હોય, છેવટે ઘરકામ કરનાર નોકર હોય—ગમે તે હોય પણ એમના કહેવાથી વિરુદ્ધ રીતે વર્તે તો તેમના બાર વાગી જાય. આપણી પાંચ આંગળીઓ સરખી નથી તો વ્યક્તિ વ્યક્તિના સ્વભાવમાં, કાર્યમાં પણ ફેર હોય જ ને! અને દરેક વ્યક્તિને સ્વમાન પણ વહાલું તો હોય જ. પોતાનું માણસ સમજીને દીકરીઓ થોડો વખત તો નભાવી લેતી પણ ઝીણી ઝીણી બાબતમાં જ્યારે બાનો પિત્તો ઊછળે ત્યારે તેઓ પણ સામા જવાબ આપી દેતી. અને એ વખતે ભાનુબહેનને ખરાબ લાગી જતું, દુઃખ થતું. પણ એ વિચાર નહોતો આવતો કે એક સ્વમાની, સ્વતંત્ર મગજની માતાનાં બાળકોમાં પણ એમના ગુણનો કંઈક અંશ ઊતર્યો હશે.

પાછું વાતમાં કંઈ કસ ન હોય :—'આ તો ભાખરીનો લોટ બાંધ્યો કે રોટલીનો? તમારા તે કામમાં બિલકુલ ઝડપ નહિ, સાવ ઠાંઠા જેવાં છો. આજે તો આ વસ્તુ ખૂબ વપરાઈ ગઈ—ત્રેવડ કરતાં આવડે તો ને. પીરસવા બેસીએ તો ધ્યાન રાખવું જોઈએ.' અરે, આ ઘરનાં માણસો તો ઠીક પણ ભાનુબહેનના હાથમાંથી તો કોઈ સંબંધી પણ છટકી શકે નહિ. એમની પાસે પોતાને અગવડ હોય ત્યારે કામ કરાવે. એ વખતે તો ખૂબ સારું લાગે પણ બીજે દિવસે તો એ બહેન પણ સાણસામાં પકડાઈ જાય. એમને કોઈના કામમાં ભલીવાર ન લાગે અને ખપ બધાંનો પડે.

એક વખત ભાનુબહેનને થોડા સમય માટે બહારગામ જવાનું થયું. ઘેર એમના પતિ અને પુત્ર એકલા જ હતા. તેમને માટે રસોઈનો બંદોબસ્ત તો કરવો જ પડે તેમ હતું. તેમના મીઠા સંબંધને કારણે તેમને કોઈ ને કોઈ મળી રહેતું. એમની પડોશમાં રહેતા વીણાબહેનને તેમણે વાત કરી. એમણે કહ્યું કે 'તમારે ગયા વગર ચાલે તેમ નથી તો હું પંદર દિવસ નભાવી આપીશ.' અને ભાનુબહેન બહારગામ ગયાં.

વીણાબહેનને તો અડોશી પડોશી સૌ કહેવા લાગ્યાં કે આ તમે શો ભાર લઈ ને બેઠાં છો! આ ઘરમાં તો જસને માથે જુતિયાં છે. વીણાબહેન કહે કે મારે ક્યાં જસને ઉપાડીને ફરવું છે તે ચિંતા?

વીણાબહેન બે ટાઈમ આવે છે, રસોઈ બનાવે છે અને બંનેને જમાડીને પોતાને ઘેર ચાલ્યાં જાય છે. ભાનુબહેન અનાજ વગેરે જોઈતી વસ્તુઓ કાઢીને આપી ગયાં છે. બીજી વસ્તુઓ અથાણાં વગેરે બધું બતાવીને ગયાં છે. એટલે વીણાબહેનને બીજી ઝાઝી લપછપ કરવાની નથી રહેતી. પંદર દિવસ થયાં ને માપસર અનાજ મૂકી ગયેલાં તે ખલાસ થયું. વીણાબહેન પણ એટલાં સમજુ, ધીરજવાળાં કે બીજું અનાજ ઘરમાંથી કાઢવાને બદલે પોતાને ઘેરથી જોઈતું લઈ આવ્યાં. રખેને



અનાજ કાઢતાં પાછું એમના જેવું ન ગોઠવાય તો એમને કહેવાનું મળે!

થોડા દિવસ પછી ભાનુબહેન આવ્યાં. વીણાબહેન કહે: 'તમે તો ભાનુબહેન, ઘરની ચિંતા કર્યા વગર નિરાંતે રહ્યાં હો!'

અને ભાનુબહેન તો આવતાંવેંત આખું ઘર જોઈ વળ્યાં. અથાણાં વગેરે બરણીઓવાળો કબાટ તો વીણાબહેને ખોલ્યો જ નહોતો એટલે એમને એમાંથી કંઈ બોલવાનું રહ્યું નહિ. 'તમે તો આ કબાટ ખોલ્યો હોય તેવું લાગતું જ નથી.' બીજી ખાવાની ઝીણી ઝીણી વસ્તુઓ તરફ તેમનું ધ્યાન ગયું. એક બે શબ્દો કહ્યા પણ ન કહેવા જેવા. રસોઈની બાબતમાં કંઈ જ કહેવાનું ન નીકળ્યું એટલે ઘરની સાફસૂફી તરફ નજર કરી. 'અરે, વીણાબહેન આ શું, આટલાં બધાં બાઉઆ થઈ ગયાં છે અને તમે તે સાફ ન કરાવ્યું?'

હકીકતમાં એટલાં બધાં હતા જ નહિ. એકાદ એમની નજરે ચડી ગયું. પણ વીણાબહેને તો રોકડું જ પરખાવી દીધું: 'ભાનુબહેન, મારે સાથે રસોઈની ને જમાડવાની જવાબદારી હતી. ઘરની સાફસૂફીનો નહિ!'

આમ ભાનુબહેનનો કર્કશ સ્વભાવ ચારે બાજુ અખ્યાત હતો. તેમનામાં સાથે સાથે મીઠાશ પણ હતી. એ મીઠાશ ક્યારે કર્કશતામાં ફરી જાય તે કોઈ કહી શકતું નહિ. ગૃહિણી તરીકેની બધી જ આવડત તેમનામાં હતી. ઘરને શણગારી એવું સુંદર સ્વચ્છ રાખતાં પણ એમનાં આ સ્વભાવને સમજનાર—સંતોષનાર કોઈ જ ન રહ્યું. ખુદ એમનાં બાળકો પણ એમને જીરવી ન શક્યાં.



માણસના શરીરમાં કોઈ વિજાતીય પદાર્થ દાખલ થઈ ગયો હોય અથવા કોઈ સ્નાયુ વકરી ગયું હોય તો તે શોધી કાઢવા માટે સોવિયેત તબીબી વિજ્ઞાનીઓએ અશ્રાવ્ય અવાજનો ઉપયોગ કરતું એક સાધન બનાવ્યું છે. બહારથી એનો દેખાવ ટેલીવિઝન સેટ જેવો લાગે છે. એની સાથે એક નાના છિદ્રવાળું સાધન છે જેમાંથી ચોક્કસ ફ્રીક્વન્સી-વાળા અશ્રાવ્ય અવાજનાં મોજાંઓ ફેલાવવામાં આવે છે. આ મોજાંઓ શરીરની અંદરના વિજાતીય પદાર્થો સાથે અથડાઈ પાછાં ફરે છે અને સાધનના પડદા પર એ વિજાતીય પદાર્થને બતાવે છે. આ ઉપરથી તબીબો એનું ચોક્કસ સ્થાન નક્કી કરી શકે છે.



આ પંદરમી ઓગસ્ટે ખેડા જિલ્લાના ઓડ ગામમાં સવારે ધ્વજવંદન થયા બાદ મહાગુજરાતવાદીઓએ ઉશ્કેરેલાં ટોળા સાથે આવીને રાષ્ટ્રધ્વજ ઊતારવા માંડ્યો. ત્યાંના કોંગ્રેસી કાર્યકર શ્રી શંકરભાઈ ફુલાભાઈ પટેલે તેનો વિરોધ કર્યો એટલે ટોળાએ તેમને ધક્કા મારી ઓટલા પરથી ભોંય પાડી નાખ્યા અને કાળો વાવટો ચડાવ્યો. આના વિરોધમાં ધ્વજસ્તંભ પાસે બેસીને જ્યા સુધી કાળો વાવટો ઊતારાય નહિ ત્યાં સુધી અન્ન કે જળ નહિ લેવાની શ્રી. શંકરભાઈએ પ્રતિજ્ઞા લીધી. આથી ટોળાએ જૂનાં પગરખાં, ચીંથરાના દૂચા, કાદવ વગેરે તેમના ઉપર ફેંકવું શરૂ કર્યું. છતાં બધું તેમણે મૂંગે મોંએ સહન કર્યું. આખરે બપોરે ત્રણેક વાગ્યે પોતાની ભૂલ સમજાઈ હોય એમ ટોળાએ આવીને કાળો વાવટો ઊતારીને રાષ્ટ્રધ્વજ ફરકાવ્યો.








**ભાંગ્યાનાં ભેરુ :**

[ લે. પન્નાલાલ પટેલ; પ્રકાશક, ભારતી સાહિત્ય સંઘ, ફર્નાન્ડીઝ બ્રીજ, ગાંધીરોડ, અમદાવાદ ૧; રૂ. ૬–૫૦ ]

'મળેલા જીવ' જેવું જ આકર્ષણ જમાવી ગયેલી શ્રી પન્નાલાલ પટેલની એથી મોટા પટની કથા 'માનવીની ભવાઈ'ના અનુસંધાનમાં બીજી કથા આવવી જોઈએ એમ તો તેના પહેલા પ્રકરણમાંના કથાનાયક કાળુનાં કેટલાંક વિલાપવચનો પરથી લાગતું જ હતું. એક દશકાની રાહ જોવડાવી શ્રી પન્નાલાલના મનમાં તો તૈયાર પડેલી એ કથાએ પ્રથમ શબ્દાવતાર સાધ્યો 'જનસત્તા' દૈનિકમાં 'માનવીની ભવાઈ—ભાગ બીજો' એ નામથી હફતેવાર છપાયેલ ચાલુ કથા તરીકે, જે નવું નામ પામી આ પુસ્તકરૂપે 'માનવીની ભવાઈ'ના ચાહકોની સેવામાં પહોંચે છે.

'માનવીની ભવાઈ' છપ્પનિયાના દારુણ દુષ્કાળના ઝપાટા કથાનાં નાયક–નાયિકા કાળુ–રાજુને તેમ ગુજરાતની ઈશાની સરહદના શેરપુર પટાનાં ગામોનાં જમીનગુજારુ અબુધ શ્રમજીવીઓને દેવા લાગ્યા એની કથા આગળ અટકી ગઈ હતી. આ કથા એ ભીષણ આસમાની આફતને મહામુશ્કેલીએ પાર કરી જીવી જનાર માનવીઓને સુલતાની–ઇન્સાની અવળચંડાઈઓ અને આસમાની અનુકૂલતાઓ અનુભવાવતાં સુખના દહાડા દેખાડે છે. કથાનાં નાયક–નાયિકાને માટે તો એ સુખ, અંતરથી તો એ એક હતાં જ પણ એ મળેલા જીવ લાંબી વેદનામય વિરહરજની પછી પ્રભાતે મળતાં ચકવા–ચકવીની જેમ એમની બાહ્ય વિદૂરતા અને તડપન પછી સંસારની માન્યતા મળે એવા પરણેતર દ્વારા અંતરનાં સુખશાતા પામે એ જ હોય ને? એ સુખ એમને મળતું દેખાડી કથા પૂરી થાય છે.

એ સુખનાં અધિકારી એમને કરવા માટે કર્તા એ બેઉ પાત્રને આ કથામાં ઓર ખીલવી તેમનો ઘણો આત્મિક વિકાસ અને સાથે સાથે બાહ્ય ઉત્કર્ષ પણ થતો આલેખે છે. કાળુ પેલું દરબારી અનાજ લૂંટવા માટે ઠાકોરની શિક્ષા નહિ પણ શાબાસી ને પ્રેમ મેળવે છે, દુકાળમાં સૌને જીવાડનાર તથા દાનનું અનાજ ન સ્વીકારી ખેડુનું તેજ દેખાડનાર અને તેનું ગૌરવ જાળવનાર તરીકે આખા પટામાં આદર અને પ્રતિષ્ઠા પામે છે, વરસ પછી વરસ વરસાદ ને પાકની બાબતમાં સારાં આવતાં તેને લીધે તેમજ પોતાનાં શ્રમ અને ખંતીલી ખેડથી તે બે ઘરવાળો અને આંગણે બળદો ને ભેંસો અને તેજીલી ઘોડીવાળો સમૃદ્ધ ખેડુ બને છે, વગર મુખી બન્યે લોકોની આગેવાની મેળવી અન્યાયનો સામનો કરવાનું સત્ત્વ દાખવી રતુભાનો દાવ તોડે છે અને પોતાની અક્કલ અને સૂઝથી દાણખાતાની માંડવી ગામથી બે ખેતરવા દૂર નખાવે છે. શેરપુરના ઠાકોરે એને આપેલું 'અક્કલ ને બળ'નું પ્રમાણપત્ર સાચું ઠરાવતા કાળુની સૂઝ અને માનવતા એને અનેક ભાંગ્યાનો ભેરુ બનાવે છે. આગલી કથામાં દુકાળભૂખ્યાં ડુંગરાઉ ભીલટોળાંને જોઈ તેનો સામનો કરવા જતાં તેનું હૈયું કરુણા નિર્ઝરી રહ્યું હતું તેમ આ કથામાં એવા જ બીજા પ્રસંગે તેમને રાજના સિપાઈ અને ગામલોકોને હાથે બંદૂકની ગોળીઓનો અને લાકડી–કુહાડીઓનો માર ખાતાં જોઈને તેનું હૃદય તેમના પ્રત્યે સહાનુભૂતિથી દ્રવી ઊઠે છે. એથી જ, એમને પોતાની પ્રેરણાથી ઉગારવા જતાં વધેરાઈ ગયેલા કોદરની પાછળ તેના ઘરનું દોઢ બે મણ અનાજ એ દુકાળિયાં

વનેરુઓને ખવડાવવા યોજે છે અને ઠાકોર પાસે જઈ એમને ખી આપવાનો પ્રબંધ કરાવી એ ભાગ્યાંનો ભેરુ બને છે. રતના વણઝારા પાસેથી એ પોતાના ગામના જ નહિ, આખા ગાળાના ખેડુઓને, પોતે એમનો એકલો જામીન બનીને બળદો અપાવે છે અને એમની ખેતીમાં બરકત આણે છે. નાનાને ત્યાં પાછી ફરતી એની સ્ત્રી ખોડીનો એને ધક્કેલી કાઢતા નાના પાસે સ્વીકાર કરાવી જૂને ચોપડે એની એ રકમથી જાણે નવું ખાતું ખોલાવી કાળુ એ ભાંગેલી ખોડીનેય ભેરુ બને છે. નાગડા બાવાઓની જમાતમાંથી રામાના શંભુનેય એ યુક્તિ અને હિંમતથી ભગાડી મુક્ત કરી લાવે છે. અણુધ ભીલ છોકરા મંગળાને ગોરા પાદરીને ભણવા સોંપી તેના વિકાસમાંય એ મદદગાર બને છે. એનો સામો ઉત્કર્ષ સહી ન શકતા એના પિતરાઈ નાનાએ એના દીકરા પ્રતાપને બાવા દ્વારા ગુમ કરાવ્યો ત્યારે નાના માટે વહેમ આવે છે ત્યારેય તે ક્રોધ નથી કરતો અને ક્ષુદ્ર વેરની ભૂમિકા ઓળંગી જઈ નિર્વૈર બને છે. પ્રતાપની વ્યર્થ શોધમાં થાકતાં જીવનની કમાણીનું સરવૈયું કાઢી બધો ભગવાનનો ખેલ છે એ ભાને નિર્વૈર અને નિર્મમ એ બને છે ત્યારે એને પન્નાલાલે આત્મિક વિકાસમાં કેટલો આગળ વધારી દીધો છે એનો આપણને ખ્યાલ આવે છે. તે જિંદગી સાથે અને રાજુ અંગેની પ્રાપ્ત પરિસ્થિતિ સાથે સમાધાન કરી લે છે તે પણ તેનામાં ઊગેલી આ જ સમજણ અને તત્ત્વદષ્ટિથી.

એના આ વિકાસમાં રાજુનો ફાળો કંઈ જેવો તેવો નથી. ઘડાઈ છે તેથી જુદી જ માટીની હોત તો જેણે કાળુની અવારનવાર એને થઈ આવતી પ્રણય વિહ્વળ સ્થિતિનો લાભ લઈ તેને પછાડયો હોત અને પોતેય પડી હોત તે રાજુ કાળુને હૃદયબળ અને સંયમના તથા પ્રાપ્ત ધર્મ યથાસ્થિત બજાવી છૂટવાના પદાર્થ-પાઠ શીખવી તેને ઊંચે ને ઊંચે લઈ જાય છે. ભલીને કાળુના વિનાશક ક્રોધમાંથી ઉગારી એ ભાંગેલીની તે ભેરુ બને છે અને કાળુને પારકાના પુત્રને પોતાનો પુત્ર માનતો અને ભલી માફ કરી તેની જોડે વિના અમળાટે સંસાર માંડતો કરી ભલી–કાળુના સંસારને તે મીઠો કરી આપે છે. કાળુ પાછળથી વેરી ને અપકારી નાનાની પ્રત્યે શાન્ત રહી શકે છે તે આ ઘટનાને અનુષંગે રાજુની પ્રેરણાથી ફરી કદી ક્રોધ ન કરવાનો તેણે સંકલ્પ કર્યો હતો તેનેય લીધે. આમ કાળુના આત્મિક વિકાસમાં રાજુની પ્રેરણા કામ કરે છે. દુકાળમાં પતિ ને ભાઈને ખોઈ બેઠેલી આ નારી જેઠના બે બાળ છોકરાઓને દુકાળમાં જીવાડી, પોતાના શ્રમ અને વ્યવહારદક્ષતાથી ઘર–ખેતી સમૃદ્ધ કરી, એ ભત્રીજાઓ અને તેમની વહુઓની પૂર્ણ મમતાવાળી ભક્તિ પામી સુખના ને શાંતિના દિવસ જોતી થઈ, તે એ પરિસ્થિતિમાંથી લોકલાજ ને પુત્ર નિર્વિશેષ ભત્રીજાઓની મમતા–ગાંઠને અળગી કરી, ભાંગેલા કાળુની એના શેષ જીવતરમાં ભેરુ બની એનું ઉજ્જડ ઘર વસાવે છે અને એના મૃતકલ્પ જીવનમાં સંજીવન પ્રગટાવે છે, એ જોઈએ છીએ ત્યારે, અને કાળુ પાસે નાનાને માફ કરાવી એ પોતને ત્યાં બોલાવી મંગાવે છે ત્યારે, કાળુના એને સંબોધાયેલા 'મારે તને માનવી ગણવી કે કોઈ દેવમાં લેખવી?' એ શબ્દોનો પડઘો આપણને પણ પાડવાનું દિલ થઈ આવે છે.

દળી નાખે એવાં દુઃખોથી ભાંગી પડયા વગર આંતર સત્ત્વને વધારે ને વધારે પ્રકાશતાં જઈ અન્ય ભાગ્યાંનાં ભેરુ બનતાં અને જુવાની તડફડાટમાં વિતાવી પ્રેમની સ્થૂલ ભૂમિકામાં સંયમશુદ્ધ રહી, જીવનના ઉત્તરાર્ધમાં એની સૂક્ષ્મ નિર્મળ હૃદયાદ્વૈતની ભૂમિકા વેળા નિત્યનાં જીવનભેરુ બનતાં કાળુ અને રાજુ એ બે પાત્રોનું ઘડતર પન્નાલાલે આપણી સંસ્કૃતિની ધરતીની માટીમાંથી કર્યું છે. એ વિશુદ્ધશીલ નર–નારીના આવા ગાઢ નિર્મળ હૃદયપ્રેમની 'માનવીની ભવાઈ'થી આગળ લંબાઈ મંગલાન્ત બનતી પ્રણયકથા આ કૃતિમાં તેમ ગુજરાતી સાહિત્યમાં પન્નાલાલનો એક ગણનાપાત્ર કલાવિજય છે. 'આ પાર કે પેલે પાર,' 'રાજુનુંય પતી ગયું!' 'વેત વગરનું,' 'હૈયાની ખેંચમતાણ'

અને 'છઠ્ઠીના લેખ' એ પ્રકરણોની લખાવટે એ કલાવિજય તેમને સર કરી આપ્યો છે.

કથાને કાળુ–રાજુ પૂરતી મંગલાન્ત બનાવી, પન્નાલાલે છપ્પનિયા દુકાળનો માર ખાઈ ફરી ઊભાં થતાં ગામ ને ધરતીનાં છોરુનુંય સુખદ ચિત્ર કથામાં આલેખ્યું છે એ ખરું. પણ એ સૌનાં દુઃખનાં વળતાં પાણી થયાના પ્રારંભ અને તેઓ સુખના દહાડા દેખે એ અન્ત સુધીમાં, વિધાતાની સૃષ્ટિમાં દુઃખ કે સુખ કશું અમિશ્ર કે નિર્ભેળ નથી હોતું એવું જાણે પોતાની આ સૃષ્ટિમાં યથાર્થ પ્રતિબિંબ પાડવા માગતા હોય તેમ, તેમણે વચગાળામાં અનેક સમવિષમ કડવા મીઠા અનુભવોનો સ્વાદ એમને ચખાડ્યો છે. જેટલે અંશે એ અનુભવો માનવસર્જિત છે એટલે અંશે એને માટે જવાબદાર માનવીઓની ભલાઈ–ભુંડાઈ વિશ્વના પરમ સર્જકના તાટસ્થ્યથી આ વાર્તાસૃષ્ટિમાં તેના સર્જકે પણ ખડી કરી છે. કોદરને બંદૂક ચાંપી દેતા જડસુ પઠાણ સિપાઈ અને કાળુને ઝાડની સાથે જડી દેવા તૈયાર થયેલ જમાદાર, એ અબુઝ, મમતીલાં અને હિંસક માનવીઓને હાથે માનવીનું કેવું અનિષ્ટ થઈ જાય છે એ દેખાડવા કર્તાએ રચેલ પાત્રો છે. એ બંને તેમજ પોતાનો કરપ બેસાડવા તેમજ લાંચ રળવા મથતા ગતુભા અને ખટપટી કારભારી તલકચંદની સામે આ કથામાં શેરપુરના વૃદ્ધ ઠાકોરની દુકાળે જગાડી ઊઠેલ પ્રજાવત્સલ ભલાઈને મૂકી છે. પોતાની વસ્તીને ડેગડિયેથી પાછી લઈ જનાર, કાળુને રાજનું અનાજ લૂંટી ભૂખ્યા ખેડુઓને સરખી રીતે વહેંચવા માટે શાબાશી આપનાર, ખેડુઓને તેમ કાળુની દરખાસ્તથી ભીલોને પણ બી વહેંચનાર અને દુકાળ પછીના વરસનું મહેસૂલ માફ કરનાર ઠાકોર વાંચનારાઓનું દિલ આ બધાથી જીતી જશે એના કરતાં વિશેષ તો કાળુને એ અણીની પળે પ્રાણહાનિથી બચાવે છે તેનાથી જીતી જશે. કથામાં ખલપાત્રનું કાર્ય તો નાનો કરે છે. 'માનવીની ભવાઈ'-વાળી એની મા માલી અને ભાઈ રણછોડ મરી પરવારતાં એમનું કાળુ પ્રત્યેનું વેરઝેર ને ખારીલી–ખેલીલી ઈર્ષ્યા આ નાનામાં અશેષપણે સંક્રાન્ત થાય છે. માનવીની અકારણ દુષ્ટતાનો એ આથી જ્વલંત નમૂનો બની જાય છે. કાળુનાં ઠાકોર આગળ તેમ આખા પટાની વસ્તીમાં માન–પાન વધે છે અને તે સ્થિતિસંપન્ન ને પુત્રવાન બને છે તે જોઈને બળતો અને ઈર્ષ્યાજન્ય આત્મયાતનાથી પીડાતો નાનો જે દુશ્મને ન કરે એવું હલકું કામ કાળુના દીકરા પ્રતાપને બાવા દ્વારા ગુમ કરાવાનું કરે છે તે તેની ધારણા મુજબ કાળુને જમીનદોસ્ત કરી નાખે છે. દુષ્ટતાનું આવું ચિત્રણ કરી માનવીની અક્ષર લીલાનોય કૃતિમાં ખ્યાલ આપી એનાથી કાળુ પર પડેલી આપત્તિમાંથી જ નાનાએ ન ઇચ્છેલું મંગળ પરિણામ કર્તા નિપજાવે છે. નાનાના એ પાપે જ કાળુની પત્ની ભલી ને એની ધાવણી દીકરીનો ભોગ લીધો પણ એથી જ આખરે કાળુ ને રાજુ એક થઈ શક્યાં! નાનો કહે છે તેમ એ 'કરવા ગ્યો થૂલી ને થઈ બેઠો કંસાર!' રાજુના શબ્દો—'પણ કેમ જાણ્યું કે ભગવાનની મરજી હીણું કર્યા પછી એમાંથી જ પાછું રૂડું કરવાની નઈ હોય?'—પણ આ રીતે સાચા પડે છે.

પણ દુષ્ટતામાંથી શુભ ઉપજાવી દુષ્ટતાને પહોંચા કર હતી કરી, કર્તા આગળ વધી નાનાના આતમરામને જગાડી તેને ઉગ્ર પશ્ચાત્તાપથી સળગતો બતાવી તેને કાળુ પ્રત્યે નિર્વેર બનાવી, થૂલીમાંથી થઈ ગયેલા કંસાર પર, રાજુ–કાળુને આશીર્વાદ તથા પ્રતાપનો પત્તો આપી, ઘી પીરસતો આલેખે છે, એમાં એમની માંગલ્યશ્રદ્ધાનું આપણે દર્શન કરીએ છીએ. એવી માંગલ્યશ્રદ્ધાના જ પ્રેર્યા એમણે પશ્ચાત્તાપતપ્ત નાનાને ગળાફાંસો ખાઈ મરી જતો વર્ણવી તેને કવિન્યાય (Poetic justice) આપ્યો હશે ને, જેમ રાજુને કાળુ સાથે પરણેતર–સંબંધે જોડી એ ભલાં પાત્રોને તેમની ભલાઈનો રૂડો બદલો આપ્યો, તેમ? 'માનવીની ભવાઈ'માં વર્ણવાયેલ માલીનો ભીષણ અંજામ પણ એવો કવિન્યાય જ નહોતો? પણ પશ્ચાત્તાપ અને



જાતફીટકાર પછી નાનાને જીવાડી તેને પોતાની મેળે ભલાઈને પંથે વળતો અથવા કાળુની ભલાઈનો સહાયક સાથી બનતા વર્ણવ્યો હોત તો કંઈ ખોટું ન હતું. દુષ્ટતાએ ભલાઈ આગળ ભોંઠી કે ઊઘાડી પડી વિનષ્ટ થઈ જવું એના કરતાં પોતે જ ભલાઈમાં પરિવર્તિત થઈ ભૂતકાલીન બુરાઈનો બમણી ભલાઈથી ખંગ વાળી દેવો, એ વધુ સારો માર્ગ નહિ? પણ કર્તાને વિધિની વિલક્ષણ લીલાનું અનુસરણ કરી કાળુ–રાજુના પરણેતરના આનંદજનક પ્રસંગોની સાથે જ આ દુઃખદ ઘટના ગોઠવવી હોય, પછી શું થાય?

પન્નાલાલે એવો વિધાતાનો પાઠ આ કથામાં કુશળતાથી ભજવ્યો છે. દિવાળી પછી દીકરા ખાતર રાજુને પોતાનાં લૂગડાં પહેરાવવા ઇચ્છતા કાળુને ત્યાં ભલીને પ્રતાપ જન્મતાં એનો આખો ખેલ બગડી ગયો. પણ વિધાતાનો ખેલ કેવો વિચિત્ર છે! જે પ્રતાપ કાળુને રાજુને મેળવવામાં આડો આવતો લાગ્યો હતો તે ખોવાઈ ગયો તેથી જ કાળની રાજુ સાથે 'ઘરબંધી' ઈ, અને એ થઈ તે ટાણે જ પ્રતાપનો પત્તો જાણવા મળી ગયો! રાજુને મેળવતાં કાળુને પ્રતાપ પણ પાછો મળવાનો! માનવીના મનોરથની બાજી ઊંધી વાળી, પોતાની મરજી મુજબ એને ગૂંચવી નાખી, તેમને કડવા ઘૂંટડા પાઈ પછી સરડક ગાંઠની સહેલાઈથી તે રમત માત્રમાં છોડી નાખતા વિધાતાની જ જાણે આ રમત! આમ હોવાથી, જેમ બાવો ને નાનો બધાં બા'નાં જ લાગે છે કાળુને, તેમ આપણનેય લાગે છે; એને તેથી જેમ કાળુને એમના પર રોષ ચડતો નથી તેમ આપણનેય ચડતો નથી. વિધાતાની અઘટિતઘટના પટીયસી લીલાનું અનુસરણ કરી, કર્તાએ પાછો, વિધાતાની ન–જેમ, પાત્રોને તેમનાં ભલાંબૂરાં કર્મનો રૂડોભૂંડો બદલો કવિન્યાયની અદાલતમાંથી વહેંચી આપ્યો છે.

કથામાં પ્રસંગોત્થ વાર્તારસ ઘણો છે. ડેગડિયાની વિદાય લેતી વેળા ઠાકોરના આગમને સુખદ રીતે પલટાવી નાખેલી કાળુની યોજના, જમાદારના ક્રૂર પંજામાંથી ઠાકોરના આગમને થયેલો કાળુનો ચમત્કારિક બચાવ, રાજુને લીધે ભલીનો કાળુના હાથે થઈ જાત તે ખૂનથી ઉગારો, મંગળાની પાદરીને સોંપણી, પ્રતાપનાં લગ્ન, પ્રતાપના ગુમ થવાનાં ખબર ને તેના પ્રત્યાઘાત, નાનાનું સતતું પારખું ને એનો કરુણ અન્ત, ભલીનો ક્રોધ ને એનું મોત, રાજુ–કાળુનું પરણેતર, નાનાનો આપઘાત, વગેરે પ્રસંગો નાટ્યોત્કટ છે, ભીષણ ને મંગલ ઉભય પ્રકારના છે, અને વાચકોનાં દિલને 'શું બનશે?'–ની ઉત્સુકતાથી ફફડતાં કરી મૂકે એવા છે. એનું નિરૂપણ કુશળ વાર્તાકારને શોભે એવું, જાણે આપણી નજર સમક્ષ તે તે પ્રસંગો તાદૃશ રીતે ભજવાતા લાગે તેવું નાટ્યાત્મક છે. પાત્રોમાં મુખ્ય પાત્રો કાળુ અને રાજુનું સાદ્યન્ત આખી કથામાં અને અસ્ત થતી રાજવટના છેલ્લા નમૂના જેવા શેરપુરના ઠાકોરનું કથાના પૂર્વાર્ધમાં તથા ખલપાત્ર નાનાનું કથાના ઉત્તરાર્ધમાં તેમનાં વૃત્તિવર્તન સાથે વિગતપૂર્ણ આલેખન થયું છે. પન્નાલાલની વિશિષ્ટતા એ મુખ્ય પાત્રોના આલેખનમાં છે તેટલી જ રતનો વણઝારો, તેની રસિક વણઝારણ, ગોરો પાદરી ને તેની મઢમ, રતુભા, જીવરામ ગોર, પુરાણી (જોશી), કનકો, મંગળો, આદિ કથાની રંગભૂમિ પર કામ કરતાં ગૌણ પાત્રોના તથા જુવાન ઠકરાણીના સૂચિત પાત્રના સજીવ નિરૂપણમાં પણ રહેલી છે, એ તરત દેખાશે. થોડે થોડે અંતરે રાજુ અને કાળુના અંતરની તડપન મંથન, ઇત્યાદિનું નિરૂપણ એમની અદ્‌ભુત પ્રણયકથાને ખીલવવાનું આગળ નોંધ્યાં છે તેવાં પ્રકરણોમાં કલાથી થતું રહે છે. હૃદયને આર્દ્ર કરે એવી લાગણીપૂર્વક પરિસ્થિતિઓ પણ વચમાં યથાસ્થાન બિછાવાયેલી છે. કાળુનું ધરતીમાને સંબોધન (પૃ. ૨૦), મંગળા ને કાળુની ભેટ (પૃ. ૨૧), ફાદરના મૃત્યુ પર કાળુ ને રાજુનું કલ્પાંત (પૃ. ૪૪–૪૫), મંગળાની પાદરીને થતી સોંપણી, રાજુને એને ઘેર મૂકી પાછા ફરતાં રાજુ–કાળુની મનઃસ્થિતિ, પ્રતાપ ગુમાતાં કાળુનો વિલાપ, ભલીનો વિલાપ ને મૃત્યુ, કાળુનું રાજુને પૃ. ૩૭૩–૭૫ પરનું સંબોધન, રાજુની રેવા સાથેની વાતચીત ને રેવાની તેણે લીધેલી વિદાય (પૃ ૩૯૯–૪૦૫),

નાનાનો પશ્ચાત્તાપ ને કાળુ જોડેનું મિલન—આ સર્વ એ પ્રકારની હૃદયસ્પર્શી પરિસ્થિતિઓ છે. પન્નાલાલ લાગણીઓને કેવા લડાવી જાણે છે તેનો મીઠો અનુભવ વાચકો તે તે ઠેકાણે કરવાના. પુત્ર ખોવાયા પછી અને પત્ની મર્યા પછીની કાળુની ક્લિન્ન-ખિન્ન શૂન્ય મનોદશાનું ચિત્રણ પણ એ પ્રકારનું છે.

નવલકથાકાર પન્નાલાલની બીજી વિશિષ્ટતાઓ પણ કથામાં હાજર છે. એમાંની એક ને માનવકથા ભેગો પ્રકૃતિની રમ્ય-ભવ્ય લીલાનો તેમણે કરેલો સુંદર વણાટ. કથાનું પહેલા પ્રકરણના આરંભના સવા પાનામાંનું ગામડાંના જ તેમના નિત્યપરિચિત લોકવ્યવહારમાંથી માલ્લાં, ભુવા અને રોગીનું રૂપક પ્રયોજી પન્નાલાલે કરેલું મેઘ-ગર્જના, પવન, વીજળી, વરસાદ, વગેરેનું તેમજ ધરતી પર તથા દુકાળની દાઢમાંથી બચેલ માનવીઓમાં તેણે પ્રગટાવેલ સંજીવન અને આનંદનું વર્ણન જુઓ. આ જાતનાં મનોહર અને પન્નાલાલ જ કરી શકે તેવાં વર્ણનો પ્રકરણો ૭, ૯, ૧૦, ૨૮ માં તેમજ પૃ ૧૮૦, ૨૧૬-૧૭, અને ૩૨૦-૨૧ પર મળે છે. પન્નાલાલની ચિત્રશક્તિ, વેગીલો વાણીપ્રવાહ, કલ્પનારસિકતા, અને પ્રચ્છન્ન કવિત્વનું ત્યાં આહ્લાદક દર્શન થાય છે. એમનામાં સૂતેલા કવિત્વનું પ્રગટ દર્શન પણ એ કરાવ્યા વિના રહેતા નથી. પોતાની કથાઓમાં ગ્રામીણ નરનારીઓનાં ઉલ્લાસનૃત્ય અને સમૂહગાણાં રજૂ કરવાનો અને એ બહાને ગીતરચનાની અજમાયશ કરવાનો મોકો પન્નાલાલ લે છે, તેમ તેમણે અહીં પણ લીધો છે. દશમા પ્રકરણના નવરાત્રના ગરબામાં માનો ગરબો આજના પન્નાલાલના ભક્તહૃદયમાંથી નિર્ઝરેલું જગદંબાનું સ્તોત્ર છે. રેલવાઈનું ગીત નવી નવાઈનો રેલવેને વીંટી વળતા એ ભોળિયા લોકસમાજના કુતૂહલનો કાવ્યલલકાર છે. ૧૬ મા પ્રકરણમાં ગોરા ને તેની મઢમ આગળ કર્તાએ આદિવાસીઓનું અને 'ગોઝારા છપના'નું ભરથરીનું ગીત ગવાય એવી ગોઠવણ કરી છે. 'ગોઝારા છપના' લોકરચિત કથાગીતની કક્ષાએ પહોંચવા મથે છે. ગીતોની રમઝટ તો કર્તાએ ૨૨ મા પ્રકરણમાં પ્રતાપના લગ્ન પ્રસંગે, અને કવિત્વદષ્ટિએ ધ્યાન ખેંચનારી તો ૩૪મા પ્રકરણમાં રાજુ-કાળુના લગ્ન પ્રસંગે મચે છે. 'જીવતરને ઓવારે એક થયાં' અને તે પછીનાંય બંને ગીત ખુશબોદાર છે. પન્નાલાલની ત્રીજી વિશિષ્ટતા છે એમના પાત્રોની વાણી. ગુજરાતની ઈશાની સરહદના ગ્રામ પ્રદેશની તળપદી બોલી, એના ચમકદાર શબ્દભંડોળ અને કહેણીછટા સાથે આગલી તેમ આ કથામાં પન્નાલાલે એવી તો આબેહૂબ ખડી કરી છે કે તેને કથાની પહેલી વિશિષ્ટતા કે એનું પહેલું આકર્ષણ ઘણા તો કહેશે. એમાંય પાત્રોના સ્વભાવસંસ્કારને તથા બોલતી વેળાના તેમના મનોભાવ ને મિજાજને અનુરૂપ વાણી પન્નાલાલ કેવી આસાનીથી તેમના મોંમાંથી કઢાવે છે! એમાંથી નમૂના નિર્દેશવા એ ખોટું; આખું પુસ્તક એનાથી ભરપૂર છે. નાનાની પૃ. ૩૦૨-૩૦૩ અને પૃ. ૩૪૯-૫૦ પરની ભાષા તેમજ શંકરને દહેરે નાનો દીવો ઉપાડે તે પહેલાં કનકાએ જાણે કોઈ દિવ્ય આવેશથી એ બોલતો હોય એવી ઉચ્ચારેલી ગુનેગાર નાનાના હૈયામાં ધાક પ્રસરાવતી વાણી તો વાંચનારના મગજમાં ઠીક વખત લગી ઘુમરાશે. ક્રોધ અને વિલાપ વેળા આ તેમ આગલી કથાનાં પાત્રોની વાણી કેવું બળ, માર્મિકતા અને શબ્દશક્તિ બતાવે છે એ દરેક વાંચનારનો અનુભવ હશે. આવી જીવન્ત બળકટ વાણીનાં બોલનારાં તેમના પોશાક, ખાનપાન, ઘરખોરડાં, ઉત્સવો, વહેમો, મરણ-પરણના રિવાજ, નિત્યચર્યા, જીવનપ્રશ્નો, મીઠાશ ને કલેશના પ્રસંગો, ઇત્યાદિ સાથે તેમના નિત્યના તેમ કથામાંના સંદર્ભમાં ચોપડીનાં બે પૂઠાં વચેનાં પૃષ્ઠોમાંથી કેવાં જીવન્ત વાસ્તવિકતા સાથે ઊભાં થાય છે! નવલકથાકાર પન્નાલાલની આ કથાની એ ચોથી વિશિષ્ટતા છે, માતબર વિશિષ્ટતા છે. આ બધી પન્નાલાલની વિશિષ્ટતાઓ હવે નવી નથી રહી, પણ હજુ એ અખખે પડી ગઈ નથી, ગમે છે.



'માનવીની ભવાઈ' છપ્પનિયા દુકાળ પહેલાંના ત્રણેક દાયકાથી છપ્પનિયા દુકાળ સુધીના સમયપટ પર રમતી કથા હતી. તેના અનુસંધાનમાં આગળ ચાલતી આ કથા બે દાયકાની મજલ ખેડી પહેલા વિશ્વયુદ્ધની પૂર્ણાહુતિ સુધી આવી પહોંચે છે. કાળુ પિતા થયો, એનો પ્રતાપ ત્રણ વર્ષનો થયો, દશનો થયો, એની સગાઈ થઈ, એ ડેગડિયે રહી ભણવા માંડ્યો, એનું લગ્ન થયું, એ ગુમ થઈ ગયો, તેના ગુમ થયાનેય પાંચ વરસ વીતી ગયાં—આમ કથા ઝડપથી આગળ વધી રહે છે અને કેટલો સમય વીતી ગયો એની તો એ વિશે સભાન બનીએ ત્યારે જ ખબર પડે છે. છપ્પનિયા પછીના આ બે દાયકાની અર્વાચીનતા કાળુના પ્રદેશમાં શી રીતે પહોંચી? છપ્પનિયાએ જેમને ધર્મપ્રચારની ઠીક સવડ કરી આપી એ ગોરા મિશનરીની મુલાકાતરૂપે, રેલવેની નવાઈની વાતરૂપે, અને મોટર તથા ચાના પ્રથમ દર્શન દ્વારા પલટાતા યુગનું વાર્તાકારે ઓળખાણ આપ્યું છે તે તો ઠાકોર અને શાહુકાર કાશીકાકાની ખાનદાની ને લોકો સાથેની સલુકાઈ તેમના દીકરાઓના શરૂ થયેલ અમલમાં અદૃશ્ય થઈ એમ જણાવીને. પણ નવી પેઢીના મંગળા અને પ્રતાપના ભણતરમાં આપણને વાર્તાકારે એની 'ગમ પાડી છે.' એની અસર કશીક વ્યકત સ્વરૂપે બતાવવાનું હવે પછીના ભાગમાં થશે.

શ્રી. પન્નાલાલને વાર્તા જમાવવાની એટલી બધી ફાવટ છે કે દરેક નાના નાના પ્રસંગને પૂરું નિરૂપણ આપી આખ્યાનકાર પ્રેમાનંદની માફક વાચકોને એકમાંથી બીજા રસમાં સહેલાઈથી લઈ જાય છે. લખાવટ એવી ખેંચી રાખે એવી હોય છે કે વાંચનારને ખબર પણ રહેતી નથી કે લેખકની વાર્તા જમાવવાની કુશળતાને જ કારણે કથામાં પથરાટ થઈ રહ્યો છે. આ કથામાં ગોરા પાદરીને લગતા પ્રસંગે એકથી વધુ પ્રકરણ લીધાં છે. એટલું દબાણ અનિવાર્ય ન હતું. પ્રતાપના લગ્નનો પ્રસંગ કર્તાએ એટલા જ વિસ્તારથી વર્ણવ્યો છે.

એ તો જીવરામ ગોરનું પોકળ, નાનાના ઈર્ષ્યાખોર પિતરાઈ વેડા, બેઉ પક્ષની જુવાનડીઓનાં મસ્તીભર્યાં ગીતોની રમઝટ, લગ્ન મામેરું જાન ઈ૦ વખતના નાનામોટા લોકાચાર—આ સર્વનું વાસ્તવચિત્ર આલેખાયું છે એ લાભ એથી થયો છે, તેથી એના લંબાણ સામે ફરિયાદ કરવાનું બહુ મન થતું નથી. નાના ને બે બાવાઓની વાતનેય બહુ લંબાવી છે. મંગળની મોટર અને ચાએ તો કંઈ જગ્યા લીધી છે! નાનાના મેલા પરાક્રમ પછી તેને કથામાં ઘણી જગ્યા આપવામાં આવી છે એવી છાપ પણ પડે છે. કથા 'જનસત્તા'માં કકડે કકડે લખાયાનું પરિણામ પણ આ હોય. કથાની બાબતમાં કંઈક કહેવાપણું જો આમ અત્ર દર્શાવાઈ ગયું તો એ પણ કહીએ કે નવી પેઢીના કાન્તિશેઠને જૂનાં ગુજરાતી નાટકોનાં વાણિયા-પાત્રોની જેમ બોબડું બોલાવ્યો છે તે કૃત્રિમ લાગે છે. પણ ખરું તો કહેવાનું આ કે કાળુને પેલો ક્રૂર પશુ જેવો જમાદાર ખરેખર ઝાડ સાથે જડી દેવા જાય એ, તથા ઠાકોર બરાબર અણીની પળે તે સ્થળે આવી પહોંચી એ ક્રૂરતા-કાંડ અટકાવી દે, એ પ્રસંગયોજના કથામાં અનિવાર્ય ન હોઈ થોડી નાટકી લાગે છે. કથાનું ભેંકારપણું એ વધારી આપે છે, પણ એના સિવાય પણ કથામાં એને ભેંકાર બનાવતાં તત્ત્વો ક્યાં ઓછાં છે!

વળી, કાળુના પાત્રને રાજુ દ્વારા, અને આપણને ઊઠતા સંદેહને બાજુ પર હડસેલી વાર્તાકાર કહે તે માની લેવા પોતાની વેગીલી વાર્તાશૈલીથી વાર્તાકારે, તૈયાર કર્યા છે એટલે શું થાય, નહિતર, પ્રતાપ પર કાળુને આટલો ઉમળકો આવે અને એના ગુમ થવાથી એને આટલું દારુણ દુઃખ થાય તે એનો જમાનો ને તે વેળાનું લોકમાનસ જોતાં બહુ સ્વાભાવિક ન લાગે. સંભવ છે કે આવી બાબતોને ઘણા વાચકો કચાશો ન પણ ગણે. કચાશ હોય તો યે કથાના ગુણરાશિમાં એ ઢંકાઈ જવાની, એ પણ ખરું.

પૃ. ૩૯૭ પરના રાજુના 'કેમ જાણ્યું કે દુઃખમાં ભાગ પડાવવા જતાં અષાડી આભલાં સરખાં સુખનાં



# અર્ધવાર્ષિક અનુક્રમણિકા

## ઊર્મિ નવરચના

**વર્ષ ૨૯ : અંક ૧ થી ૬ : એપ્રિલ '૫૮ થી સપ્ટેમ્બર '૫૮. સળંગ અંક ૩૩૭ થી ૩૪૨**

[લેખકના નામનો પહેલો અક્ષર કક્કાવારી પ્રમાણે છે. પહેલો આંકડો અંક નંબર અને બીજો પાનું દર્શાવે છે]



---

જ નર્યાં વાદળાં નઈ ઊમટી રે', મંગળ!' એ શબ્દોએ સાચા પડવું હજી બાકી રહ્યું છે. વળી પુરાણીએ મોઘમ રીતે ભાખેલું પ્રતાપનું ઊજળું ભવિષ્ય, મોટા બાવાની એને બાર વર્ષ સાથે રાખી સિદ્ધ બનાવવાની ઇચ્છાનું સૂચન, તથા કથાન્તે નાનાએ 'હરદ્વાર' અને 'શાન્તિ આશ્રમ'ની કાળુને આપેલ ભાળ—આ બધું પણ કથાને ત્રીજા ભાગમાં લઈ જવાના કર્તાના ઇરાદાની જાણ આપણને કરે છે જ, અને આપણું ઔત્સુક્ય જગાડે છે. કાળુ–રાજુના દાંપત્યનો પ્રકાર એમનો સ્વાભાવિક આત્મિકવિકાસ અને નવા સંસ્કાર પામેલા મંગળ તથા પ્રતાપનો પુરુષાર્થ, આ બધું કથાને નવા જમાનાને બારણે લાવી મૂકી કર્તા કેવુંક આલેખશે તેની તથા પ્રતાપના બીજપ્રદ પિતા—'શેઠ'ના મોઘમ ઇશારાના સ્ફોટની જિજ્ઞાસા જગાડી કથા પૂરી થાય છે. આથી, શ્રી પન્નાલાલને 'માનવીની ભવાઈ' એ એમની મહાકથાના આ બીજા ભાગ માટે નિઃસંકોચ ધન્યવાદ આપતાં આપતાં ઇચ્છીશું કે જેમનાં કૃપા–પ્રેરણાની સુંદરમે આ કથાના સુંદર પ્રવેશકમાં વાત કરી છે તે કરુણામયી શક્તિ તેમનો કૃપાકણ પામેલ શ્રી પન્નાલાલ પાસે આ કથાનું તેણે અન્તે જગાડેલી અપેક્ષાને યોગ્ય હૃદયસંતર્પક સમાપન સાધતી અનુસંધાન–કથા સવેળા લખાવો!

☆






ઊર્મિ

# અમર પ્રેમી





ડાહ્યાભાઈ પટેલ

પૂંઠું · દીપક પ્રિન્ટરી · અમદાવાદ

